અણ્અભ્યાસ છે એટલે બીજાથી લોકો સંતોષ કરી બેઠા છે અને સંતોષ મનાવનારા પણ પ્રમાણપત્ર આપી દે છે કે અહો! તમે ધર્મી છો, સંવર, પ્રતિક્રમણ, ઉપવાસ, સામાયિક કરો છો એટલે પાંચમું ગુણસ્થાન વર્તે છે. પણ જ્ઞાની તે ખોટાને નહિ સ્વીકારે. કોઈ પૈસાવાળાનો પુત્ર હોય, ભણવાનું ગોઠતું ન હોય છતાં તેને પોતાના કુળની આબરૂ ખાતર ભણવું પડે છે. કશું આવડતું હોય નહિ પણ શિક્ષકો લાંચિયા-લોભી મળ્યા હોય એટલે તેને લોભમાં નાંખીને પોતે ઉપલા ક્લાસના પ્રમાણપત્ર મેળવે. શિક્ષકો લોભને વશ થઈ પ્રમાણપત્ર આપ્યે જાય. વળી પરીક્ષક પણ એવા હોય. પણ જ્યારે કોઈ વખત સાચો ન્યાયી પરીક્ષક મળે ત્યારે તે તેની લાલચને ઠોકરે મારીને ચોખ્ખું સંભળાવી દે છે કે તું જે ભણ્યો છે તે બધું ખોટું છે, એકડાને પણ લાયક નથી. એમ બધાયે સમજી લેવું. મોક્ષમાર્ગે ચાલનારાના ટોળા ન હોય, કોઈ વિરલાજ હોય. છતાં બધા જીવોમાં યોગ્યતા, પાત્રતા, પૂરેપૂરી છે પણ પોતાના સામર્થ્યનો નકાર કરીને સાચું સમજવા ન માંગે, રુચિ અને પરિચય ન કરે તો પોતે રખડવાને સ્વતંત્ર છે. ન સમજાય તેથી નિરાશ ન થવું પણ સત્ય સમજવાની સુરુચિ કરવી, અભ્યાસ પાડવો, પાત્રતા મેળવવી. સાચી મુમુક્ષા ( મોક્ષની ઇચ્છા ) થયે સદ્ગુરુ સમાગમ મળે જ.

તા. ૨૦-૯-૩૯

પ્રથમ ગાથામાં એમ કહેવાયું કે સંસારના બંધન રહિત આવું શુદ્ધ આત્મપદ જેણે સમજાવ્યું, અણસમજણ રૂપ મિથ્યાત્વ જેનાથી અનંત દુઃખ પામત એ દુઃખનું મૂળ જેણે છેદી નાંખ્યું એવા સદ્ગુરુદેવને નમસ્કાર કરીને પછી આ બીજી ગાથામાં કહ્યું કે વર્તમાનમાં મોક્ષમાર્ગનો બહુ લોપ છે. મોક્ષ તો નથી, પણ સાચી શ્રદ્ધા અને અવિરુદ્ધ ન્યાયની સમજણે સમજવું પણ બહુ દુર્લભ દેખાય છે. તે શા કારણે મોંઘું, દુર્લભ દેખાય છે તે કહેશે-લોકો જે માની રહ્યા છે તેનાથી જુદો અપૂર્વ આત્મજ્ઞાનનો માર્ગ છે. વર્તમાનકાળમાં લોકો આત્મધર્મને અન્યથા માને છે એવી ઊંધી માન્યતા ઘણાની છે તેના કારણો હવે કહે છે:—

કોઈ ક્રિયા-જડ થઈ રહ્યા, શુષ્ક જ્ઞાનમાં કોઈ;
માને મારગ મોક્ષનો, કરુણા ઉપજે જોઈ. ૩.

ત્રીજી ગાથામાં કહે છે કે મોક્ષનો માર્ગ કેમ લોપ થઈ ગયેલો દેખાય છે? કારણ એ છે કે લોકોએ મન, વચન, કાયાની ક્રિયામાં ધર્મ માન્યો છે, એનાથી મોક્ષમાર્ગ માને છે. પણ આત્મા જ્ઞાનસ્વરૂપ અરૂપી છે અને આ દેહાદિ ક્રિયા જડ છે; આત્મા પરથી જુદો છે. અને રુચિ વિના, ભાન વિના અનંતકાળથી આત્મધર્મના નામે બીજું કર્યું છે, અનંતવાર યમ, નિયમ, સંયમ, જપ, તપ, ધ્યાન પુષ્કળ કર્યાં છે. શુભ પરિણામ પણ આત્માનો ધર્મ નથી, શુભ પરિણામ તો રાગ છે; આત્મા અરાગી છે. વિજાતીય કારણથી સજાતીય કાર્ય થાય? ન જ થાય. જે ભાવે બંધ થાય તે કારણે છૂટકારો ન થાય. જે કારણ બંધનું હોય તે કારણે પવિત્રતા-મુક્તદશા કેમ થાય?

અમુક લોકો—બહિર્દૃષ્ટિ જીવો કહે છે કે 'ભગવાને ક્રિયા બતાવી તેનો આ અધ્યાત્મની વાતો કરનારા ઉચ્છેદ કરે છે તેથી આત્મસિદ્ધિશાસ્ત્રને માનવું તે અંધ શ્રદ્ધા છે. શું એકલો આત્મા-આત્મા કર્યે ધર્મ થઈ જશે? માટે આપણે ક્રિયા કરવી'. હવે વિચારવાન-વિવેકી હોય તે તુલના કરે કે આત્માનો ગુણ અરૂપી જ્ઞાન-ચૈતન્ય છે; તે જ્ઞાતા-જ્ઞાયક જ છે. જ્ઞાનપણે જાણવું એ જ એની (આત્માની) ક્રિયા છે. જ્ઞાન સિવાય કાંઈ પણ કર્યું થતું હોય તો કોઈ બતાવો.

અમે કહીએ છીએ કે જ્ઞાનમાં જ નિશ્ચય-વ્યવહાર છે; જડમાં નહિ. અનંતવાર નવ ગ્રૈવેયક સ્વર્ગમાં આત્મભાન વિના જનાર, ભવ્ય જીવો અને અભવ્ય જીવો છે. ઘણાં તપ, ઘણાં વ્રત, શુક્લ લેશ્યા, ઊજળા પરિણામ વડે આત્માના અભાનમાં જે પુણ્ય બંધાય તેના ફળરૂપે અહમિન્દ્ર દેવ અનંતવાર થાય અને અસંખ્ય અબજ વર્ષનું આયુષ્ય પણ ભોગવે છતાં અજ્ઞાનભાવે પુણ્ય પરિણામ કરીને મોટા પુણ્યવાળો દેવ થયો તેથી શો લાભ? ત્યાં હીરા, માણેક, દેવીઓ દેખીને આસક્તિ પામી ત્યાંનું આયુષ્ય પૂર્ણ કરી એકેન્દ્રિયમાં, ઢોરમાં રખડી પડશે; કારણ કે આત્માને જાણ્યો નથી.

કોઈ કહે દયાથી, પુણ્યથી ધર્મ થાય, પણ એવી દયા અનંતવાર પાળી છે. રાગ આત્માનો ગુણ નથી એ વાત હજી બેઠી નથી. શાસ્ત્રમાં ઘણે સ્થળે કહ્યું છે કે:-એકેક જીવ આત્મભાન વિના આત્માના નામે જ કરણી કરીને અનંતવાર નવ ગ્રૈવેયક ગયો છે.

લોકો જેને પુણ્ય, દયા માને છે તે પણ એની ઊંધી દૃષ્ટિ છે. જ્ઞાની તેના પુણ્ય પરિણામ, શુભભાવની પણ ના પાડે છે; કારણ કે તે અંતરંગ ઊંડાણમાં પોતાના રાગને, માનાદિ કષાયને પોષણ આપે છે. અનંતકાળથી જે વસ્તુની ઓળખાણ નથી થઈ તેનું શું કારણ? તેનો વિચાર યથાર્થપણે કર્યો નથી. તત્ત્વનું મનન પણ નહિ તેનું શું થાય? ઘણા લોકો શુભ પરિણામને સંવર, નિર્જરા માને છે, ત્યારે એનો આત્મા કોઈ બીજી જાતનો હશે? જ્ઞાની પુરુષોએ તો શુભ, અશુભ બન્ને ભાવ રહિત શુદ્ધ ભાવની સ્થિરતાને સંવર, નિર્જરા કહ્યાં છે. એ આત્માની સાચી શ્રદ્ધા વિના, અંતરંગ વેદન વિના અંધ શ્રદ્ધાથી લોકો દેહની ક્રિયાને ચારિત્ર ધર્મ માની બેઠા છે. શ્રીમદ્દ તેમને ક્રિયાજડ કહ્યા છે. હેયઉપાદેયબુદ્ધિરૂપ વિવેક વિના પોતાને મોક્ષમાર્ગી માને તેને કોણ પરાણે સમજાવી શકે? જે ભાવે અનંતવાર બાહ્ય ક્રિયા કરી શુભ પરિણામ કર્યાં, છતાં અકષાયી આત્માનો નિજ ગુણ સંવર, નિર્જરા–વીતરાગ દશા તો તે ભાવે ન આવ્યાં. ઘણા લોકો માને છે તેનાથી બીજું કાંઈ અલૌકિક ધર્મવસ્તુ છે તેને સમજવાનો પ્રયત્ન મધ્યસ્થપણે કરતા નથી અને આંધળી અર્પણતાથી, ઓઘ સંજ્ઞાએ ઊંધાને સત્ય માની લેવું તે દૃષ્ટિનો વિપર્યાસ છે.

તત્ત્વકર્તા એટલે હું ચૈતન્ય સ્વરૂપનો કર્તા છું એક જ્ઞાન માત્રનો કર્તા–ભોક્તા છું. પરદ્રવ્ય, પરભાવ, પુન્ય, પાપ, રાગ, દ્વેષનો અકર્તા-અભોક્તા છું તે ભૂલીને મન વાણી દેહાદિની ક્રિયા હું કરું છું, એના આધારે ધર્મ થશે એમ માનનારા બાલચાલ એટલે બાળ ક્રીડા કરનારા અજ્ઞાની છે.

મન, વાણી, દેહાદિ પરમાણુ માત્ર જડની ક્રિયા તે અરૂપી જ્ઞાતા, ચૈતન્ય કરી શકે નહિ; આત્મા ત્રણે કાળે જ્ઞાન કરે, અન્ય કંઈ પણ ન કરે.

સર્વજ્ઞ વીતરાગ ભગવાનને બેહદ જ્ઞાન, અનંત વીર્ય પ્રગટે છતાં એક પરમાણુ અથવા હાથ પણ તે હલાવી ન શકે. અજ્ઞાની પણ જડની કોઈ ક્રિયા કરી શકે નહિ. ભગવતી સૂત્રમાં સ્પષ્ટ છે કે: હાથ હલાવવો એ ચૈતન્ય કરી શકે નહી. ત્યારે આત્મજ્ઞાનથી અજાણ—અજ્ઞાની કહે 'અમે કરીએ છીએ અને જે જ્ઞાન, દર્શન, વીતરાગતા આત્માના ગુણ છે તે અમે ન કરીએ.' જે થઈ શકે છે તે કરવાની ના પાડે છે એટલે પોતાનો નકાર કરે છે.

લોકોને બહારથી પરનું માહાત્મ્ય લાગે છે. જડની ક્રિયા જે ચૈતન્ય ને હાથ નથી તે અજ્ઞાન, અભિમાન કરવાની હા પાડે છે; અને કહે છે કે કંઈ કરીએ તો પામીએ. તેના ટેકામાં ज्ञानक्रियाभ्याम् मोक्षः એ વાક્ય ટાંકી બોલે છે કે બસ અમે જ્ઞાન-ક્રિયા સાથે કરીએ છીએ; પણ ચૈતન્યની શું ક્રિયા છે તેની કાંઈ ખબર નહિ અને આગ્રહ રાખે એ એની જડતા છે.

અનંત ભવમાં રખડવાનું મૂળ કારણ વિપરીત માન્યતા છે. જડક્રિયામાં મોક્ષ માર્ગ માને છે તેને ક્રિયાજડ કહ્યા.

બીજો વર્ગ શુષ્કજ્ઞાનીનો છે. સ્વચ્છંદે વિવેક વિના શાસ્ત્રના શબ્દો ધારી રાખે કે આત્મા સિદ્ધ જેવો છે, અકર્તા, અભોક્તા છે પણ એના વિચાર કરે નહીં અને ખાલી પંડિતાઈની વાતો કરી જ્ઞાનીપણું પોતાને છે એમ માને. વળી અંતરંગ વૈરાગ્ય, ઉપશમ નહિ, ક્રોધ, માન, માયા, લોભ, મોહભાવ ટાળવાનો પુરુષાર્થ નહિ, અશુભ પરિણામનો ત્યાગ નહિ, માન, અપમાન, રાગ, દ્વેષની ઓછાશ નહિ અને આત્મા વીતરાગ છે એમ કહેવું એ શું યોગ્ય છે? તેવા જીવો વિષયભોગમાં લોલુપતા અને તૃષ્ણાપૂર્વક વર્તે છે, તેને આત્મા-ચૈતન્ય પ્રભુની જાગ્રતિનો પ્રેમ નથી-આદર નથી. જ્યાં જરા અપમાન થાય, નિંદા થાય કે પ્રતિકૂલતા આવે ત્યાં જે સમભાવ રાખે નહિ તેણે આત્માને જાણ્યો નથી.

અહીં બે પડખાં લીધાં છે (૧) ક્રિયાજડ (૨) શુષ્કજ્ઞાની. હવે શુષ્કજ્ઞાનીનું સ્વરૂપ કહેવાય છે. શુષ્કજ્ઞાની માત્ર વાતો કરે, શાસ્ત્રો

ભણે પણ તેથી આત્માને શું ? આત્મા એક અપેક્ષાએ શુદ્ધ છે તેને બદલે એકાન્ત નિશ્ચયને પકડે કે આત્માને કાંઈ છે નહિ અને બોલે કે શાસ્ત્રમાં કહ્યું છે કે આત્મા સિદ્ધ જેવો છે. તે જ્ઞાનીના વચનને અને પોતાના અકષાયી આત્માને અન્યાય કરી રહ્યો છે તેની તેને ખબર નથી. ઉદય-ઉદય કર્યા કરે. પ્રારબ્ધમાં હશે તે થશે પણ આત્માનું શું થાય છે તેની સંભાળ તો કરતો નથી. રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ, અશુભ પરિણામમાં ટકયો છે અને માને કે અમારો મોક્ષ થઈ જાશે. વળી જરાય અપમાન થાય તો કાળજુ કંપી ઊઠે છે; પણ ભાઈ ! તું કહેતો હતો કે આત્મા સિદ્ધ જેવો છે, રાગ, દ્વેષ વિનાનો છે. કંઈ પ્રતિકૂળતા થાય તો દ્વેષ, અણગમો અને સગવડતા મળે તો રાગ; કોઈ ખુશામત કરે, વખાણ કરે તો રાજી અને નિંદા કરે તો દ્વેષી; એમાં આત્મા મન, વાણી અને દેહથી જુદો એ શુદ્ધ ભાવ કયાં આવ્યો ? માટે શુષ્કજ્ઞાની પણ ભવસાગરમાં બૂડશે. જ્ઞાનીના અંતરમાં કેટલો વૈરાગ્ય હોય, નિર્મળતા હોય, ભોગ પ્રત્યે અનાસક્તિ હોય, નમ્રતા અને વિવેક હોય ! અજ્ઞાની, મોહી જીવ અનાચાર સેવે અને કહે કે મારો પુરુષાર્થ નબળો છે, તે ચારિત્રમોહનો દોષ છે અને ઉદયના બહાના બતાવે કે શાસ્ત્રમાં આમ લખ્યું છે કે ચક્રવર્તી રાજાને ૯૬૦૦૦ સ્ત્રીઓ હતી છતાં જ્ઞાની હતા, અનાસક્ત હતા; એમ હું પણ અનાસક્તિથી પુણ્યના ઉદયને ભોગવું છું, એમ પારકા બહાના બતાવી નિર્મોહની ઓથે જ્ઞાની છું એમ માની લે તે પણ અનંત જ્ઞાનીની અશાતના છે. ધર્માત્માને અલ્પ અસ્થિરતા થઈ જાય, રાગ, દ્વેષ થઈ જાય તો પોતાનો વૈરાગ્ય વધારે અને આત્મનિંદા કરે, પણ તેનો આગ્રહ, પકડ ન હોય. તે નિર્માની, વિવેકી, સંતોષી હોય છે; પણ કોઈ સ્વચ્છંદ કરે, નીતિ તજીને શાસ્ત્ર ભણે અને તેનું અભિમાન કરે તો તે શું પામશે ? કોઈ શરીરથી શાસ્ત્રનો ભાર ઉપાડે, તો કોઈ કંઠથી, વળી કોઈ મન વડે ધારણા કરે, પણ તેના માન, રાગાદિ કષાય ઓસરે નહિ તો તેને મુમુક્ષુપણું સંભવતું નથી. તેને સંસારની મમતા, પુન્ય આદિનો મહિમા છે, આગ્રહ બુદ્ધિ છે. વિષય, કષાયાદિ છોડયા વિના આત્મા ઉપર પ્રેમ આવે નહિ. પ્રથમ ક્રોધ, માન, માયા, લોભ અને મમતા-સંસારનો પ્રેમ-ઘટાડવો જોઇએ. અંતરથી આસક્તિનો ભાવ

ઘટાડયાં વિના, મમતા ટાળ્યા વિના આત્મજ્ઞાનની પાત્રતા માનવી તે બધું પત્થરની નાવ જેવું છે. ઉન્માર્ગને સન્માર્ગ માનનારા ઘણા છે. તે લોકોનું વર્તન જોઈને જ્ઞાની ધર્માત્માને તેની દયા આવે છે; તિરસ્કાર ન હોય. બેઉ પ્રકારનો અજ્ઞાની વર્ગ જોઈને જ્ઞાનીને દયા આવે છે.

ભલે કોઇ શ્રીમંત–પૈસાવાળા હોય છતાં તેમને ઉન્માર્ગે વર્તતા જોઈને જ્ઞાની તો એમ કહે કે તે ભવિષ્યના રાંકા ભિખારી છે. વર્તમાનમાં તે ભિખારી અંતરંગમાં સાત ભય, આઠ મદથી ભરેલા છે તેથી ભવિષ્યમાં અનાથ અવસ્થામાં, દીન દેખાવાના છે. જગતના બધા જીવો ધર્મ પામી જાય એવી મૈત્રી ભાવના જ્ઞાની ભાવે છે; એમ જગતના બધા જીવોની કરુણા ચિંતવે છે, શત્રુ-મિત્ર પ્રત્યે સમભાવ છે.

શ્રીમહાવીર પ્રભુ ૧૨ાા વર્ષ છદ્મસ્થ અવસ્થામાં વિચરતા હતા; એ વખતે એવા પ્રાણી મળ્યા કે છરા, ખીલા મારીને માંસની પીંડી કાપી છે, ગાળો દીધી છે, ઉપસર્ગ દીધા છે છતાં તેમને ક્ષમા, બસ ક્ષમા; સામા જીવની અનુકંપા આવે છે કે અરેરે આનું શું થશે? ક્યાં જઈને ઉભો રહેશે? કોઈ વિપરીત આચરણ કરતો હોય તે જ્ઞાની દેખે છતાં જ્ઞાની ધીરજ રાખે; પ્રસંગ આવે ત્યારે ઉપદેશ આપે. સામો માણસ શાંતિથી સાંભળવા આવે ત્યારે જ તેનું હિત હોય તે તેને કહે. પણ જેમ, તેલના કડાયામાં તેલ ઉકળતું હોય તેમાં ડાહ્યા માણસો પાણી ન નાખે; પાણીનો સ્વભાવ શીતળ છે છતાં તેલમાં ભડકો થાય તેમ જ્ઞાની સુખ શાંતિના દાતા છે છતાં તે દુર્બુદ્ધિના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવનો વિવેક કરે, તેની મોહ દશા જોઈ તેની યોગ્યતા અનુસાર તેને ઉપદેશ આપે.

ભગવાન ત્રણ જ્ઞાનના ધણી હતા. જન્મ સમયે તથા દીક્ષા પ્રસંગે પણ ઇન્દ્રો મહોત્સવ કરવા આવે છે. છતાં તેમના પ્રત્યે રાગ નથી અને ઘોર ઉપસર્ગ કરનાર પ્રત્યે દ્વેષ નથી.

પ્રશ્નઃ—જ્ઞાની પાપી જીવોને ઠપકો ન આપે?

ઉત્તર.—જે અજ્ઞાની જીવ ભૂંડા ભાવથી પોતાના આત્માની હિંસા કરી રહ્યો છે તેને જ્ઞાની રોકી શકે નહિ; કારણ કે તે બધો પણો સ્વતંત્ર છે

પાંડવો ધ્યાનમાં હતા, ત્યારે તેમને ધગધગતા લોઢાના મુગટ, ઘરેણાં પહેરાવ્યાં અને જીવ, કાયા જુદા થઈ ગયા હતા ઉપસર્ગ કરનાર પ્રત્યે અલ્પ પણ દ્વેષ કર્યો નથી, અપૂર્વ સમાધિ પ્રાપ્ત કરીને મોક્ષે ગયા છે જ્ઞાનીની પવિત્ર જ્ઞાનદશા બાહ્યદૃષ્ટિ જીવોને કળવામાં ન આવે એટલે જ્ઞાની કહે છે કે જગતના જીવો આત્માની સંભાળ નહિ કરતા રાગ દ્વેષ, કલ્પનાની સંભાળ કરે છે, અને તેઓ આત્માની રુચિ નહિ કરતા આત્માના નામે બીજું કરી રહ્યા છે એમ દેખીને શ્રીમદ્ કહે છે કે "મરણ ઉપર જોઉં" એટલે કહે છે કે ઘોડા દીવા ઉપર પતંગીઆ ધસી આવે તેમ જગતના જીવો ઉન્માર્ગે ધમી રહ્યા છે તેની દયા આવે છે

શ્રીમદ્‌નો એક પત્ર છે કે 'આત્માની અવગણના કરનાર નિંદકોને એની ભૂલનો ઓરતો કરવાનું ટાણું આવવા દેજો', એ વાત આજે પ્રત્યક્ષ દેખાય છે આજે તે નિંદકો તેમની ભક્તિ કરે છે નિર્મળ સનાતન ન્યાયમાર્ગ જ્ઞાનીના હૃદયમાં છે

કઈ રીતે ક્રિયાજડ ગણાય અને કઈ રીતે શુષ્કજ્ઞાની કહેવાય? કઈ રીતે ખોટી માન્યતા અને ક્યા વિધિએ સાચી માન્યતા તે હવે જણાવશે.

> બાહ્ય ક્રિયામાં રાચતા, અંતર્ભેદ ન કાંઈ;
> જ્ઞાનમાર્ગ નિષેધતા, તેહ ક્રિયા જડ આંહિ. ૪

બાહ્ય ક્રિયા માનમાં જ રાચી રહ્યા છે લૂગડાં, વેશ, વાડા, બાહ્ય દૃષ્ટિથી, બહિરંગ ક્રિયા, મનના વિકલ્પ આદિમાં ઠીક અઠીક માને છે કોઈ પોતાની માન્યતા મુજબ વ્યવહારથી ક્રિયા કરતો હોય તો ઠીક, નહિંતર અઠીક એમ બાહ્ય ક્રિયા જે ઉદય મુજબ થાય છે તેની ઉપર રાગ, મમતા કરે છે દેહાદિ યોગની ક્રિયાને આત્માની ક્રિયા માને

છે અથવા એનાથી મને સુખ થશે; પુણ્ય કરશું તો સુખ પામશું અથવા પરંપરાએ મોક્ષ થશે એમ માને છે; તે બધા ક્રિયાજડ છે; કારણ કે હું ત્રિકાળ નિર્મળ, પવિત્ર અબંધ છું, સિદ્ધ સમાન છું એવી શ્રદ્ધા વિના જ્ઞાતાપણું ભૂલીને મિથ્યાત્વ મોહ કરે છે. દેહયોગની ક્રિયા જે થઈ જાય છે તેને હું કરું છું એમ માને છે. કંઈ વ્રત, તપ, રોટલા ન ખાવા તે ઉપવાસ, સ્રીસંગ ન કરવો તે બ્રહ્મચર્ય, સ્થૂલ રાગ ન કરવો તે ધર્મ, જીવ ન મરે તે દયા–આમ બાહ્ય ક્રિયામાં રાચી રહ્યા છે–તેવાઓને આત્મજ્ઞાન તો નથી જ.

કંઈ અંતર્ભેદ (ભેદજ્ઞાન) સાચી દ્રષ્ટિ સહિત શુભ પરિણામ કરતો હોય તો તો શુભ પરિણામ પણ છે. પણ આત્માના ભાન વિના, સાચી શ્રદ્ધા વિના અંતરમાં માન, સગવડતા, પુણ્યની ભાવના સેવતો હોય તો તે આત્માનો ઘાત કરનાર મોહ કર્મ–મિથ્યાત્વ કર્મના–અનંત પાપ બાંધે છે. બાહ્ય ચારિત્ર અર્થાત્ વચન, દેહાદિ યોગની ક્રિયા ઘણી હોય અથવા થોડી હોય એ ઉપરથી જ્ઞાનીની પરીક્ષા ન થાય.

દ્રવ્ય ચારિત્રવાળો પોતાને ભલે મહાન્ માને પણ અંતરંગ સમાધિ–શાંતિનું વેદન નથી તેથી બાહ્ય દ્રષ્ટિથી પાંચ મહાવ્રત, સમિતિ, ગુપ્તિ, તપ, શીલ વગેરે પુણ્ય પરિણામ, શુભજોગ (યોગ) કરતો હોય છે તે (ઉદય કર્મની) ક્રિયાને આત્મધર્મ માનતો હોય છે. તે ધર્મને નામે ઉત્કૃષ્ટ પુણ્ય પરિણામની રુચિ વધારતો, જે ક્રિયા મન, વચન, કાયાના યોગની થાય છે તેને પોતાની માને છે, મોહ કર્મના મંદ ઉદયથી શુભ પરિણામ થાય છે તેને ઉપાદેય (આદરણીય) માને છે; એમ કર્મભાવને જ ધર્મભાવ માને છે. શુભ જોગને સંવર માને છે. શુભ જોગરૂપ, સામાયિક, પ્રત્યાખ્યાન, પ્રાયશ્ચિત, વ્રત આદિ કર્મભાવથી થતા જે શુભ પરિણામ તે ઉદયભાવને ચારિત્રમાં ખતવે છે. વળી દેહાદિ જડની ક્રિયા સ્વતંત્ર જડના આધારે થાય છે તેનો તે સ્વામી થાય છે. જોગની ક્રિયા હું કરી શકું છું એમ ઉદયમાન દેહાદિ ક્રિયા જે પરથી થાય છે તેને સાધન માને છે. ચેતનનું સાધન જડની અવસ્થામાં માને છે એ જ મોટું અજ્ઞાન છે.

લોકોને તત્ત્વનો વિચાર કરવાની ધીરજ નથી. આ દેહમાં રહેલ અરૂપી ચૈતન્ય આત્માની જ્ઞાનક્રિયા એટલે જાણવા રૂપ ક્રિયા અને તે સાથે એક ક્ષેત્રે રહેલાં આઠ કર્મ, નોકર્મ, મન, વાણી, દેહાદિની ક્રિયા એક સાથે જ્ઞાનમાં જણાય છે. તેને મોહી જીવ પોતાની ક્રિયા, પોતાના સ્વભાવ માનીને ભ્રમ (ભૂલ) કરે છે. આ ભૂલ તે અજ્ઞાન છે–સંસાર છે. આ ભૂલ તે મારો સ્વભાવ નથી અર્થાત્ આ શુભાશુભ ઉદય કર્મની ક્રિયાથી, કલુષતાઈથી તદ્દન ભિન્ન મારો સ્વભાવ છે એમ નિર્ણય કરી અને શાંત, પવિત્ર અકષાયી નિત્ય સળંગ સ્વભાવ મારો છે એમ અંતરંગમાં–જ્ઞાનમાં નિર્ણય કરી સ્વ અને પરનો વિવેક ધર્માત્મા–જ્ઞાની સદાય કરે છે; અજ્ઞાની મોહી જીવોને આ વિવેકની ગંધ પણ નથી. જ્ઞાનીને પોતાના પવિત્ર શાંત સ્વભાવનું લક્ષ સદાય હોય જ, તે કદાપિ ગૃહસ્થવેષમાં હોય તો પણ તેને યથાર્થ વિવેક અને અખંડ સ્વભાવનું લક્ષ અને પ્રતીત હોય જ. વળી નગ્ન નિર્ગ્રંથ મુનિ હોય, તે છઠ્ઠે, સાતમે ગુણસ્થાનકે વર્તતા હોય, સ્વરૂપ–સ્થિરતા પણ હોય છતાં તેમને બાહ્ય ઉદયની ક્રિયાનો જોગ ઘણો ન દેખાય તો પણ ૨૮ મૂળ ગુણનો આશય આવી જતો હોય છે. વળી કોઈ મુનિને બાહ્ય ક્રિયાનો, શુભયોગનો ઉદય વધારે દેખાય તેને જ્ઞાની જાણે છે કે એનાથી મને ગુણ નથી. એ ઉદયની ક્રિયાથી ધર્મ નથી. તે ઉદય કર્મનું સ્વામિત્વ જ્ઞાનીને નથી તેથી જ્ઞાનીને બાહ્ય ઉદયની ક્રિયામાં રાચવાપણું નથી. કદી બાહ્ય અસ્થિરતાનો યોગ બની જાય તેનો જ્ઞાતા–સાક્ષી રહે છે તેમાં ભળતો નથી તેથી તે ઉદય કર્મની નિર્જરા થાય છે. જ્ઞાની જ્યાં સુધી જ્ઞાનમાં લીનતા રૂપ ચારિત્રમાં સ્થિર નથી ત્યાંસુધી શુભ પરિણામ થયા વિના રહેતા નથી. જ્ઞાની પોતે ઉત્કૃષ્ટ પુરુષાર્થ વધારે છે તેમાં શુભ વિકલ્પો થઈ જાય છે તે મનના સંબંધનો રાગભાગ છે તેના નિમિત્તે ઉત્કૃષ્ટ પુણ્ય સહેજે બંધાઈ જાય છે છતાં તે પુણ્ય પરિણામનો તથા પુણ્યના ફળનો જ્ઞાનીને આદર નથી. જે ક્રિયા, ઇચ્છા (શુભ વિકલ્પ) થઈ જાય છે તે કર્મ ભાવને જ્ઞાની જાણે છે કે ઇચ્છા મારો સ્વભાવ નથી. 'જે મારા સ્વભાવની જાત નથી તેનાથી મને ગુણ નથી' એમ ભેદજ્ઞાનની વિચિત્રતા છે (મહિમા છે).

જેને શુદ્ધ તથા અશુદ્ધ શું છે? ત્યાગ કરવા યોગ્ય શું છે?

અને ગ્રહણ કરવા યોગ્ય શું છે તેની ખબર નથી તે મોહી જીવ પોતાના આત્માનો નકાર કરે છે. જ્ઞાતા જ્ઞાન માત્ર છે એ આત્મધર્મનો તે વિરોધ કરશે.

"જ્ઞાનમાર્ગ નિષેધતા" જ્ઞાનમાર્ગ જે નિશ્ચય મોક્ષમાર્ગ છે તેની નિંદા કરશે અને કહેશે કે આત્મા, આત્મા શું કરો છો? એકલો આત્મા કહેવાથી કાંઈ મોક્ષ થશે? માટે આપણે ક્રિયા જ કરવી જોઈએ. એ જ્ઞાનની માથાકૂટ ન જોઈએ એમ ક્રિયાજડના ઉપદેશમાં, [અંતરંગ જ્ઞાન સ્વરૂપ મોક્ષમાર્ગનો વિરોધ] પ્રગટ દેખાશે—અર્થાત્ સાચા ન્યાય માર્ગનો વિરોધ દેખાશે. સાચી સમજણમાં એટલે વીતરાગ માર્ગમાં તે વિરોધ કરનાર છે, આત્મા શું કરી શકે અને શું ન કરી શકે તેનું તેને ભાન નથી. તે કહે છે કે કંઈ કરશું તો પામશું, "કરણી પાર ઉતરણી"; માટે આપણે શુભ કરણી કરવી એ ધર્મ છે, જે આત્માની વાત કરે છે તે બધા વાતોડિયા છે. ક્રિયા કર્યા વિના ન ચાલે—એમ અંદરમાં હતું તે બહાર આવ્યું તેમાં સત્નો નકાર છે. પણ અનંત જ્ઞાની કહી ગયા છે કે જડની ક્રિયા આત્મા કરે નહિ. અને મન, વાણી, દેહાદિ શુભ યોગની ક્રિયાથી આત્માને ગુણ નથી. આત્મા પરનો કર્તા નથી છતાં પરનો કર્તા કહેવો તે મિથ્યાજ્ઞાન છે, દુષ્કર્મ છે, પાપ છે.

સાચા જ્ઞાનમાર્ગનો નિષેધ કરનારા ક્રિયાજડોનો અર્થ ઘણો વિશાળ છે.

ઘણું શું કહેવું? જેને સાચું સુખ, સાચું હિત કરવું હોય તેણે સમજવું પડશે કે બાહ્યક્રિયા તો ઉદય કર્મનો યોગ છે; તે સહજે થઈ જાય છે. તે પર ભાવ, શુભાશુભ યોગ મારા છે, હું કરું છું, પુન્યાદિ કરવા જેવા છે એમ માને છે એનો અર્થ એ થયો કે હું પરથી પુન્યથી, પાપથી જુદો નથી. જે ઉદયની ક્રિયા થઈ જાય છે તેનો સ્વામી થઈ જાય અને માને કે હું કરું છું, તેનો અર્થ એમ થયો કે જેમ ગાડા તળેનો કૂતરો માને કે ગાડાનો ભાર હું ખેંચું છું; એમ મોહી જીવ નાહક પરદ્રવ્યમાં, પરભાવમાં સ્વામીપણાનો ભાર ખેંચી અહંકાર કરે છે.

મન, વાણી, દેહાદિ જડની ક્રિયાથી પુણ્ય પણ નથી અને શુભ

જોગ, શુભે પરિણામથી સ્વધર્મ પણ નથી. કારણ કે કર્મભાવથ ધર્મભાવ ન થાય. જે ભાવે બંધ થાય તે ભાવે મોક્ષ ન થાય, મોક્ષ સાધન [ મોક્ષમાર્ગ ] પણ ન થાય.

અજ્ઞાની બાહ્ય ચારિત્રવાળાને કદી ઉત્કૃષ્ટ શુભ પરિણામ થ ય તો પણ પાપાનુબંધી પુણ્ય બાંધે છે અને સાથે આત્મામાં, ભૂ વામાં નિમિત્ત દર્શનમોહ એટલે મિથ્યાત્વ મોહકર્મનો બંધ થાય છે તું ભાન ન હોવાથી તે મોહી જીવ એમ માને છે કે મેં ઘણું સા હું કર્યું. અને આ શુભ પરિણામ કરવા જેવા છે એમ બંધભાવને ક્ષનું સાધન માનીને અજ્ઞાનભાવમાં મિથ્યા સંતોષ માને છે.

એમ પૂર્વે અનંતકાળમાં સ્વસ્વરૂપમાં ભૂલ થતી આવી છે ર્ એમ માને કે નીતિ, દાન, પુણ્ય કરીએ તો ગુણ ઊઘડશે. પ તાના સ્વરૂપનું ભાન થયા વિના તેણે જે કંઈ કર્યું છે તે અજ્ઞા ત્ર કર્યું છે. શુભ પરિણામથી પુણ્ય બંધાય પણ આત્માને ગુણ ન પ. વિજાતીય [ પર ] નિમિત્તથી સજાતીય જ્ઞાનગુણની ઉજ્જ્વળ થાય. કારણ કે એવું તો પૂર્વે અનંતવાર કર્યું છે.

તે વિષે શ્રીમદ્‌રાજચંદ્રનું કાવ્ય છે કે:—

યમ, નિયમ, સંજમ આપ કિયો,
પુનિ ત્યાગ વિરાગ અથાગ લહ્યો;

એ કાવ્ય બરાબર વિચારવું.

અહીં સાચા જ્ઞાન-માર્ગને ઉત્થાપનારા ઉપદેશકોની વાત છે એટલે કે જેની માન્યતા, પ્રરૂપણા અને વર્તન સર્વજ્ઞ વીતરાગ ભગ વાનના લોકોત્તર માર્ગથી વિરુદ્ધ હોય; ન્યાયવાન પવિત્ર પુરુષો ઉપદેશમાં વિરુદ્ધતા હોય નહિ, સાચાનો વિરોધ હોય નહિ, અત્રે જે ન્યાયની વાત થાય છે તે ન્યાય બાહ્યદૃષ્ટિ જીવોને નહિ બેસે. સાચ તુલના કરનારે તેનો નિર્ણય કરવો પડશે કે આજ લગી આત્મ સ્વરૂપ જેવું માન્યું છે તેનાથી અત્રે બીજું કહેવાય છે. તે આગમ ન્યાય, યુક્તિથી તથા સ્વાનુભવથી સિદ્ધ થઈ શકે છે. જેને સાચું સમ

જવું છે તેણે પક્ષપાત, આગ્રહ છોડીને યથાર્થ ન્યાયનો વિચાર કરી સત્ સ્વરૂપનો નિર્ણય કરવો પડશે.

ઘણા લોકો માને છે કે બાહ્ય ક્રિયા, વ્રત, તપ આદિ બાહ્ય ચારિત્રથી ધર્મ થશે, પણ આત્માનો ધર્મ શું છે તેનું ભાન નહિ હોવાથી સૌ સાધન બંધન થાય છે. આત્માનો સ્વભાવ પુણ્ય, પાપ, રાગના ભેદ રહિત કેવળ જ્ઞાતા છે-જ્ઞાયક છે. તેનો નિષેધ કરવાની દૃષ્ટિ રાખીને બાહ્ય દૃષ્ટિથી કહે છે કે મહાવીર પ્રભુ તથા ગણધરો પણ ઉપવાસ વ્રત, તપ આદિ દેહની ક્રિયા કરતા હતા, પણ તેઓ શું કરતા હતા તેનો યથાર્થ નિર્ણય થવો જોઇએ.

પ્રથમ તો જ્ઞાની ભગવાનનું સ્વરૂપ શું અને અંતરંગ જ્ઞાન-ક્રિયા શું તેની અજ્ઞાનીને કંઈ ખબર નથી. અને ઉદયની-જડની ક્રિયામાં જોડાવાનું અભિમાન કરે છે તેને સર્વજ્ઞ વીતરાગે શું કર્યું તેની ખબર કેમ પડે? પોતે રાગ ટાળીને વીતરાગ દશામાં સ્થિર થવાનો વિકલ્પ કરતાં વ્રતાદિ ઉપવાસનો વિકલ્પ આવી જાય, તે વિકલ્પનો આત્મા કર્તા નથી.

આહાર છોડવો, એક આસને બેસી જવું, મનમાં વિકલ્પ કરવા તેમાં તથા લૂગડામાં, હાડકામાં શું ધર્મ હશે? દેહાદિની ક્રિયામાં, પુણ્ય-પરિણામમાં ધર્મ હશે? જ્ઞાની પુરુષો મહાન્ પવિત્ર દશા વડે જ્ઞાન ધ્યાનમાં લીન રહે છે. બાહ્ય ક્રિયાનો શુભ જોગ સહજ હોય, રાગ ઘટતા રાગના બાહ્ય નિમિત્તો છૂટી જાય. બાહ્ય જોગની ક્રિયા નિમિત્ત થતી જણાય છે, તે બાહ્ય ક્રિયા ઉપર જેનું લક્ષ છે એવા બાહ્યદૃષ્ટિ જીવોને બાહ્ય ક્રિયાનું માહાત્મ્ય આવે છે, પણ આત્મા શું કરી શકે અને શું ન કરી શકે તેનો નિર્ણય કરી શકતા નથી. કોઇ પણ જીવ (આત્મા) દેહાદિની ક્રિયા કરી શકે નહિ, જડ પુદ્ગળના ગ્રહણ-ત્યાગ કરી શકે નહિ. રાગ છૂટતાં રાગનું નિમિત્ત [બાહ્યવસ્તુ] સહેજે છૂટી જાય છે, ત્યાગ થઈ જાય છે. જડની ક્રિયા અરૂપી જ્ઞાનઘન આત્મા કરી શકે નહિ. "ત્યાગ કર્યો" એ નિમિત્ત ટળવા સંબંધી ઉપચારની વ્યવહાર-ભાષા છે. દેહાદિ જડની ક્રિયા તે વહેવાર ધર્મ પણ નથી.

હું શુદ્ધ છું એવો યથાર્થ નિર્ણય તે નિશ્ચય અને ક્ષણે ક્ષણે ઉદયમાં આવતા રાગને જ્ઞાન બળના પુરુષાર્થથી ટાળવો તે વ્યવહાર: ભેદજ્ઞાન વડે પુરુષાર્થ કરવો તેનું નામ વ્યવહાર.

બાહ્યદૃષ્ટિ જીવો આત્માનો વ્યવહાર દેહાદિ પુણ્યાદિ જડની ક્રિયામાં ખતવે છે; કારણ કે આખી જીંદગી એવી ઊંધી વાતોના ઝેરી પોષણ લીધા છે. ખોટી માન્યતાને દૃઢ કરી હોય તેને આ નગ્ન સત્ય સાંભળતાં નવું લાગે અને ખળભળાટ થાય કે અરેરે! અમારૂં કરેલું બધું પુણ્ય જતું રહેશે? એવો પોતાને ભય થવાથી જ્ઞાનમાર્ગની વાતનો નિષેધ કરે છે. સાચું સમજવાનો અવકાશ લેતા નથી એવા તત્ત્વદ્વેષીજનો પોતાના અકષાય, અક્રિય આત્માનો નિષેધ કરી રહ્યા છે; સ્વભાવની હિંસા કરે છે; કારણ કે સ્વસત્તાને પરાધીન માને છે. હું પુણ્યવાળો, હું ક્રિયાવાળો, અને એનાથી ધર્મ થાય, ગુણ થાય. પરનું કર્યું થાય એમ માનનારા પોતાના આત્માને જડ જેવો માને છે. આત્માને પર કરે છે અને જડની ક્રિયા [ પરભાવ, પુન્ય, પાપ રાગાદિ ] ને પોતાના કરે છે તેથી તેમાં સાચા તત્ત્વનો નકાર આવે છે એવા જીવને સાચા તત્ત્વની પ્રાપ્તિ થાય નહિ. અજ્ઞાનીને હું જ મારું અહિત કરું છું એવું ભાન નથી. પોતાનું અજ્ઞાન તે કાંઈ બચાવ નથી.

બાહ્ય ક્રિયામાં જેનું રાચવું છે તે મોહી જીવ છે; તેણે પરદ્રવ્ય તથા પરભાવથી પોતાનું જુદાપણું જાણ્યું નથી, તેથી તેઓ સાચા ન્યાય ધર્મનો એટલે આત્માનો નિષેધ કરે છે. એટલે સ્વસ્વરૂપ ઉપર મિથ્યાત્વમોહ કર્મનું આવરણ નાંખે છે તેથી તે જીવોને મોક્ષમાર્ગની પ્રાપ્તિ દુર્લભ છે.

હવે શુષ્કજ્ઞાની વિષે કહે છે:—

તા. ૨૧-૯-૩૯

બંધ મોક્ષ છે કલ્પના, ભાખે વાણી માંહિ;
વર્તે મોહાવેશમાં, શુષ્કજ્ઞાની તે આંહિ. ૫.

શુષ્કજ્ઞાનીઓ રાગ, દ્વેષ, કષાય ભાવમાં ટકીને વાણી માત્રમાં જ કહે છે કે આત્મા તો શુદ્ધ જ છે, બંધ, મોક્ષ નથી એમ નિશ્ચય

વાક્યને મુખ્ય કરીને જ્ઞાનની વાતો જ કરે છે. અંતરંગ સ્વાનુભવ વિના, આત્માની સાચી પ્રતીત થયા વિના જેમ વાજાં (ગ્રામોફોન) માં રેકર્ડ બોલે તેમ સ્વચ્છંદે હાંકયે રાખે. અંતરમાં રાગ, દ્વેષ, મમતા, સંસારની વાસના ભર્યાં છે અને જ્ઞાનની વાતો કરે છે તે શુષ્કજ્ઞાની છે. તેમને સાચા તત્ત્વનું ભાન નથી તેથી તો તે મિથ્યાદૃષ્ટિ છે.

પણ જ્ઞાનભાવ ભાવીને, પરમાર્થ સમજીને, અંતરંગ સહજ સ્વરૂપનું વેદન કરીને, રાગનો ભાગ રાખીને પરમાર્થે કહે તેની વાત એક ન્યાયે સાચી છે; કારણ કે ધર્મી—જ્ઞાની પુરુષનું વચન પુરુષાર્થ સહિત હોય. તે સ્વભાવની દૃષ્ટિથી કહે કે આત્મા ત્રિકાળ શુદ્ધ દ્રવ્ય છે, બંધ-મોક્ષવાળો નથી.

અજ્ઞાની સ્વચ્છંદીને જ્ઞાની કહેવડાવવાની, મનાવવાની મીઠાશ છે; તે વાતો કરીને અભિમાન કરે અને શાસ્ત્રોની સાક્ષી આપી કહે કે આત્મામાં બંધ નથી. પુન્ય, પાપ, રાગ, દ્વેષ કાંઈ ભેદ નથી એમ પારકે ઘેર ( શાસ્ત્રમાં ) વાત નાંખીને પોતે મનમાં શલ્યો ધારી રાખે છે અને રાગ, દ્વેષ, મોહાવેશમાં વર્તે છે. મોક્ષમાર્ગની પાત્રતાનો તે અંશ પણ પામ્યો નથી. જે કંઈ ઉદય આવે તેમાં તેટલો જ ( નિમિત્ત આધીન ) રાગી, દ્વેષી બને છે અને શાસ્ત્રના બહાને-જાણપણાના બહાને-જ્ઞાનીપણાની વાતો કરે છે; પણ અંતરમાં મોહ કષાયનો ઘટાડો નથી તેથી તે શુષ્કજ્ઞાની છે; કંઈપણ અનુકૂળતા મળે તો તેનો રાગી અને પ્રતિકૂળતા મળે તો તેનો દ્વેષી થાય છે; એમ મોહાવેશમાં અટક્યો છે અને માને કે હું જ્ઞાતા—દૃષ્ટા છું, સાક્ષી છું; એ સ્વયં અપરાધી છે. અજ્ઞાન એ જ પાપ છે.

આત્મા પૂર્ણ પવિત્ર, રાગ-દ્વેષ-ઉપાધિ વિનાનો છે. આવા નિર્દોષ અકષાય આત્માને, હે ભાઈ! તું માને છે, ચાહે છે તો [illegible] માન, લોભ રૂપ કષાય અને નિંદાનું કારણ આવ્યે, તે દેખીને તને [illegible] તરમાં ડંશ કેમ આવે છે? વિષયભોગની સગવડતા મળતાં અને [illegible] દેખાતાં મનગમતાં મિષ્ટાન્ન-ભોજનની વાત સાંભળતાં અંદરમાં આવી જાય છે; વળી આહારટાણે લોલુપ [illegible]

દેહાદિ પ્રત્યે સગનડતાની મીઠાશ વર્તે છે ( રુચિ છે ) તો આ વિપરીત કારણો જોતા તને પવિત્ર આત્માની રુચિ કયા છે ?

સસારમા મોહ વર્તે છે અને કહે છે કે અમે આત્માને જાણનારા છીએ વળી આત્મામા રાગ-દ્વેષ નથી એમ વાતો કરી સ્વચ્છદી બની પોતાને ઠગે છે

લોકોને વાસ્તવિક પુન્ય તત્ત્વની ઓળખ નથી અજ્ઞાનભાવે જીવો અનતવાર દેવગતિમા, સ્વર્ગમા જઈ આવ્યા છે તેનુ કારણ, મનુષ્યભવ ટાણે શુભ પરિણામથી પુન્ય ક્રિયા કરીને, મનનડે કષાયને એવા મદ પાડી દીધા છે કે બહારની અલ્પ પણ અસ્થિરતા દેખાય નહિ એવુ બાહ્ય ચારિત્ર, વ્રતાદિ પુન્ય પરિણામ ઉત્કૃષ્ટ શુભ ભાવે કર્યાં જરાપણ અભિમાન થવા ન દઉં એવુ મન મજબૂત ( મક્કમ ) રાખીને જોગની ક્રિયામા શુભ પરિણામ કર્યાં ત્યારે દેવલોકનુ પુન્ય બધાયુ, સાથે અજ્ઞાનભાવ હોવાથી આત્માના ગુણોનો ઘાત કરનાર અર્થાત્ સ્વરૂપમા ભ્રમણા કરવામા નિમિત્તરૂપ મોહનીય કર્મ પણ બાધે છે, એમ અનાદિકાળથી બધભાવમા અને મોહભાવમા જ આત્મા પોતાને ભૂલ્યો છે આત્માની સાચી સમજણ વિના વાસ્તવિક પુન્ય પણ નથી અજ્ઞાનીને પાપાનુબધી પુન્ય બધાય છે તે ભવિષ્યમા પોતાના આત્માનો અનાદર કરવામા નિમિત્ત આપશે, સતની અશાતના કરવામા સાથ આપશે માટે પ્રથમ આત્માનુ સ્વરૂપ સમજો

પ્રથમ તો મુમુક્ષુના લક્ષણ જોઈએ અતરમા વૈરાગ્ય, ઉપશમ ભાવ વધારે તો જ સદ્‌ગુણનુ રહેવુ ( ટકવુ ) થાય, તત્ત્વ સમજવાની સાચી રુચિ,-દ્વારા મુમુક્ષાની યોગ્ય પાત્રતા થાય ત્યારે વ્યવહારથી પ્રથમ પગથિયુ કહેવાય

પા આ જે શુષ્કજ્ઞાની કહેવાય છે તેને પાત્રતાની, મુમુક્ષુની વાત પણ દૂર છે સાચી મુમુક્ષારૂપ ગુણની પાત્રતા અને સરળતા વિના, કદી બુદ્ધિબળથી ઘણા શાસ્ત્રો જાણે તેથી શુ તેણે આત્માનુ સત્ સાધન પ્રાપ્ત કર્યુ કહેવાય ? ન કહેવાય બુદ્ધિનો ઉઘાડ વધારે હોય તે ઉપરથી આત્મજ્ઞાન હોય એવો નિયમ નથી

કોઈ જીવ એકેન્દ્રિય યોનિમાંથી સીધો મનુષ્યમાં આવી ઉપજે અને વર્તમાનમાં તેને બુદ્ધિનો ઘણો વિકાસ દેખાય તેનું કારણ, તે જીવે પૂર્વે મંદ કષાય, શુભ લેશ્યાના પરિણામ કરેલા છે. આ બુદ્ધિનો ઘણો ઉઘાડ તે પૂર્વ પ્રારબ્ધની મૂડી છે. તે જીવ મોટો વકીલ હોય, એક કલાકના હજાર રૂપીઆ કમાતો હોય છતાં તેણે કંઈ કર્યું નથી. ઊંધી દૃષ્ટિ વડે માન કર્યું કે આ બધું હું કરું છું, મેં પુરુષાર્થ કર્યો તેથી હું આ બધું ભણ્યો, ધન કમાયો; પણ વાસ્તવિક રીતે સાચી દૃષ્ટિથી જુઓ તો, તેણે પૂર્વનું ઉદય આવેલું પ્રારબ્ધ અજ્ઞાનભાવે જાણ્યું છે. જ્ઞાનમાં ઊંધો પુરુષાર્થ કર્યો છે. કોઈ જીવે પૂર્વ ભવે શુભભાવ વડે જ્ઞાનાવરણીય કર્મમાં મંદ રસ નાંખ્યો હોય તેથી વર્તમાનમાં જ્ઞાનનો ઉઘાડ વધારે દેખાય; હજારો પુસ્તકો વાંચી જાય, મોટો વકીલ થાય, વડો પ્રધાન થાય, ડૉક્ટરની વિચિત્ર કળા જાણે, છતાં તેણે જડની કંઈ ક્રિયા કરી નથી, નવી શોધ કરી નથી; માત્ર તે પ્રકારના પ્રારબ્ધ હોવાથી તેમ થયું; મેં આને આમ કર્યું એ અહંકાર તેણે તો કર્યો છે. એમ જ કોઈ ધર્મ સંબંધી ઘણા શાસ્ત્રો વાંચી જાય, મનમાં ધારી રાખે તો પણ આત્મધર્મની તેને ગંધ ન હોય. કોઈ કહે કે આટલું બધું જાણપણું (જ્ઞાન) મેળવ્યું તે પુરુષાર્થ નહિ? તો જ્ઞાની પુરુષો ના પાડે છે અને કહે છે કે તે પુરુષાર્થ નથી પણ પૂર્વના લબ્ધિનો ઉઘાડ થયો તે પ્રકારનો પ્રારબ્ધ-ઉદય છે.

એવા ઘણા જીવ હોય છે કે બહારનું બહોળું જ્ઞાન ધરાવતા હોય, વળી આત્માના નામે નવ પૂર્વ શાસ્ત્રનું જ્ઞાન મેળવ્યું હોય, પણ તેથી શું? તે પણ ઉદય ભાવમાં જ ગયું. તેને અજ્ઞાન (કુજ્ઞાન) કહ્યું છે.

હું આટલા શાસ્ત્રો જાણું તો જ્ઞાની—પંડિત કહેવાઉશ એમ લોકમાં માન મેળવવા ખાતર ભણે તો તે પાપ બાંધે છે.

શાસ્ત્રના ભણતર (અભ્યાસ) થી મનની ધારણા કરવી તે પણ તેનો સાચો પુરુષાર્થ નથી. અંદરમાં, તે પુસ્તકો, શાસ્ત્રો જાણવા માટે નિમિત્ત થવાની યોગ્યતા જે ટાણે હતી તે ટાણે તે શાસ્ત્રના શબ્દો જાણવાનું નિમિત્ત થયું. જે જ્ઞાનનો ઉઘાડ થયો તે પણ જ્ઞાન લબ્ધિમાં

દેહાદિ પ્રત્યે સગવડતાની મીઠાશ વર્તે છે ( રુચિ છે ). તો આ વિપરીત કારણો જોતાં તને પવિત્ર આત્માની રુચિ કયાં છે?

સંસારમાં મોહ વર્તે છે અને કહે છે કે અમે આત્માને જાણનારા છીએ. વળી આત્મામાં રાગ–દ્વેષ નથી એમ વાતો કરી સ્વચ્છંદી બની પોતાને ઠગે છે.

લોકોને વાસ્તવિક પુન્ય તત્ત્વની ઓળખ નથી. અજ્ઞાનભાવે જીવો અનંતવાર દેવગતિમાં, સ્વર્ગમાં જઈ આવ્યા છે તેનું કારણ, મનુષ્યભવ ટાણે શુભ પરિણામથી પુન્ય ક્રિયા કરીને, મનવડે કષાયને એવા મંદ પાડી દીધા છે કે બહારની અલ્પ પણ અસ્થિરતા દેખાય નહિ એવું બાહ્ય ચારિત્ર, વ્રતાદિ પુન્ય પરિણામ ઉત્કૃષ્ટ શુભ ભાવે કર્યા. જરાપણ અભિમાન થવા ન દઉં એવું મન મજબૂત (મક્કમ) રાખીને જોગની ક્રિયામાં શુભ પરિણામ કર્યાં ત્યારે દેવલોકનું પુન્ય બંધાયું; સાથે અજ્ઞાનભાવ હોવાથી આત્માના ગુણોનો ઘાત કરનાર અર્થાત્ સ્વરૂપમાં ભ્રમણા કરવામાં નિમિત્તરૂપ મોહનીય કર્મ પણ બાંધે છે; એમ અનાદિકાળથી બંધભાવમાં અને મોહભાવમાં જ આત્મા પોતાને ભૂલ્યો છે. આત્માની સાચી સમજણ વિના વાસ્તવિક પુન્ય પણ નથી. અજ્ઞાનીને પાપાનુબંધી પુન્ય બંધાય છે તે ભવિષ્યમાં પોતાના આત્માનો અનાદર કરવામાં નિમિત્ત આપશે; સતની અશાતના કરવામાં સાથ આપશે. માટે પ્રથમ આત્માનું સ્વરૂપ સમજો.

પ્રથમ તો મુમુક્ષુના લક્ષણ જોઈએ. અંતરમાં વૈરાગ્ય, ઉપશમ ભાવ વધારે તો જ સદ્‌ગુણનું રહેવું ( ટકવું ) થાય; તત્ત્વ સમજવાની સાચી રુચિ,–દ્વારામુમુક્ષાની યોગ્ય પાત્રતા થાય ત્યારે વ્યવહારથી પ્રથમ પગથિયું કહેવાય.

પણ આ જે શુષ્કજ્ઞાની કહેવાય છે તેને પાત્રતાની, મુમુક્ષાની વાત પણ દૂર છે. સાચી મુમુક્ષારૂપ ગુણની પાત્રતા અને સરલતા વિના, કદી બુદ્ધિબળથી ઘણા શાસ્ત્રો જાણે તેથી શું તેણે આત્માનું સત્ સાધન પ્રાપ્ત કર્યું કહેવાય? ન કહેવાય. બુદ્ધિનો ઉઘાડ વધારે હોય તે ઉપરથી આત્મજ્ઞાન હોય એવો નિયમ નથી.

કોઈ જીવ એકેન્દ્રિય યોનિમાંથી સીધો મનુષ્યમાં આવી ઉપજે અને વર્તમાનમાં તેને બુદ્ધિનો ઘણો વિકાસ દેખાય તેનું કારણ, તે જીવે પૂર્વે મંદ કષાય, શુભ લેશ્યાના પરિણામ કરેલા છે. આ બુદ્ધિનો ઘણો ઉઘાડ તે પૂર્વ પ્રારબ્ધની મૂડી છે. તે જીવ મોટો વકીલ હોય, એક કલાકના હજાર રૂપીઆ કમાતો હોય છતાં તેણે કંઈ કર્યું નથી. ઊંધી દૃષ્ટિ વડે માન કર્યું કે આ બધું હું કરું છું, મેં પુરુષાર્થ કર્યો તેથી હું આ બધું ભણ્યો, ધન કમાયો; પણ વાસ્તવિક રીતે સાચી દૃષ્ટિથી જુઓ તો, તેણે પૂર્વનું ઉદય આવેલું પ્રારબ્ધ અજ્ઞાનભાવે જાણ્યું છે. જ્ઞાનમાં ઊંધો પુરુષાર્થ કર્યો છે. કોઈ જીવે પૂર્વ ભવે શુભભાવ વડે જ્ઞાનાવરણીય કર્મમાં મંદ રસ નાંખ્યો હોય તેથી વર્તમાનમાં જ્ઞાનનો ઉઘાડ વધારે દેખાય; હજારો પુસ્તકો વાંચી જાય, મોટો વકીલ થાય, વડા પ્રધાન થાય, ડૉકટરની વિચિત્ર કળા જાણે, છતાં તેણે જડની કંઈ ક્રિયા કરી નથી, નવી શોધ કરી નથી; માત્ર તે પ્રકારના પ્રારબ્ધ હોવાથી તેમ થયું; મેં આને આમ કર્યું એ અહંકાર તેણે તો કર્યો છે. એમ જ કોઈ ધર્મ સંબંધી ઘણા શાસ્ત્રો વાંચી જાય, મનમાં ધારી રાખે તો પણ આત્મધર્મની તેને ગંધ ન હોય. કોઈ કહે કે આટલું બધું જાણપણું (જ્ઞાન) મેળવ્યું તે પુરુષાર્થ નહિ? તો જ્ઞાની પુરુષો ના પાડે છે અને કહે છે કે તે પુરુષાર્થ નથી પણ પૂર્વના લબ્ધિનો ઉઘાડ થયો તે પ્રકારનો પ્રારબ્ધ-ઉદય છે.

એવા ઘણા જીવ હોય છે કે બહારનું બહોળું જ્ઞાન ધરાવતા હોય, વળી આત્માના નામે નવ પૂર્વ શાસ્ત્રનું જ્ઞાન મેળવ્યું હોય, પણ તેથી શું? તે પણ ઉદય ભાવમાં જ ગયું. તેને અજ્ઞાન (કુજ્ઞાન) કહ્યું છે.

હું આટલા શાસ્ત્રો જાણું તો જ્ઞાની—પંડિત કહેવાઉશ એમ લોકમાં માન મેળવવા ખાતર ભણે તો તે પાપ બાંધે છે.

શાસ્ત્રના ભણતર (અભ્યાસ) થી મનની ધારણા કરવી તે પણ તેનો સાચો પુરુષાર્થ નથી. અંદરમાં, તે પુસ્તકો, શાસ્ત્રો જાણવા માટે નિમિત્ત થવાની યોગ્યતા જે ટાણે હતી તે ટાણે તે શાસ્ત્રના શબ્દો જાણવાનું નિમિત્ત થયું. જે જ્ઞાનનો ઉઘાડ થયો તે પણ જ્ઞાન લબ્ધિમાં

આ એટલે કે ઉપર કહ્યું તેમ આત્માનું કાર્ય શું? પુરુષાર્થ શો? તે સમજવું પડશે.

જે કોઈ મુમુક્ષુ સાચી સમજણના લક્ષે, ન્યાય, વિધિ સહિત શાસ્ત્રોનો વિનય કરે છે, વિવેકથી, ન્યાયથી ગુરુ આજ્ઞા સન્મુખ રાખીને તત્ત્વનો જિજ્ઞાસુ બનીને શાસ્ત્ર–અભ્યાસ કરે છે તેને તો પ્રથમથી જ લાભ દેખાય છે; કારણ કે પોતે મુમુક્ષુપણાના લક્ષણો જાણીને સાચી સમજણનો પુરુષાર્થ કેમ કરવો તેનો વિધિ સમજવાનો જે સાચો પ્રયત્ન છે તે કરે છે.

મુમુક્ષુ કોને કહીએ? જેને સંસારથી, અજ્ઞાનથી છૂટવાનો ભણકાર અંદરથી આવ્યો છે કે મારે હવે ભવભ્રમણ નથી તેને. જેણે જ્ઞાની–સત્પુરુષને ઓળખ્યા અને આત્મા શુદ્ધ છે તે વાત માની તેને હવે ભવ થશે તેવો ભય હોય નહિ. તત્ત્વની સાચી જિજ્ઞાસા છે, સંસારનો આદર નથી એવા મુમુક્ષુ આત્માએ આત્મા મોક્ષસ્વરૂપ શુદ્ધ જ છે એવી પ્રથમ પ્રતીતિ કરવી જોઈએ. આ જાતના ધર્મથી મોક્ષ છે એવા એક ન્યાયની, અંતરમાંથી (સત્ પુરુષ સમીપે) હા આવી એટલે તે મોક્ષને પાત્ર થાય છે. તેને અંતરમાંથી મોક્ષ સ્વભાવની એવી હા આવે છે કે "હું એક ત્રિકાળ શુદ્ધ, બેહદ અખંડ શાંતિનો, જ્ઞાનનો પિંડ છું, જ્ઞાયક માત્ર છું". જે જ્ઞાની પુરુષ કહે છે તે એમ જ છે. આ જાતના ન્યાયની આત્મામાંથી જે જીવને સહજ હા આવી, મનની ધારણા વિના આત્માથી સત્નો હકાર આવ્યો તે સુપાત્ર જીવ ભલે ઘણા શાસ્ત્રો ન જાણતો હોય, અલ્પ બુદ્ધિવાળો હોય છતાં અંતરમાં, અકષાયી ભાવની પૂર્ણ પવિત્રતાથી આત્મા ત્રિકાળ શુદ્ધ છે–એ પૂર્ણ શુદ્ધતાના લક્ષે રાગનો ભાગ ટળતાં, ટળતાં નિર્મળ થઈને પૂર્ણ શુદ્ધ થઈ જાય છે.

આચાર્યે, કોઈને માત્ર જાણપણું ઝાઝું હોય તેથી કહે કે અમે જ્ઞાની, પણ એ બુદ્ધિવાદીઓની માન્યતા મિથ્યા ઠરે છે; કારણ કે જેને આત્મસ્વભાવનું વેદન નથી, વિષય વર્તન કષાયમાં, મોહાવેશમાં વર્તે છે અને શાસ્ત્રોની વાતો કરે છે તે બધા શુષ્કજ્ઞાનીઓની બુદ્ધિ ઉપર પરમાર્થે મીંડા મુકાય છે.

અજ્ઞાની જે કાંઈ બોલે તેમાં અસત્ય હોય જ. તે એક ગાથા ) બોલતાં ત્રણ પ્રકારના દોષ બાંધે.

(૧) તે એમ માને છે કે આ ભાષા મારાથી બોલાય છે. એ જડ રજકણોની વર્ગણાને મેં પરિણમાવી એ પ્રકારના મમકાર સેવી પાપ બાંધે છે.

(૨) હું આ ભાષા બોલવા ધારૂં ત્યારે બોલી શકું, ન બોલવા ા ન બોલું. વળી હું સારૂં બોલી જાણું છું એ આદિ પ્રકારે પાય સેવે છે તેનું પાપ બાંધે છે અને એ જડ વાણીના રજ- કર્તા તથા સ્વામી થાય છે.

(૩) આ શ્લોક બોલવાથી મને પુન્ય લાભ થશે માટે હું છું.

એમ એ ત્રણેમાં એ દોષ આવ્યો કે હું જ્ઞાતા નહિ પણ તે સંબંધી ઇચ્છા [ રાગ ] અને પુન્યનો કર્તા છું. આનો સાર ; કે જેને પોતાના આત્માનું અભાન વર્તે છે તેની જાણવામાં, ાં અને વર્તનમાં ભૂલ ( અસત્ય ) હોય જ. કદી કષાય મંદ પાડે, યાસ કરવાનાં પરિણામ કરે તે વખતે મન, વચન, કાયાના શાસ્રવાંચન, ભક્તિ વગેરેમાં જોડે અને તે સંબંધી શુભ પરિ- ાય તો પુન્ય બાંધે. પુન્ય તત્ત્વના ફળની ઇચ્છા નથી એમ ભલે ા હોય પણ આત્મજ્ઞાનથી અજાણ જીવો સદાય અસત્યનું જ ારે છે. તેના વચનમાં પણ નીચેના ત્રણ પ્રકારના દોષમાંથી પ હોય જ.

(૧) કારણ વિપર્યાસ. (૨) સ્વરૂપ વિપર્યાસ. (૩) ભેદા- પર્યાસ.

તેનો ખુલાસો:—

(૧) કારણમાં ભૂલ. હું પરનો કર્તા છું, પરનું કારણ છું, અથવા ા મારૂં કારણ છે એમ કારણ વિપર્યાસવાળો માનતો હોય.

(૨) સ્વરૂપમાં ભૂલ. દેહાદિની ક્રિયામાં આત્માની ક્રિયા માનતો હોય, દેહાત્મબુદ્ધિ હોય. એમ સ્વરૂપ વિપર્યાસવાળો માનતો હોય.

(૩) ભેદાભેદ વિપર્યાસ=પોતાને પોતાના ગુણથી ભેદ રૂપ માનતો હોય અને પરથી–જડ પુદ્‌ગળથી પોતાને અભેદરૂપ માનતો હોય.

તે ભેદાભેદ વિપર્યાસવાળો ઇશ્વરને સૃષ્ટિ કર્તા માનતો હોય, કાં પોતાને પરનો કર્તા માને, પરથી પોતાનું જ્ઞાન થયું માને–એ આદિ પ્રકારે પોતાના સ્વરૂપને વિપરીતપણે માનતો હોય છે. તેથી તે ૨+૨=૪ કહે તો પણ તેનું ખોટું છે.

આમ ત્રણ પ્રકારે દોષ કહ્યા છે. હવે ધર્માત્મા જીવ છે તે શાસ્ત્ર-પાઠ કરતાં, તથા ભક્તિ, કરતાં નિર્જરા કરે છે. અને તેને સહજે પુન્ય બંધાઈ જાય છે. કેમકે તેના અભિપ્રાયમાં આગળ કહ્યાં તે દોષ હોતા નથી.

અજ્ઞાની મોહી જીવ પોતાને જ્ઞાની માને છે પણ તેઓ રાગ, દ્વેષ, વિષય, કષાયમાં વર્તી રહ્યા છે તેથી તેને શુષ્કજ્ઞાની કહ્યા છે.

હવે વૈરાગ્ય વગેરે ક્યારે સફળ કહેવાય તે સંબંધી ગાથા કહે છેઃ–

**વૈરાગ્યાદિ સફળ તો, જો સહ આતમજ્ઞાન,**
**તેમજ આતમજ્ઞાનની, પ્રાપ્તિ તણાં નિદાન. ૬.**

અર્થઃ–ત્યાગ વૈરાગ્યની સફળતા ક્યારે કે "જો સહ આતમ જ્ઞાન" અર્થાત્ સાથે જો આત્મજ્ઞાન હોય. આત્મા પુન્ય-પાપ અને રાગ–દ્વેષ રહિત, મન–વાણી–દેહાદિથી જુદો, નિર્દોષ, જ્ઞાતા–દૃષ્ટા ત્રિકાળ પૂર્ણ શુદ્ધ છે—એવું યથાર્થ ભાન, શ્રદ્ધા અને લક્ષ કરવા માટે રાગ, દ્વેષ, દેહાદિની મમતાનો ત્યાગ કરવાની ભાવના જેને વર્તે છે તેને ક્રોધ, માન, માયા, લોભ, વિષય, કષાયની વાસનાનો ત્યાગ થતાં બાહ્ય સંયોગનો ત્યાગ સહજે થઇ જાય છે. જેને રાગ રહિત કેવલ શુદ્ધ આત્મા જોઇએ છે તેને રાગાદિ ઉપાધિ ભાવમાં રુચિ ન હોય. વળી તેને ત્યાગ, વૈરાગ્ય હોય જ; પણ તે ત્યાગ, વૈરાગ્યની સફળતામાં પ્રથમ એવો અભિપ્રાય જોઈએ કે હું અકષાય શુદ્ધ આત્મા છું,

મારામાં પર વસ્તુનો ગ્રહણ–ત્યાગ નથી, અરૂપી જ્ઞાન માત્ર છું, દેહાદિ તથા અન્ય બાહ્ય જડ પદાર્થોથી પર છું, હું અક્રિય છું. જ્ઞાન જ મારૂં કર્મ છે. એ અવિરુદ્ધ ન્યાય માર્ગની વિધિ સમજવાનો અભ્યાસ હોય તેને બાહ્ય ત્યાગ, વૈરાગ્ય હોય અને કષાયનો ઘટાડો હોય, વળી તેને સત્સમાગમ તથા વીતરાગ ધર્મની રુચિ હોય અને જ્ઞાની સત્પુરુષોના વચનોનું બહુમાન હોય. હિત શું અને અહિત શું તેની તુલના હોય તો સાચું તત્ત્વ જે અનંતકાળમાં પૂર્વે નથી સમજાયું તે સમજાય છે. વળી જે, અંતર્ ત્યાગ, વૈરાગ્ય વડે રાગ, દ્વેષનો ઘટાડો આત્મજ્ઞાન અર્થે કરે તો તેને તે સાધન સફળ છે. રાગ, દ્વેષ, કષાયથી સ્વગુણની ઘાત ન થવા દેવી તે નિજ સ્વરૂપની અંતરંગ દયા અને તે પોતાના જ્ઞાનની ક્રિયા છે; તીવ્ર કષાય ટાળી અકષાયી થવાના લક્ષે મંદ કષાય કરે, વળી જ્ઞાન ક્રિયાથી મોક્ષ છે એવું જો લક્ષ હોય તો તે મંદ કષાય શરૂઆતમાં નિમિત્ત સાધન છે. અલ્પ પણ રાગ, દ્વેષ મારા સ્વભાવમાં નથી અને વર્તનમાં દેખાય છે તે મારી પૂર્વ ભૂલનું કારણ છે એવી દૃષ્ટિ જેને છે તેને જ્ઞાન ક્રિયા સફલ છે. કષાય ટાળવા માટે અંતરંગ ત્યાગ, વૈરાગ્ય પ્રથમ ઉપાય છે. રાગ, દ્વેષ ટાળવા માટે આત્માનું જ્ઞાન વીર્ય (બળ) કામ કરે છે, પણ બાહ્ય દેહાદિની ક્રિયા કામ કરી શકે નહિ.

જડની ક્રિયાથી ચૈતન્યને લાભ ન હોય અને જડની ક્રિયા ત્રણકાળમાં કોઈ પણ જીવ કરી શકે નહિ–આ વાત પ્રથમ જ સમજવી જોઇએ.

"પાત્રે પ્રભુતા પ્રગટે" એમ પ્રથમ સાચી મુમુક્ષા જોઇએ. જે જમીનમાં ખારાશ હોય તેમાં અનાજ પાકે નહિ તો પણ તેને સારી બનાવવાનો વિધિ હોય છે. રાગ, દ્વેષ, મમત્વ ઘટાડવાં, તથા દેહાદિ પરની આસક્તિ છોડવી. ત્યાગ અને વૈરાગ્ય વડે પ્રથમ ક્ષેત્ર–વિશુદ્ધિ કરવી જોઈએ. પણ એટલાથી સંતોષ પામવા જેવું નથી. મુમુક્ષુમાં શાસ્ત્રાભ્યાસ માટે પ્રેમ, વિનય, વિવેક, સત્સમાગમ પ્રત્યે રુચિ, શમ, સંવેગ, વૈરાગ્ય, વગેરે ગુણો જોઈએ. અને તે આત્મજ્ઞાન પામવાની પ્રથમ ભૂમિકા છે.

મુમુક્ષુ અનુકૂળતાંમાં રાગ અને પ્રતિકૂળતામાં દ્વેષ ન થવા દે સહેજે ઘટી જાય તો તુરત અંતરંગમાં સમભાવ રાખે. તત્ત્વની રુચિ વધાર તો સદ્ગુરુનો ઉપદેશ, સદ્બોધ પોતાના આત્મામાં પરિણામ પામે. જેમ અપાત્ર અર્થાત્ ખારી જમીનમાં બીજ બળી જાય તેમ આત્મામાં મિથ્યા અભિપ્રાય, રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ, દેહાદિની આસક્તિ રહે તો મોક્ષમાર્ગ પામી ન શકાય વળી જેને વૈરાગ્ય નથી તેને 'આત્મા અનાદિ અનંત છે, શુદ્ધ છે, અસંગ છે, સ્વાધીન છે' એ ન્યાય, શ્રદ્ધા આવ્યા નથી તેને તત્ત્વની રુચિ પણ નથી જેને પાંચ ઇન્દ્રિયોના વિષયોની મમતા, લોલુપતા ઘટાડી નથી અને જે સગવડતામાં જરા અંતરાય પડે અપમાન થાય, રાગનું નિમિત્ત મળે, એ આદિ નિમિત્તોમાં આખો વેચાઈ જાય છે તેને પવિત્ર આત્મા કેમ સમજાશે?

મોહી જીવને આત્મજ્ઞાનની રુચિ થાય જ નહિ આત્મજ્ઞાન વિના મનની ધારણા વડે ઘણા શાસ્ત્રોનું જાણપણું કરે તોપણ તે ઘણું જાણપણું ઘણી ઉપાધિ રૂપ છે, અશાંતિનું કારણ છે

ઉજ્જ્વળ અંતઃકરણ વિના, અંતરંગ માનાદિ કષાય પાતળા પાડયા વિના જ્ઞાનીનું અને જ્ઞાનીના વચનોનું બહુમાન આવે નહિ, સત્‌નો આદર આવે નહિ, જ્યાં આત્મજ્ઞાનની રુચિ નથી ત્યાં સંસારની જ રુચિ હોય

સાચી મુમુક્ષા વિના, ચિત્તની ઉજ્જ્વળતા વિના સર્વજ્ઞ વીતરાગના વચનો અને સાચો પરમાર્થ નહિ સમજાય માટે સાચી સમજણ અર્થે સાચી સમજણમાં જવાના નિમિત્તો જે અંતરમાં રાગાદિ, કષાયનો ત્યાગ, વૈરાગ્ય, ઉપશમ, વિનય, વીતરાગ-ભક્તિ તથા સરળતા, વિવેક વગેરે સાધનો પણ તેવા શુભ વિકલ્પ સુધી આવીને અટકી જાય તો આત્માર્થ ચૂકી જાય શુભ પરિણામ ઘણા કર્યા એમ માનીને સંતોષ કરે કે મેં ઘણું કર્યું તો એ બરાબર નથી આત્માના લક્ષ વિના, પ્રતીત વિના તેણે આત્માને હદવાળો, પરની અપેક્ષાવાળો માન્યો માટે તેનો પુરુષાર્થ ઊંધો છે સાચી ઓળખાણ વિના મંદી બાહ્ય ત્યાગ

કરે અને માને કે મેં ત્યાગ કર્યો, પાંચ મહાવ્રતના શુભ પરિણામ રૂપ પુન્ય ક્રિયાદ્વારા મારી ઇન્દ્રિયોને જીતી,–એમ એ જડની ક્રિયા, પુન્ય પરિણામથી ગુણ માને તો ભલે માને, પણ તેને આત્મા સંબંધી કાંઈ ફળ નથી.

કાયિક ક્રિયા રોટલા ન ખાવા અથવા કાયાનો ઉત્સર્ગ, કાયિક બ્રહ્મચર્ય પાલન એટલા માત્રથી કાંઈ ધર્મ નથી. મન, વાણી, દેહ તે કાંઈ આત્મા નથી. દેહાદિની ક્રિયાથી જો આત્માને ધર્મ થતો હોય, સંવર નિર્જરા થતી હોય તો વનસ્પતિ આદિ ઝાડને પણ ધર્મ થાય. મુક્તિશિલાનો પથ્થર એકેન્દ્રિય જીવ છે તે કાંઈ હિંસાદિ કરતો દેખાતો નથી, છતાં તેને અનંત કષાય, તીવ્ર માઠી લેશ્યા છે. લોકોને બહારનું મહાત્મ્ય દેખાય છે. જાણે આત્મામાં કાંઈ માલ ( શક્તિ ) ન હોય. આખી જીંદગી, દેહાદિની, યોગની ક્રિયામાં રાચનારાઓએ સામાયિક, ઉપવાસ, વ્રત, તપ કરી કરી પુંજણી ઘસી નાંખી કેટલાય પથરણા ફાડી નાંખ્યા છતાં ‘હું કોણ ? હું શું કરી શકું અને શું ન કરી શકું ?’ તેનું ભાન નથી અને બે, ચાર ઘડી કાયાને એકસ્થાને રોકી રાખે તેને સામાયિક માને સંવર નિર્જરા માને. તે જોગ ( યોગ ) ની ક્રિયાથી આત્મધર્મ તો દૂર રહ્યો પણ પુન્ય પરિણામે નથી. હા ! મનના શુભરાગ હોય તો તેથી પુન્ય બંધાય છે પણ તે આત્મજ્ઞાન પ્રાપ્તિનો હેતુ નથી.

જેને પરની ક્રિયાનું મમત્વ વર્તે છે; મારૂં કર્યું પરમાં થાય છે એમ માને છે અને માનાદિ કષાયમાં વર્તે છે તેને મુમુક્ષુની નીચલી ભૂમિકા પણ નથી. સાચા અભિપ્રાય ( આત્મજ્ઞાન ) વિના અનંત કાળથી સંસારમાં રખડવું થયું. ત્યાગ, વૈરાગ્ય મનમાં ધારી રાખ્યો, માન, અપમાન પ્રત્યે બાહ્ય સમભાવ પણ ઘણો રાખ્યો, કષાય ન કરવાનો ભાવ પણ મનથી રાખ્યો તેથી પુન્ય પરિણામ થયા પણ ભવ-મુક્તિ થઈ નહિ. કેમકે શુભ કર્તવ્ય મારૂં છે એમ માન્યું, તેથી પર-ભાવનો કર્તા થઈ તેમાં રોકાણો–અટક્યો. પ્રથમ પાપમાં ટક્યો હતો હવે

વિના પાપાનુબંધી પુન્ય બંધાય છે. એ પુન્યબંધ કરવાની કથા તો જીવે અનંતવાર સાંભળી છે. અહીં મોક્ષ કથા થાય છે એટલે કે પુન્ય, પાપરૂપ સંસારનો ( અજ્ઞાનનો ) નાશ કરવાની કથા છે.

લોકોએ સહેલામાં ધર્મ માની લીધો છે. સંસાર પ્રત્યે દ્વેષ કરવો, નિંદવો તેને વૈરાગ્ય માને છે. આત્મા શુદ્ધ છે એમ જીવ મનમાં ધારી રાખે છે પણ આત્માની પ્રતીતિ નથી, લક્ષ નથી અને લોકોને કહે હું દરરોજ વ્રતાદિ પાળું છું, સામાયિક કરું છું અર્થાત્ બે, ચાર દયા પાળું છું, કાયમ રાત્રિના ચઉવિહાર–પચ્ચક્‌ખાણ, પ્રતિક્રમણ, એકાસન વગેરે ક્રિયાઓ કરું છું, પાખીના ઉપવાસ તો કેટલાય વર્ષોથી કરું છું–એમ દેહાદિ જડની ક્રિયાથી પોતે સંતોષ માને છે; પણ ઉદયની ક્રિયા આત્મા કરી શકે નહિ તેનું ભાન નથી તેથી તેને અજ્ઞાનથી કરાતી ક્રિયાનો મિથ્યા સંતોષ ભર્યો છે. તેને સમજાવનારા ઉપદેશક પણ તેના જેવા જ મળી રહે છે. આ મોહી જીવોને સાચો, સંતોષ અને વિશ્વાસ હોતો નથી તેથી બીજાને પૂછે છે. પોતાને જે ગોઠ્યું છે તેની પુષ્ટિ માગે છે. તેને અનુકૂળ [ નામધારી ] મુનિ પાસે પ્રમાણ પત્ર માગે છે. મિથ્યાત્વને પોષણ આપનાર તેના અજ્ઞાન ભાવને પોષણ આપે છે. તેનાથી પરસ્પર સંતોષ માને છે. વાસ્તવિક સત્ય હોય તે બીજાના હકાર–સમ્મત્તિ ઉપર આધાર રાખતું નથી. મોહી જીવોને જે અનુકૂળ હોય તેના તે માહોંમાહે વખાણ કરે છે. માખણ ચોપડનારા કહે કે અહો! તમે ઘણું કર્યું. ભારે ધર્મવાળા છો. એમ બંધભાવ રૂપ પુન્ય પરિણામમાં પોતાનું હિત માને છે પણ આત્મા શું છે! કેવો છે? કેવડો છે? અને શું કરી શકે છે? શું નથી કરી શકતો? તેનું ભાન નથી. ધર્મ અને ધર્મીના નામે નાહક અભિમાન કરે છે. અજ્ઞાનપૂર્વક પુન્યબંધના ભાવથી રાજી થનારાને એ જડના સોજાના સગપણ ક્યાં લગી! ચૈતન્ય ભગવાનને માથે એ ગુમડાં છે. નિરોગી પવિત્ર આત્માને પુન્યરૂપ અનિત્ય, વિકારી પ્રકૃતિના સોજા શા? એ સોજા અંદર ફાટશે. રોગપણે ઉતરશે ત્યારે અંદર લાય ( અગ્નિ ) થશે. બહારની અનુકૂળતામાં તે મોહી પડયો તે મિથ્યા સંતોષમાં મનને રાજી રાખીને પુન્યાદિ ક્રિયાથી ધર્મ માની રહ્યો છે; પણ આત્મામાં

ભય, શંકા, અશાંતિ વર્તે છે. જ્યારે મરણનાં ટાણાં આવશે ત્યારે શંકા, ભય અને આર્તરૌદ્ર ધ્યાન કરશે, પસ્તાવો કરશે. ભવ હારી ગયો, હવે ઉતારા ક્યાં કરશું? મરીને ક્યાં જશું? કાલે શું થાશે? એમ સાત ભય અને આઠ મદથી ઘેરાયેલો મારૂં શું થશે તેની મૂંઝવણમાં ભાવ-મરણ કરે છે.

આયુષ્યના છેડે પણ, કોઈ ભૂલને સમજે અને સત્‌નો આદર કરે, સાચું પ્રાયશ્ચિત કરે અને સમજણની રુચિ કરે તો ઇષ્ટ છે. મેં આજ લગી જે માન્યું તેનાથી જુદો આત્માનો ધર્મ છે, અપૂર્વ છે–એમ વિચાર કરે અને મતાગ્રહ, પૂર્વાગ્રહ છોડે તોપણ ઉત્તમ છે, હિતનું કારણ છે.

અનાદિ કાળથી મોહી જીવો ધર્મના નામે પોતાનું અહિત કરી રહ્યા છે. જેને અધર્મમાં ધર્મબુદ્ધિ છે. તેને સર્વજ્ઞ વીતરાગી ભગવંતોએ નિઃસ્પૃહ કરુણાથી સદ્‌ઉપદેશ આપ્યો છે. તે જાણીનેજ શ્રીમદ્ રાજચંદ્ર કહે છે કે જે લક્ષે, જે ભાવે રાગ, દ્વેષ, મમતા ટળે એવા જ્ઞાન ક્રિયાને પ્રથમ અંતર્ ત્યાગ, વૈરાગ્ય વડે અવગાહો. પણ ત્યાગ વૈરાગ્ય માત્રથી આત્મજ્ઞાન નથી. કેવળ ત્યાગ, વૈરાગ્યમાં અટકો નહિ

અકષાયી સ્વરૂપને અકષાયી દૃષ્ટિ વડે સમજો, સમજવા માટે આગળ વધો. યથાર્થ પાત્રતા મેળવો.

આત્મા શુદ્ધ છે. અવિકારી છે એ લક્ષે, જ્ઞાન વીર્ય (પુરુષાર્થ) ફોરવવાથી રાગ, દ્વેષ, મોહ ટળી જાય છે.

હું જ્ઞાયક છું, જ્ઞાનમાત્ર છું, શુદ્ધ છું એ નિશ્ચય; અને આ શુદ્ધિના લક્ષે રાગ ટાળીને સ્થિર થવાનો પુરુષાર્થ એ વહેવાર છે. રાગ ટાળવો એ જ્ઞાનની ક્રિયાનો પુરુષાર્થ છે. માટે દેહ, પુન્યાદિ, જડની ક્રિયાના મમત્વનો ત્યાગ કરી શુદ્ધ આત્મસ્વરૂપને શુદ્ધ પરિણતિ વડે ગ્રહણ કરો. એમ જે અનંતજ્ઞાની ભગવંતો નિઃસ્પૃહ કરુણાથી કહી ગયા છે તેની ના ન પાડશો. સત્‌નો અનાદર ન કરશો.

સત્ પુરુષોએ કહેલા ભાવવચનો સમજો, મિથ્યા અભિપ્રાયનો ત્યાગ કરીને સમજો. મન, વાણી, દેહ, પુન્ય, પાપ, રાગ, દ્વેષથી ભિ

અતીન્દ્રિય આત્માને ભૂલીને લોકોમાં બાહ્ય ક્રિયાથી રૂઢી પ્રમાણે શુભ પરિણામ પુન્ય પરિણામ રૂપ વહેવાર ધર્મ માને છે. તેમાં આત્માનો ધર્મ તો દૂર રહ્યો પણ તીવ્ર કષાય ઘણા ભાગે હોય છે તેથી શુભભાવ પણ નથી.

જ્ઞાની પુરૂષ એમ કહે છે કે શુભ જોગની ક્રિયા મોક્ષમાર્ગ નથી. તો પછી અશુભ ભાવે માનાદિ કષાયને પોષણ આપનાર મોક્ષમાર્ગ સમીપ પણ ક્યાંથી હોય?

આહાર ન લેવો વગેરે વ્રત, પચ્ચક્ખાણના પરિણામ કરનારાના, બાહ્ય દૃષ્ટિ-જીવોના કષાયભાવ પણ બહુ ભૂંડા હોય છે કારણકે અનંતુ અજ્ઞાન સેવે છે. વરસીતપ કરનારા છટ્ઠ, અઠ્ઠમના ઉપવાસ કરનાર જોયા છે? જો એક ટંક ભાણું ન સચવાણું, દેહની સગવડતામાં ખામી દેખાણી તો તીવ્ર ક્રોધ પણ કરી નાંખે છે.

જીવો માને છે કે અમે ધર્મ કરીએ છીએ, પણ માનાદિ કષાય, રાગ, દ્વેષ, વગેરે અનેક પ્રકારે અનાચાર સેવે છે અને પોતાની જાતને ઠગે છે. કષાય ઘટાડયા વિના પુન્ય નથી પણ પાપ છે. જોગ ( યોગ ) ની ક્રિયાથી પુન્ય નથી, શુભ પરિણામ પણ નથી તો પછી આત્મ-ધર્મ ક્યાંથી હોય? ન જ હોય.

જ્ઞાનીનો પણ વિરોધ કરનારા જીવો દરેક કાળે હોય છે. બાહ્ય દૃષ્ટિ-જીવો તથા થોડું શાબ્દિક જ્ઞાન મેળવી ઉપદેશકો સોંઘામાં ધર્મ બતાવી દે છે. શ્રીમદ્ રાજચંદ્ર જેવા પવિત્ર આત્મા આ લોકમાં હતા ત્યારે તેમની નિંદા કરનારા પણ હતા અને કહેતા કે અમે માનીએ છીએ તેનાથી નવું કહેનાર આ કોણ જાગ્યો? મહાવીર ભગવાને ચારિત્ર-ક્રિયા સ્થાપી છે તેનો આ વિરોધ કેમ કહે છે? પણ સત્ય શું છે? તેને ન્યાયથી મધ્યસ્થપણે વિચારવાની ધીરજ રાખે ત્યારે સમજાય કે ભગવાન્ કોણ હતા અને કઈ ક્રિયા કરતા હતા!

આ અપૂર્વ તત્ત્વનો વિચાર કરવા માટે પ્રથમ પાત્રતા જોઈએ, તેના જ મૂળમાં ( શરૂઆતમાં ) વાંધા છે.

જ્યાં સુધી આત્મજ્ઞાન પામ્યો નથી ત્યાં સુધી મોહી જીવ અનંતજ્ઞાનીની અશાતના કરે છે. નિશ્ચયથી તો તે પોતાના આત્માની અનંતી અશાતના છે.

જ્ઞાનીની નિંદા કરે, જ્ઞાન અને જ્ઞાનીની અશાતના કરે તે જીવ મહામોહનીય કર્મ બાંધે. કોઈ અજાણતાં ભૂલ કરે તો પણ; અજ્ઞાન એ બચાવ નથી.

સાચું હિત કોણ સમજાવે! અજ્ઞાન, મોહરૂપ અંધકાર નાશ કરવાની વાત, મોક્ષમાર્ગની વાત કોણ સંભળાવે? સત્ય મોક્ષમાર્ગના ઉપદેશક હોય તે જ સાચા હિતની વાત કરે. માતાની મશ્કરી કરાય નહિ, તેમ સાચા મોક્ષમાર્ગના ઉપદેષ્ટાનો અનાદર કરાય નહિ. લોકો આત્મધર્મના નામે ક્રિયાકાંડમાં કેટલા દંભ, મિથ્યા આગ્રહ અને અજ્ઞાનકષ્ટ કરી રહ્યા છે તેનું વર્ણન કરતાં પાર આવે તેવું નથી. ત્રણે કાળે જ્ઞાની પોકાર કરી ગયા છે કે "જ્ઞાનક્રિયા જ મોક્ષમાર્ગ છે." આત્મામાં મોક્ષ છે અને મોક્ષનું સાધન આત્મામાં છે; વચ્ચે ઉદયવશાત્ બાહ્ય જોગની ક્રિયા જણાય; એવા યોગાનુયોગ દૈહિક ક્રિયાનું નિમિત્ત દેખીને લોકો ભ્રમમાં પડ્યા છે કે આ ક્રિયાથી ધર્મ થાય છે. આવા મિથ્યાગ્રહમાં બંધાણા, સંપ્રદાયનાપક્ષ, ગચ્છમતના આગ્રહ વધ્યા અને ધર્મને નામે ધર્મના અજીર્ણ થયાં. "ઠાણાંગ સૂત્ર"માં અજીર્ણસંબંધી એક ચૌભંગી કહી છે:—

૧ જ્ઞાનનું અજીર્ણ=ગર્વ, તિરસ્કાર, બીજાનો અનાદાર કરવો તે.

૨ આહારનું અજીર્ણ=પેટમાં દુ:ખવું તે.

૩ તપસ્યાનું અજીર્ણ=ક્રોધનું ભભકવું કલુષાઈ.

૪ ક્રિયાકાંડનું અજીર્ણ=પોતે માનેલી ક્રિયા બીજા ન કરે તો તેની નિંદા કરે; હું કાંઈ કરું છું, બીજાથી હું કાંઈક ઠીક છું અને જેને બહારની ક્રિયા દેખાતી નથી તેને પોતાનાથી હલકા માને એ પ્રકારે પોતાને મહાન્ માને અને બીજાને તુચ્છ માને છે.

નિસ્પૃહસ્વરૂપથી પોકાર કરી જગતને કહી ગયા છે તેના અમૂલ્ય વચનોને કોણ દાદ આપશે? પરીક્ષણશક્તિ વિના, પોતાની પાત્રતા વિના ક્યાથી થાય? માટે યથાર્થ સમજો

કહેવાનો આશય એ છે કે અંતરંગમા ક્રોધ, માન, માયા, લોભનો ઘટાડો તથા ત્યાગ, વૈરાગ્ય, વાસનાનો ઘટાડો વગેરે શુભ પરિણામ હોવા છતા આત્મજ્ઞાન વિના તે વૃથા છે, ભાગ્યરૂપ છે આત્મજ્ઞાન હોય અથવા આત્મજ્ઞાનની પ્રાપ્તિનો પુરુષાર્થ હોય તો અંતરંગ ત્યાગ, વૈરાગ્યાદિનુ સફળપણુ છે કષાયાદિ, મમતા, તથા દેહાદિની આસક્તિના ત્યાગ વિના, દેહાદિની ક્રિયા, તપશ્ચર્યા, ઉપવાસ વગેરે ઘણા કષ્ટવાળી ક્રિયાથી તો પુન્ય પણ નથી રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ, તૃષ્ણાનો ઘટાડો સાચુ સમજવાની તીવ્ર જીજ્ઞાસા, સરલપણુ એ આત્મજ્ઞાનની પ્રાપ્તિમા નિમિત્ત થાય છે

"ઠાણાંગ સૂત્ર"મા બીજે ઠાણે એક પાઠ છે કે હે ગૌતમ! જગતમા બે પ્રકારના ઉન્માદી જીવો છે (૧) ભૂત વ્યંતરાદિથી પકડાયેલા (૨) મોહનીય કર્મમા પ્રેરાયેલા મોહભાનમા ઘેલા થયેલા તે ધર્મના નામે ક્રિયાકાંડ ખૂબ કરે, કાયક્લેશ, વ્રત, તપ, બ્રહ્મચર્ય વગેરે જડની ક્રિયાનુ અભિમાન કરે પણ તે આંધળી દોડ છે, ગાંડપણ છે બાહ્ય સાધનથી જ્ઞાન થતુ નથી તેથી તે ઊંધો પુરુષાર્થ છે ભૂત, પ્રેતના કારણે ગાંડપણાનો યોગ તે પ્રકૃતિના નિમિત્તની ઉપાધિ છે તે પુન્યના ઉદયે ટળી જાય છે પણ જે મોહ ભાનમા મસ્ત, દારૂ પીધેલા જેવા છે તેને આત્મા કેવો છે? કેવડો છે? તેનુ ભાન નથી, તે અશાતિથી દુખી છે તે પોતાના આત્માની અનંતી અશાતના, ભાવહિંસા કરી રહ્યા છે આ મોહ ભાવનો ત્યાગ થવો બહુ મુશ્કેલ છે દેહાદિ જડ ક્રિયા મારી કરી થાય છે, પુન્ય મારા છે, પુન્યાદિથી ધર્મ થાય છે વગેરે અનેક પ્રકારની ઊંધી માન્યતા હોય છે તેના બાહ્ય દૃષ્ટિ મોહી જીવોનો ઉન્માદ મટવો દુર્લભ છે કારણ કે તેની ઊંધી માન્યતાને કોઈ પણ પરાણે છોડાવી શકે તેમ નથી ભૂતાવિષ્ટપણુ તો કોઇ મંત્રાદિથી કે પુન્યના યોગથી ટળે છે પણ આ મોહથી ગાંડા થયેલો જીવ ઊંધો પડયો પણ સ્વાધીન છે, કેમકે તેને કોઈ પરાણે સમજાવી ન શકે જેને

પરમાર્થે હિત અહિતની પરીક્ષા નથી, કષાય તથા અકષાય, જ્ઞાન તથા અજ્ઞાનનો વિવેક નથી એવા મોહી જીવોને કોઈ પણ સમર્થ-જ્ઞાની પરાણે સમજાવી શકે નહિ. એટલે ભગવાને કહેલ છે કે અજ્ઞાન જેવું કોઈ મહા પાપ નથી. મોહનીથી ગાંડા થયેલા જીવોનું વેદન મહા આકરૂં છે. અનંત દુ:ખનું કારણ છે. એમ ક્રિયાકાંડમાં રાચતા જીવોને કહ્યું કે અજ્ઞાનવશ બાહ્ય ક્રિયાકાંડથી ધર્મ તો નથી પણ જો રાગ, દ્વેષ, મમતા, આસક્તિ, ક્રોધ, માન, માયા, લોભ ઘટાડયા નથી તો તને આ ક્રિયાકાંડ નિમિત્તે પુન્ય પણ નથી. વૃથા કાયકલેશ કરે છે.

અહીં શુષ્કજ્ઞાનીને કહ્યું કે તારે આત્માની પવિત્ર દશા જોઇએ છે છતાં રાગ, દ્વેષ, મોહનો તો ઘટાડો કરતો નથી; તૃષ્ણા, મમતા ઘટાડયા વિના માત્ર વાતો કરનારા છો. સાચા ન્યાયને સમજ્યા નથી. આત્મજ્ઞાનના નામે વાતોથી, મનના વિકલ્પથી સંતોષ માનીને સ્વ-ચ્છંદમાં અટકયા છો તેથી ભવસાગરમાં ડૂબશો. જેને સાચું હિત કરવું છે તેણે શરૂઆતમાંજ મુમુક્ષા પ્રાપ્ત કરવી જોઇએ. સ્વચ્છંદ તથા માનાદિનો ત્યાગ કરી સાચા અભિપ્રાય અર્થે કષાય પાતળા પાડવા જોઇએ. નિંદા, સ્તુતિ, શાતા, અશાતાદિ દરેક પ્રસંગમાં સમ-ભાવ જાળવવાનો પુરુષાર્થ જોઇએ. આ પ્રથમ યોગ્યતા વિના સાચા સુખની ગંધ પણ નથી. કારણ નથી તો કાર્ય કયાંથી પ્રગટે ? પાત્રતા વિના પ્રભુતા પ્રગટે નહિ. વર્તમાન પાત્રતા દેખાતી નથી તો આત્મ-જ્ઞાન કયાંથી પ્રગટે ? તે કાંઇક આત્મામાં વિચારો, અંશે પણ પવિત્રતા લાવો શ્રીમદ્ રાજચંદ્રે ઉત્તમ વચનો કહ્યાં છે; સમજણમાં ઉતારવાની ગરજ કોને છે ? શુકલ અંત:કરણ વિના જ્ઞાનીના વચન હૃદયમાં કેમ ઉતરશે ?

સંસાર પ્રત્યે બહુ ઉદાસીનતા અને જ્ઞાની પ્રત્યે બહુમાન જોઇએ. આત્મા નિર્મળ રાગ રહિત છે તેનો પ્રેમ એટલે સંસારનો પ્રેમ નહિ. દેહાદિની મમતાનો અભાવ કરવા દેહાધ્યાસ ટાળવાનો ખાસ પ્રયત્ન જોઇએ. સંસારના વિષયભોગની અનિચ્છા, ઉદાસીનતા, અં-તર્વૈરાગ્ય પ્રથમ જોઇએ. જે આત્મામાં સમભાવ નથી તે જરાપણ

માને છે તો આત્માનો સ્વભાવ પવિત્ર જ્ઞાતા, દૃષ્ટા છે એવી તારી શ્રદ્ધા જૂઠી છે. સાચી શ્રદ્ધા વિના સ્વચ્છંદ અને અનાચાર જ પોષાય છે. આ પ્રકારે જગતના જીવોને સ્વચ્છંદનું પોષણ ખૂબ મળ્યું છે એટલે પરદ્રવ્યથી અને પર-ભાવથી જુદો, મમતા અને રાગ રહિત તથા પવિત્ર સુખમય જ્ઞાનઘન આત્મા છે તેમાં રહેવું ગમતું નથી. કારણ કે પોતાને પરવસ્તુમાં સુખ-બુદ્ધિ છે તેથી પોતાનો આત્મા જ પોતાને ગોઠતો (રુચતો) નથી. બાહ્ય વિષયોમાં, પરાધિનતામાં, ઉપાધિમાં ફાંફાં મારે છે. તેમાંથી સંતોષ ઇચ્છે છે; વળી મનમાં ધારી રાખે કે આત્મા શુદ્ધ છે આત્માને કાંઈ નથી જે છે તે દેહને છે. પણ હે ભાઈ! દેહને જરા અગવડતા જણાય, અપમાન થાય, અણગોઠતું થાય તેમાં તારો આત્મા તીવ્ર કષાયમાં જોડાઈને કકળી ઊઠે છે તે શું કહેવાય? રાગ, દ્વેષ વાળી લાગણીમાં આખો આત્મા વેચાઈ જાય તેનું ભાન નથી; આત્મા પરથી જુદો અવિનાશી અરાગી છે એ ન્યાય તને કેમ બેસશે? સંસારની ઉદાસીનતા તથા વૈરાગ્ય વિના દેહાદિની મમતા કેમ ઘટે? આવી રીતે શુષ્કજ્ઞાની, ક્રિયાજડ અને લૌકીક નીતિના પાલક ત્રણે, આત્માના નામે ઉન્માર્ગે છે. અને તેથી તેઓ આંધળી દોડ દોડે છે.

પુન્ય, પાપ, દેહાદિની ક્રિયારહિત પવિત્ર આનંદમય છું, જ્ઞાતા દૃષ્ટા છું' એવી સાચી શ્રદ્ધા અને અનુભૂતિ તથા અંતરંગ સ્વાધીન સુખનું વેદન થવા માટે પ્રથમ, પાત્રતારૂપે વિષય, કષાયનો ઘણો ઘટાડો કરવો જોઈએ અને સાચી જિજ્ઞાસાથી તત્ત્વનો અભ્યાસ સત્સમાગમ દ્વારા કરવો જોઈએ. ઘણા જીવો બાહ્ય ક્રિયારૂપ ચારિત્ર અને લૌકીક નીતિ પાળનારા હોય છે, શુભ પરિણામરૂપ સમભાવ રાખતા હોય છે, તેમાં કદી અધ્યાત્મ શાસ્ત્રો વાંચવા મળે એટલે બસ? અમને જ્ઞાન-સમજણ છે એમ માનીને સ્વચ્છંદે પ્રવર્તે છે; તેઓ પણ પરમાર્થ-રહિત છે. આત્મજ્ઞાન થયા પછી તો નીતિ, શીલ આદિ ગુણો સહજપણે વધતા જાય છે. આત્મજ્ઞાન થયા પહેલાં બાહ્ય ચારિત્ર આદિ ગુણો હોય તો આત્મજ્ઞાન થયા પછી તે ગુણો સદ્ગુણપણે દૃઢ થવા જોઈએ. તેથી જ્ઞાની પુરુષ સ્વચ્છંદી જીવોને કહે છે કે તમે આત્મજ્ઞાન

પામ્યા હો એમ માનો છો અને અશુભ આચારને ઉદય, ઉદય કહો છો પણ તમારા અંતરમાં ક્રોધ, માન, કામના વગેરેની અગ્નિ બળે છે. ત્યારે તું આત્મજ્ઞાની શાનો ? તું ત્રણ કાળના ભોગનો ઇચ્છુક છો, પાંચ ઇન્દ્રિયના વિષયો અને સુંદર રૂપવતી સ્ત્રી દેખીને તારી દૃષ્ટિ મોહમાં પડી જાય છે, પાંચ ઇન્દ્રિયના ભોગના નિમિત્તો દેખીને અંતરમાં ગલ-ગલિયાં થાય છે, મીઠાશ વેદાય છે ત્યાં આત્મજ્ઞાન ક્યાંથી હોય ? ન જ હોય. જે ત્રણે કાળના ભોગની તથા સ્વર્ગના ઇન્દ્રાદિના પુણ્યની ઇચ્છા કરતો નથી સર્વથી નિર્મમત્વી છે. એવા મુમુક્ષુ ધર્માત્મા જ્ઞાની [ગૃહસ્થ હોય અથવા મુનિ હોય ]–સાધકદશામાં હોય ત્યાંસુધી તેને અલ્પ અસ્થિરતા ચારિત્ર મોહના ઉદયને લીધે દેખાય છે. જે કંઇ મનના સંબંધી વિકલ્પની પ્રવૃત્તિ ઊઠે તેનો તેને આદર નથી; વળી તેને સંસારપ્રત્યે તીવ્ર વૈરાગ્ય, ઉદાસીનતા વર્તે છે. 'હું અનંત શાંતિમય જ્ઞાયક છું' એવી માન્યતાપૂર્વક પોતાના નિર્દોષ ( સહજ ) આનંદની મોજ ( -સ્વસ્વરૂપ રમણતા ) નિરંતર અનુભવતો હોય છે તેથી તેને વિકારી પ્રલોભનની નિમિત્ત ઇન્દ્રાણીઓ, રૂપસુંદરીઓ લલચાવે તો પણ તેને અંતરમાં ત્રિકાળ ક્ષોભ ન થાય. એવો સહજ આનંદનો સંતોષ ધર્મા-ત્માને પોતામાં હોય છે. બહારથી સંસારી વેશમાં ગૃહસ્થપણે રહેવું પડતું હોય છતાં સાંસારિક પ્રસંગોને ઝેર જેવા માને છે. ગુમડાં થયા હોય તેની દવા ન છૂટકે કરે તેમ આહારપાન, ગૃહવાસ વગેરે પ્રસંગોમાં તે ઉદાસીનતાથી વર્તે છે.

આગળ જે શુષ્કજ્ઞાની અને ક્રિયાજડ કહ્યા તેમને સ્વચ્છંદિતા ઘણી છે. મંદ કષાય,–શુભ ભાવ–કોને કહેવાય તેનું પણ ભાન નથી અને માને કે અમે શુભમાં પ્રવર્તીએ છીએ, મુમુક્ષુ છીએ તો જ્ઞાની કહે છે તેવું માનવું મિથ્યા છે.

જેને પાંચ ઇન્દ્રિયના વિષયોમાં સુખ બુદ્ધિ છે તેને મુમુક્ષુ ન કહીએ. બાહ્યથી કદી પુન્યાદિ ભોગ સામગ્રીનો યોગ ન દેખાય તેથી તું તેને અનાસક્ત નિસ્પૃહ, માને તો તે મિથ્યા છે. તેને અંતરંગમાં સંસાર સંબંધી આદર પડ્યો છે, પાંચ ઇન્દ્રિયના વિષયોની વાસના અવ્યક્તપણે છે, તેનું તેને ભાન નથી. જ્યાં સુધી સંસારનો કોઈ ...

ર્થની ઇચ્છા છે ત્યાંસુધી તેને ત્રણ કાળના પદાર્થની ગુપ્તપણે ઇચ્છા છે. મલિન વાસના રૂપ મોહ શું નથી કરતો? જ્યાં કામવાસનાનો અગ્નિ બળે છે, ત્યાં કાષ્ટરૂપ પુન્યના નિમિત્તો મળતાં તે અધિક ભભકી ઊઠશે માટે મુમુક્ષુપણું કોને કહેવું તે સમજવું જોઇએ.

કોઇ કહે અથવા માને કે અમે મમતા રહિત છીએ, સંસારથી અનાસક્ત છીએ, નિષ્કામપણે દયા, સેવા આદિ પરોપકાર કરીએ છીએ, પરોપકાર વડે અમારૂં કલ્યાણ થશે, તો તેમની તે વાત પરમાર્થે જૂઠી છે. 'આત્મા શું?' તેનું લક્ષ થયા વિના, સાચી પ્રતીત થયા વિના તે જીવો નકામા અહંકાર, મમકાર કરે છે. પોતાને જે વિષય સંબંધી રાગ છે તે રાગની રૂચિને તેઓ પોષે છે. તે રાગને ધર્મ માને છે. હું કોણ છું? શું માનું છું? શું કરું છું? તેનો વિચાર તથા નિર્ણય કરવાની ધીરજ તથા ગરજ કોને છે? કોઈ જિજ્ઞાસુ જીવ પૂર્વાગ્રહ છોડીને તત્ત્વ પામવાની સાચી જિજ્ઞાસાથી આગળ વધે, અંતરંગમાં પોતાના ત્રિકાળી સ્વભાવનો વિચાર કરે, મારામાં આ બધું શું થઈ રહ્યું છે, શું દેખાય છે, આ નિરૂપાધિક સ્વભાવમાં શુભ, અશુભ દશા તે શું છે તેનો વિચાર કરે, અંતરંગ પરિણામનો મધ્યસ્થપણે વિચાર કરે, ન્યાયથી વિવેક કરે કે ગયા કાળે મારી અંતરંગ ભાવના કેવી હતી, વર્તમાનમાં કેમ છે, હવે પછી કેવી હશે અને તે નિરૌપાધિક માનવી કે ઉપાધિવાળી એ સંબંધી ઉંડા વિચાર કરે તથા સત્સમાગમની રૂચિ કરે, સત્સમાગમ મેળવે અને સત્શાસ્ત્ર વડે અભ્યાસ કરે તો બધુંય સમજાય તેમ છે. પણ વર્તમાન લોકોને સંસારના કામ માટે વખત મળે, તેમાં ઘણું ડહાપણ દેખાડે પણ જ્યાં આત્મા સંબંધી, સ્વહિત સંબંધી સમજવાનું આવે ત્યાં બુદ્ધિ કામ કરતી નથી તેનું કારણ પોતાને હજી સાચી રૂચિ નથી. જે ધર્મના નામે કુળ ધર્મથી દેખાદેખીથી ક્રિયાઓ કરે છે તે શુભભાવ કરે છે કે કેમ તે સમજવા જેવું હોય છે. ઉપવાસ તથા વરસીતપ કરનારને ખાવાપીવાની લોલુપતાના ઘનગનાટ પણ ભારે વિચિત્ર હોય છે. આયંબિલ તપ, ઉપવાસ, ચઉવિહાહાર-પચ્ચક્‌ખાણ, પ્રતિક્રમણ-આદિનું નકલી નાટક કરનારને ધર્મ તો દૂર રહ્યો પણ મંદકષાયનુંય ભાન હોતું નથી. તેના

અંતરંગમાં તીવ્ર કષાયના આચરણ, ખાવા પીવાની લોલુપતા, પોતાના વિષે મોટાઈ, દંભ એ આદિ વિચિત્ર પ્રકાર જોતાં, સાંભળતાં વિવેકી ધર્માત્માને દયા આવે તેવું છે. સંસારનું જરા માન મળતું હોય, સંસારમાં લાભ દેખાતો હોય તો દેવ-ગુરુ ધર્મનો અનાદર થવા દે જેને પરવસ્તુમાં સુખબુદ્ધિ છે, સંસાર ઠીક રાખવાની ઇચ્છા છે અને માનાદિ કષાય પોષવાની કામના છે તેને આત્માની રુચિ હોય નહિ.

આત્મામાં અનંત સંતોષ, શાંતિ છે તેનું ભાન નહિ હોવાથી પરવસ્તુની ઇચ્છા, અસંતોષ અને અશાંતિ વર્તે છે. આત્મા નિત્ય છે તેથી તેની ઊંધી દશામાં સંસાર વાસનાનો અગ્નિ નિત્ય બળે છે, માટે પવિત્ર ચૈતન્ય ભગવાન પોતે ક્યાં બેઠો છે? શું સ્વભાવે છે? હું સ્વભાવમાં છું કે પરભાવમાં છુ? તેને વિવેકથી—ન્યાયથી સમજો. સાચું સમજવાની રુચિ કોને છે?

પ્રશ્ન:-આત્મજ્ઞાન થયા પછી સંસારમાં શું કરવા રહે?

ઉત્તર:—સંસારમાં રહેવાના ભાવ નથી. પણ પૂર્વ પ્રારબ્ધ કર્મના કારણે અને વર્તમાન પુરુષાર્થની નબળાઇથી રાગમાં જોડાય છે તે ચારિત્ર ગુણની કચાશ છે એટલે પોતાના પુરુષાર્થની નબળાઇ હોય ત્યાંસુધી અલ્પકાળ અસ્થિરતા થાય પણ તે સંબંધી કર્તૃત્વબુદ્ધિ મમત્વ ભાવ નથી. કારણ કે પોતે ત્રિકાળ જ્ઞાયક દૃષ્ટિ પવિત્ર દૃષ્ટિના ભાનમાં દોષ રૂપ મળ મેલના ઉદયને ટકવા દે નહિ. જે શુભ, અશુભ ...નના નિમિત્તથી વૃત્તિ ઊઠે, તેને તરત જ્ઞાનબળના વિવેકવડે ટાળે, ...ની પવિત્રદશા અને નિર્દોષ દૃષ્ટિ છે તે વીતરાગ દૃષ્ટિ છે; તેથી તેને સંસારભાવ નથી, માત્ર વીતરાગ સ્વભાવની પવિત્ર ભાવના ભાવે છે.

એ પવિત્ર દૃષ્ટિવાળા ધર્માત્માની અંતરંગ પવિત્ર દશા કેવી હશે? મોક્ષની પાત્રતા કેવી હશે? તેવો વિચાર કરનાર કોઈ વિરલ પુરુષ હોય.

ઘણા લોકોમાં એટલી અપાત્રતા ભરી છે કે પોતાની અનંત પાત્રતાનો વિચાર પણ આવતો નથી. આત્મા પવિત્ર છે એવી રુચિ પ્રતીત થવી પણ દુર્લભ છે. છતાં સંસારની રુચિની ...

સ્વતત્ત્વની રૂચિ કરે તો સમજવું કહ્યું નથી. પ્રથમ મુમુક્ષાપણું જોઈએ. તેને બદલે સહજ પણ પ્રતિકૂળતા દેખાય તો તેમાં ઘણી આકુળતા કરે છે. દેહની સગવડમાં જરા ખામી આવે તો મૂંઝાઈ જાય છે ખેદ કરે છે પણ તેને શાંતિ, ક્ષમા, સદાચાર, સમભાવ, વિવેકના વિચારો આવતા નથી. પારકા દોષ નહિ જોતાં પોતાના અંતરંગ પરિણામોને મધ્યસ્થપણે, ક્ષણેક્ષણે જોવાં જોઈએ. પોતાના વિચારો અને વર્તન પૂર્વે કેવાં હતા, વર્તમાન કેવાં છે અને હવે પછી કેવાં રહેશે તે સમજવાની તથા નિર્ણય કરવાની જેને કાળજી નથી તે સદાચાર કેમ પાળી શકશે? તે અધ્યાત્મ શાસ્ત્રનો બોધ કેમ પચાવી શકશે? કહ્યું છે કે:-'પાત્ર વિના વસ્તુ ન રહે' માટે પ્રથમ પાત્રતા જોઈએ પણ પછી એટલાથી જ અટકી અને શુભ પરિણામમાં સંતોષાઈ જનાર પરંપરાએ અધોગતિમાં જાય છે.

કોઈ પૂજા-સત્કાર, લોભ આદિમાં આત્માર્થ ચૂકી જાય છે; વળી કોઈ માને કે પુણ્ય કર્યા હોય તો સારા સાધન મળે અને પછી નિરાંતે ધર્મ થાય. પણ આત્માનું સાધન સદાય આત્મામાં જ હોય છે. આત્મા શુદ્ધ પવિત્ર જ્ઞાનમાત્ર છે; તેની સાચી શ્રદ્ધા વિના બાહ્ય સાધનમાં રૂચિ રહે છે; આ પુન્યાદિ બાહ્ય જડ સાધનની રૂચિમાંથી જડ ફાટશે અને આત્માર્થ અવરાઈ જશે. જેમાં પોતાના ગુણની ગંધ નથી તેના વડે મને ગુણ થશે, હિત થશે એમ માનનારા ચૈતન્ય સ્વરૂપમાં કાંઈ માલ નથી એમ સમજે છે; અને તે ઊંધી માન્યતાના કારણે તેને સૌ સાધન બંધનના નિમિત્ત થાય છે. બાહ્ય સાધનમાં શાંતિ નથી, ધર્મ નથી. જે ધર્માત્મા છે તેને કદી પૂર્વ પ્રારબ્ધવશે નર્કમાં-ભયંકર દુ:ખ મય [ અતિ અગવડતા વાળા ] ક્ષેત્રમાં જવું પડ્યું હોય તો પણ ત્યાં તેને દુ:ખ લાગતું નથી; ઉલટું તે ધર્માત્મા-આત્માનંદ, શાંતિમાં રહે છે. વર્તમાનકાળે શ્રેણિક મહારાજ નર્કલોકમાં છે એક ભવ પૂરો કરી ભગવાન તીર્થંકર થવાના છે ત્યાં તેમને ઘણી અગવડતાના સંયોગ વર્તે છે. છતાં ઉદય કર્માનુસાર દુ:ખોને ભોગવતા નથી. પોતે જ્ઞાનાનંદ-અરૂપી આત્મિક સહજ આનંદમાં સ્થિર છે; જ્ઞાતા સાક્ષી માત્ર છે તેમાં-અગ્નિરૂપ અતિઉષ્ણ પુદ્ગળ તેની અનંત પ્રતિકૂળતા, તથા અશાતા

વેદનીયનો યોગ પેસી શકે તેમ નથી. બહારથી ગમે તેવા પ્રતિકૂળ ભયાનક સંયોગો દેખાય છતાં તેની અસર લેવી ન લેવી પોતાને આધારે છે. આ નિમિત્ત મને ઇષ્ટ છે કે અનિષ્ટ છે એ માનવું અજ્ઞાનભાવ છે. પ્રારબ્ધવશે અલ્પ અસ્થિરતા થઈ જાય, તીવ્ર અશાતાનો ઉદય દેખાય તેમાં ચૈતન્ય ગુણને હાની નથી પણ તેમાં મારાપણું સ્થાપે-રાગી-દ્વેષી-થાય તો બંધનું નિમિત્ત બને છે.

અંતરંગ પરિણામ ઉપર બંધ અને મોક્ષનો આધાર છે બાહ્ય નિમિત્ત સાધન ઉપર નથી; આ લક્ષ રાખીને આત્મસ્વરૂપને સમજવાની તૈયારી કરવી પ્રથમ તો અંતરંગ વૈરાગ્ય, રાગાદિ કષાયનો ઘટાડો, સ્વચ્છંદનો ત્યાગ, પોતાની, હિણપનું દેખવું, તથા ગુણીના અધિક ગુણો પ્રત્યે પ્રમોદ, સંસાર-વાસનાનો ત્યાગ, દેહાદિની આસક્તિનો ઘટાડો અને પૂર્ણ પવિત્રતાના લક્ષે સંયમભાવ વડે અશુભાચારનો ત્યાગ કરવો તથા મતાર્થઆદિ પક્ષપાત રહિત સરલ બુદ્ધિવડે પરમાર્થ માર્ગમાં જોડાવું જોઇએ. હિત, અહિત શું તેનો વિવેક સમજવાનો અભ્યાસ જોઇએ.

પ્રથમ જ, નિમિત્ત રૂપ આ ગુણો તો આત્મજ્ઞાન પામ્યા પહેલાં જોઇએ. ત્યાગ, વૈરાગ્યને અંતરંગ ક્રિયા કહી છે; તેનો અર્થ એમ નથી કે આત્મા મન, વાણી દેહાદિની ક્રિયા કરી શકે છે અને પર-વસ્તુનો ત્યાગ કરી શકે છે, પણ અરૂપી ચિદ્ઘન એવો આત્મા હું અરાગી છું પવિત્ર છું એ લક્ષે રાગનો ત્યાગ કરે, જ્ઞાનબળ વડે ક્રોધ, માન આદિ કષાયની મંદતા કરે છે એટલે ત્યાગ, વૈરાગ્યની ભાવના વધે છે તેથી પ્રથમ જ આ પાત્રતા હોય તો તે આત્મજ્ઞાન પ્રાપ્તિનું નિમિત્ત કારણ છે, છતાં તેને કારણ ક્યારે કહેવું કે આત્મજ્ઞાન દશા પ્રાપ્ત કરે તો તે કારણ વહેવારથી થયું કહેવાય. લોકોને અઘરૂં લાગે પણ બીજું શું થાય? બીજો ઉપાય ત્રણ કાળમાં નથી. એ જાતનાં વિધિ વિના ન્યાય સમજ્યા વિના ભવ-ભ્રમણની અશાંતિ અને દુ:ખનો અંત નથી. સોંઘામાં સંતોષ મનાયો છે તે ઊંધી માન્યતાનો ત્યાગ કરવો પડશે. બાહ્ય ત્યાગ દેખાય તે જીવનું લક્ષણ નથી.

ત્યાગ વિરાગ ન ચિત્તમાં, થાય ન તેને જ્ઞાન;

સ્ત્રી, પુત્રાદિ કુટુંબ, પૈસા, વ્યવહાર આદિનો ત્યાગ તે ત્યાગ નથી. એનો ત્યાગ થવો ઉદયાધીન છે, આત્માને આધીન નથી. બાહ્ય ત્યાગ, વૈરાગ્ય આદિ પૂર્વે ઘણીવાર બની ગયાં છતાં આત્મધર્મ કેમ ન થયો તે વિચારવું. અત્રે કોઈ પૂછે કે શું અમારે વ્યવહાર-ધર્મ ન કરવો? તેનો ઉત્તર એમ છે કે પ્રથમ જ અરાગી પવિત્ર આત્માના લક્ષે રાગ, દ્વેષ, કષાયનો ત્યાગ કરવાનો પુરુષાર્થ કરવો. દેહાદિ ક્રિયાના મમત્વનો, કર્તૃત્વપણાનો ત્યાગ કરવો તેમાં જે શુભભાવ થાય તે વ્યવહારથી સારી ભૂમિકા કહેવાય. પણ તેમાં જ સંતોષ માની અટકી જાય અને બોધિબીજ ( સમ્યક્ત્વ ) ની પ્રાપ્તિનો ઉપાય ન રાખે તો આત્માર્થનું લક્ષ ચૂકી જાય છે અને તેના શુભ પરિણામ, મંદકષાયરૂપ સાધન નાહક ભારરૂપ થાય છે.

ત્યાગ એટલે એવા મલિન ચિત્તનો ત્યાગ-આત્મા નિર્મળ જ્ઞાનમાત્ર, સાક્ષી રૂપ છે અને રાગ, દ્વેષ, ઇચ્છાઆદિ આત્મસ્વભાવમાં નથી, આત્મા દેહાદિની ક્રિયાને કરી શકતો નથી, જડ પરમાણુને તથા શુભ અશુભ કર્મની અવસ્થાને પકડી શકતો નથી પણ પોતાના અજ્ઞાન ભાવને પકડે છે. કોઈ પરવસ્તુનો ગ્રહણ—ત્યાગ આત્મામાં નથી. ભૂલ કરવી એ આત્માનો સ્વભાવ નથી ભૂલ કરવાનો ધર્મ નથી; એમ અવસ્થાની ભૂલને યથાર્થ જાણે અને અભૂલ ભાવે ભૂલને ટાળે તો ફરી ભૂલ થવા ન દે.

આત્મા અનાદિ અનંત પવિત્ર, અરાગી તત્ત્વ છે તેને ઓળખવાનો અભ્યાસ, સ્વચ્છંદ એટલે દર્શન મોહ ટાળવા માટે કરવો જોઇએ. સ્વચ્છંદ ટળ્યે પ્રતિબંધ ટળે છે.

ધર્મના ચાર દ્વાર કહ્યા છેઃ-ક્ષમા, નિર્લોભતા, સરલતા, નિર્માનતા એ આદિ નીતિ દ્વારા પાત્રતા પ્રગટે છે. દ્વાર વિના ઓરડામાં પ્રવેશ થાય નહિ તેમ આ ક્ષમા આદિ નીતિ વિના વ્યવહાર ધર્મમાંય પ્રવેશ થાય નહિ. ઉત્તમ ક્ષમા એ પરમાર્થ સ્વરૂપ આત્માનો સહજ સ્વભાવ છે; માટે સમભાવનો અભ્યાસ કરવો, પણ આત્માના લક્ષે વાંચન મનન થવું જોઇએ. આત્મજ્ઞાન પ્રાપ્તિની સાચી જિજ્ઞાસા ઉત્કૃષ્ટ રુચિ વડે આ

મધું આત્મજ્ઞાનના લક્ષે સ્વાનુભવની પ્રાપ્તિ અર્થે છે એમ નિત્ય લક્ષમાં રહેવું જોઇએ.

જીવ આત્મજ્ઞાન વિના પરવસ્તુમાં હિતબુદ્ધિ માની બેઠા છે તેથી સૌ સાત્રન બંધનરૂપ થયા છે.

લોકો આત્માના વ્યવહારનયને ભૂલીને એકાંત વ્યવહારાભાસને પકડી બેઠા છે. બાહ્ય ક્રિયાને ચારિત્ર માને છે. લૌકિક નીતિને ગ્રહણ કરી, એટલે અમે ધર્મી છીએ એમ મંદ કષાયમાં સંતોષ માની બેઠા છે. પણ આત્મા પૂર્ણ પવિત્ર વીતરાગ છે તેની પવિત્ર શાંતિ આત્મામાંજ છે. તેનો સ્વભાવ શું? તેની ઓળખ નથી તેથી આત્મામાં બેહદ સુખ છે તેનું વેદન ક્યાંથી થાય! લોકો પોતાની કલ્પનામાં અટકે છે. જ્ઞાનીને અટકવું થતું નથી.

આત્મા અસંયોગી નિર્મળ છે તેમાં પરના નિમિત્તનો અંતરંગ સંયોગ ઉદયકર્મ–રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ,મમતા આદિની જે શુભ, અશુભ વિકારી ભાવની વૃત્તિ ઊઠે છે તેનો જ્ઞાન ભાવે નાશ કરવો, એટલે કે તેનો ત્યાગ, વૈરાગ્ય કરવારૂપ જ્ઞાનની ક્રિયારૂપ વ્યવહાર કહ્યો છે. દેહાદિ જડની ક્રિયામાં વહેવાર થી. ઘણાને બાહ્ય ત્યાગનું માહાત્મ્ય દેખાય છે. પણ બાહ્ય વસ્તુનો સંયોગ વિયોગ થાય છે. અઘાતી કર્મના ઉદય યોગે તે બાહ્ય વસ્તુને લઉં, મુકું, ત્યાગ કરૂં એ માન્યતા મિથ્યા છે. કોઇપણ જીવે નિશ્ચયે ખરેખર જડ પદાર્થો કદી ગ્રહ્યા નથી તો પછી તેનો ત્યાગ થઈ ક્યાંથી શકે! ગ્રહ્યા હોય તો છોડી શકાય. અઘાતી કર્મના ઉદયના નિમિત્તથી પદાર્થોનો સંયોગ થવાનો હતો નહિ એટલે તેની અંતરાય હતી તેથી સંયોગ થયો નહિ એટલે વિયોગ વર્તે છે ખરી રીતે બાહ્ય સંયોગ થવાનું નિમિત્ત ન હતું એટલે તેને એવો વિકલ્પ આવ્યો કે ત્યાગ કરૂં છું. એ ઉદય ભાવ છે. બાકી જ્ઞાની એમ ન કહે કે તું જડ વસ્તુનો ત્યાગ કર પણ રાગ, દ્વેષનો ત્યાગ કરવાનું કહે. હું અકષાયી છું તો અકષાયી થાઉં એવા પુરુષાર્થ વડે ત્યાગ વૈરાગ્યાદિ નિમિત્તો બને. સદ્‌ગુણો ખીલે એટલે સહજે વિપરીત નિમિત્તો–રાગના

કારણો-ખસી જાય; ઉપદેશમાં નિમિત્તનાં વાકયો આવે તેનો આશય, ગૂઢાર્થ સમજવો જોઇએ. આત્મજ્ઞાન એટલે સમ્યગ્ બોધબીજ. તેને વાવવા અર્થે ક્ષેત્ર-વિશુદ્ધિ જોઇએ. પણ અંતરંગમાં મોહકર્મનું નિમિત્ત પોતાનો મોહભાવનો, અર્થાત્ ભૂલનો ત્યાગ તથા અંતર-વૈરાગ્ય કરવાનો છે તેને બદલે બાહ્ય દૃષ્ટિ જીવો જડનો ત્યાગ એટલે પર નિમિત્તના ત્યાગને પકડી બેઠા છે અને મંદકષાયમાં ધર્મ માને છે. અજ્ઞાનરૂપી પાડો એવા શુભ પરિણામ રૂપી તારા ઘણા દ્રવ્ય—ચારિત્ર રૂપ ઘાસ ગળી ગયો છે તેથી ભવ ઘટયો નહિ,—ઉલટું માન વધ્યું અને સંસાર વધ્યો. બહારથી પાંચ મહાવ્રત આદિ ક્રિયાના શુભ પરિણામ કરે અથવા ઘણાં શાસ્ત્રો વાંચે, સાંભળે એટલે માને કે અહો હો! અમે ઘણું કર્યું, અમે ઘણો ત્યાગ, વૈરાગ્ય તથા સમભાવ રાખ્યો છે; પણ તે બધાં-અજ્ઞાનપૂર્વક થતાં ઉદયભાવને ધર્મ માન્યો તેથી પોતાના અવિકારી આત્માનો અનાદર કર્યો છે. અજ્ઞાન પૂર્વક ત્યાગ, વૈરાગ્ય, વ્રત, તપ વગેરે બાળ ચાલ છે. પુણ્યથી ધર્મ થશે, શુભ જોગથી સંવર થશે એમ શુભ પરિણામમાં સંતોષાઇ જાય અને આત્માને નામે ઊંધી માન્યતાને પોષણ આપે છે. ચામડી ઉતરડીને ખાર છાંટયા છતાં શુભ ભાવરૂપ સમભાવ રાખનારા ઘણા પ્રકારના પરિષહ સહન કરનારા,ઘણું પુણ્ય બાંધીને કદી દેવલોકમાં ગયા ત્યાંથી નરક નિગોદમાં ચાર ગતિમાં રખડે છે. મોહકર્મના ઉદયની અસર લઇને ક્ષમા ધારણ કરી અને માન્યું કે મેં ઘણી ક્ષમા રાખી છે. પણ સહજ સ્વભાવની બેહદ ક્ષમાને હદવાળી માનવી તેતો અજ્ઞાન-ભાવ છે. આત્મા પરનો કર્તા, ભોક્તા નથી એવો અખંડ સ્વભાવ જાણ્યા વિના તેનો સમભાવ, ત્યાગ, વૈરાગ્ય સાચો ન હતો. બેહદ સ્વભાવને ઓળખ્યા વિના માત્ર એટલી મર્યાદાવાળો આત્મા માન્યો, ઉદય કર્મનો કર્તા, ભોક્તા બન્યો અને ઉદયના નિમિત્તમાં ધર્મ માન્યો. હું દયાવાળો છું એમ માન્યું ત્યાં પોતાને રાગરૂપ માન્યો એટલે પોતાના અરાગી સ્વરૂપને પરભાવ રૂપ માન્યો—વળી પૂર્વે પાદોપગમન સંથારો કરી બધા જીવોની દયા પાળવા રૂપ શુભભાવ કર્યો છતાં ધર્મ ન થયો; હાલ્યા ચાલ્યા વિના મરણ પર્યંત સ્થિર રહ્યો છતાં સ્વદયા ન થઇ; સંવર ન થયો. લોકો પરદયાની વાત કરે છે તે

ઉત્તર:—પુરુષાર્થ ન કરે તે કારણે. સંસારમાં ઘર, ધંધા, રૂપીયા વિગેરેની રુચિ કેમ રહે છે? તે પાપની રુચિ છોડી પવિત્ર ભગવાન્ આત્માની ઉત્કૃષ્ટ રુચિ કરો; મલિનતા ટાળવાનો પ્રયત્ન કરો. જે છે તે પોતાથી સમજાય છે. દરેક આત્મા સ્વતંત્ર છે.

પ્રશ્ન:—સંસારમાં રહીને આત્મજ્ઞાન કેમ થાય?

ઉત્તર:—સંસારમાં ન છૂટકે રહ્યો હોય છતાં આત્માના ભાન સહિત પવિત્રદશા અને નિર્દોષ દ્રષ્ટિ હોય છે. ગૃહસ્થ વેશમાં વર્તમાનમાં પણ ભગવતી આત્માઓ છે. જેના અંતઃકરણ અતિ પવિત્ર છે, સાચું સમજવાની જીજ્ઞાસા વધે તો આત્મબોધ પરિણામ પામ્યા વિના રહે નહિ. આત્માની એક સેકન્ડના આનંદ સાથે ત્રણ કાળના ઇન્દ્રલોકના સુખ સરખાવો તો પણ આત્મજ્ઞાન તુલ્ય નહિ આવે, એ અપૂર્વ વસ્તુ તત્ત્વ પામવાની વિધિ વર્તમાનમાં પણ છે.

તા. ૨૩—૯—૩૯

૭ંમી ગાથા વિષે કાલે કહેવાયું. હું આત્મા શુદ્ધ અવિનાશી રાગ રહિત છું, નિર્મળ, અબંધ છું એવી શ્રદ્ધા, અનુભવ અને લક્ષ વિના મનના શુભ પરિણામ વડે મંદકષાય કર્યાં, એકલાં ત્યાગ, વૈરાગ્યમાં જ કૃતકૃત્યપણું માનીને સંતોષાઈ જાય એ પણ ભવસાગરમાં બૂડે. અજ્ઞાનપૂર્વક ત્યાગ, વૈરાગ્ય હોવાથી, પરજીવને ન મારવા તે દયા તથા પોતે માનેલા એવા પાંચ મહાવ્રત આદિ શુભ પરિણામ એ જ કૃતાર્થપણું હોય તેમ માને છે. પણ એ ભાવ તો રાગભાવ છે. મનના શુભ પરિણામ છે. એ કર્મ ભાવથી આત્માને ગુણ થશે એમ માનવું તે વીતરાગ માર્ગની આશાતના છે. અને જેને ખોટા માર્ગની પકડ કરવી નથી, તેણે સત્‌ની જિજ્ઞાસા વધારવી. સત્ સમાગમનો યોગ થયા વિના આત્મજ્ઞાન નહિ થાય.

આત્મા તદ્દન અક્રિય જ્ઞાયક છે તેની પૂર્ણ પવિત્રતાની યથાર્થ શ્રદ્ધા જોઈએ; ત્રિકાળ આત્મ દ્રવ્ય અસંયોગી છે, પુન્ય, પાપ, રાગ રહિત છે એવા ભાન વિના, લક્ષવિના ત્યાગ—વૈરાગ્યમાં અજ્ઞાન

ભાવનો, અને ઊંધી દૃષ્ટિનો સાથ છે, તેથી હું ત્યાગી છું, હું ચારિત્રવાળો છું, એ આદિ પ્રકારે મન મનાવવાના ભાવ થાય છે, અને બાહ્ય ત્યાગ થી રહિત કોઇ ધર્મબુદ્ધિવાળા ગૃહસ્થ હોય, તેનો તિરસ્કાર કરવાનો ભાવ કરે છે. તેનું કારણ અજ્ઞાન ભાવ છે. પર્યાય દૃષ્ટિ છે. અમે પાંચ મહાવ્રત પાળીએ છીએ, અમારે ચારિત્ર છે, અને આ ગૃહસ્થ જ્ઞાનની વાતો કરે છે, જ્ઞાની હોય તો તેને ત્યાગ, વ્રત, ચારિત્ર વગેરે કેમ નથી? અમારામાં છે એમ જડ કર્મના ઉદયથી પોતાને ઓળખાવે છે. આગ્રહ પણ એવો રાખે કે અમે બાળબ્રહ્મચારી છીએ. કોઇ પરણીને પછી બ્રહ્મચર્ય પાળે, ત્યાગ કરે તેનું વ્રત અમારા જેવું ન કહેવાય. વળી કેટલાક બીજાનું સુંદર મુખ તથા વાણી સુંદર ન હોય અથવા નિરોગી શરીર ન દેખે તો તેને પોતાનાથી હલકા માને છે એ પર્યાય દૃષ્ટિ જીવો અજ્ઞાની જાણવા. વળી જેને બ્રહ્મચર્ય માને છે તે મન, વાણી, દેહનું માનેલું હોય છે. બ્રહ્મ એટલે જ્ઞાન સ્વરૂપ આત્મા કેવો છે તેનું યથાર્થ ભાન હોતું નથી તો પછી સાચું ચારિત્ર ક્યાંથી હોય? ચક્રવર્તી રાજા તીર્થંકર થવાના હોય, તે ગૃહસ્થવેશમાં હતા ત્યારે હજારો સ્ત્રીઓનો યોગ છતાં બ્રહ્મચારી જ્ઞાની હતા. તેના પરિણામ કેવા હશે? અંતરંગમાં પવિત્ર વીતરાગ દશાનો વિવેક વર્તે છે. પ્રથમથી કોઇએ ત્યાગ કર્યો કે પછી ત્યાગ કર્યો તેથી પ્રથમવાળો માને કે હું બાળબ્રહ્મચારીએ ગર્વ મિથ્યા છે. ચક્રવર્તી રાજાઓ છનું હજાર સ્ત્રીઓનો ત્યાગ કરી બે ઘડીમાં કેવળજ્ઞાન પામીને ભગવાન થાય છે. ઊંડા ઉતરી ન્યાયની તુલના કરે તો વિરોધ નથી. જેને વસ્તુની પરીક્ષા નથી તેને પરિણામ ઓળખવાનો ભાવ નથી એટલે બાહ્ય દૃષ્ટિ જીવોના ત્યાગ, વૈરાગ્ય અજ્ઞાન રૂપ જ હોય છે, અને પોતાની દૃષ્ટિએ બીજાને જુએ છે. પોતે બાહ્ય ક્રિયા કરતો હોય, પોતામાં ત્યાગ, વૈરાગ્ય દેખતો હોય તે બીજામાં પોતાના જેવું ચારિત્ર ન દેખે તો તેની નિંદા કરે છે. જ્ઞાનીનો માર્ગ ન્યાયી છે. ગઇ કાલનો મહાપાપી કસાઇ હોય પણ તે પાપનો ત્યાગ કરી વર્તમાનમાં ધર્મી થઇ શકે છે, અને મિથ્યાદૃષ્ટિ પરજીવની દયા પાળનાર રખડે છે.

તત્ત્વજ્ઞાનના જિજ્ઞાસુએ સરલતાથી અનેક ન્યાય સમજવા

પડશે જો ગુણ દોષનો વિવેક નથી તો મુમુક્ષુપણું પણ નથી. સાચું સમજવાનો કામી હોય તે વિવેકી અને મધ્યસ્થ હોય છે. આવા આત્માર્થી હોય તેના આચાર, વિચાર વિપરીત ન હોય. સો ઉંદર મારીને બિલાડી પાટ બેઠી એવો કટાક્ષ કરવાની ભાષા અને ભાવ કોઇ પ્રત્યે ન હોય. દરેક જીવ શક્તિરૂપે પરમાત્મા છે. તે ક્ષણમાં જ્ઞાની બને છે. સમંત ભદ્રાચાર્ય મહારાજ કહે છે કે નીચ કુળમાં જન્મેલો જીવ કદી આત્માનું ભાન પામે તો તેને દેવો પણ પુજ્ય કહે, કારણ કે તે ધર્માત્માને પાંચમું ગુણસ્થાન વર્તે છે. ગણધરો પણ તેને દેવથી ઉત્તમ કહે છે. કારણ કે સર્વાર્થસિદ્ધ વિમાનના દેવ કરતાં પણ તેના ગુણની ભૂમિકા અનંતગુણી ઉત્તમ છે. બાહ્યદૃષ્ટિએ તફાવત એટલો કે તે દેવોને પુન્યનો યોગ છે અને આ ધર્માત્મા કદાચ લાકડાના ભારા વેચીને નિર્વાહ કરતો હોય, છતાં જ્ઞાનીની દૃષ્ટિએ દેવથી આ પાંચમા ગુણસ્થાનવાળો અધિક છે બાહ્યદૃષ્ટિ જીવો પર્યાય દેખે છે, અને કહે છે, કે આને વેપાર, સ્ત્રી, ધન વિગેરે પરિગ્રહ છે, અને અમે ત્યાગ કર્યો છે, અમે ચારિત્રવાન છીએ, એ માટે અમારો આદર કરો. એ પ્રકારે માનાર્થી અને મતાર્થી બાહ્યદૃષ્ટિ વિષે કહ્યું એવા જીવોને જૈન દિક્ષા જેને દુષ્કર સંયમ કહે છે તેના કડક ચારિત્રની વિધિ ક્રિયાકાંડ, ત્યાગ, વૈરાગ્ય હોવા છતાં માન વધારવા માટે તેમણે કર્યું છે. જો આત્મજ્ઞાન અર્થે હોય તો વિનય, નિર્માનતા, વિવેક, અને પાત્રતા તથા સાચી જિજ્ઞાસા હોય. લોકોનો ઉપદેશક ન થાય. મૂળમાર્ગની ખબર નથી, અંતરંગમાં મનની સૂક્ષ્મ ક્રિયા, રાગ, દ્વેષ શું થાય છે, તેની ખબર હોતી નથી સ્વભાવ પરભાવનો વિવેક નથી તો પછી પોતાને અંતરમાં રાગ, દ્વેષ, વિષયવાસના શું થાય છે! પોતે શું કરી રહ્યો છે! શું આની રહ્યો છે! તેની ખબર હોતી નથી. સાચું સમજવાનું લક્ષ આત્મા પ્રત્યે કરે નહિ અને બીજા લોકોની ચેષ્ટા જોયા કરે; વળી અંદરમાં કર્તૃત્વભાવ, રાગાદિ, માનાદિ, સ્વચ્છંદનું વલણ રહેતું હોય છે. સ્વચ્છંદ અને મતાગ્રહનું પોષણ મેળવતો હોય છે તેથી પોતાને વિષે રહેલા દોષ પોતે જાણી શકે નહિ. પણ પાત્રતાની રુચિ વધારે અને સત્ સમાગમ શોધે, સત્પુરુષને ચરણે જાય તો તેના

એવા દોષ ટળવાનો અપૂર્વ પ્રસંગ આવે. વળી પોતાને સમજ્યા વિના સ્વચ્છંદે જિન-આજ્ઞાના નામે પૂર્વે વ્રત, ચારિત્ર, બ્રહ્મચર્ય આદિ અનંતવાર કર્યું પણ સમ્યગ્દર્શન ન થયું. શુભ, અશુભ રાગ, મનના સબંધનો વિકલ્પ તુટીને વીતરાગ, સમાધિ (ભાવચારિત્ર)નો અંશ પણ પ્રગટ ન કર્યો, મોક્ષમાર્ગમાં તો સ્વસ્વરૂપની યથાર્થ ઓળખાણ અને પરધર્મથી સ્વધર્મની જુદાઈ જાણીને આત્મામાં જિન દીક્ષા,-જિનદશા પ્રત્યક્ષ પ્રગટવી જોઈએ. અંતરમાં ઊંડાણમાં સંસારની મીઠાશ, તૃષ્ણા અને પુણ્યાદિ સગવડતાની (બાહ્યપદાર્થની) રુચિ વર્તે છે; એ દોષને જાણે પછી દોષ ટાળવાનો ઉપાય માત્ર આત્મજ્ઞાન છે, એમ સમજી આત્મજ્ઞાનને લક્ષે અંતર્-ત્યાગ, વૈરાગ્ય પથમ પાત્રતા માટે પ્રયોજનવાન છે.

શ્રીમદ્ રાજચંદ્રે પાત્રતા મેળવવા વિષે ઘણા પ્રકારે કહ્યું છે:— તેમાં એક પ્રકારે કહ્યું છે કે પરમાર્થની રુચિપૂર્વક

(૧) સંસાર પ્રત્યે ઉદાસીનતા

(૨) વિષયભોગ પ્રત્યે અનાશક્તિ

(૩) દેહાદિની મમતાનો ઘણો ઘટાડો

(૪) માનાદિ કષાયનો ઘટાડો

વળી બીજી રીતે કહ્યું છે કે:—

(૧) વિશાળબુદ્ધિ = પક્ષપાતરહિત "અનેકાન્ત" ન્યાય દૃષ્ટિ.

(૨) મધ્યસ્થતા = ઉદાસીનતા, મમતાનો અભાવ. આ બે દર્શનમોહ (મિથ્યાત્વ)ના નાશનો ઉપાય છે.

(૩) સરલતા = નિર્માનપણું. પોતાના દોષ દેખી તે ટાળવા.

(૪) જિતેન્દ્રિયપણું. આ બે ગુણ ચારિત્રમોહ ટાળવાનો ઉપાય છે.

ત્રીજા પ્રકારે (૧) શમ, (૨) સંવેગ, (૩) નિર્વેદ, (૪) અનુકમ્પા. (૫) પોતાના સત્ સ્વરૂપ પ્રત્યે શ્રદ્ધા, રુચિ તથા ક્રોધ,

માનાદિ કષાયનો ઘટાડો શાસ્ત્રમાં ખાસ પાંચ કારણો કહ્યા છે તે નીચે મુજબ છે

(૧) ક્ષયોપશમ (૨) કષાયની મંદતા અથવા વિશુદ્ધિ (૩) દેશના એટલે સત્પુરુષનો ઉપદેશ-તત્ત્વબોધ, સત્ પુરુષનો ઉપદેશ (૪) પ્રાયોગ્યલબ્ધિ-મતિની નિર્મળતા અથવા પક્ષપાત રહિત સરળ બુદ્ધિ થવા માટે પાત્રતા વરતા કર્મનીસ્થિતિ, અનુભાગનુ મંદ થવુ (ઘટવુ) (૫) કરણ લબ્ધિ એટલે ચારિત્ર ગુણના પરિણામની વિશુદ્ધિ પાત્રતા પામવા માટે યથાર્થ સત્પુરુષનો તત્ત્વઉપદેશ ભાવથી શ્રવણ કર્યો હોય, વિચારીને મનન કર્યું હોય, જેટલા ગુણો પ્રગટાવ્યા તેને અધિક કરી ટકાવી રાખવા જોઈએ મંત્ર દોષ (ચારિત્રના દોષ) ઓછાં થતાં નથી પણ અભિપ્રાયમાં શીઘ્ર બંધ દોષ ટાળવાનું લક્ષ (હું આ નથી છુ, શુદ્ધ છુ આ) હોવુ જોઈએ વળી કહ્યુ છે કે સ્વચ્છંદ અથવા દર્શનમોહનો ત્યાગ એટલે હું કંઈ જાણુ છુ, મે જાણ્યુ તે સાચુ છે એ પ્રમાણના મિથ્યા આગ્રહનો ત્યાગ જોઈએ એક પત્રમાં શ્રીમદે લખ્યુ છે કે ' માન ન હોત તો અહીંયા જ મોક્ષ હોત '

સ્વચ્છંદ = દર્શનમોહ

પ્રતિમંત્ર – ચારિત્રમોહ

આ ઉપાધિક કર્મભાર માન જાય સ્વભાવમાં નથી, હું બધા પરદ્રવ્યો (દેહાદિ તથા રાગ, ક્રોધાદિ) થી જુદો છુ, પવિત્ર છુ, અનંત ઐશ્વર્ય-સામર્થ્યથી પૂર્ણ છુ એમ અભ્યાસદ્વારા અંતર વિચાર મનન વડે અધિક પણે અભિપ્રાયમાં જેને દૃઢ થયુ કે આત્મા નિર્મળ, અવિકારી છે અને સાથે એમ પણ આવ્યુ કે આ પુદ્ગલકર્મ નિમિત્તના દોષ, મગ, મેલ મારા નથી (મારા સ્વભાવમાં નથી) વર્તમાનમાં અશુદ્ધ અવસ્થા દેખાય છે તેને (મલાદોષને) ટાળવાનો પ્રયત્ન કર્યા વિના રહે નહિ

ક્રિયાજડવાદી વિશે આગળ કહ્યુ છે કે શરીરને રોકી રાખવુ, ખાવા ન ખાવા, ભોગની ક્રિયાનુ અભિમાન કરવુ, તેનાથી તો મંદ કષાય (પુણ્ય પરિણામ) પણ નથી —ક્રોધ, માનાદિ કષાય તથા દેહાદિ મમતાને ઘટાડયા વિના શુભ પરિણામ પણ નથી

જો પરમાર્થ તત્ત્વના લક્ષસહિત મંદકપાય અંતરત્યાગ, વૈરાગ્ય હોય તો તે સાધનક્રિયા નિમિત્તરૂપે કહી છે. વળી મનના શુભ વિકલ્પથી ( પુણ્ય પરિણામથી ) પણ ધર્મ નથી. પણ જીવ પોતે અકપાયને લક્ષે મંદકપાયનું વલણ ( પુરુષાર્થ ) કરે એટલે મનના શુભ પરિણામ અને કપાયની મંદતા થાય. પણ તે સાધનનું સફળપણું ક્યારે કે જો સાચી જિજ્ઞાસાથી સ્વતત્ત્વનો અભ્યાસ કરે.

સર્વજ્ઞ વીતરાગ ભગવાનના અનેકાન્ત સ્વરૂપના ન્યાયની વિધિ સમજે કે: આત્મા જ્ઞાનમાત્ર અવિનાશી, પવિત્ર છે, અબંધ છે, અક્રિય છે, શુભાશુભ વિકલ્પ રહિત અવિકારી છે. સર્વજ્ઞ ભગવંતે જેવો જાણ્યો છે તેવો પ્રમાણ કરીને, પૂર્વાપર વિરોધરહિત પોતાનું યથાર્થપણું માને તો સત્સમાગમવડે આત્મતત્ત્વની પ્રાપ્તિ સુલભ છે. પણ સ્વચ્છંદે, અજ્ઞાનવડે દુર્લભ છે.

શુષ્કજ્ઞાનથી પણ કલ્યાણ નથી એમ કહ્યું છે. વળી પુણ્યાદિ ક્રિયા દેહાદિવડે વ્રત, તપ, ચારિત્રથી તથા બુદ્ધિ બળથી પણ સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત થતું નથી. પણ સર્વજ્ઞ પ્રમાણ ન્યાયથી સમજણની વિધિથી પ્રાપ્તની પ્રાપ્તિ છે. શાસ્ત્રોના જાણપણાવડે મનની ધારણાથી આત્મજ્ઞાનની પ્રાપ્તિ થતી હોત તો અનંતવાર આચારાંગ આદિ અગ્યાર અંગનું જ્ઞાન કર્યું, એમાં અસંખ્યા ક્રોડ શ્લોક હોય છે તેની વિદ્યા, મનની ધારણા બુદ્ધિની બહોળાશ પૂર્વે ઘણીવાર થઇ છતાં પ્રાપ્તિ ન થઈ. વળી જૈનધર્મની વહેવારથી શ્રદ્ધા કરી ચારિત્ર પણ પાળ્યું, મનની ધારણારૂપે વહેવાર દર્શન, જ્ઞાન, ચારિત્રનો સ્વીકાર પણ કર્યો, વહેવારથી જિનઆજ્ઞાને માની છતાં હજી ભવભ્રમણ દેખાય છે, ભવનો અંત દેખાતો નથી, બધુંય બીજું કર્યું પણ એ કર્મભાવથી અંશમાત્ર સતધર્મ પ્રગટ્યો નહિ. આત્મામાં અતીન્દ્રિય આનંદ–શાંતિ છે તેનું વેદન થયું નથી તેથી હજી સત્ સમજાયું નથી આત્મામાં જ અસંયોગી, અતીન્દ્રિય આનંદ છે, મન, ઇન્દ્રિયથી ભિન્ન સહજ આનંદ ચૈતન્ય સ્વભાવની શાંતિ છે તેનો અનુભવ પ્રગટ થવો જોઇએ. તે જાતની વિધિ, પુરુષાર્થની સ્થિરતા અનેરી છે. સત્ સમાગમ, ગુરૂગમ અને યથાર્થ સમજણનો વિવેક પૂર્વાગ્રહ ( મતાર્થ, માનાર્થ ) છોડ્યા

વિના નહિ સાંપડે. આત્માને સમજવાની સાચી રુચિ થયે, સત્સાધન, સત્સમાગમ તથા સદ્‌ગુરુ અવશ્ય મળે જ. અને તેથી યથાર્થ વિવેકમય સ્વભાવ જાગૃત રહે.

હવે આત્માર્થીના ખાસ લક્ષણ કહે છે.

જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ;
ત્યાં ત્યાં તે તે આચરે, આત્માર્થી જન એહ. ૮

જ્યાં જ્યાં જે જે યોગ્ય છે તે તે યથાસ્થાને સમજવું એટલે જ્યાં તત્ત્વ દૃષ્ટિ સંબંધી વાત ( ન્યાય ) હોય ત્યાં શુદ્ધ દ્રવ્યની વાત સમજે. જે જે અપેક્ષા ( દૃષ્ટિ ) થી જે જે ન્યાયનું પ્રયોજન હોય ત્યાં તેમ જ સમજે અને જ્યાં પુરુષાર્થવડે રાગ, દ્વેષ ઘટાડવાનું કથન હોય ત્યાં પરમાર્થ હેતુરૂપ વહેવાર યથાયોગ્ય સમજે, એકાંત દૃષ્ટિ પકડી ન બેસે. પરમાર્થે આત્મા અકષાયી કહ્યો છે. વળી તમો રાગદ્વેષ આદિ બાહ્ય આભ્યંતર પરિગ્રહ ત્યાગ કરવાનું કેમ કહો છો? જ્ઞાન માત્ર આત્મામાં બીજું કાંઈ ( ઉપાધિ માત્ર ) નથી. પૂર્વે અનંતવાર કષાયની મંદતા, ત્યાગ, વૈરાગ્ય, ચારિત્ર વગેરે કર્યું છતાં તે શુભ પરિણામથી આત્મજ્ઞાન ન થયું એમ તમે આગળ કહ્યું હતું ને? વળી પુણ્યવડે જોગની ક્રિયાવડે અકષાયી આત્માને લાભ ન થાય. શુદ્ધભાવ વિના ધર્મ નથી; એમ શાસ્ત્રમાં પણ કહ્યું છે. એમ કોઈ એકાંત નિશ્ચય કથન પકડીને પરમાર્થભૂત પુરુષાર્થ રહિત થાય. મારે રાગ દ્વેષ સર્વથા નથી એમ માને અને સ્વચ્છંદમાં વર્તે તો હજી મંદકષાય, અંતરત્યાગ, વૈરાગ્ય થયા વિના જાશે ક્યાં? નરક, નિગોદ આદિ અશુભ ગતિમાં જશે. જ્ઞાનીનો ઉપદેશ અશુભ પરિણામ ( પાપમાં ) જવાનો ન હોય.

( જીવ એકાંત પકડે છે તેનું દૃષ્ટાંત—કોઈએ કહ્યું પડીશ તો મરીશ. આ સાંભળનારે કજીયો માંડ્યો કે મરવાનું કેમ કહ્યું? ખરી રીતે તો કહેનારે તેને પડતો બચાવવા કહ્યું છે. છતાં તે અધુરું સમજે અને એકાંત વિરોધને પકડે તેનું શું થાય? )

શાસ્ત્રમાં મોક્ષમાર્ગનું કથન હોય ત્યાં એમજ આવે છે કે પુણ્ય પરિણામ સર્વથા હેય ( ત્યાગવા યોગ્ય ) છે. પાંચ મહાવ્રત આદિ સર્વ

શુભ પરિણામ તે આશ્રવ છે, કર્મભાવ છે, માટે છોડવા યોગ્ય છે. પણ હજી જે જીવ પરમાર્થ તત્ત્વને પામ્યો નથી, રાગ, દ્વેષ, અજ્ઞાન ભાવમાં ટકયો છે અને મંદ કષાયનો પુરૂષાર્થ છોડીને સ્વછંદ અનાચારમાં વર્તે છે તેને મુમુક્ષુપણું પણ સંભવે નહિ. વળી ધર્માત્મા સાધકને હજી ચારિત્રની અધુરાશ છે, અભિપ્રાયમાં રાગાદિ અસ્થિરતા સર્વથા હેય ( ત્યાગવા યોગ્ય ) છે, પણ વચ્ચે શુભ પરિણામ અને શુભ નિમિત આવે જ. પણ જે આ શુભનો નિરોધ કરી અશુભમાં વર્તનાર કંઇ સમજ્યો નથી. જે મુમુક્ષુ–મોક્ષમાર્ગી છે તે સાધક સ્વભાવનો પરમાર્થભૂત વહેવાર એટલે નિશ્ચય સ્વરૂપને લક્ષે રાગ ટાળવાનો પુરૂષાર્થ કરે જ છે. અને જ્યાં જેમ ઘટે તેમ જ સાચું સમજે છે. શાસ્ત્ર કથનમાં અનેક ઠેકાણે કદાચ કથનમાં વિરોધ જેવું દેખાય તો તેનો પરમાર્થ આશય નયની અપેક્ષાથી સમજી લે. ક્યાંય મુંઝાય નહિ.

વળી શાસ્ત્ર જ્ઞાનમાં શુભ પરિણામથી બંધ થાય છે એમ કહ્યું છે માટે મારે શુભ પરિણામ ( મંદ કષાય ) ન કરવા દેવગુરૂ ધર્મની ભક્તિ એ વહેવારના વિકલ્પથી પુન્ય બંધ છે એમ એકાંત પક્ષને પકડીને કહે કે મારે તો આત્માનું ધ્યાન કરવું છે: હું વિકલ્પ કરૂં, શાસ્ત્ર વાંચું અથવા પ્રભાવના આદિ કાર્યમાં જોડાઉં તો મારાં જ્ઞાન ધ્યાનમાં ખલેલ પડે પણ સાચી દ્રષ્ટિનું લક્ષ તારામાં નથી. અંતર સ્થિરતા વિના જોગની સ્થિરતાથી તું શું કરવાનો છું ? ત્યાં આગળ જયસેન આચાર્ય ટીકામાં કહે છે કે તું ગૃહસ્થ હો, કદી મુનિ હો હજી તને તારા દેહ માટે સગવડતાની સાવદ્ય વૃત્તિ આવતી હોય, તને રોગથી ક્ષુધાથી પીડા તથા આકુળતા થતી હોય, કોઈ મારી સેવા કરે એ આદિ ભાવ હોય તો દેહ ઉપર તને વહાલપ વર્તે છે અને બીજા મુનિની સેવા, વૈયાવૃત્ય, ભક્તિમાં તને ઉત્સાહ નથી તો તું પાપી છો. ધર્માત્મા નથી. કદી તું વીતરાગી થઈ ઠરી ગયો હો તો કંઈ વહેવારનો પ્રશ્ન રહેતો નથી: પણ જે રાગમાં અટકયો છો છતાં વિવેકહીન થઈને દેવ–ગુરૂ–ધર્મ તથા મુનિ વગેરે પર પદાર્થ છે પુણ્યથી બંધ થાય છે માટે તે હેય છે એમ માનીને શુભ નિમિત્તને ટાળનો અશુભમાં પ્રવર્તે છે. તેથી તે મિથ્યાદ્રષ્ટિ

પોતાની સગવડતા રાખવી છે. પોતાની નિંદા થાય એ ગોઠતું નથી. અને સુપાત્ર મુનિ કે કોઈ સાધર્મીભાઈની સેવામાં ભાગ કેમ લોણ નથી. તથા વીતરાગ ધર્મની પ્રભાવનાની નિંદા થતી કેમ ગોઠે છે? માટે ધર્મની રૂચિ હોય ત્યાં સંસારનો, દેહાદિનો અશુભ રાગ છોડવા માટે શુભ પરિણામ કરવાની ના પાડી નથી. કારણ કે સત્‌ની રૂચિ હોય તેને પ્રશસ્ત રાગ થયા વિના રહેશે નહિ. છતાં તે રાગનો રાગ નથી. વળી પરમાર્થ મોક્ષમાર્ગમાં ( આત્મ ધર્મમાં ) શુભ ભાવ ( પુન્ય પાપ પરિણામ ) નો નિષેધ છે. પણ ક્યારે કે આત્મજ્ઞાન સહિત પુરૂષાર્થ વડે અંતરંગ અભિપ્રાયમાંથી શુભ અશુભ બેઉ વિકારી ભાવનો નિષેધરૂપ અણગભાવ ઉભો રાખે તો વળી ધર્માત્માને અધુરૂં ચારિત્ર છે ત્યાં લગી નિશ્ચય સ્વરૂપના લક્ષે ધર્મની પ્રભાવનામાં નિમિત્ત થાય છે. પણ શુભ પરિણામથી તથા દેહની ક્રિયાથી ધર્મ માનતો નથી. છતાં અકષાયના લક્ષે તીવ્ર કષાય ટાળવાનો પુરૂષાર્થ તે અ-કષાયમાં જવા માટે નિમિત્ત છે. તેમ જાણે છે. માટે પુરૂષાર્થને પોતાનો માને છે. વળી કોઈ નિશ્ચય સ્વરૂપના અનુભવ વિના માત્ર દેવ, ગુરૂ, ધર્મની ભક્તિ દેહાદિ ક્રિયા વગેરે વહેવાર ધર્મનેજ ઉપાદેય માને, જોગની ક્રિયાથી સાધન માને અને પુન્ય પરિણામમાં રોકાઈ જાય તો સાચો પુરૂષાર્થ નથી. નિશ્ચયના લક્ષ વિના મંદ કષાય તે વાસ્તવિક મંદ કષાય ( એટલે પ્રશસ્ત રાગ ) નથી. છતાં જેને સ્વાનુભવ દશા પ્રાપ્ત નથી તેને આ શુભ ભાવ છોડી અશુભમાં જવું એમ કોઈ શાસ્ત્રમાં કહ્યું નથી. દેવ, ગુરૂ, ધર્મ એ ત્રણે વીતરાગ સ્વરૂપ છે. તેનો પરમાર્થ ગ્રહીને સ્વતત્વ સંબંધી રૂચિ વધારે. સાચું સમજવાનો પુરૂ-પાર્થ થતાં સાથે શુભ પરિણામના વિકલ્પ અને શુભ નિમિત્ત આવે જ. તેનો નિષેધ કરે અને સંસારના અશુભ રાગાદિમાં વર્તે તેને પાત્રતા ( ઉચ્ચ ભૂમિકા ) જોઈતી નથી. શુભ આચારનો આદર કરીને જશે ક્યાં ? તેને પવિત્ર ધર્મની રૂચિ જ નથી. દેહાદિ સંસાર રાખવાની રૂચિ છે. ૨૫૦૦૦) નું મકાન કરવું હોય તો બરાબર વ્યવસ્થા રાખ-વાના ભાવ કરે, ટાઈમની કાળજી રાખે, જાતે પણ દેખરેખ રાખે મજુર વગેરે શું કરે છે ? કાંકરી સારી છે ? ચુનો ચીકણો નહિ હોય તો [illegible]

ઉદા કરવા વગેરે કાળજી (રૂચિ) રાખે પણ મારા સત્ સ્વરૂપની શ્રદ્ધાના પાયાનું શું? પવિત્ર દેવ, ગુરૂ, ધર્મની ભક્તિ, પ્રભાવનામાં, ભક્તિ વડે આદર કર્યો નથી તો મરીને ક્યાં ઉતારા કરશે? સત્ દેવ, સત્ ગુરૂ, સત્ ધર્મની ભક્તિ પ્રભાવનાના નિમિત્તો મેળવવા પ્રત્યે અ-રૂચિ રાખનારા આરંભ સમારંભના બહાના બનાવે છે. અને પોતાના ઘેર લગ્ન આદિ પ્રસંગમાં તે રૂચિ રાખે છે. તેનો અર્થ ભુંડા રાગની રૂચિ છે. ઈષ્ટ નિમિત્તોની શોભા (દેવ, ગુરૂ, ધર્મની પ્રભાવના) ભક્તિ એ પ્રશસ્ત રાગ છે. તે પરમાર્થે હોય છે. પણ હજી હું કોણ છું, કેવો છું તેનું જ્ઞાન નથી તે શુભનો નિષેધ કરીને જાશે ક્યાં? જેને સ્વરૂપની દષ્ટિ થાય તેને રાગની દીશા બદલાયા વિના ન રહે. કારણકે સાધક દશા છે ત્યાં લગી રાગ થઈ જાય. પવિત્ર જિન શાસનની શોભા જિન પ્રતીમાની ભક્તિ અને દેવ, ગુરૂ, ધર્મનુ બહુમાન થાય તેવી ભાવના થવી જોઈએ. જો મનની વૃત્તિ તૂટીને વીતરાગ દશામાં સ્થિર થઈ ગયો હોય તો તેને કોઈ કહેતું નથી કે તું વિવેક લાવ.

વળી જેને સાચી દ્રષ્ટિ છે તે નિત્ય શાસ્ત્ર વાંચન, મનન, શ્રવણ અથવા જ્ઞાન ધ્યાન અને સત્ પુરૂષની ભક્તિમાં જિન આજ્ઞામાં વર્તતો હોય જ. તેને જ્યાં જ્યાં જે જે પરમાર્થ ઘટે તેની સમજણ અને સમજણનો વિવેક હોય જ.

અંતરંગ અભિપ્રાયમાં એમ સમજે કે હું પૂર્ણ શુદ્ધ વીતરાગ છું, રાગનો અંશ માત્ર મારામાં નથી. આ પરમાર્થ દ્રષ્ટિમાં સ્થિર થવા ટાણે તો શુભ વિકલ્પનો પણ નિષેધ હોય. અને સ્થિરતાનો પુરૂષાર્થ (રાગ ટાળવાનો પુરૂષાર્થ) કરતાં મંદ કષાય (શુભભાવ) સાથે થઈ જાય છે. અશુભમાં ઉભેલા શુભનો નકાર કરે તો તે આત્માર્થી નથી.

ગ્રહસ્થ પ્રસંગમાં ઘરબાર છોકરાના લગ્ન વગેરે પ્રસંગામાં ઘણી કાળજી રાખવાની વૃત્તિ રાખે છે, સંસારનું રૂડું દેખાડવાની ઈચ્છા છે અને પવિત્ર વીતરાગ ધર્મની શોભા જિન શાસનની ઉન્નતિ અર્થે

તન, મન, ધન ખર્ચવામાં સંકોચ કરે તેને સત્‌નો અનાદર છે. કદી તું એમ કહે કે આત્મા શુદ્ધ છે, અકષાય છે. તેને જ્ઞાની કહે છે કે તારે માટે તે નથી કારણ કે પવિત્ર જ્ઞાયક રહે તો ઠીક છે. પણ જ્યાં જ્યાં ધર્મ પ્રભાવના ભક્તિના નિમિત્તોની જરૂર જણાય ત્યાં તે રૂડા નિમિત્તના બહાને લોભ કષાય ઘટાડવો જોઇએ. તેને બદલે કોઇ લોભ વધારે અને કહે કે શું કરીએ ? અમે સંસારી વહેવારમાં બેઠા છીએ અમારે ઘર વહેવારમાં તો ધન ખર્ચવું જોઇએ. આમ ધર્મ પ્રભાવના પ્રત્યે દુર્લક્ષ કરનારને આત્માની રૂચિ નથી.

આત્મજ્ઞાન દશા પામ્યો હોય તે પણ જ્યાં લગી નિર્વિકલ્પ સ્થિર ઉપયોગમાં ન ટકી શકે ત્યાંસુધી શાસ્ત્ર અભ્યાસ, સ્વાધ્યાય, દેવ, ગુરૂ, ધર્મની ભક્તિનું પરમાર્થને લક્ષે આલંબન છે. ધર્મની પ્રભાવના નિમિત્તે યથા શક્તિ બધું કરે છે પોતાને અકષાય ( પૂર્ણ પવિત્ર થવું છે ) સ્વભાવમાં જવું છે તેથી કષાય ઘટાડવાના નિમિત્તો પુરૂપાર્થ વડે મેળવશે. ઇષ્ટ નિમિત્તો ધર્મ સાધનમાં ધન ખર્ચીને અથવા પોતાનો વીતરાગ ( દેવ, ગુરૂ, ધર્મ ) પ્રત્યેનો પ્રેમ વધારીને પણ ધર્મની પ્રભાવના કરશે. આત્માર્થી પોતાનો પુરૂપાર્થ ( શક્તિ ) ગોપવે નહિ, શુભથી ડરે નહિ. વર્તમાન ઘણા લોકો નિશ્ચયાભાસમાં વર્તે છે, અશુભમાં વર્તે છે તે કદી ધર્મની વાતો કરતા ભલે હોય પણ તેને સંસારનું પોસાણ છે, મોક્ષ સ્વભાવનું પોસાણ નથી. કારણ કે તેઓ એવું માને છે કે અમે પુન્યને સંસારનું ફળ માનીએ છીએ. પુન્યથી ધર્મ નથી, પણ ભાઇ રે ! ઉભો રહે, વિચાર કર કે હું ક્યાં ઉભો છું ? કોના તરફ વલણ છે ? કોની રૂચિ છે ? તેનો વિવેક ( સમજણ અથવા ભેદજ્ઞાન ) હોવો જોઇએ. ધર્મી જીવને જ્ઞાનીનો ઉપદેશ છે કે આત્માને ઓળખો. પરમાર્થના લક્ષે વિષય કષાય ઘટાડો, સ્વભાવની મોટાઇ જાણો અને ધર્મની રૂચિ વધારવાના નિમિત્તે દેવ, ગુરૂ, ધર્મની ભક્તિ, પ્રભાવના કરો. તીવ્ર કષાય ઘટાડી મંદ કષાયનો પુરૂપાર્થ કરવા શુભનો ઉપદેશ પણ દીએ આત્માર્થીને જ્યાં જે નિમિત્ત દેખાય તેનો પરમાર્થ સમજી લે છે. દ્રવ્ય સ્વભાવને શુદ્ધ, અબંધ, નિરપેક્ષ છે તેમજ માને, અનેકાંત ન્યાય દ્રષ્ટિને યથાસ્થાને સમજે,

પુરુષાર્થને ઉથાપે નહિ પુરુષાર્થ હેતુ વહેવારનો ઉપદેશ પણ પરમાર્થને લક્ષે પ્રેમથી સાભળે, નિત્ય સ્વાધ્યાય, બાર ભાવના, વાચન, મનન તથા સત્ સ્વરૂપની ભાવના વડે રાગ દ્વેષ, પ્રમાદ ટાળવાનો ઉપદેશ ગ્રહણ કરે હુ અસગી છુ, અસયોગી છુ, પરવસ્તુથી ભિન્ન અખડ જ્ઞાનમાત્ર છુ એમા સ્થિર રહેવા માટે વર્તમાન અવસ્થામા રાગાદિ ભાવ ઘટાડવાનો પુરુષાર્થ દેહ પૂર્ણ વીતરાગ ન થાય ત્યા લગી રહે છે

આત્મ જ્ઞાનના સ્વામી ગણધર તથા જ્ઞાની ધર્માત્માઓ પણ સત્પુરુષનો ઉપદેશ સાભળે છે ઉપદેશમા નિમિત્તની ભાષા આવે કે રાગદ્વેષ પ્રમાદનો નાશ કરો, જરા પણ પ્રમાદ કરો નહિ અભિપ્રાયમા જાણે છે કે પરમાર્થે મારા સ્વભાવમા રાગદ્વેષ પ્રમાદ નથી પણ હજી વર્તમાન અધુરી અવસ્થામા પરના નિમિત્તે મલીનતા થઈ જાય છે, એમ નિશ્ચય અને વહેવાર બેઉ ન્યાય ધર્માત્મા જ્યા જેમ ઘટે તેમ સમજે છે પરમાર્થને લક્ષે પુરુષાર્થ એકને મુખ્ય અને એક દ્રષ્ટિને ગોણ એમ યથાસ્થાને વિવેક કેમ કરવો ? એ બધી સમજણ પોતાને જ કરવી પડશે

ત્યાગ વૈરાગ્યની દ્રઢતા વગર સંસાર ઘટશે નહિ તેમ શ્રી ગુરુ સાચા પરમાર્થની દશા બતાવે છે કોઈ જીવ અજીવને પરિણામાવી ન શકે કારણ કે શાસ્ત્રમા માર્ગ કહ્યો છે. ધર્મ કહ્યો નથી ગુરુ ગમનો મહીમા પોતાની સમજણમા ઉતારો જોઈએ પરભાવનો ત્યાગ સંસાર પરિગ્રહથી દેહાદિ વિરોધી ચેન ય એ ત્યાગ વૈરાગ્યનો પુરુષાર્થ પરમાર્થ લક્ષે થવો જોઈએ અતરંગ જ્ઞાનની સ્થિરતાનો પુરુષાર્થ વીતરાગ દ્રષ્ટિની દ્રઢતા માટે જોઈએ તેમા પાત્રતા અને સત્સમાગમનુ બળ જોઈએ

શાસ્ત્રમા અનેક અપવાદી કથન હોય તેને કોઈ સ્વચ્છદ વડે સમજવા માગ તો જે મતાર્થી હોય, માનાર્થી હોય તે પોતાના સ્વચ્છદને પોષે છે ખતવણી કરે અને સાચા પરમાર્થનો તથા પુરુષાર્થનો નિષેધ કરે

મતાર્થી જીવ ધર્મના નામે પક્ષપાતમા તણાયેલા માને કે આજ

ધર્મ સાચો છે કારણ કે અમારા કુળ પરંપરાનો ધર્મ છે તે મારાથી કેમ છોડાય ? એ પ્રકારના મતાર્થી મતાગ્રહ જુએ છે; આત્મા જોતા નથી.

વળી માનાર્થીને માન ગોઠે છે ( રુચે છે ) પોતાની હીણપ અને બીજાની મોટપ તે દેખી શકતો નથી. વળી ઘણા જીવો શાસ્ત્રના શબ્દો ધારી રાખે છે. જ્ઞાનીના વચનોનો આશય અને પરમાર્થ નથી જાણતા. માત્ર પોતાના સંપ્રદાયનો આગ્રહ રાખે છે. વળી કોઇને દેવ, ગુરૂ, ધર્મની ભક્તિ, જિન શાસનની સેવા આદિ શુભ પ્રસંગમાં નિમિત્ત થવામાં બાધા દેખાય છે. તેનું કારણ પોતાને દેહાધ્યાસ છે; ધન તથા શરીરની મમતા છે.

કોઇએ બુદ્ધિબળ વડે શાસ્ત્રોનું જાણપણું ધારી, કથન માત્ર વિકલ્પો વિચારવામાં, ચર્ચા-કરવામાં જ જ્ઞાનીપણું માન્યું છે તે પણ પરમાર્થ અને વહેવાર રહિત છે. ( પુરૂષાર્થ રહિત છે.) કારણ કે એકાંત માન્યતાના આગ્રહમાં રોકાય છે. કોઇ એમ માને કે આત્મા શુદ્ધ જ છે, જ્ઞાતા, સાક્ષી માત્ર જ છે, અક્રિય છે માટે હું આમ કરીશ તો કર્તાપણું આવી જશે, મમતાપણાનો દોષ આવશે, કોઇની સેવા, દાન, પુન્યમાં નિમિત્ત થઇ જઇશ તો રાગ દ્વેષ થાશે, આમ બોલું તો આમ દોષ આવશે, દેવ, ગુરૂ, ધર્મની ભક્તિમાં નિમિત્તાધીનપણું દેખાશે એ આદિ કલ્પનામાં રોકાય તો તે પુરૂષાર્થ છોડી સ્વચ્છંદમાં વર્તે છે. અકર્તાની ભાષાને સંભાળવામાં તત્વને ભૂલીને વેદિયા વેડામાં તથા વાદ-વિવાદમાં અટકે છે અને સાચા પરમાર્થને પોષક જે ઇષ્ટ નિમિત્તો સત્ દેવ, ગુરૂ, ધર્મ તેની રૂચિ આદર, બહુમાન ભક્તિનો ઉપેક્ષક થઇ બીજા બ્હાના બતાવે છે; તેનું કારણ નિશ્ચયાભાસ દ્રષ્ટિ છે. દેહાદિ સંસારની મમતા છે. શાસ્ત્રમાંથી એકાંત નિશ્ચયના શબ્દો મનમાં ધારી રાખ્યા હોય છે તે સંબંધી રાગમાં રોકાય અને પુરૂષાર્થ રહિત થઇ સ્વચ્છંદમાં વર્તે છે. કહે કે મંદ કષાય ( શુભ પરિણામ ) તો ઉદય કર્મની અવસ્થા છે, આત્માના નથી, આત્મા અકર્તા અભોક્તા છે. પણ એ પવિત્ર પરમાર્થ દશા તો પ્રગટ લાવ ? હું અખંડ જ્ઞાયક સાક્ષી છું એ પરમાર્થ અને તે જાતનું વીર્ય તો આવ્યું નથી તેથી વાતો છે અને કષાય ઘટાડવાના

નભાવી રાખવાની કાળજી કરવી. છે એ વિપરીત દૃષ્ટિવાળો છે. એને આત્માનો આદર નથી, પ્રેમ નથી. કોઈ કહે કે દેવ, ગુરુ, ધર્મ તો વીતરાગ છે માટે ધર્મના બ્હાને રાગ ન થાય? તે વાત પરમાર્થે સાચી, પણ વરબારથી અને શુભ વિકલ્પથી પણ રહિત થઈને એકાંત ઠરી જા; તો જેમ સિદ્ધ ભગવાનને શાસન કેમ ચાલશે તેનો વિકલ્પ નથી, એવો થઈ જા તો એ દ્રષ્ટિ અને વર્તન મોક્ષનું કારણ છે, પણ હજી પ્રથમ ભૂમિકા તો તૈયાર કર.

સિદ્ધ ભગવાન અને વીતરાગ દશાં વાતો કરવા માટે નથી, પણ દશામાં છે, ઠરવામાં છે. તત્ત્વદ્રષ્ટિના યથાર્થ અભિપ્રાયના ભાન સહિત જે જે જ્યાં જ્યાં યોગ્ય છે તે તે ન્યાયને યથાર્થ સમજો અને આચરો. મુમુક્ષુ જીવોને ધર્મ પ્રભાવના આદિ શુભ પ્રસંગોમાં બહુમાન, વિનય, ભક્તિ આવ્યા વિના ન રહે. જ્યાં પુરુષાર્થનું પ્રયોજન છે, જ્ઞાનીની એટલે વીતરાગ ભગવાંનની આજ્ઞાનું આરાધન છે ત્યાં નમ્રતા અને વિવેક હોય જ.

જેણે મતાગ્રહથી અભિપ્રાય બાંધ્યો છે તે પોતાને અનુકુળ યુક્તિ મળે એવી વાત આવે ત્યાં ઘોડા થઈ જાય છે.

જેને સાધક સ્વભાવ ઉઘડ્યો છે તે જીવ યથાસ્થાને યથાર્થ ન્યાય વિચારીને સમજે છે; અને એવું સમજવાની જેને કામના છે, જે અવિરોધ ન્યાય સમજવાનો કામી છે અને જે યથાર્થ છે તે આચરવાનો કામી છે તે આત્માર્થી કહેવાય.

શ્રીમદે કહ્યું છે કે જગતના અભિપ્રાય પ્રત્યે જોઈને જીવ અત્યારસુધી પદાર્થનો બોધ પામ્યો છે પણ તે ઉપર લક્ષ ન કરતાં જ્ઞાનીના અભિપ્રાય પ્રત્યે જોઈને આત્માનું લક્ષ કરે તો આત્મ ધર્મ સહેજે પમાય છે.

હું કાંઈક જાણું છું, મારામાં તુલનાત્મક શક્તિ છે એવી ડંફાસ વડે કેટલાક જીવો, અનંતજ્ઞાની મહાપુરુષો થઈ ગયા તેના અતિન્દ્રિય ન્યાયની તુલના, કરતા નથી; ક્યાં સ્વચ્છંદ પોષાય છે તે પ્રત્યે દુર્લક્ષ

કરે છે; એને અપૂર્વ લોકોત્તર માર્ગ કેમ સમજાય? એ માટે સત્પુરુષની ઉપાસના, વિનય, સત્સમાગમ કરવા જણાવ્યું છે.

જ્યાં જ્યાં સમજવું ઘટે ત્યાં ત્યાં યથાર્થ સમજે અને જે જે આચરવું ઘટે તે તે આચરે, એટલે કે ધર્માત્મા જ્ઞાનીના માર્ગે જેને વર્તવાની કામના છે અને સત્પુરુષો જે સમજે છે, આચરે છે તે જ મારે સમજવું છે આચરવું છે એવી સાચી જિજ્ઞાસા જેને છે તે આત્માર્થી છે ॥ ૮ ॥

હવે દેવ, ગુરૂ, ધર્મની ભક્તિ, અને સાચા સદ્‌ગુરૂને સેવવા વિષે કહે છે. કારણ કે જીવ અનંતવાર બાહ્ય ત્યાગ વૈરાગ્યમાં અટક્યો છતાં, હજી આત્માનું ભાન થયું નથી, તેનું કારણ યથાર્થ વિવેકનો અને તુલનાત્મક શક્તિનો અભાવ છે. આદરણીય શું અને ત્યાગવા યોગ્ય શું તે યથાર્થ સમજવાનો ઉપાય કોણ બતાવે તે હવેની ગાથામાં કહે છે.

સેવે સદ્‌ગુરુ ચરણને, ત્યાગી દઈ નિજ પક્ષ,
પામે તે પરમાર્થને, નીજ પદનો લે લક્ષ. ૯.

૧ પ્રથમ પદ આવ્યું હતું કે:—

"જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત,
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્‌ગુરૂ ભગવંત"

જે પદ કહ્યું તે પદ તને સમજાયું નથી તેનું કારણ સ્વચ્છંદ અને પ્રતિબંધ છે. તેમને ટાળવાની વિધિ પોતાની મેળે ન સમજી શકે, માટે જે યથાર્થ તત્વને સમજ્યા છે એવા સદ્‌ગુરૂ પાસે પોતાનો વિવેક સમજવા માટે, પોતાના મત, આગ્રહ, માનાદિનો પક્ષ છોડી જેને સરળ ભાવે, સદ્‌ગુરૂના ચરણને સેવવાં. પોતાની પવિત્રતાએ કઇ નિમિત્ત આવેજ. પોતાનો સ્વચ્છંદ, પ્રતિબંધનો ત્યાગ કર્યો એટલે પોતાને સાચો માર્ગ અને જ્ઞાની સત્પુરુષની ઓળખાણ થવાની જ છે નિર્માની થઈ સદ્‌ગુરૂના ચરણને સેવે. "હાડકાની સેવા નહિ પણ આજ્ઞાની આરાધના" સદ્‌ગુરૂના લક્ષણો જાણીને તેની ચરણોપાસના

કરવી એટલે વિનય સહિત સદ્બોધ ગ્રહણ કરવો અને સાચી અર્પણતા કરવી.

કોઈ કહે અમે ઘણા સાધુને જોયા છે, અમે દશ વર્ષ સુધી સમાગમ કર્યો, ધર્મ કથા શ્રવણ કરી, તેને કહીએ છીએ કે તેમાં દાળીયા શું પાકયા? જેમ કાટ લાગેલી લોઢાની ડાબલીમાં પારસ મણી (રત્ન) લાખ વર્ષ પડયો રહે તો પણ શું કામનો? માર્ગની વિધિ, ન્યાય સમજ્યા વિના આંધળી દોડ શું કામની? નિજપક્ષ છોડીને સાચી ઓળખાણ વડે જિન આજ્ઞાનું સેવન કરે તોજ આત્માર્થ પામે. આત્માનો જેમ જે રીતે ધર્મ છે, વસ્તુ સ્વભાવ છે, તેમ સમજે શ્રદ્ધે અને તે રૂપે આચરે (વર્તે) તો સહજ આનંદ સ્વરૂપનું વેદન થાય.

શ્રદ્ધા અભિપ્રાયના પ્રયોજન ટાણે શ્રદ્ધા સમજે, આચરે; જ્ઞાનને જ્ઞાનપણે સમજે, આચરે; અને આત્માનું ચારિત્ર યથાર્થ ચારિત્રપણે સમજે અને આચરે; જેને તે યથાર્થ સમજાયું નથી તે યથાર્થ સમજવાની સાચી જિજ્ઞાસા રાખે, પ્રયત્ન કરે તો તે આત્માર્થી છે.

"ત્યાગી દઇ નિજ પક્ષ" એટલે પોતાના પક્ષનો પૂર્વાગ્રહ, ઉંધી માન્યતાઓનો સર્વથા ત્યાગ કરવા કહ્યું છે. પોતાની દ્રષ્ટિમાં જે નિર્ણય થયો તેમાં સર્વસ્વ કલ્પીને તેમાં પોતાની માન્યતાને, સ્વછંદને પોપણ આપે અને કહે કે અમને આત્મા તેજ બિંબ દેખાય છે, દેવ દેખાય છે, તેમ કહે અથવા કહે કે મને પૂર્વ જન્મના સંસ્કાર છે વિગેરે અનેક કલ્પના દ્વારા પોતાની દ્રષ્ટિએ ઊંધી માન્યતા કરી છે; તે પોતાનો સ્વછંદ, માન્યતા, આગ્રહ છોડીને સતપુરુષને ગોતે અને એમની પ્રત્યે અર્પણતા કરે, તો તે પરમાર્થને પામે. પરિક્ષા શક્તિ ન હોય તો વિનયથી પાત્રતા કેળવ પણ આંધળી દોડથી તારૂં કાંઇ નહિ વળે.

શેઠનું દ્રષ્ટાંતઃ—એક લક્ષાધિપતિ ગૃહસ્થ પાસે એક ગરીબ માણસ નોકરી માટે ગયો. પોતામાં ઘણી હોંશિયારી છે, એમ તે માનતો હતો; શેઠે તેને કેટલાક પ્રશ્નો પૂછયાં; તેમાં એક વાત એમ કહી કેઃ-તને મીંડાં વાળતાં આવડે છે? જવાબ આપ્યો કે એ શું?

તેની મને સમજ પડતી નથી. તેથી શેઠે કહ્યું કેઃ—તને દશ હજાર રૂપીઆ સોંપીએ તું તેનો વેપારમાં પધારો કરે પરંતુ તેવો પાછો સંકેલો કરતા ( મીંડા વાળતાં ) તને ન આવડે તો મારે તારૂં પ્રયોજન નથી.

એમ જો સદ્‌ગુરુની સેવા કરવી હોય તો તારી સ્વચ્છંદતાથી પોતાની મેળે જે જે માન્યતા, ( કલ્પના ) હોય તેનો ઉપર મીંડાં મુકી દે. લોકો કઈ કઈ કલ્પનામાં ધર્મ માની બેઠા છે. સેવામાં ધર્મ માન્યો હોય, પૂન્યદાનમાં ધર્મ માન્યો હોય, ભક્તિથી ધર્મ માન્યો હોય, પૂર્વાગ્રહમાં પડયો હોય, પોતાનો પક્ષ નકી કર્યો હોય, તેવી અનેક પ્રકારની માન્યતાથી ધર્મ માન્યો હોય તો તે બધીય માન્યતાના પથારાનો પક્ષ તજી દે એટલે કે સંકેલો કરી લે તો જ સત્પુરુષની ઓળખાણ અને સેવા થઈ શકે તેમ છે.

*અહીં ક્રિયાજડ અને શુષ્કજ્ઞાની જગતમાં શા માટે રખડે છે,* અને બધાને મોક્ષ સુખની ઇચ્છા છે, છતાં કેમ રખડે છે, તે *આશંકાનો જવાબ કહે છેઃ-મત દર્શન વગેરેની અનેક વિચિત્ર માન્યતા, પોતાનો આગ્રહ, મત, પક્ષ વગેરે છાડીને સત્પુરુષના શરણને એટલે પ્રમાણરૂપ સાચી આજ્ઞાને આરાધે તો, પોતાના પરમ પવિત્ર જ્ઞાતા ભગવાનને એટલે પોતાના આત્માને તે પામે.

"પામે તે પરમાર્થને" એટલે જડ દ્રવ્ય અને ચેતન્ય દ્રવ્ય એ બે પદાર્થ શું છે, તેના દ્રવ્ય, ગુણ, પર્યાય એ શું, એમ સ્વદ્રવ્ય, પરદ્રવ્યની જુદાઈ વગેરેનું યથાર્થ જ્ઞાન સદ્‌ગુરુની આજ્ઞા ઉપાસવાથી સાચી રીતે સમજાય છે. પદાર્થનો બોધ થવાથી સાચી સમજણ થાય છે કે જડથી જુદો અને કલુષિતતારૂપ અશુદ્ધતાથી જુદો અને પવિત્ર, અવિનાશી, બંધ રહિત, સહજ આનંદમય શુદ્ધ આત્મા છે;

*શંકા તથા આશંકાનો અર્થઃ—તમારી વાતમાં મને શંકા થાય છે, એમ કહે તેને કોઈ પગાણે સમજાવી શકે નહિ.

આશંકાઃ—તમારી વાત સાચી છે, પણ મને સમજાતી નથી માટે સમજાવો

પણ કેવરો છે તેનું એટલે તેના સ્વસ્વભાવનું લક્ષ ન થાય, અને પોતાના સ્વછંદ, આગ્રહથી પાછો ન ફરે તો ઘણા કાળસુધી ઘણાં શાસ્ત્રો વાંચે કે ઘણા પૂન્ય કરે તોપણ સમ્યક્, શ્રદ્ધા, અને અવિરોધ ન્યાયમાર્ગની સમજણ ન થાય. પણ પાત્રતા મેળવીને સત્પુરૂષને ઓળખે, તેમની આજ્ઞાને ઉપાસે તો કલ્યાણ થાય.

મુમુક્ષુને સત્પુરૂષના ન્યાય, યુક્તિ, વાણી સમજતાં સત્પુરૂષનું જે બહુમાન થાય છે, તેમાં પોતાનું બહુમાન, વિનય આવે છે; સત્પુરૂષના વચનના આશયમાં એકાગ્ર થયો થકો તે મુમુક્ષુને પોતાના સ્વરૂપનો વિચાર થાય છે અને જેમ છે તેમ નિજ સ્વરૂપનો બોધ થાય છે.

અનંત કાળ ગયો છતાં જીવ ધર્મ કેમ પામ્યો નહિ, તેના કારણો દર્શાવે છેઃ-ઘણાને મન, વચન, કાયાથી અને પુન્યાદિથી ધર્મ થાય એવી માન્યતા વર્તે છે. તેનું કારણ એમ છે કેઃ-અસદ્ગુરૂ કે જે આત્મજ્ઞાન અને આત્મજ્ઞાનનાં સાધનોને જાણતા નથી, આત્મા નિર્વિકાર, નિર્વિકલ્પ, પુન્ય પાપ રહિત સિદ્ધ સમાન છે તેનો લક્ષ, અનુભવ અને પ્રતીત નથી અને તેની જાતના સત્ શાસ્ત્રનો તથા વીતરાગ માર્ગની વિધિ પણ જાણતા નથી એવા અસદ્ગુરૂનો, જીવને ઠામ ઠામ જોગ બને છે. સ્વછંદી જીવોને સાચી પરીક્ષા ન હોવાથી જ્યાં ત્યાં આંધળી અર્પણતા, શ્રદ્ધા કરે છે. તેથી તેઓ કાયક્લેશ, વ્રત, તપ વડે પોતાની માન્યતાનું (શ્રદ્ધાનું) પ્રયોજન સાધે છે.

અજ્ઞાનભાવે પરદ્રવ્યમાં ધર્મ મનાયો છે. જડની આરાધનાથી જડ ફળે છે. મનના શુભ પરિણામોથી પણ પાર અતીન્દ્રિય આત્મધર્મ છે. તેની ગંધ પણ નથી. કુગુરૂઓ તેવાને ઠસાવી દે છે કે પરંપરાએ પણ આનાથી ધર્મ થાશે. અને અમે પણ આજ કરીએ છીએ. જે કુળધર્મ, રૂઢીધર્મ હોય તેને દ્રઢ કરાવે છે. સુયગડાંગ સૂત્રમાં આચાર્ય કહે છે કેઃ-જે જે જીવો, જે કુળમાં પોતે જન્મ્યા હોય તે કુળમાં જે ગુરૂનો તેમને વારંવાર પરિચય રહેતો હોય તેનો આગ્રહ રાખે કે તે અમારા બાપદાદાના ગુરૂ છે, અમારી ફરજ છે કેઃ-તેમની

આજ્ઞા માનવી જોઇએ તે તે જીવો કુલાગ્નિમાં મૂર્છિત થયા છે નાગ હેત નહિત વીતરાગ સર્વજ્ઞ ભગવાનના હિતવચનો શું છે, આત્મા કેવો છે, તેના પરિણમન, અંતર જૈનની ... ખબર ન મળે, તે આ ધર્મો આડગાને દોરે તેનુ મને છે

લોકોને સાચી વાત સાભળતા દુઃખ થાય એવો કાળ વર્તે છે મનના શુભ પરિણામથી પણ ધર્મ ન થાય એ વાત સાભળતા અને સમજતા તેને પરસેવો વળે છે મુઝવણ થાય છે ઉપદેશક ગુરુ પણ એવા મળ્યા કે લોકોને સોધુ બતાવી દીધુ એને ઠીક (સારૂ) કહીને માનનારા પણ ઘણા મળી આવે છે

એ સામાયિક કરે અને ક્રોડ સોના મહોરનુ રોજ રોજ દાન કરે પણ તેના કરી એમ સામાયિકનુ ફળ અનતગણુ છે પણ તે કઈ સામાયિક? આત્મા શુદ્ધ અવિકારી વીતરાગી છે, પુન્ય, પાપ, વિકલ્પ રહિત અરાગી છે એવી શ્રદ્ધા, જ્ઞાન અને તે અભેદ સ્વરૂપમા સ્થિરતા વર્તે છે તેજ ખરી સામાયિક છે અને તે સામાયિકનુ ફળ અનત મ ા સોનાના દાનના ફળ સાથે પણ સરખાવી ન શકાય માર ા જાત જુદી છે પણ કંઈ યથાર્થ અભ્યાસ નહિ અને પોતાનો આગ્રહ છોડવો નથી તેના જીવોને સાચી સામાયિક ક્યાંથી હોય?

અહીં એમ કહેવુ છે કે— પોતાના ખોટા મતાગ્રહથી ખોટા ઉપદેશના પોષણની આગ્રહને વશ થયેલા જીવથી સાચા ધર્મની સન્મુખ થવાત નથી શુભ ભાવને સવર માને અને તેથી નિર્જરા ધર્મ માને છે પણ અતરગમા (મનમા) પૂર્વાગ્રહ ખસતા નથી, તે આત્મ ધર્મ પામી શકતો નથી, કારણ કે તેણે સાચા સદ્ગુરુનો આશ્રય કર્યો નથી અને શુષ્કજ્ઞાની અથવા ક્રિયાજડ નામધારી ધર્મી મળ્યા છે તેનો સગ પ્રસગ રહ્યા કરે છે પોતે જે માન્યુ છે તેનાથી બીજુ આવે તેની ન્યાયથી તુલના કરી નથી અને સાચાનો નિષેધ કર્યા કરે છે તેવાને કદી સાચા ધર્માત્માનો યોગ મળશે તો પ ા અશાતના કરશે

વળી પોતાનો સ્વછંદ પોષવા માટે અધ્યાત્મ ગ્રંથો વાચ્યા હોય એવા સ્વછંદી શુષ્કજ્ઞાનીઓએ એક પક્ષે નક્કી કરી લીધુ હોય

છે કે પોતાને વિષે જ્ઞાનીપણું છે, અને તેમણે એમ માની લીધું હોય છે કે બંધ અને મોક્ષ કલ્પના છે, અને અનંત કાળ શુભ કરણી કરી, ક્રિયા પાળી, પણ તેનાથી ધર્મ નથી, માટે આપણે આત્મજ્ઞાન જે ખરો મોક્ષ માર્ગ છે તેમાં રાચવું. એમ માત્ર શબ્દોની ધારણાથી સ્વછંદમાં રાચે છે.

જે અભિપ્રાય માટે અનંતવાર વ્રત, તપ, ક્રિયા કર્યાં અને નવ પૂર્વનું અથાગ જ્ઞાન કર્યું છતાં આત્માનો જે અતીન્દ્રિય અનંત પુરુષાર્થ છે તેની જે જાત અનુભવ છે એની પ્રગટ દશા થયા વિના માત્ર શાસ્ત્રના વાંચનથી કે કુગુરુના કહેલા અભિપ્રાયથી પોતાનો આત્માનો અભિપ્રાય પલટી ગયો છે એમ ઘણા લોકો માને છે તેના ઉપર વજન ન દેવું જોઇએ. શ્રીમદ્દે કહ્યું છે કે:—જીવ જગતના અભિપ્રાય પ્રત્યે જોઇને પદાર્થનો બોધ પામ્યો છે. પણ જ્ઞાનીના અભિપ્રાય પ્રત્યે જોઇને આત્મપદાર્થનો બોધ, સ્વધર્મ પામ્યો નથી. માટે સત્પુરુષ જ્ઞાનીનો-વિનય, જ્ઞાનીની આજ્ઞા વડે આત્મા જેમ છે તેમ જણાય તો જ્યાં જેમ યોગ્ય છે તેમ પુરુષાર્થ થયા વિના રહે નહિ. જે વસ્તુની કિંમત જણાય ગરજ જણાય તે વસ્તુની પ્રાપ્તિ માટે ગમે તે ભોગે કરે છે. મોહને વશ ગમે તે ભોગે ઇષ્ટ વસ્તુમાટે-બળતા ઘરમાં પણ પોતાના બાળકને બચાવવા—અગ્નિમાં ઝુકાવે છે. તો આત્મા અનંત કાળમાં અનંત પ્રકારના ઉદ્યમથી પ્રાપ્ત થયો નથી. એવું પરમ આત્મ તત્વ જેમ છે તેમ બેસે, રૂચી થાય, ઓળખાણ થાય તો જગતની બધી સગવડતાનો રાગ, મમતા ત્યજીને તેના અભ્યાસની પ્રવૃત્તિ કેમ ન થાય ?

અનંત કાળમાં નહિ પ્રગટેલું અનંત બળ છે, એવું અનંત સામર્થ્ય વડે જે પદ પ્રગટે છે તે મફતમાં-ધારણામાં પ્રાપ્ત થઈ જતું હોય તો બધાય ધર્મ પામી ગયા હોય. પોતાને જ્ઞાની ગણાવાનું જગતમાં માન રહ્યું છે-તેમાજ મીઠાશ રહી છે. એનો પક્ષ રહ્યો છે; પણ વાતોથી ધર્મ નહિ થાય.

કોઈ નિમિત્ત ઉપર વજન આપતો હોય કે આવું નિમિત્ત હોય તો જ ધર્મ થાય, તે પણ પૂર્વાગ્રહની કલ્પનાથી સાચું નિમિત્ત

સત્પુરુષની ઓળખાણ વિના મરજીતા, સાચી જિજ્ઞાસા વિના બાહ્ય દૃષ્ટિ હોવાથી સાચાનો નિષેધ કરશે અને ખોટાનો આદર કરશે 'કોઈ પોતાનુ નામ લઉ, એ, જે તને નિમિત્ત ' એ એમ સૂચવે છે કે કથન માત્ર વાતોથી, શાસ્ત્રજ્ઞાનની ધારણાથી જ્ઞાનીપણુ માનતો હોય તે પણ આત્મજ્ઞાનને પામી શકે નહિ

હજી પ્રથમ ભૂમિકાની ખબર નથી અને કોઈ એકાંત પકડી બેસે કે નિશ્ચયથી આત્માજ આત્માનો ગુરુ છે અને વર્તમાનમા કુગુરુઓ ઘણા હોય છે, માટે અંદરથી જ્ઞાન પ્રગટશે એમ પોતાનુ મહાત્મ્ય વધારીને અધ્યાત્મ ગ્રંથો વાચે અને જેમ તેમ નિર્ધાર કરી લે કે પુન્યથી બંધ છે પાપથી પણ બંધ છે શાસ્ત્રમા કહ્યુ છે કે— આત્મા પરમાર્થે અબંધ છે માટે આપણને બંધ નથી, બંધ મોક્ષ તો કલ્પના છે જીવને અનાદિથી જે ભ્રમ થયો હતો તે ભ્રમ હવે આત્મામા નથી, એમ આપણે ચોક્કસ માન્યુ છે કે—રાગ, દ્વેષ, પુન્ય, પાપ જીવના નથી માટે હુ શુદ્ધ જ છુ પણ ભાઈ રે! તારી વર્તમાન અવસ્થા વિષે તુ તને જો

વળી કોઈ અરૂપે વિશેષથી શાસ્ત્રમા દાન, દયાનુ 'વિશેષપણુ કહ્યુ છે, તથા દેવ, ગુરુ, ધર્મની ભક્તિ આદી પુન્યના પરિણામ કહ્યા છે, તેનુ પ્રયોજન, અંતર આશય સમજ્યા વિના તેની માનેલી પુન્ય રૂપ પ્રવૃત્તિ રાખીને જગત પ્રત્યે તિરસ્કાર કરવામા, ટીકા કરવામા તે માનાદિનુ પોષણ કરે છે

વળી કોઈ એમ માને કે આત્મા તદ્દન શુદ્ધ પવિત્ર જ છે તેના સ્વરૂપમા ભૂલ નથી માત્ર ભ્રમ હતો વિષયના પરિણામ પાપના છે, અને વિરર્યા ન ભોગવવાના પરિણામ પુન્યના છે તે મારા નથી, હું અંતરંગમા આખો વીતરાગ, અરાગી છુ તો તે વાત પરમાર્થે સાચી છે, પણ તે સ્વભાવને કોઈ નિમિત્ત હલાવી ન શકે એવી સ્થિર અંતર દશા થયા વિના શુ કામનુ! કેમકે અંદરમા માનાદિની કામના છે, સંસારની વાસના, મોહ, રાગ, દ્વેષ, વર્તે છે તેઓને ઘણા શાસ્ત્રજ્ઞાનનુ નિષ્ફળપણુ છે તથા ઘણા શુભ પરિણામ

ક્રિયાકાંડનું નિષ્ફળપણું છે આત્માના ભાન વિના અનંતવાર નવ પૂર્વ ભણ્યો છતાં બધુંએ આત્માના નામે બીજું થયું છે. અભવ્ય જીવ અને ભવ્ય જીવને ઘણા પુન્ય પરિણામથી એવી લબ્ધિ, સિદ્ધિ પ્રગટે કે મેરુ પર્વતને ફેરે, સ્વર્ગ નર્ક પણ ફેરે: અને તેમની બુદ્ધિની ધારણા શક્તિ એવી તીક્ષ્ણ વધી જાય કે ક્રોડ ગ્રંથ, શાસ્ત્ર યાદ રહે; છતાં આત્માર્થ ન પામ્યો તો તે અલૌકિક માર્ગ કેવો હશે કે જે સદ્ગુરુ આજ્ઞાથી સહજ મળે તે વિચારવું જોઈએ.

શાસ્ત્રના જાણપણાથી પણ સ્વછંદમાં રમતો જીવ મુંઝાતાને પામ્યો છે. તેથી તેને હિત અહિતના વિચારોનો અવકાશ નથી, હું ક્યાં ઉભો છું? શું માનુ છું? શું મનાયું છું? એનું ભાન નથી, અને અંતરમાં સ્પર્શના જોઈએ તે નથી. આત્મા જ્ઞાતા, અવિકારી, ચિદાનંદ, શુદ્ધ પવિત્ર છે, જડની ક્રિયાનો અકર્તા છે, નિર્વિકલ્પ છે, અખંડ જ્ઞાતા છે, તેનું ભાન નથી, તેની ઓળખ નથી; અને જેને આત્મજ્ઞાન વર્તે છે તેના શરણનો આશ્રય નથી તો તેવા જીવ આત્માના નામે અનંત ભવમાં અનંતવાર અનંતા શાસ્ત્રો ભણે, પુન્યક્રિયા કરીને મરી જાય છતાં સાચું મુખ્ય આત્મજ્ઞાન નહિ પામે. જો સદ્ગુરુના ચરણ સેવ્યા હોત તો શુષ્કજ્ઞાન અને જડક્રિયારૂપ બે જાતના આગ્રહમાં પડી જવાનો વખત ન આવત અને રાગ, દ્વેષ રહિત જ્ઞાનના સાધનને પામત.

શુષ્કજ્ઞાન અને ક્રિયાજડત્વનો ત્યાગ કરવાથી અને યથારૂપ જ્ઞાન સાધનથી આત્મામાં સ્વસન્મુખ વૃત્તિ થાય છે. સદ્ગુરુની આજ્ઞાએ ચાલતાં અનંતા જીવો સમ્યક્જ્ઞાન પામ્યા છે, પામે છે અને પામશે. સત્ સમાગમનું બળવાનપણું એવું કહ્યું છે કે સતત સત્ સમાગમ રાખવાની ભાવનાવાળા આત્માર્થી સદ્ગુરુથી જુદા ન પડે.

શ્રીમદ્દ ધર્માત્માના લક્ષણો આગળ વર્ણવ્યાં છે. વળી કોઈ આત્માર્થી જીવ દ્રઢ આત્માર્થ પામ્યો નથી, તે જો જરા સ્વછંદ એકલો પડે તો કુતર્કીઓ તેને ભ્રમમાં પાડી નાંખે છે. માટે આત્માર્થીએ નિરંતર સત્ સમાગમ, સદ્ગુરુનું સેવન કરવું.

શાસ્ત્રમા ખગ પક્ષીનુ અને બાજ પક્ષીનુ દૃષ્ટાંત છે કે—એકનુ બાળ પક્ષીને ઉડતુ દેખીને ખગ પક્ષી તેની ઉડવાની પાંખ તોડી નાખે છે તેમ આત્માર્થીને આત્મવિશ્વાસ કરતો જોઈને કુતર્કીઓ તેના સાર ભાવને તોડી નાખે છે માટે શાસ્ત્રમા ઠામ ઠામ સદ્ગુરુનો પરિચય રાખવાનો અને તેમની આજ્ઞાએ વર્તવાનો ઉપદેશ કર્યો છે સદ્ગુરુના સમાગમથી માનાદિ દોષો ટળે છે અને અધિક આત્મહિત થાય છે કદી ક્ષેત્ર યોગથી એકલો પડી ગયો હોય તો પણ ભાવથી જુદો ન પડે પણ ગુરુ આજ્ઞા માથે ચડાવીને આજ્ઞામા વર્તે છે તે જાણે છે કે મારાથી સદ્ગુરુ વધારે અનુભવી છે

મુખ્ય માર્ગ, ગુરુગમ અને સદ્ગુરુનો વિનય છે એ વાત સત્ય છે એનો પરમાર્થ એમ છે કે—યથાર્થ આત્મજ્ઞાનનો આનંદ જે સ્વાધીન અનુભવ, સ્વભાવ તથા પરભાવથી જુદા નો વિવેક છે તે અતીન્દ્રિય છે, સહજ છે, પોતાથી તે જુદો ન પડે તેવો છે જેને આત્મજ્ઞાનનુ લક્ષ વર્તે છે તે સંસારના કોઈ અન્ય ધર્મની શ્રદ્ધા ન કરે, તેનો ખોટો સમન્વય પણ ન કરે વીતરાગનો યથાર્થ માર્ગ જેમ છે તેનાથી કોઈ કિંચિત્ વિપરીત કહે તે ન માને તેમ યથાર્થ માર્ગનો નિષેધ પણ ન કરે કોઈ એમ માને કે ગમે તેના ધર્મગુરુ હોય પણ તેનામા જો શાસ્ત્રનુ જાણપણુ હોય તો તેની પાસેથી ધર્મ પામી શકાય છે તો તે ભુલ છે આત્માનો અનુભવ ન હોય તેને ગુરુ માની તેનાથી કલ્યાણ થાય એમ માનવુ તે જિનેશ્વર ભગવાનની આજ્ઞાનુ ઉત્થાપન છે

ઝેર ખાવાથી અમૃત ન પમાય ધર્માત્મા ખોટાને ખોટુ કહે છે, અસત્યને અસત્ય કહે છે તેમા દ્વેષ નથી સાકરનુ ગળપણ અને અફીણની કડવાશનો જે સ્વભાવ જેમ છે તેમ કહેવાય, કોઈ ને ન રુચે તો તેની માન્યતા તેને મુબારક અનંત જ્ઞાનીનો જે યથાર્થ ન્યાય માર્ગ છે તેનાથી વિરુદ્ધ હોય તે અયથાર્થ છે એમ સમજી લેવુ જે પોતાના પક્ષનો ત્યાગ કરી સદ્ગુરુના ચરણને સેવે તે પરમાર્થને પામે એમ શ્રીમદ્ રાજચંદ્રે પોતાની સહજ દશામા નિષ્કારણ કરુણાથી કહ્યુ છે (જુઓ શ્રીમદ્ રાજચંદ્ર ગ્રંથ ભાગ ૨ જો આવૃત્તિ ૫ આત્મસિદ્ધિ

ગાથા ૧ થી ૧૦ સુધીની ફુટનોટમાં ભરેલોઅર્થ ખંડ ૫ મો પા. ૧ થી ૧૬ )

સાચા સદ્‌ગુરુ વિના કોઈ આત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકે નહિ; કોઈ કહે કે ગમે તેવા ગુરુ હોય પણ તે શાસ્ત્રના જાણકાર હોય તો તેનાથી આત્મજ્ઞાન થાય; પણ એમ હોય નહિ. જેને ચક્ષુ નથી તે અંધ બીજા ચક્ષુ વિનાના અંધને દોરી શકે નહિ. જેને ચક્ષુ દોષ રહિત નિર્મળ છે તે જ બીજાને દોરી શકે. તેમ સત્પુરુષ હોય તે જ બીજા જીવોને ધર્મ પામવામાં નિમિત્ત થાય. ઠાણાંગ સૂત્રમાં ચૌભંગી છે તેનો કોઇ ખોટો અર્થ કરે છે, તેનો ન્યાયથી અર્થ એમ છે કે:—

( ૧ ) પોતે તર્યા પણ બીજાને ન તારે એટલે કે પોતાનો જ્ઞાયક ભાવ પ્રગટાવીને શીઘ્ર કેવળજ્ઞાન દશા પામ્યા અને ભવાંત કર્યો પણ બીજા જીવને નિમિત્ત ન થયા. ( જેમકે સામાન્ય મૂક કેવળી )

( ૨ ) ઉપદેશક પોને તે ભવે પોતાના ભવનો અંત ન કરી શકયા પણ બીજા જીવો શ્રોતા ( સાંભળનાર ) જિજ્ઞાસુઓ, મુમુક્ષુઓ પોતાના તીવ્ર પુરુષાર્થ વડે તે જ ભવે મોક્ષ જાય. તેથી ઉપદેશક અજ્ઞાની હતા એમ અર્થ થતો નથી. લોકો મન માન્યા અર્થ કરીને કહે કે કુગુરુથી પણ કલ્યાણ થાય; એવું માનનારાને આત્મ સ્વરૂપનો મહિમા આવ્યો નથી. મુળ જાતમાં ( ઉપાદાનમાં ) અચિંત્ય વીર્ય સામર્થ્ય છે. તેનું લક્ષ જે આત્માર્થીને વર્તે છે તેને સદ્‌ગરુ સત્ સમાગમનું મહામાન ( બહુમાન ) આવેજ. તે દેવ, ગુરુ, ધર્મની આજ્ઞાનો વિનય ગાયા કરે જ. અહીં સદ્‌ગુરુની સેવા ( આશ્રય ) નું મહાત્મ્ય છે કુગુરૂથી ત્રણ કાળમાં ધર્મ લાભ ન થાય. સત્પુરૂષને ઓળખીને સદ્‌ગુરુનું બહુમાન કરે છે, તે નિશ્ચયથી પોતાનું બહુમાન છે. સમજેલો તત્ત્વજ્ઞાની જ બીજાને નિમિત્ત થાય પણ અણસમજેલો બીજાને નિમિત્ત ન જ થાય.

( ૩ ) ઉપદેશક પોતાનો જન્મ, જરા, મરણનો અંત કરે છે, અને પોતાના સંગ કરનાર મોક્ષાર્થીને પરમાર્થનું સાધન બતાવી દે છે ( નિમિત્ત થાય છે )

(૪) જે પોતાનુ (પોતાના આત્માનુ) ભલુ નથી કરતો અને બીજાને પણ ઉપકારી નથી થઈ શકતો, એવો વર્ગ સસારમા ઘણો છે

કોઈ એવો સિદ્ધાત સ્થાપના માગે કે અભવ્ય અથવા મિથ્યા દૃષ્ટિ ગુરૂ હોય અને તેમા શાસ્ત્રનુ જાણપણુ હોય તેનાથી પણ તરી શકાય છે એવો અર્થ કરવા માગે તો તેને વદતોવ્યાઘાતદોષ છે પણ કોઈ સસ્કારવાળા જિજ્ઞાસુ જીવ કોઈ પ્રકારે અભવ્ય ઉપદેશકના નિમિત્તે અતર વિચારમા પડે અને પોતાની જાતે અતરમાથી વીર્યની જાગૃતી કરે અને સત્ય અસત્યનો વિવેક કરે કે આત્મા પૂર્ણ પવિત્ર કૃતકૃત્ય છે અક્રિય છે, જ્ઞાનમય છે તે આમજ છે અને આ ઉપદેશ નો ભાવ યથાર્થ નથી એમ જાણીને સ્વવિચારથી આત્મ સ્વરૂપમા સ્થિરતા વધારીને તરી શકે પણ તેથી અભવ્યથી તથા કુગુરૂથી તર્યા એમ ન કહેવાય સદ્ગુરૂ વિના જ્ઞાન નહિ એવો સિદ્ધાત ત્રિકાળ સત્ય છે

શ્રીમદે શ્રી સદ્ગુરૂ કૃપા મહાત્મ્ય' નામના ગ્રન્થમા કહ્યુ છે કે

બુઝી ચહત જો પ્યાસકો, હૈ બુઝનકી રીત,
પાવે નહિ ગુરૂ ગમ બિના એહી અનાદિ સ્થિત ૨

એક જ એ ચાક્કસ નિયમ છે કે—એકવાર આ ભવે અથવા પર ભવે પ્રત્યક્ષ સત્પુરૂષનો બોધ પામવો જો એ એવુ સદ્ગુરૂનુ મહાત્મ્ય છે

સત્પુરૂષનુ બોધરૂપ ટાંકણુ પડયા વિના અતર સ્પર્શ થયા વિના જીવનુ વીર્ય ભભકી ઉઠે નહિ એ દેશના લબ્ધિનો પ્રભાવ છે ચેતન્યની અતર જાગૃતિમા યથાર્થ સત્પુરૂષનો ઉપદેશ, બોધ વચનનુ ભાવથી શ્રવણ થવુ જો એ જે દિવો પ્રગટ હોય તે બીજા દીવાને પ્રગટાવે બુઝાએલો દીવો ક્યાથી પ્રગટાવે? આ કાળે પણ વસ્તુ બની શકવા માટે નથી કહ્યુ જેમ છે તેમ ન્યાય વડે સમજાવાનુ કહ્યુ છે

એકવાર સાચા નિમિત્તનો આદર, બહુમાન તો લાવો બધુ ય કરવાનુ તો પોતાને જ છે સદ્ગુરૂ સ બીજાની શુદ્ધતા ઉપાડી દેતા નથી સદ્ગુરૂના મહાત્મ્યમા પોતાના ભાવનો જેને પરમ આદર છે તેનેપાત્રતાની અને વિનયની પ્રતીત છે આમા પરાધીનતા નથી

પણ અનંત આત્માર્થીઓએ સ્વીકારેલો ન્યાય માર્ગ છે. જેને સ્વતંત્ર દશા ખીલી છે તેની શ્રદ્ધા અને અર્પણતામાં બેહદ સુખ છે. કોઈ કહે કે અમને તો આમાં પરાધીનતા જેવું લાગે છે; સત્ સમાગમ વગર આત્મા ન ઉઘડે તો જીવમાં સામર્થ્ય શું? પણ તે ઉંધી દ્રષ્ટી વડે જુએ છે. પોતાને માર્ગની ખબર નથી. અનાદિથી તત્ત્વનો અણઅભ્યાસ છે. તો તે માર્ગ પામવાની સાચી વિધિ જે જાણતા હોય તેની પાસે જવું પડે, પોતાની સ્વકલ્પીત માન્યતાનો ત્યાગ કરીને, અમુક પરીક્ષા અને બાકીનો બધો વિશ્વાસ, એ રીતે શ્રદ્ધામાં અર્પાઈ જવું જોઈએ. જેને સમાજમાં મોટું થવું છે, આગળ વધવું છે તે પ્રથમ માબાપ પ્રત્યે નાનપણમાં વિનય રાખે છે, પછી નિશાળમાં ભણવા જાય છે ત્યાં પણ વિશ્વાસ રાખી ભણે છે અને ભણવામાં પ્રેમ રાખે છે તેમ સદ્ગુરુમાં પણ શ્રદ્ધા રાખી તેમનો સમાગમ કરવો જોઈએ. અને પછી તેમનો સદ્ઉપદેશ પ્રેમપૂર્વક સાંભળી આત્મકલ્યાણ કરવું જોઈએ. દ્રષ્ટાંત ઉપરથી પ્રયોજન સમજી લેવાનું છે કે:—સાચા નિમિત્તનો અનાદર તે સત્ તત્ત્વનો અનાદર છે. પ્રથમ પોતે આગળ વધ્યો નથી, પરમાર્થ પામ્યો નથી, તેણે સદ્ગુરુમાં વિશ્વાસ રાખવો. પરમાર્થ ગુરુગમતો અંદરથી ફાટશે પણ તારો પુરુષાર્થ વધતાં ઇષ્ટ નિમિત્ત આવ્યા વિના નહિ રહે. પોતાના ઉપાદાનની તૈયારી પાત્રતા થયે સદ્ગુરુ મળેજ. વળી કોઈ કહે કે આત્મજ્ઞાની ન હોય તો પણ તેનાથી તરાય. તેનો અર્થ એમ થયો કે સત્પુરુષ વિના જ આત્મજ્ઞાન થાય. તેણે પોતાની જાતનો અનાદર કર્યો છે, કારણ કે જે અનાદિ સ્થિત-નિયમ છે તેને તે સમજ્યો નથી અને તેથી તેણે પોતાનો જ અનાદર કર્યો છે.

જેણે પૂર્વભવમાં પુરુષાર્થ વડે સદ્ગુરુનો ઉપદેશ સાંભળી જ્ઞાનના આવરણને ટાળ્યા છે; પણ તેને વર્તમાન ભવમાં ઉપદેશ ન મળ્યો હોય છતાં અંદરથી સ્મૃતિ જાગે, તે અંદરથી ભાવે સાંભળે છે, અને વિચાર કરતાં સ્થિર થાય છે અને શ્રેણી માંડીને કેવળજ્ઞાન પામે છે, તેને અશોચ્યા કેવળી કહે છે. આત્માને સ્પર્શ કરીને જે ભાન થાય તેની લબ્ધિ લઈને તેવા જીવો આવ્યા છે. એટલે તેવા પુરુષોને પણ સત્પુરુષના નિમિત્તની વાત નક્કી થઈ.

સત્પુરુષના ઉપદેશની દેશનાલબ્ધિ પ્રાપ્ત થઇ હોય એટલે કે પ્રત્યક્ષ જ્ઞાનીનો સ્વીકાર થયો હોય તો જ આત્મ જ્ઞાન થાય એ અનાદિ અનંત ચોક્કસ નિયમ છે. પણ કોઇ જિજ્ઞાસુ આત્માર્થી હોય તેને વર્તમાનમાં પ્રત્યક્ષ સત્પુરુષનો યોગ ન હોય તો પાછું હઠવાનું નથી. પૂર્વે કહ્યા તે દોષ, આગ્રહ ટાળી, જ્ઞાનીના વચનો પર ખુબ વિચાર કરવો; કારણ કે પૂર્વે જીવ અનંત કાળથી છે, માટે અંદર વિચારમાં પડી આત્માના સામર્થ્યને કેળવવું એટલે જે પૂર્વ સંસ્કાર હશે તે અવશ્ય જાગૃત થશે. જો તાગમાં આત્મબળ હશે, સાચી જિજ્ઞાસા હશે તો અવશ્ય પાર પડશે. પણ તેમાં સદ્ગુરુનું અને સદ્-ગુરુના વિનયનું મુખ્યપણું આવ્યું છે, એમ અનેકાંત ન્યાયથી જે સ્વરૂપ છે તે સ્વરૂપને ભગવાન જ્ઞાનીઓએ જેમ છે તેમ દર્શાવ્યું છે. તેથી સત્પુરુષના વચનામૃત અને પ્રત્યક્ષ ગુરૂ ગમની જરૂર નથી એમ ન માનવું. વળી એમ ન કહેવાય કે મને ગુરૂ વિના આત્મજ્ઞાન થયું છે, કારણ કે એમ કહેવું તે શાશ્વત મોક્ષમાર્ગની મર્યાદાનો લોપ કર્યા જેવું છે.

શ્રીમદ્ પણ ઘણા સ્થળે ખુબ વજન દઇને કહે છે કે:-કોઇપણ સત્પુરુષને શોધો. તેમના કોઇપણ વચનમાંથી તત્ત્વ સમજો. અજ્ઞાનથી વિવેક પામવો અશક્ય છે માટે સત્સમાગમ વડે, સદ્ગુરુના આશ્રય વડે તત્ત્વને ઓળખો એમ ગુરુ મહિમા જ્યાં જુઓ ત્યાં દષ્ટિએ પડે છે.

કોઇ તીવ્ર આત્માર્થીને આત્મજ્ઞાન પામવાની તીવ્ર આકાંક્ષા હોય છે; અને હું કોણ છું, કેવડો છું, એમ નિજ વિચારમાં પડવાથી અથવા તીવ્ર આત્માર્થમાં મચી રહેવાથી અને આ અચિંત્ય સહજ સ્વભાવના ખરેખર અભ્યાસથી અંદર જ્ઞાનનો ઉઘાડ થાય તો તે કદી પણ અનંત જ્ઞાનીઓ અને સદ્ગુરુનો ઉપેક્ષીત થતો નથી. પરંતુ આદર રાખે છે કે:—જે સત્પુરુષો થઇ ગયા છે, તેમનું અમને પ્રમાણ છે, તેમનો અનંત ઉપકાર છે, એ આદરનો હોંગિલો જ્ઞાનીના એકેક વચન પ્રત્યે વારી જાય છે.

શ્રીમદ્ને વર્તમાનમાં કોઇ ગુરુ ન હતા; પૂર્વ ભવના સંસ્કાર હતા. તે કહેતા હતા કે:—અહો એ હૃદય, એ એકાંત સ્થળ, સત્

પુરુષોના વૃંદ, સતસમાગમ અને એ નિવૃત્તિના સ્થળો, જ્ઞાનીના વિહાર સ્થાનો તેમને વંન્ય છે. પ્રવૃતિમાં રહેતા પણ તેમને એ વારંવાર યાદ આવતા હતા.

એ દુકાનમાં નહોતા બેઠા, પણ આત્મામાં, (જ્ઞાનમાં) બેઠા હતા. તેમને પોતાના હૃદયમાં સત્ સમાગમનો મહાન્ આદર હતો. માટે દરેક જિજ્ઞાસુઓએ, ધર્માર્થીઓએ ન્યાયવિરૂદ્ધ કથવું નહિ. સદ્ગુરુથી મને જ્ઞાન મળ્યું નથી, મને મારાથી થયું છે, એવા અવિવેકી શબ્દો બોલવા જોઇએ નહિ.

ભાષામાં પણ જ્ઞાની સત્પુરુષોનું બહુમાન અને વિનય હોવો જોઇએ. તેમનાં વચનનો આદર હોવો જોઇએ. જેનામાં હજુ સાચી પરીક્ષા શક્તિ ઉઘડી નથી તેણે પ્રથમ જ્ઞાની પુરુષોનાં વચનામૃતોનો અભ્યાસ સત્સમાગમ વડે કરવો જરૂરી છે. પોતાનો પક્ષ છોડીને નિર્માની થાય તો વિવેકનો માર્ગ મળે.

પાટણથી પાંચ નાગર, શેઠીયા ધોળી મુંછોવાળા ૭૫ થી ૧૦૦ વર્ષની ઉમ્મરના, ગાડામાં બેસીને સિદ્ધપુર જવા નિકળ્યા છે; પાટણથી સિદ્ધપુર જવાના માર્ગની તેમને ખબર નથી. બીજા ઘણાં ગામ નગર રખડ્યા છે પણ સિદ્ધપુરના માર્ગની ખબર ન હોવાથી રસ્તામાં ચાર ફાંટા પડે છે ત્યાં ગાડું ઉભું રાખીને વિચારે છે કે કયા રસ્તે જવું. નજીકમાં છ વર્ષનો ભંગીનો છોકરો ઉભો છે, પણ તેને કેમ પુછાય એમ તેઓ વિચારે છે. પોતે ખુબ વિચિક્ષણતાથી સંસાર કેળવી જાણ્યો છે, બુદ્ધિના બહુ ડાહ્યા છે પણ તેનું ડહાપણ માર્ગ પાસે ચાલતું નથી. કાંતો ગાડામાં બેસી રહે કાંતો ગમે તે ઉંધા રસ્તે ચડી જાય. પેલા ઉભેલા ભંગીયાના છોરાને ખબર છે કેઃ—તેનો બાપ રોજ સિદ્ધપુર ટોપલા વેંચવા જાય છે તેથી તેને તે માર્ગની અને નિશાનીની ખબર છે. પેલા મોટા વિચારે છે કે આપણે ઘરડાં અને એ છ વર્ષનો; એને કેમ પૂછાય? આપણે નાગર, એ ભંગીયો, આપણે ગાડે બેઠેલા, આપણે મોભાવાળા અને એ રખડું, વળી ધોળી મુંછો, ધોળા કપડાં અને ધોળું અંગ છે. તેથી એમ માને કે આપણે પુન્યવાળા છીએ, માટે આપણને વાંધો નહિ આવે. તો તે

પણ ઉંધે માર્ગે જાય. જો માન તજીને તેને પૂછી લે કે સિદ્ધપુરનો માર્ગ કયો? તો સાચો રસ્તો મળે; તેઓ જ્યારે ઉનાળાના તાપથી મુંઝાણા ત્યારે નીચે ઉતરીને છોકરો રમતો હતો તેને પ્રેમથી પૂછ્યું કે ભાઇ તને સિદ્ધપુરના માર્ગની ખબર છે? તેણે કહ્યું હા. જુઓ આ દિશામાં વાડી છે, તેમાં કોસ ચાલે છે ત્યાંથી આગળ જતાં ત્રણ વાડી સાથે આવે છે. તેને અડીને આગળ જજો. એમ કોઈ સદ્‌ગુરુના શરણને ન સેવે તો કાંતો તાપમાં બેસી રહે: કાં ઉન્માર્ગે જાય. એમ ન કરવું હોય તો ભંગી અર્થાત્ જડ અને ચેતનનો ભેદ કરનાર એવા જે જ્ઞાની તેની પાસે પુછવા જવું પડે અને તે સમજાવે કે સમ્યક્‌દર્શન, સમ્યગ્‌જ્ઞાન સમ્યગ્‌ચારિત્રરૂપ નિશાનીઓ, આ પ્રમાણે છે.

આખી જીંદગી ધર્મના નામે વિતાડી હોય, ઘણાં પુસ્તકો ભણ્યો હોય, મોટી ઉંમર હોય, પાંચ માણસોમાં પુછાતો હોય, મનની ધારણા કરીને ઘણું ગોખ્યું હોય, છતાં પરમાર્થના અતીન્દ્રિય ન્યાય માર્ગને ન જાણતો હોય, તેણે જે ન્યાય માર્ગનો જાણકાર હોય તેને પુછવા જવું પડે. જેમ ભંગીયાના છોકરાને પુછવું પડયું હતું તેમ. એ છોકરે જેમ માર્ગના ભેદ પાડીને સમજાવ્યું તેમ. જ્ઞાની આટલી ( સમ્યક્‌દર્શન, જ્ઞાનચારિત્રરૂપી ) નિશાની છે, એમ બતાવે છે. તેને ખ્યાલ છે કે આગે બાપ સિદ્ધપુર ( મોક્ષ ) પધાર્યા છે અને હું પણ જવાનો છું. પણ આ ડહાપણથી ભરેલા અભિમાન કહે કે અમે મોટા, માટે અમારાથી કેમ પૃછાય તો તેને શું લાભ થાય! લોકોમાં કહેવત છે કેઃ—" પુછતા નો ભૂલતા નહિ. "

પોતે ઘણો ડાહ્યો દેખાતો હોય અને માનતો હોય કે મને બધી ખબર છે. અને જેમ બીજાં લાખો ગામ રખડયો હોય પણ અજાણ્યા ગામનુંજ પાધારુ આવ્યું હોય, પોતાને જાતે ગયા વિના ખ્યાલ ન હોય, તો પ્રેમ ભાવ લાવીને જે માર્ગનો જાણકાર હોય તેને વિ-નયથી પુછતાં રહેવું જોઇએ; એમ અનંત કાળથી જીવ માન, મોટાઇને લઇને રખડયો છે. મધ્યસ્થતા, નમ્રતા અને સાચી પરીક્ષા વિના ઘણા સત્પુરુષોમાંથી કોઇનો લાભ લઇ શકયો નથી, જ્યાં ગયો ત્યાં પોતાનો સ્વછંદ અને પક્ષ આડો આવ્યો. અને તેથી અનંત ભવમાં રખડવું

થયું, માટે હવે શું બાકી રહ્યું ! એ માટે શ્રીમદ્દે “ હે પ્રભુ હે પ્રભુ શું કહું ” તથા “ યમ નિયમ, સંયમ આપકિયો ” એ પાઠનાં પદોમાં સમજવાનું શું છે, તે જણાવ્યું છે; તેમાં ઘણું રહસ્ય સમાયેલું છે. માટે મુમુક્ષોએ તે પદો વાંચવા વિચારવા.

લૌકિકમાં અને વ્યહવારમાં પણ પ્રત્યક્ષ છે, કે જેણે જે વિષે નથી જાણ્યું અથવા કંઇ ન સમજયો હોય તો તેના જાણકાર પાસે જઇને વિનયથી પૂછે છે, અને સલાહ લે છે, તેમ સંસાર બંધનથી. છુટવાના કામી જીવોએ સાચા હિત અર્થે પોતાના જ સુખ માટે સત્ સમાગમ અર્થાત્ ધર્માત્માનો સંગ ( પરિચય ) કરવો જોઇએ. જે આત્માર્થી થયા તેઓએ આવો પરિચય વારંવાર કર્યો છે અને જ્ઞાનીના વચનોનું મહાત્મ્ય સત્સમાગમે સમજવાના ભાવ કર્યા છે. સદ્‌ગુરુની આજ્ઞાએજ કલ્યાણ થાય માટે એમ નિર્ણય થયો કે સત્સમાગમ વિના આત્મજ્ઞાનની પ્રાપ્તિનો બીજો કોઇ ઉપાય નથી.

શાસ્ત્રમાં પાઠ છે કે:—“ ચતારી પરમ દુલ્લહાણી ” એમાં સત્પુરુષના વચનો, સાચા ગુરુનો ઉપદેશ, ભાવથી શ્રવણ થવો દુર્લભ છે, એમ જણાવ્યું છે માટે સત્પુરુષના વચનો સત્ સમાગમે શ્રવણ કરવા સમજવા યોગ્ય છે.

અત્રે કોઇને એમ આશંકા થાય કે પૂર્વે સદ્‌ગુરુનો યોગ તો અનંતવાર થયો છે. છતાં જીવનું કલ્યાણ થયું નહિ, તેથી સદ્‌ગુરુના ઉપદેશનું કાંઇ ખાસ વિશેષપણું દેખાતું નથી. એમ કોઇને પ્રશ્ન થાય તો તેનું સમાધાન કહ્યું છે કે:—

“ સેવે સદ્‌ગુરુ ચરણને, ત્યાગી દઈ નિજપક્ષ,
પામે તે પરમાર્થને, નિજપદનો લે લક્ષ. ”

જીવે સદ્‌ગુરુને જાણ્યા નહિ. અને પોતાનો સ્વચ્છંદ મતાગ્રહ ટાળ્યો નહિ પોતાની દ્રષ્ટિએ જોયું કે ક્યાં સરખું આવે છે. પણ માધ્યસ્થપણે ન્યાયથી સાચું શું છે, તેનો વિરોધ ટાળીને સમજવું જોઇએ, એમ સાચી સમજણનો યથાર્થ પુરુષાર્થ કર્યો નહિ; સતની

રૂચિ નહિ, વલણ નહિ, ત્યાં સત્પુરુષ કેમ ઓળખાય? ન ઓળખાય. પૂર્વે સદ્ગુરુ ઘણી વખત મળ્યા છે, પણ આત્માને સમજનારા અને સમજાવનારા આ સદ્ગુરુ છે, આ સાચા પુરુષ છે, માટે હિતના કરનારા છે એમ ઓળખ કરીને જીવે તેને સદ્ગુરુ જાણ્યા નથી, જાને ઓળખ્યા નથી, પ્રતીત્યા નથી; અંદરમાં આહ્લાદ રૂચી આવી નહીં તો કેમ સમજાય ? અને સદ્ગુરુને ઓળખ્યા વિના, સમજ્યા વિના ઉપકાર શું થાય ?

સત્પુરુષને ઓળખીને તેનું બહુમાન આવ્યું તો અવશ્ય પોતાના સત્સ્વરૂપની પ્રાપ્તિ થાય જ. પણ જીવે પોતાનો મત અને માન મુક્યા નથી અને તેથીજ સદ્ગુરુનો બોધ ઉપદેશ અંતરમાં પરિણામ પામ્યો નહિ અને પરમાર્થની પ્રાપ્તિ થઇ નહિ. જો માન અને મત મુક્યા હોય તો પોતે પણ જ્ઞાની સત્પુરુષ જેવો થયો હોત. પણ અમારા કુળની પરંપરા અને અમારા ગુરુ આમ કહે છે માટે અમારે બીજાનું માનવું નથી, એમ મત અને સ્વછંદ જીવને અનાદિ કાળથી આડો આવે છે. જો સ્વછંદ અને મતાગ્રહ દુર કરીને સત્ અને સદ્ ઉપદેશ ગ્રહણ કરવાનો કામી થયો હોત તો અવશ્ય પરમાર્થને પામત. ધર્મના નામે પૂર્વે અનંતવાર સ્વછંદ રાખીને શબ્દોમાંજ અર્પણતા કરી છે. ગર્ભિત ઉંડાણમાં માન અને મતાગ્રહનેજ પોષણ આપ્યું છે એટલે સત્નું પરિણામ સમ્યગ્દર્શન પામ્યો નહિ. એટલે જ્ઞાનીના આશયમાં તેનું વળવું ( ફરવું ) થયું નહિ, એટલે પરમાર્થની પ્રાપ્તિ થઇ નહિ.

પોતાનું માન રાખવાને અર્થે સદ્ગુરુને સેવે તોપણ તે જીવ પરમાર્થને પામે નહિ. જેમ કાટવાળી લોઢાની ડાબડીમાં પારસમણિ હોય તો તેનું કંચનરૂ પરિણામ આવતું નથી. વળી પારસમણી અને સત્પુરુષમાં ફેર છે તે નીચેની કવિતાથી જણાશે.

પારસમણિ ઔર સંતમાં, બડો આંતરો જાણ.
ઓ લોહા કંચન કરે, ઓ કરે આપ સમાન.

હૃદયમાંથી જેણે માન અને મત રૂપી કાટ કાઢીને સંગ ન કર્યો તેણે દાડાનો સંગ કર્યો છે, જ્ઞાનીનો એટલે સત્પુરુષનો સંગ કર્યો

નથી, હાડકાની સેવા એ ગુરુ સેવા નથી અથવા સત્ સમાગમ નથી. પણ અત્યારે હું સમજું છું; હું જાણું છું એ આદિ મિથ્યાભિમાન, અને સ્વછંદ અને પૂર્વાગ્રહ એટલે કુળ ધર્મનો આગ્રહ ટાળીને જો સદ્‌ગુરુનો સમાગમ કરે તો જરૂર આત્માર્થ પામે; આ શરત છે. નોકરી કરવી હોય તો શરત પાળવી જોઇએ. જ્ઞાનીની નોકરી કરવી હોય તો ગયા કાળની બધી માન્યતા ઉપર મીંડા મુકો. અંતરમાં સતની રૂચી તીવ્ર જિજ્ઞાસાથી આવી હોય તો એક સેકન્ડમાં યથાર્થ હા આવે, અંદરથી પ્રતીત થયા વિના રહે નહિ.

અહીં અસદ્‌ગુરુઓએ દ્રઢ કરાવેલા દુર્બોધપણાથી માનાદિના તીવ્ર કામીપણાથી જીવોને એવો આગ્રહ બંધાઇ જાય છે કે પોતાને સદ્‌ગુરુના શરણ સેવ્યા વિના પણ કલ્યાણ થશે. તે માને છે કે ભલે સદ્‌ગુરુની પ્રાપ્તિ ન હોય, અથવા અસદ્‌ગુરુને ભલે માર્ગની પ્રાપ્તિ ન હોય, પણ તે બીજાને ધર્મ પમાડી શકે છે, એટલે બીજા જીવો આત્મધર્મની પ્રતીતિ કુગુરુનો ઉપદેશ સાંભળીને પામશે એમ માને છે પણ આ ભૂલ છે, સદ્‌ગુરુના શરણને સેવ્યા વિના અને સંત ચરણના આશ્રય વિના, પરમાર્થની પ્રાપ્તિ થાય નહિ.

વળી જેને સાચા દેવ ગુરુ–ધર્મના પ્રેમથી અધિક પ્રેમ સંસાર દેહાદિ સંબંધી રહે છે તેનામાં અનંત ભવ ભ્રમણના અનંત દુઃખ પામવાના ભાવ પડયા છે કારણ કે ખોટાનો આદર છે, ત્યાં સતનો અનાદર થાય છે, એજ હિંસા છે.

જેને આંત્મધર્મ ( સાચું સુખ ) પામવાની જિજ્ઞાસા હોય તે પોતાનો પક્ષ, આગ્રહ અને માનાદિનો ત્યાગ કરીને સદ્‌ગુરુના ચરણ આશ્રય કરે તો તે પરમાર્થને પામે. આ ગાથા ઉપર શ્રીમદ્દ જાતે પીઠિકા રચીને ટીકા કરી છે; અને ખાસ ભાર દઇને કહ્યું છે. કારણ કે અનાદિથી અટપટો માર્ગ છે, સ્વછંદ પ્રતિબંધ હોય ત્યાં સાચા સદ્‌-ગુરુનો યોગ હોય તો પણ તેનું લક્ષ અને પ્રતીત થતી નથી, માટે પ્રતીતી ન થવાનું કારણ સ્વછંદ તથા મતાગ્રહ છે એમ સમજવું.

લોકો અનેક પ્રકારની અન્યથા કલ્પના અને વિવિધ માન્યતામાં રાચે છે, અને અસદ્ ગુરુઓએ દઢ કરાવેલા મિથ્યા આગ્રહથી અને પોતાના દુર્બોધથી ધર્મ માને છે. અમે જાણીએ છીએ વિગેરે માનાદિરૂપ માન્યતાની કામનાથી આત્માના નામે બીજું માને છે, કરે છે, તથા એમ પણ કહે છે કે સદ્ગુરુ પ્રત્યે શાસ્ત્રકારો બહુભાર આપે છે, તે તો બાળજીવો માટે છે, આપણા માટે તેવો આગ્રહ નથી. આપણે ગમે તે વિદ્વાન્ પાસેથી સમજી શકીએ તેમ છીએ; થોડું ઘણું તો જાણીએ પણ છીએ. કુગુરુથી પણ જ્ઞાન થાય એમ માનનાર, કહેનાર સાચા સદ્ગુરુનો, સાચા નિમિત્તનો નકાર કરે છે, તે સાથે પોતાના આત્માનો પણ અનાદર કરે છે; એમ અનેક પ્રકારે જીવોને વિપરીત માન્યતાઓ હોય છે તેથી પોતાનો પક્ષ, માન અને મત છોડીને સદ્ગુરુનો આશ્રય કરવા કહ્યું છે.

વળી કોઈ એમ પણ માને છે કે વેષ અને ક્રિયા જોઇને નમવું કારણ કે તેણે ત્યાગ કર્યો છે માટે વેશ જોઇને પણ નમવું તે ઉપર દૃષ્ટાંત છે કે એક રાજાને ધર્મનો છંદ લાગેલો કે ગમે તે વેશધારી બાવા, જોગી સાધુ કે બીજું કોઈ હોય પણ આપણે તો વેશને વંદન કરવા, તેનામાં ગુણ દોષ હોય તેનું આપણે કામ નહીં. એક દિવસ માગણ જાતનો રાવળિયો ગધેડા હાંકીને જતો હતો. તે ગધેડાને પીઠે ચાંદું થયું હતું. તેથી તે ચાંદા ઉપર ભગવો પાટો બાંધ્યો હતો તે જોઈ ગધેડાને રાજાએ લાંબા થઇને નમસ્કાર કર્યા. તે જોઇને સંત તુલસીદાસે કહ્યું કે અલ્યા તું કોને નમસ્કાર કરે છે? તેનો સંવાદ નીચેની કવિતામાં આપ્યો છે.

"બાનાં દેખી નમણાં નહીં કરણી શું કામ
તરૂવરમાં કાંટા ભયા છાયામાં વિશ્રામ."

તુલસીદાસે જવાબ આપ્યો કે:—

"બાના હે બહુ ભાતકા ઉસમે હે એક મરમ
સબહી છાયા બેસીયે ન બેસીયે મીણા હરમ
મીણા પર પક્ષી મરે વાકું વરસે કેર
તુલસી કહે બાનાં લીયા બાને બાને ફેર"

એટલે આશય એ છે કે મૂઢ! કાંઇ સાચા ખોટાની પરીક્ષાતો સમજ. એ તો સમજો કે નિર્ધનની સેવા કરીએ તો તે લક્ષ્મી આપે? સાકરને બદલે ભૂલથી ઝેર ખાવામાં આવે તો જીવન જીવાય? એમ મોક્ષની ઇચ્છા હોવા છતાં આત્માના નામે ખોટાનો આદર કરનારા, સાચા દેવ-ગુરુ ધર્મને નહિ સમજનારા મોક્ષ કેમ પામે? તે તો અનાદિથી રખડે છે તેમ રખડવાના. બધાય સ્વકલ્પિત ધર્મ માની બેઠા છે. જયાં ત્યાં ધર્મ વેચાતો હોય તો બધાનો મોક્ષ થઈ જાય, પણ તેમ નથી. માટે પ્રથમ સાચું સમજવાની જિજ્ઞાસા વધારી સદ્‌ગુરુની ઓળખ કરવી, પરીક્ષાશક્તિ વધારવી. કોઈ માને કે જાતે ગુરુ થવાય છે, માટે અમારે ગુરુની જરૂર નથી, અથવા ગમે તે ગુરુથી પણ ધર્મ પમાશે, તો તે વાત સર્વથા જૂઠી છે.

કોઇ ઠેકાણે શાસ્ત્રમાં કહ્યું છે કે:—અંતરનો સાચો વિચાર કરતાં ઘણા જીવો બૂઝયા છે; પણ તેનો અર્થ એમ નથી થતો કે કુગુરુથી કોઈ બૂઝયા અને સદ્‌ગુરુની આજ્ઞાથી જીવોને કલ્યાણ થતું નથી અગર તેને પૂર્વે સદ્‌ગુરૂનો જોગ ન હોતો. તેનો અર્થ એટલો છે કે વર્તમાનમાં તેમને સદ્‌ગુરુનો જોગ નથી. તે જીવો આત્મજ્ઞાન પામીને મોક્ષે ગયા એટલે એમ નથી કે તેઓ સ્વછંદે ધર્મ પામ્યા છે. તે ધર્માત્માઓએ પૂર્વે સદ્‌ગુરુની સેવા, આજ્ઞા ઉપાસેલીજ છે. તેથી આ ભવે વર્તમાનમાં સદ્‌ગુરુ મળ્યા નથી પણ પૂર્વ ભવે સત્પુરુષને ઓળખીને સત સમાગમે પોતાના ( સ્વ ) તરફનું તે જીવોએ વલણ કર્યું છે; આત્મા અક્રિય, જ્ઞાતા, અવિનાશી પવિત્ર છે એવો સ્વાત્મબોધ સન્મુખ થયેલો, પણ પુરૂષાર્થની મંદતાથી એ ભવે કેવળજ્ઞાન ન પામ્યો આત્મજ્ઞાન પામ્યો તેમાં એમ ન આવ્યું કે તેમણે ગુરુઆજ્ઞાની પ્રતીત નથી કરી. તેઓ પણ પોતાના ગુણના બહુમાન અર્થે સદ્‌ગુરુનું મહાત્મ્ય સન્મુખ રાખે છે.

વળી કેટલાક કેવળજ્ઞાની અને સર્વ તીર્થંકરો જ્ઞાની આ ભવમાં પોતાની મેળે બૂઝયા તે પૂર્વના બળવાન સંસ્કારની સિદ્ધિ છે, તે પોતાની મેળે આ ભવે બુઝયા તેથી સ્વયંબુદ્ધ કહેવાય છે; તેથી એમ ન સમજવું કે સદ્‌ગુરુથી ધર્મનો લાભ ન મળે, અથવા તેઓએ

પૂર્વે કોઈ ભવે સદ્‌ગુરુનો સમાગમ નથી કર્યો. કેટલાક તીર્થંકરો તો તેમના પૂર્વ ભવમાં સાક્ષાત્ સર્વજ્ઞ વીતરાગ ભગવાન પાસે ધર્મ સભામાં ક્ષાયિક સમકિતરૂપ આત્મબોધ પામ્યા હોય છે; તેથી એમ જાણવું કે બધાય ધર્માત્મા સદ્‌ગુરુનું બહુમાન કરે છે. પોતાના આત્માનું બહુમાન થતાં સદ્‌ગુરુ, સત્‌દેવ, સતધર્મનું બહુમાન થયા વિના રહે નહિ.

જે સદ્‌ગુરુની સેવા, શરણુ અને આશ્રયનો નિષેધ કરે છે તેને સમ્યગ્‌દર્શન નથી. દેવ, ગુરુ, ધર્મ વીતરાગ છે માટે તે જે સ્વરૂપે છે તેની યથાર્થ શ્રદ્ધા વિના સમ્યક્ત્વ સંભવતું નથી.

જો અસદ્‌ગુરુ, અસત્ સમાગમથી કલ્યાણ થતું હોય તો રાગ, દ્વેષ, અજ્ઞાનથી કલ્યાણ થાય. માટે આ સિદ્ધાંત વિચારવા યોગ્ય છે. વળી ગાદી અને વેશને નમવું, એમ માનનારા પણ ઓળખ વિના પોતે પોતાનું અનંતુ અજ્ઞાન સેવે છે. તેઓ ભક્તિ કરે તો પણ તે જ્ઞાનીની ભક્તિ નથી, પણ રાગની ભક્તિ છે. આવી અનેક ભુલો ટાળવા માટે સદ્‌ગુરુ આજ્ઞા, સદ્‌ગુરુનો સંગ, સત્ સમાગમનો મહિમા ખાસ કરવા જેવો છે. સાચા સદ્‌ગુરુ તથા સત સમાગમથી જ કલ્યાણ થાય છે.

આચારાંગ સુત્રના પ્રથમ અધ્યયન પ્રથમ ઉદ્દેસામાં પ્રશ્નાવલિ છે તેમાં એમ કહ્યું છે કે મેં સર્વજ્ઞ ભગવાન, વીતરાગદેવ પાસેથી અને પરંપરા ગુરુ સદ્‌ગુરુઓ પાસેથી આવેલું યથાર્થપણે સાંભળ્યું છે કે આ જગતમાં એકેક જીવને સંજ્ઞા નથી, એટલે સાચું ભાન નથી, કે આ જીવ પૂર્વ દિશામાંથી આવ્યો છે કે ઉત્તર દિશામાંથી આવ્યો છે કે દક્ષિણ દિશામાંથી કે પશ્ચિમ દિશામાંથી કે-કયા ક્ષેત્રમાંથી આ દેહમાં આવ્યો છે. હું છું તે પૂર્વે પણ હતો, તો અઢાર દિશામાંથી કઈ દિશામાંથી હું આવ્યો એનો યથાર્થ વિચાર જગતના જીવોને નથી, આ કથન પણ સદ્‌ગુરુનું બહુમાન બતાવે છે.

હું અન્ય ક્ષેત્રથી આ ક્ષેત્રે કયા કારણથી આવ્યો? માતાની કુખમાં કયા કારણે આવવું થયું? હું કોઈ અન્ય ક્ષેત્રે પૂર્વે હતો

તો ત્યાં પણ કર્મ બંધના આવરણવાળો દેહની પરાધીનતામાં અજ્ઞાનપણે બેઠેલો હતો, તેમ વર્તમાનમાં પણ મને કંઈ પરના નિમિત્તની ઉપાધિ જણાય છે; તે સંબંધી ઉપાધિ ભાવ તોડવાનો વિવેક નથી હું કયાંથી આવ્યો એ આદિનું ભાન નથી તે મિથ્યાદ્રષ્ટિ અજ્ઞાની છે.

વળી રાગ, દ્વેષ, અજ્ઞાનના ભાવે, મન, વચન, કાયાની પ્રવૃતિથી રાગાદિ અધ્યવસાનના કારણે કર્મ બંધન મેં કર્યું છે, તેવી પ્રવૃતિ મેં મારી જાતે કરી, કરાવી, અનુમોદી, એમાં અનંતકાળથી હું છું; અને જગતમાં બંધભાવે વિશાળ ક્ષેત્રો મેં સેવ્યાં, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ભાવ. અને ભવ એ પાંચ પ્રકારના શુભ, અશુભ ભાવે પરિભ્રમણ કર્યું એમ જેણે જાણ્યું અને પૂર્વ જન્મ અને સુખ દુઃખના કારણો જેણે જાણ્યા અને તે દેહાદિ, રાગાદિ સર્વ ઉપાધિથી રહીત અક્રિય જ્ઞાનઘન છું, એમ જ્ઞાનમાં સાચો નિર્ણય જે વિચારવાન જીવે કર્યો અને જેણે પ્રત્યક્ષ, પરોક્ષ પ્રમાણથી જેમ છે તેમ વસ્તુ તત્વનું જ્ઞાન કર્યું તે સમ્યગ્દ્રષ્ટિ છે.

તે જ્ઞાન શા કારણથી થાય? તેનો ઉત્તર. ૧ જાતિસ્મરણ જ્ઞાનથી, ૨ સત્ સમાગમ અને ૩ યથાર્થ વિચારથી; પૂર્વભવે સત્ સમાગમ વડે સદ્‌ગુરુનો આશ્રય કરેલો હોય છે તે પવિત્ર સંસ્કારની જાગૃતિથી પૂર્વના ભવની સંધિ કરતો, વર્તમાન સમજણમાં પૂર્વ ભવોના સંસ્કારની સંધિ મેળવીને વિચાર શ્રેણીમાં સ્થિર થતાં આત્માનું ભાન થાય છે. દ્રષ્ટાંત—મૃગાપુત્ર મહેલના ઝરૂખામાં ઉભા છે ત્યાં મુનિને જોયા. વિચાર આવ્યો કે અહો! આવું સ્વરૂપ મેં કયાંક ભાળ્યું છે, જાણે મારા હૃદયની વાત હોય નહિ? મારા પરિચયની વાત હોવી જોઇએ. હા! હું પણ પૂર્વે સંત મુનિઓના પવિત્ર સમૂહમાં હતો, મુનિ હતો એમ જાતી સ્મરણ જ્ઞાન થતાં આત્મજ્ઞાન થયું.

સત્ સમાગમથી અથવા કોઇ યુગ પ્રધાન પુરુષ, તીર્થંકર ભગવાનની ધર્મ સભામાંથી પાત્રતા વડે સદ્‌બોધ પામે.

પૂર્વ ભવમાં સંત ચરણનો આશ્રય કરેલો તેના સંસ્કારની જાગૃતિથી પોતાને જાતિ અનુભવ થાય. એ ત્રણ કારણ સિવાય અન્ય

કારણથી કોઇને આત્મજ્ઞાન ન થાય તેમાં સદ્‌ગુરુનુંજ મહાત્મ્ય છે.

જેને જાતિસ્મરણથી અને પોતાની જાગૃતિથી જ્ઞાન થયું તેમાં શ્રી ગુરુના આશ્રયનો નકાર થયો નથી.

ઠામ ઠામ જિનાગમમાં એવું કહ્યું છે:—" આણાએ ધમ્મો, આણાએ તવો " સુયગડાંગનું પહેલું અધ્યયન.

આત્માનો અવિરોધ મહાધર્મ જેમ છે તેમ સર્વજ્ઞની આજ્ઞા સહિત સાચા આત્મધર્મને સન્મુખ કરી, સાચા સદ્‌ગુરુના અભિપ્રાયે જે વર્તનાર છે તે ગુરુઆજ્ઞાએ વર્તનારા સંસારરૂપી મોટો ઓઘ ( દરીઓ ) તરી જાય છે તેથી એમ ન થયું કે આત્મજ્ઞાની સદ્‌ગુરુ વિના કુગુરુથી પણ મોક્ષ થાય; તેનાથી કોઈ જીવનું કલ્યાણ થાય એમ કહેવું અસંગત છે; જે કોઈ જીવો પોતાની જાગૃતિથી સુવિચાર દશાથી બુઝે છે, તે સાચા સદ્‌ગુરુના સમાગમનો કામી હોય છે.

આનંદઘનજી કહે છે કે કયારે મને મારો મત સ્નેહી મળશે. જેમ ભયંકર રોગવાળાને વૈદ વિના ચેન પડે નહિ, ( તેના વિના ન જીવે ) તેમ અમને સતસમાગમ વિના ( સંતોના સમાગમ વિના ) ક્ષણ પણ ગમતું નથી. એ સંતોના કેવળી ભગવાનનાં આ વર્તમાન કાળે વિરહ પડયા. એ સત્પુરુષો વિના અમને પર ( બીજાનો ) સંગ ગમતો નથી.

શ્રીમદ્‌ પોતે પણ એક પત્રમાં લખે છે કે:-સત્સમાગમની આ કાળે ઘણી દુર્લભતા છે, એ આત્મનિવેદન, અંતરની પ્રેરણા, કોને કહીએ ? ધર્માત્મા કયારે મળે જેથી અમે હૃદયની વાતો કરીએ, આ કાળે સાચીવાત અને તત્ત્વ શું છે તેને સમજનારા, સાંભળનારા કોઈ ન મળે પણ તમ જેવા માર્ગાનુસારી મુમુક્ષુ પ્રત્યે અંતરની લાગણી કરે છે. અમને સત્પુરુષનો વિરહ ખુબ સાલે છે.–સદ્‌ગુરુના નિત્ય વિચાર કરતા, સ્વવિચારમાં પ્રેરાતા સર્વ વિચારની પ્રેરણાના બળ વડે જેમ તેમ કરીને માર્ગ કાપીએ છીએ પણ પ્રત્યક્ષ સત્પુરુષનો યોગ હોત તો, અમને આટલો પરિશ્રમ ન હોત, એમ જ્ઞાની પુરુષો પણ સત્સમાગમની ભાવના ભાવે છે તો પછી જેને પ્રાપ્તિ નથી, તે સત્સમાગમ

અને સદ્ગુરુની ઉપેક્ષા કેમ કરી શકે? જેણે સ્વછંદ ત્યાગીને સદ્ગુરુ આગળ પોતાના માન અને મત મુક્યા નથી તે ધર્મ પામી શકે નહિ.

જ્યાં આગળ સાચા ધર્માત્માની ઉપેક્ષા વર્તે છે ત્યાં આગળ અહંકાર વર્તે છે કે અમે જાણીયે છીએ, વિગેરે; જેને પોતાના આત્માનું લક્ષ થયું છે તે સ્વવિચાર પામીને જ્ઞાનીનો અતિ આદર કરે છે. જેને ધર્માત્મા પ્રત્યે બહુમાન છે, તેને પોતાનો વિનય છે; તેથી સત્-સ્વભાવને સમજવાની પ્રેરણા થાય છે.

માન છે તે આત્માના ખરા ગુણનો ઘાત કરનાર છે. ધર્માત્મામાં એવો નિયમ છે કે જે પ્રથમ ધર્મ પામ્યો હોય, અંતરમાં પરમ પવિત્ર દશા જેની ઉઘડી છે તેવા પ્રથમ દીક્ષિતને નવા દીક્ષાધારી મુનીએ નમન કરવું જોઈએ. લાકડાનો વેચનાર કઠીઆરો હોય છતાં આત્મ-જ્ઞાનમાં મસ્ત મુનિ થાય છે. આત્મજ્ઞાનની સ્થિરતામાં અડોલ પરમ પવિત્ર દશામાં સ્થિત એવા મુનિને ( પૂર્વે ભલે ગમે તેવા હો ) પણ વર્તમાન પાત્રતાને મોટા ચક્રવર્તી પણ નમન કરે. જો જરાપણ માન લાવે તો તે ચક્રવર્તી ધર્માત્મા નથી. વળી ભરત ચક્રવર્તી રાજા જ્યારે સર્વજ્ઞ ભગવાનને વંદન કરવા જાય છે, ત્યારે બધાને રસ્તામાં ખબર આપે છે કેઃ—મને કોઈ રાજા તરીકે વંદન કરશો નહિ. ( એવું નિર્માની-પણું હોય છે. ) બાહુબલીજી ઘણાં ગુણવંતા મહાતપસ્વી હતા બાર માસ સુધી એકજ સ્થળે આહાર વગર ધ્યાનમાં ઉભા હતા વેલડીએ વિંટાયા હતા, બધા ગુણની યોગ્યતા છતાં એક નજીવી બાબતમાં માન રહી જતાં કેવળજ્ઞાન અટક્યું હતું. એમ માનના કારણે આત્મ-ગુણનો વિકાસ અટક્યો હતો. જરા માન ખસ્યું કે ચૈતન્ય ભગવાનની પૂર્ણ પવિત્ર કેવળજ્ઞાન દશા પ્રગટ થઈ. જે કાર્ય બારમાસમાં એક અંશપણ ન થયું, તે માન જતાં ક્ષણમાત્રમાંજ પૂર્ણ સ્વરૂપનો વિકાસ થઈ, આત્માની પૂર્ણ પવિત્ર કેવળજ્ઞાન દશા, પૂર્ણ વીતરાગતા પ્રગટી. એમ માનરહિત થવાનો મહિમા છે. એક માનને કારણે અનંત જ્ઞાન, અનંત-દર્શન, અનંત સુખ, અનંત વીર્ય અટકી રહ્યું હતું. જ્યારે પોતાને એ માન દોષનું ભાન થયું તથા તે દોષને ટાળ્યો ત્યારે કેવ-ળજ્ઞાન થયું. બાર મહીના નિરઅતીચારપણે, એક લક્ષે, એક આસને,

અભેવ આત્મવિચારમા રહેનારા એના મહાન્ પુરુષને એક અ પ માને તેમની બાર બાર માસની મહેનત સફળ થવા ન દીધી, અર્થાત્ તે દશાથી માન ન છૂટ્યુ અને જ્યારે તે માન ટળ્યુ ત્યારે કાર્ય સફળ થયુ

આખો આત્મધર્મ જ્ઞાનીની આજ્ઞામા સમાય છે એમ શાસ્ત્રોમા વારવાર કહ્યુ છે

[તા ૨૭–૭–૩૯ (શ્રીમ, રાજચદ્ર સમાધિ મદિર) ૯ મી ગાથા ચાલુ]

જે કારણોથી આત્મજ્ઞાન પામી શકાય છે તેનાથી વિપરીત કારણોથી સસારમા રખડવુ થાય છે ત્યારે સાચુ સાધન શુ? તે સમજવા માટે, તેની પ્રાપ્તિ માટે આ ગાથા કહી છે

પોતાના માનેલા સ્વછદના અભિપ્રાય, માન અને મતનો ત્યાગ કરવા કહ્યુ છે પોતાનુ સ્વરૂપ સમજ્યાવિના જીવ અનાદિથી અનત દુ ખ ભોગવે છે, તેથી આ શાસ્ત્રના પહેલા પદમાજ કહ્યુ છે કે—"જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુ ખ અનત સમજાવ્યુ તે પદ નમુ, શ્રી સદ્ગુરુ ભગવત" આત્મા અનાદિ અનત છે તે સમજ્યા વિનાની આત્માની અનાદિની અવસ્થા છે તેમા દુ ખ અનત છે, મે પૂર્વે અનત દુ ખ ભોગવ્યા, એ દુ ખ દોષ છે એ મારો સ્વભાવ નથી એમ જાણીને જે પોતાના સુખ સ્વરૂપને સદ્ગુરુ મહાત્મ્યથી સમજ્યો, તે કહે છે કે "સમજાવ્યુ તે પદ નમુ, શ્રી સદ્ગુરુ ભગવત" એ ગાથાને અને આ નવમી ગાથાને સબધ છે સ્વરૂપ સમજ્યા વિના દુ ખ દશા પામ્યો એટલે કે વિકારી દશામા, અજ્ઞાન દશામા અનત દુ ખ પામ્યો તે દુ ખ રહિત સુખ સ્વરૂપ જે સદ્ગુરુએ સમજાવ્યુ એમને કે હુ સદ્ગુરુવડે સમજી શક્યો એ કહુનાત પ । આવી, અને મારૂ સ્વરૂપ મારાથી ન સમજાય એમ ન આવ્યુ, કારણ કે—જો મારાથી ન સમજી શકાય એવુ મારૂ તત્ત્વ હોય તો હુ ન સમજી શકુ પણ અહિ પહેલાજ પદે જણાવ્યુ છે કે આ માની જાતની વિરૂદ્ધ પ્રકૃતિના કારણે અને મારી અ । સમજણના કારણે અનત દુ ખ પામ્યો તે ભૂલ ટાળવામા ઉપાદાન મારી જિજ્ઞાસા અને નિમિત્ત સદ્ગુરુ થયા

કોઈપણ કાર્યમા બે કારણો હોય (૧) મૂળ કાર ણ (ઉપાદાન) (૨) સહાયક કારણ (નિમિત્ત) અનત કાળથી નહિ સમજાએલુ

તે સમજનારે સ્વાધીન હું અને ઉપકારી ગુરુ પણ મેં માન્યા; એટલે અનંતકાળમાં પોતાને નહિ સમજવાના મૂળ કારણમાં પણ હું પોતે અને નહિ સમજવાના નિમિત્ત કારણમાં કુગુરુનો સંગ, એમ નહિ સમજવાના એ બે કારણો છે; અને સમજ્યો તેનાં બે કારણો આગળ કહેવાઇ ગયા. એમાં સદ્‌ગુરુનું મહાત્મ્ય મુખ્યપણે છે.

હું અનંત કાળથી મારૂં શાશ્વત્ સુખપદ ન સમજી શક્યો એમ સમજનારને અપૂર્વ તત્ત્વ સમજવું છે, તે સમજવાની પોતાની પાત્રતા જોઇશે, તે પાત્રતા હોય તેને પોતાની યોગ્યતા પ્રમાણે, પોતાના ઉપાદાન પ્રમાણે, પોતાના પુરુષાર્થ મુજબ, બહારના સહકારી કારણ મળી આવે છે; તેને મુળ કારણરૂપે પ્રગટ કરવામાં પોતાની સહજ શક્તિ દરેક ક્ષણે શક્તિરૂપે હેયાત છે; પોતાનું મોક્ષસ્વરૂપ સમજવાની તીવ્ર જિજ્ઞાસા થતાં સદ્‌ગુરુનો વિનય જાગે છે અને સદ્‌ગુરુ મળે છે.

પોતે પોતાને પોતાના આત્મા વડે સમજ્યો છે છતાં નમ્રતાથી વિનયવંત પણે સ્વતંત્ર રહીને કહે છે કે "સમજાવ્યું તે પદ નમું શ્રી સદ્‌ગુરુ ભગવંત" સમજ્યો તો પોતાની પાત્રતાથી; તેમાં ઉત્તર કારણ સદ્‌ગુરુ તે પદ સમજાવનાર છે, એમાં પોતાનો પુરુષાર્થ વિનયવાળો છે, સ્વછંદી નથી, એ રીતે પોતાની સહજ સ્વતંત્ર શક્તિથી પોતે પોતાની પાત્રતા પામ્યો છતાં સદ્‌ગુરુનું બહુમાન કરે છે. એજ સત્ પાત્રતાની નિશાની છે. પોતે જેને ઉપકારી માન્યા છે તેના નામ સ્મરણથી સ્વરૂપમાં નમતો જાય છે.

આ પરમ પદ નહિ પામવાના કારણો આગળ બતાવ્યા છે. બાહ્ય ક્રિયા અને મોહથી ઉત્પન્ન થતાં શુભભાવ પણ વિકાર છે, નિજગુણ નથી છતાં પણ તેને કોઈ સાધન માને છે; પણ પુન્યાદિ બંધભાવ આત્માને લાભ કરનાર નથી; તેમાં સુખની માન્યતાવાળા કોઇ ક્રિયા-જડ અને સ્વેચ્છાચારી જિનેશ્વર ભગવાનની આજ્ઞાને બદલે, રાગાદિ કષાયની ઉપાસના કરે છે, વળી એનાથી વિપરિત શુષ્કજ્ઞાની શાસ્ત્રના શબ્દો મન વડે ધારી રાખે છે, કષાય, પ્રમાદ અને રાગાદિ આસક્તિનો ઘટાડો કરતા નથી. એવા સ્વછંદી પોતે મોક્ષમાર્ગમાં હોય એમ માને

છે, તેનો પણ અહીં નિષેધ કર્યો છે. અત્રે શ્રીમદ્ રાજચંદ્રે સદ્ગુરુની આજ્ઞા આરાધવા ખાસ ભાર દઈને એમ કહ્યું છે, કે મોક્ષમાર્ગનું રહસ્ય જ્ઞાનીની આજ્ઞામાંજ સમાએલું છેઃ—

"આણાએ ધમ્મો, આણાએ તવો." રાગદ્વેષ રહિત વીતરાગ ભગવાને જે આજ્ઞા કહી છે, તેજ શ્રી ગુરુએ આજ્ઞા કરી છે. તે આજ્ઞાની પ્રતીત કરવી, ગ્રહણ કરવી તે આત્માર્થીનું પરમહિત છે અને એજ તપ છે.

દરેક આત્મા પૂર્ણ પવિત્ર, અસંગ, અને સર્વજ્ઞ સ્વભાવમાં શક્તિથી રહેલો છે. સર્વજ્ઞ પ્રભુ ત્રિકાળ જ્ઞાની ભગવાને આત્મા જે સ્વભાવે છે, તે જાણીને જે આજ્ઞા કરી છે, તે આજ્ઞામાં મારો ધર્મ છે, તે પ્રધાન કથન છે. વીતરાગની આજ્ઞા એ મારો ધર્મ છે, એજ તપ છે. આ લોકમાં અનંત જ્ઞાનીઓએ સમ્મત કરેલો ન્યાય એ સર્વજ્ઞ તીર્થંકર દેવનું અપૂર્વભાવ વચન છે. જીવ પોતાનું સ્વરૂપ જેમ છે તેમ જાણ્યા વિના અનાદિ કાળથી સ્વચ્છંદ અને માન વડે રખડે છેઃ માટે જેણે શુદ્ધ આત્મસ્વરૂપ જાણ્યું છે એવા જ્ઞાની પુરુષની આજ્ઞા શું છે, તે જાણી તેનો આશ્રય કરવો, એજ હિતનો માર્ગ છે. ત્યારે ભગવાન વીતરાગની આજ્ઞા શું છે, તે જાણવું પડશે, પરીક્ષા કરવી પડશે કારણ કે ઘણાં કહે છે કે અમે સર્વજ્ઞ ભગવાનની આજ્ઞા કહીએ છીએ, એનીજ ઉપાસના કરીએ છીએ, માટે અમારી માન્યતા તદ્દન ખરી છે. એ રીતે સાચી પરીક્ષાવડે સાચા સદ્ગુરુને ઓળખવાથી ભગવાનની સાચી આજ્ઞા સમજાય છે; તેથી શ્રીમદ્ કહે છે કેઃ— "કોઈ એક સત્પુરુષને શોધો અને તેમની ગમે તે આજ્ઞામાં, અર્પાઈ જાવ, તેમને શિરસાવંદ્ય માનો, આદર કરો, પછી જો મોક્ષ ન મળે તો મારી પાસેથી લેજો." એટલે કે તેને જ્ઞાનીના સત્સંગ વિના ગમશે નહિ. અને મોક્ષ સ્વરૂપ સમજ્યો એટલે કોઈને પુછવા નહિ જવું પડે. સ્વસ્વરૂપમાં શંકા નહીં પડે. આત્મસિદ્ધિ શાસ્ત્રની પહેલી ગાથા અને નવમી ગાથા ઘણાએ વાંચી હશે, પણ અંદર ગંભીર અહાન વિશાળ ભાવાર્થ સમાયેલો છે તેનો વિચાર, મનન કરવા માટે

પ્રયત્ન કદી કર્યો છે? જ્ઞાની પુરુષોએ જે કાંઇ કહ્યું છે, તે હિતનું કહ્યું છે.

સુયગડાંગમાં કહ્યું છે કે સુધર્માસ્વામી જંબુસ્વામીને કહે છે કે જગતના બધા ભાવો જેણે જાણ્યા દેખ્યા છે એવા જે તીર્થંકર ભગવાન છે તેમણે આમ કહ્યું છે કે:—હે ભવ્ય જીવો! અત્યાર સુધી સત્પુરુષો જે રીતે જે સ્વરૂપ કહેવા માગે છે તે આત્મસ્વરૂપ, આત્માનીરુચિ વડે અર્પણતાથી સાંભળ્યું નથી. આનંદ સ્વરૂપ આત્મા શું છે, તે વાત તમે પૂર્વે અનંત કાળમાં સાંભળી નથી. ધર્માત્મા જ્ઞાનીનું જે કહેવું છે, તેને અનુસરીને તેમની આજ્ઞાને અનુસરીને આત્માના હિત અને સ્વાધીનતાની પ્રમાણિક વાત તમે સાંભળી નથી.

કદાચિત્ આત્માના હિતની વાત કહેનાર જ્ઞાની પુરુષ મળ્યા અને તે વાત કાને પડી પણ તે વાતને યથાં પ્રકારે સમજીને પ્રતીતિ કરી નથી, આદરી નથી. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે:—કેવળી આગળ રહી ગયો કોરો.

સર્વજ્ઞ ભગવંતોએ, જ્ઞાની પુરુષોએ, જે મૂળ ભાવ અને આશયથી આત્માની વાત કહી છે તે ભાવ અને આશયથી તમે તે જાણી નથી, સાંભળી નથી; વિરોધ પક્ષપાત ટાળીને પ્રતીત કરી નથી, તથા તે અપૂર્વ ભાવનો આદર આવ્યો નથી.

જે લાયક જીવ જ્ઞાનીની આજ્ઞા ઉપાસે છે, તેને જ્ઞાની મુનિઓએ સામાયિક કહી છે, આ આત્માનું સ્વરૂપ તે સામાયિક છે. સમ=આત્મા અવિકારી છે, પુન્ય, પાપ રહિત છે, તે સમતા સ્વરૂપ પૂર્વે જાણ્યું નહોતું તે સદ્‌ગુરુ આજ્ઞાની ઉપાસના વડે આત્માને ઓળખીને, બધા વિરોધ ટાળીને એ આજ્ઞામાં-જ્ઞાનમાં, અયઃ જવું, એટલે કે આત્મામાં એકત્વપણે સમાઇ જવું એવો પરમ ગંભીર અર્થ સંક્ષેપમાં થાય છે.

જેણે આત્મા જાણ્યો તેણે સર્વ જાણ્યું. ત્રણે લોકના ત્રિકાળ ભાવો આત્માના યથાર્થ ભાનમાં, સહજ સ્વરૂપી જ્ઞાયકસામર્થ્યમાં જણાઈ જાય છે, પરમ સંતોષ પ્રગટે છે.

સુધર્મા સ્વામી કહે છે કે જગતના બધા ભાવો જેણે જાણ્યા દેખ્યા છે એવા મહાવીર દેવ સર્વજ્ઞ ભગવાને અમને કહ્યુ છે, એમા સદ્‌ગુરુના મહિમા છે સર્વજ્ઞ ભગવાને જે રીતિથી આત્મસ્વરૂપ કહ્યુ છે તે રીતે યથાર્થ ભાવસ્વરૂપ "આત્મા જેણે જ્ઞાનીની આજ્ઞાથી જાણ્યો તે પણ સર્વ જગતના ભાવોને જાણે છે એનુ ભાવ એ છે કે તે આત્માર્થી મુમુક્ષુએ, પૂર્વાગ્રહ માન અને મત છોડીને આત્માનુ અનેકાન્ત સ્વરૂપ, સહજ સ્વભાવ સર્વજ્ઞના ન્યાયથી જાણ્યો છે, તેનો જ આદર કર્યો છે પણ જેણે પોતાનો સ્વછંદ, પક્ષનો ત્યાગ કર્યો નથી તેને સદ્‌ગુરુની ઓળખ થાય નહિ વિરોધ ટાળીને અંતરમા પાત્રતા લાવીને સદ્‌ગુરુના ચરણને સેવ્યા વિના, પોતાના આત્માનો લાભ મળી શકતો નથી, કારણકે પોતાને સાચા સ્વરૂપની ઓળખ નથી, માટે જેને સાચુ સ્વરૂપ પ્રગટ છે, તેના પુરુષનો આશ્રય કરવો તેને ઉપકારી જાણી, પ્રગટ પુરુષાર્થરૂપ સદ્‌ગુરુનો આશ્રય કરવો એજ પરમ હિતકારી માર્ગ છે વર્તમાન સમાજમા સ્વછંદ, મતમતાંતરના મિથ્યા આગ્રહ છે તે ટાળવા માટે સર્વજ્ઞ વીતરાગ ભગવતોનો શો આશય છે તે જણાવનાર સાચુ તત્ત્વ આ શાસ્ત્રમા સ્વાનુભવથી, નિષ્કારણ કરુણાથી, મુમુક્ષુ આત્માઓ માટે જાહેર કર્યુ છે

કાઠીઆવાડમા સાચુ અધ્યાત્મ શુ ? તેને યથાર્થ સમજાવનાર કોઈ હોય તો વર્તમાનકાળમા શ્રીમદ્ રાજચંદ્ર હતા

વાડા સંપ્રદાયનો પક્ષપાત મુકી દઈને, મધ્યસ્થપણે સરલતાથી કોઈ વિચારશો તો તેમા વિરોધ નહિ દેખાય વળી તેમને જ્ઞાની કહેવામા, બીજા જ્ઞાની હોય તો, તેનો વિરોધ નથી શ્રીમદ્‌નુ વિશાળ હૃદય અને ઉજ્જવળ અંતઃકરણ સમજનારે પાત્રતા કેળવવી પડશે

વીરજીથી સાભળવા માટે, સાચી જિજ્ઞાસા વધારે અને પક્ષપાતનો ત્યાગ કરે તો અનંત કાળથી રખડવુ પડયુ તેનુ કારણ શુ, તે ભૂલ સમજાય તેમ છે જે ભાવે આત્માનુ વિસ્મરણ થયુ છે, તેનાથી વિલક્ષણ (અપૂર્વ) નિર્દોષ એવો ભાવ કંઈ મોંઘો, દુર્લભ હોવો જોઈએ એ સમજ્યા વિના ભવનો અંત ન આવે માટે એ

અપૂર્વ ભાવ મારામાં છે પણ તે પ્રાપ્ત કરવાની વિધિ, જ્ઞાનકળાની મને કંઈ ખબર નથી, એ કબુલાત રાખીને પક્ષનો આગ્રહ છોડીને સદ્‌ગુરુને શરણે જવું.

ત્યારે એ પ્રશ્ન થાશે કે સદ્‌ગુરુ કોને કહેવા? તેની પ્રમાણિકતાના નિર્દોષ લક્ષણ શું તે હવે કહે છે.

આત્મજ્ઞાન સમદર્શિતા, વિચરે ઉદય પ્રયોગ;
અપૂર્વવાણી પરમશ્રુત, સદ્‌ગુરુ લક્ષણયોગ્ય. ૧૦.

પ્રથમ ટુકડો ઉત્તમ કહ્યો છે કે જેનામાં પરમ અધ્યાત્મ દશા પ્રત્યક્ષ છે તે પરમ ઉપકારી છે. પણ આત્મજ્ઞાન જેને નથી તે બીજાને શું સમજાવી શકે? આ તો અરૂપી અતીન્દ્રિય લોકોત્તર માર્ગ છે. આત્મા અનંત આનંદની ખાણ, બેહદ સુખ સ્વરૂપ છે એમ જેણે જાણ્યું અને વેદ્યું નથી તેવા અંધ બીજાને કેમ દોરી શકે? એટલે કહ્યું છે કે આત્મજ્ઞાનને વિષે જેમની સ્થિતી છે અને શુભ, અશુભ, રાગ, દ્વેષ, મમતા, પરિગ્રહાદિ પરભાવની ઇચ્છાથી જે રહિત છે, પુણ્ય, પાપ, રાગ, દ્વેષ, દેહાદિની પ્રતિકૂળતા, અનુકૂળતા પ્રત્યે જેને સમભાવ વર્તે છે, તેમને અંતરના સ્વભાવથી, અંદરમાં પવિત્ર, નિર્દોષ જ્ઞાયક જ્યોતિ પ્રગટે છે. સદાય આત્મજ્ઞાનમાં નિર્દોષ આનંદમાં વર્તે છે તે પ્રથમ લક્ષણ છે.

શાસ્ત્રનું અમુક જાતનું આટલું જ્ઞાન હોવું જોઇએ, આટલું ભણ્યો હોવો જોઇએ, આટલી ઉમ્મર હોવી જોઇએ, અને આટલી ક્રિયાવાળો, આટલા પુણ્યવાળો હોય એનાથી આત્મધર્મ ઉઘડે એમ ન કહ્યું પણ જ્ઞાન સ્વરૂપ સમજણતત્ત્વ જે અસહાય સ્વાધીન, જ્ઞાતા છે તે પૂર્ણ જ્ઞાન સ્વરૂપની સમજણ જે શક્તિરૂપે છે તેનું ભાન થતાં આત્મા જેવો છે તેવો સમજાય છે; તે સમજાવનાર તે આત્મજ્ઞાની છે એમ કહ્યું.

પૂર્વે અજ્ઞાન વડે પરભાવોથી પર નિમિત્તથી કલ્યાણ થશે એમ માન્યું હતું. જે ભવ હેતુ થતું હતું તેવા અજ્ઞાનને સદ્‌ગુરુ

આજ્ઞાનરૂ ભાજમાત્રમા રાખીને સ્વાધીન આત્મદશા પ્રગટાવી ગયા છ એમ પણ નિમિત્તથી જ્ઞાન થયુ એમ નથી, પણ દીવાવડે દીવો પ્રગટે એ ન્યાયે આત્મા, પ્રગટ પુરુષાર્થરૂપ જ્ઞાનીના નિમિત્તે જ આત્મજ્ઞાન પ્રગટે છે, આત્મા એક પણ ન આવ્યો કે અમુકથી પ્રગટે પણ સદ્ગુરુ આજ્ઞા ઓળખીને, પૂર્ણ અખંડપદ સર્વજ્ઞ પરમાત્મ વીતરાગ સ્વરૂપ દેવ, ગુરુ, ધર્મ છે તેનુ યથાર્થ સ્વરૂપ જે જાણે છે તે પોતાનુ સ્વરૂપ જાણે છે એટને ત્યા શુભાશુભ ક્રિયા, રાગ, દ્વેષ સંમાનના હર્ષ, શોક, સાતા, અસાતા એ બધા વિભાવોની નાસ્તિ છે એવો જ્ઞાનીનો મહિમા છે આત્મજ્ઞાનની પવિત્ર દશાની જ્યા પ્રાપ્તિ છે ત્યા પરભાવની પરાધીનતાની નાસ્તિ છે, એટને નક્કી છે હુ પરથી જુદો, આત્મા, પૂર્ણ આનદ, કૃતકૃત્ય છુ, અતીન્દ્રિય જ્ઞાતા છુ એમ નિશ્ચય કરતા, તેના સિવાય અન્ય જે રાગાદિભાવ, પુણ્ય, પાપ તથા દેહાદિની ક્રિયા તે સર્વનો તેમા અભાવ થયો, સહેજે અનાદર થયો. સહજ સ્વતત્ર જ્ઞાન ગુણની અસ્તિ એવેજ પર ભાવની નાસ્તિ.

આત્મા જ્ઞાન-મૂર્તિ સનાતન છે, એનુ ભાન થયુ ત્યા નિંદા, સ્તુતિ, શત્રુ, મિત્ર હર્ષ, શોક એ અનિષ્ટના જે બે ભાગ પૂર્વે હતા તે ટળી ગયા જ્યા સુધી પોતે પૂર્ણ વીતરાગ થયો નથી, ત્યા સુધી વિનય, ભક્તિના કારણે ધર્માત્માના ગુણ પ્રત્યે રાગ થઈ જાય છે, દેવ ગુરુ, ધર્મનુ બહુમાન આવે છે છતા માને છે કે મારૂ પૂર્ણ અરાગી સ્વરૂપજ એક ઉપાદેય છે આત્માની યથાર્થ શ્રદ્ધાના જ્ઞાન સહિત જે સમભાવ છે તેજ વાસ્તવિક સમભાવ છે આત્મભાવ વિના મનદ્વારા અનતવાર કષાયની મદતા, શુભ ભાવરૂપ ઘણો સમભાવ, મન વડે રાખ્યો છે વ્રત, તપ ક્રિયા, યોગ, સમાધિ, ચારિત્ર બહુય બીજુ કર્યુ છે, તે સંબંધમા શ્રીમદે સ્પષ્ટ કહ્યુ છે કે—

> "યમ નીયમ સજમ આપ કિયો
> પુનિ ત્યાગ વિરાગ અથાગ લહ્યો
> વનવાસ લયો મુખ મૌન રહ્યો
> દઢ આસન પદ્મ લગાય દિયો"

મૌનપણું આદિ બધું કર્યું પણ જે પોતાનું સહજ સ્વરૂપ છે તેનું ભાન ન કર્યું એ કહીને ગુરુગમનું મહાત્મ્ય જણાવ્યું છે.

સદ્‌ગુરુ ખરેખર આત્માર્થી જીવોના હૃદય કમળને વિકાસ કરવામાં સૂર્ય સમાન છે. આત્મજ્ઞાનને વિષે જેમની સ્થિતિ છે, વિષય, માન, કામના, પુજાદિ ઇચ્છાથી જેઓ રહિત છે, અને માત્ર પૂર્વે ઉત્પન્ન થયેલાં એવા મન, વચન, કાયાના યોગે અને પૂર્વ કર્મના ઉદય મુજબ જેમનું વિચરવું છે, આહાર પાન આદિ ક્રિયા બહારથી દેખાય છે પણ અંતરંગમાં જેમને ઇચ્છા નથી, મમતા નથી, તેમની અપૂર્વ વાણી મુમુક્ષુ આત્માને ટચ કરે છે, તેમની અપૂર્વ દેશના ભવ્ય આત્માને સમજાવી શકે. અહીં વાણી યોગવાળા સદ્‌ગુરુની વ્યાખ્યા કરી છે, તેથી જે જ્ઞાની પાસે વાણીયોગ ન હોય, તે ધર્માત્માને અન્યાય નથી. અહીં અપૂર્વ વાણીવાળા સદ્‌ગુરુની મુખ્યપણે વાત કરી છે કે જેમની વાણી અજ્ઞાનીની વાણી કરતાં સ્પષ્ટ જુદી પડે છે. જે ભાવે રખડવું થાય એવા ઉંચા ભાવવાળી વાણી કરતાં ભવથી મુક્ત કરાવવાવાળા પરમ પ્રભાવક સત્પુરુષની વાણી કોઇ ઓર હોય છે.

નવમી ગાથામાં એમ કહેલ કે પોતાનું આત્મસ્વરૂપ શું છે, તેના શું શું લક્ષણ છે, તે સમજવા માટે મતાગ્રહ અને માન છોડીને સદ્‌ગુરુના શરણને સેવે તે પરમાર્થને પામે. અનાદિથી બાહ્ય લક્ષણ, પરભાવના ભેળસેળવાળા લક્ષણથી આત્માને અજ્ઞાનરૂપ માન્યો છે એટલે જેમ છે તેમ નિજ સ્વરૂપ જાણ્યું નથી તેથી પરદ્રવ્યો, પરભાવોથી ભિન્ન નિર્બાધ રીતે આત્માનું સાચું લક્ષણ ગુરુ ગમે સમજવું. નિર્દોષ લક્ષણ તેને કહીએ કે જે, પદાર્થમાં ત્રિકાળ અભિન્નપણે રહે, અન્ય દ્રવ્યથી જુદાઈ જણાવે, અને લક્ષ્યને અભેદપણે ધારી રાખે, આત્મસ્વરૂપનું નિર્દોષ લક્ષણ, સદ્‌ગુરુ પાસેથી જાણી શકાય છે, માટે સદ્‌ગુરુનાં લક્ષણો આ દશમી ગાથામાં કહે છે:—

શાસ્ત્રમાં ત્રિકાળ અબાધિત વસ્તુ-પદાર્થોનું અસાધારણ જાતીવાર લક્ષણ બતાવ્યું છે. જીવ પદાર્થ અને અજીવ પદાર્થ એમ બે જાતના પદાર્થો છે.

જીવ એટલે આત્મા લક્ષ્ય છે અને ચેતના તેનું લક્ષણ છે. જીવે જેવીરીતે નિર્બાધપણું છે તેવી રીતે નથી જાણ્યું તેથી અનાદિથી રાગ, દ્વેષ, અને મોહભાવમય અજ્ઞાનપણે પોતાને વિપરીત ગુણવાળો માન્યો છે. પણ તેને તે ભૂલની ખબર નથી. સાચા તત્ત્વ સ્વરૂપને ભૂલીને વિપરીત લક્ષણ માન્યું હતું તે સદ્‌ગુરુ વડે સમજાયું, એમ પ્રથમ ગાથામાં આવ્યું.

આત્માને જેમ ચેતના લક્ષણથી બીજા સર્વ પદાર્થોથી જુદો પાડી શકાય છે તેમ સદ્‌ગુરુના લક્ષણ જાણવાથી તેમને ઓળખી શકાય છે તેથી તેનાં લક્ષણો આ ગાથામાં કહ્યા છે. તેમાં પ્રથમ લક્ષણ આત્મજ્ઞાન કહ્યું છે આત્મજ્ઞાન એટલે સમ્યક્‌જ્ઞાન. સમ્યગ્‌જ્ઞાન એટલે રાગ, દ્વેષ, ઈચ્છા, મમતા રહિત પોતાનું વસ્તુત્વ તથા સમસ્ત પદાર્થોનું જ્ઞાન જેમ છે તેમ યથાર્થ જાણવું. રાગ, દ્વેષ, હર્ષ, શોકને પોતાના ન જાણતાં, પોતાના જ્ઞાનસ્વરૂપનો બોધ થવો તે છે. પ્રથમ પરજ્ઞેયોમાં એકત્વપણું થતું હતું તેનાથી છુટીને હર્ષ, શોક રહિત અરાગીપણે સ્વસ્વરૂપમાં સ્વસન્મુખ થવું તે સમ્યક્‌જ્ઞાન.

અજ્ઞાનભાવને ટાળી સુજ્ઞાનને અને પોતાના સહજ આનંદને ભોગવે છે, પરભાવની ઇચ્છા રહિત છે, તે જ્ઞાની સત્પુરૂષને સદ્‌ગુરુ કહેવામાં;આવે છે, એ નિર્દોષ લક્ષણ છે.

પુન્ય, પાપ, સંસાર, વિષયાદિમાં મમત્વ નથી, ઇચ્છા નથી, ક્ષોભ નથી, આત્મા રાગદ્વેષનો કર્તા નથી, હર્ષશોકનો ભોક્તા નથી એવું નિર્દોષપણું તે સમદર્શિતા છે. જ્યારે પોતાના સ્વરૂપમાં સ્થિત થયો, સ્વભાવમાં ટક્યો એટલે પરભાવ પ્રત્યે રાગ રહિતપણું સહેજે થયું.

સમદર્શિતા એટલે એમ નથી કે ખોટાને ખોટું ન કહે. પણ સત્ય અસત્યનો યથાર્થ વિવેક કરે, ખોટાનો નિષેધ કરે, હિત, અહિત બરોબર જાણે અને જેમ છે તેમ કહે તેમાં સમદર્શિતા છે, તેમાં રાગ, દ્વેષ, નથી.

લોકો અનાદિ કાળથી જ્ઞાનીનો વિરોધ કરતા આવ્યા છે. તેઓ

ગમે તેમ કહે તેની જ્ઞાનીને પડી નથી. લોકો ઉંધા ન્યાય સાથે સાચા ન્યાયધર્મનો સમન્વય કરે છે તે ઊંધી દ્રષ્ટિ છે. સાચું અને ખોટું ત્રિકાળમાં એક થઇ શકે નહિ, જેની બુદ્ધિ પક્ષપાતવાળી છે તેના શાસ્ત્રમાં, તેના કથનમાં દોષો હોયજ. પણ જ્ઞાની યથાર્થપણે નિર્બાધ ન્યાયથી વસ્તુનું સ્વરૂપ જેમ છે તેમ જાણે છે, કહે છે.

જ્ઞાની બે-ધડક સત્ય પરૂપણા કરે છે, જગતને ન રૂચે તેથી કાંઇ ઉંધી વાત ન કહે. તે, જ્ઞાનીને જ્ઞાનીજ કહે અને અજ્ઞાની (દોષવાળા જીવો) ને દોષવાન્ કહે. કોઇ આત્માની નિંદા ન કરે પણ જેમ છે તેમ કહે, તેમાં કોઇને વિખવાદ થાય તેવું હોય તો કવચિત્ વખત જોઇને મૌન રહે, પણ અસત્ય માન્યતા, કુતર્ક, કુદેવ, કુધર્મ, કુશાસ્ત્રને ખોટા કહીને નિષેધ કરવો; તેમાં જ્ઞાનીને દોષ નથી.

કોઈ કહે છે કે દ્રષ્ટિવિષ ગયા પછી બધુંય સરખું દેખાય એ વાત ખોટી છે. જ્ઞાની સત્ય, અસત્ય, ઝેર, અમૃત, પરભાવ, સ્વભાવ, અકષાય અને કષાય એને સરખા ન માને પણ જેવું છે તેવું માને, કહે, અસત્યનો નિષેધ કરે. કુજ્ઞાની સત્યને નહિ ઓળખવાના કારણે જ્ઞાનનો, સત્યનો નિષેધ કરે છે.

જે માર્ગે સંસાર ફળે તે માર્ગે મોક્ષ ન ફળે. જ્ઞાની આત્મ-ધર્મોપદેશક સાચાનું સ્થાપન કરે. અને ખોટી માન્યતા તથા ખોટી પરૂપણાનો નિષેધ કરે તેમાં અલ્પ કષાય દેખાય પણ તેમાં સાચા ન્યાયની પુષ્ટિ છે; તેમને વ્યક્તિનો દ્વેષ નથી, પણ તેઓ વીતરાગ સ્વરૂપનું જેમ છે તેમ સ્થાપન કરે છે. અલ્પ કષાય હોવા છતાં નિર્જરા થાય છે. અને લોકોત્તર પુણ્ય સહેજે બંધાય જાય છે.

ખોટા ન્યાયથી કોઈ વસ્તુ ધર્મ કહેતો હોય તો તેનો ન્યાય, પ્રમાણથી નિષેધ કરવા માટે, ધર્માત્મા જ્ઞાની ઉપદેશક હોય કે ગૃહસ્થ હોય તેને, કારણ વશાત્ સાચો ન્યાય સમજાવતા વેગ પણ આવી જાય છતાં તેમને અંતરંગમાં કોઇ પ્રત્યે દ્વેષ નથી. નિર્દોષ અને સાચા ધર્મનું સમર્થન કરતાં ધર્માત્મા પાછા ન હઠે. પણ જે સાતમા ગુણ-સ્થાને તથા ઉપલી ભૂમિકાએ હોય તેને તેવું કાંઇ નથી હોતું. અહિં

એમ કહેવું છે કે લોકો બાહ્ય પ્રવૃતિના યોગને માત્ર જુવે છે પણ અંતરંગ ગુણોની પરીક્ષા કરતા નથી એટલે સાચા સદ્ગુરુની ઓળખાણ વિના રખડવું થયું છે, અને કદાચ પોતાની પાત્રતા વિના સત્પુરુષ છે એમ ઓઘે જાણ્યું પણ જ્ઞાની મળ્યાનો પોતાને લાભ ન થયો.

કોઈ જીવ સાક્ષાત્ સર્વજ્ઞ ભગવાનની ધર્મ સભામાં જઈને કોરો ને કોરો પાછો આવે અને બહાર આવીને સાચાનો નકાર કરે અને કહે કે સર્વજ્ઞ આવા હોય નહિ કારણ કે તેણે જે ધાર્યું હતું એવું એમનામાં ન દેખ્યું.

એમ જીવે પોતાની કલ્પનાથી સત્પુરુષની તુલના કરી છે. પોતાનામાં યથાર્થ જાણપણું ન હોવાને લીધે સત્પુરુષનો નકાર કરવાની અજ્ઞાન બુદ્ધિ વિપરીતપણે વર્તે છે, અંતરમાં સત્‌નો ઉલ્લાસ આદર થતો નથી.

અત્રે સદ્ગુરુના લક્ષણમાં પ્રથમ લક્ષણ આત્મજ્ઞાનીપણું અને બીજું લક્ષણ સમદર્શિતા કહેલ છે, ત્રીજું લક્ષણ પૂર્વ કર્મના ઉદય મુજબ યોગનું વર્તવું તથા સહજ સ્વરૂપસ્થિતદશામાં આત્માનું સ્થિત રહેવું અને ચોથું લક્ષણ અપૂર્વ વાણી કહી છે.

અજ્ઞાનીની વાણી કરતાં આત્માના સ્વરૂપના જ્ઞાતા અને અક્રિય, નિર્મળજ્ઞાન સ્વરૂપમાં રમણ કરનારા જ્ઞાનીની વાણી પ્રત્યક્ષ જુદી પડે છે; માટે તેને અપૂર્વ વાણી કહી છે. અજ્ઞાનીની વાણીમાં પરભાવનું સ્થાપન હોય છે ત્યારે જ્ઞાનીની વાણીમાં અવિરોધ અનેક ન્યાય સહિત સ્યાદ્વાદ (સાપેક્ષપણું) હોય છે, નિર્દોષપણું હોય છે.

શ્રીમદ્ આ ગાથાનો અર્થ સમજાવતાં એક એવી કડી આપી છે કેઃ—

> "સ્વરૂપ સ્થિત ઇચ્છા રહિત, વિચરે પૂર્વ પ્રયોગ;
> અપૂર્વવાણી પરમશ્રુત, સદ્ગુરુ લક્ષણ યોગ્ય."

આત્મ સ્વરૂપને વિષે તેમની સ્થિતિ છે એટલે રાગાદિમાં વર્તન નથી; વિષય, કષાય, માન, અપમાનથી રહિત છે; માત્ર પૂર્વે ઉત્પન્ન

થયેલા એવા કર્મના પ્રયોગથી વિચરે છે, બોલવાની, ચાલવાની, ખાવા પીવાની પણ ઇચ્છા નથી. અંદરથી પ્રકૃતિના ઉદય સાથે જે વિકલ્પ આવે તેનો વિવેક છે. પૂર્વકર્મ અનુસાર તેમના દેહનું વર્તન થાય છે, પૂર્વ કર્મના આવરણની નિર્જરા થવા રૂપ સહજ પવિત્ર તેમની જ્ઞાન દશા છે.

અત્રે 'સ્વરૂપસ્થિત દશા' કહી તેથી સંપૂર્ણ સ્થિત દશા નથી પણ હજી સાધક સ્વભાવ છે, અર્થાત્ જ્ઞાનદશા કહી છે. ૧૩ મે ગુણસ્થાનકે સર્વજ્ઞ થયા પછી તો આત્માના ગુણને આવરણ કરનાર કોઇ ઘાતી કર્મ નથી છતાં ત્યાં દેહ છે અને વાણી યોગ કદાચ હોય છે પણ અત્રે અંશે અંશે સ્થિરતા કહી છે. વળી આ સદ્‌ગુરુમાં ચારિત્ર દશા છે, તેમાં ઇચ્છા રહિતપણું છે અને માન, અપમાન, તૃષ્ણા, પરિગ્રહ નથી, (અત્રે મુખ્યપણે છઠ્ઠું ગુણસ્થાનક છે. ચોથી, પાંચમી ભૂમિકામાં સર્વ વિરતિપણું નથી એટલે તેમાં મુખ્યપણે ઉપદેશકપણું નથી કહ્યું) ઇચ્છા નથી તથા પૂર્વ પ્રારબ્ધ ઉદયને ખપાવવા માટે જ માત્ર જેમનું વિચરવું (આહાર, વિહાર) આદિ દેહના યોગ છે. વળી તેમની વાણીમાં અપૂર્વતા કહી છે તેનું કારણ એમ છે કેઃ—પુણ્યના અતિશયવાળો વાણીયોગ જેને નથી એ સદ્‌ગુરુ ન કહેવાય એમ નહિ, પણ અહિં તો મુખ્યપણે ઉપદેશક ગુરુના લક્ષણ કહ્યાં છે.

અહિં એક દૃષ્ટાંત છે કેઃ—શિવભૂતિ મુનિ હતા તેમને પ્રજ્ઞા ઘણી મંદ હતી છતાં આત્મભાન પુરેપુરૂં હતું તેમને ગુરુએ ઉપદેશ આપેલો કે 'મા તુષ' (કોઇથી સંતોષાવું નહિ) 'મા રૂષ' (કોઇ પ્રત્યે દ્વેષ કરવો નહિ). ગુરુના એ ઉપદેશનો ભાવ—વિકલ્પથી પણ મૌન રહેવું એટલે શુભાશુભ રાગની વૃત્તિમાં પણ જોડાવું નહિ, પૂર્ણ કૃતકૃત્ય શુદ્ધ અવિકારી સ્વરૂપથી કિંચિત્ ઓછાનું લક્ષ ન કરવું એટલે ઉપાધિ ભાવમાં ન સંતોષાવું—તેઓ બરાબર સમજેલા હતા તેથી અંદરમાં અવિકારી પવિત્ર સહજ આનંદ દશા થયેલી છતાં "મા તુષ મા રૂષ" એવા બે શબ્દો ગુરૂએ આપેલા તે પણ યાદ રહ્યા નહિ.

તેમની પાસે વાણીનો યોગ ન હતો, કે જેથી બીજાને આત્માનુ

અનેકાંત સ્વરૂપ સમજાવી શકે. તેની પાસે એ જાતની વાણીનો ઉઘાડ ન હતો, છતાં કોઈપણ વિપરીત તત્ત્વ કહે તો તે ન માને, કોઈપણ કર્મ સંયોગમાં ક્ષોભ ન પામે, એવી પવિત્ર અને નિઃશંક સ્થિરતા અભિપ્રાયમાં હતી, તેને પણ સત્પુરુષ કહેવાય.

એટલે એમ ન સમજવું કે સુંદર દેહ, સુંદર વાણી આદિ બહારથી પુણ્ય પ્રકૃતિ સારી હોય તોજ જ્ઞાની કહેવાય, જ્ઞાની પાસે એવો યોગ ન પણ હોય. ઘડામાં દીવો પડયો હોય તો બીજા તેનો લાભ ન લઈ શકે પણ ગરબાને કાણા હોય તો પાસે આવનાર દીવાનો લાભ લઈ શકે તેમ જે સત્પુરુષ જ્ઞાનીને વાણીનો યોગ હોય તેના નિમિત્તથી ઘણા આત્માર્થી જીવોને આત્મબોધનો ઉપકાર થાય તે માટે અપૂર્વવાણી યોગવાળા સદ્‌ગુરુને લક્ષમાં લઇને અહીં કહેલ છે. વચનનો અતિશય તે પુણ્ય યોગ છે. વાણી મધુરી હોય અને ભાષા શૈલી ક્રમબદ્ધ આવે તે પણ પુણ્ય પ્રકૃતિનું કારણ છે. તેમાં ઉત્કૃષ્ટ અતિશય જેની વાણીમાં હોય તે અલૌકિક પુણ્ય પ્રભાવ શ્રી તીર્થંકર કેવળી ભગવાનનેજ હોય. પણ તે પુણ્યનો પ્રભાવ આત્મગુણમાં ન ખતવાય (ગણાય).

સિંહ પાસે આવીને બેસે અને પુણ્ય તથા આયુષ્ય ન હોય તો નિર્દોષ સાધુને પણ ફાડી ખાય છે. માટે બહારથી પુણ્ય ઘણા હોય એ ઉપરથી પરીક્ષા ન થાય. પણ ગુણ ઉપરથી પરીક્ષા થાય. પોતાની પ્રજ્ઞા વિશેષથી સ્વપ્રત્યે પ્રભાવ આવ્યો તો તે પુરુષાર્થનું કારણ છે.

શ્રી ગુરુના બોધને સમજનાર જીવને ઉપકાર થાય તે નિશ્ચયથી પોતાનો પુરુષાર્થ છે. વચનનો યોગ મળવો એ પૂર્વનું પ્રારબ્ધ છે.

જ્ઞાનીનો ઉપકાર માનનાર ઉપચારથી, પોતાના ગુણનું બહુમાન જ્ઞાની ઉપર નિક્ષેપે છે, "એક હોય ત્રણ કાળમાં, પરમારથનો પંથ" જ્ઞાનીનો હેતુ આત્માને વિરોધરહિત સમજાવાનો છે. પુણ્યથી આત્મગુણ ન ઓળખાય.

આત્માનો અવિનાશી પૂર્ણ ગુણ પ્રગટયો છતાં બહારથી પુણ્યનો યોગ ન પણ હોય. વળી પૂર્ણ જ્ઞાન ઘણું નથી, અને જ્ઞાનમય દશા

વર્તે છે છતાં બહારથી પુણ્ય કર્મનો યોગ કોઈ કોઈ જ્ઞાનીને ન દેખા તો તે ઉપરથી કોઈ જ્ઞાનીનો અંતરથી પણ અનાદર ન થાય તે ધ્ય રાખવું જોઈએ.

પુણ્ય પૂજ્ય નથી પણ ગુણ પૂજ્ય છે, છતાં વાણીને ઉપકા કહી છે. તે કથન એમ છે કે આત્માનું અનંત સામર્થ્ય સમજાવન સદ્‌ગુરુની વાણી યોગ પાછળ રહેલ ભાવ તે લાયક જીવોને ઉપકા થાય છે. તે માટે અત્રે વચન અતિશયવાળા સદ્‌ગુરુનું વર્ણન ક છે. વાણીદ્વારા ગુણનું ભાન થાય છે, તેથી તે ગુણના ઉપકારમાં નિ ઉપર ઉપચાર થાય છે, લાયક જીવો સ્વપરના ભેદ વિજ્ઞાનથી જેમ તેમ વસ્તુ સ્વરૂપને સમજે છે.

ધર્મ દેશના વાણી કાને પડવી તે પુણ્યનો યોગ છે. માત્ર તેન લાભ નથી પણ અંતરંગમાં વિચાર કરીને ભાવ સમજવાનો પ્ર કરે તો તેનાથી લાભ છે.

સંસારમાં રળવા (કમાવા) માટેની અથવા ખાવા પીવ ઇચ્છા કરતો હોય, તેના કરતાં શ્રવણની જિજ્ઞાસા થઈ તો તેમાં પુણ્ય બંધાય છે, પણ ધર્મ ન થાય: પણ પોતાથીજ પોતાનો ઉ થઈ શકે એમ સમજે, નિર્ણય કરે અને ગુરુ ઉપદેશની યથાર્થ દ્વારા પોતાના ગુણનું ગ્રહણ કરે એટલે કે પ્રસન્ન ચિત્તથી આત્મ વાત અંદરમાં બેસી જાય અને ધારણા વિના સહેજે અંતરમાં તીતની હા આવી જાય તો અપૂર્વ વાણીનો અપૂર્વ લાભ તે જનાર મુમુક્ષુને થાય.

વળી પરમશ્રુત લક્ષણ પાંચમું કહ્યું તેમાં ષડ્‌દર્શનો (વે વૈશેષિક, મીમાંસિક, નૈયાયિક, બૌદ્ધ અને યોગ) એ છયે દર્શ (મતવાદીનું) શું કહેવું છે, તેના એકાંત કથનોને જેમ છે તેમ જે છે, અનેક પક્ષનું હોવાપણું શાથી છે અને શું છે, તેની પરીક્ષા તે તે પક્ષોના જે જાણનાર છે, તે પ્રમાણિક ગુરુ છે, પણ માત્ર મુ કરીને ઘણી પંડિતાઈ મેળવી હોય, છતાં અવિરોધ ન્યાયની નથી તથા આત્મતત્ત્વનું અવિરોધપણું યથાર્થપણે જેમ છે તેમ

નથી તે ગુરુ ન કહેવાય. આત્મજ્ઞાન વિના ઘણા ન્યાય શાસ્ત્રો જાણ્યા તે વૃથા છે.

જગતમાં ભલે ઘણા ધર્મો હોય, બધાની સરખામણી કરનાર હોય પણ જ્ઞાનીને તેનું પ્રયોજન નથી; તે તો સત્ય હોય છે તેને જ પોતાનું માને છે.

ઘણા કહે છે કે આપણે જ્ઞાનીની વાતમાં સમજી ન શકીએ, આપણે નિર્ણય ન કરી શકીએ કે શું હશે? આપણે તો જે કરીએ છીએ તે કરો એમ શંકા, ભ્રમણામાં પડ્યા હોય તે બીજાને શું સમજાવી શકે? જ્ઞાનીના વચનો મુખ પાઠે કર્યા હોય છતાં અંતરમાં નિઃસંદેહ ભુમિકા વિના, સહજ આનંદ દશા પ્રગટ્યા વિના આત્મધર્મની યથાર્થ પ્રરૂપણા (ઉપદેશ) તે નહિ કહી શકે. પોતેજ શંકા સ્થાનમાં ઉભો હોય છતાં નિઃશંકપણું માને, મનાવે પણ સ્વભાવના વેદન વિના, આત્મામાં પુરુષાર્થ વિના, તે સ્વપરને વિવેક સમજાવી શકે નહિ. પક્ષીને ઉડવાની શક્તિ પાંખમાં છે પણ તે પક્ષી રૂના ઢગલા ઉપર બેસીને ઉડી શકે નહિ કારણ જમીન કઠણ જોઇએ. તેમ આત્માની ભુમિકા નિઃસંદેહવજ્ર જેવી ન થઈ હોય તો, પાંખમાં એટલે જ્ઞાન અને સ્થિરતામાં ઉડવાની શક્તિ ખરી, પણ વ્યક્ત કરે નહિ ત્યાંસુધી માર્ગના સ્વરૂપને પામી શકે નહિ, તે સ્વાધીન પુરુષાર્થ ન ઉપાડી શકે.

માટે શ્રુતજ્ઞાનનું વિશેષપણું અને પુણ્યવાન યોગનું અતિશય મહિમાવંતપણું જેના વિષે છે એવા સદ્‌ગુરુના લક્ષણો અહીં કહ્યા છે.

અત્રે આશંકા—વર્તમાન કાળમાં સ્વરૂપસ્થિત એટલે પૂર્ણપણે સ્વરૂપસ્થિત પૂર્ણ પવિત્ર દશાવાળા સદ્‌ગુરુનો યોગ નથી.

તેનું સમાધાનઃ—આ ભરતક્ષેત્રે વર્તમાન કાળમાં કદાચિત્ એમ કહેવું હોય તો તે સંભવે છે કે પૂર્ણ કેવળજ્ઞાન દશા ન હોય પણ છઠ્ઠા, સાતમા ગુણસ્થાનવર્તી ધર્માત્માનો અભાવ નથી કહ્યો.

છઠ્ઠા ગુણસ્થાનકની ભૂમિકાએ વર્તતા એવા અને તે પાંચ લક્ષણોવાળા સત્પુરુષ આ કાળે, આ ક્ષેત્રે હોઈ શકે છે તેને ઓળખનાર

સુપાત્રજીવ જોઈએ. પ્રશ્ન:—આ ક્ષેત્રે, આ કાળમાં સર્વજ્ઞ પાકે? (થાય?) ઉત્તર:—પંચ મહાવિદેહ ક્ષેત્રના છઠ્ઠા ગુણસ્થાનવર્તી મુનિને કોઈ દેવ ત્યાંથી ઉંચકીને આ ભરત ક્ષેત્રે મુકી જાય, અને આ ક્ષેત્રે ક્ષપક શ્રેણી માંડીને ૧૩ મું ગુણસ્થાનક પામે. કેવળજ્ઞાન પ્રાપ્ત કરી આકાશ માર્ગે તે વિચરે તે સામાન્ય કેવળી કહેવાય. એવું કોઈ કાળે બને છે, છતાં અનંતવાર એવું પણ બની ગયું છે; શાસ્ત્રમાં જેને સહારણ કહે છે તે અપવાદ છોડીને પંચમઆરાના આ ક્ષેત્રે જન્મેલા જીવને આ કાળે કેવળજ્ઞાન ન થાય પણ આત્મજ્ઞાન ન હોય એમ નથી કહ્યું.

તા. ૨૯–૯–૩૯.

અનંત કાળનો અજાણ્યો માર્ગ, સત્સંગ અને સદ્ગુરુની સેવા વિના મળવો દુર્લભ છે એ માટે જે સદ્ગુરુમાં આત્મજ્ઞાન, અપૂર્વ વાણી વગેરે લક્ષણો છે, એવા સત્પુરુષ લાયક જીવોને ઉપકારી થાય.

અહિં શિષ્યે શંકા કરી છે કે:—શાસ્ત્રમાં કહ્યું છે કે વર્તમાનમાં સ્વરૂપ સ્થિત દશા, કેવળજ્ઞાન દશા નથી, એટલે કે મોક્ષ પદની પ્રાપ્તિ આ કાળમાં નથી માટે સત્પુરુષ ન હોઇ શકે તેનું સમાધાન:— વર્તમાનમાં પૂર્ણ મોક્ષ ન હોય તેથી એમ અર્થ નથી કે આ કાળે એકાવતારીપણું ન હોય? વર્તમાનમાં પણ સાધકસ્વભાવે પવિત્ર દશામાં વર્તતા સદ્ગુરુ હોઇ શકે છે. લોકો સવળો પુરુષાર્થ કરતા નથી અને કહે કે કાળલબ્ધિ પાકશે ત્યારે પુરુષાર્થ જાગશે, જ્ઞાનીએ દીઠું હશે તેમ થશે, એમ પુરુષાર્થ હીન વાક્યો બોલનારને એમ પણ કહેવાય કે આ કાળમાં પણ મોક્ષ છે. મિથ્યાત્વથી મુકાયો તેને વર્તમાનમાં જ પરમાર્થે મોક્ષ છે.

આત્મા પૂર્ણ પવિત્ર અવિનાશી કૃતકૃત્ય છે એવા નિ:સંદેહ અભિપ્રાય સહિત રાગ હું નહિ એવા જ્ઞાનબળવડે મલીનતા ટાળીને પુરુષાર્થ લાવે અને અંતરમાં એવા ભાન સહિત આત્મલક્ષ થયું તો તે અનંત સંસાર ટાળીને એકાદ ભવે મોક્ષ થયો પ્રત્યક્ષ દેખે છે. તેનો ક્ષણે અને પળે મોક્ષ થતો જાય છે.

જેમ ગાડા રસ્તે ભાવનગર જવા નિકળ્યા તેમાં રસ્તામાં બળદ થાકયા અને રાત પડી, વચ્ચે ધર્મશાળામાં રાત રોકાવું પડ્યું તે

રોકાવા માટે નહિ પણ અધિક બળ મેળવવા માટે ( થાક ઉતારવા ): અને તાજા થઈને જલ્દી ભાવનગર પહોંચવા માટે છે તેમ આત્મજ્ઞાનમાં રમણ કરતાં કરતાં જરા થાક લાગ્યો તેમાં વચ્ચે એકાદ સ્વર્ગનો ભવ થઈ જાય, તેથી કાંઈ મોક્ષમાર્ગની બહાર નથી.

શાસ્ત્રોમાં આ કાળે, આ ક્ષેત્રે મોક્ષ નથી, આપણું ધાર્યું નહિ થાય એવા પુરુષાર્થહિન વાક્યો જે જીવો કહે છે, અને કહે કે અમે તો અલ્પજ્ઞ પ્રાણી છીએ, કાંઈયા કર્મની અમને શું ખબર પડે? કેવળી ભગવાનનું શું કહેવું છે, તેની અમને ખબર ન પડે, પણ અમે તો રાગ, દ્વેષ ઓછા કરવા વ્રત, તપ, આદિ દેહની ક્રિયા બાહ્ય ચારિત્ર કરીએ અને પુણ્ય વડે મોક્ષ થાય, એટલું જાણીએ; કંઈ કરશું તો પામશું, આત્માની વાત આપણને સમજાય નહિ એવું કહેનારા અને માનનારા નિસંદેહ ધર્મ કદી પામી શકે નહિ.

જ્ઞાનનું યથાર્થપણું પોતામાં છે, પોતે પોતાને નહિ સમજી શકે ત્યારે કોણ સમજી શકે? નિર્ભય નિઃશંક એવો ચૈતન્ય ભગવાન જાગતો બોલે, મુંઝવણ ન થાય, હું સ્વાધીન છું કે કેમ તે શંકા ન રહે. પુણ્ય, પાપ, રાગ, દ્વેષ, અને અંતરંગ કષાય એ શું છે અને આત્માનું અકષાયપણું તેનાથી જુદું છે કે નહિ એ આદિ બધી મુંઝવણ વર્તમાનમાંજ ટાળી શકાય છે; શુદ્ધતા પ્રગટે છે. જેને હૃદયના ઉંડાણમાંથી ભાન વર્તે છે, તે આત્માનું અનંત ઐશ્વર્ય મેળવી શકે છે. મતિ અને શ્રુતજ્ઞાન વડે સમ્યગ્જ્ઞાની જીવ, જે કેવળજ્ઞાની ભાવ જાણે છે તે જાતના ભાવનો પોતા વડે પોતાનો નિર્ણય કરી શકે છે અને તેમાં ભૂલ ન પડે, તેને કેવળી ભગવાનને પૂછવા જવું પડતું નથી. કેવળી ભગવાન્ સર્વભાવ પ્રત્યક્ષ જાણે છે અને મતિશ્રુતજ્ઞાની અંશે પ્રત્યક્ષ, પરોક્ષ બેઉ પ્રકારે જાણે છે કારણ પોતાને ક્રમ પૂર્વક ઉપયોગ છે પણ તેના ભાવમાં, સમજણમાં, નિર્ણયમાં ભૂલ ન પડે. લોકોને સંસારનો નિર્ણય કરવો હોય તો નિઃસંદેહ નિર્ણય કરે છે, પણ આત્માના સ્વભાવનો નિર્ણય કરતા નથી અને માને કે અમે ધર્મી છીએ. આત્માના પવિત્ર સર્વજ્ઞ સ્વભાવમાં શંકા કરે અને સાચું સમજવાની રૂચી ન કરે, તે કદી નિઃસંદેહ થતો નથી.

શ્રીમદ્ કહે છે કે:—

"જેમ જેમ મતિ અલ્પતા અને મોહ ઉદ્યોત;
તેમ તેમ ભવ શંકના અપાત્ર અંતર જ્યોત."

મતિની નિર્મળતાની જેમ જેમ ઓછાશ તેમ તેમ ભવની શંકા વધતી જાય છે, જેનામાં ભવ રહિત થવાની પાત્રતા નથી તેને શંકા થયા કરે છે, અને મોહના ઉદયમાં જોડાય છે. સ્વરૂપમાં જે નિઃસંદેહ છે, તેને એકાદ બે ભવમાં હું મોક્ષ પામવાનો છું એવી પ્રત્યક્ષ સાક્ષી પોતાના અનુભવથી વર્તમાનમાં થઈ શકે છે.

અહીં સદ્ગુરુના જે જે લક્ષણો કહ્યાં તે વડે સદ્ગુરુને ઓળખી શકવાની પોતાની પાત્રતા જોઈશે. સર્વજ્ઞ વીતરાગ શું કહે છે, તેના ન્યાયની સમજણ વિના કોઈ બાહ્ય દ્રષ્ટિવાળા કહે છે કે આ પંચમકાળ છે, અત્યારે ધર્મનું પરિણામ (ફળ) ન દેખાય, કારણકે જિન શાસ્ત્રમાં વર્તમાન કાળમાં મોક્ષ દશા ન થાય એમ કહ્યું છે, માટે આત્મજ્ઞાન ન હોય, માટે આપણે હમણાં આત્મજ્ઞાન ન મેળવવું પણ વ્રત, તપ, ભક્તિ, બ્રહ્મચર્ય વગેરે પુણ્યક્રિયા કરીએ તેનું ફળ બીજા ભવમાં મળશે, આ ભવે કરીએ તો પરભવે પામીએ, એમ ખોટા માર્ગ વડે સાચાની આશા રાખે છે.

સરાણિયો (હથિયારને ધાર કાઢનાર) હથિયાર ઘસે અને કાટ ઉખડી ઉજ્જ્વળતા થાય તે સામું જુવે છે; અને મારી ભીંસના પ્રમાણમાં તે ઉજળું થાય છે એમ જાણે છે અને દેખે છે. તેણે તે જાતની કળા પ્રાપ્ત કરી છે. જેમ લોઢાના હથિયાર સજનાર જે કાર્ય થાય તે તુરત જાણે છે તેમ અંતરની સાચા જ્ઞાનની કળા વર્તમાનમાં પ્રાપ્ત કરી તેનું ફળ પ્રત્યક્ષ તુરત જાણી શકાય છે છતાં તું શંકા કરે છે કે આ કાળે મોક્ષ ન હોય, માટે આત્મજ્ઞાન ન હોય, એ વાત જુઠી છે. આ દેહે, આ કાળે મોક્ષ નથી પણ એકાવતારીપણાનો સમ્યગ્દર્શનનો જ્ઞાનીપણાનો નિષેધ નથી. એકાવતારીપણું આત્મજ્ઞાન વિના પ્રાપ્ત થાય નહિ.

આશંકા:—પણ આત્મજ્ઞાન વિના ત્યાગ, વૈરાગ્યના ઉત્કૃષ્ટપણાથી

તેને એકાન્તતાગીપણુ કહ્યુ હશે ? અથવા આત્માનુભવ વિના કાયની મદતા, દયા, બ્રહ્મચર્ય, વ્રત, શીલ, ત્યાગ, વૈરાગ્ય આદિ ઘણા પુરુષાર્થ વડે ઘણી સરળતા, સમતા વગેરે ગણે તેના જીવને એમવતાગીપણુ કહ્યુ હોય તો ? (આવી શકાનાઓ પોતાના ગજે ભગવાનનુ માપ કરે છે કે આત્મજ્ઞાન વિના પણ કષાયથી મોક્ષ થઈ જતો હશે તો ?)

ઉત્તર.—આત્માના ભાન વિનાના ત્યાગ વૈરાગ્ય પરમાર્થ કહેવાય નહિ તેની ક્રિયાથી એમનતાગીપણુ થાય નહિ એ ભવ પણ ઓછા થાય નહિ

રાગ, દ્વેષ, પુણ્ય પાપ શુભ અશુભ આદિ મલિન પરિણામ મારા નથી હુ નિર્મળ તેનાથી જુદો છુ એવુ વર્તમાનમા પ્રત્યક્ષ ભાન, અનુભવ કર્યા વિના આત્મજ્ઞાનનો અશ પણ ન જાગે ક્રોધ, માન માયા, લોભનો અશપણ મારા છે એમ માનવુ તે દ્રષ્ટિ ઉંધી છે, કુજ્ઞાનનુ વીર્ય સરળ પુરુષાર્થમા મમ કરતુ નથી, મરણકે પુરુષાર્થ ઉંધો છે

આત્મજ્ઞાન વિના શુભ પરિણામ ત્યાગ વૈરાગ્ય બધુયે ભાર રૂપ ઉપાધિ છે આત્મા શુદ્ધ ચિદાનદ નિર્મળ છે, પુણ્ય, પાપ, રાગ, દ્વેષ, તથા બધન રહિત છે અતીન્દ્રિય છે, અવિનાશી છે એવા લક્ષે નિર્વિકાર દ્રષ્ટિવડે અવિરત જ્ઞાનની જાગૃતિ દ્વારા રાગ, દ્વેષ, અજ્ઞાનના ભાવો ટાળીને (છેદીને) આત્માનો અનુભવ કરે તો અકષાયપણુ, અમયોગીપણુ, નિર્મળપણ, સાક્ષીપણુ, પ્રગટ પુરુષાર્થ મહીન વર્તે

શુભાશુભ ક્રિયા અને શુભ રાગનો અશ પણ મારો નથી અને આત્મીય નથી એવો પુરુષાર્થ અને નિઃસદેહ નિર્ણય જીવ જ્યારે લાવે ત્યારે તેને આગળ ભૂમિકા દેખાય છે પુણ્ય પરિણામ હું કરુ છુ, રાગ, દ્વેષ હું કરુ છુ, એ મારા સ્વભાવમાથી નીકળે છે એમ માનવુ તે મિથ્યાત્વ છે આ ભ્રાતીનુ કારણ એ છે કે, અતરગમા તેને દર્શનમોહકર્મના ઉદયે મદ ઉદય છે, અને તે નિમિત્તમા જોડાવાથી તેને ભ્રાન્તિ ઉપજે છે શુભાશુભ ભાવ અને રાગ દ્વેષની વૃત્તિ થવામા

પુદ્ગળના અનંત જડ પરમાણુઓ શુભાશુભકર્મનું નિમિત્ત છે. તે પરભાવરૂપ પુણ્ય પાપ, રાગાદિની વૃત્તિને છેદવાનો જે પુરુષાર્થ તે કેળવી, સર્વ પરભાવોથી રહિત હું છું એવા જ્ઞાનબળ વડે પરભાવના નાશનો નિર્ણય કરી આત્મભાન પામી શકાય છે; સર્વજ્ઞ વીતરાગના અવિરોધ ન્યાય વડે જેમ તત્ત્વ છે તેમ જાણીને આત્મભાન પામી શકાય છે. મનની વિચારણા, કલ્પના કે ધારણાથી નહિ, પણ અતીન્દ્રિયજ્ઞાન વડે નિઃશંક સ્વભાવને પમાય છે.

કોઇ માને કે અમારા પરિણામ બહુ પવિત્ર છે, અમે નિષ્પાપી છીએ. વળી એવા શુભ સરલ પરિણામ તેના થઇ જાય કે જાણે બહારથી ઘણો ઉત્કૃષ્ટ વૈરાગ્ય દેખાય, મંદ કષાય દેખાય, છતાં તેને દેહ દ્રષ્ટિ હોવાથી તે રાગમાં અટકે છે તેથી ભવકટી ન થાય. પાપાનુબંધી પુણ્ય બાંધી સંસારમાં રખડે. કારણકે જે ભાવે સંસાર ફળે તે ભાવે સંસારનો ( ભવનો ) અભાવ કેમ થાય ? જ્યાંસુધી અંતરમાં ભૂલ ન સમજાય ત્યાંલગી અભિપ્રાયની ભૂલ સમજાય નહિ, ટળે નહિ.

આત્મા ત્રિકાળજ્ઞાયક શુદ્ધ અવિનાશી છે, પુણ્ય, પાપ રહિત છે, મન, વાણી દેહની ક્રિયા રહિત છે; એમાં રાગાદિ અશાન્તિનો અંશ માત્ર પણ નથી. એવો નિઃશંક જ્ઞાનબળ વડે વર્તમાનમાં અંતરવીર્યના સામર્થ્યથી ભવના અભાવનો અપૂર્વભાવ જેને પ્રગટે છે તેનો સાચો પુરુષાર્થ છે. જ્ઞાનભાવે નિર્દોષપણે ટકી રહેવાનો જે પુરુષાર્થ કરે અને અકષાયપણાને લક્ષે કષાયની મંદતા અને વૈરાગ્ય વધારતાં ઉચ્ચ ભૂમિકા તરફ ચડે તે અંતર સ્થિરતામાં આગળ વધે છે.

આત્મા આનંદસ્વરૂપ પુણ્ય, પાપ, રાગ દ્વેષ, રહિત છે એવું ભાન તો આ કાળમાં પણ થાય છે. તેને ચોથું ગુણસ્થાનક હોય છે. આત્માનું ભાન થયા પછી કષાયની વિશેષ મંદતા કરતાં, પુરુષાર્થની અંતરંગ સ્થિરતા થતાં, અંશે ગુણની વૃદ્ધિ થઇ, તેને દેશવિરતિ નામનું પાંચમું ગુણસ્થાનક કહે છે અને છઠ્ઠે ગુણસ્થાનકે ઘણા ગુણની ઉજ્જ્વલતા અને સર્વ વિરતિપણું એટલે અંતરંગ જ્ઞાનની સ્વરૂપ સ્થિરતા ઘણે અંશે થાય છે. ધર્માત્મા મુનિઓમાં મહા સમર્થ, જેમની દશા બહુ

પવિત્ર હતી એવા પૂજ્ય શ્રી કુન્દકુન્દાચાર્ય અમૃતચંદ્રાચાર્ય વારંવાર છઠ્ઠી, સાતમી ભૂમિકામાં ઝૂલતા હતા

સમયસારની છઠ્ઠી ગાથામાં કહ્યું છે કે આત્મા નિર્મળ જ્ઞાયકસ્વરૂપ છે તેમાં પ્રમત્ત, અપ્રમત્તના બે ભેદ પ્રકૃતિના નિમિત્તથી જણાય છે તેવો આત્મા નથી એમ મહામુનિવર આચાર્ય મહારાજ આત્મજ્ઞાનની સ્થિરતામાંજ રહેતા હતા

કદાચિત્ પૂર્વ કર્મના ઉદયથી અસ્થિર થઈ મંદરાગમાં જો ઇ છઠ્ઠા ગુણસ્થાનકે આવે અને વળી સ્થિર થતા સાતમે ગુણસ્થાને જાય એવી પરમ અદ્ભૂત જ્ઞાનની ચારિત્ર દશામાં સ્થિત હોય છે તે સદ્ગુરુ કહેવાય છે જ્યારે મુનિ છઠ્ઠે ગુણસ્થાનકે હોય ત્યારે પૂર્વ પ્રારબ્ધના કારણે અલ્પ અસ્થિર થઇ જાય અને પ્રશસ્ત રાગની વૃત્તિ ઉપજે છે ગુરુઉપદેશ શ્રવણ કરવો અથવા શિષ્યોને ઉપદેશ આપવો આહાર, વિહાર આદિ શુભ જોગનું નિમિત્ત દેખાય છે, તેને પ્રમત્ત ગુણસ્થાનક (છઠ્ઠું) કહેવાય છે છતા તે અલ્પ અસ્થિરતા આત્મજ્ઞાનને રોકતી નથી સ્વરૂપ સ્થિરતામાં બાધક નથી તેથી અહીં કોઈ એકલી બાહ્યની મંદતા વૈરાગ્ય, ત્યાગ કરી સાધુપણું માની, મનાવી બેઠા હોય અને આત્માના ભાન વિના ગુરુપણું ધારે તેના ગુરુને સદ્ગુરુ નથી કહ્યા

આત્મજ્ઞાન વિના બાહ્ય ત્યાગ વૈરાગ્ય તે પણ નાસ્તિક શુભ પરિણામ અને પુણ્ય બની આત્મજ્ઞાન વિના તેનું પુણ્ય દોષવાળું અને સંસાર વધારનાર પાપાનુબંધી પુણ્ય હોય છે

અત્રે શિષ્ય કહે છે કે છઠ્ઠે ગુણસ્થાનકે પ્રમાદ છે અને સ્વરૂપ સ્થિતપણું ઇચ્છારહિતપણું એવું સદ્ગુરુનું પદ કહ્યું પણ પૂર્ણ સ્વરૂપ સ્થિત પદ તો ૧૩ મે ગુણસ્થાનકે જ સંભવે છે

તેનું સમાધાન અહીં કરશો આપી કરવામાં આવે છે ભાઇ તું ઉભો રહે તારું કહેવું એક દૃષ્ટિએ અસંગત છે સ્વરૂપ સ્થિતિની પૂર્ણતા તો ૧૪ મા ગુણસ્થાનકના છેડે હોય છે કેમકે આયુષ્ય

નામ, ગોત્ર અને વેદનીય કર્મ આવરણનો ૧૩ મે ગુણસ્થાનકે (તે ચાર કર્મનો ) સંગ છે. શુદ્ધ પૂર્ણ પારિણામિકભાવ પ્રગટ થાય એટલે તેમાં એક પણ કર્મનો ઉદય ન હોય. આત્મામાં અલ્પ પણ કર્મનો સંસ્કાર છે ત્યાં લગી ૧૩ મું ગુણસ્થાનક છે. તેથી ત્યાં સંપૂર્ણ સ્વરૂપ સ્થિતિ નથી. ૧૩ મે ગુણસ્થાનકે સંપૂર્ણ વીતરાગ પદ છે. મોહ આદિ ચાર કર્મનો સર્વથા ક્ષય થયો છે, અને અનંત સુખ સ્વરૂપ દશાની અપેક્ષાએ ૧૩ મે ગુણસ્થાનકે પણ સંપૂર્ણ સ્વરૂપ સ્થિરતા કહેવાય.

આત્મા જે સ્વરૂપે છે તેની સમ્યક્‌શ્રદ્ધા, સમ્યક્‌જ્ઞાન અને સમ્યક્‌ચારિત્ર વર્તમાનમાં પ્રગટે તેજ ક્ષણે પૂર્ણ સ્વરૂપ ઉઘડી ન જાય. કારણકે જે સમયે સમ્યગ્‌જ્ઞાન ઉત્પન્ન થયું તે સમયે અંશે અંશે કાર્ય અને કારણ અપૂર્વ અપૂર્વ ઉપજે છે પણ પવિત્ર ઉત્કૃષ્ટ દશા તો ૧૪ મા ગુણસ્થાનકને છેલ્લે સમયે થાય છે.

આત્માની કેવલ્યજ્ઞાન દશા પૂર્ણ થવા છતાં વેદનીય આદિ ચાર કર્મ પૂર્વ પ્રારબ્ધ વેદી લેવા પૂરતી આયુષ્ય દશા ૧૩ મે ગુણસ્થાને બાકી રહે છે માટે ભાઇ રે ! ૧૩ મે ગુણસ્થાનકે દ્રવ્ય મોક્ષ નથી, છતાં પૂર્ણ સ્વરૂપ સ્થિતિ છે કારણ કે અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંત-સુખ, અનંતવીર્ય પ્રગટ્યા છે, માટે સર્વજ્ઞ કેવળી જિન ભગવાનને સંપૂર્ણ સ્વરૂપ સ્થિરતા પણ અવિરોધપણે અપેક્ષા સમજીને કહેવાય. પ્રથમ ના કહી, પાછળથી હા કહી. કોઈ એકાંત પક્ષ કરે તો તેનું કથન ખોટું ઠરે છે. પુરુષાર્થ વધતાં ભ્રાંતિનું નિમિત્ત મોહ કર્મ ટળે છે.

આત્મા જે શુદ્ધ સ્વરૂપે છે તેનું જ્ઞાન થતાં અંશે સ્વરૂપ સ્થિરતા પ્રગટે અને પુરુષાર્થ વધતાં, સ્થિરતા વધતાં, મોહ કર્મનો સર્વથા અભાવ થતાં અનંત સુખ પ્રગટે એ રીતે દેહ છતાં પૂર્ણપણે સ્વરૂપ સ્થિત દશા ૧૩ મે ગુણસ્થાનકે છે એમ વિરોધ ટાળીને કહ્યું.

અહીં શિષ્યે કહ્યું કે:—ગુરુ ! અંતરંગ સંયોગી-ઘાતી કર્મ તો ટળી ગયા છે અને બાહ્ય સંયોગો હજી ઉભા રહ્યા છે. તે ચાર અઘાતી કર્મના કારણે સાતા, અસાતાના એક સમયવર્તી પરમાણુ આવે અને જાય છે માટે અવ્યાબાધ સ્થિતિ ન કહેવાય. માટે તમે

૧૩ મે ગુણસ્થાનકે સ્વરૂપ સ્થિરતા પૂર્ણપણે કહી તે બરાબર નથી પણ ૧૪ મા ગુણસ્થાનના છેલ્લે સમયે પૂર્ણપણે સ્વરૂપ સ્થિરતા કહો આશંકાના પેટમા કેટલીક વિપરીત અજ્ઞાન માન્યતાઓ છે તે કહે છે કે

ઘણા જીવો માને છે કે આત્મજ્ઞાન થયુ એટલે સાથેજ દેહ અને દેહ સાથે રહેલા કર્મ—આવરણો ( પૂર્વપ્રારબ્ધ ) સર્વથા ટળી જાય, પણ એમ નથી વળી બીજી માન્યતા છે કે આત્મજ્ઞાન થયુ એને રાગ, દ્વેષ, અસ્થિરતા ન હોય એ માન્યતા પણ ખોટી છે

આત્મા શુદ્ધ નિર્મળ છે એવુ ભાન થયુ છતા સાધક દશાની અંશે પવિત્રતા છે પૂર્વ પ્રારબ્ધયોગે બહારથી અલ્પ અસ્થિરતા દેખાય, છતા અતરગ સ્વરૂપને બાધ નથી અતરગ અભિપ્રાયમાથી મિથ્યા માન્યતાનો રાગ, દ્વેષ, મોહનો અભાવ ( અજ્ઞાન ભ્રમણાનો અભાવ ) થયો છે અને અતરગમા ક્ષોભ રહિત છે આ સાધક સ્વભાવનુ સ્વરૂપ સમજવામા ઘણો ઉંડો ન્યાય સમાઇ જાય છે, તેમા ઘણો ગભીર આશય છે લોકો કાઇક ઉડાણમા વિચાર, મનન કરે, અભ્યાસ કરે તો બધુ જેમ છે તેમ યથાર્થ સમજાય

હુ કેવળજ્ઞાનમાત્ર છુ એટલે પરપણે નથી એવુ નિસદેહ ભેદવિજ્ઞાન આત્માને સર્વાય પરદ્રવ્યોથી અસગ જાણે છે એમનુ જ્ઞાન રાગના સાથ વિનાનુ, પૂર્ણપણે સ્વરૂપ સ્થિરતાને સાધનાર દશા અને નિર્દોષ અભિપ્રાય, જેને સમ્યક્દર્શન કહેવાય છે તેવી સુપાત્ર દશા ગૃહસ્થવેશમા પણ હોય છે

સમ્યક્દર્શન થતા આત્મસ્વભાવનો આવિર્ભાવ પ્રગટપણે છે એક અંશે શુદ્ધતાનુ વિદ્યમાનપણુ છે શક્તિરૂપે પૂર્ણતા હતી તેના તે જાતના જ્ઞાનબળના પુરૂષાર્થવડે અંશે સ્વરૂપસ્થિરતા છે, છતા ત્રણ કષાયનો ઉદય હોય છે એટલે પુરૂષાર્થ હજી મદ છે છતા સમ્યક્ અભિપ્રાયમા બાધ નથી, ત્યા અનતાનુબધી કષાય ક્રોધ, માન માયા લોભનો અભાવ કર્યો છે જે અનતાનુબધી કષાય અજ્ઞાન દશામા, ઉંધી માન્યતામા સાથ આપીને સસાર બધનમા નિમિત્ત થતો હતો તેનો સાચા જ્ઞાનબળવડે અભાવ કર્યો છે

હવે બીજો કષાય પાંચમા ગુણસ્થાનકે ટળે છે. વિષય કષાયની વૃત્તિ આવે તેને જ્ઞાનબળની અધિક સ્થિરતાથી ટાળે છે અને રાગનો ભાગ ટાળીને પુરૂષાર્થ વધારે છે, તેને પાંચમું ગુણસ્થાનક કહે છે. અને છઠ્ઠે ગુણસ્થાનકે ત્રણ જાતના કષાયોના ઉદયનો અભાવ થવાથી સર્વ ચારિત્રનું પ્રગટપણું છે. એટલે જ્ઞાનબળની અધિક બળવાન દશા પ્રગટપણે હોવાથી ઘડીમાં છઠ્ઠું ગુણસ્થાનક અને ઘડીમાં સાતમું ગુણ-સ્થાનક એમ જ્ઞાનની અભેદ સ્થિરતા અને કિંચિત્ પૂર્વકર્મ ઉદયથી પ્રમત્ત દશા એટલે અસ્થિરતા કવચિત્ વર્તે છે. આવી પ્રમત્ત દશા હોય તેને પણ સર્વ વિરતિ ( મુનિ, સત્પુરુષ, જ્ઞાની ) કહેવાય છે તેથી સ્વરૂપ સ્થિતિપણું કહેવામાં વિરોધ નથી.

કહેવાનું પ્રયોજન એ છે કે લોકોમાં સ્વછંદ છે અને સાચી સમજની ગેરહાજરી છે. ભવપાર કરનાર નાવ ( હોડી ) સમાન સાચો સત્સમાગમ કોને કહેવો ? અનંતકાળથી રખડવું પડયું તે સત્ પરી-ક્ષાના અભાનમાં જ. માટે અત્રે શ્રીમદ્ બહુ ઝીણવટથી સત્પુરુષ જ્ઞાનીનું વર્ણન કરતાં કહ્યું, અને તેમાં સત્પુરુષના લક્ષણ જાતે લખ્યા છે કે સ્વરૂપસ્થિત ઇચ્છા રહિત કેવળજ્ઞાયકપણું આત્માનું લક્ષણ છે. ધર્મ અને ધર્મીનું વાસ્તવિકપણું એમ છે કે પોતાનું સ્વાધીનપણે પોતાપણે ટકવું; તેમાં મન, વાણી, દેહની ક્રિયા, પુણ્ય, પાપ આદિ કાંઇ કરવાનું ન આવ્યું. તેમજ જગતની ભૂગોળ, આટલા શાસ્ત્રો, જાણવા આટલી ક્રિયા કરવી એમ ન આવ્યું.

પ્રથમ ગાથામાં આવ્યું હતું, કે " જે સ્વરૂપ સમજ્યા વિના પામ્યો દુઃખ અનંત " એટલે પોતાનું સ્વરૂપ જેમ છે તેમ ન સમ-જ્યો માટે અનંત દુઃખ પામ્યો; "અને સમજ્યો પણ પોતાની પાત્રતાથી, તે પોતાનો સ્વછંદ છોડીને ગુરૂ આજ્ઞાથી પોતે સમજ્યો એમ શ્રી ગુરૂનો વિનય કર્યો છે. "

અત્રે એમ કહેવું છે કે મિથ્યાત્વ ટાળતાં જે આત્મશક્તિનું તીરોભાવપણું હતું તે આવીર્ભાવપણું પ્રગટયું, એ ચોથી ભૂમિકા કહેવાય છે. તે ભૂમિકામાં રાગ, દ્વેષ, વિષય ઇચ્છાનો અભાવ થવા

રૂપ અંશે અંશે સ્થિરતા ( જ્ઞાનની ) વધારી તેને દેશવિરતિ સ્વરૂપાચરણ પાચમું ગુણસ્થાનક કહે છે.

આત્મા સ્વરૂપે સિદ્ધ સમાન છે, અનાદિ અનંત સ્વતંત્ર જ્ઞાતા બેહદ જ્ઞાનગુણથી પૂર્ણ જ્ઞાનમાત્ર છે તેમાં પરદ્રવ્યની ક્રિયા, રાગનો અંશ માત્ર નથી. કેવળ જ્ઞાતા છું એવી જ્યાં પ્રતીતિ કરી, ત્યાંજ મિથ્યાત્વનો નાશ થાય છે,—અને જે અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભનો ઉદય આત્મસ્વરૂપમાં સ્થિરતા થવામાં વિઘ્ન રૂપ હતો તેનો અભાવ કર્યો એટલે કે એ અસ્થિરતાનો નાશ કર્યો છે.

જે ભાવે ભવ તૂટે અને જે ભાવે ભવ ન તૂટે તેની સમજણ વિના કોઇ કહે કે ત્યાગ, વૈરાગ્યની ઉત્કૃષ્ટતાથી એકાવતારીપણું થાય તો તે મિથ્યા છે. જેને ઠીક કરવું છે, અને અઠીકપણું ખસે નહિ તેને સાચો ધર્મ હોઇ શકે નહિ. સમ્યક્ ( ઠીકપણું ) તેનું નામ કહેવાય કે જે આવ્યું ટળે નહિ માટે સદ્‌ગુરુના લક્ષણની સાચી પીછાણ વિના અને આત્મજ્ઞાનમાં શી સ્થિતિ છે, સ્વરૂપ સ્થિતિ શું છે, સ્વસ્વરૂપ શું છે તેના ભાન વિના આત્મજ્ઞાન હોય નહિ. આત્મજ્ઞાન વિના એકાવતારીપણું હોય નહિ.

વળી કોઇ કહે કે અમે ઉત્કૃષ્ટ ત્યાગ, વૈરાગ્યથી ધર્મ ક્રિયા કરીએ છીએ, એનાથી મુક્તિ મળશે. પણ વર્તમાનમાં આત્મજ્ઞાન ન હોય તો—જ્ઞાન વિના ગમે તેટલાં અજ્ઞાન પૂર્વક ત્યાગ, વૈરાગ્ય કરે તોપણ ભવકટી ન થાય એ ચોક્કસ છે.

( હવે આગલી વાત કહેવાય છે. )—આત્મજ્ઞાનના વિકાસની ચૌદ ભૂમિકા છે. તે પ્રકૃતિના ટળવાની અપેક્ષાએ ચૌદ પ્રકારની ભૂમિકા કહેવાય છે. તેમાં ચોથે ગુણસ્થાનકે આત્મભાનની પવિત્ર ભૂમિકા અંતરંગમાં પ્રગટે છે. તેનાથી અધિક સ્વરૂપ સ્થિતિ પાંચમી ભૂમિકા છે. તેનાથી ઉપર છઠ્ઠી, સાતમી ભૂમિકા એ નગ્ન નિર્ગ્રંથ મુનિપદ કહેવાય છે. ત્યાં ઘણા ભાગે સ્વરૂપ સ્થિતિ રહે છે છતાં સાતમે ગુણસ્થાનકે હોય ત્યાંથી પ્રમત્તભાવના ઉદયે અસ્થિરતા થઇ છઠ્ઠે

ગુણસ્થાનકે આવવું પડે છે. અંદરમાં પ્રશસ્ત કષાય પડયો છે, એટલે શિષ્યને ઉપદેશ, ધર્મની પ્રભાવના, દેવ, ગુરૂ, ધર્મની ભક્તિ, બાર અનુપ્રેક્ષા ( ભાવના ), ચાર ભાવના આદિ શુભ વિકલ્પ હોય છે. ઉપદેશમાં ખોટા દેવ, ગુરૂ, શાસ્ત્ર, જૈનાભાસ વિગેરેનો નિરોધ પણ કરે છે, તેમાં દ્વેષ નથી. આહાર, વિહારની વૃત્તિપણ ઉઠે છે, છતાં આત્મ સ્થિરતામાં બાધ નથી. અહીં ઉપદેશકપણું હોય છે એમ કહેવું છે.

ચોથે ગુણસ્થાનકે અને ૧૩ મે ગુણસ્થાનકે ( જીવનમુક્ત દશામાં ) નિઃશંક પ્રતીતિ સમાન છે છતાં સ્થિરતા,—જ્ઞાનનું ચારિત્ર, જ્ઞાનની રમણતામાં તારતમ્યતાના ભેદ પડે છે. ચોથે ગુણસ્થાનકે શ્રેણીક જેવા ધર્માત્માની આત્માના બેહદ, અભેદ્ય સામર્થ્યની પ્રતીતિ નિઃશંક છે કે જે જાતની પ્રતીતિ કેવળજ્ઞાની જીવનમુક્ત પરમાત્માને હોય છે, છતાં પૂર્વભવે આત્મવીર્યના ઉંધોવળાંક નાખેલો છે, એટલે શીઘ્ર પુરૂષાર્થ ઉપાડી પૂર્ણ થવાનો કામી એવો ધર્માત્મા આ સંસારના સંયોગોમાં થોડો કાળ રોકાઇ રહે છે. વિષય ભોગનું નિમિત્ત હોય છે છતાં અભક્ષ આહાર અને અનાચાર ન હોય. તેને અંદરમા આંતરા વિના ત્રિકાળ શુદ્ધ સ્વરૂપની એવી સમ્યક્ શ્રદ્ધા છે કે હું સિદ્ધ સમાન શુદ્ધ જ છું; એવી દ્રઢ પ્રતીતિના જોરથી એક ભવે કેવળજ્ઞાન, પૂર્ણ પવિત્ર દશા પ્રાપ્ત કરી મોક્ષે જઇ શકાય છે. એ શ્રેણીક ધર્માત્મા જેવા અનંત જીવો એકાવતારી થઇ ગયા. વર્તમાનમાં પણ ગૃહસ્થ વેશમાં હોઈ શકે છે. શ્રીમદ્ રાજચંદ્ર જ્ઞાન દશામાં સ્થિત હતા, દેહની અંતિમ અવસ્થામાં કહ્યું છે કે “ જે સ્વરૂપ છે તે અન્યથા થતું નથી. ” હું સિદ્ધ સમાન નિર્દોષ છું એવી નિઃશંક દ્રષ્ટિનું સમ્યક્ત્વપણું, અભિપ્રાયનું નિર્ભયપણું, નિર્દોષપણું, નિઃશંકપણું વર્તમાનકાળે હોય છે. સ્વરૂપની પ્રાપ્તિનું અંતરંગમાંથી તેને વેદન ખસે નહિ. શ્રીમદ્ રાજચંદ્ર દેહની અંતિમ અવસ્થા વખતે કહી ગયા છે કે, જે સ્વરૂપ છે તે અન્યથા થતું નથી.

માટે અહીં એમ કહ્યું છે, કે જો ચોથે ગુણસ્થાનકે સ્વરૂપ સ્થિતિ અંશે પણ ન હોય, તો મિથ્યાત્વ જવાનું ફળ શું ? કંઈ જ નહિ. માટે ભાઈરે ! જો તથારૂપ સ્વરૂપસ્થિતિ અને સમ્યક્ અભિપ્રાય

નિઃશંકતા ન હોય, તો શ્રેણીક આદિને એકાવતારીપણું કેમ પ્રાપ્ત થાય ? સત્તર પાપતો હતાં, છતાં અઢારમું ( મિથ્યાત્વ ) અંશે પણ ન હતું. એક વ્રત, પચ્ચખાણ ન હતું છતાં આવતા ભવે તીર્થંકર ભગવાન થશે. ૮૪૦૦૦ વર્ષ પુરા થયે આ ભરતક્ષેત્રમાં જગતગુરૂ તીર્થંકર દેવ થશે. સો ઇન્દ્રો તેમની ભક્તિ કરશે, છ મહિના અગાઉ તે તીર્થંકરના માતાજીની સ્તુતિ કરવા ઇન્દ્રો સ્વર્ગથી આવશે, કે ધન્યમાતા રત્ન કુખ ધારિણી, આપની કુંખે ત્રિલોકનાથ તીર્થંકર ભગવાન છ મહીના પછી પધારવાનાં છે, અને રત્નોનો વરસાદ વરસે છે એવો અપૂર્વ મહિમા છે, તે ઉપચારથી આત્માનો મહિમા સમજો એમ કહીએ છીએ. લોકોને આવી અલૌકિક વાત સાંભળીને જરા આશ્ચર્ય લાગે પણ એમજ છે. પોતાને સંસારનું ઠીક લાગતું હોય તેનો, વર્તમાન જીવનનો, આયુષ્યનો નાહક વિચાર કરે પણ આત્માનું પરમ અદ્‌ભુતજ્ઞાન ઐશ્વર્ય–સમ્યક્‌જ્ઞાનનો અપૂર્વ મહિમા સાંભળ્યો નથી એટલે આત્માનું સામર્થ્ય શું હોઈ શકે, તેના વિચાર આવતા નથી.

વર્તમાન જીવન અને તેના જે જે સંયોગો આવવાના છે તે પૂર્વે ચોક્કસ નિર્મિત થઇ ગયા છે; છતાં તેમાં બહારથી ઠીક કરવાના વિચારવાળા પૂર્વભવનો ખ્યાલ કરતા નથી. ગયાકાળના જે ભાવે આ વર્તમાનમાં મનુષ્ય આયુષ્ય લઇને આવ્યો તેનું કારણ, જે જીવો ઢોરપણું જે ભાવે પામ્યા છે તેના કરતાં મારા જુદા ભાવ હતા તે છે, એમ વિચાર નથી કરતો; અને હવે પછી હું વર્તમાનમાં કેવું જીવન જીવું છું કે ભવિષ્યનું જીવન મારૂં કેવું થશે તેનો વિચાર સાચો આવતો નથી. હું અનાદિ અનંત છું, તેનો સમ્યક્ અભિપ્રાય શું છે, તેનો વિચાર નથી. વળી પૂર્વે જે ભાવે હું મનુષ્યપણું પામ્યો તે ભાવ પણ જો હું નિર્દોષપણે ટકાવી રાખું તો મનુષ્યપણું પણ મળશે એવો વિચાર પણ કરતો નથી. પણ વર્તમાન સંસાર સંબંધીજ લક્ષ, રૂચી અને આદર રાખી અજ્ઞાન ભાવે વર્તે છે તેથી તેને જીવનું નિત્યપણું ભાસતું નથી. અમુક ખાસ, ખાસ ગુણો હોય તો જ ફરી મનુષ્યપણું મળે એ વાતની ખબર છતાં અન્યથા આચરણ કરી ભવ ગુમાવે છે, એ પણ આશ્ચર્ય છે. આત્મા શું, જ્ઞાન શું, તે શું કરી

શકે શું ન કરી શકે? તેની કાંઇ ખબર નહિ અને લોકો શ્રેણીક-રાજાની વાત સાંભળીને ભડકે છે. અથવા તેના નામની ઓથ લઈ સ્વછંદ સેવે છે. શ્રેણીક રાજાને સત્તર પાપનો યોગ છતાં તે નિમિત્તની અસર પોતાને ન હતી. તે સંસારમાં, રાજ્યમાં, રાજ્યસિંહાસનમાં બેઠા ન હતા પણ આત્મામાં બેઠા હતા. એવો નિર્દોષભાવ તે શું હશે? તેનો કદી અભ્યાસ, પરિચય કર્યો છે?

સાચું સાંભળવાનું મળે તેણે રૂચીપૂર્વક ખૂબ ઘુંટવું, મનન કરવું જોઇએ. આત્મજ્ઞાનની પ્રાપ્તિથી એકાવતારીપણું કેમ પ્રાપ્ત થાય એવો નિઃશંક અભિપ્રાય અને આત્મજ્ઞાનના ઉઘાડની અંશે સ્થિરતા (૪ થું ગુણસ્થાનક) છતાં પણ એકાવતારીપણું હોવાનું કારણ પોતાના સ્વરૂપની સ્થિતિની સ્થિરતાનું નિઃશંકપણું હતું. શ્રેણીકરાજાને અ-સ્થિરતાનો યોગ હતો છતાં અંતરંગમાં જ્ઞાનની બેહદ શ્રદ્ધા દૃઢત્તર નિઃશંક સમ્યક્ અભિપ્રાયની હેયાતી હતી. અહીં સદ્ગુરુને ઓળ-ખવાના લક્ષણ આશ્રયે પ્રયોજન છે. આત્મજ્ઞાનની સ્થિરતામાં વર્તતા ધર્માત્મા સાતમે, છઠ્ઠે ગુણસ્થાનકે વર્તે છે, તે છઠ્ઠે ગુણસ્થાનકે ઉપદેશક હોઇ શકે. મુખ્યપણે ઉપદેશક ધર્માત્મા છઠ્ઠા ગુણસ્થાનકવર્તી હોઇ શકે.

આગળ શિષ્યે પ્રશ્ન કર્યો કે એવા સદ્ગુરુ અને ઉપદેશકપણું મુખ્યપણે કયા ગુણસ્થાનકે હોઈ શકે અને સમદર્શિતા શું?

બાહ્યદ્રષ્ટિ લોકો સમભાવ માને છે તે તો મૂંઢતા છે. વાસ્તવિક સમભાવ આત્મજ્ઞાન વિના નથી જ. ખોટાને ખોટો મત કહેવો તે દ્વેષ અને સાચાને સાચો કહેવો તે રાગ એમ નથી. જ્ઞાની સમભાવમાં વર્તે છે છતાં જેમ છે તેમ જાણે, કહે, બોધે અને અસત્ય મત તથા મિથ્યાભાવોનો, ઉપદેશ આપી, નિષેધ કરે.

અહીં સદ્ગુરુને વાણીયોગ ન હોય, તેનો ઉલ્લેખ નથી કર્યો એટલે જે ધર્માત્મા અનંતા થઈ ગયા, તેઓ પોતાનું કામ કરી ગયા. તેનો લાભ (ઉપકાર) બીજા મુમુક્ષુઓ ન લઈ શકયા; માટે અહીં તો ધર્મ ઉપદેશક સાચા ધર્મગુરુના અવિરોધ લક્ષણની વ્યાખ્યા

કરવી છે. સાચું લક્ષણ તેને કહીએ કે જે નિર્દોષ હોય.

લક્ષણ કોને કહીએ કે જેમાં અતિવ્યાપ્તિ, અવ્યાપ્તિ અને અસંભવ એ ત્રણ દોષ રહિત હોય. જેમકે જીવનું લક્ષણ ચેતના. આ ગુણ વડે જીવને બીજા દ્રવ્યભાવોથી જુદા સ્પષ્ટ જાણી શકાય છે.

આ લક્ષણ દોષ રહિત છે એમ હવે બતાવવામાં આવે છે:—

(૧) જીવનું લક્ષણ પૂર્ણજ્ઞાન—કેવળજ્ઞાન છે. એમ વર્તમાનમાં કહીએ તો અવ્યાપ્તિ દોષ આવે કારણકે ઘણા જીવોની અશુદ્ધ દશા છે.

(૨) જીવનુ લક્ષણ અરૂપી કહીએ તો અતિવ્યાપ્તિ દોષ આવે કારણકે અરૂપી બીજા પાંચ જડ દ્રવ્યો છે.

(૩) જીવનું લક્ષણ શરીર જડ કહીએ તો અસંભવ દોષ આવે કારણકે જીવની ચેતન પર્યાય જડ થાય નહિ.

એ રીતે શ્રીમદ્ વિશેષપણે શ્રી ગુરુના લક્ષણ અત્રે એ કહ્યાં છે કે જે મોક્ષમાર્ગ પ્રકાશક હોય, માર્ગના સાચા ઉપદેશક હોય તે જ સદ્‌ગુરુના લક્ષણો છે. મુખ્યપણે ઉપદેશકની ભૂમિકા ૧૩ મું ગુણસ્થાનક છે એટલે કે સાક્ષાત્ તીર્થંકર આદિ કેવળી સર્વજ્ઞ ભગવાન છે; તે જ સર્વગુણ સંપન્ન આપ્ત પુજ્ય છે, તેમાં સંપૂર્ણ સત્પુરુષના લક્ષણો છે. તેની નીચેની ભૂમિકા એટલે વચ્ચેના ૭ મા ગુણસ્થાનકથી ૧૨ મા સુધી વંધવંદકભાવ કે વિકલ્પ પણ નથી. તદ્દન એકપણું એટલે જ્ઞાતા, જ્ઞેય, જ્ઞાનરૂપ નીજસ્વરૂપનું એકત્વ ધ્યાન વર્તે છે, માટે ત્યાં ઉપદેશકપણું નથી પણ તેની નીચેની ભૂમિકામાં છઠ્ઠા ગુણસ્થાનકવર્તી મુનિ યથાર્થ મોક્ષમાર્ગ ઉપદેશક હોઈ શકે. તેઓ પૂર્વાપર અવિરોધ પણે સર્વજ્ઞના ન્યાયને, ગુરૂ પરંપરાથી જાણે છે, તેથી ઉપદેશ આપી શકે છે. અન્ય જીવોને ધર્મ પામવામાં નિમિત્ત છે અને તેમને પ્રધાનપણે માર્ગ ઉપદેશકપણું છે.

પરમ સદ્‌ગુરુ શ્રી સર્વજ્ઞ તીર્થંકરદેવ ૧૩ મે ગુણસ્થાનકે વર્તે છે. તેમને યથાવત્‌માર્ગ ઉપદેશકપણું છે. તેઓ સંપૂર્ણ વીતરાગ અને

કેવલ્યજ્ઞાન સંપન્ન પરમાત્મા પૂર્ણ શુદ્ધ સ્વરૂપ સ્થિત છે. તેવા શ્રી તીર્થંકર આદિ વિષે પરમ સદ્‌ગુરૂપણું ઘટે છે. તથાપિ છઠ્ઠા ગુણસ્થાનકે વર્તતા મુનિ કે જે સંપૂર્ણ વીતરાગતા અને કૈવલ્યપદ મોક્ષ દશાના ઉપદેશક છે, અને તે દશા અર્થે જેની પ્રવર્તના ( પુરૂપાર્થ ) છે વળી જે પરમ સદ્‌ગુરુ તીર્થંકર આદિ આપ્ત પુરૂષના આશ્રય પરંપરાથી તે દશા પામવાની રીતો જાણે છે તેને પરમશ્રુતપદ ઘટે છે. વળી ઉપર તીર્થંકરાદિ કહેવાનું કારણ કોઈ સામાન્ય કેવળી ભગવાનને પણ ઉપદેશકપણાનો યોગ હોય, તે આથી છે. ઘણા જીવોને સર્વજ્ઞના ત્રિકાળીજ્ઞાન, અનંતપણું તેમાં પણ ઘણા ગોટા હોય છે. આત્માનું અંદરનું સામર્થ્ય શું હશે તેનો ખ્યાલ આવતો નથી. જ્ઞાનમાં (પોતાના સ્વભાવમાં) જાણે કાંઈ માલ જ ન હોય, અને પરવસ્તુ વડે અથવા પરને જાણવાથી જ્ઞાનની કિંમત હોય ને? એમ લોકો વહેવારમાં ખૂબ તાણી ગયા છે. એક સમયમાં ત્રણકાળને જાણે એવું કેવળજ્ઞાન એટલે લોકાલોકને જાણે, એમાંજ કેવળજ્ઞાનનો મહિમા હોય. આત્માનું ઐશ્વર્ય હોય એમ વહેવારમાં ખૂબ તાણી ગયા છે, તેમને સમજવા માટે નિશ્ચયથી અર્થ કહ્યો છે કે

કેવળ નિજ સ્વભાવનું અખંડ વર્તે જ્ઞાન "
કહીએ કેવળજ્ઞાનતે દેહ છતાં નિર્વાણ
( ભાવ મુક્તિ છે )

નિશ્ચયને ઓળખ્યા વિના વહેવાર હોય નહિ, નિશ્ચયને ઓળખ્યા વિના વહેવારનો ઉપચાર શું તે સમજી શકાય નહિ. સ્વપર પ્રકાશક જ્ઞાન એટલે પરને જાણવાની ઇચ્છા નથી. જ્ઞાનનું એક સમયનું અનંત અને સહજ એવું બેહદ સામર્થ્ય છે, કે લોકાલોક એક સમયના જ્ઞાનમાં સહેજે જણાય. પરને જાણવું એ તો ઉપચાર છે, કારણ કે તેમાં ઇચ્છાનો આરોપ છે.

અહીં ઉપદેશકપણું મુખ્યપણે વર્તમાનકાળ આશ્રયે છઠ્ઠું ગુણસ્થાનકે કહ્યું છે, કારણકે આત્માના પૂર્ણ સ્વભાવને શીઘ્ર પ્રગટ કરનાર હોય તો નગ્ન મુનિ નિર્ગ્રંથ પદ છે. કારણકે આત્મગુણનો ઘાતક દર્શન મોહકર્મ અને ત્રણ કષાય તેમનો અભાવ છે એવા ધર્માત્મા જ્ઞાનીને

પૂર્ણનું પ્રવર્તન, પૂર્ણ દશાની મીટ છે. વળી સર્વ વિરતિપણું છે; તે સર્વોત્કૃષ્ટ સાધક છે.

આત્માના પૂર્ણ સ્વરૂપનો સાધક તેજ કહેવાય કે જેટલું નિમિત્ત છૂટી શકે તેટલું, પુરૂષાર્થનું જોર વધારીને વીતરાગ ભાવ એટલી હદે પહોંચ્યો હોય છે કે પરીગ્રહ એક દેહ માત્ર જ હોય છે તેથી દેહને વસ્ત્રથી ઢાંકવા જેટલો પણ રાગ મુનિને નથી.

દેહ, આયુષ્ય પુર્ણ થયા વિના છૂટતો નથી, પણ રાગનો મુખ્ય ભાગ ટળી જતાં રાગનું નિમિત્ત વસ્ત્રનો તાણો વાણો સાધુ પાસે હોય નહિ એવો ત્રિકાળ સનાતન નિર્ગ્રંથમાર્ગ હોય છે. વર્તમાન પંચ-મહાવિદેહ ક્ષેત્રમાં એવા સંતમુનિ ધર્માત્માના સમુહ જુથના જુથ છે. વર્તમાન પંચમહાવિદેહ ક્ષેત્રમાં સાક્ષાત સર્વજ્ઞદેવ તીર્થંકર ભગવાન શ્રી સીમંધર પ્રભુ બિરાજે છે, ત્યાં ત્રીકાળ એકજ નિર્ગ્રંથ મુનિમાર્ગ છે. છઠ્ઠા સાતમા ગુણસ્થાનકે વર્તે છે, એવા મુનિ જે સંપૂર્ણ વીતરાગ અને કૈવલ્યદશાના ઉપાસક છે તે દશા અર્થે જેના પ્રવર્તન—પુરૂપાર્થ છે. વીતરાગદશાને સંપૂર્ણપણે જો કે પામ્યા નથી, તથાપિ તે સંપૂર્ણ વીતરાગદશા પામવાના છે તેથી તે પણ ઉત્કૃષ્ટ નિમિત્ત એવા પરમ સદ્‌ગુરૂ શ્રો તીર્થંકરાદિ ( સામાન્ય કેવળી ભગવાન જેમને વાણીયોગ, ઉપદેશકપણું ઉદયમાન હોય તે પણ આપ્ત પુરૂષ છે. અને જેને આહાર, નિહાર, નિદ્રા આદિ અઢાર દોષ નથી; એવા પરમ પુરૂષના આશ્રયથી, ભાવ વચનથી જેણે આત્મધર્મ જાણ્યો છે, પ્રતીત કરી છે, આત્મામય અનુભવદશા વર્તે છે, અને એ માર્ગ સાધનની ઉપાસનાએ જેની તે સાધકદશા ઉત્તરોત્તર અધીક, અધીક પ્રગટ થતી જાય છે, એવા મુની છઠ્ઠે ગુણસ્થાનકે અને ઘડીમાં સાતમે ગુણસ્થાનકે તીવ્ર જ્ઞાનદશાની એકાગ્રતામાં, સહજજ્ઞાનની રમણતામાં ઝુલે છે. હું પૂર્ણ સિદ્ધ ભગવાન જેવો જ છું એવી અંતરમાં તેમને પ્રતીતિ છે. શુદ્ધ આત્માની જાતને જાણે છે, અને સ્વરૂપ સ્થિત દશાની ઉપાસનાથી જેની તે પવિત્ર દશા ક્રમેક્રમે વિશેષપણે સાધ્ય થતી જાય છે, 'એવા છઠ્ઠા ગુણસ્થાનકવર્તી મુની, આચાર્ય, ઉપાધ્યાય વગેરે સાધુ આત્મ ધર્મના ઉપદેશક હોય છે. તેમના નિમિત્તથી, તે સદ્‌ગુરુના

આશ્રયથી જિનેશ્વર તીર્થંકર તથા કેવળીજિન પરમગુરુની, તથા તેમ શુદ્ધ આત્મસ્વરૂપની ઓળખાણ થાય છે. એટલે ગુરુગમે પોતાને પોતા આત્મસ્વરૂપનુ જ્ઞાન જેમના નિમિત્તથી થાય છે, તે સદ્દગુરુને વિષે મોક્ષમાર્ગનું ઉપદેશકપણું અવિરોધરૂપ છે; કેમકે સર્વવિરતિ મુનિ અને નીચેના પાંચમા-ચોથા ગુણસ્થાનકે માર્ગનું ઉપદેશકપણું ઘ કરીને ન ઘટે. પ્રસંગોપાત ઉપદેશ આપે પણ ત્યાં ગૃહસ્થપણું હોવા બાહ્ય અવિરતિનો પ્રસંગ છે તેથી કરીને નિર્ગ્રંથ માર્ગ ઉપદેશ તેમાં લોકોને અપ્રતીતિ રહેવાનો સંભવ છે. અહીં અનેકાંતપણું છોડયું કારણકે જેમ છે તેમ કહેવું છે. ચોથા પાંચમા ગુણસ્થાનક ધર્મ ઉપદેશ ન દઈ શકે એમ નથી કહ્યું પણ બાહ્ય વહેવારમાં લો વિરોધ ન થાય તે માટે વિવેક કહ્યો છે; પણ જેને આત્મધર્મની પ્રર્ત નથી, શબ્દજ્ઞાન હોય છતાં વેશધારીપણું હોવાને લીધે તેવા ઉપદે બીજાને પરમાર્થ લાભનું નિમિત્ત ન થાય. જ્યાં આત્મઅનુભવદ ચોથું ગુણસ્થાનક સમ્યક્દર્શન પણ નથી, તેમજ સાચી સમજણ નથી, ત્યાં સમ્યક્ વિરતિપણું નથી છતાં ધર્મપણું માનવું, ધર ઉપદેશ આપવો તે પ્રગટ કુગુરૂપણું છે, તે મહામિથ્યાત્વ છે.

કોઈ માને કે શ્રીમદે નિંદા કરી છે, પણ નિંદા નથી કરી સાચા માર્ગની પ્રભાવના કરી છે. સાચું કહેવું તે નિંદા ન કહે પણ સત્ય માર્ગની પ્રભાવનાનું જોર છે. સમ્યક્દૃષ્ટિ વાળા દૃષ્ટિનો બરાબર નિષેધ કરે તેજ તેની ખરી પ્રમાણિકતા છે. વ્યકિ નિષેધ નથી પણ ખોટી માન્યતાનો નિષેધ કરે છે. ધર્માત્મા ખો નિષેધ કરે છે છતાં તેને સમ્યક્ સમભાવ વર્તે છે.

આગળ આવશે કે:—

"મુખથી જ્ઞાન કથે અને અંતર છૂટયો ન મોહ
તે પામર પ્રાણી કરે માત્ર જ્ઞાનીનો દ્રોહ."

આત્મજ્ઞાન થયા વિના જ્ઞાનની વાતો કરવી, અને બી મનાવવું, કે અમે ધર્મી છીએ, અમે ચારિત્રવાળા છીએ તે ઉપદે પણું ઉંધું છે.

વળી શ્રીમદ્ એક પત્રમાં લખે છે કે:—જે ગુણ પોતાના વિષે નથી તે ગુણ પોતાના વિષે છે એમ માને છે, મનાવે છે તે જીવ ક્ષણ માત્રમાં ભવ વૃદ્ધિ કરે છે. પોતે પોતાને ઠગે છે. જે જીવ પોતાનો સ્વચ્છંદ ન છોડે, અને કહે કે હું જાણું છું અને ઉંધી દૃષ્ટિ, ઉંધી માન્યતામાં મિથ્યા સંતોષ માનીને બેસી જાય; તેને કોઇ પણ કાળે સાચું સમજવાનો વખત આવતો નથી. રખડવામાંથી બહાર નિકળવાનો આરો નથી. તે ભલે ગમે તેવી લૌકિક નીતિ પાળતો હોય, પાંચ મહાવ્રત પાળતો હોય અને હજારો શાસ્ત્રોનો મોટો જાણકાર હોય, પણ મારી ભૂલ ક્યાં થાય છે તે ન પકડી શકે ત્યાં લગી તેનું રખડવું ઉભું છે માટે શ્રીમદે સત્સમાગમ, સદ્‌ગુરૂની સાચી ઓળખાણ અને એનો આશ્રય કરવા કહ્યુ છે. પોતાના ડહાપણથી અનાદિકાળમાં બધુંએ અનંતવાર કરી ચુક્યો છે છતાં સન્માર્ગ સમજ્યો નહિ. પણ જો સાચો માર્ગ સમજવા માગે, સાચો પ્રેમ લાવે, ખોટો અભિપાય છોડીને પોતાનું યથાર્થપણું સમજવા માગે તો તે સહજ છે.

તા. ૧-૧૦-૩૯

આ આત્મસિદ્ધિશાસ્ત્ર છે એટલે આત્મસ્વરૂપની, સાચા સુખની પ્રાપ્તિ કેમ થાય તે વિષે કહે છે.

આત્મા જે સ્વરૂપે છે તે સ્વરૂપ સમજાય તો સુખની પ્રાપ્તિ થાય. આપ્યું ન જાય એવું સુખ સાચા ઉપાયની પ્રાપ્તિથી થાય છે. આત્મા જે સુખસ્વરૂપ, આનંદસ્વરૂપ છે તેમાં શુભ અશુભ પ્રકૃતિનો સંયોગ શી રીતે છે તે જણાવનાર છ પદથી સિદ્ધ આત્મપદ જણાવ્યું છે. તેનો ઉપાય કરતાં ઉપેય એટલે સાધ્યની સિદ્ધિ થાય છે. તે વસ્તુ-તત્ત્વ બોધ સ્વરૂપ જે સત્પુરૂષ જાણે છે તેની પાસેથી તે વસ્તુ, અનુભવજ્ઞાન મળે માટે કહ્યું કે

"સેવે સદ્‌ગુરૂ ચરણને ત્યાગી દઈ નિજ પક્ષ
પામે તે પરમાર્થને નિજપદનો લે લક્ષ"

જેને રોગ થયો હોય, તે તેના ચિકિત્સક કુશળવૈદની પાસે જાય છે, પણ આજ વૈદ પ્રમાણિક છે; એમ નિર્ણય પોતાને કરવાનો હોય

છે. વૈદની પરીક્ષા કરીને શ્રદ્ધા કરે છે. પણ ધર્મમાં કાંઈ પરીક્ષા નહિ તે કેવી મુર્ખાઈ !

કસ્તુરી જેને જોઇએ છે, તે જીવ શાકભાજી જેવી બજારમાં જાય, તેને સોંઘી વસ્તુથી કોઈ લાભ બતાવે અથવા ગાંજો કે દારૂનો અમલ બતાવે કે જો કેવો નીશો આવે છે. પોતાને પરીક્ષા નથી એટલે અનાદિની જે ભૂલવાળી ઉંધી માન્યતા છે, તેને અનુકુળ કરાવનારા મળે છે, તેમાં શંકા વિના આંધળો વિશ્વાસ કરે છે, પણ ખબર નથી કે હું જ મારી ભૂલથી ગાંડો થયો છું. પોતે પોતાની ઉંધી માન્યતામાં આનંદ માને છે. કસ્તુરીનો ગુણ ક્યાં અને દારૂનો ગુણ ક્યાં ? મોહભાવમાં રક્ત, ઘેનમાં પડેલો મનુષ્ય, માતા, બેન, દિકરીનો વિવેક ( ઓળખ ) પણ ભૂલે, એમ અજ્ઞાની જીવ સાચી વસ્તુ ભૂલીને જડભાવનો કર્તા થાય, અનેક પ્રકારની ઉંધી માન્યતાથી પોતાની હેયાતી માને, તેને પરાણે કોણ સમજાવે ?

વૈદની ઓળખાંણ કરનાર, બધી દુકાનો છોડીને, જે વૈદ પ્રમાણિક છે, તેનીજ દુકાને જઇને ઉભો રહે છે. અને તેની સલાહ લે છે. એમ આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે જે સમજણની જરૂર છે તે માટે સદ્‌ગુરૂની ઓળખાણ ( પ્રતીતિ ) અને તેમના આશ્રયની જરૂર પડે છે. આમાં પરાધીનતા નથી, પણ પાત્રતા, સ્વાધિનતા પોતાની છે, સમજણ કરવી તે પોતાના જ્ઞાનની સમજણ છે. તેમાં એમ ન કહ્યું કે અમુક વેશ, અમુક વ્રત, ચારિત્ર, ક્રિયા ન કર્યાં તેથી ન સમજ્યો પોતાના સ્વરૂપની સમજણ જેમ છે તેમ ન કરી એ માટે કહ્યું કેઃ—

" સેવે સદ્‌ગુરૂ ચરણને ત્યાગી દઇ નિજ પક્ષ
પામે તે પરમાર્થને નીજપદનો લે લક્ષ "

એમાં એક વાત એ કહી કે સદ્‌ગુરુનો આશ્રય કરવો. કારણ કે આત્મા આત્માથી જણાય. જેની પાસે લક્ષ્મી છે તે ધનવાનને ઓળખીને તેની સેવા કરે, તો ધનની પ્રાપ્તિ થાય. એ દૃષ્ટાંતેઃ—જે સત્પુરુષ પાસે આત્મલક્ષ્મી છે તેના આશ્રયથીજ અજ્ઞાનનો નાશ થઇ આત્મજ્ઞાન પ્રગટે.

અહીં એમ કહેવું છે, કે આત્મજ્ઞાનની પ્રાપ્તિ કોણ કરાવી શકે અને કોણ પ્રાપ્ત કરી શકે?

તેના જવાબમા એમ કહ્યુ, કે જે કોઈ યથાર્થ અવિરોધી જ્ઞાની હોય તે આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવી શકે તેની પાસેથી (ગુરૂઆજ્ઞાથી) આત્મતત્ત્વ એટલે દ્રવ્ય, ગુણ, પર્યાય જેમ છે તેમ જાણી, પોતાનો આનંદ (જે શક્તિરૂપે છે તેમાંથી) પોતાના વીર્ય (પુરૂષાર્થ) થી પ્રગટાવે છે મોક્ષમાર્ગનો ઉપદેશક કોણ હોઇ શકે, તે વિષે આગળ કહેવાયુ છે અને એમ કહેવુ છે, કે ચોથું ગુણસ્થાનક એટલે આત્મ જ્ઞાન દશા વિના તો ઉપદેશકપણું ઘટે નહિ આત્માની અવિરોધ શ્રદ્ધા, જ્ઞાન વિના મોક્ષ ધર્મ ઉપદેશક થઇ ને જગતને આત્માનો ઉપદેશ આપે તો પોતેજ પોતાનુ અહિત કરનાર છે, અને અન્ય આત્માને અહિત થવામા નિમિત્ત થાય છે

આત્માનુ પૂર્ણ શુદ્ધ સ્વરૂપ શું, સાત્વકપણું શું, જ્ઞાનદશામા નિર્દોષતા શું તેના ભાન વિના આત્મધર્મના ઉપદેશની પરૂપણા કરવી તે પ્રત્યક્ષ કુગુરૂપણુ છે ઘણા જીવો આત્માના નામે કંઈ કંઈ ખોટી શ્રદ્ધામા સંતોષ માની બેઠા હોય છે મનના જોગની સમતાથી આ મ ધર્મ માની બેઠા હોય છે સાધારણ મનની સ્થિરતા થઇ કે પોતાને માર્ગની પ્રાપ્તિ થઇ છે, એમ માની બેસે અને ઉન્માર્ગમાં, અજ્ઞાનમા રોકાઈ રહે છે કઇ બહારના સ્ત્રી, કુટુંબઆદિ પરિગ્રહનો ત્યાગ કર્યો, બ્રહ્મચર્ય પાળ્યું, ત્યાગ, વૈરાગ્ય ઉત્કૃષ્ટ રાખ્યો, અથવા પોતાની માન્યતા મુજબ ત્યાગ, વૈરાગ્ય, બ્રહ્મચર્યની ઉત્કૃષ્ટતા રાખે છતાં આત્મ જ્ઞાનની દિશા, સાચા માર્ગના અંશનુ પણ ભાન હોઈ શકે નહિ પોતાના સ્વછંદે જ્ઞાનીપણુ માની બેઠો હોય, તે વર્તમાનમાં કોઈ પ્રત્યક્ષ જ્ઞાની હોય છતાં તેને ઓળખી ન શકે, અને ઉંડાણમાં ઉપેક્ષા બુદ્ધિ રાખે તે અજાણતા પણ પોતાના આત્માની અનંતી આશાતના કરી રહ્યો હોય છે, કારણ કે તે નિશ્ચયથી સદ્દેવ, ગુરુ, ધર્મનો અનાદર કરનાર છે. જ્ઞાની સદ્ગુરુની જેને ઓળખાણ નથી તેને પોતાનુ અધિકપણુ ભાસે છે, અનેક પ્રકારના સ્વછંદને સ્થિરતા માને છે, પણ શુદ્ધ આત્માની સ્થિરતા રૂપ સમ્યક્ વિરતિ રૂપ પચ્ચખાણ કોને કહેવા તે સદ્ગુરુના જ્ઞાન વિના, આશ્રય વિના માર્ગની ગમ પડે નહિ

આચારાંગમાં એક ટુકડો છે.

"જસ્સ નથિ પુરા પચ્છા મઝે તસ્સ કત્તો સિયા"

આત્મા પ્રથમ કઈ દિશામાં હતો અને હવે ક્યાં છે? બાધકપણું સાધકપણું અને સિદ્ધપણું એમ સાધક બાધકપણું અને આત્માની પૂર્ણ પવિત્ર દશા જે સિદ્ધપણું તેની ખબર નથી તેને એકેય ભુમિકાનું ભાન નથી. પૂર્ણ સ્વરૂપ શું છે, તેને કેમ પહોંચી શકાય તે પૂર્ણ સ્વરૂપ સ્વતંત્ર અને કેવું છે, કેવડું છે તેની શ્રદ્ધા, જ્ઞાન, વિવેક વિના તે અંધ જશે ક્યાં? વળી જે પોતાની કલ્પના વડે માર્ગ નક્કી કરે છે, તે સાચા નિમિત્તનો, સત્પુરુષનો, અનંતજ્ઞાનીનો ઉપેક્ષક છે, તેનો અનાદર કરે છે.

વળી શાસ્ત્રમાં કહેલાં વ્રત, સમિતિ આદિ બધી ક્રિયા કરતો હોય, કે ગૃહસ્થ હોય અને નિમિત્તની, બહારની શુભ જોગની ક્રિયાનો કર્તા થતો હોય છતાં તે જડ જેવો છે. આત્મા અક્રિય જ્ઞાતા શું છે, કેમ છે, કેવડો છે તેના ભાન વિના, અવિરોધ જ્ઞાન, શ્રદ્ધા વિના તે ચોક્કસપણે અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ અને અસત્ય, અબ્રહ્મ સેવી રહ્યો છે, કદિ પુણ્ય બાંધે છે તો સાથે મિથ્યાત્વ મોહ અને આત્મવિચારમાં સ્થિરતા કરાવનાર નિમિત્ત, એવા અનંતાનુબંધી કષાયનો બંધ કરે છે.

દેવું, લેવું; મુકવું, મન, વાણી, દેહાદિની ક્રિયા પોતાની નથી છતાં તેનો તે ધણી અને કર્તા થાય છે. ધર્માત્માના હાથે જેવી ધર્મ પ્રભાવના થાય, વિનય, વિવેક થાય તેવું અજ્ઞાની ધનવાન હોય છતાં તેને હાથે ન થાય. અજ્ઞાની જે કાંઇ કરે તે અજ્ઞાનની પુષ્ટિ માટે છે, તેથી તે પાપાનુબંધી પુણ્ય બાંધે છે. આત્માનું ભાન જેને વર્તે છે તેનું નિમિત્ત, આત્માર્થીને હિતકર થઈ શકે છે. અહીં આત્મજ્ઞાનને લક્ષીને વાત છે. ચોથા પાંચમા ગુણસ્થાનકે આત્મજ્ઞાન દશા છે, છતાં આત્માની સ્વરૂપસ્થિતિ અંશે અંશે વર્તે છે. પાંચમે ગુણસ્થાનકે અધિક વિરતિ છે. તથાપિ સર્વ વિરતિ જેટલી ત્યાં વિશુદ્ધિ નથી. હવે આત્મજ્ઞાન સમદર્શિતા માટે કહે છે, કે જે સ્વરૂપસ્થિત શુદ્ધ આત્મ-

જ્ઞાન સ્થિતિ અને સમદર્શિતા આદિ જે લક્ષણો બતાવ્યાં, તે સાધક ભૂમિકા આશ્રી કહેવાય છે. તે સંયતિ ધર્મ સ્થિત વીતરાગ દશા સાધક અને ઉપદેશક ગુણસ્થાનકે વર્તતા સદ્‌ગુરુના લક્ષે મુખ્યતાએ તે લક્ષણ બતાવ્યાં છે, અને તેમના વિષે જે ગુણો ઘણા અંશે વર્તે છે તો પણ તે લક્ષણો સર્વાંગે પૂર્ણ તો ૧૩ મી ભુમિકામાં ઉત્કૃષ્ટ આત્મજ્ઞાન અને ઉત્કૃષ્ટ પરમ વીતરાગ કેવળજ્ઞાની, પૂર્ણ સ્વરૂપ સ્થિત સયોગી કેવળી અને શ્રી તીર્થંકર ભગવાનને વિષે વર્તે છે તેથી તેમના વિષે પૂર્ણ આત્મજ્ઞાન અર્થાત્ સ્વરૂપ સ્થિતિ સંપૂર્ણપણે વર્તે છે. તે તેની જ્ઞાનદશા અર્થાત્ જ્ઞાનાતિશય સુચવ્યો છે. અહીં જે છઠ્ઠા ગુણસ્થાનકવર્તી મુનિ સર્વ વિરતિ કહ્યા તેમનું બાહ્ય અભ્યંતર વિરતિપણું, સ્વરૂપનું સાધન અંતર સ્વરૂપથી છે અને અનંતજ્ઞાની સર્વજ્ઞનું અંતરંગ સ્વરૂપ જાણીને તે માર્ગે વર્તે છે. બાહ્ય ક્રિયાથી, મનની સ્થિરતા કરવાનું તેમને લક્ષ હોતું નથી. લોકો જે બહારથી દેખે છે, તે શુભ જોગનું નિમિત્ત સહજ દેખાય છે; પણ જ્ઞાની તો અંતરંગ જ્ઞાનની રમણતા, અવિરોધ સ્વરૂપની શ્રદ્ધા અને ઉપર કહ્યા તે સર્વજ્ઞના જ્ઞાનની જાતનો પોતાનો અતીન્દ્રિય આનંદ અનુભવે છે. લોકો કહે છે કે આપણે પણ સ્થિરતા કરી શકીએ. પણ આત્માની ઓળખાણ વિના બાહ્યનું બ્રહ્મચર્ય અને જોગની સમતા, મનની સ્થિરતા વડે ધ્યાન કરે તેથી અહીંસા નથી. આત્માને ગુણ પણ નથી. આ લીંબડાને, તથા થાંભલાને કાંઇ વિકલ્પ કે વિકાર જણાતો નથી. કોઇ પોતાને સત્યવાદી માને, બ્રહ્મચારી માને, ચારિત્રવાન માને પણ તેથી આત્માને શું? કોઇ કહે કે હું ઇન્દ્રાણીથી ન ડગ્યો. પણ લાખ ઇન્દ્રાણી કૂદે છતાં આ લાકડું હલતું નથી. તેમ આત્માની જાત શું, નિર્દોષ જ્ઞાન–દશા શું, સિદ્ધ જ્ઞાનની જાત શું એ અંતર વેદન વિના મનના જોગની સમતામાં, હઠયોગમાં રોકાયેલા અજ્ઞાની જીવો ગમે તેવી સમતા માને, સમભાવ, વૈરાગ્ય રાખે, બ્રહ્મચર્ય, સત્ય, નીતિ પાળે છતાં તે જડભાવમાં જડ જેવો બેઠો છે. " અનંતકાળ એવું કરે છતાં પુણ્ય બાંધે તો પણ આત્માને લાભ ન થાય, હા, પાપાનુબંધી પુણ્ય બાંધે, ત્યાંથી દેવ થાય, ત્યાંથી ઢોર થાય, ત્યાંથી બગલો થઇ માછલાં ખાય, અને નિગોદમાં જાય. અહીં પવીત્ર વીતરાગ દશા સાધક સંયતી ધર્મ સ્થિત મુખ્યપણે ઉપદેશકપણું કહ્યું છે.

સં = સમ્યક્ પ્રકારે અને યતિ–યત્ના = જયણા સંયતિ = પવીત્ર-જ્ઞાનની જયણા–સાવધાનીમા વર્તે તે સંયતિ છે. સંયતિ = શુદ્ધ આત્મ-સ્વરૂપની સ્થિરતામાં, સહજ દશામાં વર્તે છે. બહારની વૃત્તિ શુભ જોગની થઇ આવે તેમાં આહાર, ઉપદેશ આદિની વૃત્તિ થાય છે છતાં અંતર સ્થિરતામાં બાધ નથી. એવા મુનિ આત્મસ્વરૂપની ઉત્કૃષ્ટ સાધક દશાએ વર્તે છે, માટે તેમને આત્મજ્ઞાન અને સમદર્શિતા વર્તે છે જેથી એ ઉપદેશક હોઈ શકે.

છઠ્ઠે ગુણસ્થાનકેથી કોઇ પડી જાય તે પણ ઉપદેશકને લાયક નથી, એમ પણ કહ્યું. કારણકે ઉંધી દૃષ્ટિ થયે તત્ત્વનું ભાન રહે નહિ. સર્વોત્કૃષ્ટ સાધક મુનિ છઠ્ઠે–સાતમે ગુણસ્થાનકે વર્તે છે, હજી છઠ્ઠે ગુણ-સ્થાનકે પૂર્વ પ્રારબ્ધ યોગે ટકવું થાય છે; તેથી પૂર્ણપણે સમદર્શિતા નથી. સર્વોત્કૃષ્ટ વીતરાગ દશા, કૈવલ્યસંપન્ન સર્વજ્ઞ ભગવાનપણું ૧૩ મે ગુણસ્થાનકે હોય છે. તે સંયોગી કેવળી જિનેશ્વર કહેવાય છે, કારણકે તેમને વાણી યોગ વર્તે છે. વળી તેમને પરમ સદ્‌ગુરુદેવ કહ્યા છે; એટલે આત્માની ઉત્કૃષ્ટ શક્તિનો પૂર્ણપણે વિકાસ થયો છે, એવા જીવનમુક્ત છે. પૂર્ણ વીતરાગ થયા છે, વળી અર્હંત છે, જેમણે જાતે પુરૂષાર્થથી સમસ્ત રાગ, દ્વેષનો નાશ કર્યો છે વળી તીર્થંકર નામ કર્મની પુણ્ય પ્રકૃતિ છે એટલે તેના નિમિત્તથી જગતના અનેક લાયક જીવો આત્મધર્મને પામે છે.

વાણી ધર્મે પરમગુરૂ કહ્યા છે કારણકે ધર્મના ઉપદેશક છે. વળી તેઓને વિષે સંપૂર્ણ સમદર્શિતા અર્થાત્ ઇચ્છા રહિતપણું વર્તે છે, તે તેમની વીતરાગ ચારિત્ર દશા છે. તે અપાયાગમાતિશય સૂચવ્યો છે એટલે અનર્થરૂપ, રાગ દ્વેષનો નાશ કર્યો છે. વળી સંપૂર્ણપણે ઇચ્છા રહિત હોવાથી વિચરવા આદિની ક્રિયા, વચનકાય યોગની ક્રિયા પૂર્વ પ્રારબ્ધ વેદી લેવા પુરતીજ છે, દેહાયુષ્ય પુરતીજ છે. માટે “વિચરે ઉદય પ્રયોગ” કહ્યું છે. સંપૂર્ણનીજ અનુભવરૂપ તેમની વાણી, અજ્ઞાનીની વાણીથી વિલક્ષણ છે, અને એકાન્ત આત્મબોધક છે. દેવ, ગુરૂ, ધર્મ વીતરાગ છે, અને આત્માની છેલ્લામાં છેલ્લી પૂર્ણ પવિત્ર દશા અને શુદ્ધ દ્રવ્ય, ગુણ, પર્યાયરૂપ સર્વજ્ઞ પદ છે તે

પૂર્ણતાને સાધનાર સાધકપણાની ઓળખ વિના વહેવાર ધર્મની પણ શ્રદ્ધા નથી. સર્વજ્ઞ ભગવાન તીર્થંકરની વાણીમાં અપૂર્વ અતિશયપણું છે, એકાન્ત આત્માર્થ બોધક છે. ( એકાન્ત એટલે એકલું આત્મહિત થાય, સંસારનો અભાવ થાય ) તે ભગવાનનો વચન અતિશય છે

વાણી ધર્મે વર્તતું શ્રુત: કેવળજ્ઞાનીને શ્રુતજ્ઞાન નથી છતાં અહીં ઉપચારથી પરમશ્રુતપણું કહ્યું છે. તેઓની વાણીને પરમશ્રુત એટલા માટે કહી કે સાંભળનાર લાયક જીવને ભાવશ્રુત જ્ઞાન દશા થવાનું નિમિત્ત થાય છે.

ભગવાનની વાણી કેવી છે ? કોઈ પણ નય, અપેક્ષા ન દુભાય એવી અવિરોધ ન્યાય ગર્ભિત તે વાણી છે. એ વાણી એવી છે કે અનંતા જીવોને આત્માનો બોધ પમાડી શકે.

એક જોજનમાં ધર્મ–સભા હોય છે તેમાં કદી અનંત જીવો ધર્મ સાંભળવા આવે તોપણ સમાઈ જાય એવો પુણ્યનો અતિશય છે અને એવો ઉત્કૃષ્ટ પરમ પ્રભાવક વાણી યોગ છે, કે અનંતા જીવો તૈયાર થઈને જો આવે તો બધા જીવો આત્માનો અપૂર્વ ધર્મ પામી જાય. કારણકે તેમનામાં પૂર્ણ પવિત્ર બેહદ જ્ઞાનશક્તિ પ્રગટ વર્તે છે. પૂર્વે ભાવના થઇ હતી, કે સર્વ જીવોને ધર્મ પમાડું એટલે મારો આત્મા શીઘ્ર પૂર્ણતાને, ( શુદ્ધ દશાને ) પામો. એમાં બેહદપણું, અમર્યાદિતપણું ઇચ્છયું હતું, એટલે સર્વ જીવો ધર્મ પામી શકે એવો અદ્ભુત વાણી યોગ છે. તેમનો પરમશ્રુતયોગ અસંખ્યાત લાયક જીવોને પરમ હિતકારી છે. એવું પરમશ્રુત જેમના વિષે વર્તે છે, તે પૂજવા યોગ્ય હોઇ તેમનો પૂજ્ય અતિશય જણાવ્યો છે, અને આ શ્રી જિન અરિહંત તીર્થંકર પરમ સદ્ગુરુને પણ ઓળખનારા પ્રત્યક્ષ વિદ્યમાન ( હયાત ) સર્વ વિરતિ સદ્ગુરુ છે, એટલે એ છઠ્ઠા, સાતમા ગુણસ્થાનકે વર્તતા એ સદ્ગુરુના લક્ષે એ ગુણો અને આત્મધર્મ ઉપદેશકપણું મુખ્યતાથી આ ૧૦ મી ગાથામાં જણાવ્યું છે.

સમદર્શિતા, એ ચારિત્રગુણ, વીતરાગતાનું વર્ણન કર્યું છે.

ચારિત્ર એટલે આત્મા, મન વાણી, દેહ આદિનો સ્વામી નથી, કર્તા નથી અને રાગ, દ્વેષ રહિત નિર્મળ છે. એ અભિપ્રાય સહિત રાગ, દ્વેષના યોગથી રહિત શુદ્ધ વીતરાગપણું એ જ સમદર્શિપણું છે.

સમદર્શિપણું એવું ન હોય કે સત્ય અસત્ય, સાર અસાર, હિત અહિતને સરખા છે એમ જાણે. માંસ અને રોટલાની અવસ્થાને જેમ છે તેમ વિવેકથી જાણે; સ્ત્રી, પુરુષ, માતા, બેન જેમ છે તેમ તે દશા રૂપે જાણે પણ અન્યથા ન માને. ખોટી માન્યતાવાળાને ખોટા માને (જાણે). એવા બળવાન વિવેકવાન સમદર્શિ ધર્માત્મા હોય છે "સર્વ જીવ છે સિદ્ધ સમ" એટલે બધા આત્મા દ્રવ્ય સ્વભાવે શુદ્ધ છે એમ માને પણ અવસ્થાએ શુદ્ધ છે એમ ન માને. કોઇ જીવ રાગી, દ્વેષી અને મૂર્ખ હોય તેને જ્ઞાની સિદ્ધ ભગવાન જેવો ન જાણે, પણ તેની પ્રકૃતિ અજ્ઞાનમય જાણે. ક્રોધ, માન વગેરે કષાય જેમ હોય તેમ, તેના અવગુણની અવસ્થાને જાણે, પણ કોઇનો તિરસ્કાર ન કરે. ખોટાને ખોટું કહેવું તેમાં દ્વેષ નથી, પણ જેમ છે તેમ માનવું તેમાંજ સમદર્શિતા એટલે સમભાવ છે. પણ રાગ, દ્વેષ, માન, અપમાન સરખા માનવાં તે સમભાવ નથી.

બાળક નાની ઉમરનો હોય તે ગાળ દીએ અથવા લાત મારે છતાં તેની ઉપર દ્વેષ ન આવે, જાણે કે તે બાળક છે, તેણે રમતાં રમતાં લાત મારી છે, પણ મારવા ખાતર (ખરાબ આશયથી) મારી નથી.

એમ ડાહ્યા માણસો પણ સંસારમાં વિવેક જાણે છે, તો જે આત્મજ્ઞાની છે તે સાચો વિવેક કેમ ન કરે? અવગુણીને અવગુણી જાણે. જેવા ભાવે તે પદાર્થ વસ્તુ છે, અને તે વસ્તુની વર્તમાન અવસ્થા જેવા ભાવે છે તેવી રીતે જાણે, માને અને પ્રસંગોપાત જણાવે. પણ જાણવું તેમાં દ્વેષ ન હોય, ધર્માત્મા ઉપદેશક હોય તે સામાન્યપણે સામાના અવગુણ પણ જણાવે છતાં સામા જીવ ઉપર અથવા કોઈ પદાર્થ ઉપર ઇષ્ટ અનિષ્ટપણું મમતા ન કરે. જ્ઞાની બધુ જાણે અને વિવેક કરે તેથી ઇષ્ટ અનિષ્ટપણું આવતું નથી, ઝેર અને અમૃતનો વિવેક, જુદાઇ બરાબર જાણે અને કહે.

આત્માનો સ્વભાવ જાણવું, દેખવું છે. જાણવું તેમાં દોષ નથી, જેમ જેની અવસ્થા હોય તેમ જ્ઞાની તે જ્ઞેય પદાર્થ અને તેની અવસ્થાને જેમ છે તેમ યથાર્થ જાણે પણ નર્કના જીવને સિદ્ધદશાવાળો ન માને. જ્ઞાનમાં જે જે પદાર્થો જણાય છે, તેમાં કોઈપણ પદાર્થ દેખીને, તેની અવસ્થા દેખીને એકમેકપણું-રાગપણું ન કરે, મમતા, રાગ, દ્વેષવાળી બુદ્ધિ ન કરે. અજ્ઞાની પરપદાર્થમાં રાગ, દ્વેષ, મમતા કરે. ઘણા કહે છે કે આત્માનું અનંતજ્ઞાન ઉઘડી જાય એટલે જગતમાં ભેદ ન જુએ, બધાને સિદ્ધ સમાન જુએ. કારણમાં કહે છે કે જો ભેદ જુએ તો તેની દૃષ્ટિમાં દ્વૈતપણું દેખે છે, એવા જીવોનું જ્ઞાન દુષ્ટ દોષવાળું છે. જ્ઞાનીની દૃષ્ટિમાં ગુણ, દોષ વગેરે ન દેખાય એવી માન્યતા અમુક વર્ગની છે, પણ તે વાત જુઠી છે.

અવગુણ આત્માનો ધર્મ નથી પણ કોઈ જીવને પ્રકૃતિના નિમિત્તે રાગ, દ્વેષ, અજ્ઞાનમય દશા હોય છે. તેને તેવી જ્ઞાની જાણે.

જ્ઞાની, જીવ અજીવ અને દ્રવ્યની જેવી અવસ્થા હોય તેવી જ દેખે, દેખવામાં દોષ નથી. પૂર્ણજ્ઞાનની સહજ સ્વરૂપ સ્થિતિમાં સમસ્ત વિશ્વ સહજપણે ઝળકે છે. (જેમ નિર્મળ અરીસામાં સહેજે ઇચ્છા વિના સામે જેવો પદાર્થ હોય તેવો દેખાય છે.)

જે અવસ્થા વર્તમાનમાં હોય એમજ દેખે છે એટલે, સર્વજ્ઞ પરમાત્મા જે જે ધર્માત્મા પૂર્વે થઈ ગયા, તેમની પૂર્ણદશા, પૂર્ણ પવિત્ર સર્વોત્કૃષ્ટ સ્થિતિ શું છે તેની જેને ઓળખ નથી તેને અન્યથા ગોઠવે છે અને પોતાની કલ્પિત માન્યતાથી સર્વજ્ઞ કેવલ્યદશાનું માપ કાઢે છે.

પૂર્ણ વીતરાગ થયા પછી તો પૂર્ણપણે સમદર્શિતા, પૂર્ણ નિર્મળતા, પૂર્ણજ્ઞાન પ્રગટ વર્તે છે. છટ્ઠે ગુણસ્થાનકે સાધકની જે મુનિદશા વર્તતી હોય છે, તેજ સર્વોત્કૃષ્ટ સાધકદશા છે. જેમ કેવલ્યજ્ઞાની પરમાત્મા એક સાથે સર્વ જગતના સમસ્ત પદાર્થોને પ્રત્યક્ષ જાણે, (દેખે) છે, તેમ આ છદ્મસ્થ જ્ઞાની મુનિને જ્ઞાનનો ઉઘાડ ઓછો છે

છતાં પરોક્ષપણે જેટલા પદાર્થો જાણે, દેખે છે તે સર્વજ્ઞ પરમાત્મા જેવી રીતે જાણે, દેખે છે તેવીજ રીતે જાણે દેખે છે. નિશ્ચયથી પોતાના જ્ઞાનનો વ્યાપાર જ્ઞાનક્રિયા જ જાણે દેખે છે.

આ ૧૦ મી ગાથામાં પાંચ ગુણ સમાવ્યા છે.

( ૧ ) આત્મજ્ઞાન ( ત્રિકાળી અનંતગુણ પર્યાયથી અભેદપણું )
( ૨ ) સમદર્શિતા ( ઇચ્છારહિતપણું )
( ૩ ) વિચરે ઉદય પ્રયોગ ( સાધકમાર્ગ )
( ૪ ) અપૂર્વવાણી ( સત્માર્ગ પ્રકાશક જ્ઞાની )
( ૫ ) પરમશ્રુત ( તત્ત્વ, નવ તત્ત્વ )

( ૧ ) જીવ. ( ૨ ) અજીવ. ( ૩ ) પુણ્ય. ( ૪ ) પાપ. ( ૫ ) આશ્રવ. ( ૬ ) સંવર. ( ૭ ) નિર્જરા. ( ૮ ) બંધ. ( ૯ ) મોક્ષ એ નવતત્ત્વની સમજણ.

તા. ૨-૧૦-૩૯.

ધર્માત્માના લક્ષણ ( ગુણ ) વિષે આ ૧૦ મી ગાથામાં કહેવાય છે. તેમાં જે ધર્માત્માને સમદર્શિતા હોય છે તેને પોતાના સાચા સુખની પ્રતીતિ, પુરૂષાર્થ અને નિર્દોષ દ્રષ્ટિ વર્તે છે. તે ધર્માત્માને સમદર્શિતા છે. પરંતુ તેનો અર્થ એમ નથી કે વસ્તુ, પદાર્થની અવસ્થા જે પ્રમાણે હોય તે પ્રમાણે ન દેખે; પણ ખોટાને ખોટું માને જ અને કહે. જગતના પદાર્થો, વિચિત્રપણે દેખાય છે, જણાય છે. તેમાં રાગ, દ્વેષ ન કરે પણ અસત્ય ને, ઉંધી શ્રદ્ધા, મિથ્યામતનો નિષેધ કરે. જગતમાં સારી કે વિપરીત જે દશામાં જે વસ્તુ હોય તેને તે દશાપણે જાણે, ગુણને ગુણ જાણે, અને દોષને દોષપણે જાણે. અવગુણી અને ગુણી પ્રત્યેનો રાગ, દ્વેષ છોડયો છે તેને જાણવામાં દોષ કયાં આવ્યો? વિષમ દ્રષ્ટિને લીધે જીવને તે વસ્તુમાં ગમતું અણગમતું થાય છે, અને સમદ્રષ્ટિ જ્ઞાની રાગ, દ્વેષ રહિત જેમ છે તેમ યથાર્થ જાણે છે. જ્ઞાની કાળા પદાર્થને કાળો જાણે, દેખે. જ્ઞાની પાસે કોઈ કપટ કરી જાય, કોઈ ઉપકાર, સેવા ભક્તિ કરી જાય પણ જ્ઞાની બન્નેને એમજ યથા પ્રકારે

જાણે પણ એકને ગુણી ન જાણે. જેમ છે તેમ સમજે પણ તેમાં રાગ, દ્વેષ ન કરે એ સમદર્શિતાના લક્ષણ છે. અરીસામાં સુવર્ણ કે વિષ્ટા દેખાય તેમાં અરીસાને કાંઈ ક્ષોભ નથી તેવી રીતે જ્ઞાની સંબંધી પણ તેમજ સમજવું.

ધર્માત્મા ગૃહસ્થ હોય તે ગરીબોને અનુકંપા બુદ્ધિથી દાન પણ આપે પણ તેમાં ધર્મ નથી માનતો. અંદર દયાની વૃત્તિ આવે, અને કાર્ય થઇ જાય તેનો તે કર્તા સ્વામી થતો નથી. જેને જ્યાં અનુકંપા થાય ત્યાં ધર્મ સમજે તો મિથ્યાત્વ છે. અજ્ઞાન છે, સાચા વિવેકી આત્મજ્ઞાની છે.

ધર્માત્મા મુનિ છઠ્ઠે ગુણસ્થાનકે વર્તતા હોય, ત્યાં સર્વ વિરતિ છે, સ્વરૂપ સ્થિતિ છે છતાં હજી અલ્પ અંશે રાગ વર્તે છે, તેથી શિષ્યને ઉપદેશ દેવો, શાસ્ત્ર વાંચન, દેવ, ગુરુ ધર્મની ભક્તિ આદિ શુભ પ્રશસ્ત વિકલ્પ ( રાગ ) આવી જાય છે, છતાં તે શુભ પરિણામને પોતાના ન માને. સર્વથા રાગ પ્રત્યે હેય બુદ્ધિ છે. ચોથી, પાંચમી ભૂમિકામાં તેનાથી અધિક રાગ વર્તે છે છતાં આત્મજ્ઞાન સ્થિતિ છે અને અભિપ્રાયમાં પુર્ણ સમદર્શિતાનું સળંગ એકરૂપ લક્ષ વર્તે છે. ધર્માત્મા ભલે ગૃહસ્થ હોય છતાં સમભાવ, સમદર્શિતા અંશે આચરણમાં હોય છે

હવે અહીં ચોથા–પાંચમા ને છઠ્ઠા ગુણસ્થાનકની ભૂમિકા આશ્રયે જ્ઞાની ધર્માત્મા સમદર્શિ છે તે બાહ્ય પદાર્થ અને તેના પર્યાય જેવા ભાવે વર્તે તેવા ભાવે દેખે જાણે સમજે સમજાવે, પણ તે પદાર્થ કે તેની પર્યાય વિષે મમત્વ કે ઇષ્ટ, અનિષ્ટપણું ન કરે. જે પદાર્થ કાળો હોય તેને સમદર્શિ કાળો દેખે, જાણે, જણાવે. જે ભાવે જે હોય તે રૂપે તે દેખે, જાણે, જણાવે કેમકે આત્મા સ્વભાવે જ્ઞાતા દ્રષ્ટા છે. જે અવગુણ હોય તેને છોડવા યોગ્ય જાણે, જણાવે અને રાગ, દ્વેષ રહિત જ્ઞાન, દર્શન, ચારિત્ર આદરવા યોગ્ય માને, જાણે, જણાવે. સ્વભાવમાં રાગ, દ્વેષ રહિતપણે રહેવું એ સમદર્શિતા. ધર્માત્માને પોતાની પવિત્રતા નિર્દોષતાનું જ લક્ષ છે. વળી ધર્માત્મા સુરભીગંધ, સુંદરરંગની

ઇચ્છા ન કરે પણ જે નિમિત્ત હોય તેને તેવુંજ જાણે, દેખે. જાણવામાં દોષ નથી.

કુગુરૂ, કુદેવ, કુશાસ્ત્રને તે તે પ્રમાણે જાણે. અસત્યને પણ અસત્યજ જાણે છે, કહે છે. કોઇ કહે જ્યાં દોષ હોય ત્યાં ન જાણવું. પણ જે સંયોગ દેખાય તેનો નિષેધ કેમ કરાય? વળી દુરભીગંધ, મળ, મૂત્ર આદિ પદાર્થ દેખાય તે પ્રત્યે દુર્ગંછા ન કરે, અનુકુળતાનો પ્રેમ અને પ્રતિકુળતાનો દ્વેષ ન કરે.

વળી સાતા, અસાતા, જીવન, મૃત્યુ, સુગંધ, દુર્ગંધ, સુસ્વર, દુસ્વર, કુસ્વરૂપ, સુંદરસ્વરૂપ આદિ દેખીને, ચિંતવીને રતિ, અરતિ, ઇષ્ટ, અનિષ્ટપણું આર્તધ્યાન ન કરે તેજ સમદર્શિતા.

હિંસા, અસત્ય, અદત્તાદાન, પરિગ્રહ એ બધાથી રહિતપણું સમદર્શિને વિષે હોય જ. અહીં મુખ્યપણે આ બધા ગુણો છઠ્ઠી ભૂમિકાએ મુનિ ધર્માત્મા આશ્રયે કહ્યા છે.

ચોથી, પાંચમી ભૂમિકાએ વર્તતા જ્ઞાની ધર્માત્માને સમદર્શિતા છે તે સમ્યક્દર્શનની અપેક્ષાએ કહ્યું છે કારણ કે તેમની દ્રષ્ટિ, (અભિપ્રાય) નિર્દોષ છે.

મુનિને સમદર્શિપણું ખાસપણે કહેવાય કારણ કે ચોથી પાંચમી ભૂમિકાએ ગૃહસ્થમાં તેવો સમભાવ ન રહે.

મુનિનો આત્મા શુદ્ધ, નિર્મળ, અક્રિય, જ્ઞાતા, દ્રષ્ટા હોવાથી એમને યથાર્થ સમ્યક્ અંતરંગ જ્ઞાનનું ચારિત્રપણું વર્તે છે. તેમને પાંચ મહાવ્રતિ નિમિત્તથી ઉપચાર ભાષાથી કહેવાય છે.

મુનિ સર્વ વિરતિ છે એટલે સ્વરૂપમાં વિરામ પામેલા સંતમુનિ છે, તેને સમભાવ અને અહિંસા આદિ પંચમહાવ્રત એ બેઉ ગુણને અનુકુળપણું છે, તેથી સર્વવિરતિ એટલે સમદર્શિતા છે.

આત્મા પુણ્ય, પાપની ક્રિયા રહિત છે. અહિંસા આદિ પાંચમહાવ્રતના પરિણામ છે તે પુણ્ય પરિણામ છે, તે આત્માનો ધર્મ નથી એવા ભાવ સહિત સમભાવ હોય તેને ધર્માત્મા અહિંસક કહેવાય. મન, વાણી, દેહાદિની ક્રિયા તે ધર્મ નથી. પંચમહાવ્રત તે પણ પુણ્ય

પરિણામ છે. તે પુણ્ય પરિણામ શુભરાગ છે, કર્મભાવ છે, ઉદયભાવ છે તેનાથી ધર્મ ન થાય, સંવર, નિર્જરા ન થાય.

પાંચ મહાવ્રતના શુભ પરિણામ તે આશ્રવ (પુણ્ય બંધન) કરનાર શુભ જોગ છે. તેનાથી આત્માને ગુણ થાય એમ માનવું તે મિથ્યાત્વ છે, અજ્ઞાન છે.

આત્માઅક્રિય જ્ઞાતા છે, તદ્દન અકષાય છે, જડની ક્રિયા રહિત છે એવી અવિરોધ શ્રદ્ધા અને આત્મ જ્ઞાન સ્વરૂપ સ્થિતિનો અનુભવ લક્ષ, અને તત્ત્વાર્થ શ્રદ્ધાનું ભાન નથી તેને બારવ્રત કે પાંચમહાવ્રત પરમાર્થે કહેવાય નહિ, માત્ર નામ નિક્ષેપે વ્રતી કહેવાય. અજ્ઞાનભાવે પુણ્ય બાંધે પણ ભવ ન ઘટે.

માટે આત્મજ્ઞાનનો પ્રથમ અનુભવ થયા પછી જે શુભ વિકલ્પ આવે છે, તેને ઉપચારથી વ્રત કહ્યા છે—અંતરંગ અકષાય ભાવનું જ્ઞાન પરિણમન, અંતર સ્થિરતા વિરતિ તે વ્રત છે. પુણ્યના પરિણામ અને આત્માના પવિત્ર પરિણામ બંને જુદા છે. પુણ્યનો ભાવ રાગ છે, રાગથી આત્માને ગુણ થાય એમ માનવું તે મહા મિથ્યાત્વ છે. અજ્ઞાન છે.

હું પરની દયા પાળું છું એમ માનવું તે અજ્ઞાન છે. અહિંસા આદિ અંતરંગ વિરતિ ન હોય તો સમદર્શિતા ન હોય,—સમદર્શિતા ન હોય તો તેને મહાવ્રત પણ ન હોય.

બીજા જીવના બચાવમાં શુભ પરિણામ હોય તો તે પુણ્ય છે પણ મેં બચાવ્યો હું ન હોત તો તે મરી જાત તેવી માન્યતા મહા મિથ્યાત્વ અજ્ઞાન ભાવ છે. તેજ દર્શનમોહ મિથ્યાત્વનું શલ્ય આત્મગુણને આવરે છે, નિજ ગુણઘાતક છે. સામા જીવનું જીવન આયુષ્ય કર્મના ઉદયાધીન છે, તેને હું રાખી દઉં કે મારી નાખું સુખી–દુઃખી કરૂં વગેરે એમ માનવું તે મહા અજ્ઞાન છે. આત્મજ્ઞાન દશા, સ્વરૂપ સ્થિતિ વિના સમ્યક્ અહિંસાઆદિ મહાવ્રત ન હોય.

પ્રશ્નઃ—બાધા લીધી હોય તો ?

ઉત્તરઃ—કોઇપણ શુભ ભાવને તથા શુભજોગની ક્રિયાને પોતાની

માને તે મહા પાખંડી છે, કપટી છે. તે માટે શ્રીમદ્દ આગળ કહ્યું છે કે:-

"લહ્યું સ્વરૂપ ન વૃત્તિનું, ગ્રહ્યું વ્રત અભિમાન
ગ્રહે નહિ પરમાર્થને, લેવા લૌકિક માન"

વિરતિ, અવિરતિનું શું સ્વરૂપ છે તેના ભાન વિના, અંતર વેદન વિના પોતાને ધર્મી માને તેને કોણ રોકી શકે? હું રોટલા છોડી શકું, હું બીજાનું સુધારી દઉં, બગાડી દઉં, સંસારની વ્યવસ્થા બરાબર રાખી દઉં, આમ બેસી શકું, આમ કરી શકું એમ માનનાર પોતાને ધર્મી માનતો હોય છતાં તેને સામાયિક ન હોય, વ્રત, પ્રતિક્રમણ ન હોય, સંવર, નિર્જરા, ધર્મ ન હોય.

સાચી શ્રદ્ધા અને સાચી ઓળખાણ અને આત્મગુણનું અનુસરવું એ મુખ્યતાએ સર્વ વિરતિ ગુણસ્થાનકે છે. આ સમદર્શિતા જેટલે અંશે હોય તેટલે અંશે અહિંસા આદિ વ્રત હોય. જેટલે અંશે અહિંસા આદિ અંતરંગ વિરતિ હોય તેટલે અંશે સમદર્શિતા હોય.

સદ્દગુરુ યોગ્ય લક્ષણ રૂપ સમદર્શિતા મુખ્યપણે સર્વ વિરતિ છઠ્ઠા ગુણસ્થાનકે હોય, પછીના ગુણસ્થાનકે તે ઉત્તરોત્તર વૃદ્ધિ પામતું જાય, અધિક પ્રગટ થતું જાય. ૧૨ મા ક્ષીણમોહ ગુણસ્થાનકે તેની પરાકાષ્ટા અને પછી તેરમે સંપૂર્ણ વિતરાગતા થાય છે. સમદર્શિતાની એવી વ્યાખ્યા નથી કે, લૌકિક ભાવનો સમાન ભાવ, એક સરખી બુદ્ધિ, અભેદભાવ, ગુણ, દોષનો ખીચડો કરે, ભેદ ન પાડે. એમ હોય જ નહિં.

અર્થાત્ કાચ અને હીરો સમાન ગણવા એનું નામ સમદર્શીપણું નથી પણ મૂર્ખાઇ છે. વળી સત્ શ્રુત અને અસતશ્રુતને સરખા માનવા તે પણ મહા મૂઢતા છે: સર્વજ્ઞના અવિરોધી સાચા ન્યાય, સમ્યક્ શાસ્ત્રો સાથે આત્માની ભુલવણી કરાવનાર અસત્ શાસ્ત્રોનો સમન્વય ત્રણ કાળમાં થઇ શકે નહિ. વળી કોઇ માને, કે આપણે ભેદ ન પાડવો કારણ કે રાગ, દ્વેષ થાય. આપણે બધા ધર્મ, બધા ધર્મગુરુ સરખા, કારણ કે બધા આત્મા માટે કરે છે ને? શું ભાવનગરનો એકજ રસ્તો છે? ગમે તે રસ્તેથી જવાય. એમ માનનારા મૂર્ખા છે, અજ્ઞાની

છે. ભાવનગરની સાચી ઓળખાણ વિના અન્યમાર્ગને સાચો માર્ગ માનનારા, પોતાના ખોટા ભાવે સાચા છે, પણ તેને સાધ્યની પ્રાપ્તિ નહિ થાય. અનંતકાળથી જીવો આત્માના નામે, આત્માર્થ માની ઘણું કરે છે, પણ ઓળખાણ વિના સ્વચ્છંદે જશે ક્યાં ? જ્યાં સર્વજ્ઞની ઓળખાણ નથી, સત્ શાસ્ત્રની પ્રામાણિકપણાની ખબર નથી તે સમદર્શી નથી પણ ચોક્સ મૂર્ખ છે, ગાંડો છે.

વળી કોઈ કહે કે આપણે તો સાંભળવું છે ને ? આપણે તો ગુણગ્રાહી છીએ, આપણી દ્રષ્ટિમાં વેર, ઝેર નથી, આપણને જ્યાંથી મળે ત્યાંથી લેવું છે; પણ જ્યાં હિત, અહિતનો વિવેક નથી, સાચું શું, ખોટું શું તેની પરીક્ષા નથી તેનું ગુણ–ગ્રાહીપણું કદી પણ સાચું નથી. વળી લોકો માને કે આપણે ધર્મ શાસ્ત્રો વાંચીએ, સાંભળીએ તો કાન પવિત્ર થાય, દેહ પવિત્ર થાય. એવું કહેનાર પણ પરથી જુદાપણાના વિવેક વિના, ન્યાય સમજ્યા વિના તેઓ ગોળ અને ખોળ સરખા ગણી ખીચડો કરે છે. સાચા, જુદાનો વિવેક ન જાણે, તેનો વિશ્વાસ કોણ કરે ? અક્રિય શું, જ્ઞાતા શું, પુણ્ય, પાપ રૂપ આશ્રવ શું, સ્વાધીનતા શું, એના ભાન વિના તેનું કરવું બધુંએ આંધળી દોડ છે. જ્ઞાની અથવા અજ્ઞાની કોઈ જડની ક્રિયા કરી શકે જ નહિ. માત્ર જ્ઞાન કરે કાં અજ્ઞાન કરે એટલે ખોટી માન્યતા કરે. તે તેનું સામર્થ્ય છે પણ જડની ક્રિયા થવી તેમાં આત્માનું સામર્થ્ય નથી, તે સ્વતંત્ર તત્ત્વ છે. વળી સદ્‌ગુરૂ અને અસદ્‌ગુરૂ એટલે જ્ઞાની ધર્માત્મા અને અજ્ઞાની કુગુરુ વેષધારીને સરખા માનવા તે અજ્ઞાન છે. સત્ દેવ અને અસત્ દેવને સરખા માને, તે પણ અજ્ઞાની છે, મૂર્ખો છે. સત્ દેવ કોને કહીએ કે જેમાં રાગ, દ્વેષ, અજ્ઞાનનો અંશ નથી, સર્વજ્ઞ છે, પૂર્ણ વીતરાગ પરમાત્મા છે.

લોકો જે હથિયારવાળા, તથા સ્ત્રી સંગવાળા દેવ માને છે, તે સાચા દેવ નથી. રાગી દેવ અને નિર્દોષ અરાગી દેવને સરખા માનનારા ગાંડા છે, મૂઢ છે.

ઘેર ઘી લાવ્યા હોય તેમાં એક રૂપીઆભાર કીટું (કચરો) આવ્યું હોય, તો તેને ખાઇ જતો નથી, પણ કાઢી નાખે છે, તેમ

પવિત્ર આત્મા અતીન્દ્રિય છે અને આત્માનો વહેવાર ધર્મ, સાચા દેવ, ગુરુ અને સાચા ધર્મ પ્રત્યે આદર, અને કુગુરુ, કુદેવ અને કુશાસ્ત્ર, કુધર્મની જુદાઇ, એ ન જાણે તે મહા મૂઢ, અજ્ઞાની છે.

જે કોઈ દેહ, મન, વચન તથા પુણ્યાદિની ક્રિયાથી ધર્મ માને, સંવર, નિર્જરા માને છે, દેહની ક્રિયાને ચારિત્ર માને છે, તે મહા મૂઢ છે, અજ્ઞાની છે. આત્મજ્ઞાન વિના ધર્મ નથી. બીજામાં ધર્મ માનનારા આત્માના સાચા ગુણના નિષેધક છે. વળી ધર્માત્મા કુશ્રુતને કુશ્રુત જાણે, ખોટા શાસ્ત્રને નિષેધે, અને કહે કે તેનાથી આત્મધર્મને ઓળખવાનો લાભ નહિ થાય. સત્ ધર્મને સત્ ધર્મ જાણે, બોધે અને અસત્ ધર્મને અસત્ ધર્મ જાણે અને નિષેધે, સદ્‌ગુરુને સદ્‌ગુરુ જાણે, બોધે અસદ્‌ગુરુને અસદ્‌ગુરુ જાણે અને નિષેધે.

જેના રાગ, દ્વેષ, અજ્ઞાન સર્વથા ટળી ગયા છે એવા વીતરાગ જિનેશ્વર સર્વજ્ઞદેવ, તીર્થંકર આદિનો પરૂપેલો ન્યાય ધર્મ, લોકોત્તર માર્ગ ઓળખ્યા વિના ઘણા લોકો ધર્મ ઉપદેશક વેશધારી થઇને બધા ધર્મનો સમન્વય કરે છે. કજાત અને સજાત એટલે લૌકિક માર્ગ અને અલૌકિક સન્માર્ગરૂપ અપૂર્વ ધર્મનો સમન્વય કરે છે. આલપાકના કપડા સાથે કંતાન સાંધીને કહે છે કે બંને સરખાં છે. એમ સ્વછંદે પોતાની મતિ કલ્પનાથી સર્વજ્ઞ પરમાત્માના ન્યાયને અલ્પજ્ઞ જીવો બીજા લૌકિક ધર્મ સાથે સરખાવે છે. ક્યાં આગીયાનું તેજ અને ક્યાં સૂર્યનું તેજ? એનો સમન્વય કરનારા સૂર્યને ઢાંકવા પ્રયત્ન કરે છે: એ બધા આત્મજ્ઞાનથી અજાણ છે. સત્યને સત્ય અને અસત્યને અસત્ય માનવું, કહેવું, ઉપદેશવું તેમાં દોષ નથી. સમદર્શિ હોય છતાં અવિરોધપણે જેમ છે તેમ કહી શકે છે. અને તે સાચું સમદર્શિપણું સમજવું.

એવા પ્રત્યક્ષ સદ્‌ગુરુને પોતાની પાત્રતાથી, ન્યાય દૃષ્ટિથી ઓળખીને તે સદ્‌ગુરુના ઉપદેશથી જે, શ્રી જીન પરમાત્માનું સ્વરૂપ સમજે તે નિશ્ચયથી પોતાનું પરમાર્થ સ્વરૂપ સમજે, એટલે એવા પ્રત્યક્ષ ઉપકારી સદ્‌ગુરુ જ્ઞાની ધર્માત્માના લક્ષણ કહ્યા તેમના ચરણ

આશ્રયથી પરોક્ષ જિનેશ્વર કરતાં પણ અધિક ઉપકાર પોતાને થાય માટે આગળ કહે છે કે:—

પ્રત્યક્ષ સદ્‌ગુરુ સમ નહીં, પરોક્ષ જિન ઉપકાર;
એવો લક્ષ થયા વિના, ઉગે ન આત્મ વિચાર. ૧૧.

પ્રત્યક્ષ સત્પુરૂષની વર્તમાનમાં હયાતિ હોય તેમને છોડીને જ્યાં સુધી પૂર્વે થઈ ગયેલા શ્રી જિનેશ્વરની વાતો પર જ જીવનું લક્ષ રહ્યા કરે અને તેમને ઓળખ્યા વિના, સ્વાનુભવ વિના તેમનો ઉપકાર ગાયા કરે, પણ એ જિનનું પૂર્ણ શુદ્ધ સ્વરૂપ શું છે, તેને તો ઓળખતો નથી તેને વીતરાગનું બહુમાન ક્યાંથી આવ્યું ? વળી કહે છે, કે જે પ્રત્યક્ષ આત્મ ભ્રાંતિનું સમાધાન થાય એવા સદ્‌ગુરુનો સમાગમ પ્રાપ્ત થયો હોય, તેમાં પરોક્ષ જિનેશ્વરના વચન કરતાં પણ મોટો ઉપકાર સમાયો છે, કારણ કે સર્વજ્ઞ ભગવાનના કહેલા—અતીન્દ્રિય લોકોત્તર ન્યાય માર્ગની ખબર નથી, માત્ર સ્વછંદે શાસ્ત્રો વાંચી જાય, અને તે પુરૂષના વચન ગોખી રાખે તેથી કાંઇ આત્માને લાભ ન થાય. માટે પ્રત્યક્ષ સદ્‌ગુરુના અવલંબનના આશ્રયની જરૂર જણાવી છે. તે પ્રત્યક્ષ સત્પુરૂષનો ઉપકાર ન સમજે તેને આત્મવિચાર ઉત્પન્ન ન થાય.

તા. ૩-૧૦-૩૯

આગળ કહેવાયું કે કુધર્મ અને સુધર્મને સરખા માનવા તે સમભાવ છે એમ માનવું એ મિથ્યા છે, કારણ કે તેમા વિવેક નથી. ધર્માત્મા મુની જેમ છે તેમ ઉપદેશ આપે છે, ખોટા દેવ, ગુરૂ ધર્મનો નિષેધ કરે છે. તેમાં દ્વેષ નથી, એ વિષે અગાઉ કહેવાયું છે. હવે ઘણા જીવો સર્વજ્ઞ પરમાત્માના નામે પોતાના સ્વછંદે તેમનો ઉપકાર ગાયા કરે છે, અને પ્રત્યક્ષ સત્પુરૂષ જે આત્મ ભ્રાંતિના છેદક છે, પોતાને પરમ ઉપકારનું નિમિત્ત છે તેમના સમાગમની ઉપેક્ષા રાખે છે તેને કહ્યું કે:—

પ્રત્યક્ષ સદ્‌ગુરુ સમ નહિ, પરોક્ષ જિન ઉપકાર,
એવો લક્ષ થયા વિના, ઉગે ન આત્મ વિચાર.

પરોક્ષ જિનના વચનોનો આશય ગુરુગમ વિના સમજાય નહિ અને નિમિત્તના વહેવાર વચનને સાચા માની તેના આગ્રહમાં રોકાય, અને વીતરાગને ઓળખે નહિ, તેની ભ્રાંતિ કેમ ટળે?

આતે પુણ્યબંધની વ્યાખ્યા છે કે પરનિમિત્તથી ઉપચાર વાકય છે, કે નિશ્ચય વ્યાખ્યા છે, અતદ્‌ગુણ આરોપ છે કે તદ્‌ગુણ આરોપ છે, વિગેરે અનેક ન્યાય અપેક્ષાનો સમ્યક્ વિચાર જેમ છે તેમ પ્રત્યક્ષ ગુરુગમ વિના સમજાય નહિ. સર્વજ્ઞ વીતરાગ ભગવાનને જેઓ ઓળખતા નથી, શાસ્ત્રના પ્રમાણ, ન્યાય, આશયની સમજણ નથી, વીતરાગના નામે સ્વછંદને પોષે છે, એવા ઘણા જીવો આ ગાથાનો ઉંધો અર્થ કરે છે, અને કહે છે કે સર્વજ્ઞ ભગવાનનો ઉપકાર ઓળવીને (ભૂલીને) શ્રીમદ્‌ને સદ્‌ગુરુ થવું છે તેથી પૂજવા માટે લખ્યું છે. એમ કહેનારા વીતરાગને અને તેમના શાસ્ત્ર વચનને ઓળખ્યા વિના, સમ્યક્ આશય સમજ્યા વિના માત્ર બોલબોલ કરે છે.

શાસ્ત્રમાં તો ભગવાને કહ્યું છે કે જોઇને ચાલવું પણ એ નિમિત્ત વાકયનો વાસ્તવિક અર્થ શું તે સમજ્યા વિના બીજી ખરી વાતનો નકાર કરે છે; એ નકારરૂપ અનાદર હોવાનું કારણ એ છે કે તે સ્વ-સ્વરૂપને અન્યથા માને છે. કારણ કે દેહાદિ હાડકાંની ક્રિયા, ચાલવાની ક્રિયા જીવને આધીન નથી. પરમાણું માત્રની ક્રિયા કોઇને હાથ નથી. શું સર્વજ્ઞ ભગવાન નથી જાણતા કે જોઇને ચાલવું એવો ઉપદેશ કરે એમ કેટલાક પ્રશ્ન કરે છે. પણ તેઓ નિમિત્તની (વહેવાર) ભાષાનો આશય સમજતા નથી અને તે કારણે ઉંધી માન્યતામાં રહી તે જીવો વીતરાગનો ઉપકાર જાણતાજ નથી–તેમણે પરમાર્થ પણ જાણ્યો નથી. જોઇને ચાલવું એનો ભાવ (આશય) એમ છે કે ચાલતી વખતે અંતરંગમાં પ્રમાદ, કષાય ન કરવો. દેહની ક્રિયા તે જીવથી થઇ શકતી નથી. વીતરાગના વચનોનો આશય પોતે જાણતો નથી અને તેના ગુણ ગાયા કરે તે સાચા સ્વરૂપને જાણી શકે નહીં. પ્રત્યક્ષ સદ્‌ગુરુની ઉપેક્ષા કરનાર, પરોક્ષ જિનનો માત્ર કથનમાં ઉપકાર ગાયા કરે છે તેને સાચી વસ્તુ (તત્ત્વ) ની કાંઇ ખબર જ નથી.

મોહી જીવ કહેશે કે અહો વીતરાગે મહા ઉપકાર કર્યો છે, ભગવાને બહુ સારી વાતો કરી છે, આત્માની વાતો કરી છે. પણ વીતરાગ કોણ હતા તેની જાત શું ? કેમ થયા છે ? તેનો આશય પોતે સમજી શકે નહિ. અને જે સર્વજ્ઞને જાણે છે, આત્મ-સ્વરૂપમાં સ્થિત છે, એવા પ્રત્યક્ષ સદ્દગુરુ આત્મભ્રાંતિના છેદક છે, તેનો ઉપકાર ન સમજે, સમાગમ ન કરે તેને આત્મજ્ઞાનની પ્રાપ્તિ ન થાય. શાસ્ત્રમાં નિમિત્તથી વાકયો આવે કે ભાઈ, સમિતિ ગુપ્તિથી ચાલવું, બધા જીવોની દયા પાળવી, બ્રહ્મચર્ય પાળવું, હિંસા ન કરવી, એમ ઉપદેશમાં વહેવારૂ નિમિત્તની ભાષા આવે અને કહે કે કોઇ પણ જીવને ન હણવો, પૂર્ણ અહિંસા પાલન કરવું તે સર્વ શાસ્ત્રોનો સાર છે. તેનો સાચી દ્રષ્ટિથી એમ અર્થ છે, કે પુણ્ય, પાપરૂપ આસ્રવથી અકષાય સ્વરૂપની હીંસા ન કરવી. એટલે અકષાય લક્ષ્યે રાગાદિકનો ત્યાગ કરવો, પરભાવનું ધણીપણું ન કરવું, હું દયાવાળો તથા હું શુભરાગવાળો પણ નથી, દેહાદિની ક્રિયા રહિત કેવળ જ્ઞાતાજ છું. એમ સ્વાધીનપણે ત્રિકાળી અભિપ્રાયની જાળવણીમાં જ્ઞાનપણે ટકી રહેવું તેજ વાસ્તવિક અહિંસા છે, પર તે પર જ છે, સ્વ નથી. ત્યારે ઘણા સમજે છે કે કોઈ પ્રાણીને ન મારવો તેમાં ધર્મ આવી ગયો. પણ અર્થ કરનાર પોતાને ભૂલીને અર્થ કરે છે. પરને ન મારવાના શુભભાવ કર્યા તેમાં ધર્મ આવી ગયો ? તે માને છે કે બસ આપણે અભયદાન દીધું છે, હવે કોઇ જીવને મારવા નહિ, આપણે વ્રત, તપ કરીએ છીએ, જોઇને ચાલીએ છીએ એટલે ધર્મી છીએ પણ પોતાનીજ તેને ખબર નથી, અકષાય જ્ઞાયક ભાવની રક્ષા કેમ કરવી તેનું તેને ભાન નથી અને માને છે, કે પરની ક્રિયા હું કરૂં. પરને જીવતા રાખું, બચાવું પણ તેની આ બધી માન્યતા, ભાવ હિંસા છે.

પોતે પરભાવમાં રાગ, દ્વેષ, મોહભાવનો કર્તા થવામાં ધર્મ માનતો હોય, ત્યાં આત્માની પ્રત્યક્ષ હિંસા થઇ રહી છે. જ્ઞાની ધર્માત્માને પણ શુભ દયા ભાવનો વિકલ્પ આવી જાય, પણ તેની ભેદજ્ઞાનવડે જુદાઇ જાણે છે; તેથી તેની નિર્જરા થાય છે.

રાગ, દ્વેષ મારા નથી તે જ્ઞાન ભાવે સમજીને ઘટાડી શકાય છે.

હું અકષાયં છું એ લક્ષે તત્ત્વની અપૂર્વ રૂચી વડે તિવ્ર કષાય ટાળીને મંદ કષાય કરી શકાય, પણ અલ્પ કષાય, શુભરાગ, દયાના ભાવ કરવા જેવા છે, રાખવા જેવા છે, એમ માને છે, તેણે દયા શુભરાગને પોતાનો માન્યો તેથી તે માન્યતા પણ મહા અજ્ઞાન છે, મિથ્યાત્વ છે, કારણકે પરભાવને પોતાનો માન્યો છે; એ દૃષ્ટિથી જીવ પોતે દયાનો કર્તા થાય છે; તે પોતેજ પોતાની હિંસાનો કરનાર મહા અપરાધી છે.

સર્વજ્ઞ વીતરાગનો આશય સમજ્યા વિના સર્વજ્ઞના શાસ્ત્રોનો પોતે જ અન્યાય કરી રહ્યો છે, માટે ઉપકાર અર્થે પ્રત્યક્ષ ગુરુગમ, સત્સમાગમની જરૂર જણાવી છે. સર્વજ્ઞ વીતરાગી કેવળજ્ઞાની ભગવંતોએ એ જ કહ્યું છે, કે જે તારો ભાવ નથી તે પરભાવ; રાગભાવ, શુભભાવ, દયાના પરિણામ ( એટલે પરને ન મારવાનો ભાવ ) તેને તેં સર્વ ધર્મનો સાર માન્યો છે, તે જ તારા અજ્ઞાનથી સ્વહિંસા છે. વીતરાગના નામે ઉંધું વેતરે છે અને કહે કે અમે ધર્મી છીએ, અમને વીતરાગનો ઉપકાર છે, એમ એ અબુદ્ધ જનો માને છે પણ તેને સર્વજ્ઞના શાસ્ત્રોની અને વીતરાગ ભગવંતોની ઓળખ નથી, માત્ર રાગનો રાગ છે. વીતરાગનો ખરેખરો ઉપકાર ત્યારે કહેવાય કે જ્યારે પોતે વીતરાગનો આશય યથાર્થ ગુરૂગમે જાણીને પુરૂષાર્થથી કહે કે હું પણ વીતરાગી છું પણ જે વાસ્તવિક ન્યાય, ગુહ્યાર્થ જાણતો નથી, તેણે પરોક્ષ જિનેશ્વર કરતાં અધિક ઉપકારી વર્તમાન પ્રત્યક્ષ સદ્‌ગુરુને ઓળખીને ઉપકારી માનવા જોઇએ. એના વિનયમાં બધા જ્ઞાનીનો વિનય આવી જાય છે. માટે પોતાના મત્તાગ્રહનો પક્ષ છોડીને સદ્‌ગુરુના ચરણનો આશ્રય કરવો જોઇએ. પણ ઘણા સ્વછંદી આ ૧૧ મી ગાથાનો ઉંધો અર્થ કરે છે, તે બરાબર નથી પણ તે તો તેમના અજ્ઞાનની, ઉંધા અભિપ્રાયની પુષ્ટિ છે. વર્તમાન સત્પુરુષની ઓળખાણ અને તે પ્રત્યક્ષ સત્પુરુષનો ઉપકાર માન્યા વિના તમો વીતરાગનો ઉપકાર સાચી રીતે ગાઈ શકો નહિ. કોઈ કહે કે સર્વજ્ઞ તો અનંતજ્ઞાનવંત વીતરાગ હતા તેમનાથી પણ અધિક ઉપકાર છદ્મસ્થ જ્ઞાનીનો શા માટે માનવો ?

તેનો જવાબ એમ છે કે આપણને અરિહંતદેવની–સર્વજ્ઞની–

ખબર ( ઓળખ ) નથી. અને શ્રીગુરુ તેમને યથાર્થ જાણે છે અને ઓળખાવે છે, તેથી તેમનો અધિક ઉપકાર છે.

સમયસારમાં શ્રી અમૃતચંદ્ર આચાર્ય કહે છે કે અનંતકાળના સર્વજ્ઞોએ જે ન્યાયથી કહ્યું છે તેમના વચન, આશયને સમયપ્રાભૃતને અમે અવિરોધપણે સ્વાનુભવ પ્રમાણથી કહીશું. અનંતકાળમાં સર્વજ્ઞો, અરિહંત ભગવંતો જે માર્ગ કહી ગયા છે અને ત્રણે કાળના જ્ઞાની ભગવંતોએ જે ન્યાય માર્ગ પરૂપ્યો છે, તેજ માર્ગ અમે કહીશું, તમારાથી ન સમજી શકાય તો દ્વેષ ન કરશો.

ઘણા સૂત્રોમાં મુખ્યવાત એમ આવે છે, કે સર્વ જીવોની હિંસા ન કરવી. તેમાં એમ આવ્યું કે પરવસ્તુથી મને ગુણ ન થાય એમ માનવું અને પોતાનું જ્ઞાતા જ્ઞાનસ્વરૂપ નિરાલંબન છે, અસંગ સ્વાધીન છે, તેની ભાવ હિંસા ન કરવી એમ સમજવું. રાગ, દ્વેષ અને પ્રમાદ વડે હિંસા થાય છે અને તે સ્વહિંસા જ છે. બીજા જીવનું જીવન, મરણ તેના કર્માધીન છે. આટલી સરળ વાત પણ ઘણા જીવો સમજતા નથી, અને કહે છે, કે બીજા જીવોને ન મારવાના શુભ પરિણામ. શુભરાગ તેજ ધર્મ, પર જીવોની દયા પાળવી તેજ સર્વ ધર્મોનો સાર છે, પણ તેમાં ખાસ વાત એટલે સ્વદયા તો ન આવી તેનો ઉત્તર કુતર્કવાળા એમ કહે છે કે પરની દયામાં સ્વદયા આવી જાય છે. તે વાત તદ્દન જુદી છે. પોતાને ભૂલીને પરમાં અટકે તે પોતાના સ્વરૂપની સાવધાની કેમ કરશે? કોઇ કહે કે મન વિશ્વપ્રેમ છે એટલે સર્વને માટે અગર હરકોઈના માટે રાગ છે એનો સાચો અર્થ એમ છે કે પોતાને રાગ રહિતપણું ગોઠતું નથી; તે રાગસંબંધી રાગની સળંગતામાં બીજા માટે અટકવું તે પ્રત્યક્ષ અજ્ઞાન છે. હું દયા કર્યા જ કરૂં એટલે હું રાગ કર્યા જ કરૂં એ માન્યતા રાખી તે પરભાવનો ધણી અને રાગનો કર્તા થઈને વીતરાગના ગાણા ગાય છે, ભક્તિ કરે છે તે કષાયની ભક્તિ કરે છે, રાગનું બહુમાન કરે છે. તેથી ભાવહિંસા થાય છે. કારણ કે અકષાય આત્માજ એક સિદ્ધ ભગવાન જેવો છે, તેમાં મારો એકલો આત્માજ અરાગપણે આદરવા જેવો છે એમ તેમાં ન આવ્યું.

લોકો અનાદિકાળથી નગ્ન સત્યથી ભડકે છે પણ તેમાં હીત છે. તે તો પોતાના ખરેખરા સ્વરૂપ–આત્મધર્મની જાળવણી છે પણ તેનાથી તો લોકો ડરે છે, શંકા કરે છે.

સુયગડાંગમાં લેખ છે કે:—

વેગે ચડેલાં મૃગલા સ્વયં શીકારીની જાળ તરફ શંકા વિના દોડે જાય છે. તેને કોઇએ દયા માટે, બચાવવા માટે ઇસારો કર્યો, ત્યારે પેલા મૃગલાંને શંકા થઇ કે આ માણસ અમને મારવા માગે છે, કારણકે અનાદિથી ભયનેજ દેખી રહ્યા છે. તેમ સાચામાર્ગની, હિત, અહિતની પરીક્ષા કરવાની પાત્રતા કરવી નથી. એવા ધર્માંધ જીવો અનાદિકાળથી આત્માના નામે અમે ધર્મ કરીએ છીએ, વીતરાગની આજ્ઞા આમ છે માટે બીજા ગમે તેમ કહે પણ અમે નિમિત્તને છોડવાના નથી, એમ પરથી અતીન્દ્રિય નિજ ગુણ પ્રગટ કરવા માગે છે. લોકો જોગની ક્રિયાને સાધન માને છે, પણ નિયમતો એવો હોવો જોઇએ કે કારણકાર્ય સજાતી હોવાં જોઈ જેમ સોનું કારણ તેમાંથી સોનાનું કાર્ય નિપજે, પણ પીત્તળ કારણ ને સોનું કાર્ય તેમ બને નહીં. પ્રથમ ભૂમીકાની શરૂઆતનો એકડો પણ તેની સજાતીનો જોઇએ. લોકોને ન્યાયની ખબર પડે નહિ અને બસ અમે જ વીતરાગની આજ્ઞા જાણી છે, એમ નિઃશંકપણે સ્વછંદે વીતરાગના નામે ઉંધે રસ્તે દોડે જાય છે: તેને સત્પુરૂષ જ્ઞાની જે વીતરાગનું વાસ્તવિક તત્ત્વ જાણે છે તે કહે કે ભાઇરે, તમે જેને વીતરાગની આજ્ઞા અને સ્વરૂપ માનો છો, તેમાં ઘણો ફેર છે. એ સાંભળતાંજ ભય પામીને ભડકે છે. આંધળી શ્રદ્ધાવાળા પોતાનો સ્વછંદ હાંકે રાખે છે, અને અજ્ઞાનભાવને પોષે છે. તે સ્વયં મોહમાં આસક્ત થઇને ઉન્માર્ગે નિઃશંકપણે પ્રવર્તે છે, અને સાચામાં શંકા કરે છે.

વીતરાગના એકેક વચનમાં અનંતા આગમ છે એ વાત કેમ હશે તે તો જાણતા નથી. લોકોને પોતાના સ્વરૂપમાં અનાદિથી ભ્રાંતિ છે. એ સ્વછંદ ત્યાગે તો યથાર્થ પાત્રતાથી સત્સમાગમ અને સદ્‌ગુરૂવડે તત્ત્વનો વાસ્તવિક નિર્ણય થઇ શકે છે. એક દૃષ્ટાંત છે કે:—એક ગૃહસ્થનો પુત્ર છે. તેનો પિતા મરી ગયો છે. હાલ ગરિબ અવસ્થામાં

છે, તેને કોઈએ વાત કરી કે તારા પિતા બહુ લક્ષ્મીવાળા હતા, માટે તારા ચોપડા જો, અંદરથી કંઈક નીકળશે ચોપડા વાચતા આવ્યુ કે શંકરના દહેરાના ઘુમ્મટમા ચૈત્ર સુદ ૮ ને દિવસે સવારના ૮ વાગે પચાસ લાખ સોનામહોર દાટી છે હવે પોતે પોતાના જેવા જ અક્કલમંદોને વાત કરી કે આમ છે હાજી હા કરનારાઓએ કહ્યુ કે ભલે ચાલો દહેરાના શિખરને તોડી નાખીએ શીખર તોડયુ પણ તેમાથી કંઈ મળ્યુ નહિ અત્યાર સુધી તો બહુ જ આનંદમા હતો, કે મારા પિતાની મૂકેલ પચાસ લાખ સોનામહોર ( નિધાન ) મને મળશે પણ હવે તો મુંઝવણ થઈ

પછી પોતાના પિતાનો મિત્ર હયાત હતો, તેની પાસે ગયો અને ચોપડા બતાવ્યા તેણે બધી સમજણ પાડી કે જો ભાઈ આમા લખ્યુ છે, તેનો આશય આમ છે, કે ચૈત્ર સુદ ૮ ના આઠ વાગ્યે સૂર્યની છાયામા દેવળના ઘુમ્મટનો પડછાયો તારા ઘરની આથમણી દિશામા જે સ્થળે પડે છે તે સ્થળે આઠ હાથ ખોદી જો હવે એજ પ્રમાણે ખોદી જોયુ ત્યારે તેને તે નિધાનની પ્રાપ્તિ થઈ

એમ શ્રીમદે કહ્યુ છે, કે આ માનુ નિધાન કેમ ઉઘડે તે શાસ્ત્રમા લખ્યુ છે પણ જડ-ભાષામાથી આત્માને શોધવા જાય તો નહિ મળે. શાસ્ત્રમા જે નિમિત્તના વાકયો છે તેની પાછળ ( આશય ) જે પરમાર્થ છે તે જ સાચો છે, માટે વ્યવહાર વચન પાછળ જે પરમાર્થ હોય તે સમજી લેવો શાસ્ત્રમા નિશ્ચય અને વહેવારના બન્ને કથન હોય પણ કયા વચનો, કઈ અપેક્ષાએ, કેમ છે તે સમજણની કળા વિના ગમે તેટલા શાસ્ત્રો ભણ્યો હોય છતા તે મિથ્યા છે જીવ અનંતવાર નવપૂર્વ ભણ્યો, અને જિનેશ્વરના વચન મુજબ દેહનુ ચારિત્ર પાળ્યુ છતા આત્મગુણનો એક અંશ પણ વિવેક કેમ ન ઉઘડયો ?

એ માટે પરોક્ષ જિનેશ્વર સર્વજ્ઞપિતા વર્તમાનમા નથી તો તેમનો વારસો મેળવવાની રીત પ્રાપ્ત કરવા માટે તેમની ઓળખાણવાળા પ્રતક્ષ સદ્ગુરુનો આશ્રય કરવો પડશે પેલો પોતાના પિતાના મિત્રનો ઉપકાર માને, કે તમે જ મારા પિતાની મુડી ( નિધાન ) મને આપી

મને લક્ષ્મીવાળો કર્યો. (જો કે તે તો પુણ્યને લઈને મળ્યું છે પરંતુ ખાનદાન હોય તે વિવેક કેમ ભૂલે ?)

આગળ આવશે કે હે સદ્‌ગુરુ! આપે જ મને આત્મા આપ્યો. સાધકને, આત્માર્થીને, અનાદિ મિથ્યાત્વ ભ્રાંતિનું શલ્ય જેના નિમિત્તથી ટળ્યું તે જો કે પોતાના પ્રયત્નથી, સમજણથી ટળ્યું છે છતાં નિર્માન-પણે, સદ્‌ગુરુનું બહુમાન કરે છે. અહીં આ ગાથામાં એજ કહેવું છે કે આત્મભ્રાંતિના છેદક પ્રત્યક્ષ સદ્‌ગુરુનો સમાગમ છે અને તેમાં પરોક્ષ જિનેશ્વર કરતાં મોટો ઉપકાર સમાય છે, એમ જે ન જાણે એટલે પ્રત્યક્ષ પરમ ઉપકારીને ન જાણે, અને બહુમાન, આદર ન થાય, તો તેને સમ્યક્ આત્માનું જ્ઞાન ક્યાંથી ઉપજે ? અહીં "ઉગે" જે શબ્દ વાપર્યો છે તેમાં એમ કહે છે, કે જ્યાં પ્રત્યક્ષ સદ્‌ગુરુને ઓ-ળખીને તેમનું બહુમાન આવ્યું, ત્યાં સમ્યક્‌દર્શનનું બીજ આત્મ-ગુણ ઉઘડે છે, પણ તે બોધીબીજના દાતાનો સંગ ન કરે તો પરોક્ષ જિનેશ્વર કાંઇ તેને ઉપકારી થતા નથી. પ્રત્યક્ષ સદ્‌ગુરુ પણ ઉપકારી ત્યારે કહેવાય, કે જ્યારે પોતે પુરૂષાર્થના પ્રયત્ન વડે પાત્રતાથી સદ્‌-ગુરુને ઓળખે. રાગ ભાવ મારો માનવો તેજ મહા અજ્ઞાન છે. દેહને પ્રતિકુળતા થઇ તેના દુ:ખે હું દુ:ખી એમ ભાસ હોવાથી, બીજાના દેહને પ્રતિકુળતા થતાં તેની દયા ખાનારને પોતાને કંપારી થઇ; એ અરેરાટી કરનારે બીજાના દેહના યોગને દેહાત્મ ભાવે દેખીને, પોતાને દેહાત્મ બુદ્ધિ હોવાથી દુ:ખપણું પોતામાં ખતવી લીધું છે. આત્મજ્ઞાન વિના ક્ષણે ક્ષણે જ્ઞાનમાં ઉંધી ખતવણી થાય છે.

દુ:ખની વ્યાખ્યા=મોહ એજ દુ:ખ છે. જેટલું-સ્વરૂપનું અસા-વધાનપણું તેજ દુ:ખ છે. અને સમ્યક્‌શ્રદ્ધા—અને સ્વરૂપનું સાવધાન-પણું એજ સુખ છે માટે જે જીવ બીજાના દુ:ખે પોતે દયાવાળો થઇ ગયો છે, તે પોતે જ્ઞાતા દ્રષ્ટાપણું ભૂલીને દેહાત્મ બુદ્ધિવાળો થઇ ગયો છે, તેજ મહા અજ્ઞાન છે, પોતાના ભાવની, આત્માની હિંસા છે.

શરીરના ફેરફારથી દુ:ખ નથી, પણ માન્યતાથી સુખદુ:ખની કલ્પના છે. દેહની પ્રતિકુળતાએ આત્માનું દુ:ખ માન્યું તેણે દેહ અને આત્મા એક જ માન્યો; અને તે દુ:ખની બીજો દયા ખાય છે, તેણે

પણ દેહ અને આત્મા એકજ માન્યા છે. કારણ સામાના શરીરમાં ફેરફેર થાય છે તે આત્મામાં થાય છે તેમ માન્યું; તેથી તેની દયા ખાનારે ઉંધી ખતવણી કરી. જડની ક્રિયા આત્માની માની તેને ભલે પોતાને ખબર નથી તો પણ પોતે અનંતા અજ્ઞાનમાં ટકયો છે. તેથી રાગ, દ્વેષ અને મોહભાવ પોતામાં (જ્ઞાનમાં) કરે છે.

વર્તમાનમાં સાચા તત્ત્વની વાત ચાલતી નથી, સાચી વાત તો આકરી લાગે છે, પણ સમજવું પડશે, આજ નહિ તો હજાર વર્ષ પછી, લાખ વર્ષ પછી, અનંત વર્ષ પછી કે ગમે ત્યારે પોતાનું હીત કરવું હોય, સાચું સુખ જોતું હોય તેણે અહીં જે કહીએ છીએ તેમજ યથાર્થ તત્ત્વ સમજવું પડશે. તે વિના ભવ નહિ ટળે. આંહી ભવના અભાવની વાત છે.

સૌભાગ્ય(ચંદ) ભાઇને શ્રીમદ્દે કહ્યું હતું કે જો તમોને સુખ જોઇતું હોય તો અમે કહીએ તેમ કરો, સમજો, અથવા સુખની ઇચ્છાજ છોડી દીઓ. લોકોને સાચું સમજવું નથી અને ખોટાને છોડવું નથી: પોતાનું ડહાપણ સ્વચ્છંદ છોડવો નથી. અને તેમને સુખ નથી જોઇતું એમ પણ નથી. છતાં પોતાના સ્વચ્છંદે અસત્ય માન્યતા નભાવી રાખવી છે એટલે કે અવિકારી આત્મા નથી જોતો, સ્વાધીનતા (સાચું સુખ) નથી જોઇતી. સંસારના જડભાવને આધીન રાગવાળો સંસારી આત્મા રાખવો છે, એમ આવ્યું.

જે ભાવે દુઃખ કલ્પ્યું એ ભાવે દયા કરવા જાય, જે ભાવે જડ દેહોમાં દેખાતું દુઃખ, (પ્રકૃતિનો ઉદય) તેમાં દુઃખની કલ્પના કરી કે આત્માને દુઃખ થાય છે એમ માન્યું તે અનંતો મિથ્યાત્વમય અજ્ઞાન ભાવ છે. જે ભાવ રાખ્યે અનંતકાળથી રખડવું થયું તે ભાવે સંસારનો, ભવભ્રમણનો અભાવ કેમ થાય? તે વિચારવું. આ ગાથામાં કહ્યું કે પ્રત્યક્ષ સદ્ગુરુજ પરમ ઉપકારી છે, અને શા માટે છે, એમ પ્રમાણિક-પણે ઉપકાર જાણ્યા વિના "ઉગે ન આત્મ વિચાર" એમ આવ્યું. અત્રે "ઉગે" શબ્દમાં ત્રણ ન્યાય છે.

(૧) પોતાની પાત્રતાથી, ગુરુવિનયથી તે તત્ત્વની પ્રતીતિ

થઇ, આદર થયો, અને સાથે ગુરુનું પણ બહુમાન આવ્યું, અને સાધકભાવ એટલે સ્વઆત્મ બોધબીજ સમ્યક્‌દર્શનની પ્રાપ્તિ થઈ. જે ભાવે પૂર્ણતામાંથી શુદ્ધ ગુણ ઉઘડયો તે અપ્રતિહત ભાવે કેવળજ્ઞાન લેવાનો છે એમ વર્તમાનમાં નિઃસંદેહ જાતમાંથી સાચો નિર્ણય આવે છે.

( ૨ ) આજ સત્પુરુષ જ્ઞાની છે, આત્મા આવો જ છે એમ સહજભાવે આત્મબોધની વાત સાંભળી તે પણ કારણ સમ્યક્ત્વરૂપ બોધબીજ છે.

( ૩ ) જેને આત્માર્થ સિવાય બીજું કાંઈ જોઈતું નથી તેણે પ્રત્યક્ષ સત્પુરુષનો મહિમા આણી જે બોધબીજ વાવ્યું છે તેનો પૂર્ણ વિશ્વાસ છે કે આ ઉગેલો અંકુરો ફાલશે જ.

અગીયારમી ગાથાનો ગુલાંટથી અર્થ કરીએ તો એ અર્થ છે કે જેણે પ્રત્યક્ષ સદ્‌ગુરુનો આશ્રય કર્યો છે, માને છે કે આજ ભ્રાંતિના છેદનાર છે, એમ જાણીને વીતરાગતાનું લક્ષ સદ્‌ગુરુ સમાગમે કર્યું છે, તેનો આત્મવિચાર પ્રગટ ઉદયને પામ્યો છે, પામે છે અને પામશે. પરોક્ષ જિનેશ્વર અનંત પુરૂષાર્થયુક્ત હતા, એટલે તેમને પુરૂષાર્થ કરવાનો બાકી નથી પણ પુરૂષાર્થ કરનાર વર્તમાનકાળનો પુરુષાર્થ કરે છે. તે સર્વજ્ઞને ઓળખીને જે જ્ઞાની પોતાનો સમ્યક્ પુરુષાર્થ કરે છે તે જ્ઞાની આપણી ભૂલ બતાવે છે કારણ કે પોતાની ભૂલ સદ્‌ગુરુના સમાગમ વિના બીજા બતાવી ન શકે. જેને વર્તમાન પ્રત્યક્ષ સદ્‌ગુરુ ઉપર વિશ્વાસ આવ્યો છે તે, "પુરુષપ્રમાણે વચનપ્રમાણ" એ સિદ્ધાંતને સ્વિકારે છે અને તેથી તેને નિઃશંક શ્રદ્ધા છે કે અમારૂં કાર્ય પુરુષાર્થવડે નિઃશંકપણે ફળવાનું છે અને જેને વર્તમાન ધર્માત્મા ઉપર વિશ્વાસ આવ્યો નહિ, અને પરોક્ષ જિનવચનો ઉપર આધાર રાખ્યો, તેને પરાધીનપણું અને શંકાપણું મૂળમાંજ આવ્યું; કારણકે પોતાનો પુરૂષાર્થ ફળવાન છે કે નહિ તેની ખાત્રી પોતાને નથી; ત્યારે પ્રત્યક્ષ સદ્‌ગુરુ પોતાના નિમિત્તે કોઇને પરાવલંબી થવા દેતા નથી. સત્સમાગમનું પ્રત્યક્ષ ફળ સાધકને ( મુમુક્ષુને ) પોતા વડે દેખાય છે તેથી શંકા પડતી નથી.

નિત્યનું ઉગવું નિત્યપણે ટકી રહે છે. શુભાશુભ વિભાવભાવ જે અનિત્ય છે, તેનું ટકવું તે પરને કારણે છે. આત્મજ્ઞાન વિના અયથાર્થ આત્મવિચારનું ઉગવું અનિત્યથી છે, કારણકે તે પરથી ઉગ્યો છે, તે સદ્ગુરુના લક્ષે અને સ્વાશ્રયના ભાનથી જાગ્યો નથી. હું મારાથીજ છું, મારૂં પૂર્ણપદ ઉઘડવું તે મારાથી જ છે, એમ પોકાર કોણ આપશે?

જેને અંતરમાં સમ્યક્ સ્ફૂરણા ઊગે તેને બીજે પૂછવા જવું નહિ પડે. પાત્રતા, સમજણ, ગુરુગમ, અને સત્સમાગમ વિના શાસ્ત્રો વાંચે, વિચારે તે વૃથા છે. સ્વછંદમાં રહીને સાધકપણું માને પછી ધ્યાન કરે આંખ બંધ કરે તો ઝોલાં આવે, આત્માના વિકલ્પ કરે તો રાગનો કર્તા થઇ રાગમાં ટકે અને રાગમાં પરિણમે. ધ્યાન કરે તો તરંગ થઇ આવે, મનને સ્થિર કરે તો જડ જેવો થઇ જાય, એમ બધુંએ ઉંધુ થાય. આ સ્વછંદ ટાળવા માટે વર્ત્તમાન પુરુષાર્થ સ્થિતિ જેને છે એવા સત્પુરુષ એજ બળવાન ઉપકારી નિમિત્ત છે, તેનું લક્ષ નહિ કરતાં પરોક્ષ જિનેશ્વરનો ઉપકાર મેં જાણ્યો છે એવું માનવું તે સમજણની ભૂલ છે.

માટે પ્રત્યક્ષ સદ્ગુરુ જ આત્મભ્રાંતિના છેદક છે. તેને જાણી તેમની પ્રતીતિથી તથા પોતાની પાત્રતાથી બોધબીજ ઉગે છે, સાધકનો પુરુષાર્થ શું? સાધકનો વહેવાર શું? તે ભૂમિકાના અંતરંગ પરિણામ શું? તેના પુરુષાર્થનો અંશ પણ જાણ્યા વિના અનંત પુરુષાર્થની અને પરોક્ષ જિન વીતરાગની ખબર કયાંથી પડે? કારણ કે સ્વછંદી પુરુષને સાચા પુરુષાર્થની હાજરી નથી. સત્પુરુષ પ્રત્યે પ્રેમ નથી.

પ્રશ્ન:—સદ્ગુરુ તો પર છે, નિમિત્ત છે તેના ઉપર આટલો બધો આધાર અને ઉપકાર માનવાનું કારણ શું?

ઉત્તર:—ભાઇ રે! આત્માને સમજનાર મુમુક્ષુ જેના નિમિત્તથી સમજ્યો તેનો વિનય, પર નિમિત્ત જેમ છે તેમ સમજીને, સ્વછંદ ટાળીને નિમિત્તના ઉપકારનો સ્વીકાર કરે છે, તે ખરી રીતે પોતાના

ઉપકારનો સ્વિકાર છે એવો સજ્જન પુરુષોનો વહેવાર છે. પોતાનો ગુણ ઉઘડે તેને સમજાવનાર પ્રત્યે ઉપકારીપણાની બહુમાન દૃષ્ટિ ન આવે તો તે સમજ્યો જ નથી. જ્યાં વિનય ઉઘડયો, જ્યાં અકષાય ભાવ ઉગ્યો ત્યાં અહંપણું કેમ રહે? વિનયવંત નિમિત્તનો ઉપકાર ગાયા વિના ન રહે. પોતે જાણે છે, કે મારી પાત્રતાથી સમજ્યો છું પણ તેમાં જે ઇષ્ટ નિમિત્ત છે તેમના ગુણનું બહુમાન છે.

આંબો ફળ્યે નમતો જાય તેમ આત્માનો ગુણ ઉઘડ્યો એટલે સ્વછંદના અભાવરૂપ ઉપકારીનો વિનય કર્યા જ કરે.

ચાર જ્ઞાનના ધણી ગણધર મુનિ તેજ ભવે મોક્ષ જવાના છે છતાં અહો! પ્રભુ ધન્ય ધન્ય આપનો અનંત ઉપકાર છે, 'અપ્પુવયણા' ધન્ય વચન. પોતે પૂર્ણ વીતરાગ ન થાય ત્યાંસુધી જે પોતાથી અધિક ગુણવંત સદ્‌ગુરૂ છે, તેમનો વિનય શિષ્યને થયા વિના રહે નહિ. તે વિનય ભક્તિ પોતાના હિત માટે છે, પુરુષાર્થ વધારવા શુભ વિકલ્પ આવ્યા વિના રહે નહિ, પણ પૂર્ણ સ્થિરતા વધે ત્યારે તો આત્મજ્ઞાનમાં, નિર્વિકલ્પ દશામાં સ્થિત છે, ત્યાં તો વંદ્યવંદકભાવ પણ નથી. પણ હજી સાધક દશા છે ત્યાંસુધી સદ્‌ગુરુનો વિનય, આદર બીજા જ્ઞાની સાધક પણ કરે છે. "જ્યાં જ્યાં જે જે યોગ્ય છે તહાં સમજવું તેહ" એકાન્ત પકડવાનું નથી પણ જેમ છે તેમ જાણવાનું છે. ખાનદાન પુત્ર તેના બાપને એમ ન કહે કે તમને અમારા ઉપર રાગ હતો એટલે પાળી પોષીને મોટા કર્યા છે માટે અમારે તમારો વિનય કરવો નથી.

સત્પુરુષનો વિનય, તે પરમાર્થે નિજગુણનો વિનય છે. અને પ્રત્યક્ષ સદ્‌ગુરુના ઉપકારમાં પૂર્વે થઈ ગયેલા અનંત જ્ઞાનીનો, ત્રણે કાળના જ્ઞાનીનો ઉપકાર સમાઈ જાય છે.

તા. ૪–૧૦–૪૦

આત્માનો અણઅભ્યાસેલો લોકોત્તર શુદ્ધાત્મ પરિણતીનો માર્ગ પોતાને પ્રાપ્ત નથી, અને પરોક્ષ જિનનો માત્ર કથનમાં ઉપકાર ગાયા કરે છે; અથવા શુભ મન જોગથી વિચાર કરે, તેનાથી કંઇ સમ્યક્ આત્મવિચાર ન ઉગે.

અનંતકાળમાં જે માન્યું છે તે આત્મવિચાર ન કહેવાય, અપૂર્વતા ન કહેવાય. જ્ઞાતાનું રાગ રહિત જે અરાગીપણું છે, એ સ્વાધીન તત્ત્વ સ્વરૂપને, રાગ રહિત થઈને જે વિચાર્યું તે જ વાસ્તવિક આત્મ વિચાર છે. વિચારવું તો મતિજ્ઞાનનો ભેદ છે. અવગ્રહ એટલે જ્ઞાનવડે પદાર્થના બોધ સંબંધીનો જ્ઞાનભાવ પકડવો. પછી ઇહા=તેનો વિચાર, પછી અવાય=નિર્ણય અને ધારણા=ચોક્સ ધારી રાખવું.

કુજ્ઞાનપણે જ્ઞાનનો વ્યાપાર પરપદાર્થ સંબંધી અનંતકાળથી કર્યો છે, પણ તે પરભાવમાં સ્થિતપણારૂપ ભૂલ ટાળીને રાગ રહીતપણે અરાગી થઈને શુદ્ધ આત્મ તત્ત્વનો વિચાર કરવો તે આત્મવિચાર છે: માટે પૂર્વે થઈ ગયેલા અનંત પુરુષાર્થવાળા શ્રીમદ્ ભગવંતો કોણ હતા, તેમનું વાસ્તવિક શુદ્ધ આત્મસ્વરૂપ અને વીર્ય તે શું એની ખબર વિના તેનું લક્ષ કર્યા કરે. એના ગુણ સમજ્યા વિના, સત્સમાગમ વિના રાગ વડે વીતરાગના ગાણા ગાયા કરે છે, અને પ્રત્યક્ષ સદ્ગુરુનું લક્ષ, પરિચય ન કરે તો તેને આત્મવિચાર ક્યાંથી ઉગશે ? ૧૧.

વર્તમાન પુરુષાર્થનું અપૂર્વપણું, સ્વરૂપસ્થિતિ જેમને વર્તે છે, એવા સદ્ગુરુના ઉપદેશ વિના જિનસ્વરૂપ સમજાય નહિ એમ હવે કહે છે:—

**સદ્ગુરુના ઉપદેશ વણ, સમજાય ન જિનરૂપ;**
**સમજ્યાવણ ઉપકાર શો ? સમજ્યે જિનસ્વરૂપ. ૧૨.**

એ સિદ્ધાંત કહ્યો તેનો હેતુ,–કારણ એ છે કે ધર્માત્મા જ્ઞાનીના ઉપદેશ વિના પૂર્ણ વીતરાગ સ્વરૂપનું શુદ્ધ આત્મસ્વરૂપ જેમ છે તેમ સમજાય નહિ.

સદ્ગુરુના ઉપદેશ વિના પોતાના સ્વછંદે, પોતાની મતિકલ્પનાથી શાસ્ત્ર આધારે અલૌકિક પરમ સ્વરૂપને જેમ તેમ ધારી લેવું અને કહેવું કે તીર્થંકર, ભગવાને અનંત ઉપકાર કર્યો છે, અમે તે વીતરાગ પ્રભુની આજ્ઞા પાળીએ છીએ, એમ કલ્પનામાં રાગ વડે પરોક્ષનું લક્ષ કરે છે, પણ પ્રત્યક્ષ સદ્ગુરુનું લક્ષ નથી, તેથી જિનસ્વરૂપ

સમજ્યા વિના તું માને કે અમે સમજ્યા છીએ, એ વચન દોષવાળું છે, સમજ્યા વિના ઉપકાર કોનો ? જ્ઞાનીએ કહ્યું છે. કાંઇ, અને તું સમજે છે કાંઇ. અનંતકાળથી અણસમજણે તારો સ્વકાળ પરભાવ અજ્ઞાનપણે ચાલ્યો આવ્યો છે. આત્મા સુખ સ્વરૂપ આનંદમય અકષાય ભાવે છે, તેનું અનંતકાળમાં જાણપણું અનુભવ થયો નથી, એટલે અણસમજણુ ભાવે તારો કાળ ગયો છે, માટે પ્રત્યક્ષ સદ્દગુરુ વિના તારૂં આત્મસ્વરૂપ તારા સ્વછંદે નહિ ટળે.

અનાદિથી પર પરિણુતિનો અભ્યાસ અને દેહાધ્યાસ છે એટલે જેને જે ગોઠે છે ( ગમે છે ) તે શાસ્ત્ર, ન્યાયને, શ્રવણને જેમ ફાવે તેમ ખતવી દેશે, માટે "સદ્દગુરુના ઉપદેશ વિના સમજાય ન જિનરૂપ" તેમાં જેને પ્રત્યક્ષ સદ્દગુરુનું બહુમાન નથી, તેને લક્ષ અને પ્રતિત નથી. એટલે આત્માર્થની પ્રાપ્તિથી શુન્ય એવા સોબતી તને મળી જશે, તો તને ગમતી વાત ત્યાંથી મળી રહેશે. જે પોતાથી અજાણ છે, અણસમજ્યો રંખડયો અને એજ ભાવે વીતરાગના ગુણ ગાય છે, અને વીતરાગે પરમાર્થ ભાવ, અર્થ, શું કહ્યો છે, તે સમજ્યા વિના તે ઉપકાર ગણાય નહિ. અણસમજણથી, તું તારી ઉંધી દૃષ્ટિ વડે, અનંતજ્ઞાની સર્વજ્ઞનું એક અંશે પણ માપ કાઢી શકે નહિ. સ્વછંદતાથી સમજવા માગે તો સમજી શકે નહિ. તેમ શુભ ક્રિયા, શુભ ભાવ તો મોહ કર્મના ઉદયવાળો શુભરાગ છે તેનાથી અરાગી; નિર્મળ આત્મા કેમ પ્રગટે ?

દેવ, ગુરુ, ધર્મ પણ વીતરાગ છે. તેને રાગ વડે કેમ જણાય ? માટે કહે છે, કે "સમજ્યા વિણ ઉપકાર શો ? સમજ્યે જિનસ્વરૂપ". તું જો સમજે તો તારૂં વીતરાગ સ્વરૂપ તારાથી પ્રગટે. અકષાય ભાવની રૂચી થયે, સમજનારનો આત્મા પરિણામે જિનદશાને પામે. અંતર સ્વભાવે સ્વાધીન તત્ત્વ જેમ છે તેમ સમજ્યે ગુણ થાય.

પ્રથમ શબ્દો ધારી રાખ્યા હતા, તેને બદલે અભૂલપણે અંતર સ્વભાવ ભણી, સાચી દૃષ્ટિ કરી જ્ઞાનીની પ્રત્યક્ષ પ્રતિતીવડે સ્વઆત્મા ભણી આદર થયો તેથી પોતાના અતીન્દ્રિય પુરૂષાર્થના

પરિણામે પોતે જિન એટલે વીતરાગ દશાને પામે છે. માટે ગુરુગમ અને પ્રત્યક્ષજ્ઞાની વિના શાસ્ત્રોના ઉંડા ન્યાયની ગુંચ સ્વછંદે ન ઉકલે.

ભગવતી સૂત્રમાં આરંભી, અનારંભી, તદુભયારંભી, અને સમારંભી એમ ચાર બોલ વિષે પ્રથમ સંપ્રદાયમાં ચર્ચા થતી હતી તેનો તે ઉપદેશકો ખોટો અર્થ કરતા હતા.

લોકોમાં સંપ્રદાયમાં ચાલતું કે અશુભ જોગ એટલે આરંભીપણું અને શુભ જોગ એટલે અનારંભીપણું. શ્રીમદ્ પાસે તે પ્રશ્ન થયો ત્યારે તેમણે જેમ છે તેમ ખરો ન્યાય કહી દીધો હતો; પણ ખોટા આગ્રહી ન સમજી શકે.

ઘણા લોકો શુભ જોગને સંવર, નિર્જરા માને, અને કહે કે બસ ભગવાને કહ્યું છે, કે અનારંભી તે જ્ઞાની, માટે આપણે પાપ નથી કરતા; માટે શુભ જોગ તે અનારંભીપણું, ધર્મીપણું છે. આનો અર્થ શ્રીમદ વિચીક્ષણતાથી કર્યો હતો; કે આ સ્થાને શુભ એટલે આત્માનો સ્વભાવિક સહજભાવ છે તે પવિત્ર પારિણામિકભાવ છે; એમ કહીને શુભને અનારંભી એ અપેક્ષાએ કહ્યો હતો કારણકે અધ્યાત્મિક ભાષામાં શુદ્ધને પવિત્ર શુભ કહ્યો છે, અને પુન્ય પાપ રૂપ શુભાશુભ ભાવને અશુદ્ધ ભાવ કહ્યો છે. તેથી આ સ્થાને પુન્ય, પાપ રહિત શુદ્ધ પારિણામિક ભાવે આત્મા જ્ઞાતા, અક્રિય સિદ્ધ ભગવાન જેવો છે, તે પારિણામિક ભાવને અનારંભી સ્વભાવ માનવો; તેને અહીં શુભ કહ્યો છે. આ તત્ત્વની સાચી દ્રષ્ટિ છે. એમ સાચો ન્યાય સમજ્યા વિના લોકો મન, વાણી, દેહના શુભ જોગને ધર્મ માનનારા પણ છે.

આત્માના શુદ્ધ સ્વભાવને જે અશુદ્ધતા કરે તે રાગને શુભ (ઉપાદેય) કેમ કહેવાય? ઘણા જીવો સમજ્યા વિના શાસ્ત્રના ન્યાય વિરૂદ્ધ ઉંધા અર્થ કરે છે. ઉપર કહ્યું તે પ્રમાણે ભગવતી સૂત્રના વચનનો સંપ્રદાયમાં એવો ઉંધો અર્થ કરતા હતા કે શુભભાવ એટલે પાપ પરિણામ ન કરવા, અને પુણ્ય પરિણામરૂપ આ શુભ રાગથી સંવર, નિર્જરા, ધર્મ થાય, અનારંભીપણું થાય. એમ માને અને કહે કે અમે વીતરાગની આજ્ઞા માનીએ છીએ. એમ વીતરાગના નામે ઉંધા

ગાણા ગાય છે. એ રાગની ભક્તિ કરે છે, મોહભાવને પારિણામિકભાવ શુદ્ધ ભાવ અજાણપણે માની બેસે છે. અજાણપણું એજ ભૂલ છે. ભૂલ એટલે અજ્ઞાન. અજ્ઞાન તે બચાવ નથી.

વીતરાગ ભગવંતોએ આત્મસ્વરૂપ પ્રગટ થવાની આત્માની શુદ્ધ પારિણામિક સ્વભાવિક દશાને અનારંભી દશા એટલે પુણ્ય, પાપ રહિત શુભાશુભ રાગ વિનાની શુદ્ધ પારિણામિક દશા કહી છે. આમ શાસ્ત્રોના અનેક ગુઢ અર્થ ન્યાય સહિત સમજ્યા વિના સાચો ઉપ-કાર કેમ થાય?

વીતરાગે "શુભ" ભાવને તે સ્થાને અનારંભી કહ્યો છે તે અધ્યાત્મદ્રષ્ટિથી કહ્યો છે. તેને બદલે લોકો વીતરાગના નામે મફતમાં સોંઘું લઇ બેઠા કે શુભ જોગથી ચારિત્ર અને નિર્જરા થાય છે, આ-પણે ત્યાગી છીએ, ચારિત્રવાળા છીએ. પણ એ શુભ જોગ ક્યાંથી ઉત્પન્ન થાય છે તેની ખબર નથી. શુભ પરિણામ તે મનના સંબંધનો રાગ છે, તે શુભ રાગ, પુણ્ય પરિણામ તે ઔદયિક ભાવ છે તે મોહ-કર્મનું ફળ છે; તે પર પ્રકૃતિના વિપાક નિમિત્તે થતો વિકારી ભાવ તે આત્માનો ભાવ નથી. તેને સમજ્યા વિના તે શુભ જોગને, પુણ્ય પરિણામને ધર્મ માને, ચારિત્ર માને તે પ્રત્યક્ષ મિથ્યાભાવ છે. આમ વીતરાગના શાસ્ત્રો જ્ઞાનીગુરુના આશ્રય વિના, સમજ્યા વિના જીવને શો ઉપકાર થાય? એ માટે વારંવાર શ્રીમદે કહ્યું છે કે સ્વછંદ, માન અને મતવાળાને આત્મસ્વરૂપમાં સ્થિર થવાના ટાણા (વખત) મલતા નથી, માટે પ્રત્યક્ષ સદ્‌ગુરુનું મહાતમ્ય કહ્યું છે,

સદ્‌ગુરુના ઉપદેશથી, સમજે જિનનું રૂપ,
તો તે પામે જિનદશા, જિન છે આત્મ સ્વરૂપ.
પામ્યા શુદ્ધ સ્વભાવને, છે જિન તેથી પૂજ્ય,
સમજો જિન સ્વભાવ તો, આત્મભાનનો ગુંજ્ય.

માટે કહ્યું કે વીતરાગ સ્વરૂપ શું છે અને તેમના વચનનો આ-શય શું છે તે ગુરુ સમીપે, ગુરુગમે સમજ્યા વિના શો ઉપકાર થાય? માટે સદ્‌ગુરુના ઉપદેશથી જે સર્વજ્ઞ પૂર્ણ વીતરાગ થઈ ગયા તેમનું

સ્વરૂપ સમજે તે પોતાના સ્વરૂપની દશાને પામે, કેમકે શુદ્ધ આત્મપણું એજ જિનનું સ્વરૂપ છે. શક્તિરૂપે સર્વ જીવ સિદ્ધ સમાન છે પણ જે સમજે તેજ પ્રગટ જિનેશ્વર થાય. તે સદ્‌ગુરુના ઉપદેશ વિના અને પોતાની પાત્રતા વિના સમજાય નહિ. માટે તે સદ્‌ગુરુ જિનને જાણનાર વર્તમાન પુરુષાર્થ સહિત શ્રીગુરુના ભાવવચન વડે નિજ પદ મુમુક્ષુ જીવને સમજાય છે.

આચારાંગમાં કહ્યું છે કે:—" जे एगं जाणई से सव्वं जाणई." જેણે આત્માને જાણ્યો તેણે સર્વ જાણ્યું. જિનપદને પરમાર્થે નિજપદ કહ્યું છે માટે જે યથાર્થપણે તત્ત્વસ્વરૂપ ગુરુગમે સમજે તે પોતાની સ્વભાવિક શુદ્ધ દશાને પામે. શુદ્ધ પવિત્ર વીતરાગદશા શ્રી જિનનું સ્વરૂપ છે, તેને પોતાની પાત્રતા વડે દ્રવ્ય, ગુણ અને પર્યાયથી જે જાણે છે તે નિશ્ચયથી પોતાનું આત્મપદ જાણે છે. જેવું રાગ, દ્વેષ, અજ્ઞાન રહિત જિનનું સ્વરૂપ છે તેવું પદ શક્તિરૂપે સર્વ જીવોનું છે તે શ્રી સદ્‌ગુરુ પાસેથી સમજીને યથાર્થપણે ગ્રહણ કરે તો મુમુક્ષુને જેમ છે તેમ સદ્‌ગુરુથી સમજાય છે, માટે શાસ્ત્રમાં ગુરુઆજ્ઞાનું મહાત્મ્ય ગાયું છે. સદ્‌ગુરુનો મહિમા, મહામાન અને આદર તે નિશ્ચયથી પોતાના ગુણનો આદર છે. એક વખત દૃષ્ટાંત કહ્યું હતું કે:—માબાપ, શેઠ અને ગુરુ ત્રણેનો બદલો લૌકિક ઉપકારથી ન વળે પણ પરમાર્થ પદ પમાડવાથી જ વળે છે. ખાનદાન, વીનયવંત એમ ન બોલે કે અમારા પુણ્ય હતા અને તમારો સ્વાર્થ હતો માટે તમે અમને સુખ, સગવડ આપી પાળી પોષીને મોટા કર્યા, એમાં તમારો ઉપકાર શેનો? એમ ખાનદાનના સુપુત્ર ન કહે. અહીં એમ કહેવું છે કે માબાપને ધર્મ કોણ પમાડે? પોતે ધર્મ પામે ત્યારેને? શાસ્ત્રમાં કહે છે કે ખાનદાન પુત્રની ફરજ છે કે માતા, પિતાને ધર્મ પમાડે. એમ શેઠે પ્રથમ ઉપકાર કર્યો હોય તેનો બદલો આપનાર નોકરથી લૌકિક લાભનો બદલો લૌકિકપણે કદી વળે નહીં પણ લોકોત્તર લાભથી તે બદલો વળે. પણ પોતે ધર્મ પામે તો તે શેઠને આત્મધર્મ પમાડી પરમ સંતોષ પમાડી શકે. એમ શ્રી સદ્‌ગુરુ પાસેથી પોતે આત્મધર્મ સમજ્યો છે તેમના ઉપકારનો બદલો વાળવાનો પ્રસંગ ન ભૂલે.

હવે કહે છે કે જ્યાં પ્રત્યક્ષ સદ્ગુરુનો યોગ ન હોય ત્યાં શું કરવું? તે માટે કહે છે કે શાસ્ત્રો, આધાર સુપાત્ર જીવને આપે છે તે શાસ્ત્રો કેવાં પ્રમાણિક હોવા જોઇએ, કોણ વાંચી શકે, કેવી રીતે વાંચે, કેવો આદર હોય વિગેરે વિધિ નિષેધથી સમજાવે છે.

આત્માદિ અસ્તિત્વના, જેહ નિરૂપક શાસ્ત્ર;
પ્રત્યક્ષ સદ્ગુરુ યોગ નહીં, ત્યાં આધાર સુપાત્ર. ૧૩.

સર્વજ્ઞ જિનેશ્વર પ્રણિત આગમશાસ્ત્ર જે સુપાત્ર જીવ હોય તેને આધાર થાય છે પણ તે પ્રત્યક્ષ ભ્રાંતિનું છેદક નથી, પણ જે જીવ આત્માર્થી છે, તીવ્ર આત્માર્થનો કામી છે તથા સદ્ગુરુની આજ્ઞા શીર-સાવંધ રાખી વર્તે છે, ગુરુના વિરહમાં ગુરુ આજ્ઞા હૃદયમાં રાખે છે તેને સુપાત્ર કહ્યા છે. આ ગાથામાં પ્રમાણિક શાસ્ત્રની વ્યાખ્યા કહી છે. આત્માદિ=આત્મા છે તે સિવાય જડ પદાર્થોનું હોવાપણું છે તે, સત્ એટલે ત્રિકાળ છે, એટલે યથાર્થપણે સનાતન બે પદાર્થો અને તેનું હોવાપણું અનાદિ અનંતપણે બે તત્ત્વોનું છે. પરલોક છે, સંયોગ, વિયોગ પણ છે અને તે જડ તત્ત્વથી જુદાપણું છે, તેનાથી મુક્ત થઇને મોક્ષસ્વરૂપ, મુક્તદશા પણ છે. એ બેના સંયોગે જીવની વર્તમાન દશામાં ભૂલ પણ છે. એ રાગી, દ્વેષીપણું પરના નિમિત્તે છે. કોઇ તત્ત્વ પોતાના કારણે વિકારી, અશુદ્ધ દશામાં ન હોઇ શકે, માટે જીવમાં પરના નિમિત્તે અશુદ્ધ દશા છે. લોકો કહે છે કે બીજું તત્ત્વ નથી, ભ્રાંતિ છે, પણ તેમ નથી માટે જે શાસ્ત્રમાં જીવ, અજીવ આદિ બે તત્ત્વોનું યથાર્થપણું હોય, સર્વજ્ઞ જિનેશ્વર પ્રણિત આગમશાસ્ત્રો હોય તેને પ્રમાણિક માનવા. વળી આ લોક, પરલોક છે એટલે આત્માથી પરભાવરૂપ ઉંધી માન્યતામાં ટકવાને કારણે રાગ, દ્વેષ, અજ્ઞાનમય જડભાવના અધ્યવસાયના કારણે વિચિત્ર કર્મફળ ભોગવવાનાં અનેક સ્થાનકો,–પરલોકાદિક છે, પુનર્જન્મ છે અને રાગ, દ્વેષ, અજ્ઞાન રહિત શુદ્ધ દશા પુરુષાર્થથી પ્રાપ્ત થઇ શકે છે વિગેરે પ્રમાણ છે. આગળ વધે તો બધું છે, તે જેમ છે તેમ જણાય છે. જે જે જીવો સ્વછંદે શાસ્ત્રો વાંચે છે તે જીવો શાસ્ત્રની ભૂલવણીમાં ભૂલે છે, તેની

ઓળખાણ માટે આ ગાથામા કહેવાયુ છે માટે અહીં કહ્યુ છે કે જ્યા પ્રત્યક્ષ સદ્ગુરુનો યોગ ન હોય ત્યા એવા શાસ્ત્ર મુમુક્ષુ જીવે વાચવા વિચારવા જે શાસ્ત્ર સર્વજ્ઞ વીતરાગ એટલે જેના રાગ, દ્વેષ, અજ્ઞાન સર્વથા ટળી ગયા છે અને સાવદ્યદશામાથી પૂર્ણ શુદ્ધ દશા પામ્યા છે તેના પુરુષોએ પરૂપેલા હોય પદાર્થરૂપે જગતમા આત્મા અને જડ આદિના અસ્તિત્વનુ જેમા અવિરોધ કથન હોય તેવા શાસ્ત્રોનો આધાર સદ્ગુરુની ગેરહાજરીમા લેવાય છે છતા પ્રત્યક્ષ સદ્ગુરુ આ કાળ શાસ્ત્રોની તુલના નથી શાસ્ત્રની અધિકતા નથી એક શિષ્ય ૧૦૦૦ પાનાનુ પુસ્તક હતુ તે વાચતો હતો, માત્ર દોઢ વીંટી વાચવી બાકી હતી ત્યા શ્રીગુરુએ તેને બોલાવ્યો શિષ્યે જરા ધીરેથી અને ઉત્સાહપણે જવાબ આપ્યો અને કહે છે કે આટલુ પુરૂ કરીને આવુ તેને વર્તમાન ચૈતન્યમૂર્તિ શુ લાભ આપશે તેનુ મહાતમ ન આવ્યુ બસ આ જ પોતાની મોટી ભૂલ, કારણકે શિષ્યને એવો ભાવ આવ્યો કે આમાથી મને જાણી લઉ તેથી તે ભૂલને વશ પ્રત્યક્ષ ચૈતન્યરૂપ જાગ્રત શ્રી ગુરુભગવાન શુ લાભ આપશે તેનુ લક્ષ ન રહેતા તેને દોઢ વીંટીનુ લક્ષ રહી ગયુ તેથી પરમાર્થ પોતાના સ્વરૂપ લાભની તેને અસાતનાની છે અમારાથી જ્ઞાન નથી આવતુ એવુ ભાન હોત તો વિના મર્યા વિના હોશથી તરતજ 'જી પ્રભુ' કહીને ઉભો થાત તેમ ઘણા જીવોને સત્ સ્વરૂપ સત્પુરૂષ જે જાગતી જ્યોત વર્તમાન પુરુષાર્થવાળા છે તેમનુ પરમ ઉપકારી લક્ષ ચુકીને પર નિમિત્તમા અટકે અને સ્વસ્વરૂપની સાવધાની, ગુરુઆજ્ઞાની જવાબદારીનું ભાન ન રાખે તો તેને આત્મસ્વરૂપની પરિણામીક દશાની પ્રાપ્તિ કેમ થાય? માટે સત્પુરુષનો મહિમા, ભક્તિ, વિનય આદિનુ વર્ણન શાસ્ત્રોમા ઘણુ આવે છે

અહીં તો પ્રત્યક્ષ સત્પુરુષનો અમુક્કાળ વિરહ હોય તે મુમુક્ષુએ કયા શાસ્ત્રો વાચવા તે વિષય છે આગળ કહેવાયુ છે કે આ મા સત્ સ્વરૂપ એવો સ્વાધીન છે, છે તે નિત્ય છે, છે તે પરપણે નથી, પર ભાવે રાગભાવે નથી એ આદિ અવિરોધી ન્યાય કથન જેને વિષે છે એવા શાસ્ત્રો જીવને ત્યાગ ઉપકારી છે કે જ્યારે પ્રત્યક્ષ સત્પુરુષનુ

નિમિત્ત ન હોય. આવે પ્રસંગે પોતાની પાત્રતામાં, યોગ્યતામાં સુશાસ્ત્ર નિમિત્ત છે. પણ ૧૧ મી ગાથામાં કહ્યું તેમ કોઈ મોહી જીવ, પ્રત્યક્ષ ઉઘડેલા પુરુષાર્થવાળા શ્રી ગુરુનો ઉપેક્ષક થઇને, પાનામાં રોકાય છે તેને આત્માની યથાર્થ રૂચી નથી. ચૈતન્યનો જે આદર જોઇએ તેને બદલે (નિશ્ચયથી પોતાનો આદર છે તે ભૂલ્યો છે) તેને જડનો આદર છે, રાગનો આદર છે તેથી તે રાગની ભક્તિ કરે છે.

આત્માર્થી લાયક જીવ સત્પુરુષના વિરહમાં એમ ચિંતવે કે શું કરૂં, પ્રત્યક્ષ સત્પુરુષનો જોગ ક્યારે મળે. એ અપૂર્વ અવસરની ભાવના ભાવતો વર્તમાનમાં સર્વજ્ઞ કથીત, પ્રમાણ શાસ્ત્રોને સદ્ગુરુની હૈયાતી ન હોય ત્યારે પણ, આજ્ઞા સમજી વિવેક સહિત સાચા સુખનો કામી અવિરોધપણે તત્ત્વ સાધન કરે છે. સુપાત્ર જીવને સતશાસ્ત્રનો આધાર એ માટે કહ્યો કે તેના નિમિત્તે જીવ પુરુષાર્થ સાધે છે; વળી તે વિચારે છે કે આ કથનમાં વસ્તુ ભાવસ્વરૂપે છે, કે નામપણે છે, કે સ્થાપના નિક્ષેપે છે, કે દ્રવ્ય નિક્ષેપે છે. જે જે નયે, જે જે પ્રમાણથી, નિશ્ચય વહેવારથી, પરમાર્થથી જે ન્યાય, જ્યાં જ્યાં યોગ્ય છે તે તે યથાસ્થાને સમજે. આત્મા કેવળ શુદ્ધ જ છે એમ પણ નહિ. દ્રવ્ય સ્વભાવે શુદ્ધ અને પર્યાયે અશુદ્ધપણું જાણે અને અશુદ્ધપણું ટાળવા પુરૂષાર્થ કરે અને રાગ ટાળીને જ્ઞાનદશાનો પુરૂષાર્થ વધારવાનું પ્રયોજન સાધે. હજી અધુરી દશા છે ત્યાંસુધી શાસ્ત્ર અભ્યાસ, સ્વાધ્યાય આદિ કરે છે.

લક્ષણ, પ્રમાણ, નય, નિક્ષેપ એ આત્માને સાધકદશામાં પૂર્ણ સ્વભાવ પ્રગટ કરવા સુધીમાં સાધનો છે, પણ તેનો આધાર સદ્ગુરુ પ્રત્યક્ષ ન હોય તેટલા પુરતો જાણીને તે અપેક્ષાએ આદર હોવો જોઇએ. ધર્માત્માએ બહુ શ્રુતભક્તિ કરવી, તેમાં શાસ્ત્રાદિનું બહુમાન કરવા કહ્યું છે, કારણકે તે શાસ્ત્રો સત્પદ પરૂપણાનો આધાર છે; કેમકે તેમાં સત્પદ ઉત્પાદ-વ્યય-ધ્રુવયુક્તં સત્. અસ્તિપદને પરૂપક યથાર્થ તત્ત્વ નિરૂપણ છે, તે વળી એમ પણ પરૂપે છે કે આત્મા છે, છે તે પર પણે નથી, પણ છે તે સ્વપણે છે, તે જ ટકીને બદલે છે.

શિષ્ય જે ભૂમિકાએ ઉભો છે તે સંસારદશા પલટીને મુક્તદશા કરવી છે માટે શાસ્ત્ર શું પ્રયોજનવાન છે તે પ્રત્યક્ષ સદ્‌ગુરુ હોય તો સમજાવે અને તેમની આજ્ઞાને અનુકુળ શાસ્ત્રો તે કાળે જીવને ભુલ-દશા પલટાવીને ભુલ સુધારે. ઘણા જીવો વાંચે છે પણ પોતામાં કેવી પાત્રતા જોઈએ, અને સમજણની કળા શી રીતે છે એનો અનુભવ જોઈએ તે તેમને હોતો નથી.

શ્રીમદે ગુજરાતી ભાષામાં કેટલું બધું સહેલું કર્યું છે; તેમણે પણ કહ્યું છે કે પ્રત્યક્ષ જ્ઞાની સન્મુખે સમજતાં પોતાના અણસમજણના દોષો જેમ છે તેમ જ્ઞાની સમજાવી શકે છે. જે શાસ્ત્ર યથાર્થ તત્ત્વનું નિરૂપણ કરે છે તે શાસ્ત્ર સુપાત્ર જીવને લાભનું નિમિત્ત છે. દ્રષ્ટિની ભુલ ગયા પછી ગમે તે શબ્દ કે શાસ્ત્ર પ્રાયે અહિતનું કારણ થતું નથી પણ જેને સાચી દ્રષ્ટિ થઈ નથી તેને જ્યાં ત્યાં નિમિત્તોમાં, શાસ્ત્રોમાં આત્મા વિષે ભ્રમણા થાય છે, તેવા અપરિપકવ વિચાર-વાળાએ તો સત્ શાસ્ત્રો જ અવલોકવાં. અહીં સુપાત્ર જીવને શાસ્ત્રો આધારરૂપ કહ્યાં છે તો પણ પ્રત્યક્ષ સદ્‌ગુરુનો મહિમા માથે ચડાવીને તે આધાર છે. અહીં આધારની વાત કરી તે પણ ઉપચારથી છે. ખરી રીતે આધાર તો ધ્યેય આખો આત્મા છે તેના તરફનું વલણ છે; શાસ્ત્ર અભ્યાસમાં સંસારની ઇચ્છા, સંસારભાવ છોડીને નિત્ય વિચારણા અને તત્ત્વ સ્વરૂપનું મનન કરવા અહીં કહ્યું છે.

જેનો આધાર માન્યો તેની હિણપ, અનાદર કેમ થવા દે! સં-સારનો પ્રેમ ટાળીને, પ્રથમ સંસાર ઉપર પ્રેમ હતો તેનાથી ઉત્કૃષ્ટ પ્રેમ સત્પુરુષ પ્રત્યે હોવો જોઈએ, એ પ્રેમ (શુભરાગ) પણ આદરણીય નથી માન્યો પણ ઇષ્ટ નિમિત્ત જીવનું ઉપાદાનનું વલણ જણાવે છે. સદ્‌ગુરુ પ્રત્યે હૃદયમાં જે ઉત્કૃષ્ટ પ્રેમ, આદર છે તેજ નિશ્ચયથી પોતાના શુદ્ધ આત્મસ્વરૂપનો પ્રેમ છે. એ કારણે શ્રી સદ્‌ગુરુ ભગવંત, તે-મના ન્યાય, અને અધ્યાત્મ આદિ પ્રમાણિકશાસ્ત્રોનો પ્રેમ આત્મા-ર્થીને હોય જ.

હવે જે સત્પુરુષોએ નિષ્કારણ કરૂણાથી એકાન્ત આત્માના જ

હિત અર્થે જે સતશાસ્ત્રો રચ્યાં છે તેને કેમ અવગાહવા તે કહે છે. તેમાં ઘણો ગંભીર અર્થ રહ્યો છે.

અથવા સદ્‌ગુરુએ કહ્યાં, જે અવગાહન કાજ;
તે તે નિત્ય વિચારવાં, કરી મતાંતર ત્યાજ. ૧૪.

ધર્માત્મા સદ્‌ગુરુએ કહ્યું કે અમુક શાસ્ત્ર વાંચ, તો તેનું ઘણું મહાતમ્ય આવે અને અવગાહન એટલે શાસ્ત્રમાં સર્વજ્ઞ ભગવાનના ન્યાયના ઉંડા ગંભીર રહસ્ય ભર્યા છે તેમાં ઉંડા ઉતરી તે સમજવું. જેમ દરીયામાં મોતી લેવા માણસો ઉંડા અવગાહે છે ત્યાં મગરમચ્છ, માછલાં તથા પાણીમાં તોફાનપણ સહન કરીને અંદર ડુબકી મારે છે તેમ શાસ્રના તાત્પર્યને અવગાહે છે તેનો અર્થ એ છે કે વીતરાગ, ભગવંત, પરમાત્મા, સર્વજ્ઞ, આચાર્ય, ગણધરો આત્મતત્ત્વ વિષે શું કહેવા માગે છે તે પોતાના જ્ઞાનવડે સ્વાવલંબનથી ગુરુઆજ્ઞાનું યથાર્થ-પણું સમજીને, ઉંડા ન્યાયને ગંભીરભાવે વિચારવો. વિરોધ માન્યતા ટાળીને પ્રથમજ સમજવાનું એ છે કે જીવથી શું થઇ શકે છે અને શું નથી થઇ શકતું, શું થઇ રહ્યું છે અને શું માને છે, પોતે દરેક સમયે શું સ્વરૂપે છે. તેનો યથાર્થ નિર્ણય કર્યા વિના શાસ્ત્રો વાંચે સાંભળે, અને હું સારૂં કરૂં છું એમ માને તે બધુંય વૃથા છે. આત્મા સ્વ-ગુણમાં બધુંય કરી શકે છે પરંતુ સંસાર દેહાદિ પરવસ્તુ કે પરગુણમાં ( પરમાણુંમાં ) કોઈ પ્રકારે કંઈપણ કદી ન કરી શકે. આ મહા નિયમ પ્રથમ સમજવો.

તા. ૫-૧૦-૩૯

૯ મી ગાથામાં સદ્‌ગુરુના આશ્રય વિષે કહ્યું. ૧૦ મી ગાથામાં સદ્‌ગુરુના લક્ષણ કહ્યાં. ૧૧ મી ગાથામાં કહ્યું કે પ્રત્યક્ષ સદ્‌ગુરુના લક્ષ વિના પરોક્ષ જિનનું સ્વરૂપ ન સમજાય અને આત્મ વિચારનું યથાર્થપણું ન ઉગે. ૧૨ મી ગાથામાં કહ્યું કે સદ્‌ગુરુના ઉપદેશથી જિનસ્વરૂપ સમજાય છે. ૧૩ મી ગાથામાં શાસ્ત્રના લક્ષણ વર્ણવ્યાં કે પૂર્વાપર વિરોધ રહિત આત્મા છે અને અન્ય પદાર્થો પણ છે; અનંતજીવ અને અનંત જડ પદાર્થો છે, તેની હૈયાતી છે એમ

અસ્તિત્વપણું દેખાડનાર સર્વજ્ઞ વીતરાગના શાસ્ત્રોજ પ્રમાણ
શકે અને કહ્યું કે સદ્‌ગુરુનો યોગ ન હોય ત્યાં સુપાત્ર જીવને
આધારભૂત છે.

૧૪ મી ગાથામાં કહ્યું કે સદ્‌ગુરુ, શિષ્યની શંકાનું ર
કરવા માટે બીજા વૈરાગ્ય આદિના કોઈ ગ્રંથો વાંચવાનું કહે,
ગ્રંથો અવગાહવા. માટે સદ્‌ગુરુએ કહ્યું હોય તેમાં શિષ્યના હિત
સદ્‌ગુરુના હૃદયમાં હોય છે. કઈ કઈ શંકા, ભૂલ ટાળવા માટે
ગ્રંથ વાંચવા કહે છે, તેની પાછળ આશય શું રહ્યો છે તે
સમજવા માટે, અંદર પ્રવેશ કરવા માટે શાસ્ત્રને વિશેષપણે
હવા કહ્યું છે, એટલે તે ગ્રંથ અવગાહતાં પોતે કદાચ કોઈ વિશે
એકાન્ત વાતમાં રોકાયો હોય તો જ્ઞાની પુરુષનો આશય સમજી
છે કે હું અમુકમાં રોકાયો હતો.

સૂક્ષ્મ ભૂલ ટાળવી હોય તો શાસ્ત્રનું નિત્ય અવગાહન,
અને ઊંડું મનન કરવું જોઈએ.

ગણધર જેવા મહામુનિ સંત જેઓ ચાર જ્ઞાનના ધણી છે
ભવે મોક્ષે જવાના છે, છતાં તેઓ પણ શાસ્ત્રો અવગાહે છે, સ્વા
કરે છે. માટે દરેક જીવે શાસ્ત્રાભ્યાસ કેવી રીતે કરવો તે જણાવે
વાંચનારની ઘણી જવાબદારી છે કેમકે ગ્રંથકાર આચાર્યનું પેટ(આ
શું છે, આ વાચકનો વાચ્ય શું છે, તેના વિચાર ન્યાયમાં પ્રવેશ
સમજવાનો છે, માટે ઊંડાણમાં મધ્યસ્થપણે નિત્ય વિચારવા કહ્યું
પણ પોતાની મતિકલ્પનાથી સ્વચ્છંદે વાંચી જાય તેનું ફળ વિપ
આવશે;—પોતાને મન ગમતી એકાન્ત વાત પકડી રાખશે અથવ
ક્રિયાજડ થઈ જશે; અથવા શુષ્કજ્ઞાની થઈને કહેશે કે, સર્વશાસ્ત્ર
છે કે આત્મા શુદ્ધ જ છે. "શુદ્ધ, બુદ્ધ, ચૈતન્યઘન સ્વયંજ્યોતિ
ધામ" બસ આ સમજાઈ ગયું છે અને બંધ, મોક્ષ તો કલ્પના
જીવમાં ભ્રાંતિ નથી સંસાર હતો જ નહિ, જડ પણ નથી અને
આત્મામાં ભૂલ પણ નથી; એમ એકાન્ત પકડીને સ્વચ્છંદે પ્રવર્તે, રાગ
કષાયમાં, મોહાવેશમાં વર્તે અને મુખથી જ્ઞાનમાત્રના શબ્દો મન

ધારી રાખે બોલે તેને સત્શાસ્ત્રનું ફળ નથી. બધા જ્ઞાનીના
દેશનો સાર એ છે કે આત્મા શુદ્ધ છે. પણ તે કઇ દ્રષ્ટિએ છે
સમજણ વિના "શુદ્ધ છું" એટલા નામ માત્રને પકડી રાખે
અશુદ્ધતામાં પ્રવર્તે છે.

જે સ્વછંદ ટાળીને નિર્દોષ વીતરાગ ભગવંતોના ભાવ વચ
આશય શું છે તેને સમજે, ઉંડાણથી વિચારે અને અંદરથી સ
ન્યાય કાઢે કે સર્વજીવો શક્તિરૂપે દ્રવ્ય સ્વભાવે માત્ર શુદ્ધ છે,
પોતાની વર્તમાન અવસ્થા પ્રકૃતિના નિમિત્તે અને પોતાની ભૂલ
કારણે મલીન છે, તે મલીનતા અને ભૂલ રહિત તદ્દન શુદ્ધ સ્વરૂપ
પ્રાપ્તિ યથાર્થ પુરુષાર્થથી કરી શકે છે. તે ન્યાયે એક વાત પણ યથ
ર્થપણે, શાસ્ત્ર ન્યાયને ઉંડાણથી અવગાહીને વિરોધ ટાળીને જો જી
સમજે તો બધાય પ્રામાણિક પડખાંરૂપ ન્યાયની સંધિ તેને બેસતી આવશે

ઘણા જીવોને સુખ અને સત્યની તાલાવેલી છતાં, નિત્ય સહજ
આનંદસ્વરૂપનો અનુભવ નથી થતો તેનું કારણ કે તેમને સ્વરૂપની
ભ્રાંતિ છે. તે લોકો વિચાર્યા વિના ગોખી જાય છે. કાયમ વાંચન ચાલુ
રાખે પણ તે શબ્દોનો ભાવ અર્થ શું છે તેની ખબર ન પડે, હાંકયે
રાખે, અને પોતાના સ્વછંદને ઠીક માને તેને સ્વરૂપની ભ્રાંતિ ન ટળે.
વળી તે સાધુવંદણાનો આશ્રય કરતો હોય, અનુપૂર્વિ ગણતો હોય,
નમોઅરિહંતાણં વીગેરે એમ ગોખી નાખતો હોય, પણ વિચારે નહિં
કે હું જેનું સ્મરણ કરું છું તેનું શું સ્વરૂપ છે?, તેનાથી મને શું
લાભ થાય છે, હું તે રાગમાં ટક્યો છું કે શું?, આ તત્ત્વ શી રીતે
પ્રગટ થઇ શકે છે?, મને મારી અને પરની ઓળખાણ શી રીતે છે?
અપૂર્વ વસ્તુ પ્રાપ્ત કરવાની કઈ કળા છે? હું જે કરી રહ્યો છું,
માની રહ્યો છું તે સત્ય છે કે કેમ? તેનો વિચાર વિવેકપૂર્વક કરતાં
આવડે નહિ તો તે આગળ કેમ વધશે? ક્રિયાને પોતાની કરવા માગે
છે તેનો નિત્ય અભ્યાસ કરવા છતાં તેનું વર્તમાનમાં કાંઇ ફળ આવતું
નથી, તો તેનું પછી ફળ કેમ આવશે? એટલું લોકો વિચા…

અને તેના પ્રત્યક્ષ વર્તમાનમાં પણ લાભ થઇ શકે છે. પ્રથમ બીજું કાંઇ કરીએ અને પછી આત્મજ્ઞાન ઉઘડે એમ નથી માટે કહ્યું કે સત્‌-શાસ્ત્રો નિત્ય વિચારવાં, યથાર્થ ન્યાયથી અવગાહવાં; પણ કઇ શરતે કેઃ—"કરી મતાંતર ત્યાજ" એટલે સ્વચ્છંદનો ત્યાગ કરીને, વિરોધ ટાળીને સમજવા માટે વિચારવું. એવું ન હોવું જોઇએ કે જેનાથી હાની થાય કે સ્વછંદ પોષાય.

તત્ત્વનો અભ્યાસ અનાદિથી જીવને અજાણપણે છે, તેનો યથાર્થ નિર્ણય કરતાં વાર લાગે તેનો વાંધો નથી, પણ ખોટો નિર્ણય ન થઇ જાય તે વિચારવું અને સાચું જે છે તે સમજવું, પણ છ મહિના વિચાર કરીને ભેંસનાં શીંગડામાં માથું ઘાલનાર (નાખનાર) મૂર્ખ મનુષ્ય જેવું ન થવું જોઇએ.

આગળ કહ્યું કે અવિરોધ તત્ત્વ નિરુપક શાસ્ત્રને યથાર્થ સમજીને શાસ્ત્રમાં પ્રવેશ કરવો. હું કોણ છું, મારૂં સ્વરૂપ શું છે તેને આજ સુધી જે માન્યું છે તેનાથી જુદો પડી મધ્યસ્થપણે ન્યાય દ્રષ્ટિથી વિચારે તો લાભ થાય પણ કુળધર્મને સાર્થક કરવાના હેતુએ, માન, મોટપ અર્થે વાંચે તો તેની સફળતા ન થાય. માન મેળવવા ખાતર કે પંડિતાઈ ખાતર વાંચે, તેણે શાસ્ત્ર અભ્યાસનો ભાર વૃથા ઉપાડ્યો છે. પોતે શાસ્ત્ર અભ્યાસ કરે છે તેમાં લોક રંજનનો હેતુ હોય, અગર ઉંડાણમાં માન મેળવવાનો હેતુ હોય છતાં પોતે માને કે હું ધર્મ કરૂં છું અને ધર્મની પ્રભાવનાનો મારો હેતુ છે, તો તેને પોતાને પરમાર્થ આશયનું યથાર્થ ભાન નથી એટલે તે જે કાંઈ કરે છે તે અજ્ઞાનની પુષ્ટિ જ કરે છે.

જ્ઞાનીના વચન પાછળ પરમાર્થ કેમ સમજી લેવો તે વિષે ધન્ના સાર્થવાહનું દ્રષ્ટાંતઃ—

એક ધન્ના સાર્થવાહ કરીને ગૃહસ્થ હતો તેણે ઉઝયા, ભોગવતિ, રખીયા અને રોહીણી નામે પોતાની ચાર પુત્રવધુને થોડા થોડા ડમોદના દાણા આપ્યા અને કહ્યુ કે આ દાણા હું માગું ત્યારે આપજો.

પોતાની દ્રષ્ટિથી કર્યો અને ચોથી વહુએ તેના સસરાનું પેટ (આશય) સમજી લીધું. જ્યારે પેલા મૂર્ખાએ છ મહિના વિચાર કર્યો છતાં ભેંસનાં શીંગડામાં માથું નાખ્યું. આ નાની ચોથી વહુએ એકજ ક્ષણમાં સાચો નિર્ણય નિઃશંકપણે કર્યો હતો સસરાએ પાંચ વર્ષ પછી કુટુંબનાં બધા માણસોને ભેગાં કરીને તે ચારે વહુના પિયરીઆં પાસેજ ન્યાય કરાવ્યો. અને સસરાના વચનનો આશય સમજનાર નાની વહુને મોટો લાભ મળ્યો. અહીં એમ કહેવું છે કે સર્વજ્ઞ ભગવાનના કહેલા ઉંડા શાસ્ત્રાર્થ સમજવા માટે કેટલી તૈયારી જોઇએ અને સર્વજ્ઞ કથિત શબ્દોનો આશય પ્રેમ તે પ્રથમ સમજવું જોઇએ. જે કોઈ જીવે સર્વજ્ઞના કથનનો ભાવઅર્થ (આશય) સમજી લીધો અને નિઃશંકપણે નિર્ણય કરીને તેના ભાવને પહોંચી ગયો તેને સ્વાધીનતા મળે છે તેથી અહીં ગાથામાં કહ્યું છે કે સદ્ગુરુએ જે જે શાસ્ત્રો લાયક શિષ્યને અવગાહવા કહ્યાં હોય, તે તે પોતાના સ્વછંદ અને મતનો ત્યાગ કરીને નિત્ય વિચારવા જોઇએ. પોતાના કુળધર્મ આદિના મતાંતર આગ્રહનો ત્યાગ કરે છે તે નિર્દોષ વીતરાગનો આશય શું છે તે શાસ્ત્રમાંથી સાચા ન્યાય વડે કાઢી શકે છે, અને સર્વજ્ઞના પેટની વાત (ભાવાર્થ) અને પોતાની સમજણનો આશય બરાબર છે એમ નિઃસંદેહ કહી શકે છે, અંતર સાક્ષી આપે છે. પણ જેણે સ્વછંદ, માનાદિ ઘટાડ્યા નથી તેને સ્વરૂપની શંકા રહ્યા કરશે, અને તેને સાચો પુરૂષાર્થ નહિ ઉપડે પણ જેણે વિરોધ ટાળીને, સ્વછંદ ટાળીને પુરુષાર્થ કર્યો છે તેને શું કરવું, સાચું શું હશે? એ મુંઝવણ નહિ થાય.

જેમ ભોજનમાં કાંકરી દાંત તળે આવતાં કાઢી નાખે એમ તત્ત્વમાં કાંઈ પણ વિરોધ આવે તો ભેદજ્ઞાન વડે ટાળે. અહીં તો જવાબદારી નાખીને કહ્યું છે કે શાસ્ત્ર વાંચવામાં તારા બધા કુતર્ક, પૂર્વાગ્રહને ટાળીને સ્વછંદ, માનાદિ રહિત થાતો આત્માર્થ પામી શકાશે. ત્રણે કાળના જ્ઞાની એમ જ કહે છે.

એક સત્પુરુષ પાસે એક વેશધારી મુનિ આવ્યા. તેમણે ઉપદેશ સાંભળ્યો અને તેને રુચ્યું તેથી કહ્યું કે મને આપના આશ્રયમાં રાખો.

ગુરુએ શરત કરી કે બાર માસ સુધી ફરીને જ્યાં જ્યાં તને માન હોય ત્યાં બધે કહી આવ કે મેં જે ઉપદેશ આપ્યો હતો પણા ખોટી હતી. મુનિ કહે એ મારાથી નહિ બને, બીજું ર કહો. ગુરુ કહે તારી બધી પૂર્વ માન્યતા ઉપર મીંડા મૂક સ્વછંદ ત્યાગ્યા વિના, આમ કર્યા વિના લાખ વર્ષ તપસ્યા કર, મ કર તોપણ બીજો ઉપાય નથી. ત્યારે દ્રવ્યલીંગી મુનિ કહે ાઈના કયાંઈના નહિ રહીએ. તમે કહો છો તેમ કરું તો જે લોકો ાન આપતા હતા તે મારી મશ્કરી કરશે માટે મારું કાંઇક રાખો. ુરુ કહે પરમાર્થમાં કપટ નહિ નભે, સત્ય તો સરળ છે, સુલભ ની પ્રાપ્તિ સર્વ સ્થળે છે, માત્ર દોષ તજવા પડશે, સ્વછંદ અને ંથી જ મોક્ષમાર્ગ અટકયો છે. તારે ખોટું સાચવી રાખવું છે ાું સમજવું છે ? ભૂલથી હાથમાં સાકરને બદલે સોમલની કટકી જાય, તે ભૂલને જાણ્યા પછી તેને કોણ રાખે ? ડાહ્યા પુરુષ ભૂલથી ઝેર આવી ગયું, પણ જ્યારે ભૂલને જાણે, ઝેરને આ છે એમ જાણે પછી તેનો ત્યાગ કરતાં વાર ન લગાડે. લોકો શું મારું માન જતું રહેશે તો ? આહાર પાણી નહિ મળે તો ? ની પરવા ન કરે. કોઈની ખોટી શરમ ન રાખે માટે જ ૧૫ મી માં સ્વછંદ એટલે મિથ્યાત્વ મોહભાવ ટાળવા કહે છે. ૧૪.

જીવ સ્વછંદ તો, પામે અવશ્ય મોક્ષ;
ામ્યા એમ અનંત છે, ભાખ્યું જિન નિર્દોષ. ૧૫.

૧૦ મી ગાથામાં શ્રી ગુરુના લક્ષણ કહ્યાં અને ૧૩ મી ગાથામાં અજીવ, નિરૂપક ધર્મશાસ્ત્રના લક્ષણ કહ્યાં.

હવે નિર્દોષ દેવનું લક્ષણ આ ગાથામાં કહ્યું છે. જેના રાગ, અજ્ઞાન સર્વથા ટળી ગયા છે એવા વીતરાગ દેવ નિર્દોષ પરમા- છે. તે સર્વજ્ઞ વીતરાગદેવે સર્વ જીવોને હિત માટે કહ્યું છે, કે જીવ દિકાળથી પોતાની ઇચ્છાથી અને પોતાના ડહાપણથી ચાલ્યો છે, ી ઘેલછા જે અનાદિકાળથી સેવી છે તે સ્વછંદ, મત, આગ્રહ, આદિ કષાયને રોકે તો અવશ્ય સ્વતંત્ર પૂર્ણસુખ, સહજાનંદ

દશાને પામે, અવિનાશી નિજપદ મોક્ષદશાને પામે, કારણકે મિથ્યા અભિપ્રાયના ત્યાગથી અનંત જીવો પૂર્ણ નિર્દોષતાને પામ્યા છે. એમાં એ પણ આવ્યું કે અનાદિથી જીવો પર પ્રકૃતિના નિમિત્તે અશુદ્ધ અવસ્થામાં હતા. તે દોષ ટાળીને અનંત જીવો મોક્ષને પામ્યા અને પામે છે અને ભવિષ્યમાં પણ પામશે. છતાં અનંત જીવો સંસારમાં રહેશે, એટલે અન્ય દર્શનકારોના મતમાં જીવનું સ્વરૂપ અન્યથા માને છે તેનું પણ નિરાકરણ થયું. શ્રીમદ્‌ભગવત્કુંદકુંદાચાર્યદેવ સમયસારની મંગળાચરણની પહેલી ગાથામાં કહે છે કે "वंदित्तु सव्वसिद्धे" એ ગાથામાં એજ કહ્યું કે અનંત જીવો સંસારનો અભાવ કરીને, સ્વચ્છંદ ટાળીને સ્વતંત્ર થયા છે, નિર્દોષ થયા છે, તે અનંત સુખમાં શુદ્ધ સ્વરૂપમાં બિરાજે છે. તેમને શ્રીમદ્‌ભગવત્કુંદકુંદાચાર્યે અનંત ન્યાય ગર્ભિત નમસ્કાર કર્યો છે. તે બધા અનંત જીવો છે; સ્વતંત્ર છે, પોતાના પુરુષાર્થ વડે જ સિદ્ધ, મુક્ત થયા છે, જગતકર્તા ઇશ્વર નથી, સર્વ જીવની સત્તા એક નથી એમ ઘણા ન્યાય આવ્યા. અત્રે આ ગાથામાં એમ પણ આવ્યું કે "અવશ્ય પામે મોક્ષ" એટલે અનંત જીવો મોક્ષસ્વરૂપને પામ્યા તો તું કેમ નહિ પામે? પૂર્વે અનંતકાળમાં પણ તું એક સમયમાત્ર સ્વસ્વભાવમાં ઠર્યો નથી, હવે સ્વછંદ છોડીને સ્વતંત્ર સ્વરૂપમાં ઠર; સ્થિર થા તો સુખ થાય એમ કહ્યું, માટે સ્વછંદ ટાળવાથી અવશ્ય મોક્ષ થાય છે. વળી તે સ્વછંદ ટાળવાની રીતિ શ્રી સદ્‌ગુરુ જાણે છે,. તેમના આશ્રય વિના જીવ પોતાની ઇચ્છાએ બીજું બધુંએ અનંતવાર કરી ચૂકયો છે. લોકોને જ્ઞાનીની વાણી કઠણ પડે છે, તેની સાથે દુઃમેળ રહે છે, પણ જો એકવાર ભૂલ ટાળીને જ્ઞાની સન્મુખ થયો તો જરૂર મેળ થશે. મતાંતર છોડીને એટલે જે ભ્રાંતિ ભ્રમણા છે, ઉંધી દ્રષ્ટિરૂપ ખોટો અભિપ્રાય છે તેને જ્ઞાનીએ કહ્યા પ્રમાણે છોડે તો અવશ્ય મોક્ષ પામે.

નિર્દોષ, અકષાય કરૂણાના દાતા અર્હંતદેવ. રાગ રહિત નિર્દોષ છે એવા વીતરાગ કેવળજ્ઞાની તીર્થંકર ભગવાન જે નિર્દોષતાને પામી ગયા છે. તેમણે કહ્યું છે કે સ્વછંદ એટલે દર્શનમોહ—(પોતાના સ્વ-

ત્પુરુષની આજ્ઞાથી અનંત જીવો મોક્ષદશાને પામ્યા છે. શાસ્ત્રના એકેક વચનમાં ઘણા ન્યાય, આશય હોય છે, પણ જીવોને મનનપૂર્વક સાચો વિચાર કરવો નથી. "આત્મસિદ્ધિ" ઘણાએ ઘણી વખત વાંચી હશે પણ અંતરમાં મનનપૂર્વક સાચો વિચાર કર્યો નથી. જે રીતે વિચારવું જોઈએ, સમજવું જોઈએ તે પ્રમાણે સમજાયું નથી, માટે આ ગાથામાં સ્વચ્છંદ ટાળવા ઉપર ખાસ ભાર મૂક્યો છે. (સ્વચ્છંદ એટલે દર્શનમોહ, મિથ્યાત્વ, ખોટી માન્યતા.) પોતાનું સ્વરૂપ જે નિર્મળ સમજણ સ્વરૂપ જ્ઞાના દષ્ટા છે તેની ઓળખાણમાં ભૂલ એજ અનાદિકાળનું મિથ્યાત્વ જીવને અનંત સંસારમાં રખડાવે છે; તે પોતાની ભૂલ, પોતાનોજ અપરાધ છે. જે પુરુષમાં તે ભૂલ નથી એવા સત્પુરુષ, સદ્ગુરુને ઓળખી તેમના ચરણનો આશ્રય કરવાથી પોતાના દોષ ટળે છે.

તા. ૬-૧૦-૩૯.

પૂર્વાગ્રહની માન્યતા છોડીને શાસ્ત્ર અભ્યાસ કરવાનું કહ્યું છે અને સ્વચ્છંદ એટલે હું જાણું છું, સંસાર દેહાદીના કાર્યો કરી શકું છું એવી ખોટા અભિપ્રાયની પકડ છે તેનો ત્યાગ કરીને સર્વજ્ઞ ભગવાને જે સ્વરૂપ કહ્યું છે તે નિજ શુદ્ધસ્વરૂપને ઓળખીને તેનો આશ્રય સેવતાં અવશ્ય મોક્ષદશાને પામે છે. એ રીતે અનંતજીવો મોક્ષદશાને, પૂર્ણ પવિત્રતાને પામ્યા છે એમ અનંતજ્ઞાની, ત્રિકાળજ્ઞાની સર્વજ્ઞ ભગવંતોએ કહ્યું છે. અનંતજ્ઞાની થયા, થાય છે અને થશે, તેમનો એકજ અભિપ્રાય છે. તેઓ રાગ, દ્વેષ, અજ્ઞાનનો સર્વથા નાશ કરીને નિર્દોષજિન થયા છે. તેજ રીતે કેવળજ્ઞાની પરમાત્માનું કથન નિર્દોષ છે અને તેઓ પણ નિર્દોષ છે.

કદાપિ અજ્ઞાની જીવો ઘણા ડહાપણવાળા હોય, મહા બુદ્ધિવંત હોય છતાં તેનો અભિપ્રાય ડામાડોળ હોય છે, નિઃશંક નથી હોતો. કારણકે અનિત્ય પ્રકૃતિના નિમિત્તથી થયેલો ભાવ અનિત્ય છે, માટે તે અજ્ઞાની પુરુષનું કથન પ્રામાણિક અને નિર્દોષ હોય નહિ. તેથી તે જીવો ગમે તેવી ગોઠવણથી વાતો કરે તોપણ નિર્દોષ હોય નહિ તેથી એક અજ્ઞાનીના અનેક અભિપ્રાય હોય છે. અને અનંતજ્ઞાનીનો

મત એકજ હોય છે. "પુરુષ પ્રમાણે વચન પ્રમાણ" કહ્યું છે માટે સદ્‌ગુરુ સમાગમને જ પ્રામાણિક આશ્રયભૂત કહ્યો છે. ૧૫.

> પ્રત્યક્ષસદ્‌ગુરુયોગથી, સ્વછંદ તે રોકાય;
> અન્ય ઉપાય કર્યા થકી, પ્રાયે બમણો થાય. ૧૬.

શાસ્ત્રમાં અનેક અપેક્ષાથી કથન આવે તેનો જે કોઈ જીવ સ્વછંદથી અભ્યાસ કરે તો એકાન્ત આગ્રહને પકડીને રોકાઈ જાય છે. જેને એકલા નિશ્ચયનો આગ્રહ (નિશ્ચયાભાસ) બેસી ગયો હોય છે તે આત્મા એકલો શુદ્ધ જ છે, અવસ્થા પણ શુદ્ધ જ છે, રાગ, દ્વેષનો હું કર્તા નથી વિગેરે કહે છે; પણ રાગ, દ્વેષ, વિષય, કષાય ઘટાડવાનો પુરુષાર્થ કરતો નથી; રાગ રહિત થવાનો પ્રયત્ન ન કરે અને સ્વછંદે જે પ્રવર્તે છે તેને શુષ્કજ્ઞાનનો રાગ વધી જાય છે, અને પુરુષાર્થ કરનારા પ્રત્યે તેની દ્રષ્ટિમાં વિરોધ આવશે કે એ તો વ્યવહાર છે. આમ કરે તે તો કર્તા થઈ જાય અને આત્મા તો અકર્તા છે એમ કથન માત્ર તે ધારણામાં રાખે છે.

પણ આત્માર્થી તો નિર્દોષજ્ઞાન બળવડે રાગ ટાળીને પુરુષાર્થ સહિત કહે કે દ્રવ્યે હું ત્રિકાળ શુદ્ધ જ છું. ત્યારે પોતાની શુદ્ધ પર્યાય ઉઘાડતાં કેટલો બળવાન પુરુષાર્થ જોઇએ છે, તે જ્ઞાનનો પ્રયત્ન ટકાવી રાખવા કેટલો પુરુષાર્થ (વીર્યબળ) જોઇએ તેનું સ્વછંદી એટલે શુષ્કજ્ઞાનીને ભાન હોતું નથી. માટે સ્વછંદ ટાળવાનો ઉપાય સદ્‌ગુરુના આશ્રયે હોય છે એટલે પોતાની પાત્રતાથી ઉપાદાન તૈયાર કરી સદ્‌ગુરુ સમાગમ કરે તો અનાદિનો મિથ્યાભાવ, સ્વછંદ રોકાય છે અને પરિણામે આત્મજ્ઞાન દશાને તે આત્માર્થી જીવ પામે છે. વળી કોઇ ઉપાદાનને ભૂલીને નિમિત્તને પકડી રાખે એટલે વ્યવહાર વચનોને પકડીને, વ્યવહાર ક્રિયાકાંડ માત્ર વાંચે, વિચારે અને ક્રિયા જડત્વમાંજ રોકાય, બાહ્યક્રિયાને ચારિત્ર માની તેમાં પ્રેમ રાખે અને બાહ્ય વૃત્ત સમિતિ આદિ ક્રિયાને આત્માનું સાધન માને તે પણ સાચા નિમિત્તનો એટલે સદ્‌ગુરુનો અને પોતાના અવિકારી આત્માનો નિષેધક જીવ છે. જીવો પોતાનું માનેલું ડહાપણ જ્યાંસુધી ન છોડે ત્યાંસુધી તેને સતની

રૂચી થાય નહિ, ખોટામા સતોષ માને અને મનમાની કલ્પનામાં રોકાય છે અત્યારે કેટલાક લોકો મનની એકાગ્રતામાં, યોગની ક્રિયામા, ધ્યાન વિગેરે ભ્રમણામા એવા મડી પડેલા છે કે આત્માને ભૂલીને મનને, કાયાને, વચનને રોકવામા કર્તવ્ય માને છે તેને સાધન માને છે, પણ સ્વરૂપ જેમ છે તેમ જાણ્યા વિના તેનુ બધુએ વૃથા છે જ્ઞાની, કે અજ્ઞાની કોઈને દેહની ક્રિયાથી લાભ હાની નથી કારણ કે દેહાદીની કોઈ ક્રિયા કોઈ આત્માને આધારે નથી,-એવો ત્રિકાળ નિયમ છે લોકો જડ પ્રકૃતિના જોગને આત્માનો વહેવાર માને અને સ્વછંદથી અનેક માન્યતામા સ્વસ્વરૂપને નિર્ધારીને તે દિશામા રોકા- જાય છે વળી સત્શાસ્ત્રનો પણ નિષેધ કરે, વળી કો. કહે કે જાણતા જશુ તો રખેને વિકલ્પ વધી જશ અને જગતનુ સારુ માઠુ દેખીને રાગ, દ્વેષ થાશે, માટે આપણે કાંઈપણ જાણવુ નથી પણ જેનો સ્વભાવ જ્ઞાન તે કેમ ન જાણે ? સત્ સ્વભાવને રોકવાનો ઉધો પુરુષાર્થ કરે તે જડ જેવો થાય છે જ્ઞાનનો સહજ સ્વભાવ છે તેથી સ્વપર પ્રકાશક છે, જડને જાણવાથી રાગ, દ્વેષ થતા નથી પણ રાગી જીવ સસાર-દેહાદી સયોગનુ ધણીપણુ કર્તાપણુ કરીને અજ્ઞાનની મિથ્યા અભિપ્રાયની પુષ્ટિ કરે છે મોટા ધર્માત્મા ચાર જ્ઞાનના ધારી પણ શાસ્ત્ર વાચે વિચારે છે અને જેને વર્તમાન પુરુષાર્થ શુ, દ્રવ્ય, ગુણ, પર્યાય શુ તેનુ ભાન નથી, તે માને કે ઘણા શાસ્ત્રો વાચીએ, ઘણુ જાણીએ તો ઘણા રાગ, દ્વેષ, વિકલ્પ આવે અને થોડુ જાણીએ અધના ધ્યાનમા બેસી રહીએ, કાંઈ ન જાણીએ તો ઠીક પણ જેની દૃષ્ટિ ઉધી છે, ખોટી છે તેને બધુ ઉધુ જ આવશે જ્યા ત્યા શકા જ થાશે અજ્ઞાનીને ભય છે કારણ કે તે નિમિત્તથી ડરે છે શાસ્ત્રમાં કહ્યુ છે કે નવવાડે બ્રહ્મચર્ય પાળવુ એવા શબ્દો પકડીને જે માને છે કે એનાથી છેટે રહેવુ, પૌષ્ટિક ખોરાક જે ખાય તેનુ બ્રહ્મચર્ય રહે નહિ, એમ માની નિમિત્ત ઉપર, દેહના હાડકા ઉપર બ્રહ્મચર્યનુ ધારણ જે બાધે છે અને ઉદયની, જોગની ક્રિયાની જાળવણી કરવામા જ રોકાય છે, તેમા ધર્મ માને છે, ઠીક માને છે તેને આત્માની ઓળખ નથી અહીં તો એમ કહેવુ છે કે જીવ પોતાની ક૦ કર વિચિત્ર કલ્પનામા, સ્વછંદમા તણાયો હોય તેને જો શ્રી સદ્ગુરુનો આશ્રય હોય તો તેનો

સ્વચ્છંદ રોકાય છે. સદ્‌ગુરુ મુમુક્ષુ જીવના દોષને ઓળખી કાઢે છે અને યુક્તિથી સમજાવે છે, માટે ગુરુઆજ્ઞા એ પરમ હિતકર છે. કોઈ એકાન્ત નિશ્ચયમાં રોકાયો હોય, અવસ્થામાં અંતરંગ કષાય, તૃષ્ણાદિમાં રોકાયો હોય તેને પુરુષાર્થની જાગૃતિનું જોર આપે છે. કોઈ ક્રિયાજડત્વમાં રોકાયો હોય તેને આત્મા અવિકારી, અક્રિય જ્ઞાન માત્ર છે એની દૃઢ શ્રદ્ધા કરાવે છે અને વહેવારાભાસ છોડાવે છે. શાસ્ત્રમાં ઉપદેશ વચનો છે તેમાં રાગને ટાળવામાં વચ્ચે નિમિત્તનો સદ્‌ભાવ જણાવ્યો છે, પણ જેણે નિમિત્તથી સાધન માન્યું તેણે રાગનો આદર કર્યો છે અને જ્યાં રાગનો આદર છે ત્યાં અકષાય આત્માનો અનાદર છે. સાચી શ્રદ્ધા તો દૂર જ રહી જાય છે, જ્ઞાનીએ તો અરાગીપણાના લક્ષે પવિત્રજ્ઞાન બળવડે રાગ ટાળીને જ્ઞાનમાં જ્ઞાનપણે ટકી રહેવું એને જ વહેવાર કહ્યો છે, તે ભૂલીને બાહ્ય વહેવાર વચનને પકડે તેમાં નુકશાન કોને? શાસ્ત્રમાં અનેક અપેક્ષાથી કથન આવે તેનું પ્રયોજન ન સમજે, આશય ન સમજે અને નિમિત્તનો આગ્રહ પકડે તે મૂંઢ છે. શાસ્ત્રમાં અનેક હેતુથી જીવોને પાત્રતા પામવાને ઉપકારના હેતુ એવા સંત્ સાધનનું લક્ષ કરાવ્યું હોય છે, પણ તેનો અર્થ જો ગુરુગમે ન સમજે, સાચું પ્રમાણ ન વિચારે તો ભૂલે. જેનો અભિપ્રાય એમ થયો કે પર-પદાર્થ મને નુકશાન કરશે માટે હું તેને દૂર કરું; સ્રીને દેખીશ તો મને રાગ થશે એવો અભિપ્રાય છે ત્યાં અજ્ઞાન છે, તેને જડતત્ત્વની પણ ઓળખાણ નથી. જ્ઞાની ધર્માત્માને બહારથી વહેવારમાં પણ વિવેક રહે અને સંસાર પ્રસંગમાં, કોઈપણ સંયોગ પ્રસંગમાં ક્ષોભ ન થાય. જેણે હજી નિમિત્ત ઉપર થોડો પણ આધાર રાખ્યો છે તેને પોતાનો યથાર્થ વિશ્વાસ નથી. માટે સદ્‌ગુરુનો સમાગમ છોડે તો સ્વચ્છંદ. "અન્ય ઉપાય કર્યા થકી પ્રાયે બમણો થાય." જે વિધિએ સ્વચ્છંદ ટળે તેના ભાન વિના બીજા ઘણા ઉપાય કર્યાથી સ્વચ્છંદની પુષ્ટિ વધારે થાય છે. પ્રાયે એટલે ઘણું કરીને સ્વચ્છંદ વધે. પણ જે મુમુક્ષુ સદ્‌-ગુરુની આજ્ઞાને ઓળખનારો, તે મુજબ વર્તનવાળો છે. તે જ્યાં જ્યાં જે જે યોગ્ય હોય ત્યાં યથાસ્થાને તેમજ સમજે છે અને શ્રી ગુરુના વિરહમાં પણ ગુરુઆજ્ઞા માથે ચડાવીને વર્તે છે તેને સ્વચ્છંદ નથી. જેણે સદ્‌ગુરુસમાગમ કર્યો નથી, તે શાસ્ત્રઅર્થ સમજ્યા વિના વિપ-

રૂચી થાય નહિ, ખોટામા સંતોષ માને અને મનમાની કલ્પનામા રમત છે અત્યારે કેટલાક લોકો મનની એકાગ્રતામા, યોગની ક્રિયામા, ધ્યાન વિગેરે ભ્રમણામા એવા ચડી પડેલા છે કે આત્માને ભૂલીને મનને, કાયાને, વચનને રોકવામા કર્તવ્ય માને છે તેને સાધન માને છે, પણ સ્વરૂપ જેમ છે તેમ જાણ્યા વિના તેનુ બધુએ વૃથા છે જ્ઞાની, કે અજ્ઞાની કોઈને દેહની ક્રિયાથી લાભ હાની નથી કારણ કે દેહાદીની કોઈ ક્રિયા કોઈ આત્માને આધારે નથી —એવો ત્રિકાળ નિયમ છે લોકો જડ પ્રકૃતિના જોગને આત્માનો વહેવાર માને અને સ્વચ્છંદથી અનેક માન્યતામા સ્વસ્વરૂપને નિર્ધારીને તે દિશામા રોકા જાય છે વળી સતશાસ્ત્રનો પણ નિષેધ કરે, વળી કો કહે કે જાણવા જશુ તો એને વિકલ્પ વધી જશે અને જગતનુ સારૂ માઠુ દેખીને રાગ, દ્વેષ થાશે માટે આપણે ઝાઝુ જાણવુ નથી પણ જેનો સ્વભાવ જ્ઞાન તે કેને ન જાણે? સત્ સ્વભાવને રોકવાનો ઉંધો પુરૂષાર્થ કરે તે જડ જેવો થાય છે જ્ઞાનનો સહજ સ્વભાવ છે તેથી સ્વપર પ્રકાશક છે, જ ને જાણવાથી રાગ, દ્વેષ થતા નથી પણ રાગી જીવ સંસાર-દેહાદી સંયોગનુ વણીપણુ તર્પણ કરીને અજ્ઞાનની મિથ્યા અભિપ્રાયની પુષ્ટિ કરે છે મોટા ધર્માત્મા ચાર જ્ઞાનના ધારી પણ શાસ્ત્ર વાચે વિચારે છે અને જેને વર્તમાન પુરૂષાર્થ શુ, દ્રવ્ય, ગુણ, પર્યાય શુ તેનુ ભાન નથી, તે માને કે ઘણા શાસ્ત્રો વાચીએ ઘણુ જાણીએ તો ઘણા રાગ દ્વેષ વિકલ્પ આવે અને થોડુ જાણીએ અથવા ધ્યાનમા બેસી રહીએ કાંઈ ન જાણીએ તો ઠીક પણ જેની દૃષ્ટિ ઉંધી છે, ખોટી છે તેને બધુ ઉંધુ જ આવશે જ્યા ત્યા શંકા જ થાશે અજ્ઞાનીને ભય છે કારણ કે તે નિમિત્તથી ડરે છે શાસ્ત્રમા કહ્યું છે કે નવવાડે બ્રહ્મચર્ય પાળવુ એના શબ્દો પકડીને જે માને છે કે એનાથી છેટે રહેવુ, પૌષ્ટિક ખોરાક જે ખાય તેનુ બ્રહ્મચર્ય રહે નહિ એમ માની નિમિત્ત ઉપર દેહના હાડમ ઉપર બ્રહ્મચર્યનુ ધારણ જે બાધ્ય છે અને ઉપની, જોગની ક્રિયાની જાળવણી કરવામા જ રોકાય છે તેના ધર્મ માને છે, ઠીક માને છે તેને આત્માની ઓળખ નથી અહીં તો એમ કહેવુ છે કે જીવ પોતાની કંઈક વિચિત્ર કલ્પનામા સ્વચ્છંદમા તણાયો હોય તેને જો શ્રી સદ્ગુરૂનો આશ્રય હોય તો તેનો

સ્વચ્છંદ રોકાય છે. સદ્‌ગુરુ મુમુક્ષુ જીવના દોષને ઓળખી કાઢે છે અને યુક્તિથી સમજાવે છે, માટે ગુરૂઆજ્ઞા એ પરમ હિતકર છે. કોઈ એકાન્ત નિશ્ચયમાં રોકાયો હોય, અવસ્થામાં અંતરંગ કષાય, તૃષ્ણાદિમાં રોકાયો હોય તેને પુરુષાર્થની જાગૃતિનું જોર આપે છે. કોઈ ક્રિયાજડત્વમાં રોકાયો હોય તેને આત્મા અવિકારી, અક્રિય જ્ઞાન માત્ર છે એની દૃઢ શ્રદ્ધા કરાવે છે અને વહેવારાભાસ છોડાવે છે. શાસ્ત્રમાં ઉપદેશ વચનો છે તેમાં રાગને ટાળવામાં વચ્ચે નિમિત્તનો સદ્‌ભાવ જણાવ્યો છે, પણ જેણે નિમિત્તથી સાધન માન્યું તેણે રાગનો આદર કર્યો છે અને જ્યાં રાગનો આદર છે ત્યાં અકષાય આત્માનો અનાદર છે. સાચી શ્રદ્ધા તો દૂર જ રહી જાય છે, જ્ઞાનીએ તો અરાગીપણાના લક્ષે પવિત્રજ્ઞાન બળવડે રાગ ટાળીને જ્ઞાનમાં જ્ઞાનપણે ટકી રહેવું એને જ વહેવાર કહ્યો છે, તે ભૂલીને બાહ્ય વહેવાર વચનને પકડે તેમાં નુકશાન કોને? શાસ્ત્રમાં અનેક અપેક્ષાથી કથન આવે તેનું પ્રયોજન ન સમજે, આશય ન સમજે અને નિમિત્તનો આગ્રહ પકડે તે મૂઢ છે. શાસ્ત્રમાં અનેક હેતુથી જીવોને પાત્રતા પામવાને ઉપકારના હેતુ એવા સત્ સાધનનું લક્ષ કરાવ્યું હોય છે, પણ તેનો અર્થ જો ગુરૂગમે ન સમજે, સાચું પ્રમાણ ન વિચારે તો ભૂલે. જેનો અભિપ્રાય એમ થયો કે પર-પદાર્થ મને નુકશાન કરશે માટે હું તેને દૂર કરૂં; સ્રીને દેખીશ તો મને રાગ થશે એવો અભિપ્રાય છે ત્યાં અજ્ઞાન છે, તેને જડતત્ત્વની પણ ઓળખાણ નથી. જ્ઞાની ધર્માત્માને બહારથી વહેવારમાં પણ વિવેક રહે અને સંસાર પ્રસંગમાં, કોઈપણ સંયોગ પ્રસંગમાં ક્ષોભ ન થાય. જેણે હજી નિમિત્ત ઉપર થોડો પણ આધાર રાખ્યો છે તેને પોતાનો યથાર્થ વિશ્વાસ નથી. માટે સદ્‌ગુરુનો સમાગમ છોડે તો સ્વછંદ. "અન્ય ઉપાય કર્યા થકી પ્રાયે બમણો થાય." જે વિધિએ સ્વછંદ ટળે તેના ભાન વિના બીજા ઘણા ઉપાય કર્યાથી સ્વછંદની પુષ્ટિ વધારે થાય છે. પ્રાયે એટલે ઘણું કરીને સ્વછંદ વધે. પણ જે મુમુક્ષુ સદ્‌-ગુરુની આજ્ઞાને ઓળખનારો, તે મુજબ વર્તનવાળો છે. તે જ્યાં જ્યાં જે જે યોગ્ય હોય ત્યાં યથાસ્થાને તેમજ સમજે છે અને શ્રી ગુરુના વિરહમાં પણ ગુરુઆજ્ઞા માથે ચડાવીને વર્તે છે તેને સ્વછંદ નથી. જેણે સદ્‌ગુરુસમાગમ કર્યો નથી, તે શાસ્ત્રઅર્થ સમજ્યા વિના વિપ-

વાદ ઉભો કરશે. શાસ્ત્રમાં શ્રી વિદ્યાનંદજી સ્વામીએ કહ્યું છે કે કોઈ ધર્મના અન્યાય, ઉંધી પરૂપણા કોઈ કરતો હોય, તેને જે યથાશક્તિ વિરોધ ન કરે, અને સાચા ન્યાયને ન સ્થાપે તે ધર્મી નથી, પોતે ધર્મતત્ત્વ સમજતો હોય તો ખોટાનો વિરોધ કરે. ધર્માત્મા સ્થિર સમાધિમાં હોય તેના સંબંધી આ વાત નથી. પણ હજી જે અલ્પજ્ઞ છે અને જેને દેહાદીમાં અલ્પરાગ હોવાથી ખાવા પીવાની વૃત્તિ થતી હોય તેને એવો શુભ વિકલ્પ આવ્યા વિના ન રહે કારણકે હજી ધર્મ સ્નેહરૂપરાગ છે. દેવ, ગુરુ, ધર્મનો રાગ વર્તે છે; તેને ધર્મની હીલના (હીણપ) થતી જોઇને સાચો ન્યાયમાર્ગ સ્થાપવાનો વિકલ્પ આવ્યા વિના રહે નહિ. આ વિષે શાસ્ત્રમાં ટુંકામાં લખાણ હોય તેને સમજ્યા વિના વાંચીને કહે કે શાસ્ત્રમાં કહ્યું છે કે ધર્મની હેલના થતી હોય તો બચાવ કરવો એમ કલ્પી જો સ્વછંદી શિષ્ય હોય તો આવા શાસ્ત્રો વાંચીને કોઈ સાથે ઝગડો કરી બેસે, સંઘમાં વિખવાદ ઉભો કરે. ન્યાય, વિવેક આવડે નહિ માટે જે વિધિ, જે કળા જેને પ્રાપ્ત છે તેનો આશ્રય કર્યા વિના, સ્વછંદી જ્યાં ત્યાં વિખવાદ ઉભો કરશે અથવા ખોટા અર્થને ગ્રહણ કરશે. એ માટે પ્રત્યક્ષ સદ્‌ગુરુ સમાગમ ઉપકારી છે એમ કહ્યું. આત્મધર્મની શરૂઆત એટલે સમ્યક્‌દર્શનની શરૂઆત, તે અર્થે હવે સમકિતનું લક્ષણ કહે છે. ૧૬.

> સ્વચ્છંદ, મત આગ્રહ તજી, વર્તે સદ્‌ગુરુ લક્ષ;
> સમકિત તેને ભાખિયું, કારણ ગણી પ્રત્યક્ષ. ૧૭.

અહીં સમ્યક્‌દર્શનના કારણરૂપ નૈગમનયે સમકિત કહેવું છે, તેમાં ઉપાદાન અને નિમિત્ત એમ બે તેનાં કારણો છે. એક કાર્ય થવામાં બે કારણ હોય (૧) ઉપાદાન કારણ એટલે આત્માની સહજ શક્તિનું પરિણમન (૨) નિમિત્ત કારણ એટલે સજાતી સંયોગરૂપ શક્તિ કે જે ઉપાદાનને પરિણમવું હોય ત્યારે સાથરૂપ કહેવાય. હવે સ્વછંદ વિષે કહે છે. સ્વછંદ એટલે હું જાણું છું, સમજ્યો છું હું દેહાદિના કાર્યો કરનારો છું એવો મિથ્યા અભિપ્રાય તેનો ત્યાગ કરવાનું અહીં કહ્યું છે. મતાગ્રહ એટલે કુળધર્મ, લૌકિક રૂઢીને અનુસરતો જે મિથ્યામત

તે, સર્વજ્ઞ કથિત અનેકાન્ત ધર્મથી સિદ્ધ વસ્તુ તત્ત્વમાં વિરોધરૂપ હોય તે બધા મિથ્યાપક્ષ; તેનો ત્યાગ કરીને સદ્ગુરુ, જ્ઞાની સત્પુરુષના લક્ષે વર્તે, વર્તમાન પુરુષાર્થવાળા સદ્ગુરુ શું કહે છે તેનો આશય સમજી લે અને તેજ ભાવ અને તેજ અર્થનું ગ્રહણ કરે તેને પ્રત્યક્ષ કારણરૂપે સમકિત કહ્યું છે, એટલે અખંડસ્વરૂપ સદ્ગુરુ તે પ્રત્યક્ષ કારણ છે: તેમની યથાર્થ પ્રતીતિ થતાં લાયક જીવને પરમાર્થે સ્વતત્ત્વનું લક્ષ થાય છે. આત્મા આનંદમય સહજ સુખસ્વરૂપી છે એના ભાનના કારણવાળાને અહીં સમકિત કહ્યું છે, આ વ્યવહાર સમકિત છે એટલે બોધબીજની અપૂર્વ રૂચીરૂપ સમકિત છે. સદ્ગુરુના લક્ષે ગુરુઆજ્ઞાએ વર્તનાર જીવ ભાવિનિર્વાણનું ભાજન છે. નૈગમનયના અંશે તેને કારણ સમકિત કહ્યું છે. જેમાં ઉપાદાનનું વીર્ય ઉછળીને જે સહજ હા આવી છે કે આ આમ જ છે, એટલે પૂર્ણ અખંડજ્ઞાયકસ્વરૂપ નિર્મળ તત્ત્વ છે એવો આત્માનો જ ભાવ અંતરંગમાં સહજ સ્વભાવે ઉલસ્યો છે, તેથી તે નિશ્ચય સમકિતનું કારણ છે. જીવ, અજીવ આદિ નવતત્ત્વ, છ દ્રવ્યનું જાણપણું, ધારણા એ શ્રદ્ધા નથી. પણ આત્માના પુરુષાર્થનું સહેજે સ્વરૂપ સન્મુખ થવું તેને વ્યવહાર સમકિત કહ્યું છે. વ્યવહાર કહેવાનું કારણ એ કે હજી શુદ્ધતાનો ઉઘાડ થઈ સાધક સ્વભાવ વર્તમાન વર્તતો નથી. પદ્મનંદીપંચવશતિકામાં કહ્યું છે કે:—

तत्प्रति प्रीतिचित्तेन, येन वार्त्तापि हि श्रुता ।
निश्चितं सः भवेद्भव्यो, भाविनिर्वाणभाजनम् ॥

આત્માની અધ્યાત્મ વાતો સદ્ગુરુ સમાગમે જે લાયક પ્રાણીએ ભાવાર્થના લક્ષે, પ્રસન્નચિત્તે એ પ્રમાણે સાંભળી છે કે આત્મા અક્રિય જ્ઞાતા સિદ્ધ ભગવાન જેવો અવિકારી, શાંત, નિર્મળ, ત્રિકાળ પૂર્ણ-સ્વરૂપ શુદ્ધ છે, તે જીવને ભાવિનિર્વાણ ભાજન કહ્યો છે. પણ દેખા-દેખીથી કે મનની ધારણાથી નહિ. સ્વછંદરૂપ મિથ્યાગ્રહના ત્યાગની તેને સહજ પ્રાપ્તિ થાય છે; પણ સંસારદેહ આદિ રાગની પ્રીતિ રાખીને આત્માના નામે જે કાંઈ કરશે તેનો સ્વછંદ બમણો થવાનો છે; તે ભલે સમયસાર, પંચાધ્યાય જેવા ગ્રંથો ભણ્યો હોય, છતાં તેની બધી ધારણા મફતમાં (નકામી) જાય. પરિક્ષાવિના ધર્મના નામે

આંધળી અર્પણના કરી તેનાથી હીન માને, પોતાની વર્તમાન અવસ્થા શું કામ કરે છે, જ્ઞાનદશા તે શું છે, તેનું લક્ષ સમજ્યા વિના પ્રમાદમાં નિરાંતે પોઢે છે, તેને પુરુષાર્થ તે શું અને રાગ ટાળવારૂપ જ્ઞાનનું જ્ઞાનમાં ટકવું તે શું, તેની કાંઈ ખબર નથી. સ્વચ્છંદ રોકવાની કળાનું તેને ભાન નથી. છતાં હું જાણું છું તેજ સાચું એ માન્યતાની પકડ હોવાથી વિષય, કષાયની અંતરંગ પ્રવૃતિ ટળે નહિ, કારણકે સમ્યક્‌જ્ઞાન વિના સાચો વિવેક હોય નહિ. એથી દેહાદિની સગવડતા પ્રત્યે રાગ અને પ્રતિકૂળતા પ્રત્યે દ્વેષ તેને રહેશેજ. જે તુચ્છ પદાર્થમાં ધીરજ ખોઈ બેસે છે અને માને છે કે અમે આત્માનું સ્વરૂપ જાણ્યું છે તેણે સ્વચ્છંદ પોષ્યો છે. જ્યાં જ્ઞાતાપણું છે ત્યાં પરભાવ રાગાદિ કષાયમાં ટકવું થાય નહિ અને જ્યાં મિથ્યા આગ્રહની પકડ છે ત્યાં નિર્દોષ જ્ઞાતાપણું હોય નહિ. માટે કહ્યું છે કે સ્વછંદ, મતાગ્રહ છોડીને સદ્‌ગુરુના લક્ષે વર્તે તો પરમાર્થ સ્વરૂપનો હેતુ—કારણ સમકિતની પ્રાપ્તિ થાય છે. જેનું લક્ષ સાચે સાચા આત્માર્થીણી હોય તે સ્વરૂપમાં બીજી કલ્પના પણ ન કરે અને પ્રત્યક્ષ સદ્‌ગુરુ આજ્ઞાએ વર્તે. જેમ સવળા ઘડા ઉપર બીજા અનેક ઘડા સવળા રહે તેમ આત્માર્થી સુપાત્ર જીવને બધુંએ સવળું થાય છે અને સ્વછંદી માનાર્થીને ઉંધા ઘડાની જેમ અવળું થાય છે. માટે સદ્‌ગુરુનો સમાગમ પરમ ઉપકારી આશ્રયભૂત કહ્યો છે. ૧૭.

માનાદિક શત્રુ મહા, નિજછંદે ન મરાય,
જાતાં સદ્‌ગુરુ શરણમાં, અલ્પ પ્રયાસે જાય. ૧૮.

મનુષ્યને માન અને મૈથુનસંજ્ઞા વધારે છે. સંજ્ઞા એટલે આત્મા સદાય જ્ઞાનસ્વરૂપ અનિચ્છક છે તેને ભૂલીને પ્રકૃતિજન્ય ઇચ્છામાં રોકાવું તેને સંજ્ઞા કહે છે. માન, સત્કાર, ક્રોધ, માયા, લોભ એ જીવના મહાશત્રુ છે. તેમાં માન કષાયનું મુખ્યપણું છે. શ્રીમદે કહ્યું છે કે જો મનુષ્યમાં માન ન હોત તો મોક્ષ અહીં જ હોત. એટલે માનાદિ કષાય જીવના મહાશત્રુ છે, તે પોતાના સ્વચ્છંદે ન ટળે. ધર્મના બહાને અનંતાનુબંધી માન સેવાય છે, તે સદ્‌ગુરુ શરણ આશ્રય વિના ન

ટળે. ચક્રવર્તી રાજા મુનિ થયા હોય અને શહેરમાં ભિક્ષા અર્થે આવ્ય
હોય, ચૌટામાં ઉભા રહ્યા હોય અને તેનીજ દાસી તેને ઠપકો આ
અને કહે કે મુનિનો આચાર નથી કે ચૌટામાં ઉભા રહેવું. મુનિ
તેથી જરા પણ તેના ઉપર રોષ ન થાય કે આ મારૂં અપમાન કરે
પણ મુનિ પોતાની ભૂલને કબુલ કરે. "સત્યનો આદર કરનાર પોતા
ત્રિકાળી સત્યનો આદર કરે છે." દોષનો આદર તે પોતાનો જ અના
છે. જો એક બાળક પણ મુનિની ભૂલ દેખાડે તો મુનિ તે કબુલ કરે.

આ ૧૮ મી ગાથામાં ચારિત્રની વાત કહી છે. ૧૭ મી ગાથા
સમ્યક્દર્શન એટલે આત્મજ્ઞાની સદ્‌ગુરુના લક્ષથી, આશ્રયથી, કાર
સમકિત કહ્યું છે, કે જે જાતથી નિશ્ચય સમકિત પ્રગટવાનું છે.

સદ્‌ગુરુશરણ એટલે નિશ્ચયથી અસતનો અનાદર અને સ
સ્વરૂપનો એટલે પોતાના શુદ્ધ આત્માનો આદર છે, એ સદ્‌ગુરુ આ
શ્રયનો પરમાર્થ છે. પણ તેથી એમ ન સમજવું કે પ્રત્યક્ષ સદ્‌
ઉપકારી નથી. અથવા એમ પણ ન સમજવું કે એમાં પરાધીનતા
જીવના ઉપાદાનની તૈયારી વિના, જાગૃતિ વિના કાંઈ લાભ થાય ન
કોઈ, કોઇને પરિણમાવી શકે નહિ; સુપાત્રતા પોતાની જોઇએ. સ્વ
ટાળવામાં સદ્‌ગુરુનો વિનય કામ આવે છે, સદ્‌ગુરુનો વિનય
નિશ્ચયથી પોતાનો વિનય છે, પોતાના ઉઘડેલા ગુણનું બહુમાન છે.

તા. ૭-૧૦-૩૯.

સત્ સમાગમથી આત્માર્થી જીવને ઉપકાર થાય છે તે
સદ્‌ગુરુનો સમાગમ આશ્રય અને તેમનો વિનય વર્ણવ્યો છે. કા
એ વિધિએ નિમિતપણાની હૈયાતીમાં ઉપાદાનની પાત્રતાથી આત્મ
ઉઘડે છે. કોઈ કહે કે અહીં નિમિત્ત ઉપર ભાર કેમ મૂકવામાં આ
છે તેનો જવાબ એમ છે કે શ્રીમદે ઠેરઠેર સત્ સંબોધન કર્યું
સદ્‌ગુરુ, સતશાસ્ત્ર, સત્‌બોધ, સતઉપદેશ સત્સંગ વિ. સત્‌નોજ
દર એટલે અસતનો અભાવ, રાગદ્વેષ વિકારનો અભાવ. જેમાં
સદ્‌ગુણ અને પુરૂષાર્થ વર્તે છે, એવા ઉજ્જ્વળ આત્મગુણસંપ
સદ્‌ગુરુ છે તે ગુરુના ...

પ્રયત્ન પોતાના સ્વાધીન ઉપાદાનથીજ પ્રગટે છે તેમાં પોતાના ગુણનો વિકાસ કરવા માટે અખંડ સર્વજ્ઞ સ્વરૂપનો આદર કરવા વિનયની ભાવના આવે છે અને વ્યવહારથી તે સત્પુરુષનો ઉપદેશ તેમનો સમાગમ લાયક જીવને અનંત ઉપકારી છે.

સત્સમાગમના નિમિત્તનુ જેને બહુમાન નથી તેને પોતાના ગુણનો આદર નથી. જેનામાં પાત્રતા વિનય આદિ ગુણ ખીલી નીકળ્યા છે તેને એવો સ્વચ્છંદભાવ અને ભાવના પણ ન હોય કે મેં મારી પાત્રતાથી પ્રયત્ન કર્યો માટે ગુણ પ્રગટ્યો છે ગુરુનો ઉપકાર નથી એમ આત્માર્થીને હોય નહિ વળી કહ્યુ છે કે માનાદિ બાળવાનો અમોઘ ઉપાય સત્સમાગમ છે સત્સમાગમમા વિષય વાસના, માનાદિ નિ અસ્થિરતા, સદ્ગુરુના આશ્રયથી સહજ પ્રયત્નથી જાય છે. અને સમ્યગ્ ચારિત્રગુણ એટલે જ્ઞાનગુણનો વિકાસ અને સ્થિરતા વધે છે. ચાર જ્ઞાનધારી મુનિ–આચાર્ય ગણધર આદિ પણ શ્રી ગુરુનું બહુમાન કરે છે. તો પછી જેને સાધકદશા ઉઘડી નથી તેનાથી શ્રી ગુરુના વિનયમાં અરૂચી કેમ થાય? સાચો જિજ્ઞાસુ આત્માર્થી હોય તે એમ ન બોલે કે અમારી તૈયારી હશે તો અમને ગુરુ મળશે એમ સ્વચ્છંદી વાક્યો ન બોલે જેને માત્ર આત્માર્થની ઝંખના છે, તે એજ ભાવના ભાવે કે મને શીઘ્ર સદ્ગુરુ મળો. પ્રત્યક્ષ સત્પુરુષનો જોગ ક્યારે મળશે? ધન્ય છે એવા સદ્ગુરુને એમ જ્ઞાનીનું બહુમાન કરે છે એવી નમ્રતા છે કે સત્પુરુષનો વિરહ સભારીને તેમનુ સ્મરણ કરી વાર વાર ભાવ વંદન કરે છે આગળ આવશે કે "ઉપાદાનનુ નામ લઈ, એ જે તજે નિમિત્ત. પામે નહિ સિદ્ધત્વને, રહે ભ્રાંતિમા સ્થિત" કારણકે ઉપાદાનનો ભાવ લઇને જે સ્થિર થાય છે તેની આ વાત નથી વળી જેનામા લાયકાત છે તે નિર્માનપણે ઇષ્ટ નિમિત્તનો આદર કરે છે આત્માની તૈયારીવાળાને સત્નુ અને સત્ના નિમિત્તનુ બહુમાન થયા વિના ન રહે જ્યારે દ્રષ્ટિની વાત કરવી હોય ત્યારે અપેક્ષાએ એમ પણ કહેવાય કે આત્માનો પુરૂષાર્થ તૈયાર થયો પાત્રતા છે તો સહુમરી નિમિત્તો, સદ્ગુરુ સમાગમ આદિ યોગ હોયજ તેવી માત્ર નિમિત્તથી ગુણ ઉઘડ્યો એમ નથી

શ્રી સમયસારમાં મુખ્યપણે ઉપાદાન ઉપર વાત છે. સમયસારમાં આવે છે કે:—"શ્રુત પરિચિત અનુભૂત સર્વને, કામભોગ બંધનની કથા; પરથી જુદા એકત્વની ઉપલબ્ધિ કેવળ સુલભ ના." એમ કહ્યું કે જીવોને કામભોગ બંધનની કથાનો પરિચય અનાદિ કાળથી સુલભ છે. પણ પરથી જુદાપણું નિર્મળ શુદ્ધ અસંગપણું સુલભ નથી. નિરૂપાધિક પૂર્ણ શુદ્ધ આત્મતત્ત્વનું જેને જ્ઞાન છે એવા સત્પુરુષોનો પરિચય પણ આ જીવે પૂર્વે કોઈવાર કર્યો નથી. સદ્ગુરુમુખે આત્માની વાત પણ સાંભળી નથી. એમની સેવા પણ કરી નથી એટલે સત્સમાગમ વડે સત્ અને સદ્ગુરુનો આશ્રય કર્યો નથી. એમ સત્‌ની દુર્લભતા બતાવીને ઈષ્ટ નિમિત્તમાં ઉપકારીપણું સ્થાપે છે. તેથી કાંઈ પરમાર્થને બાધ નથી. જે આત્માને સદ્ગુરુનું બહુમાન આવે છે તે આત્માને ઠરવાનું ઠેકાણું અંતર વીસામો હાથ આવે છે અને તેનો વિનય દરેક શાસ્ત્રમાં ગાયો છે. ચોરાશીના રખડપાટથી તપાયમાન થયેલા જીવોને સદ્ગુરુનો સત્સમાગમ, આત્માની શીતળતા થવામાં ઉત્કૃષ્ટ નિમિત્ત છે. માટે તે શીતળીભૂત ભાવફુવારો શ્રી સદ્ગુરુ છે કે જે, આત્માને અનંત દુઃખાદિ બંધથી છુટવાની રીત બતાવે છે અને મુક્તદશાનું ભાન કરાવે છે. સમ્યગ્દૃષ્ટિને તીવ્ર ક્રોધ, માન, માયા, લોભ ન હોય, તેને ગુરુકૃપાથી અને પોતાની પાત્રતાથી મિથ્યામોહ-ભ્રમણાનો અભાવ થયો છે એટલે પોતે અતીનિર્માની વિનયવંત થયો છે. પોતાને અલ્પ ગુણ ઉઘડ્યો છે છતાં શ્રી સદ્ગુરુનું મહામાન કરે છે. તત્ત્વદૃષ્ટિએ હું અનાદિઅનંત પૂર્ણ છું, પણ હજી મારે અનંત પુરુષાર્થ પ્રગટાવવો બાકી છે. એટલે અવસ્થાએ અધુરો છું એમ તે જાણે છે એટલે સત્પુરુષની ભક્તિમાં પોતાને તૃણ જેવો કિંકર માને છે. તેમાં અનંત ગુણની પરીક્ષા છે. સત્‌નો આદર છે. પોતાને જે પૂર્ણ પવિત્રતાનું પોસાણ આવ્યું તેનો આદર કરે છે. શ્રીમદ્ પણ જ્ઞાનીનો કેટલો બધો વિનય કરે છે, મહામાન કરે છે. અને કહે છે "હે શ્રી કુંદકુંદાદિઆચાર્યો આપના વચનામૃત આ પામરને સ્વરૂપાનુસંધાનમાં સાધનભૂત થયા માટે આપનો અનંત ઉપકાર છે." એ નિર્માનતામાંજ સાધકનો અકષાય ભાવ વધે છે. એમાં પોતાનું જ્ઞાનબળ વધતું દેખાય છે. એ પુરુષાર્થની સબળાઈ છે. જે સત્‌ને ઓળખીને સદ્ગુરુનો વિનય

કરે છે તે પરમાર્થે પોતાનો પુરુષાર્થ ઉપાડે છે. મન્ અને મનના માનની વાત સાંભળતાં ભક્તિભાવથી રોમાંચ ખડા થઈ જાય છે નિમિત્તને જેમ છે તેમ જાણે છે. પોતાનું તત્ત્વ જેમ છે તેમ જાણે છે જે વિનયમાં પરમાર્થ વિનય સાધે આવે છે તેનો અનાદર આત્માર્થી ન કરે. સત્સમાગમનું જ્યાં મહાત્મ્ય વધ્યું ત્યાં સહેજે વિષય કષાય વીગેરે વાસના ક્ષય થાય છે. એથી કહ્યું છે કે:—સદ્ગુરુ શરણમાં જતા અલ્પ પ્રયાસે કષાયાદિ ટળી જાય પણ સ્વચ્છંદે તો ભ્રમણા થાય છે

સદ્બોધ સ્વરૂપ આત્મા અકષાય સ્વરૂપ છે. તેનો આદર થતાં રાગાદિ વિષય કષાયનો આદર સહેજે ટળે છે. જેનામાં ગુણ પ્રગટ્યો છે એના પ્રત્યક્ષ સદ્ગુરુનો પ્રેમ-આદર છઠ્ઠા ગુણસ્થાનક સુધી રહે છે. પછી તો રાગનો વિકલ્પ પણ નથી. (અબુદ્ધિપૂર્વક સુક્ષ્મ વિકલ્પ ૧૦ મા ગુણસ્થાને ટળી જાય છે) ૧૮.

જે સદ્ગુરુ ઉપદેશથી, પામ્યો કેવળજ્ઞાન,
ગુરુ રહ્યા છદ્મસ્થ પણ, વિનય કરે ભગવાન. ૧૯.

આ ગાથામાં વિનયનું પ્રયોજન કઈ અપેક્ષાએ કહ્યું છે તેનો પરમાર્થ કાઢી લેવાનો છે

કેવળી ભગવાન જ્યારે છદ્મસ્થ હતા ત્યારે પોતાના ગુરુનો વિનય કર્યો હતો તે વિનયની અવસ્થાનું જ્ઞાન કેવળજ્ઞાનમાં વર્તમાન દેખાય છે, અને સમવસરણમાં દિવ્ય ધ્વનિ છુટે તેમાં પણ તે વિનયની ભાષા આવે છે. અનંત જ્ઞાનમાં જેમ છે તેમ વિકલ્પ વિના સહેજે દેખાય છે. તેમાં ઇચ્છા નથી, પણ શ્રી તીર્થંકર પ્રભુની દેશનામાં (દિવ્ય ધ્વનિમાં) તે પૂર્વ અવસ્થાસબંધી વાણી આવે કે અમે પ્રથમ છદ્મસ્થદશામાં ઉપકારી સદ્ગુરુનો વિનય કર્યો હતો, અને તેનો મહીમા જણાવે. વળી કેવળજ્ઞાન થયા પછી વધ્યવંદકભાવ નથી. શ્રીમદ્‌નો આશય શા હેતુથી છે તે વિચારતાં તેનો ન્યાય એમ આવે છે કે વિનયના બે પ્રકાર છે—

(૧) શુભ ભાવરૂપ વિનય છે તે છઠ્ઠા ગુણસ્થાન સુધીજ વધ્યવંદકભાવ આવે છે.

(૨) શુદ્ધ ભાવરૂપ વિનય છે. ત્યાં તો કેવળ નિર્વિકલ્પ વીતરાગ દશા છે. ત્યાં કોઇને વિનય કરવાનો રહેતો નથી, માત્ર સહજ પુરૂષાર્થ પોતાના પૂર્ણ અકષાય ભાવમાં અભેદ પરિણમન સહીત પૂર્ણ શુદ્ધતારૂપે ટકી રહે છે. તે અકષાય ભાવનો પોતાનો પોતાને વિનય છે. કેવળજ્ઞાન એટલે પૂર્ણ સ્વરૂપ સ્થિતિ, પૂર્ણ વીતરાગ નિર્વિકલ્પ દશા તેમાં વંધવંદક ભાવની વહેવાર કલ્પના કરવી તે અસંગત છે. "વિનયવંત ભગવાન કહાવે, નહિ કિસીકો શિષ નમાવે."

ભૂતકાળની અપેક્ષાથી ઉપચાર વચને તેમ કહી શકાય. એક આચાર્ય પોતાનો પુરૂપાર્થ ઉપાડવા ભક્તિભાવથી કહે છે કે શ્રી કેવળજ્ઞાની ભગવાનને અનંત કરૂણા છે. એમ કહ્યું તે ઉપચાર વચન છે. તેમ કહેવાનું પ્રયોજન એ છે કે તેમના ભાવ વચનના નિમિત્તે ઘણા જીવોને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. વળી બીજીરીતે તેમને અકષાય કરૂણા છે. પોતાના ભાવમાં દોષ નથી આવતો તેનું કારણ અનંતી સ્વદયા છે. તે અકષાય કરૂણા છે, પરમ વીતરાગતા છે.

વળી કોઇ પરમાર્થ ભક્તિવશ પોતાનો પુરૂપાર્થ ઉપાડતાં, નૈગમનયની દ્રષ્ટિએ ભૂતકાળમાં ભગવાને જે વિનય કર્યો હતો તેનો વર્તમાનમાં આરોપ કરીને કહી શકે અને તે રીતે પોતાનો ભક્તિભાવરૂપ પુરૂષાર્થ ઉછાળે.

જેમ છે તેમ અપેક્ષા જે નહિ સમજે તે ભૂલ ખાશે.

સિદ્ધ ભગવાનમાં પણ નિગોદ અવસ્થા ગૌણતામાં છે. એ રીતે ભૂત-પૂર્વની અપેક્ષા પ્રયોજનવશ સમજવી જોઇએ. નિશ્ચયદ્રષ્ટિએ "સર્વ જીવ છે સિદ્ધ સમ" એમ પોતાના પુરૂષાર્થના ઉપાડ માટે સ્વભાવ અપેક્ષાથી કહેવાય. તે જેમ છે તેમ સમજીને વર્તમાન અવસ્થા પ્રગટ પુરૂષાર્થરૂપ છે તેને સત્યાર્થપણે લક્ષમાં રાખે તો તેની અપેક્ષા સાચી છે.

આ ગાથાનો સિદ્ધાંત-લોકોત્તર વિનયમાર્ગમાં અકષાય ભાવની દ્રષ્ટિવડે નિર્માનપણાનો મહીમા જણાવવાનો છે. તે અપેક્ષાએ આ નિમિત્તનું કથન છે. તેનો પરમાર્થ ઉપર કહ્યો તેમ સમજી લેવો. બીજું

કાંઈ ન સમજવું. સમજીને જેમ છે તેમ જાણવાનું છે. બાકી શાસ્ત્રમાં કોઈ વાતનો આશય કઈ અપેક્ષાએ આવે છે તે ન સમજાય તો મધ્યસ્થ રહેવું.

દશવૈકાલીકમાં ૯ મું વિનય અધ્યયન છે તેમાં કહ્યું છે કે અનંત જ્ઞાનને પામેલો શિષ્ય સદ્‌ગુરુનો વિનય ન મૂકે. તેનો આશય એમ છે કે નિર્વિકલ્પદશામાં સ્થિત કેવળજ્ઞાનીના જ્ઞાનમાં તે પૂર્વે છદ્મસ્થદશામાં પોતે જે વિનય કર્યો હતો તે અવસ્થાનું જ્ઞાન પણ ખસે નહિ. અને દિવ્ય ધ્વનિ છૂટે ત્યારે પૂર્વ અવસ્થાની વાત પણ આવે. કોઈ ઈન્દ્ર, ચક્રવર્તી આદિ ભગવાન કેવળજ્ઞાનીને પુછે તો અમે અમારા ગુરુનો પ્રથમ આમ વિનય, વિવેક કરતા હતા. એમ પણ વાણી યોગમાં આવે. ગયા કાળમાં જે વિનય કર્યો હતો તેનો નિષેધ ન કર્યો તે પણ વિનય છે.

અહિં શ્રીમદ્‌ને જે કહેવું છે તેનો આશય એવો લેવો કે જે જીવોને વિનયનું મહાત્મ્ય ન હોય તેવા જીવોને ઉભા રાખીને પણ કોઈ અપેક્ષાએ વિનયનું માહાતમ્ય કહ્યું છે.

વૈયાવચ્ચનો અર્થ સેવા છે. એનો અર્થ વીતરાગ ભગવાનને પોતાના અકષાય ભાવની સેવા છે. સર્વજ્ઞ ભગવાને પૂર્વે શિષ્ય અવસ્થામાં ગુરુનો વિનય અને વૈયાવચ્ચ કરી હોય, તે વાતને કોઈ સાધક જીવ ભૂત નૈગમનયે તે ભૂતકાળની અવસ્થાનો વર્તમાનમાં આરોપ કરે તો તે દ્રષ્ટિએ તેની વાત સાચી છે; કારણકે તેને ભક્તિભાવ ઉછાળવો છે એ હેતુ છે.

વળી તીર્થંકર ભગવાનના નિમિત્તથી ચાર સંઘની સ્થાપના થઈ તે પણ ઉપચારથી વૈયાવચ્ચ છે. કારણકે તે અસંખ્યાત જીવની સેવા છે. પોતાના પુરૂષાર્થના વીર્યને ઉપાડવા માટે ધર્માત્મા પોતાના વિનય ગુણને ઉપાડીને છેલ્લી હદ સુધી આ રીતે પણ ખેંચી જાય છે. એવો સતનો વિનય કરનાર પોતાના ગુણનો આદર કરે છે. ૧૯.

તેથી કહ્યું છે કેઃ—

એવો માર્ગ વિનય તણો, ભાખ્યો શ્રી વીતરાગ;
મૂળ હેતુ એ માર્ગનો, સમજે કોઈ સુભાગ્ય. ૨૦.

શ્રી તીર્થંકરાદિ કેવળી ભગવંતોએ દિવ્ય ધ્વનિમાં એવો લોકોત્તર વિનય માર્ગ ભાખ્યો છે. એ સત્માર્ગનો આદર—વિનય, સુલભબોધિ આરાધક જીવને હોય છે. તેઓ આ આશય સમજશે; બાકી સ્વચ્છંદીને નહિ બેસે, અને અવળો અર્થ ગ્રહણ કરી સ્વચ્છંદનું પોષણ કરશે. અને જે સાચો મુમુક્ષુ છે તે શ્રી જિનેશ્વર ભગવંતનો કહેલો લોકોત્તર વિનયમાર્ગ સમજશે, અને આરાધશે. નિયમસારમાં આચાર્ય મહારાજ કહે છે કે અહો ! સત્સમાગમ અહો ! સદ્ગુરુનો આશ્રય, એ ચરણકમળ સેવ્યા વિના આ વસ્તુ સમજાય તેમ નથી. તેમાં પ્રત્યક્ષ સદ્ગુરુના ગુણનું બહુમાન લાવી પુર્ણ પવિત્ર કેવળજ્ઞાન સ્વરૂપના ગાણા ગાયા છે; અને તે સંબંધમાં કારણ પરમાત્મા તથા કાર્ય પરમાત્માના સ્વરૂપનું વર્ણન છે કે સ્વશક્તિ પરમાત્મ તત્ત્વ સહજ આનંદમય અનાદિ અનંત પરિણામિકભાવ છે તેની પ્રતીત શ્રી સદ્ગુરુ આશ્રયથી થઇ છે; માટે નિમિત્ત કારણમાં ગુરુ-ભગવાન કહ્યા. જ્યાં અધુરી દશા છે ત્યાં આગળ અનંત જ્ઞાનીઓનો આદર થયા વિના ન રહે. પણ જેને પરમાર્થ સ્વરૂપનો પ્રેમ નથી તેને સત્ અને સત્ના નિર્દોષ નિમિત્તનો આદર નહિ આવે. અનંત કાળમાં સ્વચ્છંદ અને મતાગ્રહથીજ સત્ની ઓળખ ( પ્રતીત ) થઈ નથી. માટે સદ્ગુરુનો આશ્રય અને વિનયનું બહુમાન પરમાર્થ-પ્રયોજનકારી છે, એમ સમજવું. સુજાતવંત શિષ્ય અકષાય ભાવની પૂર્ણ પવિત્રતાનો ઉપાસક છે, માટે જેમના વિષે પ્રગટ પુરૂષાર્થ વર્તે છે એવા સદ્ગુરુ અને સાચા દેવ, ગુરૂ, ધર્મના સ્થાનભૂત નિમિત્તો તેમાં પોતાના ભક્તિ ભાવનો નિક્ષેપ કરીને બહુમાન કર્યા કરે છે. નિર્માનપણે વીર્યને પુરેપુરૂં ઉપાડી શકે એવા નિર્માનપણાનો એ હેતુ છે લક્ષમા અકષાય-ભાવ, પૂર્ણ સ્વભાવ છે તેની પ્રાપ્તિ પોતાના પુરૂષાર્થથી થાય છે; તેમાં વચ્ચે શુભ પરિણામના વિકલ્પ સહેજે આવે છે. સાધક ધર્માત્માને આખું જગત ઉપકાર કરવા તૈયાર છે. લોકોત્તર માર્ગની કુંચી સદ્ગુરુ આશ્રયથી સમજાય છે. તેથી કહ્યું છે કે સુલભબોધિ જીવ

હોય તે જ આ લોકોત્તર-વિનય દ્રવ્યે અને ભાવે જેમ છે તેમ સમજીને પોતાનું કાર્ય કરી લેશે.

લોગ્ગસનો પાઠ "લોગસ્સ ઉજ્જોયગરે" થી શરૂ થાય છે એમાં આવે છે કે "આરુગ્ગ બોહિલાભં." (અકષાય સ્વરૂપની જાળવણી) એટલે સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રનું પામવું તે બોધિબીજ છે. તેની પૂર્ણતાને લક્ષે, તે નિજસ્વરૂપની સાવધાની વડે રાગરહિત જ્ઞાનમાં ટકી રહીને, તે સમતા આયુષ્ય પર્યંત નિભાવી રાખી મરણ, ટાણે તે અખંડ શુદ્ધ સ્વરૂપની આરાધના વડે સમાધિ મરણ કરવું તે સાચો વિનય માર્ગ છે. તે શ્રદ્ધા જ્ઞાન ચારિત્રને અખંડ ધારાએ નભાવે તે બોધિ અખંડને પામીને પૂર્ણ કેવળજ્ઞાન પ્રગટ કરે છે. વર્તમાન કાળમાં સર્વજ્ઞ તીર્થંકર ભગવાનનો સાક્ષાત પ્રત્યક્ષ યોગ નથી, તેથી કરીને કદાચ એકાદ ભવ બાકી રહે તો તેનું ભાવથી આંતરૂ નથી. માટે સદ્‌ગુરુનો વિનય એ પરાધીનતા નથી. સતનો વિનય એ પોતાની સહજ સ્વતંત્ર દશાનો વિકાસ છે. દેવ, ગુરુ, ધર્મ વીતરાગ છે. તેના વિનયમાં સુપાત્રજીવ પુરૂષાર્થવંત નમી પડે છે, ઢળી પડે છે. અને છઠ્ઠી ભૂમિકા સુધી દેવ, ગુરુ, ધર્મની ભક્તિ સ્વરૂપ અનુસંધાનના લક્ષે કરે છે. ભાષામાં અહંપણાનું વચન પણ ન આવે. નિમિત્તની ભાષા વિનયથી જ આવે એ સાધકની નમ્રતા છે, ગુણ છે. "હે પ્રભુ! હે પ્રભુ?" ની સ્તુતિ છે તેમાં સદ્‌ગુરુનું મહાત્મ્ય, માન ટાળીને પુરૂષાર્થ ઉપાડવા માટે કહ્યું છે. છલ્લી કડીમાં આવે છે કેઃ—

"પડી પડી તુજ પદ પંકજે, ફરીફરી માગું એજ;
સદ્‌ગુરુ સંત સ્વરૂપ તુજ, એ દ્રઢતા કરી દેજ."

તેમાં પોતાના પુરૂષાર્થની અધિક જાગ્રતી છે. સ્વરૂપની દ્રઢતા છે, દીનતા નથી, પણ પુરૂષાર્થની સમજાઈ છે. આ અલૌકિક વિનય કોણ સમજે? સુલભબોધિ આરાધક આત્માર્થી જ સમજે. બાકી તો મુળ ઉપાદાનની વાત આવે ત્યાં એકાંત પકડે અને પુરૂષાર્થ ભૂલે અને નિમિત્તની વાત આવે ત્યાં મૂળને ભૂલે અને નિમિત્તને પકડે, એમ સ્વચ્છંદી પોતાના સ્વરૂપની સાવધાની રાખી શકે નહિ. પોતાનો ગુણ બગાડે અને માને કે હું ઠીક સુધારું છું, ધર્માત્મા વિવેકી છે. પણ

ખરો વિવેકી હોય તે પોતાનો પુરૂષાર્થ બરાબર ન ઉપડે તો બીજાનો કે નિમિત્તનો વાંક ન કાઢે. પોતાની નબળાઈ જાણે અને ચારિત્ર ગુણ ખીલવવાનો પ્રયત્ન કરે અને કહે કે ધન્ય સદ્‌ગુરુ, મારા જન્મ મરણનો તમે નાશ કર્યો. આપની શીતળ છાંયામાં મારૂં કૃતાર્થપણું છે. હે નાથ? આપે જ મને આત્મા આપ્યો છે. આપનો અનંત ઉપકાર છે; એમ નિર્માનપણે જ્ઞાનકળાથી પોતાનો પુરૂપાર્થ ઉપાડે છે. એવો પરમાર્થભૂત વિનયમાર્ગ કોઈ સુલભબોધિ સમ્યગ્‌વંત આરાધક હોય તે મોક્ષમાર્ગને જેમ છે તેમ સમજે. અને સત્‌નો વિરાધક દુર્લભબોધિ જીવ મતાર્થી હશે તે લોકોત્તર વિનય સ્થાનકને લોકિકમાં ખતવી નાખશે. અને અજ્ઞાન તિમિરનું આવરણ પોતાને વિષે વધારશે. તે વિષે સાચા તત્ત્વના અજાણ મિથ્યાદ્રષ્ટિઓની દશા શું થાય છે તે હવે કહે છે. ૨૦.

અસદ્‌ગુરુ એ વિનયનો, લાભ લહે જો કાંઈ;
મહામોહિનીય કર્મથી, બૂડે ભવજળ માંહિ. ૨૧.

આત્મસ્વરૂપથી અભાન જીવો છે તે મહામોહિ જીવ છે. એવા મિથ્યાદ્રષ્ટિ જીવને મહામોહિની કર્મ બંધાય છે. મૂળતો જ્ઞાની સદ્‌ગુરુને વિનયની સર્વથા ઇચ્છાજ નથી. પોતાનો વિનય કરાવવાના કામી નથી. અને જેણે આચાર્ય, ઉપાધ્યાય, મુનિપણાનું નામ ધારણ કર્યું છે તે જો જગત પાસેથી માન લેવાની કામના કરે, પોતાને યથાર્થ અનુભવ નહિ છતાં સદ્‌ગુરુપણું પોતામાં છે એમ સ્થાપન કરે, અને શિષ્ય આદિ પાસે વિનય કરાવે, અંતરંગમાં માનાદિની મીઠાશ વેદે તેને માથે ૭૦ કોડાકોડીની સ્થિતિનું મોહનીયકર્મ બાંધી નિગોદમાં અને અનંતકાળ સુધી રખડવાની જવાબદારી છે; અને જે શિષ્યો તત્ત્વ સમજ્યા વિના કુગુરૂઓનો જ્યાં ત્યાં વિનય કરે—નમન કરતા ફરે તે પણ મહામોહિની કર્મ બાંધે. ઘણા કહે છે કે તે ભગવાનના ભક્ત છે. સાધુનું ચારિત્ર પાળે છે. આત્મા અર્થે આકરા વ્રત–તપ પાળે છે. માટે અમે તેના બાનાને નમસ્કાર કરીયે છીએ, એ ધરમની શોભા છે, તેનાથી ધર્મ–તીર્થ નભી રહે છે. પણ અજ્ઞાન જેવું મહાપાપ કોઈ

નથી અને અજ્ઞાનપણું અગ્નતણપણું તે અભાવ નથી. વળી પક્ષી પણ રાત્રિ ભોજન નથી કરતા. ટારને કોઈ પરિગ્રહ દેખાતો નથી. ઝાડ વનસ્પતિ એમાં પણ શક્તિરૂપે સિદ્ધ જેવો આત્મા છે તે પણ કોઈ જીવ હિંસા કરતા નથી માટે તેમને વંદન કરવાની ધર્મલાભ થવો જોઈએ, પણ એમ તો થતું નથી બાહ્ય ચારિત્રનો વેશ દેખીને નમસ્કાર કરવો તે અજ્ઞાનને પુષ્ટિ આપવા જેવું છે. આ સમજવું કહેવું પડે તેમ છે માટે કહીયે છીએ કે પ્રથમ આત્મસ્વરૂપ શું છે તેને વિશેષ ગણીને જાણો ઘણા વેશધારી માને છે કે અમે ત્યાગી છીએ, આમ ક્રિયા કરીયે છીએ, નિર્વદ્ય વસ્તુ લઈએ છીએ, પરિગ્રહના ત્યાગી છીએ, પણ આત્મા શું કરે અને શું ન કરે તેની કાંઈ ખબર ન પડે, તેને વંદનીય કેમ કહેવાય? ઉત્તરાધ્યયનમાં પાચમું અધ્યયન છે તેમાં પ્રશ્નોત્તર છે કે ગુરુ, અમે ગ્રહસ્થ છેયે એના કરતા એ દ્રવ્ય ચારિત્રી યા દ્રવ્ય સાધુ સારા ખરા કે? તેમને વંદન થાય કે?

તેનો જવાબ છે કે તેના કરતાં સુદૃષ્ટિવાન ગ્રહસ્થ અનંતગુણા સારા છે બગડેલું દૂધ છારામાંથી જાય એમ દ્રવ્યલીંગી સાધુ ભલે ઉત્કૃષ્ટ ત્યાગ વૈરાગ્યવાન દેખાતા હોય, ભલે જૈનમુનિ નામધારી હોય છતા તે બગડેલા દૂધ જેવા છે, અને ધર્માત્મા ગ્રહસ્થ હોય તે તેના કરતાં અનંતગુણો સારો છે માટે તત્ત્વનો અભ્યાસ કરે તો જેમ છે તેમ સમજાશે, પણ ખોટાનો આદર થતા સતનો અનાદર થાય છે માટે વિનય કરનારની પણ જવાબદારી છે. ૨૧. તે માટે કહે છે કે:—

> હોય મુમુક્ષુ જીવ તે, સમજે એહ વિચાર;
> હોય મતાર્થી જીવ તે, અવળો લે નિર્ધાર. ૨૨.

ગુરૂ પાસેથી એક સાચો ન્યાય સમજનાર સુદૃષ્ટિ જીવ આખી જીંદગી તેમનો ઉપકાર ન ભૂલે આત્માની પવિત્રદશાનો કામી, સાચા સુખનો કામી તે યથાર્થ વિવેકવંત હોય છે તે યથાર્થ વિચારને સમજે છે અને જે મતાર્થી જીવ હોય તે તેનો અવળો નિર્ધાર લે છે અથવા કાતો તેવો વિનય શિષ્યાદિ પાસે કરાવે છે અસદ્ગુરુને વિષે સદ્‌ગુરુની ભ્રાન્તિ રાખી વિનયમાર્ગનો અવળો નિર્ણય કરી લે છે;

અને માને છે કે:—પોતે દ્રઢ મુમુક્ષુ છે, વિનયવંત છે, એમ અસદ્‌ગુરુ પાસે જઈને અસદ્‌ગુરુને દ્રઢ કરે છે અને નિજમાનાર્થે ( પોતાના સંતોષ માટે ) પોતાના જેવી, ઉંધી શ્રદ્ધાવાળા અસદ્‌ગુરુ પાસે કહે કે તમે જ ધર્મ તીર્થને ટકાવી રાખો છો, આપ જ સાચા છો, બીજા આમ કહે છે માટે ખોટા છે; એમ અસત્‌નો આદર કરીને માંહોમાંહે મિથ્યાત્વને, સ્વચ્છંદને દ્રઢ કરે છે. પોતાને પોતાનું અહિત કરવું નથી છતાં અજ્ઞાન એ બચાવ નથી; માટે અવશ્ય ભવજળધિમાં બૂડે છે. એવા જીવો આ વિનયના માર્ગનો દુરૂપયોગ કરીને પોતાનું અહિત કરે છે; હિત અહિતનો જેને વિવેક છે એવા મુમુક્ષુ જીવો હોય તે જ્યાં વિનય ઘટે ત્યાં વિનય કરે. પણ કોઇ મિથ્યાદ્રષ્ટિનો વિનય ન કરે, તેનો અર્થ એમ નથી કે બીજાનો અનાદર કર્યો. કોઈ મુમુક્ષુ જીવ રસ્તામાં ચાલ્યો જતો હોય તેને ઉપકારી સુપાત્ર ધર્માત્મા મળે તેમનો એકનોજ વિનય કરે અને બીજા સંસાર અર્થી હોય તેનો વિનય ન કરે તેમાં તેનો અવિનય નથી. સત્‌ની રૂચિ થઇ ત્યાં સત્‌નો જ આદર હોય. પોતાને વિષે બીજા આમ ધારશે તો, એવી શંકા તેને ન હોય જ્યાં લગી પૂર્ણ વિતરાગતા, સ્વરૂપ સ્થિરતામાં એકાગ્રતા થઇ નથી ત્યાં લગી ગુણવંત ધર્માત્માનું બહુમાન કર્યા વિના ન રહે. સમ્યગ્‌દર્શનનું સાધન ઇષ્ટ નિમિત્ત—સદ્‌ગુરુ, સત્‌ દેવ, સત્‌શાસ્ત્રનો વિનય કરે. કુગુરુ, કુદેવ અને કુશાસ્ત્રનો વિનય ન કરે તે કાંઇ દ્વેષ નથી.

કંજુસાઇ અને કરકસર બેઉ ભાવમાં કેટલો આંતરો છે? એક વિવેક પૂર્વક જેમ છે તેમ સમજીને વિવેકથી વર્તે છે. એક તૃષ્ણાને પોષે છે; તેમ દ્રઢતા અને મતાગ્રહમાં આંતરો છે. દ્રઢતા એટલે સત્‌સ્વરૂપની નિઃશંક પકડ છે. અને મતાગ્રહ એટલે સારાપણાના પક્ષની બુદ્ધિ છે. તેમાં દ્વેષભાવની હેયાતિ હોય છે. ઉદાર અને ઉડાવ તે બેઉ ભાવના આશયમાં જેમ ફેર હોય છે તેમ વિવેકી વિનયવંત અને આંધળો વિનય કરનાર એ બંન્નેમાં ફેર છે. પકડ પકડમાં ફેર છે. બીલાડી ઉંદરને પકડે અને પોતાના બચ્ચાને પકડે તેમાં ફેર છે. વેષધારી જૈન મુનિને પણ ધર્મબુદ્ધિથી વંદન ન થાય. પણ રાજાને ન છુટકે લોકીક પ્રસંગવશ આવકાર આપવો પડે એમ વહેવારના અનેક પ્રકાર જાણવા

યોગ્ય છે લોકોત્તર ધર્મને વિષે લોકોત્તર વિનય હોવો જોઈએ, તેમા પોતાનો પરમાર્થ સનાય છે (સાધી શમાય છે) અકષાયભાનની અનુકમ્પા, (અનુ=અનુસરીને) સ્વરૂપની જાગ્રતણી છે તે જ વિનય છે શ્રીમદ્દ બાહ્યના વહેનાર ઉપર બહુલક્ષ નથી રાખ્યુ તેમની ઉંડી અપેક્ષા સાધારણ જીવને સમજવી કઠણ પડે તેમ છે

જ્યાલગી પ્રમત્ત ભાવ છે, છઠ્ઠુ ગુણઠાણુ છે, ત્યાંલગી વદ વદકભાવનો વિકલ્પ, આહાર આદિ હોય છે સાતમીથી ઉપલી ભૂમિકામાં એટલે કે તેરમી ભૂમિકામા કોઈ એમ કહે કે વદ્યવદકભાવ હોય તો તે તદન ન્યાય વિરૂદ્ધ છે, તે વાત યથાર્થ જ નથી

તેરમી ભૂમિકામા તીર્થંકર ભગવાનને તથા કેટલાક સામાન્ય કેવળી ભગવાન અરાગી હોવા છતા ઉપદેશ તથા વિહાર હોય છે પચાધ્યાયિ ભા ૨ ગાથા ૪૪૬ મા કહે છે કે અકષાય ભાવ તે જ નિજ અનુકમ્પા છે

તા ૮-૧૦-૩૯ ગાથા ૨૦ મી ચાલુ

આ આત્મસિદ્ધિશાસ્ત્ર છે તેમા ૨૩ ગાથા સુધી ભૂમિકા બાધી છે તેમા સ્વચ્છંદ, મતાગ્રહ, શુષ્કજ્ઞાની ક્રિયાકાડી નિ મતનો ત્યાગ, સદ્ગુરુની ઓળખાણ વગેરે અનેક ન્યાયથી કથન આવ્યુ. અત્રે સદ્ગુરુનો વિનય ગુણીનુ બહુમાન કોણ કરી શકે તે વાત ચાલે છે

સદ્ગુરુ કોણ કહેવાય, સત્શાસ્ત્ર કોને કહીયે, સુપાત્રતા કોને કહીયે, વળી કોને વદન કરવુ, વિનય કેમ કરવો, કેવો અભિપ્રાય રાખવો, કોનો વિનય ન કરવો, કોને વદન ન કરવા એ વિગેરે કથન અનેક ન્યાયથી આવે તેથી ઘણા જીવોને મુઝવણ થાય, પણ જે સાચો મુમુક્ષુ હોય તેને મુઝવણ થાય નહિ તે યથાર્થ નિયાનને જ્યા જેમ છે ત્યા તેમ સમજે છે કેમકે તે એક આત્માર્થનો જ કામી છે, પણ જેને સાચી પાત્રતા નથી તેને શકા મુઝવણ થયા કરશે કે સાચાની શી ખબર પડે? સુગુરુ કોણ હશે? વિનય કેમ હશે? કોઇ આમ ઉપદેશ આપે છે કોઇ આમ ધર્મનુ સ્થાપન કરે છે, તેથી

અમને તો મુંઝવણ વધે છે, કારણકે જ્યાં જ્યાં જાઇએ ત્યાં બધાય પોતાના માલની ઉત્કૃષ્ટતા ટાંકે છે. પણ જેને સ્વચ્છંદ, મતાગ્રહમાં નથી ટકવું, અને સાચું સમજવાની તીવ્ર જીજ્ઞાસા છે તેણે તો યથાર્થ-પણું સમજવું જોઇશે. અભિપ્રાયમાં કયાં કયાં ભૂલ આવે છે તે જાણવા માટે માન અને મતાગ્રહ છોડીને સદ્‌ગુરુના શરણે જવું. કારણકે પોતાના છંદે કાર્ય થતું નથી. શાસ્ત્ર ન્યાય તથા સત્ય અસત્યના ભેદ વિગેરે ગમે તેવા અટપટા હોય છતાં મુમુક્ષુને જરાય મુંઝવણ ન થાય. માટે સાચા સુખનો કામી, જે આગળ કહેવાયો તે વિનય આદિનો યથાર્થ વિચાર, પ્રમાણિકપણે જેમ છે તેમ સમજે છે. પોતાની પાત્રતા જ્ઞાનના વિવેકવડે તૈયાર કરે તેને મુંઝવણ નહિ થતાં, બધી મુંઝવણનો નિ:સંદેહપણે નિકાલ થઇ જાય છે. મારે મારૂં પૂર્ણસત્ય, અવિકારી, જ્ઞાનઘન સ્વરૂપ, ત્રિકાળ નિર્મળ શુદ્ધ આત્મપદ જ જોઇએ છે એવો તેને યથાર્થ નિશ્ચય હોય છે. પોતે રાગ અને રાગ રહિત નિજપદની વહેંચણીમાં મુંઝાય નહિ. અહિ ૨૩ મી ગાથા સુધી જે કહ્યું છે. તેનો યથાર્થ નિર્ણય અને તેના વિચાર મુમુક્ષુજ સમજી શકે છે. પણ જેને શંકા અને મુંઝવણ છે તે હજી સમજ્યો નથી. માટે જ્ઞાની કહે છે કે તમારામાં મુમુક્ષતા હશે તો આ ન્યાયનું યથાર્થપણું જરૂર સમજી લેશો. જે સમજ્યો નથી તે ચોક્કસપણે સ્વચ્છંદ માનાદિ મતાગ્રહમાં રોકાણો છે. તે ભલે પોતાની ભૂલ ન ગણે પણ તેથી કાંઇ તે સમજ્યો ન કહે-વાય; કારણકે તેને કાંતો પુન્યની મીઠાશ રહી હોય છે અગર તો મતનો કુળધર્મનો આગ્રહ કે માનાદિની મીઠાશ આદિ હોય છે. આવા જીવને આત્માર્થ ન સમજાય; કારણકે તેના હ્રદયમાં મિથ્યાત્વનું શલ્ય છે. જેમ કુવામાં પાણી મીઠું અને એકજ જાતનું છે; પણ તે કુવાના એક થાળામાં કાળીજીરીની પોટલી નાખી હોય તો તે થાળીમાંથી નીકળતું બધું પાણી કડવુંજ આવે અને બીજા થાળામાં સાકરની પોટલી નાખી હોય તો બધુંય પાણી ગળ્યું, સાકરના સ્વાદવાળું આવે; એમ આત્મારૂપી કુવામાં મીઠું જળ ભર્યું છે પણ જેના હ્રદયરૂપી થાળામાં મિથ્યાત્વરૂપી કડવાશ, મતાર્થ, માનાર્થ અને સ્વ-ચ્છંદ ભર્યા છે તે જીવ ગમે તેટલો પુરૂષાર્થ કરે, તો પણ આત્માની નિરાકુળશાન્તિ, અકષાયપણું, સહજ આનંદ તેનો અંશ પણ તેને

ન આવે. તેનું કારણ એ છે કે તેની શ્રદ્ધા અને વર્તન વિપરિતપણે પરિણમે છે. તેને કોઈ ભૂલ ટાળવાનું કહે તો તે માને નહિ. ઉલટો કુગુરુ પાસે જઇ એવો નિર્ણય કરે કે જેથી તેનું અવળુંજ કાર્ય થાય. તેની રૂચીજ તેને તેવું વલણ કરાવે છે. મિથ્યાત્વપણું દૃઢ થાય તેવાજ અસત્ સમાગમનો પ્રેમ કરે છે. તેથી તે અવળો વિનય સમજીને એવો ઉંધો નિર્ધાર કરી બેસે છે કે તેને સાચું સમજતાં વિરોધ આવશે. તેવાને દુર્લભબોધિ કહ્યા છે. કારણકે તેને સતની પરીક્ષા નથી. તે સાચો વિનય નહિ સમજે. શ્રી નેમિચંદ સિદ્ધાંત ચક્રવર્તી કહે છે કે હે શ્રી ગુરુ? આપના ચરણકમળના પ્રતાપે હું સંસારનો પાર પામી ગયો છું. જુવો? કેટલો સતનો આદર છે? પોતામાં અનંતી પાત્રતા હોવા છતાં શ્રીગુરુનું બહુમાન કરે છે કે હે ગુરુ! તમારા ચરણકમળ પ્રસાદથી હું સંસારનો છેડો પામી ગયો છું; એમ ગુરુપ્રત્યે દીનત્વ કરે છે. એજ અનંતી સાધક શક્તિ બતાવે છે. કેટલી પૂર્ણ તત્ત્વને પહોંચી વળવાની ધગશ? દર્શનસારમાં દેવસેન આચાર્ય કહે છે કે હે પદ્મનંદી? હે કુંદકુંદાચાર્ય પ્રભુ? તમે જો સાક્ષાત્ સીમંધર તીર્થંકર ભગવાન પાસે જઈને આ સમયસાર પાહુડ (સ્વાત્મ બોધ સમય પ્રાભૂત) ન લાવ્યા હોત તો અમારા જેવા મુનિનું શું થાત? આપનો અનંત ઉપકાર છે. આપવડેજ અમે આત્માપણું પામ્યા છીએ. એમાંજ સદ્ગુરુ અને સદ્ધર્મનો વિનય છે. પોતાનો આત્મા જ્યાં ગુણવૃદ્ધિમાં નમી ન પડે, નમ્રતા ન દેખાય તો તે આત્માર્થી હોય નહિ. મતાર્થીના અભિપ્રાયમાં અનંતુ અજ્ઞાન દરેક ક્ષણે ભર્યું છે. ત્રિકાળી સતનો અનાદર તે કરી રહ્યો છે. પછી ભલે તે ગમે તેવું ધર્મી નામ ધરાવતો હોય.

આત્માર્થી ધર્માત્મા નમન કરે કે હે ગુરુ? હે પ્રભુ? હું નહિ, તુંજ સત્ય છે તારા આધારેજ મારૂં સત્યમય જીવન છે, એમ સમજીને વિનય કરે. મહાધર્માત્મા નગ્ન નિર્ગ્રંથ મુનિ પદ્મનંદી આચાર્ય રૂષભ જિનની સ્તુતિ કરતાં કહે છે કે હે સર્વજ્ઞ વીતરાગ જિનેશ્વર? હું વાણી વડે આપની સ્તુતિ કેમ કરી શકું? વિકલ્પદ્વારા સહજસ્વભાવનું વર્ણન કરવાને અસમર્થ છું, મૂંઢ છું, તેઓ પૂર્ણજ્ઞાયકતાને

લક્ષે અક્રિય જ્ઞાનઘનમાં મસ્ત હતા. સ્વાનુભવના લક્ષે પૂર્ણતાને પહોંચી જવાના કામી હતા. સત્પુરૂપનો વિનય કરીને ઠરી ગયા. એકજ ભવે મોક્ષ જવાના છે, તેમણે કોઈવાર મિથ્યાદ્રષ્ટિને મોહી જીવને નમન કર્યું નથી. તેથી તેમાં કાંઈ દ્વેપ નથી. જ્ઞાની જે કાંઇ બોલે જે કાંઈ કરે તે બધુંય સવળું છે. આત્મા અવિનાશી ચિદાનંદ સહજ સ્વભાવી છે. અને દેહાદિ જડવસ્તુનો જે જે ભાવ થાય છે તે વિકારી પરભાવ છે. રાગભાવથી આત્મસ્વરૂપની સિદ્ધિ નથી. માટે જ આત્માર્થી, ધર્માત્માને વિનય કરતો હોય ત્યારે પણ અંતરંગમાં જ્ઞાનદશાની સ્થિરતા છે. પોતાના બેહદ અકષાયભાવનું લક્ષ છે. તેના લક્ષમાં વર્તતો જ્ઞાની સાધક ધર્માત્મા પોતે હજુ સ્વભાવમાં એકાગ્ર સ્થિર રહી શકતો નથી ત્યારે પુરૂપાર્થ ઉપાડવા વિનય સહિત સદ્દગુરુની સ્તુતિ કરે છે. તેમનો વિનય પ્રમાણિક છે. અને નીચલી ભૂમિકાવાળા મુમુક્ષુ પણ સમજીને વિનય કરે છે. હવે આ ભૂમિકાની છેલ્લી ગાથા કહે છે. ૨૨.

હોય મતાર્થી તેહને, થાય ન આતમલક્ષ,
તેહ મતાર્થીલક્ષણો, અહીં કહ્યાં નિર્પક્ષ. ૨૩.

જેને પોતાના મતના પ્રયોજનને સિદ્ધ કરવું છે, મતાગ્રહ મૂકવો નથી તેવા મતાર્થી માનાર્થીને આત્માનું લક્ષ થાય જ નહિ. આત્મ-લક્ષ એટલે પરદ્રવ્ય અને પુન્ય પાપ આદિ બધા પરભાવોના લક્ષણોથી આત્માને જુદા પાડવો. આ આત્માનું નિર્દોષ લક્ષણ છે, તેને યથાર્થપણે મુમુક્ષુ જીવ ઓળખી શકે છે પણ મતાર્થી જીવે પોતાનું લક્ષણ અન્યથા માન્યું હોય છે. મતાર્થીને સતની ઓળખ નથી માટે મતાર્થીના લક્ષણની ઓળખાણ કહે છે. જેમ ગોળનું લક્ષણ ગળપણ, કાળી-જીરીનું લક્ષણ કડવાશ, તેમ મતાર્થીનું લક્ષણ મતાગ્રહ, અને આત્મા-ર્થીનું લક્ષણ કેવળ નિર્દોષ આત્માર્થ. મતાર્થીને પક્ષપાતી એ માટે કહ્યો છે, કે તેને સદ્દગુરુની અને સતની ઓળખાણ નથી, પણ તેની વિરૂદ્ધ-તાને અનુસરે છે. તે પોતાનો સ્વચ્છંદ રાખીને વિપરિતપણું આદરે છે.

બીજી વાત એમ છે કે અગીયારમે ગુણઠાણેથી પણ જીવ પડી

જાય છે; પણ તેનો આશય એમ નથી કે બીજા જીવો પુરુષાર્થમાં નબળાઈ રાખે, પ્રમાદ કરે, માટે તેમ સમજવાનું નથી. કારણકે જ્ઞાનીનું કોઈ વચન પુરુષાર્થને નબળું પાડનાર ન હોય; પણ કોઈ એમ માને કે, અરેરે! શાસ્ત્રમાં તો દૃષ્ટ આટલી ઉંચી ભૂમિકાવાળા પણ પડી જાય છે, તો આપણું શું થાય. પણ આવા બોળા ઓઠાં લેનારાએ પૂર્વે મોળાપણું સેવીને, પોતાના સ્વાધીન તત્ત્વને પરાધીન અને ભયવાળું માન્યું છે. વીતરાગ સર્વજ્ઞ શ્રી તીર્થંકર ભગવાનના વચનોનો આશય બધા જીવોના ભાવની ઉજ્વળતા અર્થે નિઃશંક સ્વભાવની વૃદ્ધિ થવા માટે હોય છે. સર્વજ્ઞનું વચન નિષ્પક્ષપાતી હોય છે. તેમના વચનો સમજીને સવળો અર્થ લેવાની જેને રુચિ નથી તે ઉંધોભાવ પકડી લે છે; પણ સર્વજ્ઞ ભગવાનનો હેતુ સર્વ જીવોના હિત માટે હતો. પૂર્વે તેમણે એવી ભાવના કરી હતી કે સર્વ જીવોને આત્મધર્મ પમાડું (એનો ગર્ભિત ભાવ એ છે કે મારો આત્મા શીઘ્ર પૂર્ણ થઈ જાય) એટલે એમના નિમિત્તથી સમવસરણમાં જે ધ્વનિ છૂટે છે તે આત્મ અર્થ બોધક અને પરમ હિતકારી જ હોય છે. શાસ્ત્રમાં તેમનાં કથન ગણધર આચાર્યો ટુંકી ભાષામાં ગોઠવે છે. તે સંક્ષેપમાંજ હોય. તેમનો આશય જીવો સમજીને, પુરુષાર્થ લાવીને આત્મકલ્યાણ સાધે એવો હોય છે.

બીજી વાત એમ છે કે એક આત્માની જાત એવી છે કે જે કદી મોક્ષે ન જાય. પણ એ સાંભળતાં જ્ઞાનીનું વચન જે ભાવે અને જે રીતથી છે તે ભાવે જે જીવ સમજે તે અભવી હોય નહિ. ભગવાનના વાક્યથી તો ગુણની વૃદ્ધિ થવી જોઈએ પણ તેનો ન્યાય ન સમજતાં જે બાના કાઢે છે કે આમ ન હોવું. જોઈએ; એમ તેનો નકાર કરવારૂપ પોતાની કલ્પના વડે કહે કે તેનો અર્થ આમ હોવો જોઈએ. વીગેરે અનેક બાના બતાવી પરનો દોષ માનનાર-કહેનારને આત્માર્થ નથી જોતો પણ મતાર્થ અને વિખવાદ જોઈએ છે. જેને આત્માર્થ જોઈએ છે તેણે પોતાનો સ્વચ્છંદ મતાગ્રહ છોડીને શ્રીગુરુ શરણે જવું જોઈએ. ૨૩

હવે મતાર્થીના લક્ષણ નિષ્પક્ષપાતપણે કહે છે કેઃ—

બાહ્યત્યાગ પણ જ્ઞાન નહીં, તે માને ગુરુ સત્ય;
અથવા નિજકુળધર્મના, તે ગુરુમાં જ મમત્વ. ૨૪.

બાહ્યત્યાગ વૈરાગ્ય દેખાય પણ જેને સાચું જ્ઞાન નથી તેવાને લોકો સાચા ગુરુ માને છે. કારણકે જગતના લોકો બાહ્ય દ્રષ્ટિથી જોનાર છે. કોઈને ગુપ્ત આકરી કષ્ટ ક્રિયા દેખાય તો કહે, અહો! તપ કેટલા કરે છે! વસ્ત્ર કેટલાં ઓછાં વાપરે છે! વળી કોઈ પાશેર શીંગથી નભાવે તો તેનો મહિમા લાવી ગાણા ગાય. વળી કોઈ નગ્ન હોય કે કોઈ તપેલા પતરા ઉપર ત્રણ કલાક તપતો હોય, કે આશ્ચર્ય જેવું દેખાતું હોય તેને દેખીને વાહ! વાહ! કરી બેસે, અને વિનય કર્યા કરે કે અહો! તમે ભારે ત્યાગી છો. જગતમાં ધર્મને બહાને અન્યથા વર્તનારા બે વર્ગ મુખ્ય છે. કોઈ શરીર બળવાળાં હોય તે ક્રિયાકાંડ અને કાયક્લેશમાં પ્રવર્તે છે. અને જે શરીર બળમાં મંદ હોય પણ બુદ્ધિ બળ વિશેષ હોય છે તેને ચારિત્ર ઉપર એટલે કષાય ટાળવા તરફ લક્ષ હોતું નથી, પણ શુષ્કજ્ઞાનીપણું હોય છે. તે બુદ્ધિવાળા ક્રિયાકાંડવાળાને નિષેધે છે. અને ક્રિયાકાંડવાળા શુષ્કજ્ઞાનીને નિષેધે છે. એમ બેઉ સમજ્યા વિના આત્માના ભાન વિના એક બીજાને નિષેધે છે.

વળી કોઈને બન્ને પ્રકાર હોય એટલે કે પરમાર્થ સમજ્યા વગરનું શાસ્ત્રજ્ઞાન હોય તે બાહ્યજ્ઞાન અને ક્રિયા પાળતો હોય, તેને પણ સત્‌ની ખબર નથી. તે બેયને એકાંતી માને અને પોતે કહે કે જુઓ અમે સમજીને જ્ઞાન અને ક્રિયા કરીએ છીએ.

આત્માર્થી ધર્માત્મા હોય તે જગતના ભિન્નભિન્નમત દેખીને મુંઝાય નહિ ખોટાનો નિષેધ કરે તે તેનું પ્રમાણિકપણું છે. તે કાંઈ દ્વેષ ન કહેવાય; પણ વિકલ્પદશા હોય તો તે નિમિતનો વિકલ્પ આવી જાય તે અપેક્ષાએ અહીં કહ્યું છે. આત્મા જ્ઞાનસ્વરૂપ અરૂપી છે, કાંઇ બાહ્યત્યાગ અને ગ્રહણરૂપ કે શુભ જોગરૂપ નથી.

કોઈને દુઃખ ગર્ભિત વૈરાગ્ય હોય તેને પણ ત્યાગ વૈરાગ્ય મનાઈ જાય છે. કોઈ માસખમણના તપ કરતો હોય તેનો દુર્બળ દેહ દેખીને, ઘણા માન આપવા આવે. વળી સ્ત્રી આદિનો વિયોગ હોય તેથી તેને

વિષે કંઈ મોટાઈ દેખાય છે. તેને માન આપનાર જીવને ઘર સંસારનો ખુબ મોહ, મમતા હોય છે; તેથી તેવા જીવો આવા ત્યાગીને દેખીને તેના પ્રત્યે બહુમાન કરે છે, પણ આત્મતત્ત્વની ઓળખાણ શું! તેની તેને ખબર નથી. દ્રવ્યાનુયોગ તર્કણામાં ત્રણ પ્રકારના પરીક્ષક કહ્યા છે.

(૧) અજ્ઞાનીઓ પ્રથમ વેશ નિરખે છે કે આપણા સંપ્રદાયનો વેશ છે ને? પોતાના કુળ ધર્મનો વેશ દેખીને રાજી થાય.

(૨) તેનાથી કાંઈ વધુ ડાહ્યા હોય તે દેહના ચારિત્રને ક્રિયાને ઓળખે છે. પોતાની માનેલી બાહ્ય ચારિત્રની ક્રિયા હોય તો વખાણે.

(૩) બાહ્ય ત્યાગ, બાહ્ય વેશ ઉપર વજન નહીં આપતા અંતરંગ તત્ત્વ સમ્યગ્‌સ્વરૂપને યથાર્થ જાણે છે, તેનીજ પરીક્ષા કરીને સતનો આદર કરે છે અને ખોટાને ખોટું સમજે છે. તેજ આત્માર્થી છે.

કોઈ માને છે કે ખોટા–સાચા ધર્મની પરીક્ષા કરવા બેસીયે તો રાગ, દ્વેષ થાય, માટે પરીક્ષા કરવી નહિ. એવું માનનારા મૂંઢ મતીનો અત્રે નિષેધ થયો.

જેઓની બાહ્ય દ્રષ્ટિ છે તે બાહ્યના ત્યાગ વૈરાગ્યને સ્થુળ દ્રષ્ટિએ દેખે છે અને તેનો વિનય નમસ્કાર આદિ બહુમાન કરે છે. તેનું કારણ એમ છે કે પોતે દેહાદિના સુખ સગવડતા–આશક્તિ ઘટાડી શકતો નથી, એટલે એવી સગવડતા વિના બાહ્યનું ચારિત્ર કાયકલેશ દેખે ત્યાં અચંબ થઇ પડે છે. તેવા જીવે બાહ્ય ત્યાગ આત્માનો સ્વભાવ છે એમ માન્યું. તેવા જીવને આત્મા–પરવસ્તુના ગ્રહણ ત્યાગ રહિત, નિર્મળ, અબંધ, બેહદ છે તે કેમ બેસશે? જેણે બાહ્ય ત્યાગ વૈરાગ્ય ઉપર આત્માની હદ બાંધી તેને બેહદ સામર્થ્ય સ્વરૂપ આત્માની ઓળખ નથી; તેને અંતરંગ ત્યાગ નથી. (ઉપલક્ષણ=બાહ્યલક્ષણ) જે બાહ્ય જોગની ક્રિયા દેખાય તે ઉપરથી સાચું લક્ષણ માનવું તે દોષિત લક્ષણ છે. જેને સાચું જ્ઞાન નથી એટલે અંતર ત્યાગ વૈરાગ્ય નથી, તેને બાહ્ય ત્યાગમાં અજ્ઞાનપૂર્વક અભિમાન સહિત, મિથ્યાઆગ્રહ સહિત કર્તૃત્વબુદ્ધિ છે. તેનો વૈરાગ્ય કેવળ દ્વેષરૂપ વા દુઃખ ગર્ભિત અથવા

મોહ ગર્ભિત છે. જ્ઞાન ગર્ભિત ત્યાગ વૈરાગ્ય નથી. રાગના ત્યાગરૂપ ત્યાગ થયો નથી, પણ તેને બાહ્ય પદાર્થ પ્રસંગના યોગનો જોગ ન હતો, સ્ત્રી આદિ પરિગ્રહની અંતરાઇ હતી તેથી તેને વર્તમાનમાં ત્યાગ જેવો યોગ દેખાય છે તેમાં તેનો કર્તૃત્વભાવ છે.

તા. ૯–૧૦–૩૯ ગાથા ૨૪ મી ચાલુ

જેને પોતાના સત્સ્વરૂપમાં રૂચિ નથી તેવા બાહ્ય દ્રષ્ટિ જીવો બાહ્ય લક્ષણનેજ જુવે છે. તેમાં એમ પણ આવ્યું કે પ્રથમ જે જીવો સદ્દગુરુ સંબંધમાં જ ભૂલે છે તે બધું ભૂલે છે. તેના કારણ જણાવ્યા.

સદ્દગુરુના લક્ષણો પ્રથમ બતાવ્યા કે શ્રી સદ્દગુરુજ મુમુક્ષુ આત્માને સાચું હિત સમજાવી શકે છે અને વ્રત, તપ, ધર્મ એ શું છે; નિશ્ચય વહેવારની સંધિ શું છે, અને પરથી જુદાઇ શું છે તે સદ્દગુરુ યથાર્થપણે સમજાવી શકે છે. સતશાસ્ત્ર તથા સતદેવની ઓળખાણ શ્રી સદ્દગુરુ કરાવી શકે છે. ત્યારે અસદ્દગુરુઓ સત્ દેવ, ગુરુ, શાસ્ત્ર અને અંતરંગ વિરતિથી જીવને ભૂલાવે છે, કારણકે અસદ્દગુરુનો સંગ કરનાર પોતેજ અલાયક છે. મતાર્થી જીવોને અનાદિથી બાહ્ય વસ્તુનો તેની દ્રષ્ટિ મુજબ મોહ હોય છે. તેથી ગુરુની ઓળખાણ બાહ્ય લક્ષણથી કરે છે. માટે ૨૪ મી ગાથામાં કહ્યું છે કે "બાહ્ય ત્યાગ પણ જ્ઞાન નહિ, તે માને ગુરુ સત્ય, અથવા નિજકુળધર્મના, તે ગુરુમાં જ મમત્વ." જગતને અંતરની પરીક્ષા નથી, માટે બાહ્ય ત્યાગમાં ઝુકે છે, તેને ધર્મ માને છે. જેને અંતરંગ ત્યાગ નથી તેને સમ્યગ્‌જ્ઞાન નથી. અને જેને સાચું જ્ઞાન નથી તેને ચારિત્ર એટલે જ્ઞાનની સ્થિરતા પણ નથી. સ્થિરતા નથી તે ઉપલક્ષણથી સમજી લેવું. જ્ઞાનરહિતપણું તે કુગુરુનું અને મતાર્થીનું લક્ષણ છે.

બાહ્યદ્રષ્ટિ જીવ સ્થુળ પર્યાયને દેખે છે એટલે કે આતો ત્યાગી છે, બ્રહ્મચારી છે; આ ઉના પાણી પીવે છે, આમ તપ કરે છે, મુનિ છે એમ બહારનું લક્ષ કરે છે તેઓ આત્માને ભૂલે છે. તે જીવો એમ માને છે કે આ ગુરુ સાચા છે. "અથવા નિજકુળ ધર્મના તે ગુરુમાંજ મમત્વ" આ ૨૪ મી ગાથામાં એ પણ આવ્યું કે પોતાથી બાહ્ય

ત્યાગ વિષય કષાયાદિનો ત્યાગ નથી થાતો; તેથી જેને ત્યાગાદિ જોગ છે તેને બહુમાન આપે છે. પણ બાહ્ય ત્યાગથી ધર્મ હોય તો વનસ્પતિ ઝાડ વગેરે બાહ્ય સમિતિ ગુપ્તિ કરીને એક સ્થાને બાહ્ય ત્યાગી થઈને બેઠા છે તેમને પણ ધર્મ થવો જોઈએ.

કેટલાક લોકો પોતાનો માનેલા ગુરુજ સાચા છે એમ પોતાના સ્વચ્છંદનેજ પોષે છે, અને તેમાં જ મમત્વ દૃઢ કરે છે. સાચું શું તેની ઓળખ વિના કુળધર્મના ગુરુને દૃઢ કરે. ગમે તેવા ધર્મ ગુરુ હોય પણ આપણાથી તો તે સારા છે, આપણે તો સંસારી છીએ માટે આપણે તો તે જે કહે તે માનવું. એમ કેટલાકો કહે છે. પણ સત્ય શું તે સમજવાની ગરજ વિના મતાગ્રહને દૃઢ કરનારા ઓઠાનો જ મમત્વ કરે છે તે મતાર્થી છે. અહીં બે લક્ષણો બાંધ્યા કે:—

( ૧ ) સાચું જ્ઞાન નહિ તે લક્ષણ.

( ૨ ) અંતર ત્યાગ નહીં એટલે જ્ઞાનની સ્થિરતા નહિ. એ બેઉ કુગુરુના લક્ષણ કહ્યા. અને બે લક્ષણ મતાર્થીના કહ્યા. ૨૪.

જે ગુરુને ઓળખવામાં ભૂલ્યા છે તેનું એ ફળ થાય છે કે તે સત્દેવને ઓળખવામાં પણ ભૂલે છે, તે હવે કહે છે.

**જે જિનદેહ પ્રમાણ ને, સમવસરણાદિ સિદ્ધિ;**
**વર્ણન સમજે જિનનું, રોકી રહે નિજબુદ્ધિ. ૨૫.**

જે આત્મા પૂર્ણ શુદ્ધ પદને પામ્યા તે આત્મા પૂર્ણ આનંદ સ્વરૂપ છે. તેમણે પૂર્વે ભાવના કરેલી કે સર્વ જીવોને આત્મ ધર્મ પમાડું, એ રાગના કારણે તીર્થંકર નામકર્મની પ્રકૃતિ બંધાઈ ગઈ હોય છે. અને તેમનો દેહ અતિ સુંદર હોય છે, તે શરીરને ૧૦૦૮ ઉત્તમ લક્ષણ હોય છે. એ રૂપવંતપણું પુન્યના અતિશયથી સહિત હોય છે. મતાર્થીઓ તેમના દેહાદિના અને પુન્યના ઠાઠના ગુણ-ગ્રામ કર્યા કરે છે; પણ શ્રી વીતરાગ તત્ત્વ શું છે તેના સ્વરૂપનું ભાન ( કે જેનું યથાર્થપણું સમજાયે નિજપદ પણ સમજાય. ) તે કરતા નથી તેઓ તો

માત્ર હાડકાના રૂપના લક્ષણ અને દેહાદિ રૂપના વર્ણન ગાઇ, તેને ધર્મ માને પણ તે કાંઇ આત્માનું લક્ષણ નથી. તેઓ જ્યાં ત્યાં પુણ્યના અતિશયથી આત્માના ગુણ માને છે. પણ ખરીરીતે તે ગુણનો મહીમા નથી, પણ પુણ્યની ઉજળી ધુળના વખાણ છે. સાચો મહિમા જ્ઞાની ધર્માત્મા જાણે છે. જેને પૂર્ણ શુદ્ધ આત્મતત્ત્વનું ભાન છે, તેને આત્માના લક્ષણની ખબર છે. તેની સ્તુતિ કરનાર તે લક્ષે નિશ્ચય સ્તુતિ કરી શકે છે. અનંત આનંદથી રસભર, પૂર્ણ જ્ઞાનઘન તત્ત્વ સ્વરૂપ તીર્થંકર ભગવાનના આત્મામાં ભર્યું છે તેની ઓળખ નથી; અને ૩૪ અતિશય વગેરે, તથા આમ ગઢ-ચક્રાદિ હોય છે, આમ ઇન્દ્રો સેવા કરે છે, અને આમ દેવ નાટક કરે છે વગેરે ગાયા કરે; પણ અંતરંગ સ્વરૂપ શું તેને ઓળખ્યા વિના તે રાગી ખરેખર રાગમાં રોકાણો છે. શ્રી જિનનું સ્વરૂપ ઓળખ્યા વિના તેની બધી ખતવણી ઉંધી છે જિનપદ તે નિજપદ છે. શ્રી અરિહંતને દ્રવ્ય ગુણ પર્યાયથી યથાર્થ-પણે સતસમાગમ વડે જે જાણે, તે નિશ્ચયથી પોતાનાજ સ્વરૂપને જાણે છે. પ્રવચનસારની ૮૦ મી ગાથામાં ભગવાન કુંદકુંદાચાર્ય કહે છે કે–

जो जाणदि अरहंतं दव्वत्तगुणत्तपज्जयत्तेहिं ।
सो जाणदि अप्पाणं मोहो खलु जादि तस्स लयं ॥

શ્રી પ્રવચનસાર અ. ૧ ॥ ૮૦ ॥

જે કોઈ વીતરાગ પરમાત્માની પૂર્ણ શક્તિનો પિંડ આત્મા છે તે જેમ છે તેમ જાણે છે એટલે કે અખંડ ત્રિકાળી અનંત શક્તિથી અભેદ આત્મ દ્રવ્ય, ગુણ અને પર્યાય યુક્ત અર્હંત ભગવાનના શુદ્ધ આત્માને જે જીવ યથાર્થપણે જાણે છે, તેનો મોહ અવશ્ય ક્ષય પામી જાય છે. આત્મા અવિનાશી પૂર્ણ નિર્મળ છે, અક્રિય અને જ્ઞાન માત્ર છે, પરથી જુદો અસંગ છે, એમ જિનપદ જાણ્યું તેણે નિજપદને જાણ્યું છે; તેથી તેની ભ્રાન્તિ એટલે દર્શનમોહ ક્ષય થઈ જાય છે. કારણરૂપે તેજ વખતે મોહનો અભાવ છે. શ્રીમદ્‌કુંદકુંદાચાર્ય પોતે વિદેહ ક્ષેત્રમાં શ્રી સીમંધર ભગવાન પાસે સાક્ષાત્ ગયા હતા, અને આઠ દિવસ સુધી તીર્થંકર સર્વજ્ઞ ભગવાનની વાણી સાંભળી હતી, તેમાં ક્ષાયકભાવ અને અપ્રતિહતભાવનું વર્ણન તે વખતે ખૂબ

ચાલેલું, એટલે એ ભાવના ભણકાર પ્રવચનસારમાં તથા સમયસારમાં દેખાય છે, કે સર્વજ્ઞનું સ્વરૂપ અને એ ભાવ જેણે જાણ્યો તેનો મોહ એટલે સ્વસ્વરૂપની ભ્રાંતિનું કારણ મોહકર્મ અવશ્ય ટળી જાય છે–ક્ષય થાય છે. અહીં મતાર્થીના લક્ષણ કહેવાય છે.

સમયસારમાં શ્રી કુંદકુંદાચાર્યદેવ કહે છે કે નગરીનું વર્ણન કર્યે કાંઈ તે નગરીના ભૂપનું વર્ણન, ગુણગ્રામ થયા એમ ન કહેવાય; તેમ પુણ્યાદિ શરીરાદિ ગુણની સ્તુતિ કર્યે કેવળી ભગવાનના ગુણની સ્તુતિ થતી નથી, તેમજ ભગવાનને જે પુણ્ય પ્રકૃતિનો યોગ છે, તેનું જ લક્ષ કરીને તેમાં મોહ પામી તેમાં જે કોઈ પોતાની બુદ્ધિ રોકી રાખે, અને કહે કે અહો! અમારો કુળધર્મ કેવો રૂડો છે! ભગવાન ચાલે ત્યારે દેવો ફુલ રચે છે, દેવો નાટક કરે છે, એ વગેરે પુણ્યની મીઠાશ તરફ જેનું લક્ષ છે તેનું વલણ તત્ત્વ ભણી ન રહેતાં પુણ્ય ભણી રહે છે. તેનું લક્ષણ એમ છે કે વીતરાગતા સંબંધની કોઈ આત્માની વાત કરવા માગે, તો વચ્ચે વાત નાખે કે ભગવાનને આવા પુણ્ય હોય, ૬૪ જોડ ચામર વિંઝાય વગેરે વગેરે; એમ જેને પુણ્યની મીઠાશ છે, પુણ્યનો રાગ છે, તેને પોતાનું ભાન નથી. અંતરંગ સ્વરૂપની વાત વીતરાગતાને ભૂલીને, તે પુણ્યના વખાણ કરે છે. જ્ઞાની તેને કહે છે, કે તને તારી જાત અને સર્વજ્ઞનું સ્વરૂપ જાણવાની રૂચી નથી. જે આચાર્યાદિ ધર્માત્માઓએ ભગવાનની સ્તુતિ કરી છે, તે પુણ્યની અપેક્ષાની વાત નથી; પણ આને તો ઉંડાણમાં પુણ્યની અને બાહ્ય મહાત્મ્યની મીઠાશ રહી છે; એવી મીઠાશ ન હોય તો આત્માની વાત—વીતરાગપણું જાણ્યા વિના ન રહે. તત્ત્વની વાતમાં અકષાયભાવની સ્થિરતાનું ટાણું હોય તે ટાણે પુણ્યાદિ ઠાઠની વાત મૂકે, મૂકાવે તેમાં રસ લે, તેને અકષાય જ્ઞાતા વીતરાગનું મહાત્મ્ય નથી. પણ પુણ્યનું રાગનું મહાત્મ્ય છે.

શાસ્ત્રમાં આવે છે કે, પ્રતિક્રમણ એટલે વિભાવથી પાછા ફરવું; સ્વરૂપમાં સાવધાન રહેવું. હવે તે ટાણે પુણ્યની, રાગની વાત કરવા કરાવવા એવા જીવો બેસે છે. બીજા ખામણામાં લોકો ખાસ તે વર્ણન ... છે અને તેના પુણ્ય વૈભવમાં રસ લે છે; તેમાં પોતાની વંચના

છે. શાસ્ત્રમાં પુણ્યની વાત આવે, સર્વાર્થસિદ્ધના દેવના વૈભવની વાત આવે, ઇન્દ્રાદિ, ચક્રવર્તી અથવા તીર્થંકર ભગવાનના પુણ્યનું વર્ણન આવે, તેમાં પોતાને ભૂલીને જે રાગ વેદાય છે તે અજ્ઞાનભાવ છે; જડના રસનો આદર છે; ઊંડાણમાં તેની મીઠાશ છે. એ રાગના અંશ-માત્રનો પણ જ્યાં આદર છે, ત્યાં અવિકારી આત્માનો અનાદર છે. પ્રશ્ન:—શુદ્ધ ભાવમાં નથી રહેવાતું માટે શુભભાવમાં શામાટે ન રહેવું? ઉત્તર:—શુભભાવ રાખવો તે ઉપાદેય છે એમ માનવું તે અજ્ઞાન છે; શુભભાવ રાખવા જેવો છે, કર્તવ્ય છે તથા હમણા શુભ રાખીએ પછી ઠીક થઇ રહેશે, શુભભાવ વહેવાર ધર્મ છે, એમ શુભ પરિણામમાં રોકાવાની ઉપાદેય બુદ્ધિ થઈ ત્યાં અજ્ઞાન છે. માન્યતા શું જોઇએ તે સમજો. શુભભાવ થઈ જાય તે જુદી વાત છે, અને તેને ઉપાદેય માનવો તથા કરવા જેવો છે એમ માનવું તે જુદી વાત છે; જેમ છે તેમ સમજીને જ્ઞાન માત્ર કરવાનું છે. જ્ઞાની પુણ્યના ઠાઠ અને દુ:ખના સંયોગના ઢગલા બેઉને સમ ગણે છે. "રજકણ કે રિદ્ધિ વૈ-માનિક દેવની, સર્વે માન્યા પુદ્ગલ એક સ્વભાવજો." આ અભિપ્રાય દૃઢ બાંધ્યા વિના, શુભયોગમાં પોતે મધ્યસ્થ નહિ રહી શકે. શુભ-રાગ રાખવા જેવો છે, પુણ્યાદિ કરવા જેવા છે, એ માન્યતા મિથ્યા-શલ્ય છે. પુણ્ય તે હું નહિ, હું રાગરહિત છું પુર્ણ અસંગ છુ એમ અંતરંગ પુરૂષાર્થથી એકવાર હા તો લાવો! તીર્થંકર નામકર્મના પુણ્ય પણ મારે ન જોઇએ એમ પરદ્રવ્ય, પરભાવની હેય બુદ્ધિનો સદ્વિવેક તો લાવો? પરથી જુદાપણું અને આત્માનો આદર તે શું કાંઇ વાતો હશે? પોતાની વર્તમાન દશા કયા ભાવમાં વર્તે છે, તથા કઈ જાતના ભાવ છે, એના ભાન વિના, પોતે જડની જાત પુણ્યની મીઠાશ વેદે છે, અને માને કે હું દેવ, ગુરૂ, ધર્મનો આદર કરૂં છું; તે તો પોતાની વંચના છે. તેને સર્વજ્ઞ પ્રભુએ અનંતાનુબંધી કષાયના પરિણામ કહ્યા છે.

અનંતકાળમાં જે નથી કર્યું તે સમજણનું કાર્ય કેવું હશે? તે સમજવામાં ઘણો વિવેક જોઇએ.

જેને વિવેક છે તે સમજે છે કે હું જે જ્ઞાનીના ગુણગ્રામ કરૂં છું

તેના સ્વરૂપની જાતને, જડની જાતના વિકારી ઠાઠથી ન ઓળખાય એવું અવિકારી અસંગ નિર્મળ અવિનાશી પૂર્ણ જ્ઞાનઘન શુ આત્મતત્ત્વ છે, તે પરદ્રવ્ય પરભાવથી નિરાળું છે. એની શ્રદ્ધા થ સર્વજ્ઞ વીતરાગ શ્રી જિનની પ્રતીતિનો ભાવ આવે જ. તેનો એક ન્યાય અનંતા સમ્યગ્ ન્યાયને લઈ આવે. જેને તત્ત્વદૃષ્ટિ નથી, પણ બાહ્ય દૃષ્ટિ છે, તેને પુણ્યાદિ સગવડતાની મીઠાશ ઉંડાણમાં હોય જ. કોઈને દેવભુવનનું વર્ણન, તીર્થંકરાદિ વિભૂતિનું વર્ણન સાંભળવાની જે રૂચિ હોય તો સમજવું કે તે જીવને પુણ્યાદિની સગવડતાની મીઠાશ છે; અને તેથી તત્ત્વની વાત આવશે તેમાં તેને હોંશ નહીં આવે. પ્રશ્ન:—શું ભક્તિઆદિ શુભરાગ ન કરવો? ઉત્તર:—કરવું એ જુદી વાત છે, અને શુભરાગ થઈ જાય તે જુદી વાત છે. આત્માભણી જેનું વલણ છે એવા ધર્માત્માને ઘણા ભાગે સાધકની અધુરી દશામાં શુભ પ્રશસ્ત રાગ થઈ જાય છે; પણ એનો અભિપ્રાય વીતરાગ દૃષ્ટિપણે વર્તે છે, અને નિર્જરા થાય છે. એ ભાવ કેવો હશે તે સમજવા માટે સત્-સમાગમ ઉપર જ્ઞાનીઓ ભાર મૂકે છે. જેમાંથી સત્‌ની ગંધ આવે તે સત્‌સમાગમ છે. પ્રશ્ન:—એ ગંધ આપનાર કોણ? ઉત્તર:—સુપાત્ર લાયક જીવનો પુરૂષાર્થ.

આત્મા આત્માને પોતાના સત્‌સમાગમનો લાભ આપે. એવા લાયક જીવને ભાષામાં અહંપણું ન હોય. નિર્માનતાજ હોય. સત્‌નો આંતરો પાડતાં ન આવડે તેની ખતવણીમાં જ્યાં ત્યાં ઉંધું જ આવશે. પ્રશ્ન:—સમજાય નહિ ત્યાંસગી શું કરવું? ઉત્તર:—સાચું સમજાયે ખોટું ઉભું ન રહે. ઝવેરીનું દૃષ્ટાંત:—બે ઝવેરી મિત્રો હતા. એક ઝવેરાતનો વેપારી પોતાના નાના પુત્રને મૂકીને મરી ગયો. પૈસાની તાણ પડી. તેની માતાએ ત્રણ રત્નો વટાવવા માટે તેના પિતાના મિત્રની પેઢી ઉપર મોકલ્યો. તે જુવાન પુત્ર તેની દુકાને ગયો, ઝવેરીએ હીરા જોઈને વિચિક્ષણતા વાપરી, કે આ હીરા તો તદ્દન કાચના છે, પણ અત્યારે કહી દઈશ તો તે મુંઝાઈ જશે. તેથી કહ્યું કે ભાઈ! આ હીરા હાલ વટાવવાની જરૂર નથી. તું હમણા મારી દુકાન ઉપર બેસતો થા, અને આપણા ધંધાની કળા શીખ. જ્યારે બે વરસ થયા અને હીરાનો

પારખ થયો એટલે તેના બાપના મિત્રે આજ્ઞા કરી કે જા, તારા મણ્ હીરા લઈ આવ. પેલો ઘેર જઈને પેટી ઉઘાડી અને પોતાના માનેલા કિંમતી રત્નો હાથમાં લઈને જોયા તો કાચના ગોટા લાગવાથી તરતજ બહાર જઈને ફેંકી દીધા. દુકાન ઉપર આવ્યો ત્યારે શેઠે પૂછ્યું કે કાં, ભાઈ હીરા લઈ આવ્યો. ઉત્તરઃ—નાજી, એ તો તદ્દન ખોટા હતા. તમે મને પ્રથમ કેમ ન કહ્યું? ત્યારે ઝવેરીએ સમજણ પાડી કે તે ટાણે તને શંકા પડવાનો સંભવ હતો. કે રખેને આ જૂઠું બોલીને મારા સાચા હીરા લઈ જાય. અથવા તારી ધીરજ તૂટી જાય. એમ ખોટી શ્રદ્ધાવાળો જો શ્રી ગુરૂપાસે વિનય શીખવા આવે તો, પાછા કાઢી ન મૂકે; હળવેથી કહે કે ભાઈ? તમે અભ્યાસ કરો. સત્સમાગમ કરો. એટલે ખોટું શું અને સાચું શું? તે સમજાઈ જતાં ખોટાનો આદર ન થાય. પેલા ઝવેરીના છોકરાને પોતાની મૂર્ખાઈ ઉપર હસવું આવ્યું તેમ સમ્યગ્જ્ઞાન થયા પછી ગયા કાળમાં કાળોકેર કર્યા હતા, એવી ભૂલ ઉપર હસવું આવ્યું કે કાચને મણીની જેમ, બાહ્ય વસ્તુના નિમિત્તને મેં સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ રત્નો માન્યા હતા અને ખોટામાં હરખાયો હતો. સાચું સમજતાં જ્ઞાની ખોટાનો આદર કરે નહિ. એમ અહીં જ્ઞાનીને કહેવું છે, કે જે જીવો એમ માને છે કે આપણા કુળ-ધર્મના દેવ છે, એટલે એના પુણ્યના વર્ણનથી મને લાભ થશે, એમ માનીને બાહ્ય દેહાદિ સમવસરણ આદિનું માહાત્મ્ય કર્યા કરે છે, તેને ધર્મ માને છે, તથા અંતરંગ સ્વરૂપની ખબર નથી એવા મતાર્થીને ઊંધો ન્યાય બેઠો છે. એટલે જ્યાં ત્યાં ઊંધુંજ ખતવશે. મોક્ષમાર્ગ પ્રકાશકમાં પ્રશ્ન છે કેઃ— અમને પુણ્યની મીઠાશ છે, એમ તમને ક્યાંથી ખબર પડી? અમે તો જાણીએ છીએ કે પુણ્યનું કારણ જુદું છે. અને મોક્ષનું કારણ જુદું છે. છતાં તમો શા આધારે એમ કહો છો? તેનો જવાબ એમ છે કેઃ—તેં અતીન્દ્રિય બોધજ્ઞાન આનંદ સ્વભાવના સુખને, પ્રકૃતિ વશ પુણ્યના પરાધીન સુખ સાથે સરખાવ્યા કે ઇન્દ્રના અને સ્વર્ગના સુખથી મોક્ષનું સુખ અનંતગણું છે. તેથી અમે જાણ્યું કે તને પુણ્યની મીઠાશ છે. તારી ભાષામાં ભાવ એવો આવે છે, કારણકે વિકારી પ્રકૃતિની પરાધીનતારૂપ પુણ્યના જડ રસ (શાતા રસ) તેના ગુણાકાર અનંતગુણા કરી શુદ્ધ આત્માની જાતથી સરખાવે છે. એક

તેની સ્વરૂપની જાતને, જડની જાતના વિકારી હાડથી ન ઓળખાય; એકલું અવિકારી અસંગ નિર્મળ અવિનાશી પૂર્ણ જ્ઞાનઘન શુદ્ધ આત્મતત્ત્વ છે, તે પરદ્રવ્ય પરભાવથી નિરાળું છે. એની શ્રદ્ધા થયે સર્વજ્ઞ વીતરાગ શ્રી જિનની પ્રતીતિનો ભાવ આવે જ. તેનો એક ન્યાય અનંતા સમ્યગ્ ન્યાયને લઈ આવે. જેને તત્ત્વદૃષ્ટિ નથી, પણ બાહ્યદૃષ્ટિ છે, તેને પુણ્યાદિ સગવડતાની મીઠાશ ઉંડાણમાં હોય જ. કોઈને દેવભુવનનું વર્ણન, તીર્થંકરાદિ વિભૂતિનું વર્ણન સાંભળવાની જો રૂચિ હોય તો સમજવું કે તે જીવને પુણ્યાદિની સગવડતાની મીઠાશ છે; અને તેથી તત્ત્વની વાત આવશે તેમાં તેને હોંશ નહીં આવે. પ્રશ્ન:–શું ભક્તિઆદિ શુભરાગ ન કરવો? ઉત્તર:—કરવું એ જુદી વાત છે, અને શુભરાગ થઈ જાય તે જુદી વાત છે. આત્માભણી જેનું વલણ છે એવા ધર્માત્માને ઘણા ભાગે સાધકની અધુરી દશામાં શુભ પ્રશસ્ત રાગ થઈ જાય છે: પણ એનો અભિપ્રાય વીતરાગ દૃષ્ટિપણે વર્તે છે, અને નિર્જરા થાય છે. એ ભાવ કેવો હશે તે સમજવા માટે સત્સમાગમ ઉપર જ્ઞાનીઓ ભાર મૂકે છે. જેમાંથી સત્‌ની ગંધ આવે તે સત્‌સમાગમ છે. પ્રશ્ન:—એ ગંધ આપનાર કોણ? ઉત્તર:—સુપાત્ર લાયક જીવનો પુરૂષાર્થ.

આત્મા આત્માને પોતાના સત્‌સમાગમનો લાભ આપે. એવા લાયક જીવને ભાષામાં અહુંપણું ન હોય. નિર્માનતાજ હોય. સત્‌નો આંતરો પાડતાં ન આવડે તેની ખતવણીમાં જ્યાં ત્યાં ઉંધું જ આવશે. પ્રશ્ન:—સમજાય નહિ ત્યાંલગી શું કરવું? ઉત્તર:—સાચું સમજાયે ખોટું ઉભું ન રહે. ઝવેરીનું દૃષ્ટાંત:—બે ઝવેરી મિત્રો હતા. એક ઝવેરાતનો વેપારી પોતાના નાના પુત્રને મૂકીને મરી ગયો. પૈસાની તાણ પડી. તેની માતાએ ત્રણ રત્નો વટાવવા માટે તેના પિતાના મિત્રની પેઢી ઉપર મોકલ્યો. તે જુવાન પુત્ર તેની દુકાને ગયો, ઝવેરીએ હીરા જોઈને વિચિક્ષણતા વાપરી, કે આ હીરા તો તદ્દન કાચના છે, પણ અત્યારે કહી દઉંશ તો તે મુંઝાઈ જશે. તેથી કહ્યું કે ભાઈ! આ હીરા હાલ વટાવવાની જરૂર નથી. તું હમણા મારી દુકાન ઉપર બેસતો થા, અને આપણા ધંધાની કળા શીખ. જ્યારે બે વરસ થયા અને હીરાનો

પારખ થયો એટલે તેના બાપના મિત્રે આજ્ઞા કરી કે જા, તારા ત્રણ હીરા લઈ આવ. પેલો ઘેર જઈને પેટી ઉઘાડી અને પોતાંના માનેલા કિંમતી રત્નો હાથમાં લઈને જોયા તો કાચના ખોટા લાગવાથી તરતજ બહાર જઈને ફેંકી દીધા. દુકાન ઉપર આવ્યો ત્યારે શેઠે પૂછ્યું કે કાં, ભાઈ હીરા લઈ આવ્યો. ઉત્તર:—નાજી, એ તો તદ્દન ખોટા હતા. તમે મને પ્રથમ કેમ ન કહ્યું? ત્યારે ઝવેરીએ સમજણ પાડી કે તે ટાણે તને શંકા પડવાનો સંભવ હતો. કે મને આ જુઠું બોલીને મારા સાચા હીરા લઈ જાય. અથવા તારી ધીરજ ખુટી જાય. એમ ખોટી શ્રદ્ધાવાળો જો શ્રી ગુરૂપાસે વિનય શીખવા આવે તો, પાછો કાઢી ન મૂકે; હળવેથી કહે કે ભાઈ? તમે અભ્યાસ કરો. સત્‌સમાગમ કરો. એટલે ખોટું શું અને સાચું શું? તે સમજાઈ જતાં ખોટાનો આદર ન થાય. પેલા ઝવેરીના છોકરાને પોતાની મૂર્ખાઈ ઉપર હસવું આવ્યું તેમ સમ્યગ્‌જ્ઞાન થયા પછી ગયા કાળમાં કાળાકેર કર્યાં હતા, એવી ભૂલ ઉપર હસવું આવ્યું કે કાચને મણીની જેમ, બાહ્ય વસ્તુના નિમિત્તને મેં સમ્યગ્‌જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ રત્નો માન્યા હતા અને ખોટામાં હરખાયો હતો. સાચું સમજતાં જ્ઞાની ખોટાનો આદર કરે નહિ. એમ અહીં જ્ઞાનીને કહેવું છે, કે જે જીવો એમ માને છે કે આપણા કુળ-ધર્મના દેવ છે, એટલે એના પુણ્યના વર્ણનથી મને લાભ થશે, એમ માનીને બાહ્ય દેહાદિ સમવસરણ આદિનું મહાત્મ્ય કર્યાં કરે છે, તેને ધર્મ માને છે, તથા અંતરંગ સ્વરૂપની ખબર નથી એવા મતાર્થીને ઊંધો ન્યાય બેઠો છે. એટલે જ્યાં ત્યાં ઊંધુંજ ખતવશે. મોક્ષમાર્ગ પ્ર-કાશકમાં પ્રશ્ન છે કે:— અમને પુણ્યની મીઠાશ છે, એમ તમને કયાંથી ખબર પડી? અમે તો જાણીએ છીએ કે પુણ્યનું કારણ જુદું છે. અને મોક્ષનું કારણ જુદું છે. છતાં તમો શા આધારે એમ કહો છો? તેનો જવાબ એમ છે કે:—તેં અતીન્દ્રિય બેહદજ્ઞાન આનંદ સ્વભાવના સુખને, પ્રકૃતિ વડે પુણ્યના પરાધીન સુખ સાથે સરખાવ્યા કે ઇન્દ્રના અને સ્વર્ગના સુખથી મોક્ષનું સુખ અનંતગણું છે. તેથી અમે જાણ્યું કે તને પુણ્યની મીઠાશ છે. તારી ભાષામાં ભાવ એવો આવે છે, કારણકે વિકારી પ્રકૃતિની પરાધીનતારૂપ પુણ્યનો જડ રસ (શાતા રસ) તેનો ગુણાકાર અનંતગુણો કરી શુદ્ધ આત્માની જાતથી સરખાવે છે. એક

સ્વભાવના મુનિ કહ્યા છે. જેનાથી બીજા મુમુક્ષુને ઉપકાર થાય, તેને સાચા ગુરુ કહ્યા છે. (ગૃહસ્થ વેશમાં જ્ઞાની હોય તેમને હજી મંદ પુરૂષાર્થ વર્તે છે, તેથી તેમને મુખ્ય ગણ્યા નથી.) આનંદઘનજી કહે છે કે "આત્મજ્ઞાની શ્રમણ કહાવે, બીજા તો દ્રવ્યલિંગીરે, વસ્તુગતે જે વસ્તુ પ્રકાશે, આનંદઘન મત સંગીરે,—વાસુપૂજ્ય જિન. સમતિતિ=શ્રમણ. આત્માના ભાનમાં સ્થિરતા એકાગ્રતા કરે છે તે શ્રમણ છે. આત્મા પૂર્ણ કૃતકૃત્ય શુદ્ધ સ્વરૂપ છે, તે એક પરમાણુ માત્રની તથા દેહાદિની ક્રિયા કરી શકતો નથી, પુણ્ય પાપ રાગાદિ રહિત છે, એવું જેને ભાન નથી, અને પુણ્યાદિ ક્રિયા અને બાહ્ય વેષને, બાહ્ય ચારિત્રને ધર્મ માને છે, તે દ્રવ્યલિંગી છે. દ્રવ્યલિંગી કહેવામાં દ્વેષ નથી. જેમ છે, તેમ કહેવામાં દ્વેષ નથી. આગળ સમભાવ વિષે કહેવાયું હતું કે જ્ઞાની સત્‌ને સત્ માને, જાણે. અસત્‌ને નિષેધે; દોષને દોષ કહે એમ અસત્ય મતનો નિષેધ કરવો, તેમાં દ્વેષ નથી. આત્મા વસ્તુસ્વરૂપે જેમ છે, તેમ ન માને, ન પ્રકાશે તે જ્ઞાની નથી. જ્ઞાની જે સ્વરૂપ છે, તેને યથાર્થપણે માને, જાણે, વિશેષપણે ઉપદેશમાં કહે, નગ્ન સત્ય પણ કહે. વ્યાખ્યાન એટલે સત્‌ને સત્ અસત્‌ને અસત્‌ની વ્યાખ્યા થાય તે. જેને ટોપી બેસતી આવે તે પહેરી લે. તેમાં જ્ઞાનીને કાંઈ નહિ. જે સદ્‌ગુરુની વ્યાખ્યા આગળ કહેવાઈ ગઈ છે તેને જ આત્માર્થી ગુરુ માને. આવા આત્માર્થી સિવાય બીજાને ગુરુ માને નહિ. બાકી, જેને આત્માની ઓળખાણ નથી, શ્રદ્ધા, જ્ઞાન, સ્થિરતાનો પુરૂષાર્થ શું તેની ખબર નથી; એવા કુગુરૂઓને કુળધર્મને સાર્થક કરવાની, માનાદિ કામના વડે, મતાર્થી માને અને કહે કે એમણે ત્યાગ કર્યો છે, માટે આપણાથી ઊંચા છે, વળી તે આપણા જ છે. શ્રી દેવચંદ્રજી કહે છે કેઃ—

"દ્રષ્ટિ રાગનો પોષ તેહ સમકિત ગણ્યું,
સ્યાદ્‌વાદની રીત ન દેખ્યું નિજપણું;
અવગુણ ઢાંકણ કાજ કરૂં જિનમત ક્રિયા,
ન તજું અવગુણ ચાલ અનાદિની જે પ્રિયા."

હે વીતરાગ! અમે અમારી દૃષ્ટિને પોષણ આપનારા ગુરુ પાસેથી

રમક્તિ લીધું. એટલે અમારી દૃષ્ટિને ગમતું કહેનારા અમને કુગુરુ મનંતકાળ મળ્યા. અનાદિનો સ્વચ્છંદ તેને પોષણ આપનારાના મભિપ્રાયથી અમે સમક્તિ ગ્રહ્યું હતું, અને આત્માના અનેકાંત મર્થાત્ અનંતધર્મ સ્વરૂપ જે સત્સ્વરૂપ અવિનાશી શુદ્ધાત્મા છે ાને યથાવિધિ નહિ જાણતા ગાડરીઆ પ્રવાહની જેમ, વગર વેચાર્યે અંધ શ્રદ્ધાને ધર્મ માન્યો અને માંહોમાંહે પોતાના છાંદ ાાલનારાએ સર્ટિફિકેટ આપ્યાં કે આપણે જ સાચા છીએ. "અવ-ગુણ ઢાંકણ કાજ, "-જગતમાં માનાદિ માટે મેં દોષ ન તજ્યા. "ન ાજ્યું અવગુણ ચાલ અનાદિની જે પ્રિયા"=મિથ્યા મતાગ્રહના કેયાકાંડમાં, અપાસરાની પાટનો વારસો રાખવા માટે જુઠાણું નભાવી ાખે છે, સાચા ન્યાયને પણ છુપાવે છે. એક ભાઈ કહેતા હતા, કે ાાંડમાંડ ચાલતા બળદને તમે આર મારશો તો આળસી જશે; માટે મને પોષણ આપીને નભાવો. પણ બાપના કુવામાં બુડી ન મરાય દોષ ઢાંકવાથી ગુણ ન વધે) સોનાની છરી ભેટે બાંધવાને બદલે ટમાં ન મરાય. કુળધર્મને નભાવવા ખાતર વીતરાગના નામે પાખંડ પોષાય; એમ આત્મજ્ઞાન જેને નથી, એવા કુગુરુઓને ભલે બાપ-ાદા કુળપરંપરાની રૂઢિથી માનતા હોય, તેથી માનવા એમ આત્માર્થી ાનતા નથી. આત્માર્થી તો યથાર્થ ગુરુની પરીક્ષા કરે છે. જ્યાં ભવ-ટી થવાની વાત ન આવે, અવિરોધ યથાર્થ ન્યાય ન મળે અને ડે કે પુણ્ય કરો, પછી તેરમે ગુણઠાણે આત્મા ઉઘડશે, કરીએ તો ામીએ, એમ જુઠાણું નભાવનારાને આત્માર્થી ગુરુ માને નહિ. તેમાં ઈ દ્વેષ નથી. અહીં તો નિષ્પક્ષપાતપણે કહેવું છે.

આત્મામાં આત્માની મોક્ષદશા છે, મોક્ષમાર્ગ છે; જે ભાવે ાનંત કાળ રખડવું પડ્યું તે રખડવાના બંધભાવે, લોકોત્તર મોક્ષભાવ મ પ્રગટે, તે વિચારવા જેવું છે, પક્ષપાત છોડીને ન્યાય સમજે તો ાભ થાય. જેને આત્માનું ભાન નથી તે મોક્ષમાર્ગ કેમ બતાવી કે? અનંત અનંત કાળથી રખડતાં માંડ મનુષ્ય દેહ મળ્યો, તેમાં વ છેદ થવાનો ઉપાય ન મળ્યો તો ભવ ખોવાનો ભાવ અવશ્ય ત્યાં ઘણા કહે છે કે શું કરીએ? અનંત ભવ કર્યા, ભેળો એક ભવ

વધારે; પણ સાચો ધર્મ સમજવાનું ટાણું આવ્યું છતાં જે ન સમ
તે તો કાગડા કુતરા માફક પેટ ભરે છે. જેમ ભુંડ વિષ્ટા ખાઈને ર
છે તેમ એનું થયું. ચેતન ભગવાન જે મારૂં પદ છે તેને ભૂલીને
પુણ્યવાદી થઈ ઉજળી ધુળમાં કાં રાચ્યું, એનો તેને વિચાર ન
અહીંની આબરૂ કે સોનાની લગડી તે પરલોકમાં કામ નહિ આ
અને ત્યાં પ્રભુને સંભારતાં પણ દુઃખ નહિ ટળે. જ્ઞાનની જે વિધિ
સમજણ છે, આત્માની જે જાત છે તેનું બોધિબીજ સાથે જે
ગયો, સમાધિ મરણ કરીને ગયો, તેને ભવનો છેડો દેખાય છે.
ધર્માત્માને જિનેશ્વર ભગવાનનો લાડકવાયો લઘુનંદન કહ્યો છે.
રાગ દ્વેષ અજ્ઞાન રહિત, સ્વરૂપ સ્થિરતા અંશે પણ ઉઘડી છે તે જ્ઞા
છે. રાગ દ્વેષ અજ્ઞાનથી સંસારના ક્લેશમાં મુંઝાયેલાને આ આ
તત્ત્વ કેમ સમજાય? જેને તત્ત્વનો લાભ થાય છે તેને પોતાની એ
શાંતિ જાળવવાનું બળ પ્રગટે છે; તેને સુખદશા આવી તે જાય ન
એવો સમ્યગ્ જ્ઞાનનો મહિમા છે. જેણે સદ્ગુરુ સમાગમે આત્મજ્ઞ
મેળવ્યું છે, પોતાની પાત્રતાથી સાચું જાણ્યું કે સદ્ગુરુ આવા હો
તેણે પોતાનો પુરૂષાર્થ લાવીને બીજડું વાવ્યું છે. હવે તે બોધિબ
સમ્યગદર્શન, જેને પ્રાપ્ત છે તેને, ભવમાં રખડવા નહિ દે. જેને આ
ત્માની ઓળખ છે તે કુગુરુ (મિથ્યામતિ) ને ઓળખી લે છે.
એમ કહે કે "આત્માને બંધ છે, આત્માતો મોક્ષમાં પૂર્ણ ઉઘડ
અને તેરમે ગુણઠાણે જ્ઞાન થશે, માટે પ્રથમ તો પુણ્ય કરણી કર
જોઇએ, આત્મા આત્મા એમ વાતો કર્યે મળી જશે નહિ, એ ઝી
વાતોથી કાંઈ લાભ નથી. માટે આપણે તો કરીએ તેમ કરવું. દેહ
ક્રિયા કરી થાય છે. પુણ્ય વિના ધર્મ નથી" એમ કહેનારા તે
નથી પણ કુગુરુ છે. મુમુક્ષુ તેને ઓળખી લે છે. સમ્યગ્જ્ઞાનીનું એ
પણ વચન અસત્ય નથી, અને અજ્ઞાનીનું એક પણ વચન સત્ય નથ
મુમુક્ષુને એકવાર સતપુરૂષનો ટચ થયા પછી "સંત બીજ પલટે નહિ
ભલે જાય જુગ અનંત, ઉંચ નીચ ઘર અવતરે, તોયે સંતનો સંત
એટલે એકવાર જેમ તેમ કરીને પણ સતસમાગમ જાળવી રાખે
તે જીવને ધર્માત્માના ચરણ સેવ્યા પછી જો ફરી વિરાધના થાય ...

અલ્પ ભવમાં તેનો મોક્ષ અવશ્ય થાય છે. કદી વધારે ભૂલ કરી હોય તો નરક નિગોદમાં પણ જવું પડે, પણ આવરણ ટળતાં આત્મગુણની પૂર્ણ ઉજ્વળતા તે પ્રગટ કરે છે; પણ તે વાત અહીં નથી. અહીં તો આત્માર્થીના લક્ષણ શું? તે એ છે કે મિથ્યાત્વી કુગુરુઓમાં તે અટકે નહિ. કોઇ પ્રસંગમાં તે મુંઝાતો નથી. આત્માર્થી ઊંધું ગ્રહણ કરતો નથી. વિરોધ રહિત જેમ છે તેમ સવળું જુવે છે. ૩૪.

હવે આત્માર્થી સાચીદૃષ્ટિના જ્ઞાનસહિતના ગુરુનું મહામાન ગાયા કરે છે એમ બતાવનારી ગાથા કહે છેઃ—

પ્રત્યક્ષ સદ્‌ગુરુ પ્રાપ્તિનો, ગણે પરમ ઉપકાર;
ત્રણે યોગ એકત્વથી, વર્તે આજ્ઞાધાર. ૩૫.

મુમુક્ષુને સતને પામવાની સાચી રૂચિ, ધગશ હોય છે; કુળ-ગુરુમાં કે કુગુરુમાં તે અટકે નહિ. જેનાવડે સાચી સમજણ થઈ તે ઉપકારીનો ઉપકાર ન ઓળવે; પરમ ઉપકાર ગણે. જે ગુરુએ ભવકટી કરી છે તેના સમીપમાં રહેલ પાત્ર શિષ્યને ભવકટી હોયજ, ગુરુનો મોટો ઉપકાર માને કે જેણે લોકોત્તર માર્ગ બતાવ્યો, એમ ન માને કે અમારી પાત્રતાથી તે નિમિત્ત થયા, માટે થોડો વિનય કરૂં; ભાવમાં ફેર ત્યાં ભાષામાં ફેર હોય છે. પુણ્ય પાપ દેહાદિ જડની ક્રિયા મારામાં નથી, આત્મા પૂર્ણ કૃતકૃત્ય જ્ઞાતા દૃષ્ટા છે, આમ જ છે; એમ રાગ રહિતપણે જાણ્યું, અનંત કાળમાં અપૂર્વપણે સમજાયું છે, પોતાની પાત્રતાથી જાણ્યું, છતાં લાયક શિષ્ય ગુણનો આદર ન ચૂકે. ઘડી પણ ઉપકાર ન ભૂલે, અને કહે કે તારા ચરણકમળની સેવાથી તારી ચરણ રજ માથે ચડાવું તો મોક્ષ થાય. પણ જડથી? તો કહે કે એ પોતાનો વિનય ગુણ છે, પોતાના ગુણનું મહામાન છે. જે પવિત્ર નિર્દોષતાનું ભાન થયું, અનંત કાળમાં બાહ્ય સાધનથી જે તત્ત્વ નથી ઉઘડ્યું, તે ગુરુ આજ્ઞાની આરાધના વડે અલ્પકાળમાં સમજાયું તેથી ધન્ય છે. પ્રભુ! આપે મને આત્મા આપ્યો તેથી તમારા ચરણાધીન વર્તું છું. આનંદઘનજી કહે છે કેઃ—

" નિર્મળ ગુણ મણી રોહણ ભૂધરા, મુનિજન માનસ હંસ જિનેશ્વર;
ધન્ય તે નગરી ધન્ય વેળા ઘડી, માતપિતા કુળ વંશ જિનેશ્વર.
ધર્મ જિનેશ્વર ગાઉં રંગશું "

ધર્માત્મા જે કુળમાં અવતર્યા તે કુળને ધન્ય છે. આસનને ધન્ય, ગામ, નગર દેશને પણ ધન્ય. આખું જગત્ તારા દર્શનથી ધન્ય છે. એમ કહીને પોતાનો ભાવ વધારી પુરુષાર્થ ઉપાડે છે. પોતાના ભાવની ખાતર સહજ આનંદ આવતાં જડમાં પણ ઉપકાર જુએ છે, નિક્ષેપે છે. એ પોતાના ગુણમાં અનંતી નમ્રતા અને સમ્યગ્ વિવેક પ્રગટ્યો છે, તેથી જ્યાં દેખે ત્યાં શ્રીગુરુની કૃપા દેખે છે. જેમના ઉપકારથી પોતાના સ્વરૂપની સંભાળ કેમ કરવી, તે રીત સમજાણી તેથી " પ્રત્યક્ષ સદ્ગુરુ પ્રાપ્તિનો, ગણે પરમ ઉપકાર. " સ્વચ્છંદે શાસ્ત્ર વાંચવા બેસે, તો શંકા થયા જ કરે. શાસ્ત્રાદિથી જે સમાધાન થઈ શકવા યોગ્ય નથી તે ગુરુ સમાગમે જણાય છે. શ્રીગુરુ વિના માત્ર શાસ્ત્રથી જ જો આત્મજ્ઞાન થતું હોય, તો તે પાનાનો મોક્ષ થવો જોઈએ. શાસ્ત્ર ઉપકારી ક્યારે કે પોતામાં સુપાત્ર દશા પ્રગટે ત્યારે. પણ તેથી પ્રથમ શાસ્ત્ર ન વાંચવા એમ કહેવું નથી. અહીં તો કહેવું છે, કે રાગદ્વેષ અજ્ઞાન તૂટ્યા વિના વીતરાગતાની સંધી કેમ મળે? કઈ અપેક્ષા, કયા હેતુ, આશયથી શાસ્ત્રમાં ન્યાય છે તે પ્રત્યક્ષ સદ્ગુરુ વિના સમજી શકાય નહિ. પોતાના સ્વચ્છંદે જેમ તેમ નિર્ધાર કરી બેસી જાય, રોકાઈ જાય તો તેનું અહિત થાય. માટે સત્ સમાગમ અને ગુરુગમની જરૂરિયાત કહી છે. " જીવ એક અખંડ સંપૂર્ણ દ્રવ્ય હોવાથી તેનુ જ્ઞાન સામર્થ્ય સંપૂર્ણ છે. " એકેક દેહમાં રહેલો આત્મા સ્વતંત્ર પૂર્ણ જ્ઞાની છે. પરના નિમિત્તે વર્તમાન અવસ્થામાં જે ઉપાધિ છે તે આ જાતના પુરુષાર્થથી ટાળી શકાય છે. એમ પોતાનું પૂર્ણ સામર્થ્ય ગુરુ—આજ્ઞા વડે સમજવાથી પોતાનું બેહદ સુખ પોતાને સ્વાધીન છે, એમ એક અંશે જાણ્યું તે પુરું કર્યા વિના નહિ રહે; પણ જેણે પુરૂષાર્થ કરી જાણ્યો છે, તેને ખબર પડે કે એની મોંઘપ કેટલી છે. તે મહામુલ્ય-સત્પુરૂષના ચરણ રજ સેવ્યા વિના સમજાય નહિ; પણ તે વિના વાંચતાં ઊંધું કલ્પાઈ જાય છે. સ્વચ્છંદ અને પ્રતિબંધ રાખ્યે

આત્મજ્ઞાન સમજાય નહિ. પણ યથાર્થ પાત્રતાવડે, સરળચિત્ત ર
જે ગુરુના શરણને સેવે છે તેને મુંઝવણ બધી છૂટી જાય છે. શિષ્ય
કરે કે ગુરુ ! વૃત્તિ બહુ દોડે છે. ઉત્તર આપે કે પરના નિમિત્તે
ઉપાધિક ભાવ છે. તેમાં ન રાચવું. આત્માનો તે સ્વભાવ નથી.
આત્માનો સ્વભાવ જાણવો. તે જાણ્યે ઉપાધિક ભાવ ટળે છે. "
કિમહિ ન બાજે, હો કુંથુ જિન " એમ આનંદઘનજી કહે છે;
અર્થ એ છે કે એ મનડું સ્વચ્છંદી છે, પણ હવે મેં એને
લીધું છે; એની વૃત્તિ આવે છે તે ખરવા માટે આવે છે. આ
તે બાધા કરનાર નથી; પણ જેને વસ્તુ સ્થિતિની ખબર નથી
પ્રકૃતિના ઉદયની વિચિત્રતા દેખીને ક્ષોભ પામે છે, ખદબદાટ
ત્યાં મુંઝાઇ જાય છે. જ્ઞાતા પ્રકૃતિના લોઢ દેખાય પણ તેને
રહિત જાણે છે. સ્વરૂપમાં ધીરો થઇને જુએ તો જે પૂર્વ કર્મ સ
પડયા છે, તે પૂર્વની ભૂલનું ફળ છે, તે ફળ વર્તમાનમાં આવે
એમ તે જાણે તેથી તેમાં જ્ઞાતા અટકે નહિ. પણ અજ્ઞાની પ
હોયમાં જાણે હાલ્યો જાતો હોય, પ્રકૃતિના કાર્ય સાથે લોઢાઇ
હોય એમ કષાય પ્રકૃતિનો ઉદય દેખીને તે મય રાગરૂપ થઇ પ
એકાકાર થઇ જાય છે અને માને છે કે હું કરૂં છું; એમ પરવસ
મારાપણું કરે છે. પ્રકૃતિના ઉદયના લોઢ સાથે જોડાય છે; તેથી તે
તેટલા શાસ્ત્રો વાંચે, પણ શાસ્ત્રના સુક્ષ્મ ન્યાય શ્રી ગુરુના
સેવ્યા વિના ન સમજાય; પણ જે ગુરુ આજ્ઞાથી સમજ્યો, અને
રૂપની એટલે પોતાના શુદ્ધ આત્માની સંભાળ રાખતા શીખ્યો,
સ્થિર થયો, ત્યાં પછી શુભ અશુભ પ્રકૃતિ કે કોઇ પણ સંયોગ
શું ભાર છે કે તે ચૈતન્ય વસ્તુમાં ક્ષોભ પમાડી શકે? પ્રકૃતિ
જડ મડદાં છે, હું જાગતો ચેતન છું એમ તે જાણે છે. શાસ્ત્રના પ
તે સમાધાન ન કરાવે, પણ પ્રત્યક્ષ ભ્રાન્તિના છેદક શ્રી ગુરુનો સ
ગમ પરમ ઉપકારી છે. લાયક જીવને જ સદ્ગુરુનો પરમ ઉપકાર ર
છે. બાકી " સમજ્યા વિણ ઉપકાર શો ? "

ત્રણે યોગ એકત્વથી વર્તે આજ્ઞાધાર. રાગાદિ તથા મ
વચન, કાયાના યોગથી આત્મા જુદો છે; પર છે, એમ સદ્ગુરુ

આજ્ઞા ધારતો વર્તે તે શ્રીગુરુનો પરમ ઉપકાર સ્વીકારે છે; અને સદ્‌ગુરુએ જિન પદ એટલે આત્માનું પૂર્ણ વીતરાગ પદ સમજાવ્યું છે તેવો હું છું, એમ ખાત્રી થતાં સદ્‌ગુરુની પ્રતીતિ, તે સુખની સામગ્રીનો હેતુ છે, એમ પરમ ઉપકારીપણું શ્રીગુરુ વિષે સ્થાપન કરી પોતાના ઉઘડેલા આત્મગુણની અધિક ઉજ્જવળતા આત્માર્થી જીવ કરે છે; આ લોકોત્તર વિનયનો એવો પ્રભાવ છે કે સત્પુરુષનો શિષ્ય સંસારથી ડરતો નથી. યથાર્થ ન્યાય બળથી પોતાની પૂર્ણ પ્રભુતાનું ભાન તેને વર્તે છે. પૂર્ણપણે ગુણ નથી ઉઘડયા તેથી પોતે અનંતજ્ઞાનીનો વિનય કરે છે. તે અનંત જ્ઞાનને જાણીને, સમજીને સાચાનું બહુમાન કરે છે તેને શંકા ન થાય. ૩૫.

લોકોને વિચાર થાય છે કે જગત્‌માં ઘણા મત પંથ છે, તે કયા પ્રકારના હશે? કોઈ આમ કહે છે, ને કોઈ આમ કહે છે. સાચું શું હશે? બધાય રસ્તા છે, અને બધાય માર્ગે સરવાળે મોક્ષ જવાય કેમકે બધાને શુભ ઇચ્છા છે. બધાયની ઇચ્છા સરવાળે પાર પડશે. માટે આપણે કોઈ મત પક્ષનો આગ્રહ ન કરવો. ગમે તેવો આત્મા હોય. બધાનું લક્ષ આત્માનું છે ને! આમ માનનારાને હવે કહે છે કે:—

એક હોય ત્રણ કાળમાં, પરમારથનો પંથ;
પ્રેરે તે પરમાર્થને, તે વ્યવહાર સમંત. ૩૬.

ગમે તેવા કોઈ ગુરુ ગમે તે વ્યવહાર બતાવે તેનાથી મોક્ષ થઈ જાશે એ માન્યતા ખોટી છે એમ અહીં બતાવે છે. આત્માનો માર્ગ અતીન્દ્રિય લોકોત્તર માર્ગ છે. ભાવનગર ગમે તે રસ્તે ગમે તે સાધનથી જઈ શકાય, તેમ લોકોમાં કહેવાય છે; પણ ભાવનગર જે દિશામાં તે વિધિના સાધન અવશ્ય જોઇએ. તે દિશા-માર્ગનું જ્ઞાન જોઇએ તે ન જાણે, અને વિરૂદ્ધ દિશામાં જાય, અને ભાવનગર જાઉં છું માને, તો જે ગામ ધાર્યું છે ત્યાં નહિ પહોંચાય; તેમ અંતરંગ અકષાય ભાવની શ્રદ્ધા જ્ઞાન અને સ્થિરતાનું લક્ષ વિધિ નિષેધ સહિત જાણ્યા વિના, આ લોકોત્તર માર્ગ કેમ પમાશે? માટે વર્તમાન જ્ઞાનદશાનો પુરૂષાર્થ જે પુરુષને પ્રાપ્ત છે, તેના સંગ વડે આત્મ-ધર્મ પમાય છે. સર્વજ્ઞ

વીતરાગનો અવિરોધ આત્મ-ધર્મ સ્યાદ્વાદ સ્વરૂપ માર્ગ છે તે એકજ મોક્ષમાર્ગ છે. તે પરમાર્થનો પંથ એકજ છે. રાગદ્વેષ અને અજ્ઞાન રહિત કેમ થવાય, એ જાણવાનો અપૂર્વ મોક્ષ માર્ગ જ્યાં ત્યાં નથી કે ઝટ પકડી લઈએ. વર્તમાનમાં તેની પ્રાયે દુર્લભતા છે. આગળ આવશે કે "જાતિ વેષનો ભેદ નહિ કહ્યો માર્ગ જો હોય" અનેકાન્ત દૃષ્ટિથી, ન્યાયથી વિરોધ ટાળીને, વીતરાગ પ્રભુએ કહ્યો તે માર્ગ જે સમજે તેનેજ મોક્ષ માર્ગ છે. પણ લોકો એમ માને કે ગમે તે વેષ મત હોય, પણ આત્માના નામે ધર્મ થશે. અને આપણી કલ્પના મુજબ ફળશે. પણ તે ખોટું છે. શુદ્ધ ભાવના, જાતિ અનુભવ વિના, જડભાવના નિમિત્તથી જડ ફળશે; માટે સર્વજ્ઞ વીતરાગ શ્રી જિનદેવે કહેલો લોકોત્તર માર્ગ સમજ્યે જ, અંતરથી છુટવાનો ભાવ (ભણકાર) આવશે. મોક્ષનો માર્ગ તો આત્મામાં છે, તે પણ યથાર્થ સત્પુરુષના આશ્રયથી પ્રાપ્ત થાય છે, સમજાય છે; પણ લોકો પરભાવથી ધર્મ માને છે, એટલે કે અનાસક્તિથી કંઇ દયા સેવા આદિ કરીએ. તે આપણો ધર્મ છે. એનો અર્થ એમ થયો કે રાગથી, પરભાવથી, વિપરિત ધર્મથી જ અકષાય અરાગી આત્મધર્મ ઉઘડે, પણ વિકારથી અવિકારી તત્ત્વ ઉઘડે નહિ. લોકોને સાચી માન્યતા રાખવા અને પુણ્યાદિ શુભ રાગ ત્યાગવા કહીએ તો ભડકે છે, કે અરે રે! અમારૂં કર્યું કાંઇ કામનું નહિ? તે કેમ છોડાય? પણ આતો એવું થયું કે જો અમૃતમાં હું આવી જાઉં તો ઝેર ખસી જાશે, એટલે કે હું જો શુદ્ધ આત્મામાં રહીશ તો આ શુભ પરિણામ (જે મલીન ભાવ છે તે) એટલે કે અમારા પુણ્ય ઉડી જશે. લોકો કહે છે, અમારે કરવું શું? તેમને જ્ઞાની કહે છે, કે તમે જ્ઞાતા છો, તો રાગરહિત જ્ઞાનમાં ટકવું. જ્ઞાન કરવું. બીજું કાંઇ તમારાથી થતુંજ નથી. માત્ર કુજ્ઞાન રાગદ્વેષ અરાગીભાવજ અથવા સુજ્ઞાન જીવથી થઈ શકે છે. પુણ્ય તો જ્ઞાનીને પણ સહેજે બંધાઇ જાય છે. જે પુણ્ય અજ્ઞાની બાંધે છે તેના કરતાં જુદી જાતનું અને અનંત-ગણું અધિક હોય છે. જોગાનુજોગ બહારની ક્રિયા થઇ જાય, તેથી કાંઈ તે ક્રિયા કોઈ જીવની કરી થઈ નથી. જે દાનાદિની બાહ્ય ક્રિયા થવાની છે, તે અટકવાની નથી. ચેતન્ય જ્ઞાતા તો એ બાહ્ય ક્રિયાનો અકર્તા છે. દેહાદિની ક્રિયા

થાય, તેને જાણે છે. જ્ઞાની પુણ્ય અને પુણ્ય પરિણામને પોતાના માનતા નથી. ઉદયકર્મનું ફળ જાણે છે. શુભરાગ દયાના પરિણામ થઈ જાય તેનું જ્ઞાનીને સ્વામિપણું નથી એટલે કે તેમાં મારાપણું નથી. શુભરાગને પોતાનો સ્વભાવ માન્યો નથી, તેથી તેમાં કર્તાપણું નથી. એ પરભાવ છે, જડભાવ છે, સર્વથા હેય છે; છતાં જ્ઞાની ધર્માત્મા જ્યાં લગી નીચલી ભૂમિકામાં છે, ત્યાં લગી સમ્યગ્ અભિપ્રાય સહિત અરાગી તત્ત્વદૃષ્ટિના ભાનમાં દયા દાનાદિ શુભ જોગ તેને થઇ જાય છે, તેને જાણે છે.

તા. ૧૪-૧૦-૩૯

"એક હોય ત્રણ કાળમાં પરમારથનો પંથ" એ કહ્યું તેમ પ્રત્યક્ષ સદ્‌ગુરુની પ્રાપ્તિ પણ જોઇએ એ ત્રણે કાળનો નિયમ છે. એટલે ત્રણે કાળમાં આત્મધર્મનો માર્ગ એકજ હોય. પરમ પદાર્થ એવો આત્મા અતીન્દ્રિય બેહદ સુખદશા પામવાનો લોકોત્તર માર્ગ એકજ હોય; પણ લોકોને તેમાં ઘણી મુંઝવણ લાગે છે. સહુને પોતાનું ગોઠતું કરવું છે; તેમાં મતાર્થ અને માનાર્થ આડા આવે છે. છતાં માને છે કે અમે ધર્મ કરીએ છીએ. આનંદઘનજી કહે છે કે—

"ઘાતી ડુંગર આડા અતી ઘણા, તુજ દરીશન જગનાથ,
ધીઠાઇ કરી મારગ સંચરૂં, સેંગુ કોઇ ન સાથ."

જગતમાં અનેક સ્વચ્છંદ, મત કલ્પનાના ઘાતી ડુંગરાના આગ્રહ ઘણા આડા આવે છે. છતાં હું મારા આત્મબળથી લોકમતની ધીઠાઈ કરીને લોકોત્તર માર્ગે જાઉં છું. સાથે કોઇ અનુભવી ભોમીઓ નથી. પરમાર્થમાં કોઇના આધારથી પુરૂષાર્થ થતો નથી. જગતના લોકો મને ગમે તે કહે, હું તો લૌકિક માર્ગની ધીઠાઇ કરૂં છું; કેમકે લોકોત્તર માર્ગજ સાચો છે. આત્મા અતીન્દ્રિય ચિદાનંદ જ્ઞાયક જ છે. તેમાં પરનું કરવું, પરનો આધાર હોય એવું છે જ નહીં. ચૈતન્યની જાતિ એક છે, પણ સંખ્યાએ અનંત જીવાત્મા છે. તે પોતાનો પુરૂષાર્થ કરવા સ્વતંત્ર છે. પુરૂષાર્થ પરાશ્રિત નથી.

સાધકમાં જે આત્મગુણ પ્રગટયો છે, તે પ્રત્યક્ષ સદ્‌ગુરુની આજ્ઞા ઓળખવાથી પ્રગટયો છે. તેથી પ્રત્યક્ષ સદ્‌ગુરુવડે પ્રાપ્તિ કરી છે.

તેમાં એમ આશય છે, કે જે વચનો એક જ્ઞાની કહે છે એ જ ન્યાયયુક્ત વાક્યો બધા જ્ઞાની કહે છે.

પરમાર્થભૂત સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યગ્ચારિત્ર વડે જ મોક્ષ-માર્ગ છે. આત્મા જ્ઞાતા દૃષ્ટા છે. તે જ્ઞાન સિવાય બીજું કાંઇ કરે નહિ. અકષાય-ભાવ અરાગી તત્ત્વ તેજ જીવનું સ્વરૂપ છે. કોઈ એમ કહે કે અમે શુભ ભાવે અને ક્રિયાકાંડવડે આત્માને પામશું, શુભ પરિણામ એજ અકષાય ભાવ છે, અરાગ છે. તો તેણે સતને જાણ્યું નથી. સાચાદેવ, ગુરુ, ધર્મની મનમાં ધારેલી શ્રદ્ધા પણ પુણ્ય બંધનનું કારણ છે. શુભ કરણી પણ જીવે અનંતવાર કરી છે, પણ શું નથી જાણ્યું તે વિચારવાનું છે. મુંઝવણ તો ખરી, કેમકે એકવાર કહ્યું કે સાચા દેવ, ગુરુ, ધર્મની પ્રતીત તે સમકિત છે; અને એકવાર કહ્યું કે તે માત્ર પુણ્ય બંધન છે; પણ ભાવમાં, સમજણમાં, આંતરો છે. સમ્યગ્ અભિપ્રાય ઉપર તત્ત્વનો આધાર છે, માટે તત્ત્વ સમજવાની જરૂર છે. આગળ કહ્યું હતું કે:—

"સ્વચ્છંદ મત આગ્રહ તજી, વર્તે સદ્ગુરુ લક્ષ;
સમકિત તેને ભાખિયું, કારણ ગણી પ્રત્યક્ષ."

જેણે જ્ઞાનીના ભાવને જાણીને, અને તે જ્ઞાની વીતરાગને શું કહેવું છે, તેના ભાવનું લક્ષ કર્યું છે, સતને સાંભળ્યું છે, જ્ઞાનીના શ્રીમુખે આત્માની વાત સાંભળી છે અને પોતાને અંતરમાં સહજ વીર્યોલ્લાસ ભાવ આવ્યો છે, તેને મારામાં આ વિધિએ પૂર્ણ થવાની યોગ્યતા છે, તેવી અંદરથી હા આવે છે. "પ્રત્યક્ષ સદ્ગુરુ પ્રાપ્તિનો, ગણે પરમ ઉપકાર ત્રણે યોગ એકત્વથી વર્તે આજ્ઞાધાર" તેમની આજ્ઞાએ વર્તવાનો એટલે કે–વીતરાગી પુરુષની આજ્ઞા આરાધવાનું જ તેનું એક લક્ષ છે. તે પરમાર્થે આશય જાળવવાનો પુરૂષાર્થ કરે છે, એટલે કે આત્મા પૂર્ણ કૃતકૃત્ય ચિદ્ઘન જ્ઞાતા નિર્મળ છે, પુણ્ય પાપ-કષાય રહિત અબંધ છે, એમ ગુરુ આજ્ઞા, વીતરાગની આજ્ઞા સન્મુખ રાખી વર્તમાન અવસ્થામાં રાગની વૃત્તિને ટાળવારૂપ પોતાના અકષાય અસંગ તત્ત્વની જાળવણી કરી જ્ઞાતાપણું ટકાવી રાખવાનો

પુરૂષાર્થ કરે છે. એજ અનંતજ્ઞાની ભગવંતો થઈ ગયા તેમની આજ્ઞા છે. તે જિન આજ્ઞાને ધારી રાખે તોજ રાગ દ્વેષમાં ટકવું ન થાય, અને જ્ઞાનમાં ટકવું થાય. એને મોક્ષમાર્ગ કહ્યો છે. તેજ ૩૫-૩૬ ગાથામાં કહેવું છે. સુયગડાંગ સૂત્રમાં કહે છે કે " एवं तु समणाएगे, मिच्छदिट्ठी अणारिआ " તેનો અર્થ એવો છે કે:—ઘણા લોકો આત્માના નામે ધર્મ કરી રહ્યા છે, રાજયાદિ છોડી મુનિ થાય છે. અમારે સંસાર જોતો નથી, અને ભવ પણ જોતો નથી એમજ માને છે છતાં તેની દૃષ્ટિ ઉંધી છે. આત્માની યથાર્થ શ્રદ્ધા નથી તેને ભાવે અનાર્ય કહ્યા છે. જેનું અનાચારી વર્તન છે, અને અભક્ષ્ય આહાર કરે છે, તેને લોકમાં વાંકા એટલે અનાર્ય કહેવાય છે; પણ જે આત્માની જાતિમાં વાંકો છે તે ભાવે અનાર્ય છે. તેનું કદી બહારથી બધું રૂડું દેખાતું હોય, પણ તેના અભિપ્રાયમાં ભૂલ છે. પોતાની જુદાઇને સમજ્યા વિના કોઈ દેવ, ગુરુ, શાસ્ત્ર મને તારી દે, પાંચ મહાવ્રત પાળું, શાસ્ત્ર અભ્યાસ કરૂં તે પુણ્ય પરિણામ મોક્ષનું કારણ છે એમ માને તે મિથ્યાદૃષ્ટિ છે. દેવ, ગુરુ, ધર્મ તો અરાગી છે, નિમિત્ત છે, પણ તેને સમજ્યા વિના ઉપકાર શું? તે નિમિત્તની અસર લેનારને પોતાનો પુરૂષાર્થ જાગ્યો હોય તો પોતાના આત્માની જાગ્રતિથી ઉપકારીનો ઉપકાર ગણી શકાય. પોતાના ગુણનું ભાન થયું, તેમાં નિમિત્તને ઉપકારી ગણીને તેનું બહુમાન કર્યું એ આવી જાય છે; એજ લોકોત્તર વિનય છે. પણ જે એમ માને કે અમે ભક્તિ કરીએ આમ દયા, અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય પાળીએ તો અમારૂં કલ્યાણ થશે, અથવા મનની સ્થિરતાના સંતોષથી સુખની પ્રાપ્તિ થશે એમ અનેક આચરણોથી અનેક પ્રયત્નથી ધ્યેયને પહોંચી જવાશે, એ માનવું તે ઊંધી માન્યતા છે. આત્મા કેવો છે, કેવડો છે, તે શું કરી શકે છે, તે યથાર્થપણે ગુરુગમે જેણે જાણ્યું નથી, અને કહે કે મોક્ષનો માર્ગ એક છે, તે આપણું ધ્યેય છે, અમે જે કરીએ છીએ તે પરંપરાએ મોક્ષને પામવાનો ઉપાય છે, તેની માન્યતા જુઠી જ છે. જે તત્ત્વ સ્વત: શુદ્ધ વીતરાગ છે, તે બીજાના નિમિત્તથી કે રાગભાવથી કે બીજા કોઈ વ્યવહારથી કેમ ઉઘડે? આત્મ દ્રવ્ય પોતેજ અકારણીય છે; કોઇના આધારે તેની હૈયાતી નથી, પરાશ્રિત જેનું ટકવું નથી, એવા અરાગી

સ્વતંત્ર તત્ત્વ કંઈ કરવાથી ઉઘડશે, એમ માનવું મિથ્યા છે. જ્ઞાન સ્વરૂપની કળા-કુંચી જ્ઞાનની સમજણમાંજ છે; અને તે જ્ઞાનવડે જ છે, તે માટે જવાબદારી નાખીને કહ્યું છે, કે:—

"એક હોય ત્રણ કાળમાં, પરમારથનો પંથ;
પ્રેરે તે પરમાર્થને, તે વ્યવહાર સમંત."

ભગવાન આત્મા નિર્મળ છે; સાધક અવસ્થાને વ્યવહાર કહ્યો છે, તે વ્યવહાર પણ આત્મામાંજ હોય છે, પુણ્ય, પાપ, કષાય, રાગાદિ નિમિત્તની ઉપાધિ છેદીને, રાગના અભાવરૂપ જ્ઞાનમાં ટકી રહેવાનો જ્ઞાનક્રિયારૂપ પુરુષાર્થ કરે; તે વ્યવહાર અનંત જ્ઞાનીઓએ સમંત કર્યો છે (સ્વીકાર્યો છે.) સદ્‌ગુરુ, સત્શાસ્ત્ર અને સદ્‌ગુરુના નામની ભક્તિના નિમિત્તનો શુભ ભાવ વ્યવહાર પણ નથી. સત્‌ને ઓળખ્યા વિના એ રાગની ભક્તિ છે. શુભ ભાવ કાંઇ મોક્ષમાર્ગ તરફ પ્રેરણા નથી કરતું? પણ જેટલો શુભ અશુભ ભાવનો પૂર્ણતાના લક્ષે છેદ, રાગ ટાળવાનો પુરુષાર્થ તે પરમાર્થનો હેતુ વ્યવહાર છે. તે વ્યવહાર જ્ઞાનની ક્રિયા છે. તે વ્યવહાર પૂર્ણ પરમાર્થને પમાડે છે, અને વચ્ચે સતદેવ, ગુરુ, ધર્મનો વિનય આવી જાય છે. તે શુભ વિકલ્પનો ઉઘડેલા ગુણનું બહુમાન કરવામાં સાથ પુરે છે. આ વ્યવહારમાં શુભ રાગ પણ ન લેવો, કારણ કે અરાગી શુદ્ધ તત્ત્વની ભક્તિ રાગ વડે થતી નથી. અરાગી તત્ત્વ પૂર્ણ ઉપર મીટ છે, એ શુદ્ધ અભિપ્રાયને ટકાવી રાખે છે, અને વચ્ચે રાગ આવી જાય છે. તેનું લોકોત્તર પુણ્ય બંધાય છે. એ રાગ હું નહિ એવું ભાન જ્ઞાનીને વર્તે છે. જ્ઞાનને સ્થિર કરે તે વ્યવહાર, જ્ઞાનનો જ અંશ હોવો જોઇએ. પણ જ્ઞાતા દ્રષ્ટાપણાને ભૂલીને રાગને, શુભ પરિણામને ધર્મ માને, કર્તવ્ય માને એ જડ ભાવનેજ નિજગુણ માને તેને વ્યવહાર માને તો તે તો મિથ્યા ભાવજ છે. આત્માનો વ્યવહાર એક પરમાર્થરૂપ જ્ઞાનનો જ હોવો જોઇએ. તે સિવાય કોઈ બીજું માને તે અભિપ્રાય જુદો છે. સમ્યગ્ અભિપ્રાયને ટકાવી રાખવા માટે રાગદ્વેષ ટાળવાનો પ્રયત્ન, વીર્યોલ્લાસથી પુરુષાર્થ જ્ઞાની કર્યા જ કરે છે. એ રાગના ઘટાડામાં વચ્ચે દેવ, ગુરુ, ધર્મનો વિનય, પ્રભાવના, ગુરુભક્તિનું મહામાન થાયજ. પૂર્ણ સ્થિર થયો નથી, ત્યાં લગી શુભ

પરિણામ રહે જ, અવ્રુત ટળે, વૃતપરિણામ અને શુભ જોગ રહે. પ્રયત્ન તો અંતરંગમાં અરાગી તત્ત્વમાં થાય છે. તે દેહની ક્રિયા નથી. જ્ઞાનમાં ઠરવું તે જ્ઞાનના આધારે છે. અંદરમાં રાગની વૃત્તિ ટાળવી એ વ્યવહાર પરમાર્થને પ્રેરે છે. આ વાત જો માન્ય ન રાખો તો સમ્યગ્ મોક્ષમાર્ગ નથી. મન, વાણી, દેહની ક્રિયા અને શુભ પરિણામ તે વ્યવહાર પણ નથી. આવી સમજણ તે સમ્યગ્ કુંચી છે. તેથી અનંતકાળનો અજાણ્યો આત્મ ધર્મનો લોકોત્તર માર્ગ બહુ અઘરો પડે છે. આકું અવળું કાંઈ નહિ, જેમ છે તેમ સમજ્યે છુટકો છે. અનંત કાળમાં ન સમજાયું, તે વાત કાંઇ સાધારણ હશે ? ઘણા જીવો, મોટા ભાગે, જે માની રહ્યા છે તેનાથી આ સમજણ જુદી જાતની છે. સતને સંખ્યાની જરૂર નથી. કોઇ કહે કે શ્રીમદ્દે કહ્યું કે "એક હોય ત્રણ કાળમાં પરમારથનો પંથ" પણ કાળને અનુસરીને કાંઈ ફેરફાર કર્યો હોય તો ન ચાલે ? પણ શ્રીમદ્દે પોતાની કલ્પનાથી કહ્યું નથી. અનંત જ્ઞાનીઓએ જે કહ્યું છે, તે જ કહ્યું છે. તેમાં ફેર પડે નહિ. હા, વર્તમાન કાળમાં આ દેહે મોક્ષ નથી, રાગદ્વેષના ત્યાગમાં પુરૂ-ષાર્થ ઓછો કરી શકે; પણ સમ્યગ્દર્શન-અભિપ્રાય ફેર નભે નહિ. જેવો અભિપ્રાય સર્વજ્ઞ ભગવાનનો છે, એવોજ, એ જાતનો અભિ-પ્રાય ચોથી ભૂમિકાએ હોય છે. અન્યથા નહિ. લાખો વર્ષ પહેલાં પણ ગોળ, ઘી અને લોટની સુખડી થતી. અને આજે પણ તેમજ થાય છે. કદી ગળપણમાં સહેજ ફેર રહે. પણ ઘી, ગોળ અને લોટ સિવાય ધૂળ, પેશાબ અને રેતીની સુખડી ત્રણ કાળમાં ન કરાય, ન થાય; તેમ અનંત કાળમાં અનંત જ્ઞાની ભગવંતો થઇ ગયા, થાય છે, અને થશે; તે બધા જ્ઞાનીઓ આત્માની જાતમાંથી વ્યવહાર સાધન ઉપજાવે છે, તેને જ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યગ્ચારિત્રમય મોક્ષમાર્ગ કહ્યો છે. આત્મા અવિનાશી, પરથી જુદો, સિદ્ધ ભગવાન જેવો છે, એવી નિઃશંક શ્રદ્ધા અને રાગ રહિત સમ્યગ્જ્ઞાન, એ જ્ઞાનમાં ટકી રહેવું, તે વ્યવહાર એ જ લોકોત્તર માર્ગ છે. આ કાળે પરમાવગાઢ સમકિત ન થાય, પણ દૃઢત્તર સમકિત થાય છે. પૂર્ણ કેવળજ્ઞાન ન થાય, પણ તેના બીજડાં તે જાતના જ હોય. આ કાળે એકઅવતારીપણું થઈ શકે છે. સાચું જ્ઞાન, સાચી શ્રદ્ધા, અને રાગ રહિત નિર્મળજ્ઞાનમાં

ટકી રહેવું તે વ્યવહાર. રાગની વૃત્તિ ઉઠે તેનો અભાવ થવારૂપ રાગ ટાળીને જ્ઞાનમાં ટકી રહેવું તે વ્યવહાર. દેહની ક્રિયા શુભ જોગ તે આત્માનો વ્યવહાર નથી. જડની ક્રિયા તે જડનો વ્યવહાર છે. તે વિજાતિ વિકારી પર્યાયને અવિકારીમાં ન ખતવાય. આ તત્ત્વ સમજીને બેસાડવું પડશે, ન બેસે તો હળવે હળવે સમજીને અંતરમાં ઉતારવું, પણ બીજું માન્યે, તત્ત્વ અન્યથા થવાનું નથી. તેથી આ ગાથામાં કહ્યું છે:કે:—

"એક હોય ત્રણ કાળમાં, પરમારથનો પંથ;
પ્રેરે તે પરમાર્થને, તે વ્યવહાર સમંત."

જે જાતનો નિશ્ચય હોય, તે જાતનો વ્યવહાર હોય. આ વ્યવહારમાં ઘણાને બહુ ગોટાળો થાય છે. જડ-ભાવને આત્મભાવ માની બેસે છે. પ્રકૃતિના નિમિત્તથી થતો ઉપાધિકભાવ, બંધભાવ તેને આત્મામાં ખતવે છે. તે વ્યવહારથી કલ્યાણ થતું હોય, તો આજ લગી કેમ ન થયું ? પરમાર્થ એટલે અભેદ નિશ્ચય, ખરેખર, આત્મસ્વભાવ. નિશ્ચય એટલે શુદ્ધ-આત્મસ્વભાવ, તેને પહોંચી વળે તે પરમાર્થભૂત વ્યવહાર છે. બીજા વ્યવહારથી ધર્મ નથી. સાધકને પણ રાગનો ઉદય દેખાય છે. તેમાં હું જ્ઞાન છું, સત્ છું, શુદ્ધ છું, અભેદ છું. એમ એક ગુણને લક્ષમાં લઇને, અખંડમાં ભેદ પાડીને, જ્ઞાનનો પુરૂષાર્થ ઉપાડે છે. સાથે જે મનની વૃત્તિના સંબંધનો રાગનો ભાગ આવે છે તે હું નહિ એમ ભાન છે. પૂર્ણ વીતરાગ તત્ત્વ ઉપર લક્ષ છે. એ અભિપ્રાયને ટકાવી રાખવાનું જે જ્ઞાનબળ વર્તમાનમાં પુરૂષાર્થપણે વર્તે છે તે વ્યવહાર છે. તે વિના કોઇ બીજો વ્યવહાર પરમાર્થમાં ઘાલે તો મિથ્યાપણું છે. ૨૫) હાથ રેશમી આલપાક હોય તેને ગજવડે માપવો છે, ( વ્યવહાર કરવો છે ) હવે કોથળાના ટાટનું કંતાન લઇને ગંજવડે માપવા બેસે અને ઘરાગને કહે, કે લ્યો આ ૨૫ ) હાથ રેશમી આલપાક તો શું તે લેશે ? એમ આત્મા અખંડ વીતરાગ મૂર્તિ નિર્મળ જ્ઞાનનો તાકો છે તેને માપવાનો વ્યવહાર તે જાતના લુગડે અને પરમાર્થના ગજે હોય, કે જડની મલીન જાત હોય ? આ સ્વભાવ અવિકારી શાંતિ સ્વરૂપ છે, નિરૂપાધિક છે. અને આ જડભાવ કલુષિત

વિકારી ઉપાધિક છે; એમ આંતરો પાડતાં ન આવડે, અને કહે કે અમે ધર્મ કરીએ છીએ, તો શું ગાંડાની વાત સાચી હોઈ શકે? ડાહ્યા માણસને લક્ષમાં આવ્યું કે ૨૫) વાર રેશમી આલપાક આવોજ છે: એમ અરાગી નિર્લેપ તત્ત્વ ઉપર જેણે મીટ માંડી છે, પણ વર્તમાન પુરૂષાર્થ બાકી છે, તેને રાગ કેટલો ટળ્યો, અને ઉજવળતા વીતરાગતા કેટલી ખીલી એમ પૂર્ણ શુદ્ધ તત્ત્વ અને વર્તમાન પ્રકૃતિના નિમિત્તવાળી અવસ્થા તે બન્નેની ખબર છે; રાગ કેટલો ટળ્યો અને ગુણ કેટલો ઉઘડયો તેનું માપ કરતાં બરાબર આવડે છે; એવા સમ્યગ્ દૃષ્ટિ ધર્માત્માને એ પરમાર્થના જ્ઞાન વડે જે પુરૂષાર્થ થાય તે વ્યવહાર સમ્મત જાણવો. આત્મા પૂર્ણ શુદ્ધ વીતરાગ છે, એ લક્ષ્ય એ નિશ્ચય અથવા પરમાર્થ છે; અને રાગના ભાગને, જ્ઞાન વડે છેદીને જ્ઞાનમાં ઠરવાનો, ટકી રહેવાનો પુરૂષાર્થ એ જ વહેવાર છે. બીજા, બીજો વહેવાર, કહે તો માનવો નહિ. બીજું માનશે તો બીજું થાશે. ૩૬.

ગાથા ૩૫–૩૬ ની બેઉની સંધિ હવેની ગાથા સાથે છે તે ગાથા કહે છેઃ—

એમ વિચારી અંતરે, શોધે સદ્ગુરુયોગ,
કામ એક આત્માર્થનું, બીજો નહિ મન રોગ. ૩૭.

પરમાર્થનો પંથ એક હોય. એમ વિચારી એ પૂર્ણ તત્ત્વને પહોંચી વળવા માટે તેની જાતનો જ વ્યવહાર હોય છે; જે પરમાર્થને પહોંચાડે, તે જાતનો વ્યવહાર કેવો હોય. તે આગળ કહ્યો તે જ જ્ઞાનની જાતનો વ્યવહાર પરમાર્થને પમાડે છે. એ વાતને અંતરમાં ધારી, વિચારીને, આત્માર્થી સદ્ગુરુની શોધમાં વર્તે છે. પણ કોઈ (નામ નિક્ષેપે) મનમાની પરમાર્થની વાત મનવડે ધારી રાખે, અને પોતાના સ્વચ્છંદે ગુરુને ગોતવા જાય, તો બીજું થાય. તે આગળ કહેવાઈ ગયું છે. ત્રણે કાળે એકજ પરમાર્થભૂત વ્યવહાર હોય, તે વ્યવહાર વડે જ કામ થાય. અનંત જ્ઞાનીનો એકજ આશય હોય છે. ત્રણે કાળે આત્માને પહોંચી વળવાનો મોક્ષમાર્ગ જે સર્વજ્ઞ વીતરાગ ભગવંતોએ કહ્યો તે એક જ છે. જેને તે પામ-

વાની રૂચિ છે, અને સદ્‌ગુરુની ઝંખના છે; તેને તે મળ્યા વિના રહે નહિ. કદાપિ સદ્‌ગુરુનો યોગ ન બન્યો તો અંતરથી, પૂર્વ સંસ્કારથી જાતે આત્મજ્ઞાન થાય, અથવા તો પ્રત્યક્ષ ગુરુનો યોગ મળે. અને અંતરમાં એજ પૂર્ણ પરમાર્થની ખટક હોય તેને આવો માર્ગ મળેજ. માર્ગને પામવાની રીત એકજ હોય છે, એમ અંતરમાં વિચારવું પણ ઉપર ટપકે નહિ. અનંત કાળમાં જીવોએ સિદ્ધની વાતો અને દ્રવ્ય ગુણ પર્યાયની ધારણા અનંતવાર કરી છે પણ તેથી મોક્ષમાર્ગ પમાય નહીં–જ્ઞાનીઓ એવું કહે છે, તે પુરૂષાર્થ ઉપાડવા કહે છે. જેનો ઊંધો પુરૂષાર્થ છે, તેને સવળો કરવા કહે છે. અહીં તો આત્માનું હિત કરવું છે; કોઈ સંસારનો વ્યવહાર ચલાવવાની વાત નથી કે લાવો ઝટ મનાવી દઈએ. પરમાર્થની ગુંચ ઉકલે, તો અનંત કાળનું રખડવું ટળી જાય. તે માટે પ્રથમ ગાથામાં કહ્યું કે જે સમજ્યા વિના ભવિષ્યમાં અનંત દુઃખને પામત, તે દુઃખનું મૂળ જેણે છેદ્યું એવા શ્રી સદ્‌ગુરુ ભગવાનને નમસ્કાર કરૂં છું. પરમાર્થમાં પ્રેરે તે વીર્ય એનીજ જાતનું હોય, એમ વિચારી અંતરમાં આટલી જવાબદારી રાખીને, આત્માર્થી સદ્‌ગુરુને શોધે છે. સદ્‌ગુરુ–યોગ શોધવાનો પુરૂષાર્થ પોતાનો છે. ગુરુ મને તારી દેશે એમ તે નથી માનતો. તે તો પોતે સતનો આદર કરી રહ્યો છે. જેનામાં પાત્રતા છે તે સમજીને સત્સમાગમની ભાવના કરે છે. તે એવી ભાવના કરે છે કે અહો! એવા શ્રી સત્પુરુષનો યોગ, સત્સમાગમ મને મળે તો બધુંય સમાધાન થઈ જાય. લોકો ઉપાધિને અળગી કરી, સંસારની મીઠાશ છોડીને, નિવૃત્તિ લે, તો આગળ ચાલેને? પ્રથમ સહેલામાં સંતોષ માન્યો હોય, અને તેનાથી નવું આવે તો મુંઝાય, પણ મુમુક્ષુને મુંઝવણ ન થાય. સદ્‌ગુરુ એટલે સત્‌માં મોટા; સત્ જે અવિનાશી અવિકારી શુદ્ધ આત્મા છે, તેની રૂચિવાળો સાચા સુખનો કામી છે; તે તત્ત્વને જે જાણે છે, એવા પ્રત્યક્ષ શ્રી સત્પુરૂષ-સદ્‌ગુરુને આત્માર્થી શોધે છે, તેમાં પોતાનું વીર્ય છે, પુરૂષાર્થ છે; તેને "કામ એક આત્માર્થનું, બીજો નહિ મનરોગ" સંસારની તેને વાસના નથી. સતનો જિજ્ઞાસુ સત્ સમીપ જ ઉભો છે. સતને પડખે જે ભાવથી ઉભો છે તેને આત્માર્થ પ્રગટ થાય જ. તે જીવ આત્માર્થી છે; તે જાણે છે કે સત્સમાગમમાં બીજું કાંઇ

કરવાનું ન આવ્યું એટલે કે પુણ્ય, વેષવાડો, લુગડાં, બાહ્ય, ત્યાગ એ ક્રિયામાર્ગ, શુષ્કજ્ઞાનીપણું, માનાર્થ કે મતાર્થ એવું કાંઇપણ પર પ્રયોજન ન આવ્યું. માત્ર આત્માર્થ–સાચો સમ્યક્પરમાર્થ પામવાની તેને અંતર ખોજ છે; તેમાં બીજી કલ્પના, ચમત્કાર, મંત્ર, તંત્ર, હઠયોગ, મનની ધારણા, પુણ્ય, યોગ આદિ જડભાવના અંશની પણ ઇચ્છા હોતી નથી. જે છું તે પામું. પૂર્ણ શક્તિરૂપ શુદ્ધ અવિનાશી છું. તેવો થાઉં. તેનીજ શ્રદ્ધા–સમ્યગ્અભિપ્રાય, રાગ રહિત જ્ઞાન અને તે જ્ઞાનની સ્થિરતા પૂર્ણ વીતરાગતાનીજ તેને કામના છે. બીજો જડભાવનો–પૂજાવાનો, માનાર્થ, મતાર્થ આદિ કોઈ સંસારભાવનો રોગ મનમાં પણ નથી. કોઈ શુભાશુભ વૃત્તિ ઊઠે તેનો આદર નથી. દુનિયા અવળી પડે તો ભલે પડે, પણ એક આત્માર્થીપણું, એકરૂપ વીતરાગદશામાં ક્ષોભ ન થાય. એ જ એક શુદ્ધ સ્વરૂપની સંભાળ જાળવણી તેને જોઇએ છે. આત્મા પોતે જ્ઞાતા છે, જ્ઞાન માત્ર છે, પુણ્ય, પાપ, રાગદ્વેષ, મન વાણી, દેહની ક્રિયાથી રહિત છે. તે અવિનાશી, અસહાય, અસંગ, કેવળ એક જ્ઞાનમૂર્તિ છે, માટે જ્ઞાનબળ વડે જ્ઞાનમાં ટકી રહેવું, રાગદ્વેષમાં ન ટકવું. નિજ સ્વરૂપની જ્ઞાનપણે સંભાળ રાખવી તે જ પરમાર્થ-હેતુ વહેવાર છે, અને એ જ આત્માર્થીનું કાર્ય છે. ૩૭.

હવે આત્માર્થીના બીજા ગુણો કહે છે:—

કષાયની ઉપશાંતતા, માત્ર, મોક્ષ અભિલાષ;
ભવે ખેદ પ્રાણી દયા, ત્યાં આત્માર્થ નિવાસ. ૩૮.

આત્માર્થનો નિવાસ જ્ઞાનીમાં છે, ધર્માત્મામાં છે. જે ગુણ અનંત કાળમાં નથી ઉઘડયો એવો નિર્દોષ આત્મગુણ ઉઘડવા માટે તે પવિત્રતા નિર્દોષતાને યોગ્ય ભૂમિકા, પ્રથમ તૈયાર હોવી જોઇએ એમ અત્રે કહ્યું છે. આત્મગુણને અટકાવનાર કષાયનો ઉપશમ કરવો એટલે કે ક્રોધાદિ કષાય પાતળા પાડવા જોઇએ. જેમ ભારેલ અગ્નિ તેનું ફળ આપી શકે નહિ એટલું રાખમાં જોર છે, તેમ જ્ઞાન-બળ વડે, ક્રોધ, માન, માયા, લોભને રોકવા જોઇએ. અંતર આત્મામાં, પુરૂષાર્થથી

અકષાય દૃષ્ટિના બળથી ક્રોધ, માન, માયા, લોભને જેણે દાર્યા છે, ઘટાડયા છે, તેણે સ્વરૂપમાં ઠરવાનું સ્થાન જાણ્યું છે. તેને સંસારની કામના નથી, માત્ર મોક્ષ અભિલાષ છે; રાગની ઇચ્છા નથી. પુણ્યની, સ્વર્ગની કરણીની અભિલાષા નથી, એટલે રાગ, ઇચ્છા, મમતા રહિત, નિર્મળ, પૂર્ણ પવિત્ર આત્માની અભિલાષ છે. કોઇ કહે છે, કે અમારે ભગવાન એવો જોઇએ કે બીજાનું કંઇક ભલું કરે, શરીરે સુખી રાખે. તેઓ કહે છે, કે ઉપલી ભૂમિકામાં જે ધર્માત્મા હોય, જેનામાં ગુણ પ્રગટયા હોય તે ધર્માત્મા જગતની સેવા કેમ ન કરે? બધા લોકોને સુખ થાય એવું કરી જાય તેને અમે મોટા ઉપકારી કહીએ. એટલે કંઇક કરનારો હોવો જોઇએ, તેનો ઉત્તર:—કંઈ કરવું તે દોષ રહિત હોય નહિ, ઇચ્છા વિના કર્તૃત્વ હોય નહિ. જ્ઞાનીને ઇચ્છા નથી. હજાર માણસમાં ડાહ્યો હોય, તેને અમે મોટો માનીએ, સજ્જન કહીએ એમ લૌકિકમાં કહે છે, પણ આતો લોકોત્તરમાર્ગ છે; સંસારના જન્મ મરણ ટાળવા એ કાંઈ બજારૂ વસ્તુ નથી, તેમાં રાગી દ્વેષીપણું નથી. પણ આતો તદ્દન અકર્તા અરાગી તત્ત્વની વાત છે. મોક્ષ એટલે આત્માની પૂર્ણ પવિત્ર દશા છે, રાગના અંશ વિનાનું નિર્વિકલ્પ નિર્પેક્ષ તત્ત્વ છે. તેની લોકોને ઓળખાણ નથી; તેથી પોતાની કલ્પના પ્રમાણે ભગવાન માન્યો છે. કોઇ તત્ત્વ પરાધીન નથી. જે પરાધીન નથી, તે બીજાનો આધાર કેમ રાખે કેમકે બીજાનો આધાર તે પરાધીનતા છે. વીતરાગને રાગ હોય નહિ. વીતરાગ આપી દે, તો તે રાગી ઠર્યા. વળી કોઈ કોઇને સુખ કરી શકે એમ માની ગરીબને ૫૦૦ રૂપીઆ આપે પણ તેની પાસે રહેવાના ન હોય તો કોઇ મારીને લુંટી જશે. અરે! પાસે પૈસો ન હોય તો છેવટે લુગડાંય કાઢી જશે, માથું પણ કાપી જાય. લોકોને જડના સંયોગથી સુખ થાય, લાભ થાય એમ માનવું તે જ મોટું અજ્ઞાન છે. પર વસ્તુનો સંયોગ ઇચ્છિવો તે ઉપાધિ છે. શરીર ગમે તેવું સારૂં દેખાતું હોય, પણ તે શેનું બનેલું છે તે જુઓ સારૂં દેખાતું હોય છતાં કોઇનું થયું નથી ઘડીમાં રોગ આવે છે. પણ જેને શરીર ઉપર રાગ નથી, પરિગ્રહની મમતા નથી તેને કોણ લૂંટે? માટે દેહ રહિત થવાનો ઉપાય, સાચું સુખ-આવ્યું ટળે નહિ, તે તે તત્ત્વ સમજવાની જરૂર છે. પણ જેને હજી પારકું કરવું છે, કરી

શકતો નથી છતાં માનવું છે, જેને કાંઈ કરવું જોઇએ અને રાખવું જોઇએ એમ માન્યું તેણે-ભગવાનને પણ તેવોજ ઉપાધિવાળો માન્યો છે. પોતાને એકલાપણું ગોઠતું નથી તેથી પરભવમાં અને મોક્ષમાં પણ પોતાના માનેલા ગજે ગોઠવી દે છે. એક ભાઈ કહેતા હતા, કે "નવરો નખોદ વાળે" પણ નવરો કોને કહેવો અને કામગરો કોને કહેવો, તેની પોતાને ખબર ન હોય, પછી પોતાની કલ્પનાએ ગોઠવી દે. જેને પોતાનું પૂર્ણપણું, અક્રિયસ્વાધીનપણું ગોઠતું નથી તેને પરનું કર્તવ્ય, દયા, રાગ આદિ ઉપાધિવાળો પરમાત્મા જોઇએ છે, તેને એવો પરમાત્મા થવું છે. જેની જેવી માન્યતા તેનું તેવું વર્તન, અને તેવું તેનું ફળ આવે જ. જેણે પોતાને પુણ્યવાળો, પરના આધારવાળો માન્યો છે,-તેને જડ ફાલશે તેને બંધ ભાવની શ્રદ્ધા છે માટે બંધ થશે. લોકો ગમે તે કલ્પનાથી ગોઠતો ધર્મ માને પણ ધર્મમાં તેવું થાય તેમ નથી. માટે અહીં ગાથામાં કહેલું છે કે:—ત્રણે કાળે પરમાર્થ પામવાનો એકજ માર્ગ હોય. કષાયની મંદતા, સંસારથી છુટકારાની ઇચ્છા અને પાત્રતા સહિત "ભવે ખેદ પ્રાણી દયા ત્યાં આત્માર્થ નિવાસ" આત્માર્થીને ભવ કરવાનો ભાવ નથી; પણ અંતરવૈરાગ્ય અને મોક્ષની ઇચ્છા થવામાં જે સંસાર પ્રત્યે, ભવ પ્રત્યે ખેદ છે, તેમાં રાગદ્વેષના અંશ પડે છે તે રાગનો અંશ પણ તેને રાખવાનો ભાવ નથી. જીવે અનંતવાર દેવના ભવ કર્યા; તે પુણ્યના ભવ પણ ચૈતન્ય પ્રભુ માથે ગુમડાં છે. પ્રભુ ચૈતન્ય અમૃત વેલડી છે, તેમાં પુણ્ય પ્રંકૃતિ, શુભ રાગ સારો છે, દયા આદિ રાગ ભાવ કરવા જેવા છે, તે સંસારભાવ વિષની વેલડી છે. ભગવાન આત્મા અમૃત-કુંભ છે. તેને માથે અશુચીમય વિષ્ટાના (પુણ્યાદિના) કુંડા શોભતા નથી. એક પણ ભવ કરવો આત્માર્થીને ગોઠતો નથી, એટલે કે તેને ભવનો ભાવ નથી. "ભવે ખેદ પ્રાણી દયા, ત્યાં આત્માર્થ નિવાસ" એનો અર્થ એમ લેવો કે બધા ઉપર દયા એટલે બધા પ્રાણીમાં પોતે એકલો છે, પરથી જુદો છે, એમ પોતાના અરાગી તત્ત્વની રક્ષા કરવી. પોતાને બધા જીવો ઉપર સમભાવ છે છતાં તેને ધર્માત્માનો-જ્ઞાનીનો આદર એટલે સતનો આદર છે. કોઇ પ્રત્યે દ્વેષ નથી. બધા જીવો આત્મધર્મ પામે કોઈ પ્રાણીને દુઃખ ન થાય એવી ભાવ દયા આત્માર્થીના મનમાં રહે છે.

તા. ૧૫-૧૦-૩૯

જેને આત્માનું સાચું સુખ જોઇએ છે, તેના શું લક્ષણ તે કહે છે. પ્રથમ ભૂમિકાની પાત્રતા વિના આત્માર્થનો નિવાસ થાય નહિ. માટે કહે છે, કે:—

"કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ,
ભવે ખેદ પ્રાણી દયા, ત્યાં આત્માર્થ નિવાસ."

જેને સંસારભાવ-બંધભાવની લેશ પણ અભિલાષા નથી, તેને પૂર્ણ પવિત્ર મોક્ષદશાની અભિલાષા કહેવાય છે. મોક્ષભાવ અને બંધભાવ સાથે ન હોઇ શકે. જ્યાં કષાયની પાતળાઈ છે, માત્ર શુદ્ધ આત્મા જ જોઇએ છે, તેને ભવ નથી જોતા, પણ ઘણાયં કહે છે કે અમને માત્ર મોક્ષની જ ઇચ્છા છે, પણ ભવના અભાવરૂપ ભાવ નથી; ભવનો ભય નથી તેને અબંધ તત્ત્વ કેમ બેસે? ઘણા કહે છે, કે પુણ્યની સગવડતાવાળા દેવના ભવ મળે તો શું વાંધો છે? ત્યાંથી મરીને મનુષ્યભવમાં સારા સાધન પામીને મોક્ષ ઉપાય કરશું પણ તેની વાત જુદી છે, માત્ર ભ્રાન્તિ છે, જીવ ગમે તેટલા પુણ્ય કરે છતાં માત્ર બે હજાર સાગરોપમકાળ જ ત્રસ પર્યાયમાં રહી શકે છે. પછી ચોક્કસ એકેંદ્રિયમાં અને નિગોદમાં અનંતકાળ રહેવું પડે છે. અહીં એમ કહેવું છે, કે જેને ભવ કરવો નથી ભવથી ખેદ હોય, અને કોઈ પ્રાણીને દુઃખ થાય એવા ભાવ ન હોય તો તેમાં આત્માર્થનો નિવાસ થાય છે. આપણે પુણ્યથી સારા ભવ કરવા એમ કોઈ માને તો ત્યાં તેને ભવનો ભાવ છે એમ સમજવું.

સર્વજ્ઞ ભગવાને કહ્યું છે, કે આત્મા અનાદિ શાશ્વત અનંતકાળની સ્થિતિવાળો નિરૂપાધિક છે. તેને ભૂલીને જો ભવ કરવાનો ભાવ રાખે, તો માત્ર બે હજાર સાગરોપમ ત્રસપર્યાયમાં રહી શકે. તેનાથી છૂટીને અવશ્ય એકેંદ્રિય અને નિગોદમાં અનંતકાળ સુધી રહેવું પડે છે. ત્રસનાં ભવની સ્થિતિ, ને કાળની એ પ્રમાણેની મર્યાદા છે. આત્મા બેહદ અમર્યાદિત સ્વકાળવાળો નિત્ય છે, એકરૂપ જ્ઞાન સ્વરૂપ છે; છતાં ભવ કરવાનો ભાવ ઊભો છે, તો તે ક્ષણિક દેહોમાં

રખડતો રખડતો એવા સ્થાનમાં જઈ પડશે, કે જેને સુક્ષ્મ નિગોદના થાળાં કહે છે, તેમાં એક શ્વાસોશ્વાસમાં ૧૮ ભવ થાય છે એમ અનંતકાળ દેહ બદલ્યા જ કરે. આત્મા પુણ્ય રહિત છે. એ ભૂલીને આત્માને પુણ્યવાળો માન્યો, પરનિમિત્તનો આધાર માન્યો, પુણ્યની ઇચ્છા કરી એટલે આત્મા બેહદ સ્વભાવી છે—તેને પુણ્યની અલ્પ સ્થિતિવાળો, હદવાળો માન્યો, એટલે જેમ સૂર્ય આથમી જતાં અંધારૂં આવે તેમ મૂઢપણું આવવાનું જ, પણ જે સૂર્યથી આગળ ગયો, ઉપર ગયો તેને અંધારૂં નથી જ્ઞાનસૂર્ય ઉઘડ્યો તેને અજ્ઞાન અંધારૂં નથી, માટે જેને આત્માનું યથાર્થ ભાન નથી, તેને ગાઢ અજ્ઞાન અંધકારમાં જ રહેવાનું છે. જેને પુણ્યનો આદર છે, તેને ભવનો, ઉપાધિનો આદર છે; એટલે ચૈતન્ય ભગવાનની સ્વાધીનતાનો, સુખનો અનાદર છે. ચૈતન્ય ભગવાન પવિત્ર આનંદ મૂર્તિ છે. આગળ આવશે કે "તું છો મોક્ષ સ્વરૂપ" એની યથાર્થ શ્રદ્ધા પુણ્યના આદરવાવાળા જીવને નથી કેમકે તેમની પરાશ્રિત બુદ્ધિ છે; પુણ્યભાવ તે ભવનો ભાવ છે, એટલે દેવ, મનુષ્યાદિ ત્રસ પર્યાયના ભવ ખૂટીને નિગોદની=નિરંતર, ગો=ભૂમિ એટલે અનંત ભવ દ=દેવાનું જેમાં સ્થાન છે, એવી નિગોદની યોનિમાં અનંતકાળ રહેવું પડે છે. આત્મા ચૈતન્ય જ્ઞાનમૂર્તિ, પૂર્ણ અસંગ, અબંધ અરાગી છે, સ્વાધીન છે, નિરૂપાધિક, સુખ સ્વરૂપ છે, એની એકવાર સહજ હા આવતાં યથાર્થ સમજણની સહજ દશા સમજાય છે. એક ન્યાય સમજાતાં, બંધ અને મોક્ષ સ્થિતિ, તેનાં કારણ કાર્ય, લોક, જીવ, અજીવ શું છે, તે બધુંય જેમ છે તેમ જણાય છે. તે અપૂર્વ તત્ત્વ સ્વચ્છંદ વડે સમજાતું નથી. માટે આત્માર્થીએ પાત્રતા વડે, જે દૃષ્ટિ અને પરમાર્થ હેતુ તે વ્યવહાર કહ્યો તેને લક્ષમાં રાખીને, સદ્ગુરુ આજ્ઞા અવધારવી. અહીં એમ કહેવું છે કે જેને ભવનો ખેદ નથી, એટલે ભવનો ભાવ છે તેને નિગોદની ઇચ્છા છે. તે જીવ ચૈતન્યનીશક્તિ હારી જાય છે. અને અનંતા ભવની ભીંસમાં, ભયંકર યાતનામાં, અનંતકાળસુધી પરાધીનપણે રહે છે. પુણ્યથી ધર્મ થશે, પરંપરાએ મોક્ષ થશે એમ જેણે ભવની ઇચ્છા કરી, તેણે ત્રસ પર્યાય છોડીને નિગોદમાં જવાનો ભાવ કર્યો છે; કારણકે નિર્દોષ જ્ઞાતાપણું તેને ગોઠતું નથી; એકલાપણું, સ્વાધીનપણું તેને ગમતું નથી. અનંત

દુઃખના સંયોગનું કારણ પરભાવ છે. મિથ્યા અભિપ્રાય વડેજ અનંત કાળ જીવને નિગોદમાં રહેવું પડે છે. ત્યાં ચૈતન્યશક્તિ એટલી બધી ભીડાઈ જાય છે, કે પોતાની હયાતી બીજા સ્થૂળ દૃષ્ટિવાળા દેખી ન શકે, તેનું જીવત્વપણું પણ જાણી ન શકે, એવી ઘણીજ હલકી પરાધીન દશામાં અનંતા ભવ કરવા પડે છે. જેણે પરભાવને પોતાનો માન્યો, અને ચૈતન્ય ભગવાનના યથાર્થ ન્યાયોની ના પાડી તેણે જ્ઞાતાપણાનો અનાદર કર્યો. અને તેથી એવા ભવમાં રહેવું પડે છે કે જ્યાં ચૈતન્યશક્તિ એટલી બધી ઘટી જાય છે, કે સાધારણ જીવો તેને ઓળખી પણ શકે નહિ. આ ન્યાય છે; સિદ્ધાંત પણ એમજ છે. તે તેના જીવપણાનું લિંગ પણ હારી જાય છે, એવું વિકૃતપણું પુણ્યની મીઠાશ રહેવાથી થાય છે. જેને કેવળ જ્ઞાતાપણું નથી ગોઠતું, તે ચૈતન્ય દ્રવ્યની અતિ હીનતા કરે છે. પૂર્વે જે કહેતો હતો, કે આત્મા આત્મા શું કરો છો?, બસ અમે તો કંઈ કરીએ તો પુણ્યના સાધન પામીએ, અને સુખી થઇએ. એવીરીતે આત્માની વાત અને સર્વજ્ઞના ન્યાયની ચર્ચા થતી હોય, તેનો તથા આત્માનો જ્ઞાતાદૃષ્ટા અક્રિય અબંધ સ્વભાવ છે તેનો અનાદર કર્યો છે. તે ઉપર કહ્યા પ્રમાણેની અવસ્થા પામે છે. પુણ્ય વિના ધર્મ નથી, એમ પરભાવને પોતાનો જે માને છે તથા જેને નિમિત્ત વિના, ભવ વિના, શરીર વિના, અને શરીરની સગવડના વિના, ગોઠતું નથી તેને નિગોદમાં જવું જ પડશે. જેને દેવના ભવ, પુણ્યના ભવ સારા લાગતા હોય, તેને નિગોદનો ભવ સારો લાગે છે. જેમ છે તેમ ન્યાયથી કહ્યું છે. જેને ભવનો ભય નથી, ભવના અભાવરૂપભાવ, અબંધ તત્ત્વ જેણે જાણ્યું નથી, તેને નરક નિગોદ અને અનંતા કસાઇના ભવની ઇચ્છા છે. માટે જ્ઞાની નિષ્કારણ કરૂણાથી કહી ગયા છે, કે "ભવે ખેદ પ્રાણી દયા, ત્યાં આત્માર્થ નિવાસ."

ચૈતન્ય ભગવાન અવિનાશી નિરોગી તત્ત્વ છે. તેની વર્તમાન અવસ્થામાં ભવનો ભાવ, પુણ્ય, પાપ, દેહાદિની સ્થિતિ તે ગૂમડાં છે, પાચ-પરૂની ઉપાધિ છે. મારે ભવ ન જોઇએ એવા ભાવવાળા જીવ, ભવ રોગ મટાડનાર વૈદ્ય, શ્રી સુગુરુને ગોતે છે, તે સુગુરુ ચૈતન્યની નિર્મળદશા કેવી છે તે બતાવે છે. કદાચ પ્રત્યક્ષ સદ્‌ગુરુ ન

મળે તો, અંદરથી પૂર્વ સંસ્કાર અને પુરૂષાર્થ જાગશે અને સત્પુરૂ
મેળવવાની ઝંખના રહે છે. " જબ લગ નારાયણ નવ પાવે, તબ લ
નૈનોમાં નીંદ નહિ આવે " એવી દશા થાય છે કે જ્યાંસુધી પૂર્ણદશ
સ્વાધીન સુખદશા, પ્રગટી ન હોય, ત્યાં સુધીનો પુરૂષાર્થ તે પૂરો પ
છે. માત્ર પૂર્ણ સ્વરૂપને પામવાની ઝંખના હોવી જોઇએ. એવા લા
જીવને શ્રી સદ્‌ગુરુનો યોગ અવશ્ય મળે છે. એટલે જ્યાં સતનો જ આ
છે ત્યાં મોક્ષના સ્વપ્ના આવે, કે આત્માના અસંખ્યાત પ્રદેશ કર્મમ
રહિત નિર્મળ થઈ ગયા, મોક્ષ થઈ ગયો, ભવ નથી; પુણ્યની ઇચ્છા
તો ચૈતન્યના જ્ઞાનમાં વિકાર થઈ સંસારનાં ખરાબ સ્વપ્નાં આવે છે, તે
પાક થઇને ભવરૂપી સોજા અને ગુમડાં થાય છે. ત્યાં પોતાની અન
અશાતના થાય છે, સ્વની ઘાત થાય છે. પુણ્યઆદિ ભોગની મીઠા
અજ્ઞાન ભાવે ટળે નહિ. આત્મા જેવો છે તેવો યથાર્થપણે જાણ
ભવનો અભાવ થાય. ચૈતન્ય ઉપર ઝીણવટથી વિચાર કરો કે ભવ
ભાવ છે કે નહિ. મધ્યસ્થપણે વિચારવું પડશે. જેમ છે તેમ સમજ
પડશે. " ભવે ખેદ " એટલે પરભાવની નાસ્તિ. " પ્રાણી દયા " સ
રક્ષાની અસ્તિ " ભવે ખેદ પ્રાણી દયા. " તેમાં " પ્રાણી દયા " એ
જગત્ પ્રત્યે નિર્વૈર્ય બુદ્ધિ, અદ્રોહ બુદ્ધિ, એટલે વેર બુદ્ધિનો ત્યા
કદી લાખ માણસનો ગુનો કર્યો હોય, ભૂલ થઇ ગઇ હોય, તે
ક્રોધ કરનારો પોતે હતો, પણ પોતેજ સવળો થઈ ગયો, ત્યાં પોતા
દોષ બધા ટળી ગયા સમજવા, હવે તેને લેણદેણ ચુકવવા ભવ ન
કરવા પડે. પોતે અકર્તા નિર્મળ અભિપ્રાયમાં સ્થિત થયો; અને
બુદ્ધિનો જ્ઞાનથી છેદ કર્યો, એ રીતે પોતેજ પલટયો તેને જગત
વેર વિરોધ ટળી ગયા. પણ જેના અંતરમાં લેશ માત્ર ડંશ
તો તેની સવળાઈ થઈ નથી. બીજાને સમજાવું, બીજાને રાજી
તો મારા દોષ ટળે એમ માનવું તે સાચું નથી. સાચી સમજણ
પોતાની વેર રહિત દશા પ્રગટ કરવી તે સુમુક્ષુનું લક્ષણ છે, એ
ભાવ જે પ્રગટ કરે તેનામાં આત્માર્થનો નિવાસ છે એમ અહીં કહ્યું. ૩
હવે કહે છે કે:—

દશા ન એવી જ્યાંસુધી, જીવ લહે નહીં જોગ્ય;
મોક્ષમાર્ગ પામે નહીં, મટે ન અંતરરોગ. ૩૯.

જ્યાં લગી આગળ કહી તેવી સત્પાત્ર દશા પામે નહિ ત્યાં લગી તેને મોક્ષમાર્ગની પ્રાપ્તિ ન થાય, અપાય ભાવને લાયક ન થાય. આગળ કહી તેવી પાત્રતાનું વીર્ય પણ જેનામાં નથી તેને નિર્મળ આત્માની વાત અંતરમાં પરિણામ પામે નહિ, અને ત્યાંસુધી આત્મભ્રમણારૂપ અંતરરોગ ન મટે. રોગ તો જ્ઞાનમાં ઉંધાઇનો છે. કર્મના નિમિત્તનો સંયોગીભાવ એટલે કે ભવનો ભાવ મટાડવારૂપ નિર્દોષપણું પ્રાપ્ત કર્યા વિના, ભાવરોગ મટે નહિ. જેનામાં પાત્રતા થઇ હોય તેને પ્રભુતાનો યોગ મળ્યા વિના ન રહે. મનુષ્ય ક્ષેત્રમાં સર્વજ્ઞ વીતરાગ ભગવાનની કોઈ કાળે ગેરહાજરી હોય નહિ. જેનામાં મુમુક્ષુતા, પાત્રતા, સન્મુખ થઈ તેને ઉત્કૃષ્ટ નિમિત્ત મળ્યા વિના ન રહે. પોતાનામાં પાત્રતા આવી એટલે જગતમાં તેને માટે અનુકૂળ નિમિત્ત તૈયાર હોયજ છે. જ્યાં સંતો, મુનિયોના ટોળાં હોય, અમૃત વાણીના ધોધ વહેતા હોય, એવા મહાન્ ઉત્કૃષ્ટ યોગ, જેની લાયકાત છે, તૈયારી છે તેને મળ્યા વિના રહે નહિ. પરમાર્થ તત્વને પામવા લાયક દશા આવ્યા વિના, સદ્‌ગુરુનો બોધ આત્માને વિષે પરિણામ પામે નહિ. જે પુણ્યની ઇચ્છા કરે છે, તે પરાધીનતાની ઇચ્છા કરે છે, દુઃખની ઇચ્છા કરે છે, ભવની ઇચ્છા કરે છે. એટલે કે સત્‌નો નકાર કરે છે; એ તો મારે દુશ્મન રહે એમ થયું. કેમકે ચૈતન્યજ્ઞાતા છે, તેને પરના નિમિત્તાધીનપણું અનાદિથી પરિચયમાં છે, બંધભાવ સુલભ છે, તેમાં પ્રેમ છે. એટલે સત્ અને સદ્‌ગુરુનો પ્રેમ તેને આવ્યો જ નથી. પણ હવે બધા પૂર્વાગ્રહ મૂકીને, સવળો થઈ ભાવથી કહે કે કાંઇ પણ પરનું કરવું નથી, કાંઇપણ જોઇતું નથી. એમ થયા વિના જ્ઞાનની શ્રદ્ધા જ આવતી નથી. લોકો કહે છે, કે તમે એમ. એમ. બી. ની ઉંચી અને ઝીણી વાતો કરો છો, પ્રથમ કંઇ વ્યવહાર તો હોવો જોઇએ, અને પુણ્ય કરીએ તો સાધન પામીએ. તેના જવાબમાં ત્રણે કાળના જ્ઞાનીઓ કહે છે કે તમારી માન્યતા ખોટી છે, તે છોડીને આ સમજો. આ એકડાની જ વાત છે. આત્માના સાચા સુખનો ઉપાય સમજવાનું પ્રથમ પગથીયું છે. પ્રથમ સાચું જ્ઞાન જેમ છે તેમ જાણવું એજ એકડો છે. જેને અંતરરોગ ટળ્યો, તેને ભવ ભ્રમણ ટળ્યા વિના રહે નહિ. અને જેને અંતરરોગ ટળ્યો નથી, તેનો ભાવ રોગ ટળે નહિ. ૩૯.

હવે સુવિચારણા કેમ પ્રગટે તે કહે છેઃ—

**આવે જ્યાં એવી દશા, સદ્‌ગુરુબોધ સુહાય,**
**તે બોધે સુવિચારણા, ત્યાં પ્રગટે સુખદાય. ૪૦.**

'પાત્રે પ્રભુતા પ્રગટે' એ ન્યાયે યથાર્થ મુમુક્ષુતા–બીજ યોગ્ય ભૂમિકા થયે, કષાયની મંદતા હોય જ. જ્ઞાની પુરુષોએ સમ્મત કરેલ જે સમ્યગ્દર્શનજ્ઞાન અને ચારિત્ર રાગરહિત, પુણ્યાદિ શુભ ભાવ વિનાની કેવળ જ્ઞાનમાત્રદશા, જ્ઞાનસ્વરૂપમાં ટકવું તે જ ચારિત્ર એજ મોક્ષમાર્ગ છે, એવો જેનો લક્ષ છે, તેવા યથાર્થ તત્ત્વના જિજ્ઞાસુને સતની અને સદ્‌ગુરુના યોગની જિજ્ઞાસા થયે, સદ્‌ગુરુનો બોધ તે લાયક જીવમાં શોભે. (૧) મોક્ષની વાત (૨) પંચમહાવિદેહની વાતો (૩) સાધક દશાના પુરૂષાર્થના ન્યાય, (૪) સર્વજ્ઞના ન્યાય તથા (૫) નિગોદ અને સિદ્ધની સ્થિતિ તે અપાત્ર જીવને બેસે નહિ. તેની પાસે અધ્યાત્મ ગ્રંથ આવે તો તે ધર્મને પણ લજાવે, અને શાસ્ત્રને પણ લજાવે માટે કહ્યું છે કે સુપાત્ર જીવ યોગ્ય દશા પ્રાપ્ત કરે, ત્યારે સદ્‌ગુરુ બોધ શોભે, ઠરે. અત્રે ધારણારૂપે જ્ઞાન લીધું છે. પછી સુવિચાર દશા જાગ્રત થાય છે, અને સતબોધ પરિણામ પામે છે, સાધક સ્વભાવની શોભા વધારે છે. અહીં સુવિચાર દશા લીધી છે. ઉપલક વિચાર તો અનંતવાર કર્યા, છતાં તે અપૂર્વદશા થઇ નહિ. પણ પાત્રતાથી, જ્ઞાનીની આજ્ઞાથી, અને બોધસ્વરૂપની સુવિચારણાથી પવિત્રતાની, શુદ્ધતાની આગાહી દેખાય. અપૂર્વ વીર્યોલ્લાસ જ્ઞાનમાં દેખાય, તેમાં શંકા ન પડે. જેમ પ્રભાતની સંધ્યાની રતાશ દેખાય, તેમ સાધક દશાની શુદ્ધતાનાં ચિન્હ પ્રથમથી દેખાય. બીજાને પુછવું ન પડે. એથી "આવે જ્યાં એવી દશા, સદ્‌ગુરુબોધ સુહાય, તે બોધે સુવિચારણા, ત્યાં પ્રગટે સુખદાય" આત્માના અવ્યાબાધ સુખને દેનારી સુવિચાર દશા પ્રગટે. સમતાના સ્વરૂપની જાતનો આનંદ આવોજ હોય છે. એમ સદ્‌ગુરુબોધથી સુપાત્ર જીવને તે બોધબીજ ઉગે, એટલે પરિણામ પામે. યથાર્થ જિજ્ઞાસાથી સતબોધ જાણ્યો, કે આમ જ છે, "પુરૂષ પ્રમાણે વચન પ્રમાણ" એમ સુવિચાર દશા

વડે, નિર્મળ દશા વડે, એવી જ્ઞાન દશા થાય કે તે અનંત અવ્યાબાધ સ્વરૂપની સ્થિતિ પમાડે, અને તે જાતની સુખદાયી દશાનો અંશ ઉઘડે. શ્રીમદે કહ્યું હતું કે સાચા સુખની સામગ્રીના હેતુ કહીશ તે અહીં કહ્યાં. વળી આગળ પણ આવશે કે " એ જ ધર્મથી મોક્ષ છે, તું છો મોક્ષ સ્વરૂપ " લાયક જીવોને માટે જ જ્ઞાનીનો બોધ છે. ખાર ભૂમિમાં બીજ બળી જાય તેમ અપાત્રની ભૂમિકામાં સમ્યગ્બોધ ઉગે નહિ.

તા. ૧૬-૧૦-૩૯

અહીં આત્માર્થીના લક્ષણ કહેવાય છે. રાગદ્વેષનો નાશ થાય; એવો પરમાર્થનો પરિચય તેજ વ્યવહાર છે. એ વિષે કહ્યું કે "આવે જ્યાં એવી દશા, સદ્ગુરુબોધ સુહાય, તે બોધે સુવિચારણા, ત્યાં પ્રગટે સુખદાય."

આત્મ તત્ત્વને અવિરોધપણે વિચારવાની સમ્યગ્દશા પ્રગટે ત્યાં આત્મજ્ઞાન ઉત્પન્ન થાય. પણ હજી હું પરમાર્થનો ઇચ્છક છું કે સંસારનો તેનો જેને વિચાર નથી; પરીક્ષા શક્તિ નથી કે હું કોણ છું, મારું સ્વરૂપ શું છે અને રાગીપણું તે શું, એટલે કે મુમુક્ષુતાના બીજ યોગ્ય ભૂમિકા થયા વિના તેને આત્માની અંતરંગ વિચારદશા કેમ થાય? પુણ્યની મીઠાશ, ભવની મીઠાશ હોય, ત્યાં આત્માર્થ કેમ સુઝે? ભગવાને ૧૨ ભાવનામાં " બોધિદુર્લભભાવના " કહી છે. તેનો અર્થ એ છે કે અનંતકાળ રખડતા જીવોને આત્માનો સમ્યગ્બોધ પામવો મહા દુર્લભ છે, દુર્લભ હોવા છતાં અપ્રાપ્ત નથી. પોતાના પુરૂષાર્થની યથાર્થ વિધિ જાણે તો, અનંતકાળમાં નહિ પ્રગટેલું તત્ત્વ સહજ પ્રયત્નથી પ્રગટે છે. માટે તે સુવિચારણા પ્રગટ કરવા અહીં કહ્યું છે. ૪૦.

હવે તે સુવિચારણાનું ફળ શું આવે તે કહે છેઃ—

જ્યાં પ્રગટે સુવિચારણા, ત્યાં પ્રગટે નિજજ્ઞાન,
જે જ્ઞાને ક્ષય મોહ થઈ, પામે પદ નિર્વાણ. ૪૧.

જેને સુવિચારણાની યોગ્યતા થાય, તેને છ પદથી સિદ્ધ આત્મ સ્વરૂપનો વિચાર અંતરંગમાં ઊગે; કેમકે તે સુવિચાર દશામાં સતત આત્મતત્ત્વની વિચાર દશા રહે છે. જેને અપૂર્વ તત્ત્વનું મહાત્મ્ય આવ્યું નથી, એટલે પોતાના પૂર્ણ તત્ત્વનો મહિમા આવ્યો નથી, તેનામાં સુવિચાર દશા ક્યાંથી હોય? સમ્યગ્જ્ઞાન તેને કેમ થાય? પૂર્વે અનંત કાળમાં આત્માના નામે બીજું કર્યું છે, ભવમાં રખડ-વાનો ભાવ કર્યો છે, તો મિથ્યાજ્ઞાન શું અને સમ્યગ્જ્ઞાન શું તે સુવિચારણા વિના શી રીતે સમજાય? આત્મા શું છે, તેની ભલી વિચારણા થયે અવશ્ય પોતાના શુદ્ધ આત્મપદનું જ્ઞાન પ્રગટે છે. લોકો કહે છે કે કંઈ કરીએ તો થાય; પણ આત્મા પોતાની જ્ઞાનક્રિયા સિવાય બીજું કશુંએ કરી શકે છે કે કેમ; તેનો નિર્ણય તો કરો? પ્રથમ પુણ્ય કરીએ, કંઇ કરીએ એમ કહે છે પણ પરનું કાંઈ કર્યું થાય છે કે કેમ તે તો વિચારો? જીવ, માત્ર મિથ્યાજ્ઞાન અથવા સુજ્ઞાન કરી શકે છે. પરંતુ કાંઇ કરી શકતો નથી; તેથી જ્ઞાનીએ તો જ્ઞાનક્રિયા (જ્ઞાનનીક્રિયા) કરવા કહ્યું છે. સંસારબુદ્ધિથી અટકીને, આત્ મોક્ષસ્વરૂપની સુવિચારણા કરવામાં અનંતું કરવાનું આવ્યું. પોતાના તત્ત્વની જેને ખબર નથી તેને પરવસ્તુમાં સુખસાધનની બુદ્ધિ છે. તત્ત્વની પ્રતીતિ વિના આખો ભવ વ્રત, તપ, ગુરૂની સેવા, બાહ્ય ચારિત્ર પાળે, છ છ મહિનાના ઉપવાસ કરીને મરી જાય, છતાં આત્માનું અંશે પણ ભાન થતું નથી. મન, વાણી, દેહથી રહિત, પુણ્યાદિ-દેહાદિની ક્રિયા રહિત, અક્રિય જ્ઞાતાપણાની શ્રદ્ધા બાહ્યદૃષ્ટિ જીવને રૂચતી નથી. આત્મજ્ઞાન માટે કરવાનું કર્તવ્ય જે જ્ઞાનક્રિયા સમજણની કળા એટલે કે જ્ઞાનકળા તેને જ કરવાનું અનંતજ્ઞાનીએ કહ્યું છે. આદિ, મધ્ય અને અંત, પ્રથમ ભૂમિકાથી છેલ્લી ભૂમિકા સુધી જ્ઞાન જ કરવાનું છે. દેહા-દિની ક્રિયાને અને વ્રત, તપને ધર્મમાનીને આત્માનો ગુણ ઉઘડશે એમ માનવું એ મહા મિથ્યાત્વ છે.

પ્રકૃતિના નિમિત્તે થતો ઉપાધિકભાવ તે પુણ્ય પરિણામ છે. તે અનિત્ય અવસ્થાવડે નિત્ય તત્ત્વ કેમ ઉઘડે? પુણ્ય પાપ તો હદવાળાં છે. નિમિત્તના આશ્રયવાળો આત્મા માને, તેને સ્વાધીનપણાની શ્રદ્ધા

નથી. હું અનાદિ અનંત છું એવી દૃઢ શ્રદ્ધા થયા વિના કોઈ કહે કે અમને ભવનો ભય છે, તો તે વાત જૂઠી છે. જ્યાં નિમિતાધીનપણું છે, ત્યાં અનંત નરક નિગોદના ભાવ ભર્યા છે. પોતાને સમજાય નહિ, તે કાંઈ બચાવ નથી.

જ્યાં આત્માની સાચી જિજ્ઞાસા છે, અને છ પદથી આત્મપદ સિદ્ધ છે, તેની સુવિચાર દશા જ્યાં પ્રગટે ત્યાં સદ્‌ગુરુબોધ શોભે છે. આત્માનો યથાર્થબોધ થવાથી, જ્ઞાનની સ્થિરતારૂપ ચારિત્ર વડે મોહનો ક્ષય થાય છે અને પોતાનું અવ્યાબાધ શિવસુખ પ્રગટે છે. આત્માર્થી વિચારે કે હું જ અવિનાશી બેહદ સુખસ્વરૂપ છું. પહેલાં હું જ અજ્ઞાનભાવે રાગદ્વેષ, પુણ્ય પાપનો ભ્રાન્તિપણે કર્તા હતો, અને હવે હું પરનો અકર્તા છું; પરના નિમિત્ત રહિત જ્ઞાન, દર્શન અને આત્માની રમણતારૂપ ચારિત્રમાં સ્થિત રહી રાગ રહિત જ્ઞાનમાં જ્ઞાનપણે ટકી રહેવું એ જ મારો વ્યવહાર છે અને તે જ મોક્ષમાર્ગ છે, તેજ મારું કર્તવ્ય છે. બીજા કોઈ કહે કે અમારૂં કર્તવ્ય તો દયા, પરોપકાર કરવો તે છે. લોકો પરોપકારી ઘણા થઈ ગયા, એમ સ્થુળ દૃષ્ટિએ (ઉપલક દૃષ્ટિએ) કહેવાય; પણ સાચી દૃષ્ટિથી જુવો તો કોઈ બીજાનો ઉપકાર કરી શકે નહિ; કોઈનું કર્મ કોઈ બીજો આપી શકે નહિ; સામા પ્રાણીના પુણ્ય પાપના ઉદય વિના તમારા દેહની માનેલી ક્રિયા નિમિત્ત થઈ શકે નહિ. જ્ઞાતાપણું ભૂલીને માને કે હું સામાને એટલે પરને સુખી કરૂં, બીજાની દયા પાળું, બીજાને ઉપકાર કરૂં અને એમાં પોતાનું હિત માને તો તે આકાશના પુષ્પ લેવાનો કામી ગાંડો છે. પરતું કાંઈ થતું નથી અને થાય છે એમ માને છે. કદી જોગાનુજોગ દેખાય તે તો પ્રારબ્ધથી થયું છે. જ્યાં હજી ઉપાધિની ઈચ્છા છે, રાગાદિની તથા ભવની ઇચ્છા છે ત્યાંલગી આત્માની ક્ષણે ક્ષણે અનંતી હિંસા થાય છે, પોતાનો જ અપરાધ થાય છે, અને જ્ઞાનનો ઘાત થાય છે એટલે આવરણ આવે છે. આત્મા કેવા સ્વરૂપે છે તેનું ભાન નથી, તેમ સુવિચાર દશા નથી. તે બે ઘડી બેસી જાય તેને વ્રત, સામાયિક માને, એવા પરાશ્રિત જોગથી જડના ભાવમાં જીવ અટકે છે, તેને વિચારદશા ક્યાંથી પ્રગટે? આત્મા જેવો છે તેવો યથાર્થ જાણ્યા વિના જડની ક્રિયામાં તે સ્થિર થશે તો જડ જેવો થશે. પાપાનુબંધી પુણ્ય

ભોગવીને પછી અનંતકાળસુધી નર્ક અને નિગોદના ભવ કરશે. પોતે જે માન્યું છે, તે સાચું હોય તો તથારૂપદશા જોઇએ. જ્યાં આત્માની સુવિચારદશા પ્રગટે કે હું આત્મા છું, નિત્ય છું વગેરે, અને છ પદના યથાર્થ વિવેક સહિત સુવિચારદશાથી આત્માનું જ્ઞાન થાય તેને આત્મ-જ્ઞાન દ્વારા મોહનો ક્ષય થાય. અહીં તો જ્ઞાનબળનો મહિમા આવ્યો. "જ્ઞાનક્રિયાભ્યાં મોક્ષ:" એવું એક સુત્ર છે તેમાં અરૂપી જ્ઞાતાપણાની, રાગ રહીત જ્ઞાનક્રિયા (જ્ઞાનનીક્રિયા) આવી, પણ આટલા શાસ્ત્રોનું જાણપણું કરવું, આટલી દેહાદિ જડની ક્રિયા કરવી કે આટલાં પુણ્યાદિ કરવા એવું કાંઇ ન આવ્યું; ચઉવિહાર, પોષધ, પડિક્રમણાં, કે પચ્ચખાણ કરવા એ કાંઈ ન આવ્યું. આત્માનો ગુણ જ્ઞાન, જ્ઞાન વિના બીજું કાંઈ આત્મા કરે એમ માનવું તે મિથ્યાદર્શનશલ્ય છે. 'જ્ઞાનની ક્રિયા વડે જ્ઞાનમાં ઠરે એટલે રાગદ્વેષ નહિ થાય; એટલે રાગદ્વેષથી થતી, અજ્ઞાનરૂપ કુજ્ઞાનક્રિયા સહેજે અટકી જશે. યથાર્થ જ્ઞાનવડે સમ્યગ્-દર્શનની પ્રાપ્તિથી દર્શનમોહકર્મનો ક્ષય થાય છે. મિથ્યાદર્શન એટલે ખોટી માન્યતા, નિજ સ્વરૂપમાં ભ્રાન્તિ. ભ્રમણા કરાવવામાં નિમિત્ત જે દર્શનમોહકર્મ તેનો ક્ષય થતાં, ચારિત્રદશા વીતરાગતાનું ઘોલન વધતાં, હું સિદ્ધ, જ્ઞાતા, કેવળજ્ઞાન સ્વરૂપ નિર્મળ જ્ઞાયક છું, જ્ઞાનબિંબ છું, એ જ્ઞાનની જાગ્રતિથી જ્ઞાનનું ઘોલન થતાં, સમસ્ત રાગદ્વેષનો નાશ કરીને જીવ મોક્ષપદને પામે છે.

અહીં તો તીવ્રજ્ઞાનદશા વડે મોહક્ષયની વાત કરી છે. એટલે મુખ્યપણે એક બે ભવે મોક્ષપદની પ્રાપ્તિ કહી છે.

સ્વચ્છંદ એટલે સ્વરૂપની અસાવધાની, અને ભ્રાન્તિની છેદન દશા, તે સુવિચારદશા તેનું ફળ જ્ઞાનદશા છે. ચારિત્રમાં વિષય કષાય વાસનાનું છેદન એ વીતરાગદશા છે. એ વડે આત્માની છેલ્લામાં છેલ્લી પૂર્ણ પવિત્રદશા–મોક્ષપદની પ્રાપ્તિ થાય છે; તેનું કારણ શુદ્ધ આત્મસ્વરૂપ એવું નિજપદ તેની યથાર્થ વિચારણાને સુવિચારણા અહીં કહી છે. પુણ્યથી કે દેહની ક્રિયાથી આત્માનો ગુણ પ્રગટે એમ અહીં નથી કહ્યું. ૪૧.

હવે સુવિચારણા પ્રગટે તે માટે આત્માના છ પદ ગુરુ-શિષ્યના સંવાદરૂપે આ શાસ્ત્રમાં કહેવામાં આવ્યાં છે એમ કહે છે:—

ઉપજે તે સુવિચારણા, મોક્ષમાર્ગ સમજાય;
ગુરુશિષ્યસંવાદથી, ભાખું ષટ્પદ આંહી. ૪૨.

આ છ પદનો યથાર્થ વિચાર સમજાયે, ત્રિકાળ અવિરોધ મોક્ષમાર્ગ સમજાય છે. પાત્રતા વિના અને તત્ત્વ પામવાની તૈયારી વિના, પોતાના છંદે જ્ઞાનીના ન્યાયો સમજાય નહિ. પણ શ્રી સદ્‌ગુરુના આશ્રય વડે અને પોતાની પાત્રતા લાવીને વિચાર કરે તો સમ્યગ્દર્શન શું છે, લોકોમાં ધર્મના નામે ઘણા મતભેદો છે તેનું કારણ શું, આત્માનો લોકોત્તરમાર્ગ શું હશે તે સમજાય. સુવિચારદશાથી સતત વિચાર કરે તો ત્રણે લોક અને ત્રણે કાળના બધા ન્યાય જેમ છે તેમ સમજાય. મુમુક્ષુને મુંઝવણ ન થાય. અવિકારી શાન્ત, પરના નિમિત્ત વિનાની સહજ જ્ઞાતાશક્તિ તે હું અને પ્રકૃતિના નિમિત્તનું બીજું બધુંએ પર છે એમ સ્વતત્ત્વને જેમ છે તેમ તે જાણે. અનેક વેષ, વાડાના મતાગ્રહ તેને ટળી જાય છે, ખોટી માન્યતા ટળી જાય છે. પોતે સમ્યગ્‌શ્રદ્ધા અને મિથ્યા શ્રદ્ધાના વિચાર, સમ્યગ્જ્ઞાન અને મિથ્યા જ્ઞાનના વિચાર, સમ્યગ્ચારિત્ર અને મિથ્યા ચારિત્રના વિચાર યથાર્થ પણે તે કરે છે. પરની દયા, પુણ્ય, દેહાદિની ક્રિયારૂપ બાહ્ય જડજનિત વ્યવહાર એ બધાનો ભેદજ્ઞાન સહિત વિચાર તે કરે છે. હવે આ વિચારણાના આશ્રયે સમ્યગ્દર્શન, જ્ઞાન અને સમ્યગ્જ્ઞાનમાં સ્થિર થવારૂપ જ્ઞાનની રમણતારૂપ ચારિત્રમય આત્મધર્મ તે મોક્ષમાર્ગ અહીં ગુરુશિષ્યના સંવાદરૂપે કહેવાશે. શિષ્ય આત્માર્થી છે, તે શ્રી ગુરુને લક્ષે વર્તવાનો કામી છે. શિષ્ય પોતે ક્યાં અટક્યો છે, તે શ્રી ગુરુ પોતે સમજે છે. સાચા હિતનો કામી સુવિનિત શિષ્ય, ગુરુ પાસે તત્ત્વ સમજવા આવ્યો, તે સમજ્યા વિના પાછો જવાનો નથી. તત્ત્વને પામવાની તૈયારીવાળા લાયક પ્રાણી જ ગુરુ પાસે આવે છે. શ્વેતાંબર શાસ્ત્રમાં પરદેશી રાજા અને કેશી ભગવાનનો સંવાદ આવે છે; તેમાં પરદેશી સાચો જિજ્ઞાસુ છે. ઓઘની પકડ રાખવા માગતો નથી, તેથી બરાબર ઘડ બેસાડવા માટે આશંકા કરીને પુછે છે, અને કહે છે કે તમે કહો છો તે વાત સાચી લાગે છે.

પણ તે શી રીતે છે, તે સમજાવો. કેશી મહારાજ ચાર જ્ઞાનના ધણી હતા, અને પરદેશી રાજા આત્માને માનતો નહોતો. આત્માને જાણવા માટે ઘણા પ્રશ્નો જિજ્ઞાસાથી તેણે પુછ્યા હતા. આ રાજા પરદેશીમાંથી સ્વદેશી થવા ગુરુ સન્મુખ આવ્યો છે. પ્રથમ કહે છે કે હું ખરેખર કહું છું કે અમે અમારી ત્રણ પેઢીથી માનીએ છીએ, કે આત્મા નથી; માટે અમારી માન્યતા અમને સાચી લાગે છે; તે ખોટી હોય તો સમજાવો. શ્રી કેશી સ્વામિ કહે છે, કે તું લોહ વાણિયા જેવો મૂર્ખ છે; રાજાએ પુછ્યું કે હે પ્રભુ ! એ લોહ વાણિયો કેવો હતો ? તે કહો; એટલે હું મારી મૂર્ખાઈ ઉપર વિચાર કરીશ. કેશી સ્વામીએ કહ્યું કે હે રાજન્? ચાર વણિક જંગલની અટવીમાં જતા હતા. પ્રથમ લોઢાની ખાણ આવી. લોઢું તૈયાર અને સારૂં લાગ્યું. ચારે જણા ગાંસડી બાંધી, લઈ ચાલ્યા, આગળ વધતાં ચાંદીની ખાણ આવી, પહેલા ત્રણ જણાએ વિચાર્યું કે લોઢું ફેંકી દઈએ. ત્રણે જણાએ લોઢું તજીને ચાંદીની ગાંસડીઓ બાંધી, પણ પેલો લોઢાની ગાંસડી-વાળો કહે, મને લોઢામાં ઠીક લાગે છે. મારૂં ધાર્યું ફળ આમાંથીજ મળશે. વળી ચારે જણા આગળ ચાલ્યા, ત્યાં સોનાની ખાણ આવી, પેલા ચતુર વાણિઆઓએ ત્રણે જણાએ ચાંદી છોડી નાખી અને સોનું લીધું. લોઢાવાળાને લોઢું છોડવા ઘણું કહ્યું, પણ માન્યું નહિ, અને કહે કે મેં તો મજબુત ગાંસડી બાંધી છે માટે મારે છોડવી નથી. વળી આગળ જતાં હીરા, માણેક, ઝવેરાતની ખાણ આવી એટલે પેલા ત્રણે જણાએ સોનું ફેંકીને ઝવેરાતની ગાંસડીઓ બાંધી લીધી. પેલાને ઘણું કહ્યું પણ કહે કે મારે તો ગાંસડી છોડવી જ નથી. ત્રણે જણાએ હીરા બાંધ્યા, પેલાએ લોઢું રાખી મૂક્યું. એ ત્રણ જણાએ હીરા વેચ્યા એટલે ક્રોડક્રોડ રૂપીયા ઉપજ્યા; બંગલા બંધાવ્યા; ત્યારે પેલા લોખંડની પકડવાળાને તેની મહેનત અને માત્ર લોઢાનું મૂલ્ય બે ટંકના રોટલા મળ્યા. પેલાનું જોઇને પછી પસ્તાવો કર્યો, પણ હવે શું થાય ? એટલે જેમાં નુકશાન જાય, અને મોટો લાભ ટળે એવી ખોટી માન્યતાને નહિ છોડનાર જેવો હે રાજા, જો તું પણ થઇશ, અને આ તત્ત્વ ન સમજ્યો તો પછી લોહ વાણિયાની જેમ ઝૂરતો થશે.

રાજા કહે મારે લોહ વાણિયા જેવું થવું નથી. સાચું જેમ હોય. તેમ સમજવું છે પછી પુનર્જન્મ આદિ વિષે પણ શંકા સમાધાન કર્યું, પછી ઘણા પ્રશ્નો થયા તેમાં કહે કે હે પ્રભુ! મને હથેળીમાં આંમળુ દેખાય એમ આત્મા દેખાડો. પરદેશી રાજાએ તીવ્ર જિજ્ઞાસા દેખાડી ત્યારે શ્રીગુરુએ જાણ્યું કે આ જીવ ખોટું છોડીને સાચું તત્ત્વ પામવાનો જિજ્ઞાસુ છે. જેને ખોટાની પકડ છોડવી નથી તેને કોઈ સદ્‌ગુરુ પરાણે સાચું સમજાવી શકે નહિ. અહીં જેને ખોટાનો આગ્રહ શીઘ્ર છોડીને સાચું તત્ત્વ ગ્રહણ કરવાની સરલતા છે, તેવા જિજ્ઞાસુઓએ આ ગુરુશિષ્યસંવાદ બરાબર સમજવો. સમીપ મુક્તિગામી ભવ્ય લાયક જીવો જ આત્મતત્ત્વ અવિરોધપણે સમજી લેશે.

અહીં ત્રણ અધિકાર પૂરા થયા. એવા અગિયાર અધિકારથી આત્મસિદ્ધિ પુરી થશે. ૪૨.

આ છ બોલની વિચારણા ઉપજાવે, જેમ છે તેમ તત્ત્વ પોતાની પાત્રતાથી જીવને સમજાય છે અને શુદ્ધ આત્માને પમાય છે. તે છ પદ હવે કહે છે કે:—

ષટ્‌પદનામકથન:

'આત્મા[1] છે', 'તે નિત્ય[2] છે', 'છે કર્તા[3] નિજકર્મ',
'છે ભોક્તા[4]', વળી 'મોક્ષ[5] છે', 'મોક્ષ ઉપાય[6] સુધર્મ', ૪૩.

સમ્મતિતર્કમાં સિદ્ધસેનદીવાકરે ઉપર કહેલાં છ પદની ગાથા બે પ્રકારે હકાર નકારમાં જણાવેલ છે. આ ન્યાયમા તત્ત્વના જિજ્ઞાસુને બધી મુંઝવણ ટળી જાય તેવું છે. સરલપણે ન્યાયથી ગુજરાતી ભાષામાં આવીરીતે બીજે કયાંય કથન નથી. શ્રીમદ્ રાજચંદ્રે બધા વિરોધ ટાળીને આત્માને સ્પષ્ટ બતાવ્યો છે, સરલ જિજ્ઞાસુ, તત્ત્વની તૈયારીવાળા હશે તે સમજી લેશે. પ્રથમ પદ 'આત્મા છે;' બીજું પદ તે નિત્ય છે, એમ નક્કી કરાવે છે, છે તે સત્ છે. સત્‌પણે ટકનારો જ્ઞાનપણે જ પરિણમે છે. પર નિમિત્તની સહાય વિનાનો ત્રિકાળ જ્ઞાનપણે જ્ઞાતા સ્વતંત્ર છે.

ઘણા જીવો, આત્માને સ્વતંત્ર નિત્યં તંત્વ માનતા નથી, પણ નાશવંત માને છે. વળી કોઈ આત્માને એકાંત નિત્ય ફુટસ્થ માને છે. એટલે એકાંત માનવામાં ઘણા વિરોધ આવે છે, તે વિષે આગળ કહેશે. આત્મા છે તે પરપણે નથી, અવિનાશી જ્ઞાનપિંડ છે, છે તે સ્વતઃ સિદ્ધ છે. હોય તેનો કદી પણ નાશ થાય નહિ. જે વસ્તુ ન હોય તે કદી નવિન ઉત્પન્ન થાય નહિ, જેને પોતાનું નિત્યત્વ ભાસે છે, તેને ક્ષણિક સંસાર દેહાદિનો મોહ ક્ષય થઈ જાય છે. પર પદાર્થને ક્ષણિક માન્યા પછી, તે અનિત્યના સંયોગથી સુખ થાય એવું અજ્ઞાન, એવી માન્યતા, કે તેમાં મોહ પામવાની બુદ્ધિ થાય નહિ.

ઘણા માને છે કે કંઈ સેવા કરીએ, બધાના શરીર સારા રહે, સંસાર સારો રહે, એવી વ્યવસ્થા અમે કરીએ પણ એમ અનિત્યને રાખી દેવાનું કર્તાપણું માનવું તે અજ્ઞાનભાવ છે; કારણકે બધા સંસારી જીવોના દેહ, કર્મપ્રારબ્ધના કારણે સારા કે ખરાબ થાય છે. તેમને બીજા કોઈ વડે કર્મફળ ઉપજતું નથી; માટે સાચા સુખનો ઉપાય આત્માની ઓળખાણમાં છે, સુખ બાહ્ય પદાર્થમાં નથી. શ્રીમદ્ કહે છે, કે આ ૭ બોલની સુવિચારણા પ્રગટે તેને ભલી વિચારણા કહેવાય. આત્માની વાત યથાર્થપણે સમજાયે દુઃખમાત્રની કલ્પના ઉભી નહિ રહે. જગતનું કર્યું કોઈનાથી થયું નથી. અનંત જ્ઞાનીઓ પોતાના આત્માનું સાચું હિત કરી ગયા છે. જરા આગળ વધો તો ખબર પડશે કે ત્રણ લોક ત્રણ કાળનો પાર સમ્યક્ જ્ઞાન વડે પામી શકાય છે જ્ઞાન તે બધી મુંઝવણ ટાળવાનો ઉપાય છે.

ત્રીજું પદ આત્મા કર્તા છે; એટલે કે કર્મ તો અનિત્ય છે, જડ છે, અને આત્મા અરૂપી જ્ઞાન છે, ચૈતન્ય છે, પ્રકૃતિ જડ, રૂપી, મૂર્તિક પદાર્થ છે, તે સ્વતંત્ર, છૂટાં અનંત પરમાણુંઓ છે, તે પણ ત્રિકાળ સત્ છે. તે જડ પુદ્ગલ અને અરૂપી આત્માનો સંબંધ અનાદિથી સંયોગરૂપે છે. તે જડ કર્મો રાગદ્વેષનું નિમિત્ત પામીને નવા આવરણ-રૂપે એક ક્ષેત્રે બંધાય છે; તે ક્ષેત્રેરહેલાં જુના કર્મો ક્રમેક્રમે ખરે છે, અને નવાં બંધાયા કરે છે. જ્યાંલગી જીવ અજ્ઞાન દશામાં છે, ત્યાં લગી નવાં કર્મ બંધન થયા કરે છે. એ કર્મનો કર્તા જીવ કહેવો તે

ઉપચાર દૃષ્ટિથી, ઘીના ઘડાની જેમ છે. બાકી સાચી દૃષ્ટિથી જડ-પુદ્ગલની ક્રિયાને આત્મા કરતો નથી, પણ જીવ અજ્ઞાન દશામાં જુનાં કર્મના ઉદયની સાથે જોડાઇ રાગદ્વેષ કરે છે ત્યારે તે રાગદ્વેષના નિમિત્તે નવા કર્મ એક ક્ષેત્રે આવે છે; તે દ્રવ્ય કર્મ પોતાના કારણે સ્વયં આવે છે. ચેતન તેનો કર્તા નથી.

કર્મ એટલે ક્રિયા કર્તવ્ય, ચૈતન્યની ક્રિયા ત્રિકાળ જ્ઞાનપણે રહેવું તે જ છે. એટલે આત્મા જ્ઞાનનો જ કર્તા છે. તે કાંતો રાગદ્વેષરૂપ કુજ્ઞાનનો કર્તા થાય, અથવા સમ્યગ્જ્ઞાનનો કર્તા થાય; પણ જડની ક્રિયાનો કર્તા નથી, છતાં વ્યવહારથી એક ક્ષેત્રના સંયોગના કારણે કર્તાપિણાનો ઉપચાર કરવાથી જીવ કર્તા કહેવાય છે. આત્મા કયા કર્તવ્યનો કર્તા છે, અને કઈ દૃષ્ટિથી પરનો કર્તા (માત્ર નિમિત્ત હોવા છતાં) કહેવાય છે, તે ત્રીજા પદમાં આગળ ન્યાયપૂર્વક, યુક્તિ સહિત આવશે. કોઈ પ્રશ્ન કરે કે શાસ્ત્રમાં વ્યવહારથી જીવને જડ કર્મનો કર્તા કેમ કહ્યો છે? તેનું કારણ કે જ્યાં સુધી રાગદ્વેષવાળી જીવની અવસ્થા છે, ત્યાંસુધી કર્મ બંધન થયા જ કરે છે. માટે કોઈ એકાંત નિશ્ચયાભાસમાં જઇ બેસે અને શુષ્કજ્ઞાની થઇ કહે, કે હું જડનો કર્તા નથી, કેમકે રાગદ્વેષ જ્ઞાનમાં નથી, એમ અજ્ઞાન સહિત પુરૂષાર્થહીન વાકયો બોલે, તેને જ્ઞાની કહે છે કે રાગદ્વેષ અને કર્મ બંધન તારાથીજ થાય છે; અને ક્રિયાકાંડી જડભાવવાળાને સાચી દૃષ્ટિથી યથાર્થજ્ઞાન સમજાવે છે કે આત્મા ત્રણે કાળમાં જડનો કર્તા નથી. માત્ર પોતાની જ્ઞાનક્રિયાજ કરે છે, બીજું કરે એમ માનવું એજ અજ્ઞાન છે. એમ બેઉ અપેક્ષાથી શાસ્ત્રમાં કહ્યું છે. આ છ પદમાં ઘણા નિકાલ છે. સર્વ પરદ્રવ્યોથી તથા રાગાદિથી જુદો ચેતન્ય 'કેમ હોય? કોનો કર્તા છે? કેવી વિધિએ મોક્ષદશા પ્રાપ્ત થાય? આત્મા (જ્ઞાનવડે) જ્ઞાનમાંજ સમજણની ક્રિયા કરે છે આવી સ્વાધીન કર્તાની સુવિચાર દશા પ્રગટે તો સમ્યગ્બોધ પોતાના પુરૂષાર્થથી પ્રગટે અને મિથ્યાદર્શન-ભ્રાન્તિનો નાશ થાય. આત્મા ત્રણેકાળ પરનો અકર્તા છે એટલે "છે કર્તા નિજ કર્મનો" એટલે એમાં કર્તા હું, અને કારણ હું, કર્તાનું ઇષ્ટ તે કર્મ. આ ત્રીજા પદમાં જ્ઞાનીનું

ઇષ્ટ શું, અને અજ્ઞાનીનું ઇષ્ટ શું, તે જણાવશે. ઘણા કહે છે, કે અમારી આ ફરજ છે, કાંઇક કરીએ તો પામીએ, એમ અનાદિની પરભાવની મીઠાશ છે. પુણ્ય કરૂં તો તેના નિમિત્તથી મને ગુણ થશે, એ જડ ભાવની પકડ અજ્ઞાનીમાં પેસી ગઈ છે. અજ્ઞાનપણે નિમિત્તના સંયોગ ઉપર વહાલપ હોવાથી, જ્ઞાનનું વિકૃત સ્વરૂપ થાય છે. તેને પરાધીનપણું, ઉપાધિકપણું વહાલું લાગે છે, તેને તે ઉપાદેય માને છે; તેમાં તેને ઇષ્ટબુદ્ધિ થઈ છે, એટલે પરમાં મમત્વબુદ્ધિ ઈષ્ટ અનિષ્ટપણું ઉપજાવે છે, અને સત્‌પ્રત્યે અનાદર ઉપજાવે છે; તેને ભવનો ભાવ છે. જેને સંસારદશા જોઇતી નથી, પણ માત્ર પોતાનું ઇષ્ટ વહાલું અવ્યાબાધ સુખજ જોઇએ છે તે નિર્મળ નિર્દોષ જ્ઞાનક્રિયા જ કરે છે, અને જ્ઞાતાદૃષ્ટાપણે જ્ઞાનમાં જ રહે છે. જેને જે વહાલું કાર્ય હોય તે એક ક્ષણ પણ કર્યા વિના ન રહે. પોતાના જ્ઞાન સ્વરૂપની રક્ષા મુમુક્ષુ કરે છે. પરતું કર્યું થતું નથી, એમ મુમુક્ષુ માને છે, પણ જેને અજ્ઞાનતા–મૂઢતાની વહાલપ છે તે પરવસ્તુમાં રાગાદિ કષાય કરી રહ્યો છે. આત્મજ્ઞાનથી અજાણ જીવો નિત્ય અજ્ઞાન જ કરે છે. અને જ્ઞાની નિત્ય જ્ઞાન જ કરે છે. પરતું કોઈ કાંઈ કરી શકે નહિ. અત્રે આત્મતત્ત્વ વિષે જે યથાર્થ ન્યાય કહેવાય છે, તે મનની ધારણાથી, કે પંડિતાઈ કરવા માટે કહેવામાં આવતો નથી; પણ યથાર્થ તત્ત્વની સમજણ કરવા માટે છે. તત્ત્વની સાચી વાત જ્યાં ત્યાં કાને પડતી નથી. માટે પોતાની જાતે, પક્ષપાત રહિત જીવે મનન કરવાનું છે, કે આત્માનું સ્વરૂપ શું છે? પોતાની સ્વ અપેક્ષિત દૃષ્ટિએ પોતાનું કર્તવ્ય શું? અને પોતાને ભૂલવારૂપ રાગદ્વેષ અને મિથ્યા અભિપ્રાય તે શું? તે માટે સત્ય અને અસત્ય બેઉને જાણવા પડશે. ભૂલ છે તેને ટાળવાનો પુરૂષાર્થ કરવો પડશે. કોઈ કહે છે કે આત્મા અકર્તા છે, ત્રણે કાળ શુદ્ધ જ છે, માત્ર ભ્રાન્તિ હતી; માટે આપણે કાંઈ કરવાનું રહેતું નથી. આવીરીતે નીચલી ભૂમિકા પણ પામ્યા વિના એકાન્ત શુદ્ધ માને તો પુરૂષાર્થ કરવાપણું રહે નહિ. જે કોઈ પુરૂષાર્થ રહિત નિશ્ચય વાક્ય બોલે છે, તે સંસાર વધારે છે. વર્તમાન અવસ્થાએ મલિનતા છે, તેથી પુરૂષાર્થ કરવાનો બાકી છે; તેમ અપેક્ષા સમજ્યા વિના એકાન્ત લેવું નહિ. આત્મા નિજ ચૈતન્ય જ્ઞાન કાર્યનો કર્તા છે, પરનું કાર્ય કરવા

કદી સમર્થ નથી; પણ અજ્ઞાનપણે રાગદ્વેષ કરે, કલુષિતતા કરે, જ્ઞાનમાં અસ્થિરતા કરે, પર વસ્તુમાં મોહ પામે, એમ અજ્ઞાનભાવે રાગદ્વેષમાં અટકે તો સંસારમાં રખડવું પડે. કોઈ જીવને અકર્તા માને છે, તેની સામે કર્તાપણું અહીં સ્થાપ્યું છે.

ચોથું પદ—આત્મા ભોક્તા છે. નિશ્ચયથી પોતાના નિર્મળ જ્ઞાનનો જ ભોક્તા છે, પણ સ્વાધીન કેવળ જ્ઞાતાસ્વભાવથી ચુકીને પરાવલંબી થવાથી અજ્ઞાનભાવે રાગદ્વેષ વડે શાતા અશાતારૂપ પ્રકૃતિજન્ય સુખ દુઃખનો અજ્ઞાનભાવે ભોક્તા ઉપચાર દૃષ્ટિએ છે, જ્ઞાનભાવે નિર્મળ જ્ઞાનનો જ ભોક્તા છે. જીવને સ્વનું ભોક્તૃત્વ છે. પોતાને જે ઇષ્ટ હોય, તે પોતાથી અન્ય ન હોય, તે પોતાને આધીન ત્રિકાળ હોય, તે પોતાથી દૂર ન હોય પણ સહજ હોય; એકરૂપ હોય. જે વસ્તુ સ્વરૂપ પોતામાં શક્તિપણે છે, તે પ્રાપ્તની પ્રાપ્તિ (યથાવત) કરવી તે જ ઇષ્ટ પ્રાપ્તિ છે.

છ પદની વિચારણા વિષે અહીં કહેવામાં આવે છે. આત્મા છે. જેણે સારૂં કરવું હોય, તેણે છ તેનું સારૂં કરવું છે કે જે નથી તેનું? જે પોતાનું હોય તેનું જ પોતે કરી શકે છે; તો સારૂં કરવું છે કોનું? અને તેનો ઉપાય શું? તેની શંકા સમાધાન પૂર્વક જીવ યથાર્થ વિચાર અને નિર્ણય કરે તો સાચું પ્રમાણ સમજી શકે. જગતના લોકો ઓઘિક રીતે અંધ શ્રદ્ધાથી હા પાડે છે કે આત્મા છે કારણકે સર્વજ્ઞ જ્ઞાની ભગવાન તો કહી ગયા છે. પણ તે કેવો છે, કેવડો છે, તેની ખબર તો તેમને હોતી નથી. તેથી તેમની હા સાચી હા નથી જેને ખરી જીજ્ઞાસા યથાર્થ સમજવા માટે થાય છે, તે સમજી શકે છે. પરદેશી રાજાનો અધિકાર આવે છે તેમાં એવી રીતે તે શંકા કરે છે કે હે પ્રભુ! અમે ત્રણ પેઢીથી આત્મા નથી એમ માનતા આવ્યા છીએ, તો આત્મા કેવીરીતે છે તે બતાવો. ત્યાં સમજવાની જિજ્ઞાસા છે. વળી ક્રમેક્રમે એકાગ્રતાથી અનેક પ્રશ્નો એવીરીતે પુછયા કે રાજા પરદેશી હતો તે સ્વદેશી થઈ સાચા સુખની પ્રાપ્તિમાં ઉદ્યમવંત થયો; તે હવે ફક્ત એક ભવ કરીને મોક્ષે જશે. પ્રશ્ન કરનારે પ્રથમથીજ તૈયારી કરી રાખી હોય છે કે હું કયા કારણોથી શંકા કરૂં છું, અને તેની દલીલોમાં

મારે શું કહેવું છે. પછી પોતાના કારણોની જ્ઞાનીના કારણો સાથે સરખામણી કરે છે અને પોતાની સ્વતંત્ર વિચારણાથી, મધ્યસ્થપણે નિર્ણય કરે છે. વળી ઉત્તર આપનાર પુરુષ પ્રમાણિક છે, એમ જુએ છે. તેના કારણોમાં પોતાના પ્રશ્નોનો વિરોધ ટકી શકતો નથી એવી રીતે વિરોધ ટાળીને સમજાવે છે. એ જ્ઞાનીનું જ્ઞાનબળ છે; છતાં જ્ઞાની કોઇને પરાણે સમજાવી શકતા નથી.

હું ત્રિકાળ છું એવું જીવને નક્કી થાય તો પોતાને સારૂં શું કરવું તે સમજાય; એટલા માટે જ આ છ પદની વિચારણા અહીં કહી છે. યથાર્થ સત્ય અને અસત્ય શું એ જાણવા વિચારવા માટે, આ મુમુક્ષુની વિચારણા કહી છે; તેમાં પ્રથમ આત્મા છે અને તે નિત્ય છે, એમ નક્કી થયા પછી, હું કર્તા પોતાનું કાર્ય કરી શકું છું. પણ પરનું કાર્ય નથી કરી શકતો તે નિર્ણય થાય; પણ સ્વ પરની જુદાઇને જ જાણી શકતો ન હોય તો, સારૂં કરવા માગે તો પણ શી રીતે કરી શકે? માટે તેની માન્યતા મિથ્યા છે. તેથી તે ભૂલ ટાળવા આ વિચારણા કહી છે. પોતે કઈ રીતે ઉંધું કરી શકે, અને કઈ રીતે સવળું કરી શકે, તેનો નિર્ણય પોતાનાથી થયો નથી, માટે સદ્દગુરુ સમીપે જઇને પ્રશ્નોથી સાચા ન્યાયનો નિર્ણય કરે છે. જીવોએ પોતાના પક્ષથી પોતાનું વિપરિતપણું વિચાર્યું છે. કારણકે મારી જાત શું, અને હું શું કરી શકું અને શું ન કરી શકું તેની ખબર જ નથી; તો જીવ સાચી સમજણ ન કરે તો શું કરે? રખડવાનું કરે. અજ્ઞાનથી જે કાર્ય માન્યું છે તે સંસારનું કારણ થાય છે.

જેને સાચું જાણવું છે, અને સારૂં કરવું છે, એટલે કે સુખનું કાર્ય કરવા જે માગે છે પણ થતું નથી, તેને સાચું સમજાયું નથી; માટે તેણે સત્ય સમજવું.

કર્તાપણાનો વિચાર કર્યા પછી ભોક્તાપણાનો વિચાર કરવાનો રહે છે. "છે ભોક્તા"–સારૂં કરવા માગે પણ સારૂં ભોગવી શકતો ન હોય તો તેનું કર્યું તો મફતમાં જાય છે; માટે કર્તા પછી ભોક્તાપણું કહ્યું છે. પોતાને જો આશંકા થાય તો સાચું સમજવા માટે આગળ વિચારણા થાય અને સમજાય કે કર્તાનું ઇષ્ટ તે કર્મ એટલે

કાર્ય. અને જે કાર્યનો કર્તા થાય તે જ ભોક્તા થઇ શકે; સજાતિપણે કારણ હોય ત્યાં સ્વજાતિ કાર્યનું ભોક્તાપણું પ્રગટે. અનુભવપણે આનંદનું ભોક્તાપણું તે જ સ્વઇષ્ટ છે. પણ અનંતકાળથી અજ્ઞાનપણે સુખ દુઃખની કલ્પનાનો જીવ ભોક્તા હતો. પોતાના સ્વરૂપના અજાણપણે પરનો ભોક્તા હતો, એવો વિચાર જ્યારે આવ્યો, ત્યારે યથાર્થ વસ્તુનો વિચાર કરતાં સમજાય છે કે હું સમજણના અભાવે,—અજ્ઞાનભાવે રાગદ્વેષરૂપ અજ્ઞાનનો કર્તા અને સુખ દુઃખનો ભોક્તા થયો. સમ્યગ્દૃષ્ટિ-જ્ઞાની રાગદ્વેષનો કર્તા નથી, માત્ર જ્ઞાતા છે; પરભાવ અને પરવસ્તુનો કર્તા નથી; પુણ્ય, પાપ, રાગદ્વેષનો પરમાર્થે કર્તા નથી એટલે પરનો ભોક્તા પણ નથી. કોઈ માને છે કે-મોક્ષમાં ગયા પછી સ્વાધીન આનંદ નથી, તથા ત્યાં પરથી જુદાપણું નથી, બધા આત્મા એક થઇ જાય છે, એવી અનેક ખોટી માન્યતાનું આ છ પદમાં નિરાકરણ થઇ જાય છે. છ પદના પત્રમાં પણ આ ખુલાસો છે.

પાંચમું પદ-આત્માની છેલ્લામાં છેલ્લી પૂર્ણ નિર્મળ પવિત્ર દશા મોક્ષ છે. જીવ પરાધીનતા અને આવરણથી પૂર્ણપણે મુક્ત થઈ શકે છે કે કેમ? એના જવાબમાં કહ્યું છે કે જો સર્વથા મુક્તપણું ન હોય તો પુરૂષાર્થ કરીને કોઈ મુક્ત થઇ શકે નહિ; અને પુરૂષાર્થ કરવાનું નિષ્ફળ થાય. કેટલાક માને છે, કે આત્મા આવરણ અને રજકણોથી છુટી શકતો નથી. એની સામે જવાબ છે, કે મોક્ષ છે. આગળ યુક્તિથી સમજનાર શિષ્યના પ્રશ્નો આવશે, કે જગતમાં ઘણા મતવાળા કહે છે કે મોક્ષ છે. તો અમારે કયો મત સાચો માનવો, એમ થોડા પ્રશ્નમાં ઘણું સમજી લેવાની પાત્રતાવાળા જિજ્ઞાસુ શિષ્યને, ગુરુ પણ સ્પષ્ટ ન્યાય પ્રમાણથી, આત્માનું યથાર્થ સ્વરૂપ અનેક પ્રકારે સમજાવે છે, કારણકે શિષ્ય સતની સન્મુખ થયો છે પણ ઉંધું માનનાર કહે છે, કે તમે આમ કહો છો, ત્યારે બીજા આમ કહે છે, કંઈ સમજાતું નથી. પોતાને સાચું સમજવાની શક્તિ નથી; માટે વચ્ચે બીજું નાખે છે. તેવા જીવોએ કદી એક પાસે હા પાડી તો બીજા પાસે પણ હાજી કહેશે; કારણકે સાચા ખોટા ન્યાયની તેમને સમજ નથી. ધજાની પુંછ-

ડીની તાકાત નથી કે પવનને રોકી શકે. એમ તેઓને સતની કાંઈ પડી નથી. સંસારના વહેવારનો પ્રસંગ હોય તો બરાબર સમજી લે. પણ સાચા સુખની જાતની જેને ખબર નથી તેને પ્રશ્ન પુછતાં ન આવડે, તેમજ આ વાત શું આશયથી આવે છે, તે સમજી પણ ન શકે. તેને જે કોઈ ધર્મ ઉપદેશક મળે તેને કહે કે "સત્ વચન" કારણકે તેઓ ઉપર બેઠા છે, ત્યાગી દેખાય છે, માટે આપણાથી અધિક છે, તેથી આપણે તેનું કહેવું માનવું. ઝીણી વાતમાં આપણને કાંઈ સમજાય નહિ. કંઈ પુણ્યની ભક્તિની વાત આવતી હોય તો ઠીક, એમ પોતાને જયાં રૂચે ત્યાં લક્ષ કરે, પણ હિત શું છે તે જાણવા ન માગે. પોતાને રૂપીઆ વ્યાજે મૂકવા હોય તો પરીક્ષા કરે, કે આ ઠેકાણે વ્યાજે મૂકવામાં પૂરી સલામતી છે. રૂપીઆ તો ક્ષણિક વસ્તુ છે, પણ આ અનંતકાળમાં નહિ સમજાયેલું અપૂર્વ તત્ત્વ સમજવાના ઉત્તમ અને મોંઘેરા ટાણાં આવે ત્યાં રૂચિ ન કરે, સાચું સમજવાનો પ્રયત્ન ન કરે, તેને મોક્ષ સ્વભાવ ગોઠતો નથી, પણ ભવ ભ્રમણ ગોઠે છે. પાંચમું પદ મોક્ષ છે એમ કહ્યું.

છઠ્ઠું પદ—મોક્ષનો ઉપાય પણ છે. જીવોને અનંતકાળથી મોક્ષનો ઉપાય સમજાયો નથી. કેમકે પરમાર્થભૂત વહેવાર કોને કહેવો, અને અપરમાર્થભૂત એટલે સંસારમાં રખડાવનાર, નિમિત્ત આશ્રિત વહેવાર કોને કહેવો, ગ્રહણ કરવા યોગ્ય શું, અને ત્યાગ કરવા યોગ્ય શું, તેની કાંઈ ખબર તેમને નથી. નામ માત્ર ધર્મને માને છે અને કહે છે કે ચાલો ધર્મ કરીએ, આપણે તો સારૂં કરવું છે. પણ જ્ઞાની પુરૂષોએ મોક્ષનો ઉપાય તો સુધર્મ કહ્યો છે. હવે સુધર્મ અને કુધર્મ શું છે તેની ખબર ન પડે. અને મોહકર્મના ઉદય પ્રસંગને એટલે કે શુભ જોગને સંવર, નિર્જરા અને ધર્મ માને, મોક્ષમાર્ગ માને, માટે મોક્ષના ઉપાયની માન્યતામાં તેની ભુલ છે. જવું હોય ઉગમણું અને જાય આથમણી દિશા તરફ તો ધાર્યું ગામ ન આવે. તેમ જડભાવથી, પરાશ્રય સાધનથી ધર્મ માને, તે ઉંધી માન્યતા છે. તે છોડ્યા વિના સાચું આવવાનું નથી. જ્ઞાનીનું અને સર્વજ્ઞ વીતરાગનું એવું કહેવું છે, કે આત્માના [illegible]

છે, અને તેની પ્રાપ્તિનો ઉપાય પણ સુધર્મ વડેજ છે. તેની વિધિ તે જાતમાંથી સાચી સમજણથી ઉઘડે છે.

આ છ પદથી સમ્યગ્દર્શનરૂપ પરમાર્થ સમજાય છે. કોઈ કહે છે કે આત્મા નથી, તો તેનો ખુલાસો આત્મા છે, એમ 'છ' નો ન્યાય છે. કોઈ કહે કે આત્મા નિત્ય નથી, તેનો ખુલાસો પણ છે. કોઈ કહે આત્મા કર્તા નથી તો તેનો ન્યાય પણ છે. કોઈ મતવાળા કહે છે કે આત્મા કર્તા નથી અને ભોક્તા પણ નથી. તો તેનો ઉત્તર યથાર્થ ન્યાયથી સમજાવે છે, કે અમે કઈ દૃષ્ટિથી કર્તા ભોક્તા માનીએ છીએ તે સમજાવે છે. બધા કહે છે કે મોક્ષ અમારા મત મુજબ છે. એમ જગતમાં અનેક પ્રકારની રીતિથી મોક્ષ ઉપાય જણાવે છે; પણ યથાર્થ વિધિ શું, અને સાચું સાધ્ય શું, અને તેનાં કાર્ય અને કારણ જાણ્યા વિના યથાર્થ મોક્ષમાર્ગ અમને છે એમ માને છે તે ભુલે છે. સુયગડાંગ સૂત્રમાં આવે છે કે—

निव्वाण सेठा जह सव्वधम्मा,
न नायपुत्ता परमत्थि नाणी.
(અધ્યયન ૬ ગાથા ૨૪)

તેનો અર્થ:—મોક્ષ બધા કહે છે પણ સમજણમાં વાંધા છે. કોઈ આ પાંચ બોલ સુધીમાં તો માને છે. પણ છઠ્ઠા બોલમાં વાંધા આવે છે. શિષ્ય આગળ કહેશે કે અમારે શું સમજવું, જગતમાં મત ઘણા છે. અમારે સહેલાઈમાં લેવું છે, માટે જો કલ્યાણ થઈ જતું હોય તો એક સ્થાને બેસી જઈએ, તેને કહેશે કે મોક્ષ અને મોક્ષની વિધિ જાણ્યા વિના જડ જેવો થઈ જઈશ. શું એવા યમ નિયમ, સંયમ, હઠયોગ પૂર્વે અનંત કાળમાં નથી કર્યા? માટે સર્વજ્ઞ વીતરાગી પુરુષોનો આશય સમજો. જેમ તત્ત્વ છે તેમ સમજ્યે, રાગદ્વેષ રહિત સ્થિરતા થાય છે.

એક ભાઈ કહેતા હતા, કે જો કોઈ રીતે મોક્ષ થતો હોય, તો હું ચળ્યા વિના આઠ કલાક બેસી રહું. કારણકે આપ કહેતા હતા કે અડતાલીસ મિનિટમાં કેવળજ્ઞાન થાય; પણ સર્વજ્ઞ ભગવંતોએ શું

હ્યું છે તે આશય—તે સમજણને પોતાની કર્યા વિના, વગર પુરૂષાર્થે આ અપૂર્વ વસ્તુ પ્રાપ્ત થતી હશે? જે વિધિએ, જે કળાનો અભ્યાસ જોઇએ, તે વિધિ વડે તત્ત્વ સહજ જ્ઞાનદશાથી ઉઘડે છે. અતીન્દ્રિય બેહદ સુખનો અંશ પણ પૂર્વે અનંત કાળમાં જાણ્યો નથી, તો વર્તમાનમાં તેનો પ્રેમ લાવી સત્સમાગમ વડે અભ્યાસ કર્યા વિના, તેની જાતની ઓળખ કેમ થાય? આત્માની ઉજ્જવળતા દેહની ક્રિયાથી થાય નહીં. આત્માનો ગુણ જ્ઞાનમાત્ર છે; એટલે જ્ઞાન વડે જ્ઞાતાની સમજણ થાય છે; પણ કોઈ સહેલાઇથી માને કે બીજાને રોટલા પાંચ દસ વરસ દેવાથી, દાન દેવાથી, ગુરુના પગ દાબવાથી, પાંચ દસ હજાર રૂપીઆનો ધર્માદો કરવાથી, સેવા ભક્તિ કરવાથી કે દેશની સેવાથી હજારો જીવો ઉપર ઉપકાર કરવાથી આત્માનું કલ્યાણ થાય તો તેની એ બધી વાત ખોટી છે. બહારનું કર્યું આત્માથી કંઈ થતું નથી. આત્મા માત્ર અજ્ઞાનપણે પરવસ્તુમાં કર્તૃત્વભાવ કરી શકે. બાહ્યના કોઈ ઉપાયથી આત્મતત્ત્વ સમજાય નહિ. તે માટે કહ્યું કે "એક હોય ત્રણ કાળમાં પરમારથનો પંથ" એક આત્માની જ જાતનો ઉપાય સમજ્યે, આત્માનો ઉઘાડ થાય. ઘણાં શાસ્ત્રો વાંચીને ઘણી ધારણા કરીએ, અથવા શુભ ક્રિયા કરીએ, પણ તેથી આત્માં સંબંધી ફળ નથી. બીજા ગમે તે ઉપાય કરે તે રખડવાના ઉપાય છે. ( ઉપાય અને ઉપેય=સાધન અને સાધ્ય ) એટલે કારણ અને કાર્ય એકજ જાતિમાંથી જોઇશે. તે માટે યથાર્થ સત્સમાગમ વડે આત્માને જાણીને, રાગરહિત આત્મામાં જેવું જાણ્યું તેમાંજ ટકી રહેવું તે મોક્ષનો ઉપાય છે. સૌને મોક્ષ જોઇએ છે, કોઈ મોક્ષની વાતમાં ના પાડે તેમ નથી. પણ સંસારની રૂચિ છોડીને સતનો આદર કર્યો નથી, તો સતની રૂચિ વિના કેમ સમજાય. અહીં એમ કહેવાનું છે કે આત્મા છે, છે તે પરપણે નથી સ્વપણે છે એમ નક્કી કર્યું, પણ કયા ઉપાયથી તેનું પ્રગટ થવું છે, તેનો સમ્યગ્પ્રકારે જેને નિર્ણય થયો નથી તેને જે નિર્ણય કરાવનારા મળ્યા છે, તે ભવ વધે તે જાતના મળ્યા છે. કારણકે જેમાં બાહ્ય સાધનથી; પુણ્યાદિ નિમિત્તથી આત્માને ગુણ થશે એવો આશય આવતો હોય, ત્યાં બંધ ભાવ છે, ભવ કરવાના ભાવ છે. અબંધભાવે

અભેદ તત્ત્વ ઉઘડે માટે સાચું સુખ, સાચું તત્ત્વ સમજવાથી આત્મ જ્ઞાન વડે પ્રગટે. એને સમજાવવા જ્ઞાનીએ નિર્દોષમાર્ગ કહ્યો છે. ૪૩.

આ છ પદ પરમાર્થ સમજાવવા કહ્યાં છે એમ હવે કહે છેઃ—

**ષટ્સ્થાનક સંક્ષેપમાં, ષડ્દર્શન પણ તેહ;**
**સમજાવા પરમાર્થને, કહ્યાં જ્ઞાનીએ એહ. ૪૪.**

છ પ્રકારે વિચાર કરવાથી, છ દર્શન જે એકેક પક્ષના આધારે ધર્મ માને છે, તેની અપેક્ષા પણ જિન ભગવાનના અનેકાંત ધર્મમાં સમાઈ જાય છે. પરમાર્થ સમજવા માટે જ્ઞાની પુરુષોએ છ પદ કહ્યાં છે. તેનું કારણ એ કે બીજા એકાંત પક્ષથી ભૂલ ન થવા પામે. કોઈ આત્માને અકર્તા કહે છે, કોઈ અભોક્તા કહે છે, તો કોઈ મોક્ષ નથી એમ માને છે. કોઈ આત્માને એકાંત નિત્ય માને છે, કોઈ એકાંત અનિત્ય માને છે તેનો વિરોધ ટાળીને, આ, છ પ્રકાર સ્યાદ્વાદ કથનથી, સાપેક્ષતાથી જેમ છે તેમ સમજાવે છે; પણ એક પક્ષ ગ્રહણ કરે તે ભૂલે છે. આનંદઘનજી કહે છે કે, છ દર્શનોમાંથી જેનો પક્ષ લઈને બોલું તે તેનું વખાણે. એક કહે છે કે આત્મા નથી, ત્યારે જ્ઞાની તેની વાત એક અપેક્ષાથી સાચી ઠરાવે છે કે—આત્મા પર વસ્તુપણે નથી. પરપણે નથી, રાગદ્વેષ, પુણ્ય પાપ, મનવાણી દેહની ક્રિયા કરવાપણે નથી. એમ છએ પક્ષને અપેક્ષાથી મંડન કરી, અપેક્ષાઓમાં હકાર નકાર સમજે તો બધા પ્રશ્નોના ઝગડા મટી જાય. આત્માને કોઈ એકાંત નિત્ય-કૂટસ્થ માને, તો સંસાર અવસ્થા પલટીને મોક્ષ અવસ્થા કરી શકે નહિ. ક્રોધ દશા પલટીને ક્ષમા સમતામય દશાને ધારી શકે નહિ. પુરૂષાર્થ થઈ શકે નહિ. વળી કોઈ એકાંત અનિત્ય માને તો પુરૂષાર્થનું ફળ ભોગવી શકે નહિ. એમ તેમના બન્ને અભિપ્રાયના નિરાકરણ આ છ પદમાં આવી જાય છે. જગતમાં ઘણાં શાસ્ત્રો ધર્મના બ્હાને પોતાની કલ્પનાથી રચાયેલાં છે. અને જગત પણ અનંતકાળ સંસારપણે અજ્ઞાનદશામાં રહેવાનું છે. તેથી ખોટા અભિપ્રાયો સર્વથા ટળી જાય તેમ કદી બનતું નથી. તેથી અનેક માન્યતાની ગેરસમજના વિરોધ ટાળવા માટે આ છ પદની વિચારણા છે. કોઈ કર્તા માનતો

હોય તો ભોક્તા ન માનતો હોય, કોઈ એકાંત નિત્ય જ માનતો હોય તો અનિત્ય પર્યાય ન માનતો હોય કોઇ ઇશ્વર કર્તા માને વિગેરે. તે બધાનો નિકાલ આ છ પદ વડે થાય છે. જે જે અભિપ્રાયો વિરોધરૂપ હોય તે બધાનો નિવેડો આવે છે. આ છ બોલ જેમ છે તેમ સમજે તો ત્રણ લોક, ત્રણ કાળના રહસ્ય સમજાય. અને કોઇને પૂછવા જવું ન પડે. પણ સમજ્યા વિના કાંઈ સ્વચ્છંદે જેમ તેમ નિર્ધારીને એકાંત પક્ષના આગ્રહને પકડી બેસે તો સાચું તત્ત્વ સમજાય નહિ. આનંદ-ઘનજીએ છ દર્શનને ૨૧ મા જિનેશ્વર ભગવાનના દેહના અંગ જણા-વીને કહ્યું છે કે:—

"ષડ્દર્શન જિન અંગ ભણી જે, ન્યાયષડંગ જો સાધેરે;
નમિ જિનવરના ચરણ ઉપાસક ષટ્દરશન આરાધે રે."

એકપક્ષીદૃષ્ટિને જો છએ પક્ષની અપેક્ષા રાખીને ઘટાવીએ તો અનેકાંત ન્યાયમાં સમાવી શકાય છે, પણ કોઇ એક પક્ષને ગ્રહણ કરે તો તેનો પક્ષ મિથ્યા ઠરે છે. માટે સાપેક્ષદૃષ્ટિથી છ પદનો ન્યાય સં-ક્ષેપમાં, પરમાર્થ સમજાવવાને અર્થે જ્ઞાની પુરુષોએ કહ્યો છે.

કોઈ કહે કે જગત ઉપર ઉપકાર કરે તેને અમે જ્ઞાની કહીએ; તો સાચો પરમાર્થ પામવાનું સાચું ઉપકારી ઉત્કૃષ્ટ નિમિત્ત જ્ઞાની છે. જ્ઞાનીએ જગત ઉપર અનંત ઉપકાર કર્યો છે; પણ જગત માટે તે રોકાઇ જતા નથી. જ્ઞાનીનો ભાવ જે સમજે તેને ઉપકાર થાય; પણ સતનો નકાર કરનારા, જગતમાં રખડવાના અભિપ્રાયવાળા અનંત જીવો પડયા છે, તેમજ સતનો આદર કરનારા અનંતજ્ઞાનીઓ થઈ ગયા અને મોક્ષે ગયા છે. કોઇ ભાઈ કહે છે કે જ્ઞાનીને આત્માનું જ્ઞાન થયું, પછી જગતના જીવોને સાચો ધર્મ સમજાવવા એ પાંચ વર્ષ જગતમાં વધારે રોકાય તો તેમાં તેમને શું વાંધો છે? વળી દુઃખી જીવોનો અનાદર કરીને સુખના સ્થાનમાં શામાટે જાય છે? તેનો ઉત્તર એમ છે, કે જગતના બધા જીવો સ્વતંત્ર છે; તેનું પરિણમન જ્ઞાનીને હાથ નથી. વળી જ્ઞાનીને રાગદ્વેષ, ઇચ્છાનો સર્વથા અભાવ છે. જે સ્વભાવની રુચિ હતી, તે સ્વાધીન મોક્ષ સ્વભાવ સ્વતઃ ઉર્ધ્વગામી

છે. તે આયુષ્યકાળ પૂરો થતાં પોતાનું સહેજે ઉર્ધ્વગમન થાય છે. જગતના જીવો ધર્મ પામે એવા રાગના સંસ્કારની ઉપાધી ન હોવાથી તેમને રોકાવું પડતું નથી. માટે જેને બેહદસુખ સ્વરૂપ એવા પ્રત્યક્ષ સર્વજ્ઞ વીતરાગ ભગવાન પાસે જવું હોય તેણે પોતાની જાતની તૈયારી કરવી પડશે. વર્તમાનમાં આ ક્ષેત્રે તો એક બે ભવ કરીને મોક્ષ જવાય છે. પણ વર્તમાનમાં પંચમહાવિદેહ ક્ષેત્રમાં મનુષ્ય દેહે તેજ ભવે મોક્ષે જવાય છે, ભવિષ્યમાં આ ક્ષેત્રે પણ સર્વજ્ઞ ભગવાન હશે; અને ઘણા જીવો તેજ દેહે આત્મકલ્યાણ સાધી મોક્ષ જશે. ધોક મોક્ષમાર્ગ ચાલશે. લાખો મનુષ્ય મોક્ષ જશે. સર્વજ્ઞ પરમાત્મા સાક્ષાત્ વર્તમાનમાં પણ વિદેહ ક્ષેત્રે બિરાજે છે. સર્વજ્ઞપણું છે, એમ નક્કી કરવા માગે તો સમજાય તેમ છે. આગળ વધીને સમજણથી જુઓ તો બધુંય છે. મોક્ષ–માર્ગ ચાલુ જ છે. છ મહિના અને આઠ સમયમાં ૬૦૮ જીવ મોક્ષે જાય અને સૂક્ષ્મ નિગોદ યોની સ્થાનમાં અનંત જીવ રાશી છે, તેમાંથી છ મહિના અને આઠ સમયમાં ૬૦૮) જીવો બહાર આવી બીજા શરીર ધારણ કરે છે; છતાં અનંત કાળે પણ સંસારમાંથી અનંતમે ભાગે જીવો ઘટવાના નથી. આખા જગતના મનુષ્ય ક્ષેત્રમાંથી મનુષ્યોની ૨૯ નવડાની સંખ્યા થાય; એટલી સંખ્યાવાળા ગર્ભજ મનુષ્ય હોય તેમાંથી છ મહીના અને આઠ સમયમાં ૬૦૮) જીવો મોક્ષ જાય છે. તે જીવો સ્વયં પોતાના પુરૂષાર્થથીજ મોક્ષને સાધે છે, છતાં તેને ઇષ્ટ નિમિત્તનું બહુમાન હોય છે. તીર્થંકરાદિને માર્ગના દેખાડનાર કહ્યા છે. એવા જીવો કહે છે કેઃ—હે સર્વજ્ઞ ભગવાન, આપે ધર્મ-તીર્થ પ્રવર્તાવી મોક્ષ માર્ગ સમજાવ્યો છે; એમ સત્‌નું બહુમાન કરે છે. જે જે આત્માઓ સાચી તૈયારી કરે છે, તેમને જ્ઞાની ઉપકારી નિમિત્ત થાય છે, પણ તે જ્ઞાનીને તો ઇચ્છા નથી. તોપણ પૂર્વે બંધાયેલ તીર્થંકર નામ કર્મ પ્રકૃતિના કારણે વાણી ધર્મ-સભામાં દિવ્ય ધ્વનિરૂપે છૂટે છે. ને તત્ત્વને સમજવાની તૈયારીવાળા હજારો જીવો, તેમના ઉપકારી નિમિત્તનો સ્વીકાર કરી આત્મકલ્યાણને પામે છે. જે સમજે છે તે પામે છે.

અત્રે આ શિષ્ય એવો વિચારવાન છે, કે યથાર્થ શંકા ઉપાડે

છે, અને જ્ઞાનીના ભાવ વચનનો આશય સમજે છે. ન સમજાય તો ફરી પૂછે છે, પણ લોકોને ઘરબાર, સ્ત્રી, પૂત્ર અને ધન આદિમાંથી નિવૃતિ મળે ત્યારે તત્ત્વનો વિચાર આવેને ? આખી જીંદગી સંસારના પ્રયોજન અર્થે કાઢી, પણ ભવનો અભાવ થાય તેનું કાંઈ કર્યું ? આ વાત એવી ઢબથી ઉપાડી છે, કે સાંભળનારાના ખ્યાલમાં આવે કે આવી શંકા કરનારાઓ પોતાનું ઇષ્ટ કેમ થાય તે માટે વિચારદશામાં કાળ ગાળે છે અને તેવા જિજ્ઞાસુ, જે અપૂર્વ કાર્ય અનંત કાળમાં ન થયું, તે અલ્પકાળમાં મેળવે છે.

પણ જે લોકો કહે છે કે અમને શંકા થતી નથી, ગમે તેવો મોક્ષ હોય, આપણે કાંઇ જાણવું નથી તેમને સત્ જિજ્ઞાસા ઉપડી નથી. તેમ જ પ્રશ્ન કરતાંય આવડે નહિ, તેથી પ્રશ્ન પૂછવામાં પણ મૂંઝવણ થાય.

જેમ બંધ મકાનમાં કચરો ઘણો પડયો હોય છે, તેનાં બારણાં ઉઘાડતાં જ અંદર પવન પેસે છે અને પડેલો કચરો ઉડવા લાગે છે, એટલે તેવાં ઘરવાળાને બીજાથી શરમ થાય છે કે મેં બારણું ન ઉઘાડયું હોત તો સારૂં હતું; પણ જો ઝાડુ લઇને વાળીને સાફ કરનાર કોઈ મળે અને તેને ઓળખે કે આનાથી મારો કચરો નીકળે તેમ છે અને કાઢવા માગે તો તેનો કચરો રહે નહિ. એવી રીતે મત મતાંતરના આગ્રહવાળાં પોતાનાં બારણાં ઉઘાડવા જ ન માગે, અથવા અમારે કાંઈ જાણવું નથી એમ કહી ઉજ્જડ ઘર જેવા અજાણ્યા રહેવા માગે, અને બારણાં ન ઉઘાડે તો તેને પરાણે કોણ સમજાવે ? એવા ઘણા હોય છે કે શંકા કરીને સમાધાન કરવા માટે એટલે કે હવા આવવા માટે બારણાં ઉઘાડતાજ નથી. કારણ કે અમારો કચરો ઉડી જશે, અને બીજા દેખી જશે એવો ભય રહે છે; અને કહે કે ગમે ત્યારે સમજાશે; અથવા કહે કે અમને ધર્મની, આત્માની શ્રદ્ધા છે, અમે નિઃશંક છીએ. કોઈ કહે છે કે આટલું બધું ઝીણું જાણવાની કાંઇ જરૂર જ નથી, આપણે તો નિરાંતે ધ્યાનમાં બેસીએ અને નિવૃત્તિમાં રહીએ તો રાગદ્વેષ ન થાય. માટે ઘણું જાણવાનું શું કામ ? આપણે માન્યું છે તે જ સાચું છે. એવું માનનારા નિઃશંક તો ખરા પણ તે ઉંધા. તેને જ્યારે સાચા તત્ત્વની વાત સાંભળવાનો પ્રસંગ આવે ત્યારે

ના પાડી બેસે છે કારણકે પોતે જે ગ્રહણ કર્યું છે, માન્યું છે, તેનાથી બીજું દેખાતાં-બારણા બંધ કરે છે. સર્પનું દૃષ્ટાંત:-જેમકે પોતે સોડ તાણીને સુતો છે, માથા ઉપર વેંત ઉંચે સર્પ લટકે છે, તે ઉંચો થાય કે તરતજ કરડવાનો છે છતાં માને છે કે હું નિર્ભય છું. પણ મૃત્યુરૂપીકાળ અલ્પકાળમાં તેનું આયુષ્ય પૂરું કરશે. સર્પનું ભાન ન હોય તે નિઃશંક સુતો ન કહેવાય. જો સર્પને યુક્તિથી, કળાથી કાઢે, તો જ મૃત્યુનો ભય ગયો ગણાય. સર્પનો ભય ટાળ્યો, પછી તો પથારી તજે કીડીઓનું કાઢવું તે દુઃખદાયક નથી. તેમ પર-ભાવ શું અને સ્વતત્ત્વનો સ્વભાવ શું તેની ઓળખ જેને નથી, માત્ર અંધ શ્રદ્ધાએ વર્તે છે, હું કોણ છું તેનું ભાન નથી તે સત્ય અસત્યનો વિવેકી નથી. આવા પ્રકારના જીવોને સાચા નિમિત્તનો જોગ થઈ જાય તોપણ એ પરમાર્થ પામી શકે નહિ.

હવે અહીંથી ક્રમબદ્ધ પ્રશ્નોત્તરની અને યુક્તિસર સિદ્ધાંતની રચના આવે છે. શિષ્ય શંકા કરશે અને ગુરૂ દરેક પદનું યથાર્થપણું સિદ્ધ કરશે. શિષ્યે કંઈક જાણ્યું છે પણ નિર્ણય કર્યો નથી માટે જ્ઞાની શું કહે છે, તે જાણવાની જિજ્ઞાસાવાળો છે. તેથી તેને આશંકા થાય છે. અહીં આશંકા, આત્માના હોવાપણા વિગેરે બાબતની છે. આત્મા વિગેરે પદોની શંકા કરે છે તેમાં આત્મા નથી વિગેરે જે વિચારેથી શંકા થઈ તેને ધારી રાખે છે અને તેના ન્યાયો બરાબર સમજવા માગે છે; એમ જેને એકાગ્રતાથી સત્ સમજવાની તૈયારી છે, હું શું શું નથી માનતો અને તે કયા કારણે નથી માનતો તે દલીલો ગુરૂ પાસે રજુ કરે છે.

આ શાસ્ત્રમાં ગુરૂ અને શિષ્યના સંવાદરૂપે એવી જાતની ઘટના કરી છે કે આવીરીતે સમજીને જિજ્ઞાસાપૂર્વક જે શિષ્ય પ્રશ્ન કરે છે અને ગુરૂના ઉત્તરને ગ્રહણ કરે છે તેનો મોક્ષ થયા વિના રહે નહીં. શિષ્ય સમજવાની જિજ્ઞાસા અને ગુરૂ પ્રત્યેની પ્રતીત લઈને આવ્યો છે. તે મારૂં અપમાન થશે, મારી મોટાઈ જશે, એવી શરમ ન રાખે. છાશ લેવા જવું અને વાસણ સંતાડવું એ કેમ બને? વિનયવંત અને તત્ત્વનો જિજ્ઞાસુ જ્ઞાનીનો વિનય પણ રાખે, બેધડક પ્રશ્ન

પણ પૂછે; અને સમજવાની ધીરજ પણ રાખે. જે વિચારણાથી પોતાને શંકા પડી છે તેના કારણોની તેને ખબર છે અને પોતાને સમજવાનું શું તત્ત્વ છે તેની પણ તેને ખબર છે. ૪૪.

હવે આત્માના હોવાપણારૂપ પ્રથમ પદની શંકા કરે છે. ગુરુ કહે છે તેમાં તેને શંકા આવતી નથી પણ વસ્તુસ્વરૂપ સમજવા અર્થે જિજ્ઞાસાથી આશંકા કરે છે. જેને તત્ત્વનો નિર્ણય નથી અને સમજવા માટે આશંકા થતી નથી, તેની અહીં વાત નથી, તેમ જે સમજીને સમાઈ ગયા છે તેની અહીં વાત નથી; પણ વચલા વર્ગવાળાને જેને સમાધાન કરવાપણું છે તેને આશંકા થાય છે.

પરદેશી રાજાને આત્મા નથી એમ શંકા હતી, પણ સમજવાનો કામી હતો, તો યોગ્ય ભૂમિકા થતાં સદ્‌ગુરુ મળ્યા. અહીં શિષ્ય પણ તે પરદેશી રાજા જેવીજ પ્રથમ શંકા કરે છે.

**નથી દૃષ્ટિમાં આવતો, નથી જણાતું રૂપ;**
**બીજો પણ અનુભવ નહિ, તેથી ન જીવસ્વરૂપ. ૪૫.**

પહેલો જ પ્રશ્ન કરે છે કે શ્રી ગુરુ! મને આત્મા દૃષ્ટિમાં આવતો નથી. એ નકારમાં જ હકારનો ભણકાર છે. સામો જિજ્ઞાસુ એટલી તૈયારીવાળો હોય છે કે મારે એવી દલીલ કરવી કે જેથી ગુરુ પાસેથી પાકું સમજાઈ જાય. તે ગુરુને કહે છે કે હથેળીમાં આમળું દેખાય એમ દેખાડો અને તેના કારણો જણાવો. પવન જેમ સ્પર્શથી જણાય છે તેમ આત્માનું લક્ષણ શું છે તે જણાવો. ભલે સ્પર્શાદિથી કે રૂપથી ન દેખાય પણ બીજા કોઈ અનુભવથી તો જણાવો. ઘુવડ સૂર્યને દેખી ન શકે પણ આ તાપ પડે છે તેથી તેનો અનુભવ તો તેને થઈ શકે છે; તેમ આ આત્મા અનુભવગમ્ય તો થવો જોઇએ; એમ કારણો રજુ કર્યાં અને જણાવ્યું કે આ કારણો વિચારીને મેં મૂકયા છે. દૃષ્ટિમાં દેખાતો નથી તે કારણનો જવાબ આવશે કે રૂપવાળા પદાર્થ હોય તે દેખાય.

આત્મા તો તેનાથી જુદો અરૂપી જ્ઞાયક છે અને તેથી પાંચે

ઇંદ્રિયો અને મનથી પર છે, જુદો છે, અને પોતે પોતાનું વેદન કરનારો એટલે કે અનુભવ કરનારો છે એમ ન્યાયની યુક્તિથી જણાવશે. ૪૫

હવે આત્મા નહીં હોવાની શંકાનું બીજું કારણ રજુ કરે છે:—

અથવા દેહ જ આતમા, અથવા ઇંદ્રિય પ્રાણ;
મિથ્યા જુદો માનવો, નહીં જૂદું એંધાણ. ૪૬.

શિષ્ય કહે છે:—હું તો કહું છું કે આત્મા નથી પણ કદી હોય તો આ દેહ એજ આત્મા છે. અથવા આ પાંચ ઇંદ્રિયાદિ પ્રાણ તે આત્મા છે. કારણકે તેનાથી જ જીવ જાણી શકાય છે. પરલોકની અમને શ્રદ્ધા નથી. જેમ કોઈ એક અજાણ્યો માણસ કહે કે "અમે ઝેર ખાશું" તો તેનું શું પરિણામ આવે? પોતે ઝેરને ન ઓળખે અને તેમાં લાભ દેખે તોપણ તેનું ફળ થયા વિના રહે નહિ. તેમ ભગવાન આત્માને જાણ્યા વિના બીજાથી સંતોષ માને અને તેમાં ઠીક માનીને રોકાય તો ખરો અવસર–હારી જાય.

સુખનું ભાન નથી ને લોકો કહે છે, કે અમારી નજરે દેખાતું સુખ છોડીને પરભવનું કોણ કરે? મરી ગયા પછી "ગોલણ ગાડા ભરે." માત્ર વર્ત્તમાન સગવડતા ઉપર તેમનું લક્ષ હોય છે. વળી તેઓ કહે છે કે આપણા બાપદાદાઓ તો બહુ પછાત હતા અને તેમના નેતા ધર્મગુરુઓ પણ તેવા હતા, માટે અમારે આવો ધર્મ જોતો નથી. ધર્મ ન હોત તો અમે વધારે સુખી હોત; પણ વચ્ચે જ્ઞાનીઓએ લપ ઘાલી દીધી છે. તેઓને જ્ઞાની કહે છે કે—એવું બોલનારા નાસ્તિકવાદીઓ છે. તેઓને સાચા સુખની ખબર નથી. ઘણા લોકો અણસમજણથી ધર્મને નામે ઠગાણા છે, ભ્રમણામાં પડયા છે. પણ ધર્મ તો આત્માનો શુદ્ધ સ્વભાવ છે તેથી કોઇને નુકશાન થાય જ નહીં, તેથી કોઈ ઠગાય નહીં; તેમજ તેમાં અન્યાય પણ ચાલી શકે નહીં. પણ જ્ઞાની પાસે જિજ્ઞાસાથી આશંકા કરી પુછવા આવે તો તેનું યથાર્થ સમાધાન થઈ શકવા યોગ્ય છે. બીજાં બધા પદાર્થોને તું જાણનારો તેનાથી જુદો છો. તું તને જ ભુલે છે તે કેટલી ગજબની વાત છે.

તા. ૧૮—૧૦—૩૯.

શિષ્ય તરફથી શંકા કરે છે તેમાં શંકા કરનાર કેવો હોય છે તે આવી જાય છે. આવી શંકા કરનાર કેવી રીતે સમજે તે વાત પણ આવી જાય છે. વિનયવંત શિષ્ય પોતાની શંકા શરમથી છુપાવ્યા વિના ખુલ્લા હૃદયથી કહે છે. પ્રશ્નકારે પોતે જે જે શંકાના કારણો પકડયા છે તેનું અંતરથી સમાધાન થશે ત્યારે સમજાશે. એનું સમજવા પ્રત્યે લક્ષ છે તેથી શંકાનું બીજું કારણ કહે છે.

"અથવા દેહ જ આતમા, અથવા ઇંદ્રિય પ્રાણ;
મિથ્યા જુદો માનવો, નહિ જુદું એંધાણ."

કહે છે કે પ્રભુ! આ દેહ અને ઇંદ્રિયની ચેષ્ટા ઉપરથી જણાય છે તેથી એના વડે જ જાણપણું છે. માટે અમને દેહ અને ઇંદ્રિયોથી આત્મા જુદો માનવો મિથ્યા લાગે છે. પ્રશ્ન કરનાર નિર્માની છે. મારી ભૂલ સભામાં ઉઘાડી થશે, અને માન જશે, એમ માન રાખ્યા વિના ખુલ્લા હૃદયથી મુમુક્ષુએ પ્રશ્ન કરવા જોઇએ. જેમ પરદેશી રાજાએ શ્રી કેશી ભગવાન પાસે પ્રશ્નો કર્યા હતા તેમ તદ્દન માન મૂકીને ખુલાસા પુછવા જોઇએ. તેણે એમ નહોતું માન્યું કે મારી પ્રજા અને પ્રધાનો વચ્ચે હું આમ પૂછીશ તો મારી હીણપ કહેવાશે; પણ બાળકની જેમ માનની દરકાર નહિ કરતાં, સમજવાની રુચિ કરી તો અંતરની ભ્રાન્તિ ટાળવાનો પ્રસંગ મળ્યો. માટે શ્રીમદ્દનું કહેવું છે કે પ્રશ્ન કરનારે પ્રશ્ન કરતાં શંકાને ગોપવવી નહિ અને વિનય સહિત બેધડક સ્પષ્ટપણે પ્રશ્નો પૂછી પોતાના ઇષ્ટ સુખ પ્રાપ્તિનો મોક્ષનો ઉપાય સમજી લેવો. વળી પ્રશ્નો કેવીરીતે પૂછવા તે ઉપર ઘણો વિચાર કરવો જોઇએ. આગળ કહી તેવી સુવિચારદશા પણ પ્રથમ હોવી જોઇએ. અહીં શિષ્યને કહેવું છે કે ગુરુ? અમને તો દેહ, ઇંદ્રિય અને આત્મા એકજ લાગે છે કારણકે એનાથી જ બધા વિષયોનું જાણવું થાય છે. દેહ અને ઇંદ્રિયોના નિમિત્તોમાં ખામી આવે એટલે કોઇ ઇંદ્રિયમાં લકવા થતાં, કેટલીક ઇંદ્રિયોનું કામ અટકી પડે છે, એમ દેહ અને ઇંદ્રિયોથી આત્માની જુદાઇનું લક્ષણ જણાતું નથી; એવો વિચાર કરીને તે બન્નેના જુદાપણાનું એંધાણ એટલે સાચું લક્ષણ ચિન્હ કયું

તે બતાવો, આ શિષ્યની જિજ્ઞાસા વૃત્તિ બતાવે છે. આત્માની પ્રતીતિ કેમ થાય, તેની સમજણ કેમ કરી શકાય, તે જાણવાની રુચિ લોકો કરતા પણ નથી, તો તેને પ્રશ્નો કેમ કરવા અને શું જાણવું તેની રુચિ ક્યાંથી થાય? ૪૬.

હવે શંકાકાર ત્રીજો પ્રશ્ન કરે છે. શંકાકારનું હૃદય તત્ત્વ સમજવાની ધગશ બતાવે છે.

વળી જો આત્મા હોય તો, જણાય તે નહીં કેમ?
જણાય જો તે હોય તો, ઘટ પટ આદિ જેમ. ૪૭.

હે ગુરુ? જો આત્મા હોય તો તે કેમ ન જણાય? હોય તે ન જણાય તે કેમ બને? શિષ્યે એવી દલીલ મૂકી. જે ન જણાય તે વસ્તુ હોય જ નહિ, એ અમારો પક્ષ છે એમ જણાવ્યું; જેમ ઘરા વસ્રાદિ નજરે દેખાય છે તેમ આત્મા જણાય તો અમે માનીએ. આગળની ગાથામાં પોતાની શંકા ટાળવા માટે જિજ્ઞાસા દર્શાવે છે. ૪૭.

હવે આ ગાથામાં શિષ્ય પોતાની શંકા ટળી જાય એવા સદ્‌પાય સમજવાની માગણી કરે છે:—

માટે છે નહીં આતમા, મિથ્યા મોક્ષઉપાય;
એ અંતર્ શંકાતણો, સમજાવો સદુપાય. ૪૮.

પ્રથમ શંકામાંજ મોક્ષની શંકા કરે છે અને કહે છે કે જ્યાં આત્મા જ નથી ત્યાં તેના મોક્ષનો ઉપાય કેમ હોઈ શકે? શિષ્ય જાણે છે કે ગુરુ છે તે મોક્ષનો ઉપાય બતાવનારા છે. જેમ નિશાળના મહેતાજી લૌકિકજ્ઞાન આપનારા છે તેમ આ શ્રીગુરુ પણ લોકોત્તર જ્ઞાન બતાવનારા છે. વર્તમાનની દૃષ્ટિવાળા એક ભાઈ કહેતા હતા કે શું અપાસરામાં જઈને બેસીએ તોજ કલ્યાણ થાય? નવરા થઈને, જે ન દેખાય એવા આત્માની કલ્પના કરવી? કાંઈ સેવા પરોપકાર કરવાં નહિ? શું નવરા થવાથી જ કલ્યાણ થાય? એવા જીવો ઉપાશ્રયનો અર્થ પણ સમજતા નથી. ઉપાશ્રય એટલે ઉપ એટલે આત્મા તેના આશ્રયમાં

ગ રહિત જ્ઞાનપણે ટકી રહેવું; આ સિવાય બીજાં કાર્ય આત્માને
ાધારે થતાં નથી. બીજી કોઇરીતે કલ્યાણ નથી. વસ્તુસ્વરૂપ સમજ-
ાની ધીરજ રાખે તો સમજાય. જગતમાં જ્યાં ત્યાં રાગબંધનની કથા
ાય છે તેથી જીવને તેનો પરિચય સુલભ છે; પણ આ વાત કોઈ
ાવીન છે, અપૂર્વ છે, એમ લાગે અને તે શું છે એવી મધ્યસ્થપણે
ાણવાની જિજ્ઞાસા રાખે તો સમજાયને? અહીં શિષ્યે નાસ્તિકની
્ષ્ટિએ શંકા કરી છે કે આત્મા જ દેખાતો નથી માટે નથી. 'છે'
ોમ ઠરે તોજ તેના છુટકારાનો ઉપાય હોય ને?

અહીં અંતરની શંકા છે. બહારની ધારેલી વાત નથી. અના-
દેની ભૂલમાં શિષ્યને ભેદ પડયો છે. આગ્રહમાં વળગી પડયો નથી.
ૃલાણાભાઈ કહેતા હતા તેનું કેમ હશે, એમ પારકા ઘરની માંડવા
નથી આવ્યો. ઘણા જીવો સાંભળવા આવે; પણ અંતરથી પૂછી ન
શકે. શંકા તો હોય કે આ બધા ધર્મી થઇને બેઠા છે અને એમાં તો
નવરા થઇને કાંઈ કરવું નહિ. એટલે મોટા સ્વાર્થી થઇને બેસવું એવો
તમારો સગવડીયો ધર્મ લાગે છે. કાંઇ સેવા, દયા, પરોપકારનું તો નામ
નહિ. ફક્ત એકલો આતમા આત્મા જ કરવું. તેનાથી કાંઈ લાભ થાય
એમ અમને દેખાતું નથી. પણ તેઓ ગમે તેવા પ્રશ્નો કરે તો તેના
કાળજામાં શું છે અને તેની માન્યતામાં શું ભૂલ છે તે પકડાવીને
સમજાવી શકાય. સન્મુખ આવીને સીધા પ્રશ્ન કરે અને સમજવાની
બુદ્ધિથી ધીરજ રાખી સાંભળે તો બધાય પ્રશ્નોના નિકાલ છે. કંઈ
કલ્પનાથી કહેવું નથી. દેહથી આત્મા જુદો છે; અને નિત્ય છે એ
બેસે નહીં ત્યાંલગી સામાન્ય બાળક જેવા પણ પ્રશ્નો પૂછી શકાય.
પણ લોકોને આ નવું સાંભળીને ખળભળાટ થાય છે. કે આત્મા પરનું
કાંઈ કરી શકે નહિ એ કેમ હોય? પણ અનંત જ્ઞાનીએ તેમ કહ્યું
છે અને તેના પ્રત્યક્ષ પ્રમાણ છે, જીવે પોતાનું જ્ઞાન કરવું, જ્ઞાનની
પ્રતીત અને જ્ઞાનમાં ટકી રહેવું, રાગદ્વેષની ઉપાધિથી રહિત સ્વાધીન-
પણે જ્ઞાનપણે જ્ઞાનમાં ઠરવું, તે જ કર્તવ્ય છે તેમાં ઘણું કરવાનું
આવ્યું. દોષથી બચવું તેમાં તો ઘણી મહેનત આવી. પણ તેમાં એમ
ન આવ્યું કે હાથપગ હલાવવા, આમક્રિયા કરવી, કે કોઇ બીજાનું

ભલું કરી દેવું. તેના ઘણા ન્યાય છે. બહારની ક્રિયા આત્માને હાથ નથી. અમે કંઈ પરનું કરી શકીએ એ ભાવ લોકોના મનમાંથી કેમેય કરીને ખસતો નથી. જ્યાંલગી પુણ્યની સરખાઈ હોય, ત્યાંસુધી માને, કે:-અમે ધાર્યું કામ પાર ઉતારીએ છીએ. આત્મા તો જાણે કાંઈ વસ્તુ જ ન હોય એમ વર્તે છે. અને જ્યારે કોઈ વખત ધાર્યું ન થાય, ત્યારે પારકો વાંક કાઢે છે; અથવા કહે છે કે આમ કર્યું હોત તો આમ થાત. એમ કલ્પના કરી સમાધાન કરે છે; અને તેથી પરનું કર્તાપણું, અહંપણું ટળતું નથી. જે પોતે પ્રશ્ન પૂછી શકતા નથી, તેને પરાણે કોણ સમજાવે? આ ચોથી ગાથામાં વિનય સહિત પ્રશ્ન છે, કે બધા સંસારના મતધારીઓ જે મોક્ષ ઉપાય બતાવે છે, તેના કરતાં તમે કંઈ જુદું કહો છો, માટે મારા અંતરની શંકાનું સમાધાન કરીને સમજાવો. સત્ ઉપાય જે હોય તે બતાવો. છે તેને સમજવા આવ્યો છું. સત્ ત્રણ કાળમાં ન ફરે તેવો અંદરથી ભણકાર આવે છે. સત્‌ની જેને જિજ્ઞાસા છે, તેને સત્‌ની ધગશ કેટલી હોય છે તે કહે છે. કે મારા અંતરમાં આ કારણથી આગ લાગે છે, માટે સત્ હોય તે સમજાવો. સમજનાર આવો હોવો જોઈએ. અમુક વિચારણા અને યથાર્થ હેતુપૂર્વકની દલીલ કરીને પોતે જાતે તેનો નિર્ણય કરી શકે તેવો હોવો જોઈએ. પ્રશ્ન પૂછવાથી મારૂં માન નહિ રહે એવો અહીં શિષ્યને ભાવ નથી; પણ મારી શંકા ટળશે એનું તેને લક્ષ છે. ૪૮.

હવે શ્રી ગુરુ ઉપરના પ્રશ્નોનો જવાબ આપે છે તેમાં આ ગાથામાં ગાથા ૪૫ મીનો જવાબ છે.

ભાસ્યો દેહાધ્યાસથી, આત્મા દેહસમાન;
પણ તે બન્ને ભિન્ન છે, પ્રગટ લક્ષણે ભાન. ૪૯.

શિષ્યે પ્રથમ શંકામાં, દૃષ્ટિમાં આત્મા નથી આવતો, તેનું કંઈ રૂપ દેખાતું નથી, તેમજ અનુભવમાં આવતો નથી, એ ત્રણ વાત કહી; તેમાં એમ આવ્યું કે જે અનંત અનંત દેહો ધારણ કર્યા, તે સંજોગોના નિમિત્તમાંજ મારી હયાતી છે. એમ દેહાધ્યાસના લક્ષણે જીવનું લક્ષણ માન્યું છે. શરીરમાં જરા પીડા થાય તો મને પીડા થઈ,

ભૂખ લાગી તો મને ભૂખ લાગી, સ્ત્રીનો દેહ હોય તો હું સ્ત્રી, વૈશ્યનો દેહ તો હું વૈશ્ય, બાળકપણે દેહ દેખાય તો હું બાળક, પશુનો દેહ ધારણ કર્યો તો હું પશુ, એમ માને છે વળી વર્તમાનમાં ચોવીસે કલાકની દેહની જે ક્રિયા થાય છે, તે મારાથી જ થાય છે, એવું લક્ષ હોવાથી દેહ અને આત્મા એક જ છે એમ નક્કી થઈ ગયું છે. લોકો કહે છે કે આપણે કાંઈ સારૂં કરીએ; પણ, જીવે અનંતકાળથી પરના લક્ષણથી નિજધર્મ માન્યો છે; જીવે પોતાની જુદાઈ જાણી નથી, યથાર્થપણે જો જીવનું સાચું લક્ષણ જાણ્યું હોય, તો સંસારમાં રખડવું ન પડત, જન્મ મરણ ઉપાધિ હોત નહિ. જડ અને ચેતન બે પદાર્થો છે; બધાય અચેતન, અજીવ પદાર્થોથી જીવનું જુદું લક્ષણ ચેતના છે તેનું નિત્યપણું ભિન્નપણું જેમ છે તેમ પૂર્વે કોઈ-વાર જીવે જાણ્યું નથી. મનના શુભ વિકલ્પ પણ જીવનું લક્ષણ નથી. પૂર્વે, પરના લક્ષણથી તથા નિમિત્તના આશ્રયથી આત્માનો ધર્મ માન્યો હતો તે ભૂલને જીવે કદી જાણી નથી. આત્મા સાથે પ્રવાહે અનાદિકાળથી આઠ કર્મની ઝીણી ધુડનું આવરણ છે. જુનાં આવરણ ટળે છે અને જીવના રાગદ્વેષ અને અજ્ઞાનનું નિમિત્ત પામી નવાં આવરણ જડકર્મ એક ક્ષેત્રે દેહમાં આવે છે. તે જડદેહના રાગને કારણે સંસારની ઉપાધિ છે. ક્ષણિક જે દેહ છે તે દેહના અધ્યાસથી જીવ જન્મ મરણ કરે છે, તેથી માને છે, કે હું દેહને ઠીક રાખીશ નહિ તો વહેલું મરણ થાશે, આમ કરૂં, આમ લઉં, આમ મૂકું, અને આમ રાખું તો ઠીક રહેશે. વળી ડાકટરે આમ દવા ન કરી, માબાપે બરાબર મારી જાળવણી ન કરી, મેં ધ્યાન ન રાખ્યું, માટે આમ થઈ ગયું. આમ કર્યું હોત તો આમ ન થાત. એમ જ્યાં જ્યાં દેહ કર્યા ત્યાં ત્યાં મિથ્યા અભિમાન કર્યું. ઘરમાં ઘણી સગવડતા હું રાખું છું એમ માને છે; કંઇપણ શરીરે બાધા થાય તો તરતજ હું મટાડી દઉં એમ માને છે. આ હેતુથી લોકો ઘરેઘરે ઘણી જાતની દવા રાખે છે; અને દેહના વિષે રાગનું પોષણ આપવા માટે જ જાણે જીવન હોય નહિ એમ વર્તે છે. એમ બધાં નિમિત્ત સાધનો ઉપર જ પોતાની સલામતી માને છે. શરીરને કંઇપણ બાધા ન થાય તે માટે ટાઇમ-ટેબલ વગેરે ઘણી વ્યવસ્થા રાખે છે; છતાં પણ ધાર્યું થતું નથી: જયાંસુધી પુણ્યનો યોગ હોય ત્યાંસુધી

તો ઉપલક દૃષ્ટિથી કંઈ અંશે પ્રકૃતિના જોગાનુજોગે ધાર્યું થતું હોય તેમ થોડો કાળ દેખાય છે; પણ શરીરે લકવા થાય, કે કોઈ એવું દરદ થાય અને મટે નહિ ત્યારે ધાર્યું ન થાય તો બીજાનો વાંક કાઢે, પણ દેહની ક્રિયા થવી તે આત્માના હાથની વાત નથી તેમ સાચી સમજણ કરે નહીં. વળી મરતી વખતે બધી સોંપણી કરતો જાય કે આમ રાખજો, આટલું દાન દેજો, આવું કારજ કરજો એમ પોતે સમાધાન કરે છે. પણ જો પરલોકમાં અહીંનો ચેક ચાલતો હોત તો બધું વેચીને ચેક લઈ લેત અને છોકરા માટે કાંઈ રહેવા દેત નહીં; કારણ કે પોતે તે વખતે જાણે છે કે મારૂં મેળવેલું આ ભોગવશે તેનો મને લાભ નથી પણ બીજો ઉપાય નથી એટલે મરતી વખતે વીલ કરતો જાય કે છોકરાઓ મારૂં સરખું રાખજો; એમ મરતી વખતે પણ અનંતી મમતા તૃષ્ણા ભેગી લેતો જાય છે. અનંતકાળથી દેહાદિના ભાવની મમતાને લઈને પોતાના આત્માની સંભાળ પોતે કદી કરી નથી. તેથી આત્માની વાત રૂચતી નથી. જ્ઞાની કહે છે કે આત્મા પરનો અકર્તા છે, પરનું કોઈ કાર્ય જીવ કરી શકતો જ નથી; પુણ્ય પણ જડ આશ્રિત ક્રિયા છે; એક તણખલાને તોડવાનું સામર્થ્ય ચૈતન્યમાં નથી. પણ આ વાત કાળજે બેસવી ઘણી કઠણ પડે છે. પુણ્યથી પણ આત્માને ગુણ નથી એમ સાંભળતાં "હાય હાય" આ કેમ બેસે! એમ શાડ નાંખે છે. અત્યારસુધી આત્માની સાચી વાત કાને સાંભળી પણ ન હોય અને પોતે આત્માનું લક્ષણ અને આત્માના ગુણ માન્યા હોય તેનાથી ઉંધું લાગે એટલે ન રૂચે. તે પ્રશ્ન પણ ન કરી શકે, કેમકે પોતે સંઘમાં, નાતમાં, સમાજમાં મારૂં ધાર્યું થાય છે એમ માને છે અને પ્રશ્ન પુછવાથી મારી મોટાઇ ચાલી જશે એવો તેને ભય રહે છે. આવા જીવને દેહથી આત્મા જુદો છે, એમ અંતરંગમાં ભાન કેમ થાય? મેં જડ મૂકયું, લીધું, કર્યું, એ આદિ જડના અને દેહના પ્રેમથી, અધ્યાસથી જીવને દેહાત્મબુદ્ધિ દૃઢ થઈ ગઈ છે; તેથી આત્માના અસંગપણાની, દુઃખથી મુક્ત થવાની, એકત્વપણાની વાત સાંભળતાં જીવને દ્વેષ આવે છે આ ભાવને અનંત સંસારનો બંધભાવ કહે છે. જીવે મનુષ્યપણું પામીને નવું શું કર્યું? કાગડા કુતરા પણ પેટ ભરે છે, અને તેનું આયુષ્ય પુરૂં થતાં બીજે

દેહ ધારણ કરે છે. અનંતકાળમાં જે નહિ જાણેલું અપૂર્વ તત્ત્વ તેની વાત જલ્દી ન સમજાય તો ધીરજથી સમજવી, પણ ના ન પાડવી. અહીં ગુરુ કહે છે, કે તને અનંતકાળથી દેહની મમતાના અધ્યાસે એમ લાગે છે, પણ આત્મા અને દેહ બન્ને જુદા છે, અને તેનું પ્રગટ લક્ષણે ભાન થાય છે, તે કહું છું. આત્મા એકલો જ્ઞાતા છે દેહાદિથી ભિન્ન છે, જીવનું લક્ષણ જ્ઞાન છે, જ્ઞાનનું જાણવું તે શાન્તિ છે. આ ચેતના નામનું લક્ષણ આત્માનું છે. જગતમાં અનંત જીવ પદાર્થ દ્રવ્ય એકેક સ્વતંત્ર છે. પદાર્થ ઓળખવા માટેની વિધિ શાસ્ત્રમાં કહી છે કે નય, નિક્ષેપ, લક્ષણ અને પ્રમાણ વડે અનેક પદાર્થોમાંથી એક વસ્તુ પદાર્થને જુદો તારવીને જાણી શકાય છે. તે લક્ષણ નિર્દોષ હોવું જોઇએ. દરેક ક્ષણે તેની સત્તામાં વ્યાપીને રહેવું જોઇએ. આત્મા જ્ઞાયક-માત્ર છે, એટલે જાણવું તે તેનું લક્ષણ છે. જ્ઞાન તે તેનું કર્મ છે. પદાર્થનો બોધ કરનાર, જે જાણ્યું તેની સ્મૃતિ રાખનાર પદાર્થ તે જીવ છે. ચેતના, જ્ઞાન, બોધ સમજણ એ નામ સંજ્ઞાનો ધારક એકેક આત્મા છે. ચેતના તેનું લક્ષણ છે. એ ગુણ ત્રિકાળ જીવમાં જ રહે છે તે બીજા દ્રવ્યમાં નથી. અતિ સુક્ષ્મ દેહમાં જીવ જાય એટલે કે નિગોદની યોનિમાં, બટાટા કંદમૂળમાં, વનસ્પતિમાં જાય, ત્યાંપણ સુખ દુઃખની લાગણી તે જીવનું લક્ષણ છે; માટે જડરૂપે, જડના લક્ષણરૂપે આત્મા કદી થતો નથી. બેઉ જુદાં જુદાં લક્ષણ પ્રગટ ભાનમાં, સમજણમાં આવે છે. શિષ્ય કહે છે, કે આત્મા ક્યાંય દેખાતો નથી ત્યારે ગુરુ કહે છે કે પ્રત્યક્ષ પ્રગટ લક્ષણથી તે જણાય છે. કોઈ કહે કે દેહના દુઃખથી આત્માને દુઃખ થાય છે, પણ તે ખરૂં નથી. બારીમાં આંગળી દબાય છે અને રાડ નાખે છે, તે આંગળી દબાણી તેનું દુઃખ નથી પણ દેહ પ્રત્યેની ઉત્કૃષ્ટ મમતારાગને લીધે તે રાડ છે. કોઈ તીવ્ર વેદનાથી જીવ અસાધ (બેભાન) થઈ જાય, તેથી તેને દુઃખ નથી એમ નથી. અ-વ્યક્તપણે અનંતી વેદના છે. જે દુઃખને મનદ્વારા પ્રગટપણે જાણી શકતો હતો, તે જ્ઞાન બુઠું થઈ ગયું. તેને દુઃખ નથી, એમ જ્ઞાનની શક્તિ કહેનાર ઘટવામાં સુખ માનનારા છે. એ તેમની ઉંધી માન્યતા છે. કલોરોફૉર્મ સુંઘાડતી વેળાએ જ્ઞાન ઉપર અનંતુ આવરણ આવે છે. તેથી ઘેલછારૂપ જ્ઞાનમાં દુઃખની અસર દેખાતી નથી. પણ અ-

શાશ્વપણું એ એમ સુચવે છે કે અતિવેદના છે. વળી, જો દેહની વ્યાધિથી દુઃખ થતું હોય તો ધર્માત્મા જ્ઞાનીને દેહની વ્યાધિનું દુઃખ થવું જોઇએ માટે એ નિયમ ન રહ્યો.

અનાદિ કાળથી લોકોને આત્માનું સાચું લક્ષણ સમજાયું નથી. આત્માનું લક્ષણ જ્ઞાન છે અને જડ પુદ્ગલનું લક્ષણ ગળવું, મળવું, હાલવું, ચાલવું, સડવું, પડવું, અવસ્થાંતર થવું તે છે. ભગવાન ચૈતન્ય કેવળજ્ઞાન માત્ર છે. અવિનાશી છે, અરૂપી છે, સત્‌રૂપ દ્રવ્ય છે. જ્ઞાન તે લક્ષણ અને આત્મા તેનું લક્ષ્ય છે; અને પુદ્ગલ પરમાણું દ્રવ્યોમાં જ્ઞાનનો અંશ માત્ર નથી એવો ત્રિકાળ નિયમ છે. જગતમાં જે કંઈ ક્રિયા થતી દેખાય છે તે સ્વતંત્ર જડ પદાર્થોના આધારે છે, તે જેમ છે તેમ યથાર્થ જાણવું હોય તો પ્રથમ આત્મજ્ઞાન મેળવવું પડશે.

જેનું સ્વરૂપ જ્ઞાન તેમાં જ્ઞાનની એક અંશપણ ઉણપ ન હોય. જેનું લક્ષણ જ્ઞાન તે કોને ન જાણે? જીવમાં ગમે તેટલું આવરણ થાય તો પણ થોડા ઘણા અંશે જાણવું ટકી રહે છે. તે સદાય ચેતનવંત લક્ષણ જેનું પ્રત્યક્ષ છે, તે જીવ છે. કોલસાના ઘણા આકાર હોય છે, તેમાં અગ્નિનો પ્રવેશ થતાં અગ્નિ અનેક આકારે દેખાય છે, છતાં સળગતા કોયલાને પાણીમાં બોળો તો બેઉનાં લક્ષણ જુદાં છે એમ દેખાશે. તેમ અનેક દેહ દેખાય છે, તેના આકાર જુદા જુદા છે. પણ દેહનાં લક્ષણ અને અરૂપી જ્ઞાતા આત્માનું લક્ષણ એક બીજાથી જુદાં છે. ૬૦ વર્ષનો ડોસો હોય તેને પૂછે કે પિતા, આપણો અમુક દસ્તાવેજ કયાં મૂકયો છે? તો તે મરતી વેળા બોલી શકે ત્યાંલગી કહે કે પેલી ત્રીજોરીના ફલાણા ખાનામાં મૂકયો છે. તે ત્રીજોરી તો આઘે દૂર ત્રીજા ઓરડામાં છે, આંખે દેખાતી નથી, છતાં પોતે મૂકેલ છે એટલે ઘણા વખત અગાઉની વસ્તુ તેના સ્મરણમાં પ્રત્યક્ષ જણાય છે. તે જાણનાગે શું દેહ તથા ઇંદ્રિયો આદિ બધાયથી જુદો નથી? જુદો ન હોય તો મરી ગયા પછી દેહ અને ઇંદ્રિઓ હૈયાત દેખાય છે તોપણ ચેતનત્વ ધારણ કરનારો જીવ નીકળી ગયો એટલે જાણનારો તેમાં નથી તેથી મરણ પછી કાંઈ જવાબ મળે નહીં. ૪૯.

હવે દૃષ્ટાંતદ્વારા કહે છેઃ—

ભાસ્યો દેહાધ્યાસથી, આત્મા દેહસમાન;
પણ તે બન્ને ભિન્ન છે, જેમ અસિ ને મ્યાન. ૫૦.

હે ભાઈ! અજ્ઞાનનાકારણે અનંત ભવના દેહાધ્યાસથી તને દેહ અને આત્મા એક લાગે છે, પણ તલવાર અને મ્યાન જેમ જુદાં છે, તેમ દેહ અને ચૈતન્ય બન્ને ભિન્ન છે. બેઉના લક્ષણો જુદાં છે, અને તે સ્પષ્ટ પ્રત્યક્ષ અનુભવમાં આવે છે. તેના પૂર્ણ આનંદના અનુભવ માટે શરીરમાં રહેલો ચૈતન્ય આત્મા પોતાના સ્વરૂપને સત્સમાગમ વડે જેમ છે તેમ જાણે અને તેનું ધ્યાન કરે તો દેહથી આત્મા જુદો હોવાથી તે દેહથી છુટીને મુક્ત થાય છે; એટલે તેમાં શાશ્વત, સ્વરૂપનો અવ્યાબાધ આનંદ છે, તે પ્રગટ થાય છે. આત્માનો અનુભવ તો વર્તમાનમાં આ દેહ હોવા છતાં પણ થાય છે; એટલે કે આત્માને આત્મામાં સુખ ઉપજે છે; અને દેહનો અભાવ થતાં જીવ સંસારથી મુક્ત થાય છે. ૫૦.

તા. ૧૯—૧૦—૩૯

દેહ અને આત્માનાં લક્ષણો જુદાંજુદાં છે તે કારણો સહિત હવે બતાવે છેઃ—

જે દૃષ્ટા છે દૃષ્ટિનો, જે જાણે છે રૂપ;
અબાધ્ય અનુભવ જે રહે, તે છે જીવસ્વરૂપ. ૫૧.

ભાઈ તું કહે છે કે આત્મા દૃષ્ટિ એટલે આંખવડે દેખાતો નથી. પણ તે આંખે ક્યાંથી દેખાય? આંખને જાણનારો આંખથી જુદો છે. આંખ તો બાહ્ય પદાર્થને દેખવાનું નિમિત્ત છે. આંખને દેખનાર આત્માને આંખવડે કેમ જણાય? વળી ઇંદ્રિયો આત્માથી પર છે એટલે તે પર વસ્તુ જાણવામાં નિમિત્ત થાય પણ આત્માને જાણવામાં કેમ નિમિત્ત થાય? કેમકે ઉલટો ઇંદ્રિયોઆદિનો તે જોનાર છે; સ્થુળ સુક્ષ્મ બન્નેને તે જાણે છે. પેટના મધ્યમાં કાંઈ થતું હોય તેને બાહ્ય ઇંદ્રિય તો જાણતી નથી. છતાં જાણનાર સીધીરીતે જાણી લે છે. કાનની અંદર

પીડા થાય છે, તેમજ મગજમાં કાંઈ વેદના થાય છે, તો તેને આત્મા સ્પષ્ટ જાણે છે. સ્થુળ વિષય નથી. બાહ્ય ઇંદ્રિના નિમિત્ત વિના સુક્ષ્મ રતિ અરતિને પણ જીવ જાણે છે. દેહાદિ પરમાણુમાં જે કાંઈ વિચિત્ર સ્થિતિ થાય છે, તેની બધી અવસ્થાને સળંગપણે જાણનાર જીવ તે તેનાથી જુદો છે. મારા આંતરડાની અંદર કંઇક છે, ઝાડો બંધાઇ ગયો છે, છાતીમાં કંઈ દેખાય છે એ કઈ ઇંદ્રિયથી જાણ્યું? એવી અનેક પ્રકૃતિઓની વેદનાને જાણનાર વેદનાનું સ્વરૂપ ફરી જાય તોપણ પોતે સળંગ રહી જાય છે. એ ઉપરથી નક્કી થાય છે કે હું છું તે રહું. મારે આ ઉપાધિઓ ટળી જાઓ. એમ પ્રત્યક્ષ જુદી જાતનું નિત્ય સમજણ સંજ્ઞા-ધારક લક્ષણ, દેહ ઇંદ્રિયથી જુદું, દેખાય છે. પ્રશ્ન પૂછનારે દલીલથી પ્રશ્ન મૂકયો હતો, તેનું યથાર્થ સમાધાન કરાવનાર દલીલ મળી.

હવે શિષ્યના પ્રશ્નો પણ વિચારપૂર્વકના આવશે અને તેના જવાબો મળતાં વિરોધ રહિત છયે પદથી સર્વાંગપણું સમજાશે. તે વિષે આગળ આવશે કે—

"ષટ્પદનાં ષટ્પ્રશ્નતેં, પૂછયાં કરી વિચાર;
તે પદની સર્વાંગતા, મોક્ષમાર્ગ નિર્ધાર."

જે વિધિએ માર્ગ કહ્યો છે તે માર્ગ હોય તો પરમાર્થ-હેતુ સાધે અને સાધ્ય જે ઇષ્ટ-પદ (મુક્તિપદ) તે લહે. પછી કહેશે કે સર્વ જીવ સિદ્ધ પરમાત્માસમ (શક્તિરૂપે) છે, પણ જે પોતાનું યથાર્થપણું સમજે તે સિદ્ધ થાય.

મોટા વિશાળ સમુદ્રને, આકાશને જાણનારો પણ તું જ છે, અને પૂર્વે કાળચક્રના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અનંત પલટી ગયા તોપણ તું તો તે સંયોગોને સ્મરણમાં રાખનારો હજુ નિત્ય ઉભો છે. દેહમાં અલ્પ પણ પીડા-બાધા થાય છે, ટળે છે તેની તને ખબર પડે છે. દેહને ખબર પડતી નથી માટે ભગવાન આત્મા પાંચે ઇંદ્રિયોને જાણનારો છે, એનો વિચાર કરીને મન અને પાંચ ઇંદ્રિયોથી જુદો થઇને આત્માપણે આત્માને વિચારી જો અને સ્થિર થા તો તું તારો બેહદ સુખમય, પવિત્ર જ્ઞાનાનંદ સ્વભાવ તારાથી પ્રગટ અનુભવીશ.

કોઈ કહે છે કે હમણાં મારૂં મન બરાબર કામ કરતું નથી. જુઓ મન તો દેખાતું નથી, છતાં મનની ખબર પડી એ બતાવે છે કે જીવ મનથી જુદો સાક્ષી છે. મનથી જુદા વિના મનને કંઈ થયું છે તે કોણ જાણી શકે? સ્થૂળ અને સૂક્ષ્મ ઝીણા મોટા રૂપને જીવ જાણે છે અને અબાધ્ય અનુભવ જે રહે તે જીવ સ્વરૂપ છે. હું સ્ત્રી નહિ, પુરૂષ નહિ, દેહ નહિ, મન નહિ, ઠીક અઠીક સંકલ્પ વિકલ્પ પણ હું નહિ, અંદર આઠ કર્મની ઝીણી ધૂળ તે પણ હું નહિ, એમ પર દ્રવ્યને વિવેક વડે બાદ કરતાં કરતાં બાકી જે જાણક સમજણ સ્વરૂપ જે બધાનો અનુભવ કરનારો બાકી રહ્યો તે હું છું, એમ જે સદાકાળ જાણ્યા કરે તે જાણનારો, જાણવાનું સ્મરણ કરનારો, જ્ઞાતાપણે હયાતિ રાખનારો, જે અનુભવ નિત્ય સળંગ ટકી રહે છે, તે જીવનું સ્વરૂપ છે. જેમ માખીને મન નથી, તોપણ સાકરનો ગાંગડો અને ફટકડીનો ગાંગડો સાથે હોય છતાં વિવેક કરીને સાકરનો સ્વાદ લે છે, તેમ દેહાદિથી જુદો આત્મા છે; આ ફટકડીની જેમ દેહ, ઇંદ્રિય, મન હું નહિ, ક્રમેક્રમે હળવે હળવે ઇંદ્રિય આધીન જાણવું તે હું નહિ, કલુષિતતાના ભાવ દેખાય છે તે હું નહિ, પણ બાકીની સાક્ષીરૂપ વસ્તુ જે શાંતિ સમતારૂપ સમજણ તેની હયાતિ રાખીને બધા પર-પદાર્થ બાદ થતાં બાકી જે અનુભવ રહે છે તે મારૂં એટલે જીવનું સ્વરૂપ છે. અબાધ્ય = જેમાંથી કાંઈ બાદ કરી ન શકાય એવું જે જાણક જ્ઞાતાપણું તે જીવ છે, એમ અહીં વિચારની શ્રેણી મૂકી છે. આ વિધિથી પ્રગટ અનુભવ થાય છે. આ રીતે ૪૫ મી ગાથાનો ઉત્તર ૫૧ માં આવ્યો. ૫૧.

હવે ૪૬ મી ગાથાનો ઉત્તર આવે છે:—

છે ઇંદ્રિય પ્રત્યેકને, નિજ નિજ વિષયનું જ્ઞાન;
પાંચ ઇંદ્રિના વિષયનું, પણ આત્માને ભાન. ૫૨.

આ ગાથામા ઉપલક દૃષ્ટિવડે નિમિત્તથી વાત કરી છે. કર્ણેન્દ્રિયથી સાંભળ્યું, ત્યાં કર્ણેન્દ્રિય જાણવામાં નિમિત્ત છે. પણ ચક્ષુ ઇંદ્રિય, કર્ણેન્દ્રિયના કાર્યને કરી શકે નહિ. જાણનારો તો આત્મા છે. કાનનો

પડેલા તો નિમિત્ત છે. 'ચક્ષુઈંદ્રિએ જાણેલું', તે કર્ણેન્દ્રિએ જાણ્યું નથી.' એમ જે એક ઇંદ્રિયનો વિષય છે, તેનું કાર્ય બીજી ઇંદ્રિય કરી શકે નહિ. એકેક ઇંદ્રિય એકેક વિષયને જાણવામાં નિમિત્ત થાય, પણ પાંચે ઇંદ્રિયને જાણનાર આત્મા એકલો જુદો છે. જો કાનથી જ જણાતું હોય, અથવા રૂપને જાણવા જેટલો જ આત્મા હોય તો સ્પર્શના વિષય વખતે આત્મા સ્પર્શનો વિષય ન કરી શકે. સમયસારની ૩૨ મી ગાથામાં કહે છે, કે જ્ઞાન સ્વભાવથી મન ઇંદ્રિય અને પ્રાણને જુદાં જાણી પછી પોતાના સ્વભાવમાં સ્થિત થાય છે તે જ્ઞાની છે.

"જીતી ઇંદ્રિયોજ્ઞાન સ્વભાવે અધિક જાણે આત્મને,
નિશ્ચય વિષે સ્થિત સાધુઓ, ભાખે જિતેન્દ્રિય તેહને."
(સમયસાર ગાથા ૩૧)

એકેક ઇંદ્રિય એકેક વિષયને જાણે છે એમ આ ગાથામાં કહ્યું છે તે નિમિત્તથી ઉપચારથી કહ્યું છે. પાંચે ઇન્દ્રિએ ગ્રહણ કરેલા વિષયને જાણે છે, તે આત્મા છે. દેહ પડયો રહે છે, તેથી પણ કહેવાય છે કે જાણનાર સત્વ ચાલ્યો ગયો; એમ ઇંદ્રિયથી આત્માને જુદો જણાવ્યો. આ આત્મસિદ્ધિમાં કોઇ અપૂર્વ ઘટના છે. સમજનાર અને સમજાવનારની શૈલી ઘણીજ સરલ અને સ્પષ્ટ છે, વિચારવાન જીવ ઝટ સમજી જાય તેવી છે. શિષ્ય પણ ચતુર છે, તે કહેશે કે ગુરુ, તમોએ કહેલું હું સમજયો છું. આ હકીકત નીચેની ગાથામાં કહી છે:-

"આત્માના અસ્તિત્વના, આપે કહ્યા પ્રકાર;
સંભવ તેનો થાય છે, અંતર કર્યે વિચાર."

તેમ નિર્ણય સમ્યક્‌પ્રકારે શિષ્ય કરતો જાય છે. પણ લોકોને વિચાર, મનનનો કાંઈ પરિચય નથી; અને અંતરના વિચારથી જાણવાનો પુરૂષાર્થ કરતા નથી. સંસારના પ્રસંગની કાર્યવાહી હોય, તો જે જે કરવું ઘટે તે તે કરે; પણ આમાં અંતરથી વિચાર કરીને ઓળખવણી કરી શકે નહિ; 'કોઈ જાતનો નિર્ણય કરે નહિ, અને હા પાડે કે તમે કહો છો એટલે આત્મા એવો હશે.' જાતે પ્રશ્ન કરીને નિર્ણય કરવા જોઇએ. આ શિષ્ય તો કહે છે, કે મેં મારી સમજણની ધારણાથી

ચારથી નિર્ણય કર્યો છે, માટે હું પાત્ર છું, આપે કહ્યું તે હું સમ-
ા છું. ૫૨.

હવે વિશેષ સમાધાનનાં કારણો કહે છે:—

દેહ ન જાણે તેહને, જાણે ન ઇંદ્રિય પ્રાણ;
આત્માની સત્તાવડે, તેહ પ્રવર્તે જાણ. ૫૩.

અહીંઆં આત્માને સામાન્ય રીતે સિદ્ધ કરવો છે માટે નિમિ-
ાથી ઓળખાવે છે.

દેહ, ઇંદ્રિયો, શ્વાસોશ્વાસ તથા પ્રાણો પણ આત્માને જાણતા
ાથી. દેહને ખબર નથી કે આંખ વગેરે આ સ્થાને છે, આત્મા પરમાર્થે
અક્રિય છે, જ્ઞાતા છે. પણ પૂર્વ કર્મ, દેહાદિની ક્રિયા, અને મન, વાણી,
ાહના યોગના નિમિત્તે અંદર કંપન થાય છે. જ્યાંલગી દેહ છે ત્યાં-
લગી ઓછી અધિક શ્વાસોશ્વાસ આદિની ક્રિયા જણાય છે; આત્મા
દેહમાંથી જતાં, કાર્મણ શરીર આ દેહમાંથી છૂટીને જીવ સાથે જીવ જ્યાં
બીજો દેહ ધારણ કરે ત્યાં જાય છે. આ કાર્મણ શરીર અતિસૂક્ષ્મ ધૂળનો
પીંડ છે, તે જીવથી જ્યારે છૂટી જાય છે ત્યારે જીવ સંપૂર્ણ શુદ્ધ અને
મુક્ત થાય છે. આત્મા શ્વાસ લેતો નથી; તે તો કર્મ જડ રજકણોની
ક્રિયા પૂર્વ પ્રારબ્ધ મુજબ થયા કરે છે. જીવને મૃત્યુ વખતે શ્વાસોશ્વાસ
મંદ પડે છે, અથવા શ્વાસ ઉપડે છે, તે ઉપરથી ઘણા ડાહ્યા માણસો
સમજી શકે છે કે હવે મૃત્યુ નજીક છે. દેહ છોડવાના ટાણાં આવે છે.
ત્યારે જ્ઞાની આત્માર્થી ધર્માત્મા આ સમાધિ મરણ કરવાનો અપૂર્વ
અવસર છે એમ ઓળખી લે છે; પવિત્ર ધર્માત્માને આ ખબર પડી
જાય છે. જ્યારે મૃત્યુની છેલ્લી ભીંસ જણાય તે ટાણે અપૂર્વ હોંશ
અને આત્માની સૌમ્યતા તેને ઝળકી ઉઠે છે. જેની દરેક ક્ષણ આત્મ-
ભાનની જાગ્રતિમાં વર્તે છે; આવા પવિત્ર ધર્માત્મા દેહની સ્થિતિ
પુરી થવા વખતે આત્મભાનમાં વર્તે છે. શ્રીમદ્દે દેહ છુટવા વખતે કહ્યું
હતું કે "હવે હું મારા આત્મસ્વરૂપમાં શાંત સમાધિ પ્રત્યે જાઉં છું
"મને કોઈ બોલાવશો નહીં." ધર્માત્માને સમાધિ મરણના વખતની

અગાઉથી ખબર પડી જાય છે અને અંદર જ્ઞાનબળના પુરુષાર્થની એવી હોંશ પ્રગટે છે કે આ અપૂર્વભાવ કોઈ જુદી જાતનો છે. તે જાણે છે કે આ વર્તમાન કાળે મોક્ષ નથી પણ એક ભવ કરીને મુક્તિ પમાય છે. ધર્માત્મા મરણનો છેલ્લો કાળ એ પ્રમાણે આત્મસમાધિથી છોડે છે.

આ ગાથામાં એમ કહેવું છે, કે જ્યાંસુધી જીવની દેહમાં હયાતી છે ત્યાંસુધી દેહમાં સુંદરતા તથા ચેતના દેખાય છે. બનારસીદાસ કહે છે કે—

"સમતા રમતા ઉર્ધ્વતા, જ્ઞાયકતા સુખભાસ;
વેદકતા ચૈતન્યતા, એ સબ જીવ વિલાસ."

(બનારસીદાસજીએ સમયસાર નાટકમાં જીવનું લક્ષણ આ રીતે વર્ણવ્યું છે.) ૫૩.

હવે આ ગાથામાં આત્માનું એંધાણ બતાવે છેઃ—

**સર્વ અવસ્થાને વિષે, ન્યારો સદા જણાય;**
**પ્રગટરૂપ ચૈતન્યમય, એ એંધાણ સદાય. ૫૪.**

અહીં નિત્યતાના ભણકાર છે.

શિષ્યે પૂછ્યું હતું કે જીવનું લક્ષણ દેહથી જુદું દેખાતું નથી.

અહીં શ્રીગુરુ કહે છે કે "પ્રગટરૂપ ચૈતન્યમય એ એંધાણ સદાય". કોઈ કહે મને નિદ્રા બહુ સારી આવી ગઈ, તે અવસ્થાને જાણનાર તે નિત્ય છે તેથી તેનો અનુભવ કહે છે કે બહુ ભારે ઉંઘ આવી, અમુક સ્વપ્ન આવ્યું વગેરે. શ્રીમદ્ રાજચંદ્રે કિશોર અવસ્થામાં પુષ્પમાળામાં પહેલો ફકરો લખ્યો છે કે "રાત્રિ વ્યતીક્રમી, ગઈ, પ્રભાત થયો; નિદ્રાથી મુક્ત થવા, ભાવનિદ્રા ટાળવાનો પ્રયત્ન કરજો." અનાદિની અજ્ઞાનરૂપ ભાવ નિદ્રા ટાળો, એમ કહ્યું છે;

જાગ્રત, સ્વપ્ન અને નિદ્રા એ ત્રણ અવસ્થાને વારંવાર જાણનારો તે અવસ્થાથી જુદો છે. તે તે અવસ્થામાત્રપણે નથી; તેમ રોગ નિરોગ,

બાળક, વૃદ્ધ, સ્ત્રી, રાજા, રંક આદિ દેહોની બધી અવસ્થાને જાણનારો તે તે બધી અવસ્થારૂપે થતો નથી; તે તે અવસ્થા વ્યતિત થયે પણ જેનું હોવાપણું છે, અને તે અવસ્થાને જે જાણે છે એવો પ્રગટ સ્વરૂપ ચૈતન્યમય પોતે જાણ્યા જ કરે છે, એવો જેનો સ્વભાવ પ્રગટ છે. શીત અને ઉષ્ણ સ્પર્શ વર્ણ, ગંધ અને રસ આદિ સંયોગને જાણનાર તે તેના જેવો નથી. તે તે વસ્તુરૂપે નથી. માત્ર જ્ઞાતા દ્રષ્ટા, સાક્ષી, જ્ઞાયકજ, તે જીવની નિશાની સદાય વર્તે છે. કોઈ દિવસ જાણવાના લક્ષણથી તે જુદો થતો નથી. આત્માનું પ્રગટ લક્ષણ જ્ઞાયક જાણવું તે છે. તે ચેતના ગુણ જ્ઞાનરૂપ છે. તે નિશાની સદાય જીવનું નિર્દોષ લક્ષણ છે. આ પ્રગટ લક્ષણ અતિવ્યાપ્તિ, અવ્યાપ્તિ અને અસંભવ એ ત્રણે દોષો રહિત છે. એમ નક્કી થયું, કે જાણવું તે આત્માનું લક્ષણ છે; એટલે પરનું કંઈ કરવું, મન, વાણી દેહાદિ પુણ્ય પાપ રાગદ્વેષની ક્રિયા કરવી, તે જીવનું લક્ષણ નથી. એ નિર્બાધ હેતુથી ચેતના લક્ષણે સિદ્ધ છે. નિગોદીઆ નાના સૂક્ષ્મ જીવમાં પણ ચેતના લક્ષણ છે. તેમાં પૂર્ણ કેવળજ્ઞાન શક્તિરૂપે છે. જેમ તલમાં તેલ છે, તેમ. સિદ્ધ ભગવાનમાં કેવળજ્ઞાન પ્રગટ વ્યક્તપણે છે. ૪૬ મી ગાથામાં કહ્યું હતું કે "મિથ્યા જુદો માનવો નહિ જુદું એંધાણ." અહીં વિશેષપણે જુદું ચિન્હ તેના ઉત્તરરૂપે જણાવ્યું છે. ૫૪.

હવે ૪૭ મી ગાથામાં પ્રશ્ન હતો, કે ઘટ પટ જેમ પ્રત્યક્ષ નજરે દેખાય તેમ હોય તો માનીએ, તે માટે કહે છે કે:—

ઘટ પટ આદિ જાણ તું, તેથી તેને માન;
જાણનાર તે માન નહિ, કહિયે કેવું જ્ઞાન? ૫૫.

હે ભાઈ! ઘટ, પટ, વસ્ત્રાદિનો જાણક તો તું જ છે, અને જાણનારો ચૈતન્ય તત્ત્વ નિત્ય છે. તેને તું માન નહિ, એ તારૂં જાણપણું કેવું? જાણનારને માને નહિ અને જે પર વસ્તુ છે, તેને જાણનારો, માનનારો તું કેવો છો તેનું ભાન નથી, એ તારૂં જ્ઞાન તે કેવું કહેવું? ઘટ પટ વસ્ત્રાદિ છે તે જણાય છે. કદાચ તે સન્મુખ ન હોય છતાં સ્મરણથી પણ જાણ્યાજ કરે છે. તે પોતાને કેમ જાણતો નથી? જે જે

વસ્તુને જે જાણે છે તે જાણનારો, જ્ઞાનમાં જણાતી વસ્તુથી જુદો છે. લોકો ઓઘ સંજ્ઞાથી આત્મા છે એમ બીજાના કહેવાથી હા પાડે છે; પણ પોતે શંકા કરીને તે કેમ છે કેવડો છે, કેવો છે તેનો વિચાર કરીને કદી પ્રશ્ન પણ પૂછી શકતા નથી. જે જાણવાજ માગતા નથી એના કરતાં જે વિચાર કરીને પ્રશ્ન પૂછે છે, તેના ટાકડા વધારે છે. ખરી રીતે આ બધું ઘટ પટ આદિ જડ પદાર્થ જે દેખાય છે તે પાંચ ઇંદ્રિયના નિમિત્તથી જણાય છે. જ્ઞાનમાં સ્વપર જણાય છે. પોતાના જ્ઞાનની ક્ષણે ક્ષણે થતી અવસ્થામાં એટલે કે જ્ઞાનમાં પરપદાર્થનો બોધ સહેજે જણાય છે. એવો આત્માનો સ્વપરપ્રકાશક સહજ જ્ઞાન સ્વભાવ છે. લોકો તત્ત્વની રૂચિ કરે અને વિચાર, મનન કરે તો બધુંય સમજાય તેમ છે; પણ કોણ જાણે શું હશે એવી નિરાશામાંથી લોકો બહાર જ નીકળતા નથી, અને બુદ્ધિના તર્કથી પ્રશ્ન લાવતા નથી. ૫૫.

અહીં ૪૯ મી ગાથાનો ઉત્તર કહે છેઃ—

**પરમ બુદ્ધિ કૃષ દેહમાં, સ્થૂળ દેહ મતિ અલ્પ;**
**દેહ હોય જો આતમા, ઘટે ન આમ વિકલ્પ. ૫૬.**

તું કહે છે, કે દેહ, ઇંદ્રિયો, પ્રાણો, અને આત્મા એક છે, જુદા નથી; તો જાડા શરીરવાળાને ઘણું જ્ઞાન થવું જોઇએ અને પાતળા દેહવાળાનું પાતળું થોડું જ્ઞાન હોવું જોઇએ; પણ તેમ તો થતું નથી. જો દેહ એજ આત્મા હોય તો એવો વિકલ્પ એટલે વિરોધ થવાનો પ્રસંગ ન આવે. આ યુક્તિ અને પ્રમાણથી જે વસ્તુ સ્વભાવ છે તેનો નિર્ણય થાય છે. પણ લોકોને યથાર્થ તત્ત્વનો નિર્ણય કરવો નથી. ધીરે ધીરે એની મેળે સમજાઈ જશે એમ નિમિત્ત ઉપર મંડાણ કરી બેઠા છે. આ દેહમાં સુક્ષ્મ આઠ કર્મની ઝીણી ધુળ છે, તેના કારણે બહારથી દેહનું બળ દેખાય છે; તેના ઉપર આત્મબળનો આધાર નથી. લોકો કહે છે, કે આ માણસ ખૂબ કામ કરી શકે છે, થાકતો નથી. મન, વાણી, દેહથી ખૂબ ક્રિયા કરતો હોય તેને પુરૂષાર્થ કહે છે, પણ તે વાત જુદી છે. કોઈ ઘણુંય લખાણ કર્યાજ કરતો હોય, કોઈ વકતા ખૂબ ભાષણ કરી શકતો હોય, કોઈ મૌન રહી શકતો હોય તેમ

દેખાય; પણ એ કાંઇ આત્મબળ નથી, પુરૂષાર્થ નથી. શારીરિક ક્રિયાનો ઘણો વેપાર, દેહની ઘણી ચેષ્ટા એ દેહની ક્રિયાને જે આત્મબળ માને છે તેનું ઉંધું માપ છે. તે બાહ્યદૃષ્ટિ છે. ઘણાં કહે છે, કે "શરીરથી હજી ઘણાં કામ લેવાં છે, ધર્મનું, સંસારનું તથા આત્માનું કલ્યાણ કરવા માટે શરીરની રક્ષા કરવાની, સંભાળ રાખવાની જરૂર છે," તેવું માનનારો એમ પણ કહે કે "આત્મા અસહાય છે, જુદો છે, તેવું કથન નામ માત્ર જ છે." તેઓને સાચું સમજાયું નથી. પ્રશ્નઃ-શરીરમાં રોગ હોય તો રાગદ્વેષ ન થાય? ઉત્તરઃ—એમજ હોય તો નિરોગ શરીરવાળો વીતરાગ થાય જ. શરીર રોગી હોય તો દ્વેષ ન કરવો અને શરીર સારૂં હોય તો રાગ ન કરવો, એમ દૃઢ અભિપ્રાય જોઇએ. શરીર તે હું નથી, એમ એકવાર તો હા લાવો—શરીર નથી કહેતું, કે તમે આમ કરો તો ઠીક, અઠીક થાય. નિમિત્ત કોઇને રાગ દ્વેષ પરાણે કરાવતું નથી. જેણે શરીરના કારણે ધર્મ માન્યો તેને, આત્માની શ્રદ્ધા જ નથી. જો જડની ક્રિયાથી આત્માનું કાર્ય થતું હોય, તો મુનિ ધ્યાનમાં બેઠા હોય છે ત્યારે તેને બાહ્ય ક્રિયા નથી માટે તેને ગુણ ન થવો જોઇએ. પણ તેમ નથી. વળી દેહની ક્રિયાથી, તથા શુભ પરિણામથી એટલે પરનિમિત્તથી જો ચૈતન્યને કલ્યાણ થતું હોય, તો ચૈતન્યમાં કાંઈ માલ ન હોવો જોઇએ, શક્તિથી ઠાલો હોવો જોઇએ; અને જો આત્મામાં શક્તિ ન હોય, તો જે ન હોય તે કદી કોઈ વડે પ્રાપ્ત થાય નહિ. જે શક્તિ જે ગુણ પોતાનામાં ન હોય તો તેને બીજો કેમ પરિણમાવે? દેહાદિ સાધનથી તેનો ગુણ કેમ પ્રગટે? આત્મામાં જે ન હોય તે નવું બહારથી ક્યાંથી આવે? અને જો આત્મામાં માલ (શક્તિ) છે, તો નિમિત્તે શું આપ્યું? માટે નિમિત્તના વહેવાર ક્રિયાકાન્ડથી ચેતનને ગુણ નથી. પ્રશ્નઃ—મનુષ્યભવ મોક્ષનું કારણ નથી? નિમિત્ત તો છે ને? ઉત્તરઃ—ન્યાય સમજો, દેહની મમતા રાખ્યે મોક્ષ થાય કે મમતા છોડયે મોક્ષ થાય? દેહાદિની ક્રિયા અને દેહ તે હું નહિ એમ પરદ્રવ્ય અને તેની મમતાનો નિરોધ કર્યો ત્યારે નિમિત્તને વ્યવહારથી નિમિત્ત કહેવાયું, એ રીતે દેહથી ધર્મ થતો નથી. જો દેહથી ધર્મ થતો હોય તો બધાને ધર્મ થવો જોઇએ. માટે દેહની ક્રિયાથી કે નિમિત્તના આધારે આત્માને ગુણ થાય એમ મા-

નવું તે મહા અજ્ઞાન છે. કોઈ કહે છે કે "શરીરમાદ્યં ખલુ ધર્મ-સાધનમ્" વળી કોઈ કહે છે, કે "દેહ રક્ષતે ધર્મ" જેટલા આવું માનનારા અને બોલનારા છે, તે બધા નાસ્તિક છે. તેમને આત્મ-સ્વરૂપની ખબર જ નથી. તેમની બોલણીમાં પણ દોષ છે. જાતે આત્મા માનનારા છે. કારણકે આને રાખવું એવો ભાવ આવ્યો, પણ દેહાદિ ઉપાધિને ન રાખું એમ ન આવ્યું. મૂળ શ્રદ્ધામાં જ ઉંધાઈ છે. દેહનું મમત્વ છેદે, ઇંદ્રિયાદિના વિષયો સંબંધિનો રાગ છેદે, તો અરાગીપણાથી લાભ થાય. પરનિમિત્તથી આત્માને ગુણ થતો હોય તો બધાને થવો જોઇએ. જ્યાં નિમિત્ત ઉપર, કે કર્મ ઉપર વજન આવે ત્યાં પુરૂષાર્થ હોઈ શકે નહિ. જેટલે અંશે મન, ઇંદ્રિય દેહાદિનું અવ-લંબન તુટે, તેટલો ધર્મ થાય. જડના અવલંબનથી આત્માને ગુણ થાય એમ જેણે પરાશ્રિત કલ્યાણ માન્યું છે, તેની માન્યતા તદ્દન ઉંધી છે. દેહ રાખવાના ભાવે ધર્મ ન થાય. શરીરમાં રોગ થાય તેની ઉપાધિમાં રાગ દ્વેષ થઈ જાય એ જુદી વાત છે, પણ કરવા પડે એવો ભાવ જેને છે તેણે દેહ અને આત્મા બેઉ જુદા જાણ્યા જ નથી. પાંચ વરસ વધારે જીવું તો હું ધર્મ ધ્યાન વધારે કરી શકું એ દૃષ્ટિ જ મિથ્યા છે. આત્મા અવિનાશી, જ્ઞાતા-દૃષ્ટા, અક્રિય, નિર્મળ, સિદ્ધ સમાન છે, તેની શ્રદ્ધા થવી તે અપૂર્વતા છે. કંઈ વાતો નથી. જેણે પુરૂષાર્થ કર્યો છે તે જ્ઞાનદશા જાણે છે. દેહની અને બહારની અગ-વડતા, સગવડતા ઉપર આત્મધર્મ સાધવાનો આધાર નથી, એ વિષે ઘણીવાર કહેવાયું છે. ધર્માત્માને શરીરમાં મહારોગઆદિ વ્યાધિ હોય છતાં ધર્માત્મા જ્ઞાન ધ્યાનમાં મસ્ત રહે છે. વેદની કર્મનો કદી તીવ્ર ઉદય હોય, કદી મુખથી રાડ નીકળી જાય, છતાં અંતરમાં સમતા છે, શાંત સમાધિ છે. આત્માએ કયાં રાડ નાખી છે? દેહનો ધર્મ દેહમાં વર્તે છે. એ ધર્માત્મા-સમાધિમરણ કરીને એક બે ભવે મુક્ત થાય છે. સનત્કુમાર ચક્રવર્તિને સાતશેં વર્ષ મહાભયંકર વેદના શરીરમાં રહી હતી. ગળત કોઢની વ્યાધિ હતી. પ્રથમ મહારૂપવંત હતા. પછી છ ખંડનું રાજ્ય તજી જંગલમાં ધ્યાન કરતા હતા. પૂર્વે બાંધેલ અશાતા વેદનીના પ્રારબ્ધકર્મનો ઉદય, ભોગવવાનો હતો. તે પીડા સાતશેં વર્ષ રહી. તેમની શાંતિ જોઇને તેમની પાસે દેવ વૈદ થઇને આવ્યા, કે મુનિ

અમે તમારી દવા કરીએ. મુનિ કહે રોગનો કાળ પૂરો થયા વિના તમારાથી રોગ કેમ ટળે? પોતાને શક્તિ–લબ્ધિ પ્રગટેલી હતી. થુંક લગાડતા કોઢ મટી જાય તેવી લબ્ધિ હતી. દેવને કહ્યું કે તમે પૂર્વના પ્રારબ્ધ કર્મને ફેરવી શકો છો? દેવે ના પાડી. પૂર્વે ભૂલ કરીને અશાતા વેદનીકર્મ જે જે પ્રકારે બાંધેલાં હતાં, તે તે પ્રકારે દેહમાં વ્યાધિ જણાવાની હતી, પણ તેથી આત્માને શું? કાંઈ નહિ. માટે રોગ છે, તે આત્માને બાહ્ય ઉપાધિ છે; રોગ થાય તો રાગ ટાળી ન શકું એમ જેણે માન્યું તેણે દેહ અને આત્માને એક માન્યો છે.

પ્રશ્ન:—આવો પવિત્ર આત્મા કેમ ભૂલે છે? ઉત્તર:–જીવે અનાદિ-કાળથી પરને પોતાનું માન્યું છે. પ્રથમ શુદ્ધ અવસ્થાપણે હતો એમ નથી; અનાદિથી બંધ અવસ્થા છે. દ્રવ્ય સ્વભાવે, શક્તિરૂપે દરેક આત્મા શુદ્ધ છે, નિર્મળ છે, પણ ભૂલવાળી અજ્ઞાન અવસ્થાપણે રાગદ્વેષ, મોહ, મમતાનો કર્તા, ઉપાધિનો કર્તા થાય છે, તે પોતાના જ્ઞાનમાં ઉંધી માન્યતા કરે છે. પરમાં મારાપણાની બુદ્ધિ કરી છે. તે કારણે અજ્ઞાનરૂપ થઇને સંસારમાં રખડવું અનાદિકાળથી છે, તેમાં પોતે સદાય એવો ને એવો નિત્ય છે. શક્તિરૂપે શુદ્ધ જ છે.

કોઇના શરીરમાં વ્યાધિ ન હોય અને દુ:ખ ન દેખાય, એવી રીતે મરી જાય, તેથી તે ધર્માત્મા હતો એમ નથી. કોઈ મહામિ-થ્યાત્વી અજ્ઞાની હોવા છતાં જરાય દુ:ખ દેખાય નહિ, એવી રીતે મરી જાય છે. મરણ વખતે અશાતા ન હોય છતાં મહાભુંડા ભાવ હોય, અને મરીને નરકે જાય છે, કારણકે અંદરમાં અનંતુ આર્તધ્યાન કર્યાજ કરતો હોય છે. મહા મમતાથી ભરેલો છે. કોઈ બહારથી શાંત દેખાતો હોય, પણ અભિપ્રાયમાં જેને દૃષ્ટિ ઉંધી છે, અજ્ઞાન ભાવ છે; તેને કાંઇ ધર્મી ન કહેવાય.

ગજસુકુમાર બાળવયે જ્ઞાન ધ્યાનમાં બેઠા હતા, માથે અગ્નિ ભર્યો, પણ આત્મા ચિદાનંદજ્ઞાતા પવિત્ર શાંત સ્વરૂપ એટલે દેહ દેહમાં જડમાં અને અગ્નિના પરમાણું અગ્નિમાં તેમાં આત્માને શું? તેઓ શુકલ ધ્યાનની શ્રેણી માંડીને આત્મજ્ઞાનની ઉજવળ દશા પ્રગટ કરીને,

નવું તે મહા અજ્ઞાન છે. કોઈ કહે છે કે "શરીરમાદ્યં ખલુ ધર્મસાધનમ્" વળી કોઈ કહે છે, કે "દેહ રક્ષતે ધર્મ" જેટલા આવું માનનારા અને બોલનારા છે, તે બધા નાસ્તિક છે. તેમને આત્મસ્વરૂપની ખબર જ નથી. તેમની બોલણીમાં પણ દોષ છે. જડને આત્મા માનનારા છે. કારણકે આને રાખવું એવો ભાવ આવ્યો, પણ દેહાદિ ઉપાધિને ન રાખું એમ ન આવ્યું. મૂળ શ્રદ્ધામાં જ ઉધાઈ છે. દેહનું મમત્વ છેદે, ઇંદ્રિયાદિના વિષયો સંબંધિનો રાગ છેદે, તો અરાગીપણાથી લાભ થાય. પરનિમિત્તથી આત્માને ગુણ થતો હોય તો બધાને થવો જોઇએ. જ્યાં નિમિત્ત ઉપર, કે કર્મ ઉપર વજન આવે ત્યાં પુરૂષાર્થ હોઈ શકે નહિ. જેટલે અંશે મન, ઇંદ્રિય દેહાદિનું અવલંબન તુટે, તેટલો ધર્મ થાય. જડના અવલંબનથી આત્માને ગુણ થાય એમ જેણે પરાશ્રિત કલ્યાણ માન્યું છે, તેની માન્યતા તદ્દન ઉંધી છે. દેહ રાખવાના ભાવે ધર્મ ન થાય. શરીરમાં રોગ થાય તેની ઉપાધિમાં રાગ દ્વેષ થઈ જાય એ જુદી વાત છે, પણ કરવા પડે એવો ભાવ જેને છે તેણે દેહ અને આત્મા બેઉ જુદા જાણ્યા જ નથી. પાંચ વરસ વધારે જીવું તો હું ધર્મ ધ્યાન વધારે કરી શકું એ દૃષ્ટિ જ મિથ્યા છે. આત્મા અવિનાશી, જ્ઞાતા-દૃષ્ટા, અક્રિય, નિર્મળ, સિદ્ધ સમાન છે, તેની શ્રદ્ધા થવી તે અપૂર્વતા છે. કંઈ વાતો નથી. જેણે પુરૂષાર્થ કર્યો છે તે જ્ઞાનદશા જાણે છે. દેહની અને બહારની અગવડતા, સગવડતા ઉપર આત્મધર્મ સાધવાનો આધાર નથી, એ વિષે ઘણીવાર કહેવાયું છે. ધર્માત્માને શરીરમાં મહારોગઆદિ વ્યાધિ હોય છતાં ધર્માત્મા જ્ઞાન ધ્યાનમાં મસ્ત રહે છે. વેદની કર્મનો કદી તીવ્ર ઉદય હોય, કદી મુખથી રાડ નીકળી જાય, છતાં અંતરમાં સમતા છે, શાંત સમાધિ છે. આત્માએ કયાં રાડ નાખી છે? દેહનો ધર્મ દેહમાં વર્તે છે. એ ધર્માત્મા-સમાધિમરણ કરીને એક બે ભવે મુક્ત થાય છે. સનત્કુમાર ચક્રવર્તિને સાતશેં વર્ષ મહાભયંકર વેદના શરીરમાં રહી હતી. ગળત કોઢની વ્યાધિ હતી. પ્રથમ મહારૂપવંત હતા. પછી છ ખંડનું રાજ્ય તજી જંગલમાં ધ્યાન કરતા હતા. પૂર્વે બાંધેલ અશાતા વેદનીના પ્રારબ્ધકર્મનો ઉદય, ભોગવવાનો હતો. તે પીડા સાતશેં વર્ષ રહી. તેમની શાંતિ જોઇને તેમની પાસે દેવ વૈદ્ય થઇને આવ્યા, કે મુનિ

:શા બદલાય છે તેમાંથી સંકલ્પ વિકલ્પ જન્મ પામે છે, અને દેહાદિની ક્રિયા થાય છે, તે જ હું છું એમ અજ્ઞાની જીવને ભ્રાન્તિ થાય છે. પણ જે ક્ષણે ક્ષણે નાશ પામે તે પણ જે હોય તે જાય નહિ અને જે ન હોય તે નવું થાય નહિ એ ન્યાયે નિત્ય ટકી રહે છે માટે જીવનું ચેતનત્વ ટકી રહે છે, અને દેહ, સંકલ્પ વિકલ્પ, તથા પૂર્વ અવસ્થા પલટી જાય છે; તે આત્મા સાથે નિત્ય રહેનારાં નથી. આત્મા આઠ કર્મનાં આવરણ અને દેહાદિ રજકણોથી છુટો પડી મોક્ષમાં જાય છે, અને કર્મનાં રજકણો તથા દેહનાં રજકણો બીજી અવસ્થા પામે છે. જગતમાં જડ પરમાણું અનંતા છે, તે સત્ છે, વસ્તુ છે, પદાર્થ છે, અને તેનાથી ભિન્ન ચૈતન્ય દ્રવ્ય છે. "કયારે કોઈ વસ્તુનો કેવળ હોય ન નાશ" એ મહાન સિદ્ધાંત છે. પદાર્થનું અવસ્થાંતર થાય છતાં વસ્તુ દ્રવ્ય પોતાની સ્વસત્તા છોડે નહિ. એક વસ્તુ બીજી વસ્તુનું કારણ થાય નહિ. મોક્ષ દશા થાય છતાં એક આત્મા બીજા આત્મામાં, કે જડ તત્ત્વમાં ભળી જાય નહિ. જડ અને ચેતન બન્ને દ્રવ્ય ત્રિકાળ, ભિન્ન ભિન્ન રહે છે. કોઈ કાળે જેમાં જાણવાનો ગુણ નથી તે જડ, અને સદાય જાણવાનો સ્વભાવ છે તે ચૈતન્ય. એવો બેઉનો કેવળ જુદો સ્વભાવ છે. લોકો મુખથી કહે છે કે દેહથી આત્મા જુદો છે, પણ વસ્તુનો સ્વભાવ જેમ છે તેમ બરાબર સમજે તો આત્મસ્વરૂપનો નિર્ણય થાય. દેહાદિની મમતા છોડયા વિના અને પરમાર્થનો પ્રેમ થયા વિના પદાર્થનો નિર્ણય થતો નથી. તત્ત્વજ્ઞાન લોકોને અઘરૂં પડે છે, તેથી પોતાના સ્વચ્છંદે જેમ ઠીક લાગે તેમ માને છે. પરનો આશ્રય લઇને સંતોષ માને, એટલે કાંતો ઈશ્વર કર્તા માને, કાંતો જડ અને જીવનું એકપણું માને, કાંતો રાગ દ્વેષ, અને સંકલ્પ વિકલ્પને પોતાનું સ્વરૂપ માને, એમ પોતાને ઇષ્ટ લાગે તેમ માને; પણ જ્યાંલગી જાત મહેનતથી અતીન્દ્રિય જ્ઞાનનો પુરૂષાર્થ, યથાર્થ વિધિવડે ન કરે, ત્યાંલગી રખડવાનો દોષ અને દુઃખનો પ્રસંગ ટળે નહિ. સાચું જાણે તો ભ્રમણા રહે નહિ. આત્મા કેવળજ્ઞાન સ્વરૂપ છે, એવો એકવાર ચોક્કસ યથાર્થપણે નિર્ણય થાય, તો એક ક્ષણના પુરૂષાર્થથી અનંત ભવના જન્મ મરણનો છેડો દેખાય. નિઃસંદેહ ખાત્રી થાય. અંદરથી પોતાને સાક્ષી આવે કે મારે હવે ભવ ભ્રમણ નથી; જયાં ત્યાં પૂછવા જવું પડે નહિ, સતનો યથાર્થ નિર્ણય કરે તો

નિર્વાણ પામ્યા. આખું માથું ખોપરી બળી ગઈ. તેમાં આત્માને શું? જેમ ઘરનો મંડપ બળી જતાં આકાશ બળતું નથી, તેવું આત્મભાન વર્તે છે, તેને દેહની અશાતા લાગતી નથી. પુરૂષાર્થ મંદ હોય તોપણ દેહમાં મમત્વબુદ્ધિ ન કરે. જે થાય તે જાણે. કદાપી ધર્માત્માને મૃત્યુ વખતે અશાતા વેદનીનો ઉદય હોય, મરતી વખતે અસાધ્ય જેવું દેખાય, છાતી ભરાઈ જાય. ત્યારે પણ તે તો જાણે કે પરમાણુનો યોગ એમજ હોય. જ્ઞાતા આનંદમાં ઝુલતો, સ્વરૂપ સ્થિતિમાં જ ટકતો, શાંતિ અને આનંદમાં દેહ છોડે, તેજ ભવે તે મોક્ષ જાય, અથવા એક બે ભવ પછી જાય. દેહના દુઃખે હું દુઃખી, અને દેહની સગવડતા એ હું સુખી, દેહની અનુકુળતાએ ધર્મ, અને ધર્મ–સાધન થાય, એમ માનવું તે મહા ભ્રમણા છે. દર્શનમોહ મિથ્યાત્વ છે. શરીર નિરોગી હોય તો ધર્મસાધન સારૂં થાય, એવી માન્યતાના અભિપ્રાયવાળા મિથ્યાદષ્ટિ છે. તેમને આત્માની શ્રદ્ધા જ નથી. મુખથી કહે કે દેહ તે મારો નથી, એ નાશવંત છે, હું અવિનાશી છું, પણ અભિપ્રાયમાં જેને દેહાત્મબુદ્ધિ છે. તેની ભાષા અને ભાવ છુપાશે નહિ. માટે સારા નિમિત્ત હોય, બહારની મનમાની સગવડતા હોય, તો ધર્મ સાધન ઠીક થાય, એ માન્યતા કાઢી નાખવી; અને તત્ત્વ જેમ છે, તેમ સમજવાનો પુરૂષાર્થ કરવો. ૫૬.

હવે જડ, ચેતન ત્રણે કાળે ભિન્ન જ છે એમ કહે છેઃ—

જડ ચેતનનો ભિન્ન છે, કેવળ પ્રગટ સ્વભાવ;
એકપણું પામે નહિ, ત્રણે કાળ દ્વય ભાવ. ૫૭.

આત્મા જ્ઞાતા દૃષ્ટા અરૂપી છે; તેનો ચૈતન્ય સ્વભાવ છે; તે નિર્મળ શાંત મૂર્તિ છે; તે ભગવાન આત્મા જ્ઞાન સ્વરૂપ છે; દેહાદિ જડ પદાર્થો તેનાથી તદ્દન ભિન્ન છે. ત્રણે કાળ જડ તે જડ છે, અજીવ છે, અચેતન છે, અને આત્મા જ્ઞાતા ચૈતન્ય છે. તે બેઉની અવસ્થા એક ક્ષેત્રમાં દેખાવા છતાં તેના લક્ષણ જુદાં જુદાં છે. જે ક્ષેત્રમાં આત્માને પરાધીનપણે દેહના આયુષ્ય પર્યંત રહેવું પડે છે, તે દેહમાં બીજા આઠ જડ કર્મના પાદા (—આવરણ) સાથે છે. તેની ક્ષણે ક્ષણે

શા બદલાય છે તેમાંથી સંકલ્પ વિકલ્પ જન્મ પામે છે, અને દેહાદિની ક્રિયા થાય છે, તે જ હું છું એમ અજ્ઞાની જીવને ભ્રાન્તિ થાય છે. પણ જે ક્ષણે ક્ષણે નાશ પામે તે પણ જે હોય તે જાય નહિ અને જે ન હોય તે નવું થાય નહિ એ ન્યાયે નિત્ય ટકી રહે છે માટે જીવનું ચેતનત્વ ટકી રહે છે, અને દેહ, સંકલ્પ વિકલ્પ, તથા પૂર્વ અવસ્થા પલટી જાય છે; તે આત્મા સાથે નિત્ય રહેનારાં નથી. આત્મા આઠ કર્મનાં આવરણ અને દેહાદિ રજકણોથી જુદો પડી મોક્ષમાં જાય છે, અને કર્મનાં રજકણો તથા દેહનાં રજકણો બીજી અવસ્થા પામે છે. જગતમાં જડ પરમાણું અનંતા છે, તે સત્ છે, વસ્તુ છે, પદાર્થ છે, અને તેનાથી ભિન્ન ચૈતન્ય દ્રવ્ય છે. "ક્યારે કોઈ વસ્તુનો કેવળ હોય ન નાશ" એ મહાન સિદ્ધાંત છે. પદાર્થનું અવસ્થાંતર થાય છતાં વસ્તુ દ્રવ્ય પોતાની સ્વસત્તા છોડે નહિ. એક વસ્તુ બીજી વસ્તુનું કારણ થાય નહિ. મોક્ષ દશા થાય છતાં એક આત્મા બીજા આત્મામાં, કે જડ તત્ત્વમાં ભળી જાય નહિ. જડ અને ચેતન બન્ને દ્રવ્ય ત્રિકાળ, ભિન્ન ભિન્ન રહે છે. કોઈ કાળે જેમાં જાણવાનો ગુણ નથી તે જડ, અને સદાય જાણવાનો સ્વભાવ છે તે ચૈતન્ય. એવો બેઉનો કેવળ જુદો સ્વભાવ છે. લોકો મુખથી કહે છે કે દેહથી આત્મા જુદો છે, પણ વસ્તુનો સ્વભાવ જેમ છે તેમ બરાબર સમજે તો આત્મસ્વરૂપનો નિર્ણય થાય. દેહાદિની મમતા છોડયા વિના અને પરમાર્થનો પ્રેમ થયા વિના પદાર્થનો નિર્ણય થતો નથી. તત્ત્વજ્ઞાન લોકોને અઘરૂં પડે છે, તેથી પોતાના સ્વચ્છંદે જેમ ઠીક લાગે તેમ માને છે. પરનો આશ્રય લઇને સંતોષ માને, એટલે કાંતો ઇશ્વર કર્તા માને, કાંતો જડ અને જીવનું એકપણું માને, કાંતો રાગ દ્વેષ, અને સંકલ્પ વિકલ્પને પોતાનું સ્વરૂપ માને, એમ પોતાને ઇષ્ટ લાગે તેમ માને; પણ જ્યાંલગી જાત મહેનતથી અતીન્દ્રિય જ્ઞાનનો પુરૂષાર્થ, યથાર્થ વિધિવડે ન કરે, ત્યાંલગી રખડવાનો દોષ અને દુઃખનો પ્રસંગ ટળે નહિ. સાચું જાણે તો ભ્રમણા રહે નહિ. આત્મા કેવળજ્ઞાન સ્વરૂપ છે, એવો એકવાર ચોક્કસ યથાર્થપણે નિર્ણય થાય, તો એક ક્ષણના પુરૂષાર્થથી અનંત ભવના જન્મ મરણનો છેડો દેખાય. નિઃસંદેહ ખાત્રી થાય. અંદરથી પોતાને સાક્ષી આવે કે મારે હવે ભવ ભ્રમણ નથી; જ્યાં ત્યાં પૂછવા જવું પડે નહિ, સતનો યથાર્થ નિર્ણય કરે તો

માર્ગ મળે, અને સાધનની ઓળખાણ થતાં તે રસ્તે ચાલવા મંડે. ભાવનગર કેવું છે, કેમ પહોંચાય, તે જાણ્યા વિના અંધપણે ચાલે તો જરૂર હેરાન થાય. બહારનું તો જ્યાં ત્યાં પૂછવે ઠેકાણું મળે, પણ આ તો લોકોત્તર માર્ગ, અતીન્દ્રિય સ્વરૂપ તેને જાણવાની વિધિ અનેરી છે. તેનો નિર્ણય પોતાની તૈયારીથી થઈ શકે છે, પણ બાહ્ય સાધનથી આત્મા ઉઘડતો નથી. તત્ત્વનો વસ્તુ સ્વભાવ જાણ્યા વિના, બીજા વિપરિત સાધન જે દેહ, મન, અને વાણીને ગમે તેમ કેળવે પણ તે બધાં સાધન નિષ્ફળ છે. બીજું કરે તો બીજું થાય. જડ ભાવનો કર્તા થઈ, પુણ્ય પરિણામ કરે તો જડ ભાવથી જડ ફળે. માટે અપૂર્વ તત્ત્વની ખોજ કરો અને જાગો. આ કાળે પણ એક કે બે દેહ કરી આત્મા કર્મ ઉપાધિથી સર્વથા મુક્ત થઈને પોતાના સ્વાધીન મોક્ષ-સ્વરૂપને પુરૂષાર્થથી અવશ્ય પામી શકે છે. વર્તમાનકાળે તેની સાક્ષી, પ્રતિતિ, અને અનુભવ થઈ શકે છે. માટે પ્રથમ જડ ચેતનની જુદાઈ જાણવા માટે વસ્તુ સ્વભાવ જેમ છે, તેમ પોતાના નિર્ણયથી જાણો જડ અને ચેતન એ ત્રણે કાળમાં દ્વિભાવપણું છોડી એકપણું પામે નહિ.

પ્રશ્ન—મોક્ષમાં જીવ કેવી રીતે રહે છે.

ઉત્તર—બધા આત્મા સદાય જુદા છે, કારણકે એકને રોગ થાય તો બીજાને થતો નથી, તેમજ એક મોક્ષમાં જાય ત્યારે બીજા જતા નથી. રૂપીયાનું વજન અને કિંમત બધા રૂપીયામાં સમાનપણે છે, પણ સંખ્યાપણે બધા જુદા જુદા છે, એક તે બીજો નથી. તેમ મોક્ષમાં જાય, ત્યાં પણ એક થાય નહિ.

પરમાણું પુદ્‌ગલ પણ સ્વતંત્ર જડ પદાર્થ છે, તેથી ત્રિકાળ જીવ-ચૈતન્યનું જુદાપણું છે; એમ બેઉ દ્રવ્યનું જુદાપણું-દ્વૈતભાવ તે કદી એકભાવ થાય નહિ. ૫૭.

૪૮ મી ગાથામાં કહ્યું હતું કે આત્મા જ નથી તો મોક્ષ ક્યાંથી હોય? તેનો છેલ્લો જવાબ કહે છે કેઃ—

આત્માની શંકા કરે, આત્મા પોતે આપ;
શંકાનો કરનાર તે, અચરજ એહ અમાપ. ૫૮.

વિચાર કરીને સમજવાને નવરા થાય, વિચારપૂર્વક પ્રશ્ન કરે તો સમજાયને? તત્ત્વ શું છે, વસ્તુ સ્વભાવની પ્રતિતિ કેમ થાય, તેની રીત સમજવા માગે તો સમજાય. જાણવા માટે પ્રશ્ન કેમ કરવા તે માટે પણ વિચાર મનન જોઇએ. પોતાની તૈયારી વિના કોઈ મફત આપી શકે તેમ નથી. પાત્રતા વિના વસ્તુ નાખશો શેમાં? માટે પ્રથમ વિચાર દશા કેળવવી જોઇએ. ખરેખર જુઓ તો ગુરુ પોતાની સાધ્યદશા છે, એટલે પરમાર્થે આત્મા પોતે સાધ્ય છે, અને વિચાર, મનન, સત્સમાગમ, અભ્યાસ અને શ્રવણ એ સાધન છે. પ્રથમ આ સમજીને સમજણ કરવાની છે. સમજવા માટે વિચાર મન્થન કરે, અને અંતરની શંકા કરે કે "એ અંતર્ શંકા તણો સમજાવો સદુપાય" અને સમજવાને ધીરો થાય, તો તેને સમજાવનાર નિમિત્ત ઉપકારી થાય. તૈયારી પોતાની જોઇએ. અહીં કહે છે કે જાણનારો પોતે સળંગ ઉભો છે. તેને શંકા પડે છે, કે હું છું કે નહિ? જેમ ઓરડામાં કોઇને જોવા મોકલ્યો અને કહ્યું કે તે ઓરડામાં કોણ કોણ છે તે જોઈ આવ. આવીને તે જવાબ આપે છે કે ત્યાં કોઈ નથી. શેઠે ફરીથી કહ્યું કે મારે કોઇનું કામ છે ત્યારે નોકરે ફરીને જવાબ આપ્યો કે ત્યાં કોઈ નથી. કોઈ નથી એવું નક્કી કોણે કર્યું? પોતે શંકા કરે અને શંકાનો કરનાર તેને જ ભાળતો નથી એ નવાઇની વાત છે. દૃષ્ટાંત છે એક ગુરુએ શિષ્યને કહ્યું કે, કોઈ ન ભાળે તેમ, આ રૂપીયાની થેલી છે તેને દાટજે. શિષ્ય ગયો, અને દાટી આવ્યો, આવીને ગુરુને કહે છે, કે મેં કોઈ ન ભાળે તેમ તે વસ્તુ દાટી છે. ગુરુ કહે કોઇને તેની ખબર નથી ને? ઉત્તરઃ– ના. ગુરુ કહે તને ભૂલીને દાટવાનું મેં ક્યારે કહ્યું હતું? એમ આત્મા દરેક ક્ષણે સાક્ષીપણે હૈયાત છે; છતાં તે પોતે નથી એમ માનવું તે કેટલી નવાઇની–અચરજની વાત છે. ઘણા ભાઇઓ, આત્મા છે તેમ માનતા હોય પણ તે કેવો છે કેવો નથી. તેની કાંઈ પ્રતિત નથી. તેઓ કહે છે કે આપણે તો અજ્ઞાની છીએ. આપણને કાંઈ આવડે નહિ. મોં માથું હાથ ન આવે. પણ ભાઇરે? એ વાત નક્કી કરી તેની ખબર કોને પડે? પરનો પોતે નિર્ણય કરે, અને કહે કે આત્માનો નિર્ણય થઈ શકતો નથી. પણ મધ્યસ્થપણે ધીરજથી ઉંડી વિચારણા કરે તો પોતાને આત્મા જણાય તેમ છે. પોતે તો જાગતો અનંતજ્ઞાની છે. છે

તે સ્વભાવને ઉથાડી શકે છે. પોતાની જાતની વાત છે. અહીં શ્રી ગુરુ કહે છે, કે ઉથાઇથી શંકા કરીને તું કહે છે, કે આત્માજ નથી, જાણ નારોજ નથી. જો કોઈ કહે કે 'મારી માતા વંધ્યા છે' તો તેની મશ્કરી થાય છે. તેમ હું નથી એ તારી બુદ્ધિ વિષે અમાપ અચરજ થાય છે. બીજાએ પણ સમજી લેવું કે આત્માની ઝીણી વાત આમ સુરાથી સમજાય નહિ તેમ કહેનારા પણ અત્રા આશ્ચર્યરૂપ છે. હવે શિષ્ય કબુલતાની ભાષાએ બીજી શંકા કરશે. આત્મા છે તે તો નક્કી થયું. પણ હવે નિત્ય છે કે કેમ? તેની શંકા કહેશે. આપે જે બે ન્યાય કહ્યા તેને મેં ખ્યાલમાં રાખ્યા છે. તેમ પણ તે કહેશે. પણ અહીં તો લોકોને રોજ સાંભળવું અને ઘેર જઇને કાંઈ વિચાર મનન કરવું નહિ, ભૂલી જવું. ૫૦, ૬૦, વર્ષો સુધી સામાયિક પડિક્રમણાના નામે પથરણાં ફાડયાં, અપાસરા સેવ્યા, છતાં આવા પ્રશ્નો કરીને સતને સમજવાની ધગશ કોઇએ કરી? શિષ્ય એવા હોવા જોઇએ કે બરાબર એકાગ્રતાથી જે ન્યાય આવે તેને પકડી શકે અને તેને અધિકપણે સમજવા માટે પ્રશ્ન કરે.

આત્મા છે અને નિત્ય છે એમ ઓઘિક રીતે ઘણા વાતો કરે છે. પણ વિચાર દ્વારા જાતે નિર્ણય કરનારા બહુ થોડા હોય છે. શાસ્ત્રો વાંચે, પણ નિર્ણય ન કરે કે આમ જ છે, અને આ ન્યાયથી છે. શ્રીમદ્‌ પોતેજ શિષ્યની જિજ્ઞાસાની આબેહુબ રચના કરી છે, અને હૃદયમાં આરપાર ઉતરી જાય તેવી હૃદયવેધક ભાષામાં સંવાદ છે. ૫૮.

તા. ૨૧—૧૦—૩૯.

હવે—આત્માની નિત્યતાની શંકા કરતાં પહેલાં "આત્મા છે" એમ બતાવનારા ન્યાયનો પોતે અંતરમાં વિચાર કર્યો છે એ જણાવે છે:-

આત્માના અસ્તિત્વના, આપે કહ્યા પ્રકાર;
તેનો થાય છે, અંતર્ કર્યે વિચાર. ૫૯.

આત્મા છે, તેના પ્રકાર કહ્યા. તેનો અંતરથી વિચાર છે તેમ એમ શિષ્ય જણાવે છે. આપે

આપેલા ન્યાયોને ઓળખીને મેં તેનું બહુમાન કર્યું છે, અને મારા પોતાના ઉપાદાનની જાગૃતિથી "આત્મા છે" એમ મેં અંતરમાં વિચાર કરી નિર્ણય કર્યો છે. મારા આત્મામાં ભળીને મેં નિર્ણય કર્યો છે, માટે હવે અધિક શંકાનો સદુપાય બતાવો. સૂત્રોમાં પણ એવી પદ્ધતિ આવે છે કે, પ્રભુ? આચારાંગ સૂત્રમાં આમ કહ્યું છે, પણ હવે સુયગડાંગના બીજા અધ્યયનમાં શું કહ્યું છે તે કહો. એમ મહાન્ મુનિવરો તથા કેવળજ્ઞાની ભગવાનના વચ્ચેનો પણ ગુરુ શિષ્યના સંવાદરૂપે કથન આવે છે.

અવિનાશી આત્મા છે એમ વાતો ઘણાય કરે છે, પણ અનિત્ય વસ્તુ પ્રત્યેનો પ્રેમ તો ઘટતો નથી. તેઓ ઘણાં શાસ્ત્રો વાંચતા હોય તેથી શું? તેમણે આત્માને નિત્ય જાણ્યોજ નથી કેમકે સંસારમાં તેમને પ્રેમ વર્તે છે. સતની ઓળખ નથી ત્યાંલગી પોતાનું નિત્યત્વ ભાસ્યું જ નથી. ૫૯.

હવે અહીં શિષ્ય બીજી શંકા રજુ કરે છેઃ—

**બીજી શંકા થાય ત્યાં, આત્મા નહિ અવિનાશ;**
**દેહયોગથી ઉપજે, દેહવિયોગે નાશ. ૬૦.**

આગળ આવશે કે આત્મ તત્ત્વના નિર્ણય માટે તથા સતની પ્રાપ્તિ માટે ખરૂં ઔષધ, વિચાર અને ધ્યાન છે. ઘણા જીવો પ્રશ્ન પૂછતાં અચકાય છે અને શંકાનું સમાધાન કરતા નથી. અમારી કિંમત ઓછી અંકાશે એવા માનમાં રહી પૂછી શકતા નથી. તેમ વિચાર પણ કરતા નથી. પણ અહિં તો શ્રી ગુરુ કહેશે કે—

"ષટ્ પદના ષટ્પ્રશ્ન તેં પૂછ્યાં કરી વિચાર,
તે પદની સર્વાંગતા, મોક્ષ માર્ગ નિર્ધાર."

અહીં તો ક્રમબદ્ધ વિચારણાથી પ્રશ્નો કર્યા છે. એ ઉપરથી પ્રશ્નકાર કેવા હોવા જોઇએ તે સમજવાનું છે. અહીં શિષ્યની શંકા છે કે, જેમ ઘડિયાળ આદિ સંચાની ગોઠવણી થતાં તે ચાલવા માંડે છે, તેમ આત્મા દેહના સંયોગે ઉપજે અને દેહના નાશથી નાશ થતો

તે સ્વભાવને ઉઘાડી શકે છે. પોતાની જાતની વાત છે. અહીં શ્રી ગુરુ કહે છે, કે ઉંધાઈથી શંકા કરીને તું કહે છે, કે આત્માજ નથી, જાણનારોજ નથી. જો કોઈ કહે કે 'મારી માતા વંધ્યા છે' તો તેની મશ્કરી થાય છે. તેમ હું નથી એ તારી બુદ્ધિ વિષે અમાપ અચરજ થાય છે. બીજાએ પણ સમજી લેવું કે આત્માની ઝીણી વાત અમારાથી સમજાય નહિ તેમ કહેનારા પણ બધા આશ્ચર્યરૂપ છે. હવે શિષ્ય કબુલવાની ભાષાએ બીજી શંકા કરશે. આત્મા છે તે તો નક્કી થયું. પણ હવે નિત્ય છે કે કેમ? તેની શંકા કહેશે. આપે જે જે ન્યાય કહ્યા તેને મેં ખ્યાલમાં રાખ્યા છે. તેમ પણ તે કહેશે. પણ અહીં તો લોકોને રોજ સાંભળવું અને ઘેર જઇને કાંઈ વિચાર મનન કરવું નહિ, ભૂલી જવું. ૫૦, ૬૦, વર્ષો સુધી સામાયિક પડિક્કમણાના નામે પથરણાં ફાડયાં, અપાસરા સેવ્યા, છતાં આવા પ્રશ્નો કરીને સતને સમજવાની ધગશ કોઇએ કરી? શિષ્ય એવા હોવા જોઇએ કે બરાબર એકાગ્રતાથી જે ન્યાય આવે તેને પકડી શકે અને તેને અધિકપણે સમજવા માટે પ્રશ્ન કરે.

આત્મા છે અને નિત્ય છે એમ ઓધિક રીતે ઘણા વાતો કરે છે. પણ વિચાર દ્વારા જાતે નિર્ણય કરનારા બહુ થોડા હોય છે. શાસ્ત્રો વાંચે, પણ નિર્ણય ન કરે કે આમ જ છે, અને આ ન્યાયથી છે. શ્રીમદે પોતેજ શિષ્યની જિજ્ઞાસાની આબેહુબ રચના કરી છે, અને હૃદયમાં આરપાર ઉતરી જાય તેવી હૃદયવેધક ભાષામાં સંવાદ રચ્યો છે. ૫૮.

તા. ૨૧—૧૦—૩૯.

હવે—આત્માની નિત્યતાની શંકા કરતાં પહેલાં "આત્મા છે" એમ બતાવનારા ન્યાયનો પોતે અંતરમાં વિચાર કર્યો છે એ જણાવે છે:-

આત્માના અસ્તિત્વના, આપે કહ્યા પ્રકાર;
સંભવ તેનો થાય છે, અંતર્ કર્યે વિચાર. ૫૯.

આપે જે આત્મા છે, તેના પ્રકાર કહ્યા. તેનો અંતરથી વિચાર કરવાથી આત્મા છે તેમ મને જણાય છે એમ શિષ્ય જણાવે છે. આપે

"દેહયોગે ઉપજે દેહવિયોગે નાશ" તે ગાથાના ઉત્તરમાં ગુરુ શિષ્યને કહે છે, કે તને એમ નથી લાગતું કે આત્મા સહજ સ્વભાવી અને અનુભવરૂપ છે? લક્ષણ બે પ્રકારનાં છે તેમાં એક સંયોગી નિમિત્તરૂપ અને બીજું તાદાત્મ્ય સંબંધ આત્મભૂત. દેહ છે તે તો માત્ર પરમાણુનો સંયોગ છે, દેહની રચના તો અનંત અનંત રજકણોના સંયોગવાળી અવસ્થા છે. તે આત્માથી ભિન્ન છે, એ તો કહેવાઈ ગયું છે. અનંત સુક્ષ્મ પરમાણુઓ પરસ્પર સ્વભાવે ચોંટીને દેહરૂપે પિંડપણું પામ્યા છે તેનું નામ શરીર કહેવાય છે. તેનો આત્મા સાથે સંયોગી સંબંધ માત્ર છે. મૃત્યુ વખતે આત્મા જ્યારે જાય છે, ત્યારે તેની સાથે દેહનું જવું થતું નથી. ચૈતન્યત્વ—જીવપણું જે દેહમાં દેખાતું હતું તે મૃત્યુ પછી જણાતું નથી. જાણનાર તો ચૈતન્ય છે, તે તો અરૂપી એટલે વર્ણ, ગંધ, રસ, સ્પર્શ રહિત છે. અને દેહ છે તે તો વર્ણ ગંધ, રસ, સ્પર્શ સહિત છે; અને તે જડરૂપ દેખાય એવો મૂર્તિક છે; વળી દેહ જ્ઞાનનો વિષય (જ્ઞેય) છે; તે જડ પદાર્થ અતિન્દ્રિય ચૈતન્યની ઉત્પત્તિ અને નાશને કેમ જાણી શકે? આ દેહ તે મારો નથી, તે ક્ષણિક છે અને હું અવિનાશી છું. એટલી વાતનો દ્રઢ નિર્ણય થાય તો દેહની અનંતી મમતા છૂટી જાય છે, અને નિંદા સ્તુતિનો રાગ તથા તૃષ્ણા, કષાયાદિ દોષ ટળી જાય છે. લોકો પોતાથી આટલો પણ નિર્ણય કરતા નથી. જાણે કે દેહનો નાશ થાયે જીવનો નાશ થાય છે એમ માને છે. વળી કેટલાક કહે છે કે દેહમાંથી જીવ ગયા પછી ઘરબાર રૂપીયાનું ગમે તે થાય, મર્યા પછી માલ "ગોલણ ગાડાં ભરે" વળી કેટલાક કહે છે કે, દેહ નાશવંત છે; તેની વાત સાચી છે. પણ તેમનો ભાવ સાચો નથી. કારણકે જો આત્મસ્વરૂપ પોતાથી સ્વાધીન નિત્ય છે, એમ ચોક્કસ જાણ્યું હોય તેને પરવસ્તુમાં ક્ષોભ, મમતા, બંધન થાય નહિ. અહીં શિષ્યને તર્ક અને ન્યાયથી જ્ઞાની કહે છે, કે "હે શિષ્ય! દેહની ઉત્પત્તિ અને નાશને તેં જાણ્યા કેવી રીતે? નાશ પામનારો નાશ અને ઉત્પત્તિને જાણી શકે નહીં. તે ઉપજતી વિણસતી અવસ્થાને જાણનારો કેવો છે, તેનો અનુભવ કોને થાય છે તે કહે છે."

હોય તો? ત્રણે કાળ "આત્મા" પદાર્થ રહેતો હોય એમ મને જણાતું નથી.

ત્રીજી શંકા.

ઘણી વસ્તુઓ ભેગી થવાથી દારૂ નામના પદાર્થમાં માદકતા થાય છે; તેમ ઘણા જડ પદાર્થો ભેગા થવાથી સંયોગી રસાયન તરીકે આત્મા થઈ જતો હોય તો? એમ કારણો આપી પોતાની શંકા ગુરુ પાસે જાહેર કરી સમાધાનની માગણી કરે છે. ૬૦.

હવે શિષ્ય "નિત્યતા"ની શંકાના બીજા કારણો જણાવે છે:—

અથવા વસ્તુ ક્ષણિક છે, ક્ષણે ક્ષણે પલટાય;
એ અનુભવથી પણ નહિ, આત્મા નિત્ય જણાય. ૬૧.

આત્મા છે એમ તો અમે માનીએ; દેહ, ઇંદ્રિયોથી જુદો છે, જાણનારો છે એ તમારી વાત સાચી; પણ દેહનો નાશ થયા પછી કોઈ જીવ મને કહેવા આવતો નથી કે "અમે છીએ." વળી ક્ષણે ક્ષણે શુભાશુભ ભાવ ઇચ્છા આદિ પરિણામ થઇને નાશ પામે છે. કોઈ વાર તીવ્ર લોભ, કોઇવાર ઉદારતા, કોઇવાર ક્રોધ, કોઈવાર ક્ષમા એમ વસ્તુ બદલાઈ નાશ થઈ જાય છે, તેથી વસ્તુ નિત્ય લાગતી નથી, પણ ઉત્પત્તિ અને લય થયા જ કરે છે. આ બૌદ્ધ દર્શનની માન્યતા છે. પણ એ પક્ષ એકાંતી છે. જિનેશ્વર ભગવાન સર્વજ્ઞ જ્ઞાનથી કહે છે, તે યુક્તિ, ન્યાય અને અનુભવથી સિદ્ધ છે, કે આત્મા નિત્ય ટકતો બદલાય છે. દ્રવ્યે નિત્ય છે, અને પર્યાયે પલટાય છે, એ ન્યાય આગળ આવશે. અહીં શિષ્ય કહે છે, કે ગુણ વખતે આત્મા બીજો અને દોષ વખતે બીજો, ક્રોધ વખતે બીજો અને ક્ષમા વખતે બીજો એમ હોય તો? માટે નિત્યપણું જણાતું નથી; માટે આનો કાંઈ સાચો ઉપાય હોય તો જણાવો. શ્રી સદ્‌ગુરુ કહેશે કે દરેક આત્મા સ્વતંત્ર છે, અને નિત્ય છે. ૬૧.

દેહ માત્ર સંયોગ છે, વળી જડ, રૂપી, દૃશ્ય,
ચેતનના ઉત્પત્તિ લય, કોના અનુભવ વશ્ય? ૬૨.

અને જ્ઞાન તો ક્ષણમાં ઘણા કાળનો વિચાર, સ્મરણ કરી શકે છે. બે વર્ષનું બાળક પણ એકવાર અગ્નિથી દાઝે તો તે અગ્નિને ફરી અડવાથી ડરે છે, અને સ્મરણ ટકાવી રાખે છે. માટે જાણવું તે નિત્ય સ્વભાવ છે. જેનો જે સ્વભાવ, જે લક્ષણ, તે સદાય ટકી રહે. જડ પદાર્થ પણ એક સુક્ષ્મ પરમાણું કે જે સુક્ષ્મમાં સુક્ષ્મ છેલ્લો અણું છે, તે ત્રિકાળ તેની સત્તામાં ટકી રહેનારો નિત્ય છે. તેમજ જે હયાતીવાળો પદાર્થ છે, તે કોઈ કાળે ન હોય તેમ ન બને. "એક સમય તે સૌ સમય ભેદ અવસ્થા જોઈ" નિત્ય એવા પદાર્થની ક્ષણે ક્ષણે અવસ્થા બદલાય છે, અને વસ્તુ તરીકે ટકી રહે છે. તો જેનું ચૈતન્ય લક્ષણ છે, જે લક્ષણ જડ પદાર્થમાં નથી તે સ્વતંત્રપણે કેમ ન ટકી રહે? માટે શ્રી ગુરુ કહે છે કે જીવની અવસ્થા હર્ષ, શોક, રતિ, અરતિ, દયા, ક્ષમા, અને ક્રોધપણે જણાય છે, પણ તેને જાણનારો નિત્ય ટકતો છે, ધ્રુવ છે. આનંદઘનજી કહે છે કે—

"સ્થિરતા એક સમયમાં ઠાણે ઉપજે વિણસે તબહિં,
ઉલટ પલટ ધ્રુવ સત્તા રાખે યા હમ સુનીહિં ન કબહિં.
અબધુ નટનાગરકી બાજી."

આત્મામાં અવસ્થા દૃષ્ટિએ જોઈએ તો ક્રોધનો નાશ અને ક્ષમાની ઉત્પત્તિ થાય છે, અને આત્મા ચૈતન્ય સત્તા ધ્રુવ, નિત્ય રહે છે, એમ ક્ષણે ક્ષણે સમય સમય વર્તિ પૂર્વ અવસ્થાનો નાશ અને ઉત્તર (નવી) અવસ્થાની ઉત્પત્તિ છે, અને જાણનાર જ્ઞાતા ચૈતન્ય સત્તા નિત્ય ધ્રુવ છે. આ ન્યાય યથાર્થ સમજાય તો ત્રણ લોક, ત્રણ કાળમાં પોતાનું સત્પણું છે એમ દૃઢ થઈ જાય. આ બધું સમજવા માટે પોતાની તૈયારી જોઈએ. ક્રોધના પરિણામ થયાં ત્યાં જાણ્યું કે આ ઠીક નથી પછી ક્ષમા ધારણ કરી. બેઉ અવસ્થામાં પોતે ટકી રહ્યો. એવી જે બે અવસ્થાને પલટવામાં પોતે છે, તેમાં વચ્ચે કોઈની સહાય ન આવી. જો દેહના કારણે સમતા રહેતી હોય તો દેહ તો જ્ઞાની મુનિ અને જ્ઞાની ગૃહસ્થને પણ છે. પોતાના અનુભવથી પ્રત્યક્ષ દેખી શકીએ છીએ કે ક્રોધ ટાળીને ક્ષમા કરવામાં બીજાનો આધાર રાખવો પડતો નથી. ક્ષમા સ્વભાવ ટકાવી રાખવામાં દેહ ના પાડી શકે નહિ. આત્મા

જે રજકણો જડ અને રૂપી છે, તેમાંથી ચેતનની ઉત્પત્તિ થવા યોગ્ય નથી, અને તેના વિયોગે ચેતનનો નાશ પણ થવા યોગ્ય નથી. આ ન્યાય બહુ બળવાન છે. કારણકે જે જે પરમાણું,—રજકણની અવસ્થા છે; તેમાં ચેતનપણું જાણપણું નથી. તેનાથી ચેતનની ઉત્પત્તિ થઈ શકે નહીં. જો દેહમાં જીવ તત્ત્વનું ભળી જવું થતું હોય તો જડમાં ચેતનની કોઈ અવસ્થા થવી જોઈએ, પણ આયુષ્ય પુરૂં થયે દેહના કોઈ અંગમાં જીવત્વ દેખાતું નથી. જાણનાર ગયા પછી શરીરને છેદો, કાપો, બાળો, છતાં કોઈ તેમાં જાણનાર નહીં હોવાથી દેહને ખબર પડતી નથી. શરીરને પ્રહાર કરવામાં આવે અને શરીર પ્રત્યે રાગ ન હોય તો આત્માને કંઈ દુઃખ થતું નથી; આત્મા અરૂપી છે. જેમ આકાશમાં પ્રહાર કરો તો આકાશને કાંઈ દુઃખ થતું નથી, તેમ જ્યારે દેહમાં ચેતન પદાર્થ આત્મા હોય, ત્યારે તે શરીરની મમતા, રાગદ્વેષ કરે તો જીવને દુઃખની લાગણી થાય છે; જીવ જડ સ્થૂળરૂપી પદાર્થોમાં ભળી ગયો નથી. ભળી ગયો હોય તો મૃત્યુ પછી દેહમાં જીવત્વ જણાવું જોઈએ. બૌદ્ધ દર્શનની માન્યતા છે કે વસ્તુ નાશવાન છે; પણ અહીં તો એમ કહેવું છે કે જેને આત્મા અવિનાશી છે એવી યથાર્થ શ્રદ્ધા નથી તે બૌદ્ધ જ છે, મિથ્યા-દૃષ્ટિ છે. જેને બાહ્ય પદાર્થ ઉપર રતી, અરતી થતી હોય, અને પુત્ર, સ્ત્રી, લક્ષ્મીનો નાશ થયો એમ દેખાતાં શોક થાય છે, અને સંયોગે હર્ષ પામે છે, તે અજ્ઞાનમતી છે, બૌદ્ધ છે. અહીં તો શિષ્ય સમજીને પ્રશ્ન કરે છે, તેને ગુરુ યથાર્થ ન્યાયથી સમજાવે છે, કે તું એમ કહીશ કે દેહના સંયોગથી જીવની ઉત્પત્તિ થાય, અને દેહ નાશે જીવનો નાશ થાય, તો તે કોણે જાણ્યું? તે અનુભવ કોને થયો? માટે દેહ પહેલાં પણ જે હતો, અને દેહ પછી પણ જે છે તે અનુભવ સ્વરૂપ આત્મા નિત્ય છે, જાણનારો છે તે નિત્ય જાણક છે. ઉપજવું અને નાશ પામવું એ બેને લક્ષમાં લેનારો નિત્ય ધ્રુવ છે. ગયા માસની વાત આ માસમાં યાદ રહે છે, અને એક માસ પછી દીવાળી પર્વ આવશે તેની ખબર છે, તેમ ભવિષ્યકાળ અને ભૂતકાળ એમ બેઉ પૂર્વ અને પશ્ચાત્ કાળનો એક સેકન્ડમાં નિર્ણય કરનાર નિત્ય છે. તે સ્મૃતિનો અનુભવ ટકાવી રાખે છે. દરેક ક્ષણે અને પળે ત્રિકાળપણું બતાવે છે. પરમાણુની ક્રિયા તો ક્રમેક્રમે થાય છે,

અને જ્ઞાન તો ક્ષણમાં ઘણા કાળનો વિચાર, સ્મરણ કરી શકે છે. બે વર્ષનું બાળક પણ એકવાર અગ્નિથી દાઝે તો તે અગ્નિને ફરી અડવાથી ડરે છે, અને સ્મરણ ટકાવી રાખે છે. માટે જાણવું તે નિત્ય સ્વભાવ છે. જેનો જે સ્વભાવ, જે લક્ષણ, તે સદાય ટકી રહે. જડ પદાર્થ પણ એક સુક્ષ્મ પરમાણું કે જે સુક્ષ્મમાં સુક્ષ્મ છેલ્લો અણું છે, તે ત્રિકાળ તેની સત્તામાં ટકી રહેનારો નિત્ય છે. તેમજ જે હયાતીવાળો પદાર્થ છે, તે કોઈ કાળે ન હોય તેમ ન બને. "એક સમય તે સૌ સમય ભેદ અવસ્થા જોઈ" નિત્ય એવા પદાર્થની ક્ષણે ક્ષણે અવસ્થા બદલાય છે, અને વસ્તુ તરીકે ટકી રહે છે. તો જેનું ચૈતન્ય લક્ષણ છે, જે લક્ષણ જડ પદાર્થમાં નથી તે સ્વતંત્રપણે કેમ ન ટકી રહે? માટે શ્રી ગુરુ કહે છે કે જીવની અવસ્થા હર્ષ, શોક, રતિ, અરતિ, દયા, ક્ષમા, અને ક્રોધપણે જણાય છે, પણ તેને જાણનારો નિત્ય ટકતો છે, ધ્રુવ છે. આનંદઘનજી કહે છે કે—

"સ્થિરતા એક સમયમાં ઠાણે ઉપજે વિણસે તબહિં,
ઉલટ પલટ ધ્રુવ સત્તા રાખે યા હમ સુનીહિં ન કબહિં.
અબધુ નટનાગરકી બાજી."

આત્મામાં અવસ્થા દૃષ્ટિએ જોઇએ તો ક્રોધનો નાશ અને ક્ષમાની ઉત્પત્તિ થાય છે, અને આત્મા ચૈતન્ય સત્તા ધ્રુવ, નિત્ય રહે છે, એમ ક્ષણે ક્ષણે સમય સમય વર્તિ પૂર્વ અવસ્થાનો નાશ અને ઉત્તર (નવી) અવસ્થાની ઉત્પત્તિ છે, અને જાણનાર જ્ઞાતા ચૈતન્ય સત્તા નિત્ય ધ્રુવ છે. આ ન્યાય યથાર્થ સમજાય તો ત્રણ લોક, ત્રણ કાળમાં પોતાનું સત્‌પણું છે એમ દૃઢ થઈ જાય. આ બધું સમજવા માટે પોતાની તૈયારી જોઇએ. ક્રોધના પરિણામ થયાં ત્યાં જાણ્યું કે આ ઠીક નથી પછી ક્ષમા ધારણ કરી. બેઉ અવસ્થામાં પોતે ટકી રહ્યો. એવી જે બે અવસ્થાને પલટવામાં પોતે છે, તેમાં વચ્ચે કોઇની સહાય ન આવી. જો દેહના કારણે સમતા રહેતી હોય તો દેહ તો જ્ઞાની મુનિ અને જ્ઞાની ગૃહસ્થને પણ છે. પોતાના અનુભવથી પ્રત્યક્ષ દેખી શકીએ છીએ કે ક્રોધ ટાળીને ક્ષમા કરવામાં બીજાનો આધાર રાખવો પડતો નથી. ક્ષમા સ્વભાવ ટકાવી રાખવામાં દેહ ના પાડી શકે નહિ. આત્મા

નિત્ય અવિનાશી છે એવી જેને પ્રતિત હોય, તેને અનિત્ય વસ્તુ પ્રત્યે પ્રેમ મોહ ન થાય. તે પર વસ્તુનો—મન, વાણી, દેહનો કર્તા પોતાને માને નહીં. જડ વસ્તુનો સ્વામી ન થાય. માટે જ્યાંસુધી જીવનું નિત્યપણું જીવને યથાર્થપણે ભાસ્યું નથી, ત્યાંસુધી તેણે વિચારવાનું છે. જો કદી એમ કહીએ કે ચેતનની ઉત્પત્તિ થવી અને નાશ થવો તે આત્મા જાણે, એટલે કે હું નાશ પામ્યો અને ઉપજ્યો એમ જાણે તો તે બોલનાર–જાણનાર મિથ્યા માન્યતાવાળો થયો; એ વચન અપસિદ્ધાંત થયું. કોઈ કહે કે મારા મુખમાં જીભ નથી એવું થયું. ભાવાર્થ જ્ઞાન સ્મરણ કરનારો નિત્ય છે; એમ જાણનારનું તો નિત્યપણું દેખાય છે. તમેજ અંતરમાં વિચારી જુઓ કે પ્રમાણ શું છે? "સચ્ચા જ્ઞાનકો પ્રમાણ કહતે હૈં" અનુમાન=અનુ=અનુસરીને નિત્યપણાનું, માન=માપ કરવું તે એમ આત્મા છે, તે નિત્ય છે, એ ઘણા ન્યાયથી સિદ્ધ થાય છે. ૬૨.

તા. ૨૨–૧૦–૩૯ ગાથા ૬૨ મીનો સાર ગાથા ૬૩ માં છે.

જેના અનુભવ વશ્ય એ, ઉત્પન્ન લયનું જ્ઞાન;
તે તેથી જુદા વિના, થાય ન કેમે ભાન. ૬૩.

૬૨ મી ગાથામાં ન્યાય કહ્યો. હવે ૬૩ માં તેનો સિદ્ધાંત કહે છે. જેના અનુભવમાં ઉત્પત્તિ અને નાશનું જ્ઞાન વર્તે છે, તે જાણનારો તેથી જુદો રહ્યા વિના કોઈ પ્રકારે તેને ઉત્પન્ન લયનું જ્ઞાન સંભવતું નથી; અથવા ચેતનની ઉત્પત્તિ અને લય થાય છે, એવો અનુભવ કોઈને પણ થવા યોગ્ય નથી. સ્વપ્નમાં કોઈને પોતાનાં મૃત્યુનો ભાસ થાય છતાં જાગૃત થતાં તેમ જણાતું નથી. એ પણ પહેલાનું ને પછીનું જ્ઞાન કરનારો તો પોતે નિત્ય જ છે. સમુદ્રનાં મોજાં ઉપજે છે, ને વિણસે છે; પણ તેને દેખનારો ઉપજતોએ નથી ને નાશ પણ પામતો નથી. એટલે જાણનારો તો નિત્ય જ છે. જાણનારો તો તે બેઉ કાળને સળંગ જાણનારો છે. ૬૨ મી ગાથામાં ઉત્તર છે, કે જે વખતે દેહનો નાશ થાય છે, તે વખતે જીવનો નાશ થતો હોય તો ગંભીર માંદગીના કાળે પોતાને લાગે કે હવે આ દેહ નહિ રહે, એવું જે અપ્રગટ ભાન

છે તે અનિત્ય દેહને જાણનારો અનિત્ય કેમ હોઈ શકે? આ દેહ નહિ રહે એમ જાણ્યું તેની સાથે જ એમ આવ્યું કે હું નિર્ણય કરનારો તો નિત્ય રહેનાર છું. અનિત્યનો નિર્ણય કરનાર અનિત્ય હોય તો બીજી ક્ષણે કોણે જાણ્યું કે પ્રથમ હું હતો? લોકો કહે છે કે આત્મા નિત્ય છે, પણ યથાર્થ યુક્તિથી, ન્યાયથી અંતર્ વિચારણાથી તેઓ પોતાની નિત્યતાનો નિર્ણય કરતાજ નથી. જેને પોતાનું યથાર્થપણું ભાસ્યું હોય તેને રાગદ્વેષ, અજ્ઞાન અને મમત્વ ભાવમાં ઠરવું ન હોય. અનિત્યમાં ઠરવું ન હોય તેને જાતિ અનુભવની જરૂર છે. ૬૩.

હવે આત્મા નિત્ય પ્રત્યક્ષ છે એમ બતાવે છે:—

**જે સંયોગો દેખીએ, તે તે અનુભવ દૃશ્ય;**
**ઉપજે નહિ સંયોગથી, આત્મા નિત્ય પ્રત્યક્ષ. ૬૪.**

જે જે દૃશ્ય પદાર્થો દેખવામાં આવે છે, તે તે જાણનારનાં જ્ઞેય છે, પર છે, તે તે સંયોગનું અનિત્યપણું દેખાય છે. સંયોગપણું વિચારતાં વિચારતાં ક્રમ પૂર્વક ભેદ પડે છે, તેથી કાંઈ જાણનારો ભેદરૂપ થઈ જતો નથી. કાળની અવસ્થાનો ભેદ પડે છે, પણ ત્રણે અવસ્થામાં, સળંગપણે પર સંયોગને જાણનારો, કોઈ સંયોગરૂપે નથી. સંયોગને જાણનારો અસંયોગી, સ્વાભાવિક પદાર્થ છે; કેમકે કોઇપણ સંયોગોમાંથી ચેતનત્વ (અનુભવ) ઉત્પન્ન થવા યોગ્ય નથી. આત્મા એ રીતે અનુત્પન્ન છે, અસંયોગી હોવાથી અવિનાશી છે. જેની કોઈ સંયોગથી ઉત્પત્તિ ન હોય તેનો કોઈ સંયોગને વિષે લય પણ હોય નહિ. અનાજ, ભોજન, આહારથી આત્માનું ટકવું નથી. ઘણા સંયોગોથી, કોઈ જડ વસ્તુ, મકાન આદિની રચના થાય છે, વળી તે વિખરાઇને અન્ય અવસ્થારૂપે થઈ જાય છે, પણ તેમાંથી કંઈ ચેતન (જાણક) પદાર્થની ઉત્પત્તિ અને નાશ સંભવતો નથી. જે જે સંયોગો દેખાય છે તે તે સંયોગોની અવસ્થાને પલટતી (બદલતી) જોનારો પલટી જતો નથી. જાણવામાં ક્રમ પડે છે, પણ સળંગ અનુભવ સ્વરૂપ પોતે નિત્ય છે. કોઈ કહે કે સંયોગોથી જ્ઞાન થાય છે, તો તે વાત જુઠી છે. જો આત્મામાં જાણક શક્તિ ન હોય તો શું જડ પદાર્થ જ્ઞાનની શક્તિ આપી શકે?

જો એમ હોય તો જ્ઞાન–સમજણ પરાધીન બને, અને એવું માનવામાં ઘણા વિરોધ આવે. જાણનાર સંયોગને જાણે, પણ સંયોગ કાંઈ જાણનારને જાણતા નથી. આત્મા બાળકના દેહમાં નાનો દેખાય છે અને દેહના ક્ષેત્રનો વિસ્તાર થવાથી આત્માના ક્ષેત્રનો વિસ્તાર થાય છે. પણ તે કાંઈ દેહના આધારે નથી. આયુષ્ય પુર્ણ થતાં દેહનું અને જીવનું છુટાપણું થાય છે, પણ દેહમાં જીવત્વ જણાતું નથી. સ્વપ્નામાં પણ જીંદગીમાં નહિ જોયેલા પદાર્થ, ગામ, નગર, અનેક ક્ષેત્ર, વીગેરે રચના જ્ઞાનમાં જણાય છે. પૂર્વ જન્મના સ્મરણો જણાય છે. આ બધું બતાવે છે કે અનુભવ સ્વરૂપ આત્મા પરથી જુદો, અસ્પર્શ નિત્ય છે. પરમાણુમાં સ્પર્શાદિરૂપી ગુણ છે, ચીકાશ, લુખાશ, વર્ણ, ગંધ, રસ હોય છે, તે પદાર્થો ભેગા થતાં અસ્પર્શપણું નિપજી શકે નહિ. સ્પર્શાદિ ભેગાં થાય તો ઘણા સ્પર્શ થાય, પણ તેનાથી અસ્પર્શ અરૂપી તત્ત્વ કેમ ઉપજે? માટે સંયોગના ભાવરૂપ ચેતન નથી. જેટલા પદાર્થો નજરે દેખાય છે તે બધામાં સ્પર્શ છે; તેમાં બંધન—પિંડ થવાનું કારણ લુખાશ, ચીકાશ છે, તેવો સ્વભાવ તો પરમાણું, પુદ્‌ગલમાં છે. જે જીવને પોતાના જ્ઞાતા, જ્ઞાન સ્વભાવનું ભાન નથી, તે રાગદ્વેષ કરે છે, પરની ચીકાશની આસક્તિનો આરોપ પોતાંમાં કરે છે; રતિ, અરતિ, . ઠીક, અઠીકપણું કરવારૂપ માન્યતા એ પરવસ્તુની ચીકાશનો સ્વીકાર છે. જીવમાં એવી યોગ્યતા છે કે પોતાના નિર્મળ જ્ઞાનગુણને વિપરિતપણે માની શકે છે, છતાં પરમાણુનો સ્વભાવ જે સ્પર્શાદિ છે, તે રૂપ જીવ થઈ શકતો નથી; માટે અસ્પર્શી એવો આત્મા તે સંયોગોના ભાવરૂપ સ્પર્શને પામતો નથી. સ્પર્શવાળા સંયોગી વસ્તુઓમાં જાણકભાવ નથી. સંયોગી પદાર્થ એવા મન, વાણી દેહ તે સ્પર્શરૂપે છે; આટલું જીવ જાણે તો અનુભવસ્વરૂપ આત્મા નિત્ય અને અસ્પર્શી છે, એમ તે નિર્ણય કરી શકે. આ અંતર્ વિચારથી જાણવાનું છે. જેમ છે તેમ સમજવાનું છે. લોકોને નિમિત્ત, સંયોગ પ્રત્યે પ્રેમ હોવાથી તેના આશ્રયની રૂચિ રહે છે. સંયોગ છે ત્યાં વિયોગ છે. પુદ્‌ગલ દ્રવ્યનું ગળવું અને મળવું તે જડ પદાર્થનો સ્વાભાવિક ગુણ છે. સંયોગો ઉત્પન્ન લયવાળાંજ હોય છે. આત્મા તેનાથી વિલક્ષણ છે. આત્મા સ્પર્શને પામતો નથી, તે રૂપ થતો નથી. આ ન્યાય જે જીવને યથાર્થપણે

સમજાય, તેને નિર્દોષ જ્ઞાનદશા પ્રગટે. આમાં જડ અને ચેતનની જુદાઈનો ન્યાય આવી જાય છે. જીવ સ્પર્શાદિનો પોતામાં આરોપ કરે તો પર પ્રસંગમાં રોકાય.

આત્માનો મોક્ષ સ્વભાવ છે, અને બંધમાં અટકવાની યોગ્યતા છે. સંયોગી, સ્પર્શાદિ ગુણવાળા પુદ્ગલમાં બંધસ્વભાવ છે, અને જુદા થવાની યોગ્યતા છે. આત્માનું લક્ષણ જડ પદાર્થથી વિલક્ષણ છે, આત્મા અવિનાશી, અસંયોગી, અનુત્પન્ન છે, તે નિત્ય અનુભવ જ્ઞાયક સ્વરૂપ છે. હે શિષ્ય ! તું તેને જાણ. જીવે પોતાના ગુણને ચીકાશ, લુખાશરૂપ માન્યો છે, તેથી પર પદાર્થમાં રાગ, દ્વેષ, મમતા તે કરે છે, અને સંસારના ક્ષણિક પદાર્થોની પલટાતી અવસ્થામાં હર્ષ, શોક, રાગાદિની ચીકાશરૂપ પોતાને માને છે. પોતાને ભૂલી જઈને, સંયોગી પદાર્થમાં પોતાની હયાતી માનવાનું કારણ પોતાનું અજ્ઞાન છે. લોકો મનન કરતા નથી. આ આત્મસિદ્ધિમાં અદ્ભૂત રચના કરી છે. જુઓ તો ખરા ! જ્ઞાની કેવો પરમ ઉપકાર કરી ગયા છે. સરલ ભાષામાં, મર્મવેધક ભાવથી આત્માની એવી સિદ્ધિ કરી છે, કે જેની કોઈ ના પાડી શકે નહિ. ૬૪.

હવે જડથી ચેતન કે ચેતનથી જડ ઉપજે નહીં એમ બતાવે છે:-

**જડથી ચેતન ઉપજે, ચેતનથી જડ થાય;**
**એવો અનુભવ કોઈને, ક્યારે કદી ન થાય. ૬૫.**

જડ વસ્તુમાંથી જીવની ઉત્પત્તિ થતી નથી, અને ચેતનથી જડની ઉત્પત્તિ થતી નથી. એકનું લક્ષણ અન્ય-રૂપે થાય એવો અનુભવ કોઈ જીવને ક્યારે પણ (ત્રણકાળમાં) થાય એવું બનતું નથી.

જડ વર્ણ, ગંધ, રસ, સ્પર્શની અવસ્થાને ધારણ કરે છે, અને તેના સંયોગથી થએલ સ્થૂળપિંડ ઇંદ્રિયો દ્વારા દેખાય છે, પણ તે દ્વારા આત્મા જાણી શકાતો નથી. સંયોગો પલટે છે, અનેકપણું ધારણ કરે છે, પણ આત્મા નિત્ય અવિનાશી જ્ઞાયક છે. જે છે તેનો નાશ થાય નહિ. જે સત્તા ચૈતન્ય મૂર્તિ છે અને જે સત્તા જડરૂપી છે, તેનું

અસ્તિત્વ પલટીને અન્યથા—અન્યસત્તા રૂપે થવું કોઈ પ્રકારે સંભવતું નથી. ૬૫.

હવે આત્મા અસંયોગી હોવાથી ભવિષ્યમાં પણ નિત્ય રહે છે એમ બતાવે છે:—

કોઈ સંયોગોથી નહિ, જેની ઉત્પત્તિ થાય;
નાશ ન તેનો કોઇમાં, તેથી નિત્ય સદાય. ૬૬.

આત્મા અનુત્પન્ન, અમિલન, અને અનાદિ અનંત છે તેથી તે નિત્ય છે, તેની ઉત્પત્તિ કોઈપણ જડ પરમાણુઓના સંયોગથી થાય નહિ માટે આત્મા ત્રિકાળ નિત્ય છે. પુનર્જન્મની ખાત્રી વિષે સર્વેનું દૃષ્ટાંત આવશે. બીજાં અનેક લક્ષણ પ્રગટ પૂર્વ જન્મની સાબિતી આપે છે. ઘણાને પૂર્વ જન્મના સુસંસ્કારનું સ્મરણ થાય છે. શ્રીમદ્ રાજચંદ્રે નાની ઉમરમાં કાવ્ય કહ્યું હતું કે "લઘુવયથી અદ્‌ભૂત થયો તત્ત્વ જ્ઞાનનો બોધ, એજ સૂચવે એમ કે ગતિ અગતિ કાં શોધ"? હવે ભવભ્રમણ કરી તત્ત્વને શોધવા જવું નથી. પૂર્વભવના અપૂર્વ સંસ્કાર જાગ્રત થયા, તેથી જાણ્યું કે આ લોહનો ધક્કો પૂર્વ પ્રયત્નનો છે. આત્મ વીર્યનો ઉઘાડ એ ભૂતકાળની જ સંધિ બતાવે છે.

ધર્મધ્યાનના ચાર પ્રકારમાં પણ નિત્યતાનો વિચાર છે. અહીં ધર્મધ્યાનના ચાર પ્રકારનું સ્વરૂપ કહેવામાં આવે છે. (૧) વીતરાગ આજ્ઞા વિચાર–સાધક દશાનો વિચાર હું-વર્તમાન કેટલી ભૂમિકામાં છું. (૨) બાધકતાનો વિચાર–વિઘ્ન કેટલું બાકી છે તે અને દુઃખના કારણોનો વિચાર. (૩) વિપાક વિચાર–કર્મ ઉદય જન્ય કષાય ભાવની અસ્થિરતા ટાળવાનો વિચાર. (૪) સંસ્થાન વિચાર–કર્મ ઉદયની સત્તાનો ક્યારે નાશ થશે, અને મારા શુદ્ધ આત્મ દ્રવ્યનું પ્રગટ નિરાવરણ સંસ્થાન કેવા પુરૂષાર્થથી પ્રગટ થાય. શુદ્ધઉપયોગની આકૃતિ, સહિત અગુરૂલઘુ સ્વભાવ વ્યંજન પર્યાયનો સ્વયંસ્થિર શુદ્ધ આકાર ક્યારે પ્રગટશે તેનો વિચાર તે નિત્યતાનો વિચાર છે. આ પરમાર્થ ધર્મધ્યાનનો વિચાર છે.

તા. ૨૩—૧૦—૩૯.

૯૦ મી ગાથાનો ઉત્તર ૬૬ માં ચાલે છે, કે કોઇપણ ઉત્પત્તિના સંયોગથી આત્મા ઉત્પન્ન ન થાય, છતાં તેને ઉત્પત્તિવાળો માનવો તે મિથ્યાવાત છે. પોતાથી જ સ્વાધીન સ્વભાવે જે વસ્તુ હોય તેનો નાશ હોય નહિ. છે તેનો નાશ કેમ થાય? આત્મા જ્ઞાનસ્વરૂપ છે, તેનો નાશ થઇને પરમાણુઓમાં ભળી જાય નહીં. આત્મા ન હોય તો તેની ઉત્પત્તિ થવી સંભવતી નથી. જે વસ્તુ ન હોય તે નવીન કેમ ઉપજે? છે તે સત્ છે, છે તે ત્રિકાળ છે, તેથી ગયે કાળે તે ન હતું એમ નહિ. સસલાને શીંગ કોઇએ દીઠાં નથી. આકાશને પુષ્પ કોઇએ જોયું નથી, માટે જે નથી તે ત્રણે કાળ નથી, જે છે તે ત્રિકાળ છે. હોય તે ત્રિકાળ રહે. અવસ્થાંતર ( બદલવું ) થાય પણ સત્પણે નિત્ય ટકી રહે.

શરૂઆતમાં કહેલ છ બોલની યથાર્થ વિચારણા વિના આત્માના સાચા સ્વરૂપની પ્રતિતિ થઇ શકે નહિ; માટે ખૂબ મનન કરવાની જરૂર છે. આચાર્યોએ પ્રથમ કહ્યું છે કે આ છ બોલ સમ્યગ્દર્શનનું કારણ છે, માટે તેનું મનન કરવું જોઇએ. રૂચિ વિના, દૃઢ નિર્ણય વિના, આગળ કેમ વધી શકાય? પક્ષીને ઉડવું હોય તો શક્તિ પાંખમાં છે, પણ નીચેની કઠણ ભૂમિકા જો હોય તોજ ઉડી શકે. તેમ આત્માની સહજ સ્વભાવિકતા પોતામાં છે, પણ કઠણ ભૂમિરૂપી નિત્યતાનો દૃઢ નિર્ણય થયા વિના સ્થિરતાનો પુરૂષાર્થ કેમ થઇ શકે? પ્રથમ યથાર્થ ન્યાયથી વિચારણા થવી જોઇએ; લોકોને મૌન થઇને બેસવું ગમે છે, બીજું વિચારવું ગમે છે, પણ તત્ત્વનો યથાર્થ વિચાર કેમ હશે, તેને કેમ સમજવો, તેની વિચારણામાં બહુ મુશ્કેલી માને છે, કેમકે તેમાં પ્રેમ નથી પણ સંસારમાં પ્રેમ છે. ઘણાને વાતો સાંભળવી ગમે છે, પણ પોતાનું તત્ત્વ કેમ છે તેની સુક્ષ્મ વિચારણા કરવી ગમતી નથી. જે ન થઇ શકે તે કરવાના મનોરથ સેવે છે, અને જે સાચું હિત છે તે ન કરે, એવી લોકોની ઘણા ભાગે વર્તમાન મનોવૃત્તિ છે. આત્મા ચૈતન્ય મૂર્તિ છે. તેની સાથે આઠ કર્મના રજકણ છે. તે કર્મનું ફળ આ નોકર્મ સ્થૂળ દેહ છે. પૂર્વના પ્રારબ્ધ યોગે દેહાદિ પિંડની રચના થાય છે, આયુષ્ય પૂર્ણ થતાં જીવ તે દેહ છોડીને બીજો દેહ ધારણ

વાસના આદિથી વૈરાગ્ય, અસંગતા, સંસારથી અનુત્સાહ, અને બાહ્ય પ્રસંગની અરૂચિ દેખાય છે, અને કેટલાકને આહાર આદિનું ગૃદ્ધિપણું દેખાય છે. એમ વિચિત્રતા જોવામાં આવે છે. એ જીવની નિત્યતા, એટલે અનંતકાળથી જીવ શક્તિ—ચૈતન્યતાનું નિત્યપણું દેખાય છે. ઘણા જીવોને આત્માની વાત કાને પડતાં ન ગમે, દ્વેષ જોવામાં આવે છે, અને કામ ભોગ બંધની કથા, સંસારના વિષયાદિ પ્રસંગોની કથાદિમાં પ્રેમ જોવામાં આવે છે; જ્યારે એકાદ પાત્ર જીવને ધર્મની એક વાત કાને પડતાં અંતરમાં પ્રેમ હોંશ અને તત્ત્વની જિજ્ઞાસા વધી જાય છે. અને જ્ઞાનીના વચનો સાંભળતાં અંદરથી હુકાર આવે છે, કે આત્માની વાત આમ જ છે, એમ અંતરમાં સત્‌નું બહુમાન આવે છે. નાની ઉંમરનાં વૈરાગ્યવંત નવ વર્ષના બાળક પણ જોયાં છે. એવંતાસુકુમાળની વાત છે કે, ગૌતમ સ્વામિ આહાર લેવા નીકળ્યા છે. એવંતાસુકુમાળ રાજકુમાર છે જેની કાયા અતિકોમળ છે. મુનિને જતા દેખીને આહારની વેળા સમજીને તે મુનિને આગ્રહ કરે છે, કે હે મુનિ, આહાર લેવા પધારો, જાણે પોતાને મહાન લાભ થયો હોય એમ માતાને વધામણી આપે છે. માતા હર્ષિત થાય છે. મુનિને તે કહે છે કે હું તમારી સાથે આવું! કહો? નવ વર્ષે કેટલો ઉત્કૃષ્ટ ધર્મ પ્રેમ? મુનિનો આદર એ પૂર્વના બળવાન સંસ્કારની ખાત્રી આપે છે. ઘણા કહે છે કે,-ધર્મે તો સમાજને બાયલા કરી દીધા છે; કંઈ કરવું નહિ, સેવા, ક્રિયા કાંઈ કરવું નહિ, ફક્ત એકલો આત્મા આત્મા જ કરીને વાતોડીઆ નવરા થઈને બેઠા છે; એમ કહેનાર પોતે પૂર્વે આત્માની વિરાધના કરીને આવેલ છે, તે માનતા હોય છે કે પરનું આપણું કર્યું થાય છે. એટલે આત્મા પણ જડ જ છે, એવી તેમની માન્યતા છે. તેને કોઈ આત્માની સાચી વાત કહે કેઃ-આત્મા અક્રિય, નિર્મળ, જ્ઞાતા, રાગ દ્વેષ રહિત છે, શુભરાગ પુણ્યાદિ રહિત છે. અને મન, વાણી, તથા દેહની ક્રિયા આત્મા કરે એમ માનવું તે મિથ્યાત્વ છે, તો તે આટલું સાંભળતાં તો વક્તા પ્રત્યે દ્વેષથી ત્રાડ નાખી બોલે કે તમારી વાત જુદી છે. એમ જ્યાં સત્‌ની પ્રમાણિક વાત આવે તેનો નિરોધ કરવાની બુદ્ધિ અને સંસાર પ્રત્યે ઘણા પ્રેમની બુદ્ધિ વગેરે કારણો પૂર્વ જન્મના સંસ્કાર સિદ્ધ કરે છે, અને તે વડે આત્માનું સળંગપણું, નિત્યપણું નક્કી થાય છે.

તા. ૨૪—૧૦—૩૯.

વળી કોઈ એમ દલીલ કરે કે માતા પિતાના વીર્ય રેતના ગુણના કારણે એની ઉત્પત્તિ થતી હોય તો? પૂર્વ જન્મ તેમાં કારણભૂત નથી. તેનો ઉત્તર એમ છે કે વીર્ય-રેતના જડ રજકણોથી જીવની ઉત્પત્તિ સંભવતી નથી. જો વીર્યની જાતમાંથી જીવની ઉત્પત્તિ થતી સંભવતી હોય, તો જે માતા પિતા કામભોગને વિષે વિશેષ પ્રીતિવાળા જોવામાં આવે છે એના પુત્રો વૈરાગ્યવંત બાળપણાથી જણાય છે તે કેમ બને? પૂર્વ જન્મના બ્રહ્મચર્ય અને વૈરાગ્યના સુસંસ્કારો લઈને તે જીવો આવે છે તે પૂર્વ જન્મની ખાત્રી આપે છે. તેમજ પૂર્વના આત્મજ્ઞાનના સંસ્કાર સહિત, બ્રહ્મચર્યના પ્રેમવાળા, પરમ સમતાવંત પુત્રો હોય છે તે પૂર્વના બળવાન સંસ્કાર છે. શ્રીમદ્ પણ કહે છે કે, અમે પૂર્વ જન્મના આત્મજ્ઞાનની સત્ સ્વરૂપની આરાધનાનું બળ લઈને આવ્યા છીએ, અને એક ભવ પછી આત્માની પૂર્ણ શુદ્ધ પવિત્ર દશા પ્રગટ કરશું. એ ભણકાર નાની ઉમરમાં ક્યાંથી આવ્યા? સોળમે વર્ષે કહ્યું કે હું સચ્ચિદાનંદ શુદ્ધ સ્વરૂપી આત્મા છું. લોકોમાં કહેવત છે કે થોરે કેળાં પાક્યાં. માતા પિતા સાધારણ હોય, એટલે ગરીબ અને નીચ કુળ જેવા યોગ હોય, છતાં કોઈ પુત્રી કે પુત્ર નાનપણથી મહા પવિત્ર સુસંસ્કારવાળાં દેખાય છે. તેમાં પણ ચૌભંગી સમજવી. (૧) માતા પિતા ખાનદાન ઉત્તમ કુળના હોય, અને તેના પુત્રો વ્યભિચારી અને નીચ કાર્ય પ્રસંગમાં વર્તતા જણાય. (૨) સારા માતા પિતાના સારા પુત્રો પણ હોય, (૩) માતા પિતા દુષ્ટ હોય અને પુત્રો સારા ગુણોના ધારક હોય, (૪) અને દુષ્ટ માતા પિતાના દુષ્ટ પુત્રો પણ પાકે. પણ અહીં તો, પરમ પવિત્ર વીતરાગ પુત્ર રત્નો કેમ પાકે છે તેનું દૃષ્ટાંત અતિમુક્તમુનિનું છે. તેમની ઉમર નવ વર્ષની છે. મુનિને જોયા અને અંતરમાં કંઈ કંઈ અપૂર્વ ભાવની ઉર્મિ ઉલ્લસે છે. મુનિને આમંત્રણ કરી પ્રેમપૂર્વક ઘેર આહાર લેવા તેડી લાવે છે. આહાર વિધિ થયા પછી તેઓ માતા પાસેથી રજા માગે છે. માતા તેના ઊંડા ગંભીર પ્રશ્નોથી વિચારમાં પડે છે. માતાના પ્રશ્નોના ઉત્તરમાં કહે છે કે હું પૂર્વે હતો; પણ કયા ભવમાં, કોણ હતો તેની ખબર નથી. મારે

રના માતાના ઉદરમાં અથવા કોઈ પ્રકારની યોનિ (ઉત્પત્તિ સ્થાનમાં) વાવી તેની સાથે આવેલું જે સુક્ષ્મ કાર્મણ શરીર છે તેમાંથી, આ યુ કર્મ અને નામ કર્મના કારણે બીજા અનેક પરમાણુઓના સં- ગથી પ્રથમ નાનો દેહ થાય છે, તે દેહના વિકાસ થતાં મોટો સ્થૂળ હ થઈ જાય છે. પૂર્વકર્મના ફળને ભોગવવા માટે દેહ સાથે જીવને ધાવું પડ્યું છે, પણ તેથી તેમાં ભળીને એક થયો નથી. જો ભળીને એકરૂપ થયો હોય, તો ફરી ઉપજી શકે નહિ. માટે પર સંયોગથી જીવ નુત્પન્ન છે. જ્ઞાન સ્વરૂપ ભગવાન વર્ણ, ગંધ, રસ, સ્પર્શમાં ભળવા ગ્ય નથી. યથાર્થ વિચારથી આત્માનું એ પ્રકારે નિત્યપણું યોગ્ય ારશે. ૬૬.

હવે ન્યાય આપે છે કેઃ—

ક્રોધાદિ તરતમ્યતા, સર્પાદિકની માંય;
પૂર્વજન્મસંસ્કાર તે, જીવનિત્યતા ત્યાંય. ૬૭.

ક્રોધાદિ પ્રકૃતિનું અધિકપણું સર્પાદિક જીવોમાં અધિક જણાય છે. નાનો સાપ હોય, પણ વીર્યની ઘણી ઉગ્રતા હોય છે. ફુંફાડા મારીને બીજાને ભય ઉપજાવે એવો ક્રોધ, માનાદિ, પ્રકૃતિનું વિશેષ- પણું છે; તેણે વર્તમાનમાં તો ક્રોધનો અભ્યાસ કર્યો નથી. સર્પના બચ્ચાં જન્મે છે કે તરતજ તેને તેની માતા મારી નાખે છે, છતાં તેમાંથી કોઈ બચ્ચું ખસી જાય છે. તેને વર્તમાનમાં તેના માતા પિતાએ કંઈ શીખવાડ્યું નથી, પણ પૂર્વ જન્મના સંસ્કારથી ક્રોધાદિ પ્રકૃતિનું તેને વિશેષપણું દેખાય છે.

ક્ષત્રિયકુળનું નાનું બાળક હોય છતાં તેની આંખમાં અને પ્ર- વૃત્તિમાં માનની મોટાઈ વગેરે સંસ્કાર વધારે દેખાય છે, તેમ ઘણા પ્રકારો જોવાથી, પૂર્વજન્મના સંસ્કાર દેખાય છે. લોકોને બહારની સ્થૂળ વસ્તુનો ઘણો પ્રેમ છે, તેથી તેનું જાણપણું કરવું હોય તો ત્યાર નહિ પણ "હું કોણ અને ક્યાંથી થયો? શું સ્વરૂપ છે મારું?" એનો ન્યાયથી નિર્ણય કરવાની ગરજ નથી, તેથી સાચું " વિના અનંતકાળ રખડવાનું ઊભું છે. ભવનો ભાવ રહ્યો

નથી. ત્યાંસુધી નિશંકે ઉંઘ કેમ આવે? બીજાની હાએ હા પાડી દે કે આત્મા હશે કારણકે બધા કહે છે; પણ જ્યાંસુધી જાતે યથાર્થ નિર્ણય કર્યો નથી ત્યાંસુધી કોઈ એવો કુયુક્તિવાળો મળશે તો ઉંધે રસ્તે લઈ જશે. તો પોતાની સત્તા શું, શક્તિ શું, સ્વાધીનતા શું, ત્રિકાળપણું અને પૂર્ણ સ્વાધીન સુખ સ્વરૂપ શું, એનો નિર્ણય કરવાની વિધિ જાણવામાં પ્રયત્ન કર્યા વિના, સંતની રૂચિ વિના, પુરૂષાર્થ ક્યાંથી કરશે.

અહીં તો નિત્યતા સિદ્ધ કરવી છે. સર્પને વિષે જન્મથી ક્રોધીપણું દેખાય છે, અને કબુતરને બીજા જીવની હિંસા ન કરવી એવી પ્રકૃતિ જોવામાં આવે છે. ખાટલામાં માંકડ પરસેવાના નિમિત્તથી થાય છે, અથવા સાગનાં લાકડાંમાંથી સહેજે ઉપજે છે. તેને પકડવાની ચેષ્ટા કરીએ તો તે દૂર ખસી જાય છે, ભય પામે છે; તે ભય સંજ્ઞાનું અધિકપણું પૂર્વ જન્મના સંસ્કાર છે.

જુઓ-ઘેટાંને; પાછળથી કોઈ કાપે, છતાં તેને દુઃખ જણાતું નથી અને ઘાસ ખાધા કરે છે તે તેના પૂર્વ જન્મની પ્રકૃતિના સંસ્કાર છે. કોઈ સાસુ વહુને કજીયો થતાં ગ્યાસલેટ છાંટીને બળે છે, તે માનની ખાતર અનંતી પીડા સહે, પણ રાડ ન નાખે. કોઈને ચાનક ચડે છે ત્યારે ઉંધાઈની ઉગ્રતા કરે છે. વાણિયા, ક્ષત્રિય અને બ્રાહ્મણ આદિ જાતિમાં પણ અમુક જાતની પ્રકૃતિના સંસ્કારો જણાય છે; તેમ ઘણા ન્યાયથી પૂર્વ જન્મની નિત્યતા સિદ્ધ થાય છે. કોઈ જીવને બીજા જીવના દેહ પ્રત્યે ઘણો પ્રેમ જોવામાં આવે છે. વળી કોઈને બીજા પ્રત્યે દ્વેષ-વેર રહે છે. જગતમાં ઘણા જીવોમાંથી ખાસ એકાદ જીવ સાથે પ્રેમ, એકાદ જીવ સાથે વેર એવી વિચિત્રતા કેમ દેખાય છે? તે પણ પૂર્વ જન્મના સંસ્કાર છે. શ્રી કૃષ્ણ-વાસુદેવ અને તેમના ભાઈ શ્રી બળદેવને ઉત્કૃષ્ટ પ્રેમ હતો. એમ પૂર્વ જન્મના અનેક આવા બળવાન સંસ્કાર પ્રત્યક્ષ દેખાય છે; માટે જીવનું નિત્યપણું છે. ઘણા જીવોમાં જન્મથી ડરપોકપણું, કેટલાકમાં નિર્ભયતા, કેટલાકમાં ગંભીરતા, કેટલાકમાં હાસ્ય મશ્કરી કૌતુહલતા, કેટલાકમાં અસરલતા, કેટલાકમાં સરલતા, કેટલાકમાં નિર્બલતા, રોગીપણું, કોઈમાં વિશેષ ભય સંજ્ઞા, આ બધું પૂર્વ જન્મના સંસ્કારનું ફળ છે. કોઈ ધર્માત્મા જન્મે તેને ક્રમ-

વાસના આદિથી વૈરાગ્ય, અસંગતા, સંસારથી અનુત્સાહ, અને બાહ્ય પ્રસંગની અરૂચિ દેખાય છે, અને કેટલાકને આહાર આદિનું ગૃદ્ધિપણું દેખાય છે. એમ વિચિત્રતા જોવામાં આવે છે. એ જીવની નિત્યતા, એટલે અનંતકાળથી જીવ શક્તિ—ચૈતન્યતાનું નિત્યપણું દેખાય છે. ઘણા જીવોને આત્માની વાત કાને પડતાં ન ગમે, દ્વેષ જોવામાં આવે છે, અને કામ ભોગ બંધની કથા, સંસારના વિષયાદિ પ્રસંગોની કથાદિમાં પ્રેમ જોવામાં આવે છે; જ્યારે એકાદ પાત્ર જીવને ધર્મની એક વાત કાને પડતાં અંતરમાં પ્રેમ હોંશ અને તત્ત્વની જિજ્ઞાસા વધી જાય છે. અને જ્ઞાનીના વચનો સાંભળતાં અંદરથી હકાર આવે છે, કે આત્માની વાત આમ જ છે, એમ અંતરમાં સત્નું બહુમાન આવે છે. નાની ઉમરનાં વૈરાગ્યવંત નવ વર્ષના બાળક પણ જોયાં છે. એવંતાસુકુમાળની વાત છે કે, ગૌતમ સ્વામિ આહાર લેવા નીકળ્યા છે. એવંતાસુકુમાળ રાજકુમાર છે જેની કાયા અતિકોમળ છે. મુનિને જતા દેખીને આહારની વેળા સમજીને તે મુનિને આગ્રહ કરે છે, કે હે મુનિ, આહાર લેવા પધારો, જાણે પોતાને મહાન લાભ થયો હોય એમ માતાને વધામણી આપે છે. માતા હર્ષિત થાય છે. મુનિને તે કહે છે કે હું તમારી સાથે આવું! કહો? નવ વર્ષે કેટલો ઉત્કૃષ્ટ ધર્મ પ્રેમ? મુનિનો આદર એ પૂર્વના બળવાન સંસ્કારની ખાત્રી આપે છે. ઘણા કહે છે કે,-ધર્મે તો સમાજને બાયલા કરી દીધા છે; કંઈ કરવું નહિ, સેવા, ક્રિયા કાંઈ કરવું નહિ, ફક્ત એકલો આત્મા આત્મા જ કરીને વાતોડીઆ નવરા થઈને બેઠા છે; એમ કહેનાર પોતે પૂર્વે આત્માની વિરાધના કરીને આવેલ છે, તે માનતા હોય છે કે પરનું આપણું કર્યું થાય છે. એટલે આત્મા પણ જડ જ છે, એવી તેમની માન્યતા છે. તેને કોઈ આત્માની સાચી વાત કહે કે:-આત્મા અક્રિય, નિર્મળ, જ્ઞાતા, રાગ દ્વેષ રહિત છે, શુભરાગ પુણ્યાદિ રહિત છે. અને મન, વાણી, તથા દેહની ક્રિયા આત્મા કરે એમ માનવું તે મિથ્યાત્વ છે, તો તે આટલું સાંભળતાં તો વક્તા પ્રત્યે દ્વેષથી ત્રાડ નાખી બોલે કે તમારી વાત જુઠી છે. એમ જ્યાં સત્‌ની પ્રમાણિક વાત આવે તેનો નિરોધ કરવાની બુદ્ધિ અને સંસાર પ્રત્યે ઘણા પ્રેમની બુદ્ધિ વગેરે કારણો પૂર્વ જન્મના સંસ્કાર સિદ્ધ કરે છે, અને તે વડે આત્માનું સળંગપણું, નિત્યપણું નક્કી થાય છે.

તા. ૨૪—૧૦—૩૯.

વળી કોઈ એમ દલીલ કરે કે માતા પિતાના વીર્યરેતના કારણે એની ઉત્પત્તિ થતી હોય તો? પૂર્વ જન્મ તેમાં કારણભૂ તેનો ઉત્તર એમ છે કે વીર્ય-રેતના જડ રજકણોથી જીવની સંભવતી નથી. એ વીર્યની જાતમાંથી જીવની ઉત્પત્તિ થતી વતી હોય, તો જે માતા પિતા કામભોગને વિષે વિશેષ પ્રી જોવામાં આવે છે એના પુત્રો વૈરાગ્યવંત બાળપણાથી જણાર કેમ બને? પૂર્વ જન્મના બ્રહ્મચર્ય અને વૈરાગ્યના સુસંસ્કારે તે જીવો આવે છે તે પૂર્વ જન્મની ખાત્રી આપે છે. તેમજ આત્મજ્ઞાનના સંસ્કાર સહિત, બ્રહ્મચર્યના પ્રેમવાળા, પરમ સ પુત્રો હોય છે તે પૂર્વના બળવાન સંસ્કાર છે. શ્રીમદ્ પણ કાં અમે પૂર્વ જન્મના આત્મજ્ઞાનની સત્ સ્વરૂપની આરાધના લઇને આવ્યા છીએ, અને એક ભવ પછી આત્માની પૂર્ણ શુદ્ દશા પ્રગટ કરશું. એ ભણકાર નાની ઉમરમાં કયાંથી આવ્યા? વર્ષે કહ્યું કે હું સચ્ચિદાનંદ શુદ્ધ સ્વરૂપી આત્મા છું. લોકોમાં છે કે થોરે કેળાં પાકયાં. માતા પિતા સાધારણ હોય, એટલે અને નીચ કુળ જેવો યોગ હોય, છતાં કોઈ પુત્રી કે પુત્ર ના મહા પવિત્ર સુસંસ્કારવાળાં દેખાય છે. તેમાં પણ ચૌભંગી સ (૧) માતા પિતા ખાનદાન ઉત્તમ કુળના હોય, અને તેના પુ ભિચારી અને નીચ કાર્ય પ્રસંગમાં વર્તતા જણાય. (૨) મા પિતાના સારા પુત્રો પણ હોય, (૩) માતા પિતા દુષ્ટ હોય અ સારા ગુણોના ધારક હોય, (૪) અને દુષ્ટ માતા પિતાના દુ પણ પાકે. પણ અહીં તો, પરમ પવિત્ર વીતરાગ પુત્ર રત્નો છે તેનું દૃષ્ટાંત અતિસુકતમુનિનું છે. તેમની ઉમર નવ વર્ષની છે જોયા અને અંતરમાં કંઇ કંઈ અપૂર્વ ભાવની ઉર્મિ ઉલ્લસે છે. આમંત્રણ કરી પ્રેમપૂર્વક ઘેર આહાર લેવા તેડી લાવે છે. વિધિ થયા પછી તેઓ માતા પાસેથી રજા માગે છે. માતા ગંભીર પ્રશ્નોથી વિચારમાં પડે છે. માતાના પ્રશ્નોના ઉત્તરમ કે હું પૂર્વે હતો; પણ કયા ભવમાં, કોણ હતો તેની ખબર ન

હવે ભવ ભ્રમણ ન હોય. ભવના કારણો મેં મેળ્યા તે હું જાણુ
પૂર્વ ભવે પુણ્ય પાપના કારણો મેળ્યા છે તેના કારણે આ ભવ ?
પડયો છે. હું નથી જાણતો કે આ દેહની સ્થિતિ ક્યારે અને કયા
છૂટશે. એટલે ભાન છે કે આત્મા દેહ રહિત નિત્ય છે. હું જાણુ
કે આત્મા અસંયોગી સ્વાધીન તત્ત્વ છે, તેને વિનાશી પદાર્થનો
ન જોઈએ. પોતાને પરભાવથી અને ભવથી મુક્ત થવાની એટલે
તત્ત્વમાં ઠરવાની ઝંખના લાગી છે. માતા મને રજા આપો તો હું
સાથે જાઉં. આત્મા પરપ્રસંગ વિનાનો અને ગગ વિનાનો છે. નિ
શાન્ત છે એવું અતરમાં ઉંડું ઉંડું મનન કયાંથી આવ્યું, કે ?
બાળ વયમાં આત્મજ્ઞાનદશા પ્રાપ્ત કરીને પછી કેવળજ્ઞાન પામ્યા
જીવની નિત્યતા છે એમ જણાવે છે.

વળી કોઈ માતા પિતા ક્રોધી હોય છે, તો તેનો પુત્ર બહુ સ
તાવાળો દેખાય છે. તો સમજો કે તે આત્માના ગુણો પૂર્વે લઈને આ
છે. કયાંઈથી આવેલો આત્મા માતાના ઉદરમાં ૮–૯ માસ રહે છે તે
તેની ઉત્પત્તિ થઈ નથી; પણ જડ પુદ્ગલોનો સંગ્રહ થઈને દેહ [
બને છે. તેના નિમિત્તે જીવ દેહધારી કહેવાય છે.

" ક્રોધ, માન, માયા, લોભ, રાગદ્વેષ, મમતા તે દોષ, અને સમ
ક્ષમા, દયા, શાંતિ આનંદ વગેરે ગુણ ચૈતન્ય અવસ્થામાં જણાય
પણ જડ–રૂપી–અજીવ પદાર્થમાં તો તેવા ગુણ દોષ દેખાતા નથી. '
કેવળમાં ભગવાન આત્મા પોતાના પૂર્વ ભવના સંસ્કાર લઈને આ
છે જડ પદાર્થ કોઈ સાથે કજીયો કરી શકે નહિ. શ્વાન પણ પોતા
માલીકના ઘરની રક્ષા કરવામા કોઈવાર ક્રોધ કરે તો કોઈવાર ક્ષ
ધરે છે. એમ જેમાં ક્રોધ થાય છે તેમાં ક્ષમા પણ કરી શકાય છે.
ક્રોધ, માન, માયા, લોભ, રાગ વિકાર તો પરમાર્થે ચેતનનો સ્વભા
નથી, પણ પ્રકૃતિના નિમિત્તે ભૂલ થવાથી રાગદ્વેષરૂપ અશુદ્
દેખાય છે, તથા મનની વાસના, રાગદ્વેષ જણાય છે, તેને મોહી જી
પોતાની ક્રિયા માને છે, અને તેમાં ભ્રમરૂપ થઈને ભૂલ કરે છે; લોકોન
તે સ્થુળ દૃષ્ટિ છે. જેમ ભેંસ, ખીલા વડે સાંકળથી બાંધેલી છે
ખીલાના નિમિત્તે છૂટવા માટે ખેંચતાણની ચેષ્ટા કરે છે. સ્થુળ દૃષ્ટિ

ળાઓ ભેંસની ચેષ્ટા જોઈ ભેંસની ક્રિયા કેવી બળવાન છે એમ
ાને છે. ખરી રીતે ખીલો સ્થિર છે, અક્રિય છે. લોકો સક્રિયતા જે જડની
;યા છે તે પ્રત્યે જુએ છે, પણ આત્મા ત્રિકાળ અક્રિય છે, પરની
ક્રિયા રહિત છે, તેને જોતા નથી. મન વાણી દેહની ક્રિયા, પુણ્ય પાપ
ાગદ્વેષ એ ઉપાધિક સંયોગ છે, તેના લક્ષે બાહ્ય દૃષ્ટિ જીવો જુએ
. આત્મા જ્ઞાનઘન શુદ્ધ સ્વભાવે છે, અવિનાશી જ્ઞાતા દૃષ્ટા પવિત્ર
ાક્ષી સ્વરૂપ જ્ઞાયક તત્ત્વ છે; તેના ગુણમાં અને જડ પ્રકૃતિના ગુણમાં
જે જુદાઈ છે, તે સ્પષ્ટ જાણવાથી યથાર્થ વસ્તુ તત્ત્વનું નિત્યપણું
અસંયોગીપણું, અસ્પર્શપણું જણાય છે. આત્મા સહજ શાંત સ્વરૂપ
છે. તેમાં કોઇવાર ક્ષમા તો કોઇવાર ક્રોધ કોઇવાર સત્ય તો કોઇવાર
અસત્ય બોલવાના ભાવ જણાય છે, એમ ક્ષણે ક્ષણે પ્રકૃતિના નિમિત્તે
ગુણ દોષના વિકલ્પ, ઇચ્છા અનિચ્છારૂપે મનની પ્રવૃત્તિનું સંક્રમણ
જણાય છે, તેનો વિચાર કરી જોશો તો તે બધાને જાણનારો ચૈતન્ય-
જીવ, એ બધા વિકલ્પોથી જુદો જણાશે. ખરી રીતે જીવ ઇચ્છા અ-
નિચ્છાનો જાણક છે. તે પોતાને (સળંગ જ્ઞાયક છું એ) ભૂલીને પરને
ઇષ્ટ અનિષ્ટરૂપ માને છે. વળી ક્રોધ ઘટાડીને ક્ષમા થઈ શકે છે. જડ
વસ્તુમાં તેમ થવું સંભવતું નથી. તેમ વીર્ય એટલે રેત જડરૂપી પ-
દાર્થમાં જીવના ગુણ દોષ, ક્રોધ, માન, માયા, લોભ અને દયા, શાંતિ,
સમતા ક્ષમા દેખાતાં નથી, માટે રેત જડ વીર્યમાંથી ચેતનની અને
ચેતનના ગુણ દોષની ઉત્પત્તિ સંભવતી નથી. નાના આઠ વર્ષના
બાળકમાં ઘણા દુર્ગુણ દેખાય છે. વળી કોઈ અન્ય બાળકમાં શાંતિ
વૈરાગ્ય દેખાય છે. ધ્રુવજી બાળક હતા તેમને અપ્સરા ચળાવવા માટે
તેના સુંદર અંગ દેખાડે છે અને કહે છે કે જો! મારાં અંગ કેવાં
છે? ત્યારે ધ્રુવજી એમ કહે છે કે, જો અમારે હજી બીજો ભવ કરવાનો
હોય તો, તારા જેવી જનેતાના ઉદરમાં અવતાર ધારણ કરીએ અને
તારા સ્તનનું પયપાન કરીએ. પરંતુ હે માતા! અમને હવે બીજો
ભવ ધારણ કરવાનો ભાવ નથી. વિકલ્પ નથી. એમ સદ્‌ગુણી સંસ્કાર
ઘણામાં જોવામાં આવે છે. ૨૧ વર્ષે બ્રહ્મચર્ય સજોડે લેનારા પણ હોય
છે, અને ઘણા ૬૦ વર્ષે વિષય કામભોગની ઇચ્છા કરનારા હોય છે.
એક ગ્રંથકાર ધર્માત્મા લખે છે, કે જીવ નવ વાડે વિશુદ્ધ બ્રહ્મચર્યનો

દઢ નિર્ણય કરે છે કે, મારે જીવન પર્યંત મન, વચન, કાયાથી સ્રી સંગનું ચિંતવન પણ ન કરવું, એવો પુરૂષાર્થ ટકાવી રાખે છે, છતાં બીજી જ ક્ષણે સ્રી નિમિત્તના વિકલ્પની વૃત્તિ ઉપજે છે, એ બતાવી આપે છે કે પૂર્વ જન્મના બળવાન સંસ્કાર, પૂર્વ પ્રારબ્ધ કર્મના યોગે છે, તે વર્તમાનનો દોષ નથી. તે સંસ્કાર-દોષનો (રાગનો) ત્યાગ કરીને નિમિત્તથી અસંગ થઈ શકાય છે. પૂર્વ ભવે જ્ઞાનના વિરાધક થએલા ઘણા જીવોને વર્તમાનમાં ધર્મની—સત્‌ની વાત સાંભળવી ગમતી નથી, અને અંદરમાં નિંદા કરે છે. તેને લાખ વાત સાચી કહેવામાં આવે છતાં ન બેસે અને સત્‌નો અનાદર કરે; અને કોઈ કોઈ જીવને સાચી વાત તરતજ અંતરમાં બેસી જાય છે. અને તેનું બહુમાન પણ કરે છે, અને સત્‌નો વિવેક, વિનય ક્ષણમાં જાગ્રત કરે છે. આ રીતે ઘણા પ્રકારે આ પૂર્વ સંસ્કારના ફળ છે, દેહાદિ પુણ્ય પાપના સંયોગ તે આત્માનું કાર્ય નથી, પણ પૂર્વ જન્મની વાસનાનું ફળ છે. "હુન્નર કરો હજાર ભાગ્ય વિણ ન મળે કોડી" ખાનદાન પૈસાવાળાના પુત્રોને ભીખ માગવી પડે છે અને રાંકભિખારી ધનવાન થઈ જાય છે. એ ઉપરથી પૂર્વ-કર્મ અને જીવની નિત્યતા સહેજે સિદ્ધ થાય છે. ૬૭.

"અથવા વસ્તુ ક્ષણિક છે, ક્ષણે ક્ષણે પલટાય;
એ અનુભવથી પણ નહિ, આત્મા નિત્ય જણાય."

એ ગાથાનો આ છેલ્લી ત્રણ ગાથામાં ઉત્તર છે કે—

**આત્મા દ્રવ્યે નિત્ય છે, પર્યાયે પલટાય;**
**બાળાદિ વય ત્રણ્યનું, જ્ઞાન એકને થાય. ૬૮.**

શિષ્યની શંકા છે કે ઘડીમાં ઇચ્છા, ઘડીમાં અનિચ્છા એમ વૃત્તિનો પલટો થયા કરે છે માટે આત્મા અનિત્ય છે. અહીં ઉત્તર છે કે આત્મા દ્રવ્ય છે, વસ્તુ પદાર્થ સત્ છે, ક્ષણે ક્ષણે તેની સમજણની-જ્ઞાનની સ્થિતિ (અવસ્થા) પલટાયા કરે છે. તે પર્યાયદશા ક્ષણે ક્ષણે બદલાય છે, અને તે અવસ્થાને ધારણ કરનાર સત્તા વસ્તુ નિત્ય છે. બાળક અભણ છે તે પૂર્વના સંસ્કારનો ઉઘાડ લઈને આવ્યો છે, પણ હજી તે શક્તિના ઉપયોગની પ્રગટતા થઈ નથી. પ્રથમ તે બાળક એક

આંકડા જાણી શકતો નથી, પછી મેટ્રીક, બી. એ., એલ. એલ. બી. વગેરે પરિણામનું જાણપણું થાય છે, તેમાં તે જાણનારો સળંગ બધાં વર્ષોથી તેનો તે જ છે, એટલે કે ક્ષણ ક્ષણવર્તી અવસ્થાઓને બદલતો છતાં પોતે ટકતો છે. જ્ઞાનાદિ ભાવ પરિણામ નિત્ય દ્રવ્યપણાની હયાતી રાખીને થાય છે. ટકનારો ટકીને બદલાય છે. જેમ સમુદ્ર પલટાતો નથી, પણ માત્ર મોજાં પલટાય છે; એમ આત્મા સત્ દ્રવ્ય છે, વસ્તુરૂપે નિત્ય છે. તે ભાવાંતરપણે થતો નિત્ય છે. પોતે પર્યાય અવસ્થાએ પલટાતો ટકી રહે છે. બાળક અવસ્થા હતી, ત્યારે પોતાને બાળક માનતો હતો, યુવાન થયો ત્યારે યુવાન, અને વૃદ્ધ અવસ્થામાં વૃદ્ધ જણાયો. પૂર્વ અવસ્થા તો નાશ પામી, પણ તે પલટનારને જાણનાર તો નિત્ય રહ્યો. તે ત્રણે અવસ્થામાં નિત્યપણાનો ભેદ ન થયો. આઠ વર્ષની વાત ૬૦ વર્ષે યાદ રહે છે. અહીં દેહના નિમિત્તથી વાત કરી છે. દેહાદિ સંયોગથી રહિત આત્મા પોતે સતરૂપ દ્રવ્ય છે. "દ્રવ્યતીતિ દ્રવ્યં" જે દ્રવે છે તે પોતામાં શક્તિરૂપે છે. શક્તિરૂપે જે જ્ઞાન સુખ શાંતિ આદિ ગુણ છે તેને આત્મા દોષરૂપે કે ગુણરૂપે બદલાવે છે. તે ત્રણ કાળની અવસ્થાને જાણનારો પોતે, ભેદરૂપ દેહની અવસ્થારૂપ થતો નથી. ત્રણે અવસ્થાની સ્મૃતિ રાખનારો તે તે અવસ્થાને જાણનારો પોતે નિત્ય છે. આત્માર્થી મુમુક્ષુને આવી સહેલી ભાષાથી આ શાસ્ત્રમાં સમજાવ્યું તે જ્ઞાનીનો અનંત ઉપકાર છે; માટે તેનો યથાર્થ વિચાર કરી દૃઢ નિર્ણય કરવાની જરૂર છે. ઘણાં વર્ષોથી ઘણું સાંભળ્યું, પણ સાચું હિત સમજાયું નથી, તેનું કારણ પોતાની તત્ત્વ પ્રત્યે અરૂચિ છે. આ આત્મસિદ્ધિ શાસ્ત્રમાં યથાર્થ ઉપાય અને સમજણની રીત બતાવી છે. જીવની નિત્યતા દૃઢ નિર્ણયથી સમજાય તો રાગ, દ્વેષ, અજ્ઞાન દશા હોય નહિ. ઉત્તરાધ્યયન સૂત્રમાં ભૃગુપુરોહિતની વાત છે. તેના પુત્રોને તે પુરોહિત કહે છે કે ભાઇ આત્મા નિત્ય નથી, આ સંસારના કામભોગ ભોગવો, ઇંદ્રિયના સુખ ભોગવો. તેને પુત્રો ઉપદેશે છે, કે હે માતા પિતા ઇંદ્રિય, દેહ આદિ મૂર્ત પદાર્થ જે જે છે તે તે અનિત્ય છે, અને તેને જાણનાર આત્મા નિત્ય છે, નિરૂપાધિક અવિનાશી છે, તેને તમે અનિત્ય કહો છો તે તમારી ઉંધી શ્રદ્ધા છે. પિતા કહે છે કે આત્મા ઇંદ્રિય ગ્રાહ્ય નથી, વળી તમે બાળક

છે માટે સંસારના સુખ ભોગવો. પુત્રોને જાતિસ્મરણ જ્ઞાન થયું છે; તે કહેવા લાગ્યા કે અમે તમોને ઘણા ન્યાય પ્રમાણવડે આત્માની નિત્યતા સમજાવી શકીયે તેમ છીએ. માટે તેની શ્રદ્ધા, પ્રતિત કરો. તમારી ઉંધી શ્રદ્ધા છે, તે અનંત સંસારના જન્મ મરણના દુઃખમાં રખડવાનું કારણ છે.

તા. ૨૪—૧૦—૩૯.

આત્મા દ્રવ્યે પલટાતો નથી, પણ જ્ઞાનાદિ ગુણની ક્ષણ ક્ષણવર્તી અવસ્થાએ બદલાય છે. આખો બદલાઈ જતો નથી, પણ ટકીને બદલે છે; એવો સત્ દ્રવ્ય નિત્ય વસ્તુનો સ્વભાવ છે. ૬૮.

હવે એ બાબતમાં વિશેષ કહે છેઃ—

**અથવા જ્ઞાન ક્ષણિકનું, જે જાણી વદનાર;**
**વદનારો તે ક્ષણિક નહિ, કર અનુભવ નિર્ધાર. ૬૯.**

વળી અમુક પદાર્થ ક્ષણિક છે, એમ જે જાણે છે, જાણીને ક્ષણિકપણું કહે છે તે ક્ષણિક હોય નહિ. બોલવામાં તો વાણી છે; વાણી પણ બદલાય છે. પણ વાણી, ઈચ્છા વગેરે બદલતી બધી અવસ્થાને સળંગ જાણનાર તો નિત્ય છે. વાણી દ્વારા કહેનારો વાણીને જાણનાર છે, તે ક્ષણિક હોય નહિ. કેમકે પ્રથમ ક્ષણે અનુભવ થયો, તે અનુભવ બીજી ક્ષણે કહી શકાય છે. તે બીજી ક્ષણે પોતે જાણનારો ન હોય તો ક્યાંથી કહે? માટે એ સળંગ નિત્યના અનુભવથી પણ આત્માની નિત્યતાનો તું વિચાર કર. અહીં વ્યવહાર ભાષા સમજનારને સહેલું પડે તે માટે કહી છે. બોલનારો આત્મા નથી એ વાત અહીં સિદ્ધ નથી કરવી. બોલવા વખતે ભાષાના અનંત પરમાણુઓ જે સ્વતંત્ર રજકણો છે, તેની ક્રિયા ચેતનને આધીન નથી. પણ વ્યવહારથી–ઉપચારથી કહેવાય કે, 'હું વાત કહું છું.' જે સ્થાને જે ન્યાયનો હેતુ હોય તે કહેવાય. સર્વજ્ઞ ભગવાનની વાણીનું બહુમાન ધર્માત્મા કરે તેથી કાંઈ વાણીના પરમાણુઓને પરિણમાવવા તે ચેતનનું કાર્ય થઈ જતું નથી. અહીં તો ભાષા વચનના ક્ષણે ક્ષણે થતા વ્યાપારને સળંગ જાણનારો કેવળ ક્ષણિક નથી, નિત્ય છે, એમ બતાવ્યું છે.

પ્રથમની અવસ્થા પલટી અને નાશ થઈ ભૂતકાળરૂપ થઈ પણ તેની સ્મૃતિરૂપે જાણનારો સાક્ષી, તે ટકનારો આત્મા સદાય નિત્ય છે. ભગવાન આત્માને કોઈ તદ્દન નિત્ય માને છે. તેવો જો એકાંત કુટસ્થ અપરિણામી હોય, તો તે પુરૂષાર્થ કરી શકે નહિ; રાગ ટાળીને અરાગી થઈ શકે નહિ, ક્રોધ ટાળીને ક્ષમા તથા સંસારની મલીન અવસ્થા પલટાવીને નિર્મળ નિરૂપાધિક પવિત્ર અવસ્થા થઈ શકે નહિ. પણ નજરે જોઇએ છીએ કે, અવસ્થાએ જીવનું પલટવું અને દ્રવ્યે નિત્યપણે ટકી રહેવું એમ નિત્ય અનિત્યપણું છે. દ્રવ્યના અવિનાશી સ્વભાવે જીવત્વપણું નિત્ય છે, અને બદલતી અવસ્થાએ અનિત્ય છે, પણ સર્વથા નાશ પામવા યોગ્ય નથી. ૬૯.

યથાર્થ અનુભવથી આત્માના નિત્યપણાનો નિર્ણય કરવાનું હવે કહે છે:—

**કયારે કોઈ વસ્તુનો, કેવળ હોય ન નાશ;**
**ચેતન પામે નાશતો, કેમાં ભળે તપાસ. ૭૦.**

કહે છે કે:—તું તારી તપાસ કર, કે તું શેમાં ભળી જાય તેવો, અને નાશ પામે તેવો છો? જે હોય તેનો સર્વથા બદલાઇને નાશ થઇ શકે નહિ. જો ચૈતન્ય વસ્તુનો નાશ થાય, તો તે કઈ વસ્તુમાં ભળી જાય, તેની તપાસ કર. જગતમાં છ દ્રવ્યો સત્ છે, અવિનાશી છે. જીવ, પુદ્ગલ, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશ, અને કાળ, એ છએ વસ્તુનો કોઈ કાળે નાશ થતો નથી. લાકડું બળીને રાખરૂપ થાય, રાખની માટી થાય, માટીમાંથી પત્થર થાય, એમ પરમાણુની અવસ્થા બદલાઇને અનેક પર્યાય ધારણ કરે, પણ વસ્તુત્વ પોતાની હયાતી સત્પણું કોઈ કાળે છોડે નહિ. ચેતનની કોઈ અવસ્થા પુદ્ગલરૂપે-પરમાણુની અવસ્થારૂપે થવા યોગ્ય છે કે કેમ, તેની તપાસ કર. જે ચૈતન્ય મૂર્તિ જ્ઞાતા અરૂપી છે, તેનું સત્ વસ્તુપણું પલટીને જડરૂપીપણું પામી જતું હોય તો તેની તપાસ કર. જેમ ધૂળમાંથી ઘડાની ઉત્પત્તિ થાય, વળી જેમ ઘડાનું ફુટવું અને કકડાનું ઉપજવું થાય, વળી તેની ઝીણી ધૂળ રજકણ બની જાય, તથા સુવર્ણના અનેક ઘરેણાં બને

અનેક આકારપણું પામે, પણ સુવર્ણપણાનો અભાવ કદી થતો નથી, તેમ આત્માનો ૮૪ લાખ દેહસ્થાન યોનિમાં અવસ્થાન્તર થતો જણાય છે. તેમજ આત્માની અજ્ઞાનદશા–રાગદશાને (પુરૂષાર્થ વડે) પલટાવીને અરાગી નિર્દોષ પરમાત્મદશા થઈ શકે છે. પણ તેમાં શું પોતાનું વસ્તુત્વ નાશ પામે છે? જે આત્મામાં હતું તે થયું છે. જગતમાંથી એક પરમાણું પણ ઘટી જાય નહિ. ક્ષેત્રમાં નાના મોટાપણું દેખાય છે, તે તેની અનેકપણે થએલી હાલત છે, પણ તેનો કેવળ નાશ થઈ શકવા યોગ્ય નથી. ઘણા જીવો વસ્તુનું ગળવું, મળવું, ટળવું એવી જડ પદાર્થની અનિત્ય અવસ્થા દેખીને હર્ષ શોક કરે છે; પણ જો સ્વાધીન નિત્યતાનું ભાન થાય, તો તેને પર વસ્તુમાં મોહીપણાનો અભાવ થવાથી રાગદ્વેષ, હર્ષ, શોક ટળીને સુખ થાય છે. વસ્તુની અવસ્થા (પર્યાય) ઉપજે, વિણસે છે, પણ તેનો સર્વથા નાશ થતો નથી.

"હેમ ઘટનો મુગટ કર્યો, કુમારે મસ્તક ધર્યો;
કુમારીને શોક થયો, હૈયે, રાજા મધ્યસ્થ રહ્યો."
સ્યાદ્વાદ સમજી સમભાવમાં રહીએ.

આમાં નિત્ય વસ્તુને જોનારો રાજા રાગદ્વેષ રહિત છે. સુવર્ણનું સળંગપણું નિત્ય છે, એમ જાણીને હર્ષ શોક કરતો નથી. પણ કુંવરીને સુવર્ણ ઘટની અવસ્થા ટળી જવાથી શોક થયો અને કુંવરને તે સુવર્ણના ઘટની અવસ્થા ટળીને મુગટ અવસ્થા થવાથી હર્ષ થયો; તેનું કારણ સ્થુળ પર્યાય દૃષ્ટિ છે. માટે તે અવસ્થા દૃષ્ટિજ સુખદુઃખ હર્ષ, શોક કરાવનાર છે, અને દોષિત છે. અહીં કહે છે કે, જેમ ઘટના પરમાણુઓ ઘટ ભાંગીને અનેક રજકણપણે પડયાં રહે છે, તેમ ચેતન કઇ વસ્તુમાં ભળવા યોગ્ય છે તે તપાસ? અર્થાત્ એ પ્રકારે તું અનુભવ કરી જોઇશ તો કોઇમાં નહિ ભળવા યોગ્ય અથવા પરસ્વરૂપે અવસ્થાંતર નહિ પામવા યોગ્ય એવું ચૈતનત્વ તને જણાશે. વસ્તુ–પદાર્થ સ્વતંત્ર છે; તેની અવસ્થાનું તેની સ્વસત્તામાં ટકીને બદલવું થાય છે. પરના સંયોગો અવસ્થામાં જણાય છે તે જીવની અવસ્થા નથી, જીવનું લક્ષણ નથી. જીવનું લક્ષણ ચૈતન્ય ચેતનારૂપ છે, તે મન, વાણી, દેહની ક્રિયાપણે નથી. પણ એક ક્ષેત્રમાં દેહની ચેષ્ટા ઉપરથી જીવને અનાદિ કાળના દેહાધ્યાસની

(દેહાત્મ-બુદ્ધિની) ભ્રાંતિ થઇ છે. તેથી પોતાને અનિત્ય વસ્તુનો મિથ્યાભાસ થતાં રાગ દ્વેષ થાય છે. હવે શિષ્યને નિત્યપણાની ખાત્રી થતાં કહે છે હે ગુરુ?

"આત્માની નિત્યતાના, આપે કહ્યા પ્રકાર;
સંભવ તેનો થાય છે, અંતર્ કર્યે વિચાર."

આંવી કડી દરેક નવા પદના પ્રશ્ન વખતે સમજેલો શિષ્ય કહે છે એમ સમજવું.

શિષ્ય ગુરુને કહે છે કે આત્માની નિત્યતાની બધી દલીલ અને ન્યાયનો નિર્ણય મને અંતર્ વિચારથી થયો છે; આત્મા છે અને નિત્ય છે તેનો નિર્ણય ટકાવી રાખીને હવે નવી દલીલ, આશંકા શિષ્ય કરે છે. જ્ઞાન જાણવાની ના પાડતું નથી. પોતાની શંકાઓને જાણનારો અને તે શંકાઓ ટાળી નિર્ણય કરતો પોતે આગળ વધીને, પોતાની અધિક વિચારણા શ્રી ગુરુ પાસે રજુ કરે છે. નાનામાં નાની વાતનું કહેવું અને કદી ઠપકો મળે તો અપમાનનું સહેવું એ શિષ્યનો વિનય ગુણ છે. શ્રી ગુરુ શિષ્યનું અપમાન કરે, ઠપકો આપે તે પણ શિષ્યના ભાગ્યની વાત છે. જેમ માતા પોતાના બાળકને ઠપકો આપે તો તેનો ડંખ-ખેદ બાળકને થતો નથી, એમ ગુરુ-શિષ્યનું જાણવું. અહીં શિષ્ય ગયા કાળની શંકાનું આલોચન કરે છે. શિષ્યે જે નિર્ણય કર્યો તેને ભૂલી જાય તેમ નથી. એ પ્રમાણે એકેક ન્યાયની ચડીયાતી દલીલ યુક્તિથી મુકવામાં સત્ સ્વરૂપની પુષ્ટિ કરવાનો હેતુ છે. એ હેતુ, તે કારણ અને તેનું ફળ થવારૂપ કાર્ય તેને સમજવાનો શિષ્યનો પ્રયત્ન છે માટે જેને પોતાનું સાચું હિત કરવું છે, તેણે પ્રશ્ન કેમ કરવા, કેમ વિચાર કરવો, અને કેમ સમજવું તેની તૈયારી રાખવી અને સમજવાનો પુરૂષાર્થ કરવો. ૭૦.

## કર્તાપદ સંબંધે શિષ્યની આશંકા.

હવે જીવ કર્મનો કર્તા કેવી રીતે છે તે સમજવા માટે શિષ્ય શંકા રજુ કરે છે:—

## કર્તા જીવ ન કર્મનો, કર્મ જ કર્તા કર્મ;
## અથવા સહજ સ્વભાવ કાં, કર્મ જીવનો ધર્મ. ૭૧.

લોકોને આ કર્તા કર્મમાં ઘણી મુંઝવણ છે. જીવને કર્મનો કર્તા કહેવામાં શું દોષ આવે છે, તથા કઈ દૃષ્ટિએ કર્તા કહેવામાં આવે છે તેનો ખુલાસો આગળ આવશે. આ યથાર્થ સમજાયે ઘણો ઉકેલ થાય છે, અને બધી મુંઝવણ ટળી જાય છે.

અહીં શિષ્ય કહે છે કે હે ગુરુ? આત્મા કર્મનો કર્તા નથી, કર્મનો કર્તા કર્મ લાગે છે. જીવ તો અરૂપી છે, તે રૂપી પદાર્થનું કાર્ય કેમ કરી શકે? ઉત્તર–કર્તાનું ઇષ્ટ તે કર્મ. આત્માનું કર્મ અથવા કાર્ય ત્રણ પ્રકારે છે. એક તો આત્માનો સ્વભાવ–સ્વલક્ષણ જ્ઞાન છે. તે જ્ઞાનમાં સુખ છે. એમ રૂચિ થઈ તે જ્ઞાનની રૂચિવાળો જ્ઞાનમાં તન્મય થઈને જ્ઞાનક્રિયા જાણવું દેખવું કરે છે. બીજું કાંઈ કરતો નથી. પોતાનું કર્તૃત્વ પોતાના જ્ઞાનગુણની (પર્યાય) અવસ્થામાં છે.

દોહો.

"કર્તા પરિણામી દ્રવ્ય, કર્મરૂપ પરિણામ;
ક્રિયા પર્યાયની ફેરની, વસ્તુ એકત્રય નામ."

સમયસાર નાટક ગાથા.

કર્તા પોતાને આધીન થઈને કરે તે તેનું કર્મ છે. જ્ઞાનમાં જ્ઞાનનું કાર્ય છે. એમ પોષાણ (રૂચિ) થયું તો તે ઇષ્ટ કર્મ થયું.

(૧) જ્ઞાનીનું કાર્ય જ્ઞાન–ઇષ્ટ કાર્ય–જ્ઞાન–એટલે પોતાનું સાચું કૃત, સ્વાધીન સુખનું સહજ સ્વભાવી કાર્ય તે જ્ઞાન જ છે.

(૨) અજ્ઞાનીનું કાર્ય રાગદ્વેષ છે, તે જીવનું લક્ષણ નથી. રાગદ્વેષ પોતાનો સ્વભાવ નથી, પણ પોતાના સ્વભાવની ભ્રાંતિથી પોતાને ભૂલીને હું રાગ, દ્વેષ, પુણ્યરૂપ છું તથા પુણ્ય પાપનો કર્તા છું, એ અજ્ઞાનરૂપ રાગદ્વેષ જીવનું કાર્ય થયું. તે રાગાદિનું નિમિત્ત પામીને નવો પુદ્ગલ કર્મની ઝીણી ધૂળનું જુના કર્મ સાથે બંધન થયું.

(૩) તે જડ કર્મ અને દેહાદિના કર્તાપણાનું જીવ ઉપર આરો-

પણ કરવામાં આવે છે, તે રીતે અસદ્ભૂત વ્યવહારથી એટલે કે ઉપલક દૃષ્ટિથી દેહ, મન, વાણી આદિ જડ કર્મનો કર્તા જીવને કહેવામાં આવે છે. નિમિત્તના કારણે નવા કર્મનું આવવું અને જૂના કર્મનું જવું થાય છે. એ ઉત્તર આગળ આવશે. અત્રે તો શંકા છે કે કર્મ થાય છે, પણ જીવ પરદ્રવ્યનો કર્તા હોય તેમ લાગતું નથી.

અહીં શિષ્ય કહે છે કે:—જીવ જો પુદ્ગલનો કર્તા હોય, તો તે જીવનો સ્વભાવ-નિજ ગુણ થઈ જાય, માટે જીવ કર્મ-રજકણોનો કર્તા નથી. જો જીવને તેનો કર્તા કહો તો પછી તે જડનો ધર્મ જીવત્વપણાને પામે. આ શંકાનો ખુલાસો આગળ આવશે પણ અહીં તેનો જવાબ ટુંકામાં સમજાવવામાં આવે છે. જે આત્માને રાગદ્વેષનું નિમિત્ત જે જડ કર્મ તેના ઉદય વખતે જીવ પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ ભૂલીને, પુણ્ય પાપરૂપ એટલે રાગદ્વેષનાં શુભ અશુભ પરિણામને કરે અને હું કર્તા છું એમ અજ્ઞાન દૃષ્ટિ વડે માને, તો જીવને જ્ઞાનાવરણાદિ આઠ કર્મ તથા દેહાદિ નોકર્મનો અસદ્ભૂત વ્યવહારથી કર્તા કહેવામાં આવે છે.

જીવ ત્રણ પ્રકારે કર્તા થઈ શકે છે.

(૧) પોતાના અશુદ્ધ ઉપાદાન વડે પોતાની મલીન અવસ્થાનો એટલે શુભાશુભ પરિણામનો કર્તા છે.

(૨) શુદ્ધ દૃષ્ટિથી શુદ્ધ જ્ઞાનનો કર્તા છે.

(૩) જીવના રાગાદિ પરિણામ નવા કર્મનું નિમિત્ત હોવાથી આત્મા ઉપલક દૃષ્ટિએ કર્મનો કર્તા છે.

આત્મા ઉપર પોતાની જાતથી વિરૂદ્ધરૂપ વિજાતિનું આવરણ છે, તે જડ કર્મ આત્માનું કાર્ય છે, એમ નિમિત્ત—ઉપચાર દૃષ્ટિથી કહેવાય છે. જીવે ક્રોધ કરતાં જે કર્મ બંધન કર્યું છે, તેનો વિપાક થતાં સત્તામાંથી બહાર આવે ત્યારે જીવ જો ક્રોધ કરે તો તે નિમિત્ત થાય છે, આ સંબંધમાં આગળ કહેવાશે.

તા. ૨૬—૧૦—૩૯.

અહીં ૭૧ મી ગાથામાં શિષ્યની ત્રીજા પદની શંકા છે, કે

આત્મા પોતાથી ભિન્ન એના જડ કર્મનો કર્તા કેમ થઇ શકે? એ જડ જ એની મેળે થયા કરે છે આત્માને આવી ઉપાધિ શા માટે કરવી પડે? મને તો આત્મા અકર્તા જ લાગે છે કર્મ તો અનાદિનુ ચાલ્યુ આવે છે, તેનુ કાર્ય એની મેળે થયા કરે છે, અથવા આત્માની ઇચ્છા વિના સહજ થયા કરે છે આમ અનેક પ્રકારનુ શિષ્યને મંથન છે, અનેક વિચારણાથી પોતાને સાચુ અંતરંગ સમાધાન શિષ્યને કરવુ છે તેણે સમજવાના લક્ષે દલીલ પૂર્વક પ્રશ્ન રજુ કર્યા છે અહીં શિષ્ય કહે છે કે એ પુણ્ય, પાપ, મન, વાણી, દેહ રાગ દ્વેષ વગેરે જો જીવનુ કાર્ય હોય તો તે જીવનુ ઠરે, અને તેમ કરતા તેમાથી જીવ કયારેય પણ નિવૃત્ત ન થાય

(આ પ્રશ્નકાર કેવા વિચાર કરીને નિર્ણય માગે છે? લોકોને જેમ તેમ મન માન્યુ, બીજાનુ કહેલુ ધારી લેવુ છે, પણ પોતાની જાતના મનનપૂર્વક સાચુ શુ તે સમજવાની જિજ્ઞાસા બહુ કમ છે) ૭૧

હવે શિષ્ય આત્માના અબંધપણાના બીજા કારણો રજુ કરે છે –

આત્મા સદા અસંગને, કરે પ્રકૃતિ બંધ;
અથવા ઇશ્વર પ્રેરણા, તેથી જીવ અબંધ. ૭૨.

આત્મા દ્રવ્યદ્રષ્ટિએ સદા શુદ્ધ છે વર્તમાન અવસ્થાએ પણ શુદ્ધ છે, એવો એક (સાંખ્યાદિકનો) મત છે ખરો અભિપ્રાય એ છે કે આત્મા દ્રવ્યે સદાય શિવરૂપ છે ખરો, પણ જ્યારે વર્તમાન મલીન ઉપાધિને પુરૂષાર્થવડે ટાળે ત્યારે મોક્ષદશા (શિવરૂપદશા) પ્રગટે સદા શિવ મતવાળા એકાંત નિશ્ચયાભાસી છે વર્તમાન રાગદશાનો વ્યવહારથી પણ જીવ કર્તા નથી એમ માનીએ, તો પછી આ સંસાર કોનો? અહીં બીજી શંકામાં કહેલુ છે કે કર્તાનુ કષ્ટ તે કર્મ છે અને આ કર્મની ઉપાધિ જીવને ગોઠતી નથી માટે આ સૃષ્ટિ આદિ કર્મ તથા દેહાદિનુ કાર્ય કરવાની પ્રેરણા ઇશ્વર કરે છે, અને ઇશ્વરેચ્છારૂપ તે કર્મ થતા હોવાથી, જીવ તે કર્મથી અબંધ છે, પુણ્ય પાપ આપણે હાથ નથી, ઇશ્વરની મરજી હોય તો પુણ્ય કરાવે, ઇશ્વરની ઇચ્છા હોય તો પાપ કરાવે, અને ઇશ્વરની ઇચ્છા હોય તો મોક્ષ કરાવે, આ પ્રમાણે

શિષ્યે શંકા કરી તેનો ખુલાસો હવે પછી આવશે. પણ અહીં ટુંકામાં તેનો ખુલાસો કરવામાં આવે છે. જો એમ હોય તો આત્માને હાથ કાંઈ ન રહ્યું, તે તો પરાધીન થયો. ઇશ્વર તો પોતેજ ચૈતન્ય ભગવાન જાણનારો છે, તેને ભૂલીને ઇશ્વરને ઉપાધિવાળો માનવો તે વૃથા વચન છે. જે જીવ રાગ, દ્વેષ, અજ્ઞાન, અને ઇચ્છા રહિત થયો તે ઇશ્વર છે. તેને ઉપાધિવાળો માનવો તે મહા અજ્ઞાન છે. જીવ અજ્ઞાન દશામાં જડરૂપ પુણ્ય, પાપ અને રાગદ્વેષનો કર્તા અને સ્વામિ થાય તો પોતેજ જડેશ્વર (જડનો ઇશ્વર) છે.

શિષ્ય કહે છે, કે આત્મા સદાય પવિત્ર છે, અબંધ છે. અને પ્રકૃતિ, રજોગુણ, તમોગુણ, સત્વગુણ એ પ્રકૃતિનો બંધ એની મેળે થયા કરે છે; અને તેમ ન હોય તો જીવને કર્મ કરવાની પ્રેરણા ઇશ્વર કરે છે માટે ઇશ્વરની ઇચ્છા મુજબ બંધ મોક્ષ થાય છે. (પણ ખરેખર જો ઇશ્વર બધા જીવોનો બંધ મોક્ષનો કરતા હોય તો આજલગી ઇશ્વરે ક્રૂરતા શામાટે રાખી, અને બધા જીવોને મોક્ષસુખ કેમ ન આપ્યું? ઇશ્વર તો પૂર્ણ પવિત્ર કૃતકૃત્ય ઇચ્છા રહીત સર્વજ્ઞ ભગવંત છે. નિર્મળ નિરૂપાધિક છે. દેહરહિત છે. તે પોતાની સ્વાધીનતા છોડી પરાધીનતામાં ઉપાધિવાળો થાય તે સંભવે નહિ.) એ પ્રમાણે શિષ્યની શંકાનો ખુલાસો છે, પણ આનું સમાધાન આગળ ગાથા દ્વારા આવશે. ૭૨.

હવે શિષ્ય કહે છે કે:-મોક્ષ ઉપાયનો કોઇ હેતુ જણાતો નથી:-

**માટે મોક્ષ ઉપાયનો, કોઈ ન હેતુ જણાય;**
**કર્મ તણું કર્તાપણું, કાં નહીં, કાં નહીં જાય. ૭૩.**

શિષ્ય કહે છે કે, બંધ, મોક્ષ, પુણ્ય પાપ, કરવું ન કરવું વગેરે ઉપદેશનો કંઈ હેતુ જણાતો નથી. કારણકે મેં ઉપર કહ્યાં તે કારણોથી આત્મા કંઈ કરતો જ નથી તો પછી તેને બંધ મોક્ષ થવાનો હેતુ ક્યાં રહે છે? એટલે રાગ, દ્વેષ, ઇચ્છા, અનિચ્છા વગેરે કાંઈપણ કાર્ય આત્મા કરી શકતો નથી. એ રીતે હું રાગ, દ્વેષ, પુણ્ય, પાપનો કર્તા નથી, તેથી કંઇ પુરૂષાર્થ કે મોક્ષનો ઉપાય જાતે કરી શકું તેમ નથી. અને

જો જીવને કર્મનું કર્તાપણું હોય તો તે તેનો સ્વભાવ થયો અને તેથી મટવા યોગ્ય નથી.

આ શંકાનો ખુલાસો આગળ આવશે પણ ટુંકામાં તેનો જવાબ એવો છે કે:—આત્મા મન, વાણી અને દેહની ક્રિયા કરી શકતો નથી; એટલે કે આત્મા જ્ઞાન સિવાય કાંઈ ક્રિયા કરી શકતો નથી. આત્મા, અનાદિ-અનંત પવિત્ર જ્ઞાતા દૃષ્ટા છે; ચિદાનંદ સ્વતંત્ર છે તેથી કોઈને આધારે નથી; પણ જીવ પોતાના જ્ઞાન સ્વભાવનો કર્તા, ભોક્તા સ્વાભાવિક શુદ્ધ આનંદમય શક્તિરૂપે છે, પણ વર્તમાનમાં પ્રકૃતિના નિમિત્તે ઉપાધિની અસર લેનાર છે. પોતાની અવસ્થામાં જે મિથ્યાત્વ તથા રાગ દ્વેષરૂપ અસ્થિરતા જણાય છે તે, સાચા અભિપ્રાયવડે શુદ્ધ આત્માની શ્રદ્ધા, પ્રાપ્ત કરી તથા જ્ઞાનની સ્થિરતારૂપ પુરૂષાર્થથી અશુદ્ધ અવસ્થા ટાળીને, પૂર્ણ શિવસુખરૂપ જીવ થઈ શકે છે.

આવા પરમાર્થભૂત વ્યવહાર અને શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિ શિષ્યને થઈ નથી, અને શિષ્ય સાચું તત્ત્વ સમજવાનો કામી છે, માટે શંકા કરે છે, કે આ વાત મને સમજાતી નથી. માટે "એ અંતર શંકાતણો સમજાવો સદુપાય." એમ કહી શ્રી ગુરુને સમાધાન કહેવા વિનવે છે. ૭૩.

## શ્રી સદ્‌ગુરુ સમાધાન.

હોય ન ચેતન પ્રેરણા, કોણ ગ્રહે તો કર્મ?
જડ સ્વભાવ નહિ પ્રેરણા, જુઓ વિચારી ધર્મ. ૭૪.

અહીં નિમિત્તથી વાકય છે, કે જો જીવની અશુદ્ધ શક્તિ ન હોય તો જડમાં સંચાલન કોણ કરે? સહજ શુદ્ધજ્ઞાયક સ્વભાવને ભૂલીને રાગદ્વેષ હું છું એમ જીવ અજ્ઞાનપણે મનન ન કરે, તો તેના નિમિત્ત વિના પુદ્‌ગલ કર્મનો-આવરણનો બંધ કેમ થાય? જો જીવની તદ્દન શુદ્ધદશા હોય તો નિમિત્ત નૈમિત્તિકપણું એટલે બંધપણું ન સંભવે; પણ અહીં તો આત્મા શુદ્ધ ચિદાનંદ જ્ઞાતા છે, પુણ્ય, પાપ, શુભ, અશુભ, કર્મ રહિત છે, તેનું નિર્દોષ લક્ષણ જ્ઞાતાપણું છે તે ભૂલીને હું રાગ, દ્વેષરૂપ છું, આ હું અને આ મારું એમ પરવસ્તુમાં

મમતા કોણ કરી શકે અથવા તેવું મનન કોણ કરી શકે? જેનામાં વિચારવાની શક્તિ છે, જાણપણું છે, તે જીવ–ચેતન જાણનારો છે; તે જડ પદાર્થમાં રાગદ્વારા અટકે, પણ જડ વસ્તુનો સ્વભાવ કાંઈ રાગ-દ્વેષરૂપ થવાની પ્રેરણા કરનાર નથી. જીવના જ્ઞાનને આવરણ થવામાં નિમિત્ત, દૃષ્ટિ શક્તિને રોકવામાં નિમિત્ત, જીવને ભ્રાન્તિ થવામાં નિ-મિત્ત એ વિગેરે પ્રકારનાં આઠ કર્મ છે. તેનો ઉદય તે જડની અવસ્થા છે. તે જ્ઞાનના વ્યાપારમાં દેખાય છે; જીવનો જાણવાનો સ્વભાવ છે પણ તેનું માત્ર જ્ઞાન નહીં કરતાં તેમાં જીવ મારાપણાની ભ્રાન્તિ કરે છે. જેમ નિર્મળ અરિસામાં તેની સામા રહેલા કોલસા, મળ, સોનાના ઘરેણાં વગેરે દેખાય તેમાં અરીસાનો દોષ નથી તેમ આત્માને વસ્તુ-ઓને જાણવામાં દોષ નથી; આત્મા ચૈતન્ય જ્ઞાતા છે, શાંત અવિકારી વીતરાગ છે. પણ તે પોતાનું નિર્દોષ જ્ઞાતાપણું અનાદિથી ભૂલીને કર્મના નિમિત્તે તેની વર્તમાન અવસ્થામાં, શુભ અશુભ ક્રિયાપણે ઇષ્ટ અનિષ્ટપણાની કલ્પના વડે રાગદ્વેષદ્વારા મનન કરે છે. એમ અ-જ્ઞાનપણે પરભાવરૂપ મનન કરે છે. તેથી તે રાગદ્વેષનું નિમિત્ત પામીને નવીન રજકણનો–આવરણનો બંધ થાય છે. જડમાં મનન કરવાની શક્તિ નથી. પણ જીવના કારણે જડપદાર્થમાં પ્રેરણાનો ચિદા-ભાસ દેખાય છે; એટલે કે રાગદ્વેષ ઇચ્છા જીવ કરે છે; આ ઠીક છે, આ અઠીક છે, આ મેં કર્યું, આ મારૂં કર્મ છે વગેરે રાગદ્વેષમય વિકારી પરિણામ કરનાર જીવ છે. ભૂલનારો ક્યાંક ભૂલ કરીને પરભાવમાં, મોહભાવ વડે અટક્યો છે, તેથી શુભાશુભ ભાવમાં—વિકારમાં મનન કરવા લાગ્યો કે મેં ભલું કર્યું, મારૂં આ જીવે ઠીક કર્યું, આ જીવે મારૂં અનિષ્ટ કર્યું, વગેરે આર્ત-ધ્યાન વડે જીવ પરવસ્તુમાં રાગદ્વેષદ્વારા અટક્યો. તે ભાવનું નિમિત્ત પામીને, જડ વસ્તુમાં (તેનું નિમિત્ત લેવાની) યોગ્યતા છે, તેથી તે જીવ સાથે આવીને એકક્ષેત્રે બંધાય છે; તેના વર્તમાન ઉદયમાન વ્યાપારથી મન, વાણી, દેહની ક્રિયા થતી દેખાય છે. આત્મા જ્ઞાનમાં જ રોકાય અને હું પુણ્યવાળો રાગવાળો વગેરે અનેક સુખ દુઃખની કલ્પનામાં ન રોકાય તો જડ કર્મ કેમ ચોટે? માટે જીવના રાગદ્વેષરૂપ ભાવકર્મના નિમિત્તે જડકર્મ આવ જા કરે છે, અને તેથી તેમાં સક્રિયતા દેખાય છે. તે કારણે જડ કર્મનું કર્તાપણું

ઉપચાર દ્રષ્ટિથી જીવનું કહેવાય છે. આત્માની ઇચ્છા અને ચંચળ પરિણામની વૃત્તિ વિના રજકણ-ઝીણી ધૂળ કેમ ચોંટે? જીવમાં રાગ દ્વેષની ચીકાશ હોય તો ધૂળ આવીને ચોંટે. જીવના મૂળ સ્વભાવ-દ્રવ્ય સ્વભાવમાં ચીકાશ નથી; પણ હું ચીકાશવાળો છું એવી જીવ માન્યતા કરે છે, અજ્ઞાન કરે છે, તેવી જીવની વિભાવિક શક્તિની યોગ્યતાથી રાગરૂપ કુજ્ઞાનરૂપ અવસ્થા થાય છે તેનું નિમિત્ત પામીને નવાં કર્મ સહજ પ્રેરાઇને આવે છે. તેવી યોગ્યતા કાર્મણ વર્ગણામાં છે પણ ભીંત, સ્તંભ, મકાન, પથ્થર વગેરે જડ વસ્તુમાં તેવી યોગ્યતા નથી તેથી તે કર્મરૂપ પરીણમતાં નથી. આખા લોકમાં કાર્મણ વર્ગ-ણાના અનંતા સુક્ષ્મ ઝીણા પરમાણુ રજકણો પડયાં છે, તેમાં એવી યોગ્યતા છે કે, જીવ રાગદ્વેષ કરે કે તે જ વખતે તેમાંથી પુદ્ગલો આવી કર્મરૂપે બંધાય છે. જેમ કાર્મણ વર્ગણાની કર્મરૂપે પરિણમવાની યોગ્યતા છે તેમ મોહનીનું નિમિત્ત પામી જીવને ઇચ્છા ઉઠે છે મનનાં ચંચળ પરિણામ થતાં અધ્યવસાય=વૃત્તિઓ ઉઠે છે. તે શુભાશુભ પરિણામને જીવ અજ્ઞાન ભાવે પોતારૂપે જાણે છે, અને રાગરૂપ પરી-ણમી તે રાગમાં અટકે છે અને પોતે ખંડખંડ થઇને જ્ઞાન કરે છે; તેથી વળી તે કારણે નવાં પરમાણુઓ આવે છે. જીવે પૂર્વે અજ્ઞાન કર્યું હતું તે કારણે કર્મ બંધાએલા હતા. વળી તે ઉદયમાં આવતાં જીવે નવું અજ્ઞાન કર્યું; એમ જીવ અજ્ઞાનદશા ન ટાળે ત્યાંસુધી પરંપરા ચાલે છે. કાર્મણ વર્ગણાના સુક્ષ્મ સ્કંધો આખા લોકમાં ઠાંસી ઠાંસીને ભર્યા છે; તેમાં ગળવું, મળવું, ટળવું, વીખરાવું, છુટા પડી જવું એવો સ્વભાવ છે, તેમાં સક્રિયપણું છે પણ તેમાં ચૈતન્યપણું નથી. દેહમાં અશાતા વેદની કર્મના ઉદયથી ભૂખની વેદના દેખાય છે, તેમાં મોહભાવને લીધે રાગદ્વેષ થાય છે. જીવ રાગદ્વેષ કરે કે હું આમ કરૂં, ખાઉં, લઉં, મૂકું, પણ તેનું ધાર્યું થતું નથી. તેમજ આહાર પેટમાં જતાં આહારને ખબર નથી કે હું લોહી, માંસ, હાડકા, નખ, વાળ આદિરૂપે પરિણમું. પણ જડનો સ્વભાવ છે કે, તેની યોગ્ય-તાના નિયમ મુજબ તે પરિણમે. જીવનું અને કર્મનું એક ક્ષેત્રે સંયોગી સંબંધપણું હોવાથી, જીવના ભાવની અસ્થિરતા અને જડ કર્મને નિમિત્ત નૈમિત્તિકપણું છે. જેમ સોયને ખબર નથી કે હું

ખેંચાઈને લોહચુંબક પાસે જાઉં, પણ લોઢાની સોયમાં ખેંચાવાની યોગ્યતા છે, અને પત્થરમાં ચુંબક રસના કારણે ખેંચવાની યોગ્યતા છે, એમ નિમિત્ત નૈમિત્તિકપણું બે વસ્તુને હોઈ શકે. કોઈ વસ્તુ પોતાના કારણે બાધારૂપ ન હોઈ શકે, પણ તેને બીજું નિમિત્તકારણ હોય અને તેમાં તે જોડાય તો પોતાની વિકારી (બાધારૂપ) અવસ્થા થાય. જેમ સોનું સોનાના કારણે મલીન કહેવાય નહિ પણ તાંબાના ભેળના કારણે મલીન કહેવાય છે. જીવની અશુદ્ધતામાં જડ વસ્તુ નિમિત્ત છે. તે નિમિત્તને વશ થતા જીવને સંસારી, અજ્ઞાની, રાગી દ્વેષી, ક્રોધી વીગેરે કહેવામાં આવે છે: માટે જીવ અજ્ઞાન અવસ્થામાં ઉપચારથી દેહાદિ, નોકર્મ, અને જ્ઞાનાવરણાદિ દ્રવ્ય કર્મનો કર્તા કહેવાય છે. જ્યાં જ્યાં આત્મા છે ત્યાં ત્યાં બંધ થવાની ઉમેદવારીવાળાં (યોગ્યતાવાળાં) રજકણો પડ્યાં છે; અને આત્મા પોતામાં જેટલા પ્રમાણમાં રાગદ્વેષ કરે તેટલા પ્રમાણમાં નવા રજકણો સ્થિતિ, પ્રકૃતિ અનુભાગ અને પ્રદેશ–બંધપણે ચૈતન્ય સાથે બંધાઈ જાય છે. જડને ખબર નથી, કે અમારે જીવને અમુક ફળ આપવું છે. મોઢામાં આહારનો પ્રવેશ થતાં આહારને ભાન નથી, કે અમારે કેમ પરિણમવું છે. ઝેર અને અમૃતને ખબર નથી કે અમારે આનું ફળ દેવું છે, પણ જે ખાય તેને તેવું ફળ થાય. એમ જીવ કર્તા અને જડ કર્મનો નિમિત્તરૂપ સંયોગી સંબંધ છે. જીવની અશુદ્ધ અવસ્થાને તે કારણે ઉપચારથી કર્તા કહેવામાં આવે છે. જીવ પરમાર્થે—શક્તિરૂપે પરમાત્મા જેવો શુદ્ધ છે, પણ અવસ્થાએ કર્મ ઉપાધિના નિમિત્તે અશુદ્ધ છે. અવસ્થાએ પણ જો તદ્દન શુદ્ધ હોય તો શુદ્ધ પરમાત્મ દશા જોઈએ. જો જીવને તદ્દન શુદ્ધતા પ્રગટપણે હોય તો ઉપદેશ સાંભળવાપણું રહે નહિ અને દેહાતીત વીતરાગદશા—પૂર્ણ પવિત્રદશા હોવી જોઈએ પણ તેવી શુદ્ધતા તો જણાતી નથી. શુદ્ધતા થવા માટે પુરૂષાર્થ પણ નથી અને કથન માત્ર ગોખી રાખ્યું છે કે આત્મા સદા અસંગ શુદ્ધ છે. જો આત્મા ખરેખર અસંગ અવસ્થાએ હોય તો આ તને અશુદ્ધ સંસારી દશા કેમ દેખાય છે? માટે નિમિત્તરૂપે કર્તાપણું છે એમ માનો. જેમ લોઢાનો ગોળો અગ્નિથી તપાવેલો હોય, તેને પાણીના સંયોગમાં મૂકો તો પાણી શોષાય છે, અગ્નિનો પ્રત્યક્ષ વ્યાપાર દેખાતો નથી, છતાં અગ્નિનું કાર્ય પ્રત્યક્ષ

દેખાય છે, તેમ ચૈતન્યઘન આત્મા જ્ઞાતા નિર્દોષ છે, પણ તે જ્ઞાતાપણું ભૂલીને એ મનોજ્ઞરૂપ કષાય અભિપ્રાય ક્રોધ, માન, માયા, લોભનું મનન કરે તો તેની મલીનતાનું નિમિત્ત પામીને (જેમ ધમધમતા લોઢામાં પાણી પેસી જાય છે, તેમ) આત્મપ્રદેશે જડકર્મ પેસી જાય છે. પુણ્ય પાપ ભાવ, રાગ દ્વેષનો હું કર્તા, મન વાણી દેહની ક્રિયા, શુભાશુભ ભાવ એ ભાવ મારે થાય છે એવી પરવસ્તુમાં જે કર્તૃત્વબુદ્ધિ જણાય છે, તે અશુદ્ધભાવનું નિમિત્ત પામીને, નવીન કર્મવર્ગણા આત્મા તરફ ખેંચાઈને બંધપણું પામે છે; તેથી જીવને પુદ્ગલ કર્મનો કર્તા નિમિત્તની દૃષ્ટિએ, ઉપચરિત વ્યવહારથી કહેવામાં આવે છે; કારણ કે વર્તમાનમાં જીવની અશુદ્ધ અવસ્થા દેખાય છે પણ પરમાર્થ દૃષ્ટિથી જુઓ તો આત્માનો બંધ સ્વભાવ નથી, નિશ્ચયથી પરનો કર્તા નથી. પરમાર્થથી, સાચી દૃષ્ટિથી તો એમ છે કે, જડપુદ્ગલ પરમાણુ દ્રવ્ય સ્વતંત્ર છે. તેની જે જે અવસ્થા બંધરૂપે થાય છે તેનામાં જે પ્રકારે બંધ થવાની યોગ્યતા છે તે પ્રમાણે જીવના અજ્ઞાનમય રાગદ્વેષનું નિમિત્ત પામીને ખેંચાયા કરે છે. માટે ઉપચારથી જીવ કર્મનો કર્તા કહેવાય છે; વ્યવહારથી જીવ જડકર્મનો કર્તા કહેવાય છે. વ્યવહાર એટલે નિમિત્ત. જેમ ઘી અને માટીનો ઘડો બેઉ જુદાં છે પણ તેમનો સંયોગી સંબંધ થયો હોવાથી ઘીનો ઘડો એમ લોક ભાષામાં (વ્યવહારથી) કહેવાય છે. ઘડો કાંઈ ઘીનો બનેલો નથી, તેવીરીતે નિશ્ચયથી જીવ પુદ્ગલ કર્મનો કર્તા નથી, પણ નિમિત્તના સંબંધે ઉપચારથી કર્મનો કર્તા જીવ કહેવાય છે.

તા. ૨૭—૧૦—૩૯.

ત્રીજી શંકામાં શિષ્યે કહ્યું કે હે ગુરુ? જીવ કંઈ કરતો નથી, પણ એની મેળે કર્મ થયા કરે છે. પ્રકૃતિ જ અનાદિથી એની મેળે બંધ મુકાપણું કર્યા કરે છે, માટે મારે પુરુષાર્થ કરવાની જરૂર જણાતી નથી. વળી કદાચ ઈશ્વર પણ કર્મનો કર્તા હોય, અથવા જીવનો ધર્મ કર્મ કરવાનો હોય, તો પોતાની સ્વતંત્રતાએ છૂટી શકે નહિ. માટે મોક્ષનો ઉપાય કરવાપણું મને જણાતું નથી. એ કર્તાપણાની સૂક્ષ્મ સંધિ ક્યાં છે? તેનો સદુપાય જે હોય તે સમજાવો. તેમાં એક

પ્રશ્ન એ છે કે કર્મનો કર્તા કર્મ છે કે કેમ? તેનો ઉત્તર આ ૭૪-૭૫ મી ગાથામાં છે કે, આત્મા જ્ઞાતા નિર્દોષ જ્ઞાનમાત્ર છે એવી યથાર્થ પ્રતીતિપૂર્વક પોતામાં ઠરે તો તે કર્મને પ્રેરણા કરવામાં નિમિત્ત નથી જ. પણ અજ્ઞાન અવસ્થામાં જડને કર્મરૂપે પરિણમવામાં નિમિત્ત થવાની એક વિભાવિક શક્તિરૂપ જીવની યોગ્યતા છે. ક્રોધ, માન વગેરે કલુષિતતા, હર્ષ, શોક, રતિ, અરતિ, ખેદ વગેરે ભાવો જીવ કરે છે ત્યારે જીવમાં જાણપણું હોવાથી જીવ પરમાણુમાં થતી શુભાશુભ અવસ્થામાં, રાગદ્વેષની કલ્પના વડે ઠીક અઠીક માનીને, પોતે પરવસ્તુમાં અટકે છે; અને એ નિમિત્ત નૈમિતિકભાવ જડ વસ્તુમાં પ્રેરણારૂપે પ્રતિભાસે છે. માટે એ ઉપચાર દૃષ્ટિએ અજ્ઞાનભાવથી એ અશુદ્ધપણે જીવનો ધર્મ છે. તે વિચારી જુઓ. ૭૪.

વળી કહે છે કે:—

**જો ચેતન કરતું નથી, નથી થતાં તો કર્મ;**
**તેથી સહજ સ્વભાવ નહિ, તેમજ નહિ જીવધર્મ. ૭૫.**

કર્મની મલીનતાથી—ઉપાધિકભાવથી જુદો થઈને જો ભગવાનઆત્મા માને કે હું નિર્મળ શુદ્ધજ્ઞાતા નિર્દોષ છું, શાન્તિ-આનંદથી સમતામય છું, એમ જ્ઞાન સ્વરૂપપણે નિજગુણમાં રહે, તો પુણ્ય પાપ,રાગદ્વેષનો કર્તા ન થાય, અને તે રીતે કર્મ થતાં નથી એ નિયમ છે. પૂર્વકર્મના ઉદયમાં જોડાઈ શુભાશુભ ભાવ કરવાનો ધર્મ કાંઈ આત્માનો નિજ ધર્મ નથી. જો આત્મા તેનો સ્વામી તથા કર્તા ન થાય તો જડકર્મ કાંઈ પરાણે વળગતાં નથી. શુભાશુભ ભાવ પણ મારા નથી, મારો ધર્મ નથી, હું જ્ઞાતા, સાક્ષી, જ્ઞાયક માત્ર છું એમ સમજી જો રાગમાં ન અટકે, અને જ્ઞાનમાં સ્થિર રહે, જ્ઞાનપણે ટકી રહે તો પછી તે કર્મ થવામાં જીવનું પોતાનું નિમિત્ત રહેતું નથી; માટે કર્મ કરવાનો આત્માનો સહજ સ્વભાવ નથી. જો તેમ હોય તો સંસારથી મુક્ત સિદ્ધ પરમાત્મ અવસ્થા પ્રગટ થાય નહીં અને સદા કર્મની ઉપાધિ રહે; માટે કર્મ કરવાનો જીવનો સ્વાભાવિક ધર્મ નથી. પુણ્ય, પાપ, રાગ, દ્વેષ, શુભાશુભ ભાવ કરવા એ જો આત્માનો નિજ ધર્મ હોય, તો

કોઈ પણ ક્ષણે ધર્મીથી ધર્મ જુદા રહી શકે નહિ માટે તે ભાવો જુદા થઈ શકે નહિ. જેમ ગોળનું ગળપણ, ગોળથી ભિન્ન કોઈ ક્ષણે થઈ શકતું નથી તેમ કર્તાનું કાર્ય (કર્મ) કર્તાથી ક્ષણમાત્ર ભિન્ન થઈ શકે નહિ. માટે ક્રોધાદિનું કર્તાપણું પરમાર્થે નથી. વળી અનાયાસે કર્મ આત્માને વળગતાં નથી, તેમજ કોઈ ઈશ્વર આદિ તે કર્મને વળગાડતો નથી. જો તેમ હોય અને અનાયાસે કર્મ થયા કરતાં હોય તો, ક્યારે પણ જીવ ક્રોધ, માન, માયા, લોભ, તૃષ્ણા, મમતા વગેરેથી નિવૃત્ત થઈ શકે નહિ. મન વાણી દેહની ક્રિયા તથા શુભ અશુભ ભાવ તે ઉદય જનિત જડભાવ છે, તેનો કર્તા ચેતન નથી. જો તે કાર્ય કરવાનો જીવનો સ્વભાવ હોય તો તે કોઈ ક્ષણે તે ક્રિયાથી રહિત ન હોઈ શકે, તે ક્રિયા છૂટી ન શકે, પણ તેમ તો નથી. સિદ્ધ ભગવાનમાં કોઈ ક્રિયા નથી. માત્ર જ્ઞાનમાત્રપણું—આત્માપણું છે. એમ વર્તમાનમાં પણ દરેક જીવ જ્ઞાન જ કરે છે, છતાં પોતાની ભ્રમણાથી માને છે, અને કલ્પના કરે છે કે હું પરનું કરું છું અથવા મને કોઈ કરાવે છે. પરવસ્તુમાં મારાપણાની અને કર્તાપણાની માન્યતા જીવ અજ્ઞાનભાવે કરી શકે છે. પણ પરનું કાર્ય કરી શકતો નથી; માત્ર રાગવડે વિવિધ કલ્પનામાં રાચે છે, પણ જડની ક્રિયા કરી શકતો જ નથી. સૂક્ષ્મપણે વિચારે તો જ્ઞાન સિવાય જીવ કંઈ કરી શકતો નથી.

ઘણા લોકો પૂછે છે કે અમારે શું કરવું? તેનો ઉત્તર—જ્ઞાનમાત્ર સ્વભાવમાં રહેવું તે આત્માનું કાર્ય છે, ધર્મ છે તે કરવું. જ્ઞાનધર્મ દરેક ક્ષણે વર્તે છે, થાય છે, માટે જ્ઞાનમાં ટકીને જ્ઞાન કરવું. કોઈ કોઈને કાંઈ આપી શકે, લે, મૂકે, કે બોલવું, ચાલવું એ કોઈ ક્રિયા આત્માથી થતી નથી; પણ હું કરું છું, મારા વડે થાય છે, એમ અસત્ કલ્પના જીવ કરે છે. બહારથી હું કંઈ કરું અને મને ગુણ થાય એમ માનવું તે મિથ્યાત્વ છે. જેને ધર્મ માન્યો તે જો ખરેખર ધર્મ હોય તો ક્યારે પણ તે ભાવ છૂટી શકે નહિ. શુભરાગ, દયાનો ભાવ, ઇચ્છા, પુણ્ય પરિણામ વગેરે જીવનો નિજસ્વભાવ નથી. પણ આત્મજ્ઞાન પામી પુરૂષાર્થ વડે જેઓ મોક્ષદશા પ્રાપ્ત કરે છે, તેમને કંઈ કરવાપણું ઇચ્છા, રાગ આદિ કંઈ કર્મ રહેતું નથી; માટે શુભ રાગાદિ પરાશ્રીત કર્મ છે, અને ચેતનનું સ્વાધીન જ્ઞાન કર્મ છે. આત્મા કેમ

ાં છે, કેમ અકર્તા છે, એટલું યથાર્થ જાણો તો તે અનંતકાળે નહિ ગટેલું અપૂર્વ તત્ત્વ પ્રગટાવવાનો ઉપાય છે; તે નિજપદની સમજણ પરમ સુખ પ્રાપ્ત કરવાનો યથાર્થ ઉપાય છે. લોકોને અનાદિની ભાવના કર્તૃત્વની માન્યતા એવી દૃઢ પકડવાળી થઈ છે કે, કોઈ ી બીજું કહે તો માને નહિ: કારણકે પૂર્વે પરાધીનતામાં ઠીક ન્યું છે. જેને ઠીક માન્યું, પોતાનું કર્તવ્ય માન્યું તે માન્યતાને કેમ ડે? હું બીજાને સુખી કરી શકું, બીજાનો ઉપકાર કરી શકું છું, આવું પરનું કાર્ય કરી શકું છું એ માન્યતા મહાપાપ છે કારણકે અનંતો અજ્ઞાનભાવ છે. જેના પુણ્યનો ઉદય હોય તેનાપર સામા વને ઉપકાર કરવાની ઇચ્છા, રાગ આવ્યા વિના રહે જ નહિ, કારણકે ને તેવી સગવડતાનો એટલે કે પુણ્યનો ઉદય હતો. તારૂં કર્મ તેને કંઈ આપ્યું નથી. જો પરનું થઈ શકતું હોય તો જેટલું કરવા તું રે તેટલું થવું જોઈએ પણ તેમ થતું નથી. કોઈ કહે કે હું એકેક નું કાર્ય મારી ધારણા મુજબ કરી શકું છું આવું જે અભિમાન અજ્ઞાન છે. દેહાદિની ક્રિયા હું કરી શકું છું, જ્ઞાન આપી શકું છું, સેવા કરૂં છું, દયાપાળું છું, એ અજ્ઞાનીનું અભિમાન ખરેખર ા છે. વાસ્તવિક તો એમ છે કે, જેને જ્યાંથી જે વખતે જેવા પ્રકારે વહારથી નિમિત્ત થવાનું હોય તે વખતે થયા વિના રહે નહિ; ને ન થવાનું હોય, તો ઇચ્છા ઘણી કરે તોપણ કાર્ય ન થાય. સા વના કારણ કાર્ય જાણ્યા વિના, તત્ત્વના ભાન વિના, મહામોહને ા થઇ હું બીજાને સુખી કરૂં, દુઃખી કરૂં, હું જીવાડી શકું, હું રી શકું. આવી માન્યતામાં જે જીવ હોંશ રાખે છે અને હરખના કા કરે છે, અને તેમાં ધર્મ માને છે તે અજ્ઞાની છે. જ્ઞાતાનો ું શું, હું શેનો કર્તા છું, મારૂં સ્વરૂપ શું, આત્મા શું કાર્ય શકે છે તેનો ધીરજ રાખી કદી વિચાર કરતા નથી. પણ ગાડ-ા પ્રવાહ માફક જે માન્યતાથી સંસારી જીવો વર્તે છે, તે ની માન્યતા અને વર્તન પોતે કરે છે. પણ મારૂં સ્વાધીન સત્ત્વ ર શું છે, તે મારાથી જ ઉજવળ થઈ શકે છે, તેની શી રીત છે જાણવાનો વાસ્તવિક પ્રયત્ન કાંઈ કરતા નથી. જગત જે માની રહ્યું તેનાથી આ વાત જુદી છે. સંસારથી તદ્દન ઉંધું છે, લોકો બાહ્ય-

ક્રિયાથી, સેવાથી અને પુણ્યથી ધર્મ માને છે. વળી કહે છે કે અમે અમારી ફરજ બજાવીએ છીએ. અનાસક્તિથી કર્તવ્ય કરીએ છીએ, એવી અસત્ કલ્પનાથી પોતે ધર્મ માની બેઠા છે. તે ભલે ગમે તેવા સંસારના ડાહ્યા હોય, પણ જ્ઞાની કહે છે કે, તે મોટા મૂઢ છે. સંસારના સમજુ અને જગતના ડાહ્યા, તે મોક્ષમાર્ગથી ઉંધા અને અનંત સંસારમાં રખડનારા છે. લોકોને બહારથી સ્થૂળ દેખાવની ભૂલવણીમાં ઘણો ઘણો મોહ રહ્યો છે. કર્મ ઉદયજનિત અંદરથી ઇચ્છા ઉપજે અને કદી જોગાનુજોગ ક્રિયા થતી દેખાય, તેથી માને કે મેં સામાને આમ કર્યું, આમ ન થવા દીધું વગેરે માન્યતાઓ ભ્રમ છે. એ શું થાય છે, કોનાથી કેવી રીતે થાય છે, તે જોવાની ફુરસદ નથી. તેથી પોતાના સ્વયં અપરાધના કારણે જગતના જીવો સંસારમાં રખડે છે, અને સાચો ન્યાય એટલે સત્ ધર્મની—આત્માના ઘરની વાત આવે છે ત્યાં નકાર કરે છે. પણ સત્ય અને સત્યની વાત ત્રિકાળ જેમ છે તેમ રહેશે. સતને સંખ્યાની જરૂર નથી. લોકો માને અગર ન માને, તેની ધર્માત્મા-જ્ઞાનીને ફીકર ન હોય. જેને ગરજ પડે તે સતની ખોળ કરે; જ્ઞાની જગતને સુધારવા માટે રોકાઈ જતા નથી. મુખ્યપણે જ્ઞાનીની વાત અજ્ઞાની જનોને ઝટ હૈયે બેસતી નથી. ત્રણે કાળના જ્ઞાની એક જ બોધ કહી ગયા છે કે આત્મા, સ્વસ્વરૂપના ભાને પોતાના જ્ઞાન-ગુણનો કર્તા છે. આત્માનો ધર્મ પરનું કંઈ કરવું તે નથી. આત્માની યથાર્થ પ્રતીતિ અને તે-રૂપ શ્રદ્ધા; જ્ઞાનમાં ટકી રહેવું એ જ્ઞાનનું કાર્ય છે; છતાં ઉંધો પડે અને પોતાના ગુણને વિપરીતપણે માને, તો અજ્ઞાનભાવે રાગદ્વેષ, ક્રોધાદિ કરે, તે દ્રષ્ટિએ તો મિથ્યાજ્ઞાનનો કર્તા થાય. અને માને કે જડની ક્રિયા હું કરું છું; એ ભાવે તો રખડવું થાય. માટે શુભ અશુભ રાગ, તથા પોતાને આધીન નથી એ બાહ્ય ક્રિયાનું કર્તાપણું, મારું છે એ આદિ અભિમાન છોડે, તો ધર્મની જાત શું તે જણાય છે—સમજાય છે.

પ્રશ્ન:—અંતરમાં વિચાર કરીએ તો અંતર્નાદ ન આવે કે તારું કર્તવ્ય આમ જ છે? ઉત્તર:—જ્યાંલગી યથાર્થ વસ્તુ તત્ત્વનું ભાન નથી ત્યાંલગી તેનું જ્ઞાન વિપરીત અજ્ઞાનમય છે. હિંસા કરનારા

બોકડા કાપનારા કસાઇને શું નાદ આવે? જ્ઞાનમાં ઉંધું બેઠું છે તેથી તે ઉંધું જ્ઞાન કરે. હું રાગદ્વેષ, પુણ્ય પાપ, મન વાણી દેહની ક્રિયાનો કર્તા છું, એ મારૂં કર્તવ્ય છે, શુભ પરિણામ તે મારાં છે એમ પોતાને ભૂલેલો હોવાથી માને છે કે એ મારો ધર્મ છે, અથવા એ બધું ઇશ્વરાધીનપણે થયા કરે છે એમ માને છે, અને જે પ્રારબ્ધનું કાર્ય બને છે તેમાં ઠીક, અઠીકની કલ્પના વડે કર્તૃત્વ, મમત્વબુદ્ધિ કરે છે.

એક દેહમાં અનંત કર્મ પરમાણુ પુદ્ગળોનું નાટક થઇ રહ્યું છે; તેમાં પૂર્વ વાસનાનું ફળ શુભ અશુભ પુણ્ય પાપની વૃત્તિ ઉપજે છે; તેમાં કર્તૃત્વ, મમત્વ સળંગ ટકાવીને પોતે પોતાના જ્ઞાનમાં ઉંધો પડયો હોવાથી જડના રસને વેદે છે, અને અજ્ઞાનભાવે રાગદ્વેષનો કર્તા અને સુખ દુઃખની પરાધીનતાનો ભોક્તા થાય છે.

અંતરંગ ઘાતી કર્મ જે મોહ છે, તે ઝીણા સૂક્ષ્મ રજકણો મૂળ છે, તેના ઉદયમાં જોડાતાં ક્ષણે ક્ષણે ઇચ્છા અનિચ્છાની વૃત્તિ ઉઠે છે; તે મારા સ્વભાવમાંથી નીકળે છે, એમ માની પરવસ્તુમાં મારાપણાની રાગવૃત્તિના લીધે આમ કરૂં તો ઠીક, આમ કરૂં તો દયા પળાય, વગેરે અનેક ભૂલવાળી માન્યતા કરીને પોતાની અણુસમજથી અજ્ઞાનદશામાં જીવ ટકયો છે. જે કાર્ય જડની અવસ્થામાં થાય છે, તેમાં રાગદ્વેષની કલ્પના વડે પોતાની અશુદ્ધતા જાળવી રાખવી તે સંસાર છે. સત્ સ્વરૂપબોધ તે શું? તે કેમ પ્રાપ્ત થાય તે સમજ્યા વિના અનંત દુઃખમાં રખડવું થયું છે. તેથી પ્રથમ ગાથામાં જ કહેવાયું કે—

"જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત;
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્ગુરૂ ભગવંત."

જગતના જીવો સુખનાં કામી છે, કોઇને દુઃખ જોઇતું નથી, એટલે પ્રથમ ભણકાર મૂકયો કે દુઃખ જોતું નથી છતાં કેમ આવે છે? તો કહે કે પોતાના સ્વરૂપની યથાર્થ સમજણના અભાવે દુઃખ આવે છે. પણ એમ ન કહ્યું કે અમુક પુણ્ય અમુક દેહાદિની ક્રિયા શુભરાગ વગેરે ન કર્યું તેથી દુઃખ આવ્યું; કારણકે નિજકર્મ છે તે તો જ્ઞાનમય છે, જ્ઞાનથી તે ભિન્ન નથી. વળી તેમાં કહ્યું છે કે પોતે અનાદિ અનંત

છે, પોતાને ભૂલ્યો તેથી ઊંધો પડ્યો અને અનંત દુઃખને પામ્યો. હવે જો નહિ સમજે તો ભવિષ્યકાળમાં પણ અનંત દુઃખને પામશે. તે દુઃખનું મૂળ જેમની સમજણથી છેદ્યું એવા શ્રી સદ્ગુરુ ભગવંતને નમું છું. એવી સમજણ એજ જીવ માત્રનું કાર્ય છે. જેવું સ્વરૂપનું લક્ષણ છે તેવું તેને નહિ માનતા અન્યથાપણાનો સ્વીકાર કર્યો. તે ભૂલને કેમ ટાળવી, તે રીતની લોકોને ખબર પડતી નથી. લોકોને લૌકિક ઉપદેશ જોતો હોય તો તેવી નિશાળો ઘણી છે, ત્યાં કહે છે કે કંઈ કરો, સક્રિયકાર્ય કરો, આમ કરવું જોઈએ વગેરે વગેરે; તેની વાહ વાહ બોલનારા પણ ઘણાં હોય છે કારણકે એ રીતે સહેલામાં ધર્મ માન્યો છે, તેઓને મધ્યસ્થપણે સાચું તત્ત્વ સમજવું નથી. પણ દેહાદિની ક્રિયાનો અનાદિથી અભ્યાસ છે, તેથી કંઇ કરૂં, પુણ્ય કરૂં, દયા કરૂં તો મને સુખ થાય, એમ કંઇક ઇચ્છા કરીને વિકાર કરૂં તેમાંથી કંઈ ગુણ થશે એમ માને છે. રાગીભાવથી અરાગીપણું એટલે વિભાવથી નિજગુણ સ્વભાવ ઉઘાડવા માગે છે પણ તે બને નહીં. કોઇ કોઈ વખતે કર્તૃત્વબુદ્ધિમાં જોગાનુજોગ સરખું લાગે છે પણ ઊંડું વિચારે તો તેનું ધાર્યું થયું નથી એમ જાણે. ઇચ્છા છે તે દુઃખનું લક્ષણ છે, જો સુખ હોય તો ઇચ્છા થાય નહિ. ઇચ્છા થાય છે તેમાં પર નિમિત્તની આડ છે. તેમાં કંઈ વિરુદ્ધતા છે. જીવો સુખ અર્થે ઘણું ઘણું કરે છે, છતાં સાચી શાંતિ સુખ થતું નથી, કારણકે પરવસ્તુમાં સુખ છે, એવી માન્યતા હોવાથી પરાશ્રિત સુખબુદ્ધિ ટળતી નથી. પરવસ્તુમાં કદિપણ સુખ નથી. જડનું કાર્ય ચેતનને આધીન નથી, આત્માનું કાર્ય જ્ઞાન માત્ર છે. જેમ શેરડીમાં રસ છે તેમ જ્ઞાતા ચૈતન્ય આત્મા કેવળ જ્ઞાન રસ જ્ઞાયકજ છે, પુણ્ય પાપ આદિ ક્રિયા કરવાનો તેનો ધર્મ નથી. પરનું કર્તૃત્વ મારૂં માનવું એ મહાપાપ છે, એ સ્વરૂપની હિંસા છે, જ્ઞાનનું આવરણ વધારવાનો ઉપાય છે. અજ્ઞાનભાવે જે રાગદ્વેષનું કર્તાપણું છે તે જીવનો મૂળ ધર્મ નથી; પણ જીવની કલ્પના છે. ઊંધી માન્યતા છે માટે તે જીવ ધર્મ નથી. ૭૫.

આગળ શિષ્યે આશંકા કરી હતી કે "આત્મા સદા અસંગ ને કરે પ્રકૃતિ બંધ" તેનો હવેની ગાથામાં ઉત્તર આપે છે કે:—

કેવળ હોત અસંગ જો, ભાસત તને ન કેમ?
અસંગ છે પરમાર્થથી, પણ નિજભાને તેમ. ૭૬.

તારું સ્વરૂપ શુદ્ધ શક્તિ-રૂપે છે. પણ અવસ્થાએ કેવળ અસંગ અને નિર્મળ હોત તો તને પ્રથમથી જ ભાસ કેમ ન થાત? અસંગ-શુદ્ધતો નિજભાન થયે પુરૂપાર્થથી પ્રગટ થાય છે. શક્તિએ સ્વરૂપે દ્રવ્ય સ્વભાવે તો શુદ્ધ પરમાત્માપણું છે. જેમ તલમાં તેલ શક્તિરૂપે છે તથા શેરડીમાં રસ છે તેમ; પણ તેને પીલીને તે જાતની ક્રિયા કર્યા વિના એમને એમ તેનો સ્વાદ લઈ શકાય નહિ; તેમ આત્મા આનંદ મૂર્તિ જ્ઞાતા દ્રષ્ટા ભગવાન છે. તે પરમાર્થે તો જ્ઞાનાનંદ શુદ્ધ પવિત્ર છે, પણ વર્તમાન અવસ્થામાં પર પ્રકૃતિની ઉપાધિની મલીનતા છે. તે ઉપાધિ રહિત હું પૂર્ણ શુદ્ધ કૃતકૃત્ય છઉં એવી પ્રથમથીજ સાચી શ્રદ્ધાવડે રાગાદિકથી જુદો પડી પુરૂપાર્થ વડે જ્ઞાનની મલીન દશામાંથી પ્રથમથીજ ઉજ્વળતાનો ઉઘાડ કરે, અને યથાર્થ સ્વાનુંભવની પ્રતીતિ સમ્યગ્જ્ઞાન અને ચૈતન્ય તત્ત્વમાં ટકી રહેવારૂપ એકાગ્રતાવડે જેવું તત્ત્વ છે તેવું જાણે તો વર્તમાન અવસ્થાએ જ્ઞાનાનંદ, અસંગ શુદ્ધ થઈ શકે છે. તું સ્વભાવે તો પુણ્ય પાપ રાગાદિકવાળો નથી, કેવળ અસંગ છો; દ્રવ્ય સ્વભાવે અસંગ છો, પરમાર્થે તારૂં સ્વરૂપ અસંગ છે, શુદ્ધ છે, પણ સર્વથા અસંગ નથી; એટલે અવસ્થાએ અસંગ (શુદ્ધ) નથી, પણ પરના નિમિત્તની મલીનતા, અશુદ્ધતા છે. તે અશુદ્ધતા પુરૂષાર્થ વડે ટાળીને શુદ્ધદશા પ્રગટે ત્યારે અસંગ થા. શિષ્યે શંકા કરી હતી કે ઇશ્વરની પ્રેરણાથીજ કાર્યો થયા કરતાં હોય, અને મારૂં કર્તવ્ય બધું ઇશ્વરાધીન થતું હોય, તો મારે પુરૂષાર્થ કરવાનો રહેતો નથી. મારો મોક્ષ ઇશ્વરની કૃપાથી થશે; પણ તે બરાબર નથી. તેનો અર્થ તો એવો થાય છે કે:—અત્યારસુધી સંસારમાં તને રખડાવનાર ઇશ્વર ઠર્યો; ગુનો કરનાર તું અને ટાળનાર ઇશ્વર; પણ એમ હોઇ શકે નહિ. માટે જે વિધિએ માર્ગ છે તે સમજે તો જ માર્ગ સમજાય. ૭૬.

હવે ઇશ્વરનું ખરૂં સ્વરૂપ કહે છે:—

કર્તા ઇશ્વર કોઈ નહિ, ઇશ્વર શુદ્ધ સ્વભાવ;
અથવા પ્રેરક તે ગણ્યે, ઇશ્વર દોષ પ્રભાવ. ૭૭.

જેનો સ્વભાવ પૂર્ણ શુદ્ધ છે, રાગદ્વેષ ઇચ્છા ઉપાધિ રહિત છે, છલ્લામાં છલ્લી પૂર્ણ પવિત્ર દશા, જ્ઞાતા દૃષ્ટા સાક્ષી સ્વભાવ જેને પ્રગટ થયો છે, તેને કંઈ કરવાનું બાકી રહે નહિ. જો કંઈ કરવું બાકી રહે તો વ્યાકુળતા રહે અને જેને વ્યાકુળતા હોય તેને ઇશ્વર કહેવાય નહિ. જો ઇશ્વરને કંઇ કરવું રહે તો તે ઇશ્વર ન કહેવાય. આત્માનો સ્વભાવ એવો અગુરુલઘુ છે કે પૂર્ણ શુદ્ધતા પ્રગટી જાય પછી તેને વધઘટપણું રહે નહિ. જો વધતો જતો હોય, તો કોઈ કાળે તેનો પ્રયત્ન ટળે નહિ, અને સુખ, શાંતિમય નિરૂપાધિકતા આવે નહિ. પૂર્ણ શુદ્ધતા બેહદ–અમર્યાદિત છે. આત્મા જ્યારે સર્વ કર્મકલંક ઉપાધિથી મુક્ત થાય ત્યારે તેમાં કાંઈ અશુદ્ધતાનો અંશ રહે નહીં. એવો પૂર્ણ શુદ્ધ આત્મ સ્વભાવ જેનો પ્રગટ થયો છે તે ઇશ્વર છે. તેને જગત ઉપાધિનો કર્તા, ઇચ્છાવાળો કહેવો તે દોષપણું છે. વસ્તુનો સ્વભાવ અગુરુલઘુ છે. અગુરુ એટલે પૂર્ણતા થઇ, પછી તે પૂર્ણ શુદ્ધતાની મર્યાદા છોડીને વધી ન જાય; લઘુ એટલે સંસાર અવસ્થામાં જ્ઞાન ગુણને ઘણું આવરણ આવી જાય અને ચેતના શક્તિ ખૂબ ઘટી જાય, તો પણ અલ્પ જ્ઞાનનો ઉઘાડ (લઘુજ્ઞાન) તો કોઇ કાળે ટળે નહિ. એમ જેની પૂર્ણ કૃતકૃત્ય દશા થઇ અને અવસ્થાએ શુદ્ધ પરમાત્મા થયા તે ઇશ્વર છે. તે જગતના જીવોનું કાંઇ કરે નહિ, સૃષ્ટિનું કોઇ કાર્ય કરે નહિ, કરાવે નહિ. જીવોને રાગદ્વેષની પ્રેરણા કરે એવો આરોપ ઇશ્વર ઉપર નાખવો તે ઇશ્વરને દોષવાળો માનવા જેવું થયું. જેને સ્વતંત્ર સાચો પુરૂષાર્થ કરવો નથી, તે કંઇ કંઇ કલ્પના કરી બેસે છે, અને પરાશ્રિતપણાથી મોક્ષ સાધન માને છે, અથવા કંઈ કરતાં કરતાં મોક્ષ થઈ જશે એમ માને છે; પણ તેમ નથી. પોતેજ પોતાનો ઇશ્વર છે, એમ પોતાનું યથાર્થ સ્વરૂપ સત્સમાગમ વડે જાણવામાં આવે તો પોતાની જાતના પુરૂષાર્થ વડે રાગનો અભાવ થવારૂપ જ્ઞાનદશાની કેળવણી, અને જ્ઞાનની સ્થિરતારૂપ સાધન ક્રિયાથી ઇષ્ટ સુખની પ્રાપ્તિ થાય છે.

તા. ૨૮—૧૦—૩૯.

(૭૭ મી ગાથા વિષે શ્રીમદ્ રાજચંદ્ર આવૃતિ ૫ મી ભા. બીજો આત્મસિદ્ધિશાસ્ત્ર પાનું ૩૭, ૩૮, ૩૯ માં જોઈ લેવું.)

૭૨ મી ગાથાનો ઉત્તર ૭૬, ૭૭ મી ગાથામાં કહ્યો કે દોષ કરનાર વ્યક્તિ તો પોતે અશુદ્ધ આત્મા છે; પોતાનામાં પરવસ્તુના નિમિત્તની અસર લેવાની મલીન અવસ્થા વડે ભૂલ કરે છે, દોષ કરે છે. એ રીતે અજ્ઞાનીને અજ્ઞાનનું કર્તાપણું છે. જે કરે તે ભોગવે તેમાં ઇશ્વરનો હાથ સંભવતો નથી. વળી પોતાને કરવાનું કાર્ય ઇશ્વર કરી દે તે બનવું સંભવિત નથી. કારણકે દરેક દ્રવ્ય પોતે સ્વાધીન છે, તેના ગુણ દોષની અવસ્થા બીજો કોઈ પલટાવી દે તો પરાધીનપણું આવે, અને વસ્તુનો અભાવ થાય તે દોષ આવે.

આત્મા અવસ્થાએ તદ્દન નિર્મળ શુદ્ધ જ હોત, અને માન્યતાની ભૂલ તેને ન હોત તો તેને કંઇ ઉપાધિ ન હોવી જોઇએ અને પરમ પવિત્ર અસંગ દશા હોવી જોઇએ. પણ તેમ નથી. અનાયાસે કર્મ થયાં કરતાં હોય તો તેનો અર્થ એમ થયો, કે જીવે પોતે ઇચ્છા ન કરી અને કર્મની સત્યાદિ પ્રકૃતિનું એની મેળે (રાગાદિના નિમિત્ત વિના) બંધાવું, છુટવું થયા જ કરે, જો તેમ હોય તો તે પ્રસંગથી મુક્ત થવાનો ઉપાય હોઈ શકે નહિ. ઇશ્વરાદિ કોઇક પરાણે કર્મ વળગાડી દે, તો જીવ કદી મુક્ત થાય નહિ. આત્મા અવસ્થાએ પણ સદા અસંગ શુદ્ધ હોય તો વર્તમાન અશુદ્ધદશા હોય નહિ; પણ સત્ય પુરૂષાર્થવડે શુદ્ધ થઇ શકાય છે.

ઘણા કહે છે કે પૂર્વ પ્રારબ્ધ અંતરાય કર્મ નડતર કરે છે, તો તેનું કારણ એમ થયું કે પૂર્વે પોતે ભૂલ કરી છે, રાગદ્વેષ અને અજ્ઞાન કર્યાં છે. તેનું ફળ વર્તમાનમાં પોતાને ભોગવવું પડે છે. જેને અતીન્દ્રિય જ્ઞાનનો પુરૂષાર્થ કરવો નથી તેઓ કહે છે, કે શું કરીએ, અંતરાય કર્મ નડે છે, માટે અમારી નબળાઈ છે. તત્ત્વની રૂચિ વિના પુરૂષાર્થ થતો નથી, અને પરનો એટલે નિમિત્તનો—કર્મનો દોષ કાઢે છે. અને કહે છે, કે મને આટલું નડતર છે, માટે મારાથી કાંઈ થતું નથી,

જે કંઈ થાય છે તે કર્મ પ્રકૃતિના આધારે થાય છે; એમ પુરૂષાર્થહિન થઈ સંસારમાં રખડે છે. વળી કોઈ કહે છે કેઃ—આપણું કર્યું કાંઈ થતું નથી, માટે કાંઈ ભક્તિ પુણ્ય, દાન કરીએ તો ઇશ્વર કૃપા થાય, અને બધું ઈશ્વર ઇચ્છા અનુસાર કાર્ય થાય છે, આપણું ધાર્યું થતું નથી, આ માન્યતા પણ ખોટી છે. પોતે ઉંડાણથી અંતરમાં વિચારે કે હું કાંઈ રાગદ્વેષની ચિંતવના કરું છું કે કેમ, અને ઇંદ્રિયોઆદિ પરવસ્તુમાં અને પુણ્યાદિમાં મને ગુખબુદ્ધિ મમત્વબુદ્ધિ થાય છે કે કેમ? એ પ્રમાણે વિચારતાં માલુમ પડે કે ભુલ તો મારી થાય છે. ભૂલ પોતે કરે અને માને એમ કે ભૂલ કરાવવા અને ગુણ કરાવવા બીજું કોઈ આવે એ કેમ સંભવે? પોતાને અતીન્દ્રિય વસ્તુ તત્ત્વનો પુરૂષાર્થ કરવો નથી, અને દોષ કાઢવો છે બીજાનો કે મને બીજાઓ રાગી દ્વેષી સુખી દુઃખી કર્મ કરાવે છે. અથવા બધુંય ઇશ્વર ઇચ્છા મુજબ થયા કરે છે. 'હરીએ ધાર્યું હોય તેમ થાય' આપણે તો કંઈપણ કરતાજ નથી. બધુંય એને આધારે છે. જો એમ હોય તો ગુણદોષ કર્તા જીવ ન ઠર્યો. એમ માનવામાં તો ઘણા દોષ આવશે.

"હરી" નો અર્થ એવો છે કે પુણ્ય પાપ, રાગદ્વેષ, શુભ અશુભ વૃત્તિની મલીનતારૂપ ઉપાધિના બોજાને હરી લે, નાશ કરે તે ચૈતન્ય—આત્મા હરી છે; બીજો કોઈ હરી નથી. જડમાં પણ પોતાની વસ્તુ શક્તિથી ઇશ્વરપણું છે. જડ પ્રકૃતિની ક્રિયા પણ સ્વતંત્ર છે. તેનું પણ નિયમબદ્ધ પલટવું થાય છે, પણ તેનામાં જ્ઞાન નથી. શ્રીમદ્ તેને જડેશ્વર કહેલ છે, જડમાં ચેતનત્વ નથી. જીવ તો પ્રત્યક્ષ ચિંતવન કરે છે; રાગદ્વેષ, મેં કર્યાં, મન, વાણી, દેહના કાર્યો હું કરૂં, દયા, સેવા કરૂં એમ અજ્ઞાની જીવ માને છે. રાગદ્વેષ, ક્રોધ, માન, માયા વગેરે ચિંતવના તથા ગ્રહણ, અગ્રહણના વિકલ્પ કરે છે ને ઠીક અઠીક માને છે. જડ વસ્તુનું ગ્રહણ આત્મા કરતો નથી, છતાં અજ્ઞાનદશામાં જીવ માને છે કે હું પરવસ્તુનું ગ્રહણત્યાગ કરૂં છું; એ માન્યતા ઉંધી છે. પોતાના જ્ઞાનમાં ઉંધી માન્યતા અને સાચી માન્યતા કરનાર જીવ પોતે સ્વતંત્ર છે. ક્ષમા, દયા, ક્રોધાદિભાવે જીવ જો પ્રવર્તતો નથી તો જડનો સંગ તેને કોઈ રીતે થતો નથી. ક્રોધ ન કરે તો પોતે ક્રોધી થતો નથી.

પૂર્વે રાગાદિકના નિમિત્તે બંધાએલ શુભ અશુભ પ્રકૃતિનો જીવને સંયોગ હોવાથી, એક આકાશ ક્ષેત્રમાં તે પ્રકૃતિના અનંતા પરમાણુના જથ્થા દેખાય છે, જીવ પોતે પુણ્ય, પાપ, રાગદ્વેષની પ્રકૃતિના ઉદયમાં જોડાય તો નવા રાગદ્વેષ થાય છે, અને તેથી નવું કર્મ બંધન થાય છે. પરવસ્તુના નિમિત્તની શુભાશુભ અસર જીવ પોતે લે તો તે વિકારીભાવનું નિમિત્ત પામી કર્મ ખેંચાઈ આવે છે. અને દેહધારીપણે પોતાના અપરાધથી જીવને રખડવું થાય છે. અશાંતિ થાય છે, તે જીવને પોતાની ભૂલનું ફળ છે. પર પ્રકૃતિનો પ્રસંગ વર્તે છે તેમાં ઇષ્ટ અનિષ્ટપણું અજ્ઞાની માને છે, તેથી બંધન થાય છે, પણ સમ્યગ્દૃષ્ટિ ધર્માત્માને જડ અને ચેતનનું જુદાપણું સ્પષ્ટ જણાય છે; તે જાણે છે કે હું શુદ્ધ છું, અવિનાશી છું, રાગાદિ પુણ્ય પાપ તથા દેહાદિનો કર્તા નથી, તેનો સ્વામી નથી; એમ અસંગ નિર્મળ પવિત્ર વીતરાગ દૃષ્ટિના ભાન વડે તે માને છે, કે મારામાં અને સિદ્ધ પરમાત્મામાં પરમાર્થે કાંઈ તફાવત નથી. હું નિર્દોષ, વીતરાગ જ્ઞાતા દૃષ્ટા છું, એવી નિર્દોષ દૃષ્ટિ હોવાથી જ્ઞાનીને આત્મતત્ત્વનું સળંગ ધારા પ્રવાહી જ્ઞાન વર્તે છે; તેમાં પૂર્વ કર્મના ઉદયને લીધે રાગાદિકની અલ્પ અસ્થિરતા આવે છે; પણ રાગાદિકની ઇચ્છા અને વલણ તેને નહીં હોવાથી, તત્ત્વ દૃષ્ટિથી આત્માનું તે કાર્ય નથી. આત્મા પરનો કર્તા નથી એમ તે જાણે છે. જડ જનિત અધ્યવસાય થાય છે, તે રાગાદિકનો કર્તા ધર્મી જીવ નથી. કારણકે ધર્માત્મા સમ્યગ્દૃષ્ટિને વીતરાગ દૃષ્ટિ છે, અને પુરૂષાર્થની નબળાઇથી હજુ મારી વર્તમાન અવસ્થા મલીન છે તે દોષ છે એમ જાણતો હોવાથી પોતાનો સત્ય પુરૂષાર્થ વધારે છે. હું પરમાર્થે નિર્દોષ છું, એમ વિચારી અસ્થિરતા, રાગાદિકનો ત્યાગ કરે છે. રાગાદિકનો ત્યાગ કરવો એટલે રાગ રહિત પોતાના જ્ઞાનમાં ઠરવું, ટકવું તે કર્તાનું ધર્મ કાર્ય છે, પણ પુણ્ય પાપ, શુભાશુભ ભાવ તે ધર્મ નથી. ધર્મ તો સ્વચ્છ, અોપિત, નિર્મળ દૃષ્ટિ છે, તે સમ્યગ્દૃષ્ટિ દોષને ઉત્પન્ન થવા દેતી નથી, માટે સમ્યગ્જ્ઞાની ઉપાધિ ભાવનો કર્તા નથી પણ જ્ઞાતા છે; પૂર્વ અવસ્થાનું ફળ આવતાં પુરૂષાર્થની નબળાઇને લીધે અસ્થિર થવાથી વર્તમાનમાં અલ્પબંધ થાય છે, તેને દૃષ્ટિની અપેક્ષાએ બંધ ગણ્યો નથી. હું નિર્મળ, નિર્દોષ, સ્વાધીન તત્ત્વ છું, પરનું કર્તવ્ય

મારે આધીન નથી, હું જ્ઞાયક માત્ર જ્ઞાનનો કર્તા છું, એમ અભિપ્રાય પલટી ગયો એટલે ત્રિકાળ શુદ્ધ સ્વભાવનો દૃઢ અભિપ્રાય થયો. એવો દૃઢ અભિપ્રાય થતાં પ્રકૃતિનું જોર દેખાય નહિ; અનંત સંસાર ભ્રમણનું કારણ જે મિથ્યાભાવ તે ટળી ગયો એટલે હવે અલ્પકાળ સંસારમાં રહેવું થાય. જો તીવ્ર જ્ઞાનદશાની સ્થિરતાનો પુરૂષાર્થ કરે તો શીઘ્ર મુક્તિ થાય, અને મંદ હોય તો થોડો વધારે કાળ લાગે. આત્માનું ભાન થતાં અન્તો ક્રોડાકોડી કર્મપ્રકૃતિનો બંધ વધારેમાં વધારે કદાચિત્ થાય છે, પણ અધિક બન્ધન થાય નહિ. ધર્માત્માને સંસાર પ્રસંગમાં રહેવું થાય છતાં તેમને જ્ઞાની અને નિર્દોષ વીતરાગ દૃષ્ટિ કહ્યા છે, કારણકે તેની અન્યથા માન્યતા નથી, મિથ્યા વર્તન નથી; તે સમ્યગ્ પ્રતિતિ, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્રરૂપ સ્વગુણમાં ટકયો છે; પણ જેને તત્ત્વનું, હિત અહિતનું ભાન નથી, અને વાતો કરે અને માને કે હું શુદ્ધ છું. રાગાદિકમાં એકમેક થઈ બેઠો છે, છતાં કહે છે કે કર્મ એની મેળે થયાં કરે છે, હું તેનો કર્તા નથી, આત્મામાં રાગદ્વેષ પુણ્ય પાપ કાંઈ નથી, કારણકે સિદ્ધ પરમાત્મામાં પણ નથી તે અજ્ઞાની છે. તેને વિષે આગળ આવશે કે—

"મુખથી જ્ઞાન કથે અને, અંતર્ છૂટ્યો ન મોહ;
તે પામર પ્રાણી કરે, માત્ર જ્ઞાનીનો દ્રોહ."

આત્મા શક્તિસ્વભાવે શુદ્ધ છે, પણ અવસ્થાએ વર્તમાનમાં અશુદ્ધ છે તે જુએ નહીં અને પોતાને શુદ્ધ જ માને અને સત્ય પુરૂષાર્થ કરે નહિ તેને મિથ્યાદૃષ્ટિ માનવા. આત્મા પોતાને ભૂલીને ક્રોધાદિ વગેરે રાગદ્વેષમાં પ્રવર્તતો ન હોય, તો પરાણે બંધ થાય તેમ બને નહિ; પણ જીવ તો પ્રત્યક્ષ રાગદ્વેષનું ચિંતવન કરે છે, તે જાણી શકાય છે.

ઈશ્વરાદિ કર્મ વળગાડી દે, અથવા તે મુક્ત કરી દે એ માન્યતા વ્યાજબી નથી; કારણકે તેમાં તો જીવ પોતે પરાધીન થયો. પરાશ્રિત હોય તે સુખી અને સ્વાધીન હોઈ શકે નહિ, માટે ઈશ્વર બીજા જીવોમાં ગુણદોષ ઉત્પન્ન કરતા નથી; માટે પ્રથમ ઈશ્વરનું સ્વરૂપ નક્કી કરવું જોઈએ. એ સમજ્યા વિના જગતમાં અનાદિથી પરાધીન મનોદશા પોતાની ભૂલથી ચાલી આવે છે, તેથી કોઈક ઉપર ગુણદોષનું

આરોપણ કરે છે. મારી પોતાની ભૂલ છે અને ભૂલ ટાળવી આવશ્યક છે, તેમ તેને થતું નથી, અને તેથી દોષ રહિત થવાનો સત્ય પુરૂપાર્થ તે કરતો નથી.

લોકોમાં એક એવો અભિપ્રાય છે કે ઇશ્વર કર્તા, સૃષ્ટિનો ઉત્પાદક અને લય કરનાર છે, વગેરે વગેરે જે માન્યતા ઉભી કરેલ છે, તે ખોટી માન્યતા સ્વીકારવાથી, પોતે પોતાની સ્વાધીનતા સમજી શકતા નથી, અને સ્વાધીન પુરૂપાર્થ ઉપાડી શકતા નથી. જગતને સુખ સ્વાધીનતા જોઇએ છીએ, છતાં પરાધીન માન્યતા રાખવી છે, તે કેમ બને? ઉંધી માન્યતાના ઘણા ઘણા પ્રકાર છે. કોઈ માને છે કે શું કરીએ, અમારા કુળનો નિયમ છે, એમ કરીએ તો જ દેવ દેવીઓની કૃપા રહે, શાંતિ-નાથ ભગવાનની માળા ફેરવીએ તો શાંતિ થાય, કંઈ ખોવાયું હોય, માંદું પડયું હોય તો બાધા આખડી પણ કરે, કાં કોઈ દેવી કૃપા કરશે, કોઈ ઇશ્વર આપી દેશે એમ ધર્મના બ્હાને ઘણા પ્રકારે મિથ્યા માન્ય-તાઓ વર્તે છે. તેને ગણતા પાર આવે નહિ. કેટલાક કહે છે કે આપણામાં કાંઇ કરવાની શક્તિ નથી, માટે ઇશ્વરની ભક્તિ કરીએ. પણ ઇશ્વર કોણ છે? કેવો છે? તેની તો ખબર નથી તો ભક્તિ કરશે કોની! બનારસીદાસ કહે છે કે "દીન ભયો પ્રભુ પદ જપે, મુક્તિ કહાંસે હોય" હે નાથ મને તારજો, તુમારો આધાર છે, તું જગતનું પાલણ-પોષણ કરનાર છો વગેરે પ્રકારની ભક્તિથી કલ્યાણની ઇચ્છા કરે છે. પણ કલ્યાણ શું અને કેમ થાય તેની ખબર તો નથી, તેથી ફક્ત તે રાગની ભક્તિ કરે છે. પ્રશ્ન:—લોકમાં ઇશ્વર કૃપા વિષે કહેવાય છે ને? ઉત્તર:—પુણ્યના રજકણો જોગાનુજોગ ઉદયમાં આવે તેમ જીવ કલ્પના કરે છે કે ઇશ્વરની કૃપા થઈ, તેને વસ્તુ તત્ત્વનું ભાન નથી. તે ઉંધી ખતવણી કરે છે, અને ઇશ્વર જગતનો કર્તા છે વગેરે અનેક પ્રકારની કલ્પના ઉભી કરે છે. ખરી રીતે બધા આત્મા સ્વતંત્ર છે. ચૈતન્ય મૂર્તિ આત્માની યથાર્થ શ્રદ્ધા જ્ઞાન અને અનુભવ પોતાથી જ થાય છે. અને જન્મ, મરણ, સુખદુ:ખ, રાગદ્વેષરૂપ માન્યતા પણ પોતાથી જ થાય છે. પોતાના જ્ઞાનગુણની ઉંધાઈ અથવા સવળાઇ બીજો કરી શકે નહિ. બીજો કરી શકે તો જીવ તત્ત્વનો અભાવ માનવાનો દોષ આવે. દોષ

કરવો તે જીવનો સ્વાભાવિક ધર્મ નથી. પણ પોતાના ગુણમાં ઇષ્ટ અનિષ્ટપણાની માન્યતા કરે છે, હું આમ કરૂં, હું આમ ન કરૂં એમ માને છે; પણ કાર્ય તો તે તે વસ્તુમાં તે તે વસ્તુના કારણે થવાનું હોય ત્યારે થાય છે; છતાં વચ્ચે પોતાનું કર્તાપણું અને મારાપણું સ્થાપન કરે છે, તેઓને વસ્તુનું ભાન નથી, વસ્તુ તત્ત્વની શ્રદ્ધા નથી. તેઓ માને છે કે હું બીજાને સુખી કરૂં, દુઃખી કરી શકું, ઉપકાર કરી દઉં, રાખી દઉં, વળી માને કે દેવની માનતા કરીએ તો ઠીક થઈ જશે, તથા આ પ્રમાણે વ્યવસ્થા રાખીએ તો સુખી થઇએ; આ માણસે આમ કરી દીધું, એનાથી મને સુખ થશે, એ વગેરે વગેરે કલ્પના વડે, અને પરાધીન માન્યતા વડે, પરવસ્તુમાં સુખબુદ્ધિના ઇચ્છક તેઓ રહે છે. પુણ્ય વિના બહારના સંયોગ ન મળે, એટલી શ્રદ્ધા જેને ન હોય તેને આત્માનો મોક્ષ કેમ બને ? કોઇવાર પુણ્યાદિનો યોગ હોય, ત્યારે ઉપલક દૃષ્ટિથી પોતાનું ધાર્યું થાય છે એમ માને, અને જ્યારે પુણ્યના એવા પ્રકારના સંયોગ ન હોય, અને પોતાનું મન માન્યું થતું ન હોય, ત્યારે બીજાને, દેવ ઇશ્વર આદિ વ્યક્તિને કલ્પીને માગણી કરે છે, કે હે દેવ, હે નાથ ! અમારૂં ભલું કરજો, તમે અનાથના નાથ છો વગેરે વગેરે. આપણે ભેગા થઇને પ્રાર્થના કરીએ તો ઇશ્વર દુઃખ દૂર કરશે, એમ ઘણા માને છે; પણ આત્મા પોતે જ શુદ્ધ, અવિકારી સુખ, આનંદથી ભરપૂર છે. તેને ઓળખીને તેમાં ઠરે તો બધાં દુઃખ ટળી જાય છે; છતાં પોતે સત્સ્વરૂપ આત્માને ભૂલીને પોતાને અવગુણ કરે, તે ભૂલનું ફળ પોતે ભોગવે; અને માને કે ઇશ્વરાદિ અમારૂં દુઃખ હરશે, અમારે ભોગવવું નહિ પડે, પણ તે માન્યતા ઉંધી છે; ખરી રીતે તો અજ્ઞાન ભાવનો કર્તા પોતે અને તેને ટાળે તો સમ્યગ્જ્ઞાનનો કર્તા પોતે જ છે. ઇશ્વર તો આત્માનો નિર્મળ શુદ્ધ સ્વભાવ છે, તે ઇચ્છા રહિત અને દેહ રહિત હોય છે.

તથાપિ અત્રે ઇશ્વર કે વિષ્ણુઆદિ જગત્ કર્તાનો કોઇ રીતે દૃષ્ટાંત માટે સ્વીકાર કરીએ અને તે ઉપર વિચાર કરીએ. જો ઇશ્વરઆદિ કર્મના વળગાડનાર હોય, તો તો જીવ નામનો કોઈ વચ્ચે પદાર્થ પણ રહ્યો નહિ, કેમકે પ્રેરણાદિ ધર્મે જીવનું અસ્તિત્વ ન રહ્યું; અને એ

રીતે તો જીવ નામની સ્વતંત્ર વસ્તુ ન રહી; કારણકે પ્રથમ તો રાગ દ્વેષ, ઇચ્છા અનિચ્છાની ચિંતવણા કરનારો જીવ માન્ય રાખીએ, ત્યારે તો જીવ સ્વતંત્ર અને ભૂલ કરનારો ઠરે; પણ અહીં તો ઇશ્વરને ગુણ દોષનો ઉત્પાદક ઠરાવ્યો. તેથી ઇશ્વર કરે કરાવે તો ઇશ્વર કર્તા ઠરે, જીવ કાંઇ ગુણદોષ કરે નહિ; ગુણનું ભાન ન હોય તો તેને ચેતન કહેવાય નહિ. તેથી એમ ઠર્યું કે આત્મા સ્વતંત્ર હોવાથી જ્ઞાતા તરીકે ગુણ કરે તો દોષ ન થાય, આનંદ થાય; દોષાદિ ન કરે તો રાગાદિ ભૂલ રહિત પોતાની સ્વતંત્ર હયાતી ટકાવી રાખે. પણ અહિં તો ગુણ અવગુણ કરનાર કોઇક બીજો એટલે ઇશ્વર થયો, એમ માનીએ તો તે વિચારવા જેવું છે, તે ન બને તેવું છે. આ દલીલ ઘણી ઉંચી છે, પોતામાં ગુણ, અવગુણ કરવાની શક્તિ જેનામાં નથી, તે તો અવસ્તુ ઠરે, મિથ્યા કલ્પના ઠરે. કોઇકના આધારે વાત કરનારા આકાશ-પુષ્પની આશા કરે છે. શાસ્ત્રમાં આમ લખ્યું છે, મારે અમને આમ લાગે છે, વગેરે કુતર્ક કરે છે જે પોતે ન્યાયથી વસ્તુ તત્ત્વનું સતપણું સિદ્ધ કરે નહિ, અને ઈશ્વર-ઇચ્છા બળવાન છે, વગેરે અભિપ્રાય માને તે પોતાનું અસ્તિત્વ જોતો નથી. ઘણા વાતો કરે કે મોહ એ દુઃખનું કારણ છે, પણ મમતા કેમ ઘટાડવી તેની કાંઇ પણ ખબર નથી; વિષયભોગ, ધન, સ્ત્રી પુત્રાદિ વગેરે પ્રત્યે પ્રેમ મમતા વર્તે અને કહે કે બધું ઈશ્વરઇચ્છાથી થાય છે. લાડવા ખાય તો તે ઈશ્વરઇચ્છા. પાંચ ઇંદ્રિના વિષયો કામભોગ, તૃષ્ણામાં પોતે રક્યો છે, અને નાંખે છે ઇશ્વરને માથે. શાસ્ત્રાદિ સાંભળીને કહે કે આત્મા નિત્ય છે, આમ છે તેમ છે વગેરે, પણ ખરી રીતે તેને પરમાર્થ તત્ત્વનું નિત્યપણું ભાસ્યું જ નથી. ક્રોધાદિ ઇચ્છા વગેરે પ્રેરણા આદિ ધર્મ કરીને ચેતનત્વનું અસ્તિત્વ (હોવાપણું) દેખાય છે, તે ચૂકીને પ્રેરણાદિ ઈશ્વરકૃત માન્યાં એટલે એ તો ઈશ્વરના ગુણ ઠર્યા, તો પછી બાકી જીવનું સ્વરૂપ શું રહ્યું કે તેને જીવ એટલે આત્મા કહીએ! એ ઉપરથી સિદ્ધ થાય છે કે કર્મ ઇશ્વર પ્રેરીત નથી, પણ આત્માના પોતાનાં જ કરેલા માનવા યોગ્ય છે. મમતાથી જે પોતે દુઃખ વ્હોરે અને પારકાને માથે નાખે તેણે જીવનું સ્વાધીન સુખ, નિરૂપાધિક તત્ત્વ નિત્ય છે એમ માન્યું નથી. ઉંધો અભિપ્રાય એ અનંત સંસારમાં રખડવાનું બીજડું છે; એજ સ્વયં હિંસા છે. પોતાનો અપરાધ છે. ઘણા કહે છે

કે, અમે "આત્મા છે, નિત્ય છે" એમ માનીએ છીએ. પણ પોતાની કલ્પનાને ગોઠયું તેમ તેમનું માનવું હોય છે. વિશેષ રહિત જ્ઞાન શું છે તે જાણ્યું જ નથી. સાચું જાણ્યું હોય તેના અભિપ્રાયમાં તદ્દન નિર્દોષતા હોવી જોઇએ. સાચો અભિપ્રાય થયો કે છૂટકારાનું દ્વાર ખુલ્લી ગયું; જે તત્ત્વ અનંતકાળમાં ન સમજાયું તેને સમજવાનો તથા સમજીને તેનો પુરૂષાર્થ કરવાનો માર્ગ કોઈ અપૂર્વ અને અલૌકિક હોવો જોઇએ, તે સમજવા માટે કોઈ અપૂર્વ વિચારદશા, મુમુક્ષુતા જોઇએ: તેનો કાંઈ વિચાર, મનન નહિ અને લોક સંજ્ઞાએ, ઓઘીક માન્યતામાં આંધળી દોડ કરે, સાચું શું? હિત, અહિત શું? તેની પરીક્ષા કરે નહિ અને માને કે અમને ધર્મ થશે, પણ તેમ બને નહીં. કેટલાક કહે છે:—"હે ભગવાન, મારૂં સૂળ લઈ લેજો, મારા પાપ ટાળજો." પણ જ્ઞાની કહે છે, કે દુઃખ અને દોષ ટાળનારો તું પોતે જ છો. જ્ઞાની કહે છે કે ભગવાન તો આત્માની જ્ઞાનમાત્ર શુદ્ધ અવસ્થા છે, અતિન્દ્રિય આનંદ રસ જ્ઞાનની મૂર્તિ છે. માટે તેની શ્રદ્ધા કર, અને પુણ્ય, પાપ, રાગાદિ રહિત, મન, વાણી દેહની ક્રિયા રહિત, નિમિત્તના આશ્રય રહિત જ્ઞાન કર. તે જ્ઞાનમાં ઠરવું, જ્ઞાનમાં ટકવું એજ તારૂં કર્તવ્ય છે. ત્યારે મિથ્યાદૃષ્ટિ કહે છે કે એમ ન થાય, મારાથી એ કેમ બને? બીજું કાંઈ કરવાનું કહો. ત્યારે જ્ઞાની કહે છે કે જીવથી બીજું કાંઈ થઇ શકતું નથી, જે થઈ શકે તે કહેવાય છે, નવું કહેવાતું નથી. આત્મા જડની ક્રિયા કરતો નથી, તેનું તે કર્મ નથી. જીવ જ્ઞાતા છે અને જ્ઞાતાનું કાર્ય જ્ઞાન છે, પછી સમ્યગ્ કરે કે મિથ્યા કરે. શ્રી યોગેન્દ્ર દેવ કહે છે કે—

"જન્મ મરણ પોતે કરે, ભોગ ભોગવે આપ;
દુર્ગતિ શિવપદ આપ લે, દહધારી એ છાપ."

એમ પોતે જ અજ્ઞાનવડે રાગદ્વેષ પુણ્ય પાપનો કર્તા છે એ કારણે નિમિત્તની દૃષ્ટિએ, વહેવાર દૃષ્ટિએ કર્મનો પણ કર્તા કહેવાય. એ નિમિત્ત જનિત સુખ દુઃખનો જીવ ભોક્તા છે, હું રાગાદિ રહિત, કર્મ ઉપાધિથી મુક્ત છું, કેવળજ્ઞાતા દૃષ્ટા વીતરાગ છું એવી યથાર્થ શ્રદ્ધા, જ્ઞાન અને જ્ઞાનની સ્થિરતાના પુરૂષાર્થવડે શિવપદ-કર્મ-કલંક

ઉપાધિ રહિત શુદ્ધ આત્મપદ જીવ પોતેજ પ્રાપ્ત કરે છે; પણ જ્યાંલગી સ્વતંત્રપણે તત્ત્વસ્વરૂપ જીવે જાણ્યું નથી, ત્યાંલગી જીવ ગમે તેટલા શાસ્ત્રો જાણતો હોય, છતાં તે નાસ્તિક છે. પોતે કહે કે આત્મા આવો છે, પણ બીજા ઘણા પ્રકારે તેના અભાવરૂપ-અનાદરરૂપ તેની માન્યતા છે, જ્યાં એક અંશ પણ ઉંધી માન્યતાનો આદર છે ત્યાં ધર્મ નથી. કોઈ એક રીતે એક દૃષ્ટિથી સાચું માનતો હોય, પણ બીજા ઘણા પ્રકારે બીજી (અન્યથા) માન્યતા હોવાથી તેનો અભિપ્રાય સર્વથા મિથ્યા છે.

ઇશ્વરના કર્ત્તાપણાની મીમાંસાવાળી માન્યતા માટે શ્રીમદ્ કહે છે, કે પ્રેરણાદિ ધર્મોવડે ગુણ અવગુણનો કર્ત્તા જીવ નથી, પણ ઇશ્વર છે, એમ માન્યું તેણે ઇશ્વરનું કર્ત્તાપણું આધીનપણું માન્યું. પછી જીવનું અસ્તિત્વ તો રહ્યું નહિ, પણ જો જીવની સ્વાધીનતા હયાતી છે તો પૂર્વ કર્મ પણ છે, તેથી વર્તમાન ગુણદોષ સુખદુઃખાદિ પણ છે. કારણકે પૂર્વે રાગદ્વેષ મમતા કરેલ તે સંસ્કારના કારણે પ્રત્યક્ષ મલીન અવસ્થા દેખાય છે. છતાં તું એમ માને કે આત્મામાં કંઇ જ નથી, અને ઇશ્વરની પ્રેરણાથી આ બધું થાય છે. પણ આ માન્યતા જુઠી છે. જો ઇશ્વર પ્રેરણાથી ગુણ અવગુણ થતા હોય, તો જીવ તત્ત્વનો અભાવ આવે છે; કારણકે જીવની સત્તામાં (તત્ત્વમાં) ગુણ અથવા દોષપણું ન આવ્યું પણ ઇશ્વરાધીન આવ્યું, ઇશ્વર પરનો કર્તા હર્તા થયો. પણ નિયમ એવો છે કે જેનામાં જે શક્તિ ન હોય તેને અન્ય કોઇ આપી શકે નહીં. અને શક્તિ હોય તો બીજાએ તેને શું આપ્યું? માટે એ ઉપરથી સિદ્ધ થાય છે કે ઇશ્વરઆદિ કોઇ કોઇનું કર્તા નથી; પણ જીવ પોતે જ ભૂલવાળી માન્યતાનો કર્તા થાય છે અને ભૂલ ટાળીને દોષ રહિત નિર્મળ થઇ શકે છે. તત્ત્વનો નિજ સ્વભાવ પોતાના કારણે ઉપાધિરૂપ હોય નહીં, પણ પર એટલે નિમિત્તના લક્ષે મનાદિની ભૂલવાળી માન્યતા છે અને તેથી કર્મબંધ અવસ્થાના સંયોગમાં રહેવું થયું છે. તે ઉપાધિથી નિવૃત્ત થઈ શકાય છે. ભૂલ એ તત્ત્વનો સ્વભાવ નથી. રાગદ્વેષ એ પોતાનો નિજગુણ નથી. સોનું પોતાના કારણે મલીન નથી, મલીનતા તો પરાશ્રિત ઉપાધિ છે. સ્વ

અને પર તત્ત્વની જુદાઇનો યથાર્થ નિર્ણય જીવ કરી શકે છે, તે વિષે આગળ કહેવાશે.

સ્થાન:-શ્રીમદ્ રાજચંદ્ર સમાધિ મંદિર સંવત ૧૯૯૫ ના આસો વદી ૧ તા. ૨૯—૧૦—૩૯.

શ્રીમદ્ રાજચંદ્રે આ આત્મસિદ્ધિની રચના સંવત ૧૯૫૨ માં કરી તેને આજે ૪૩ મું વર્ષ ચાલે છે. તેમાં છ પદની સર્વાંગતા ઘણા પ્રકારે લઇને ગુરુ શિષ્યના સંવાદરૂપે અદ્ભુત રચના કરી છે; તેમાં આત્મતત્ત્વનું યથાર્થ નિરૂપણ કર્યું છે. આત્મા છે, નિત્ય છે, કર્મનો કોઈ અપેક્ષાએ કર્તા છે, ભોક્તા છે, મોક્ષ છે, અને મોક્ષનો ઉપાય પણ છે. એ છ બોલના પ્રશ્નો સાધક શિષ્યે અંતર વિચારણાથી પૂછ્યાં, તેનું વિવેચન થયા પછી શ્રીગુરુ કહે છે કે:—

"ષટ્પદના ષટ્પ્રશ્ન તેં, પૂછ્યા કરી વિચાર;
તે પદની સર્વાંગતા, મોક્ષમાર્ગ નિર્ધાર."

પોતેજ પ્રશ્ન ઉત્તરરૂપે અદ્ભુત રીતે તત્ત્વબોધની સંકલના કરી છે, બધાં પડખાના ન્યાય વિચારીને જે પ્રશ્ન કર્યા છે તેની સર્વાંગતા જણાવી છે. આ તત્ત્વનો વિચાર અને મનનથી છ પદના ન્યાયની સમજણ થયે સાચું હિત—પરમોત્કૃષ્ટ સુખ-આપનાર સમ્યગ્ બોધબીજની પ્રાપ્તિ થાય છે.

શ્રીમદે એવી અપૂર્વ ઘટના કરી છે કે તેમાં કોઇ અંગ બાકી ન રહે. એવી રીતે સંક્ષેપમાં સાચું તત્ત્વ જાહેર કર્યું છે. અનંતકાળમાં જે અજ્ઞાનભાવે રખડવું થયું છે તે અજ્ઞાનરૂપ મૂળને જે ભાવે છેદ્યું તે ભાવે સદ્ગુરુને નમસ્કાર કરીને મંગળિક કર્યું છે. 'ગુજરાત કાઠિયાવાડમાં, આત્મતત્ત્વની સ્પષ્ટવાતવાળી આવી અદ્ભુત રચના, ગુજરાતી ભાષામાં કરી પરમ અધ્યાત્મશાસ્ત્ર બનાવ્યું તેથી ઘણો ઉપકાર ભવ્ય જીવોને થયો છે. હજારો જીવો તે કૃપા-પ્રસાદથી આત્મશાંતિની ભાવના સેવે છે. શ્રીમદે બાળવયે પૂર્વ જન્મના બળવાન સંસ્કાર વડે આત્માનો ભણકાર જાહેર કર્યો છે. તેમનું જીવન ચારિત્ર ઘણું ઉંચું હતું. આત્મસિદ્ધિમાં ઘણું ઉંડું ઉંડું અધ્યાત્મ તત્ત્વનું રહસ્ય

ભર્યું છે. તેમાં અગીઆર અધિકારથી વિવેચન છે. પ્રથમની ૩૩ ગાથામાં ભૂમિકા બાંધી છે, અત્રે આત્મા કર્તા છે, તે છઠ્ઠો અધિકાર વર્તમાનમાં ચાલે છે. ૧૦ મા અધિકારમાં શિષ્યને બોધબીજની પ્રાપ્તિ થાય છે, અને તે ભાવે ભવ ભ્રમણનો અભાવ દેખાય છે, તેથી અપૂર્વ વીર્યોલ્લાસવડે પોતાનું બેહદસુખ પોતાના આત્માવિષે શિષ્યને ભાસે છે. પોતાનામાં નિર્દોષ ગુણની ઉજ્જવળતાનો અંશ પ્રગટતાં, સત્પુરૂષનું બહુમાન કરે છે. કે અહો! અહો! શ્રી સદ્ગુરુ આપે જ આત્મા આપ્યો શ્રી સદ્ગુરુનું બહુમાન તે જ પરમાર્થે પોતાનું બહુમાન છે. આ આત્મસિદ્ધિશાસ્ત્ર આત્માર્થી જીવોને ઘણા ઉપકારનું કારણ હોવાથી તેનું બહુમાન કરવું જોઇએ. ભાષા પણ એવી સહેલી છે, કે બાળ-ગોપાળ, ભાઇઓ બ્હેનો બધાય સમજી શકે તેમ છે. આ છ પદથી સિદ્ધ છે એવું આત્મસ્વરૂપ તે જ્ઞાનીના ભાવ વચનને અંગીકાર કર્યે સહુજમાં પ્રગટે છે. આગળ કહેશે કે—

"જાતિ વેષનો ભેદ નહિ, કહ્યો માર્ગ જો હોય;
સાધે તે મુક્તિ લહે, એમાં ભેદ ન કોય."

પણ કહ્યો માર્ગ કે જેને અનંત જ્ઞાનીએ જાણેલો માનેલો છે તે આત્માનો લોકોત્તરમાર્ગ ત્રણેકાળે એક જ હોય છે. તે પરમ-પદ નિજ આત્મ-સ્વરૂપ પામવાનો ઉપાય આ આત્મસિદ્ધિમાં છે. સમજ-નારની તૈયારી જોઇએ, અને તે માટે સ્વચ્છંદનો ત્યાગ કરવા કહ્યું છે. સ્વચ્છંદ એટલે દર્શનમોહ જે ઉંધી માન્યતા કહેવાય છે. મિથ્યાત્વ-દર્શનમોહને શ્રીમદે "વિભાવ" શબ્દથી ઓળખાવેલ છે.

"કોટી વર્ષનું સ્વપ્નપણ, જાગ્રત થતાં સમાય;
તેમ વિભાવ અનાદિનો, જ્ઞાન થતાં દૂર થાય."

જે પરવસ્તુમાં એકત્વબુદ્ધિ છે, પોતાના સત્સ્વરૂપમાં જે અના-દિથી ભ્રમણા છે, અને પર ભાવને પોતાનો માન્યો છે, તે વિભાવ છે; તે મિથ્યાત્વ કહેવાય છે કે જે મહાન શત્રુ આત્માનું અહિત કરનાર છે, તે પોતાની જ ઉંધી માન્યતા છે. આત્મા પુણ્ય પાપ રાગાદિ રહિત છે, મન, વાણી, દેહની ક્રિયા રહિત છે, છતાં તેમાં કર્તૃત્વબુદ્ધિ, મમત્વ

સુખબુદ્ધિ કરવી તે મિથ્યાદર્શન શલ્ય છે. ટુંકામાં મિથ્યાત્વનું લક્ષણ આ છે કે, શુભ અશુભ વિકલ્પ આદિ પરભાવને પોતાના માનવા; જ્ઞાન સિવાય કંઇપણ પોતાનું માનવું તે દર્શનમોહ—મિથ્યાત્વ છે. એ ભૂલ ટાળવાની વિધિ એકજ છે અને તે એ છે કે:—આત્મ તત્ત્વ જેમ છે તેમ સમજ્યે વિભાવ ટળે છે. અંધારાને સુપડાથી કે સાંબેલાથી ખસેડવા માગે તો અંધારૂં ટળે નહિ. કાગળ ઉપર શાહી, લેખણવડે "લાખ મણ અગ્નિ" લખો તો તે એક અગ્નિના કણીઆ જેટલું પણ કાર્ય આપી શકે નહિ, તેમ જ્યાંસુધી આત્મતત્ત્વને સમજવાની સાચી તાલાવેલી લાગી નથી ત્યાંસુધી દુઃખનો અંત આવે નહિ. દુઃખનું મૂળ મિથ્યામાન્યતા છે. એના જેવું કોઈ મોટું પાપ નથી. તેને સમજીને હિત કરવાની વિધિ જે જાણે છે, એવા સદ્ગુરુના આશ્રયે આત્માનું સ્વરૂપ સમજે કે આત્મા નિર્મળ નિર્દોષ શાંત સ્વરૂપ જ્ઞાનમાત્ર છે, જ્ઞાનાનંદ શુદ્ધ સ્વરૂપ છે, તેનો જ્ઞાતા, દૃષ્ટા, સાક્ષી સ્વભાવ ભૂલીને પ્રકૃતિના કોઈપણ કાર્યને પોતાનું માની લેવું તેનું નામ અજ્ઞાન છે; આત્મામાં પરવસ્તુનું લેવું મૂકવું એટલે ગ્રહણ ત્યાગ નથી, છતાં માનવું કે હું પરને ગ્રહણ કરૂં છું તે ચોરી છે. પોતાના જ્ઞાન સ્વભાવમાં જ્ઞાનપણે ન રહેવું અને પરવસ્તુમાં વૃત્તિ દોડાવવી, રાગને, અને પુણ્યભાવને પોતાનો માનવો, એ સંસારભાવની રૂચિ છે, અને સ્વની હિંસા છે. પોતાના જ્ઞાયકપણામાં ન ટકતાં પરવસ્તુના રાગમાં તન્મય થવું, રાગમાં પોતાની હયાતી માનવી તે પરિગ્રહ છે. દોષ રહિતની સાચી દૃષ્ટિ વિના જે કોઈ એમ માને કે હું સાચું બોલું છું, હું બ્રહ્મચર્ય પાળું છું, હું અનાસક્ત છું, અપરિગ્રહી છું, તે પરમાર્થહીન છે, આત્મધર્મથી વિમુખ છે, એટલે કે મિથ્યાત્વી છે. આ શાસ્ત્રમાં આગળ કહ્યું છે કે:—

"મુખથી જ્ઞાન કથે અને, અંતર છૂટ્યો ન મોહ;
તે પામર પ્રાણી કરે, માત્ર જ્ઞાનીનો દ્રોહ."

"આત્મસિદ્ધિ" ઉપર વિશેષ વિવેચન કેટલું થઈ શકે? વાણીયોગ વડે કેટલું કહી શકાય? તેમાં આત્માની જે સિદ્ધિ કરી છે, તે ખરેખર એમ જ છે. તેને ઉંડું અવગાહવું. વિચાર, મનન વડે પાત્રતાથી તત્ત્વની સાચી શ્રદ્ધા થાય છે. ઉંધી માન્યતાને ટાળીને જ્યારે એવી

સાચી શ્રદ્ધા કરે કે, આત્મા નિર્વિકાર, અવિનાશી, જ્ઞાતા છે; અબંધ છે, અસંગ છે, રાગરૂપ કે પરરૂપ નથી, ત્યારે યથાર્થ પ્રતિતિ થતાં અનાદિકાળના વિભાવ દૂર થઈ સ્વહિંસા અને અનંત દોષનું મૂળ ટળી જાય છે.

શ્રીમદ્ કહે છે કે, પોતાના સ્વરૂપને વિપરીતપણે માનીને 'ક્ષણ ક્ષણ ભયંકર ભાવ મરણે કાં અહો રાચી રહો !" ભાવ મરણથી બચવું હોય અને અનંત ભવમાં રખડવાના મિથ્યાભાવને ટાળવો હોય તો સાચું શું છે, તે સમજવું પડશે. એ સમર્થ પવિત્ર આત્માના (શ્રીમદ્‌ના) દેહની સ્પર્શના ભૂમિએ થઈ છે. તેઓ અનંતભવનો અભાવ કરી ગયા છે. એ અપૂર્વભાવ કેવો હશે કે જે ભાવે અનંત ભવનો અભાવ થઈ એકજ ભવ પછી મોક્ષ જવાના છે? આત્માની છેલ્લામાં છેલ્લી પૂર્ણ પવિત્રદશા પામવાનું બીજ સમ્યગ્શ્રદ્ધા અને સાચા જ્ઞાનની પ્રાપ્તિ છે. અને તેના વિકાસવડે ભવનો અભાવ થઈ જાય છે. માટે મિથ્યાત્વ કોને કહીએ તે સમજવાની અને જાણવાની જરૂર છે. સમજવું તેમાં પરનું કંઈ કરવું ક્યાં આવ્યું ? પુણ્ય, દાન, બાહ્યવૃત્ત, દેહની ક્રિયા તથા ત્યાગ કરીને જંગલમાં જવું, એવું એવું બહારથી કાંઇ કરવાનું નથી; પણ જેવું તત્ત્વ છે તેવું તેને વિશેષ રીતે યથાર્થ સમજવાનું છે. જાણનારને જાણ્યો તેમાં બધું આવી જાય છે. શુભ પરિણામ, વ્રત, ત્યાગ, વૈરાગ્ય બધુંય સહેજે આવે છે, પણ પુણ્ય-શુભ પરિણામ તે પરમાર્થે ગુણ નથી, ગુણનું કારણ પણ નથી; આત્મશાંતિના ગુણનું કારણ સાચી સમજણ છે, તેમાં પરમ ઉપકારી ઇષ્ટ નિમિત્ત આ આત્મસિદ્ધિશાસ્ત્ર છે. તેનું બહુમાન કરવાની ખાસ જરૂર છે. સંસારમાં જે મહત્તા મનાઇ છે તે રાગભાવને પલટાવીને સત્પુરૂષ તથા તેવા ઇષ્ટ નિમિત્તને ઓળખીને તે પ્રત્યે બહુમાન કરવા જેવું છે. સતનું સતસાધનનું બહુમાન તેમાં પોતાનું કલ્યાણ છે. પ્રથમ ગાથામાં માંગળિક કર્યું છે.

"જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુ:ખ અનંત,
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્‌ગુરુ ભગવંતરે.
ગુણવંતા જ્ઞાની, અમૃત વરસ્યારે પંચમકાળમાં"

ત્રિલોકનાથ સર્વજ્ઞ ભગવાનનું આ પ્રથમ ગાથામાં રહસ્ય છે. અમૃતસ્વરૂપ ભગવાન આત્માનો અપૂર્વભાવ અધ્યાત્મ અમૃતરસ શ્રીમદે ૧૯૫૨ ની સાલમાં વરસાવ્યો. પૂર્ણ કેવળજ્ઞાન ઉપર ગીર માંડીને આ આત્મસિદ્ધિ લખી છે, તે એવી રીતે કે "જે સ્વરૂપ પોતાનું છે તે સમજ્યા વિના પામ્યો દુઃખ અનંત; સમજાવ્યું તે પદ નમું શ્રી સદ્‌ગુરુ ભગવંત. ગુણવંતા જ્ઞાની અમૃત વરસ્યા રે પંચમકાળમાંજી" જગતના પ્રાણી સુખને ઇચ્છે છે, પણ સુખનો ઉપાય સમજતા નથી. કાર્યને ઇચ્છે અને કારણ ન સેવે તો સાધ્યની સિદ્ધિ ક્યાંથી થાય?

વસ્તુ તત્ત્વની યથાર્થ શ્રદ્ધા વિના સુખ ક્યાંથી થાય? સમજ્યા વિના પોતે જે જે સાધન કરે છે તે તે બંધનરૂપ થાય છે. ઉપાધિના કારણથી નિરૂપાધિક તત્ત્વ કેમ પ્રગટે? કહે છે કે હે ભગવાન! હે ગુરુદેવ! હું અનંત દુઃખ પામ્યો. કારણકે મારું સ્વરૂપ જેમ છે તેમ સમજ્યો નહીં. તેમાં એમ આવ્યું કે દુઃખમયપણે હું નથી; દુઃખથી હું જુદો છું; વળી હું પોતે અનંત દુઃખ પામ્યો તેમ કહ્યું તેમાં પોતાની ભૂલ અને અનંતકાળની પોતાની હયાતી તથા પરમાં સુખબુદ્ધિની માન્યતા વડે હું અનંત દુઃખ પામ્યો, પણ જ્યારે સદ્‌ગુરુ પ્રસાદથી હું સમજ્યો, કે જો ન સમજ્યો હોત તો અનંત દુઃખને પામત; એવા અનંત દુઃખનું મૂળ છેદાયું, માટે આપને હું નમસ્કાર કરું છું. એ ગાથામાં પ્રથમ જ બે કારણ કહ્યાં, કે મારી સમજણ વિના હું અનંત દુઃખ પામ્યો, અને સમજાવ્યું તે પદ, તે શ્રી સદ્‌ગુરુ; એમ સત્‌ અને સત્‌ સાધનને ઓળખીને નિમિત્તનું બહુમાન થાય, એ જ લોકોત્તર વિનય અને અપૂર્વ ગુણ મહિમા છે; તેની ત્રણેકાળ મોંઘપ છે.

પંચમકાળમાં અનંત ભવભ્રમણને ટાળીને એકભવે મોક્ષ પમાય એવો આ અપૂર્વ યોગ છે. શ્રીમદ્‌ પણ એકાવતારી થઇ ગયા, અને જે સમજે તે થાય. યથાર્થ નિર્ણય થાય તો ભવ રહે નહિ. પરવસ્તુને પર જાણે, પોતાનું સ્વરૂપ અંતર્‌ વિચારથી જેમ છે તેમ માને, એવાને પોતાના સામર્થ્યનો પૂરેપૂરો વિશ્વાસ હોય છે. તે રોદણાં ન રડે; નિત્યતાના ભાવવડે જાગ્યો તે કેમ ફરે? પુણ્યાદિ અનિત્ય છે. તેના આધારવાળો ભલે રોદણાં રડે. અહીં તો પ્રથમ ગાથામાં જ માંગળિક કર્યું છે,

કે હું અનંતમાંથી એટલે કે નિત્યમાંથી જાગ્યો છું, એમ પડકાર માર્યો છે, અને દુઃખ દોષ ટળી ગયાં છે એમ જણાવ્યું છે. પોતાનું સ્વરૂપ સમજ્યો એટલે સ્વહિંસા મટી. આત્મસ્વભાવનો ધર્મ ઉઘડયો એટલે પોતાની અહિંસા જાગી, આત્મધર્મમાં પરના નિમિત્તની ઉપાધિ નથી, એમ જાણ્યું, અને પૂર્ણ નિર્દોષિતાનો નિર્ણય થયો; તે જ આત્માની સિદ્ધિ એટલે આત્માનું જ્ઞાન છે. જે સત્પુરૂષ થાય છે તેના ચરણ-કમળમાં ઇંદ્રો વંદન કરે છે; એવા સત્પુરૂષોજ જગતના લાયક જીવોનું અનંતુ કલ્યાણ કરે છે. શ્રીમદ્ રાજચંદ્રે કંઇ પોતાની કલ્પનાથી નથી કહ્યું. જે ભાવ-વચન ત્રણેકાળના જ્ઞાની કહે છે તેજ તેમણે કહેલ છે. અહીં પ્રથમ ગાથામાં મંગળિક જ કહ્યું છે.

મંગળ=મં=પાપ, ગળ=ગાળે=પાપને ગાળે,અથવા મંગ=પવિત્ર. લ-લાતી (પમાડે)=પવિત્રતાને પમાડે તે મંગળ. સંસારના માંગળિક કાર્યો વિનાશિક છે. આ આત્મસિદ્ધિના મંગળિકથી પોતાનો સર્વાંગ નિર્ણય થયો કે સત્પુરૂષ એવો અવિનાશી આત્મા આવો જ હોય, એ નિર્ણય સદાય પરમ મંગળિક પાછું ન ફરે, તેનું સમ્યગ્જ્ઞાન સદા-મંગળરૂપ છે. શ્રીમદે કહ્યું છે કે, "સત્પુરૂષનું યોગબળ જગતનું કલ્યાણ કરો," એ પોતાના સાધક સ્વભાવની એવી ભાવના છે કે, જગતના બધા જીવો પરમ આત્મકલ્યાણરૂપ આત્મધર્મને પામો; તેમાં એમ આવ્યું કે મારો સાધક સ્વભાવ જયવંત હો. પુરૂષાર્થ ફાટીને પૂર્ણ કેવળજ્ઞાન ઉઘડી જાઓ. આનંદઘનજી મહારાજ કહે છે કે, "ભાવ બેટા જાયા" એમ આ આત્મસિદ્ધિરૂપી સુપુત્રનો જન્મ થતાં સર્વ સુખને દેનારો પૂર્ણ મહિમાવંત સમ્યગ્બોધ ગુણ, પૂર્ણ તત્ત્વનો સંદેશો જાહેર કરે છે. તે આત્મસિદ્ધિનો જન્મદિન અત્રે પહેલ વહેલો ઉજ-વાય છે. આત્મસિદ્ધિના સર્વાંગમાં પ્રવેશ કર્યો, તેણે નિજઘરમાં પ્રવેશ કર્યો છે. તે નિત્ય મંગળિક છે. સંસારનિવાસની મમતા અને પુણ્યના ઠાઠ બધા અનિત્ય છે. લોકો ઘર, હવેલીનું વાસ્તુ કરે છે તેને મંગળિક કહે છે. પણ "લાપસી કરતાં લાગે ઝાળ" તો તેના રંગરોગાનને લીધે ક્ષણમાં તે સળગી જાય, પણ આ આત્મસિદ્ધિના પાયા પલટે નહિ. જેને પોતાનું સાચું હિત કરવું છે તેણે આ સમજવું પડશે. તત્ત્વના

વિચારક જિજ્ઞાસુ એવા હોવા જોઇએ, કે જેને સત્‌નો હકાર અંત વિચારથી આવે, અંધ શ્રદ્ધાથી નહિ. એવા લાયક જીવને શ્રી ગુરુ કહે છે કે—

"ષટ્‌પદના ષટ્‌પ્રશ્ન તેં, પૂછ્યા કરી વિચાર:
તે પદની સર્વાંગતા, મોક્ષમાર્ગ નિર્ધાર."

જે યથાર્થ મનનપૂર્વક આત્મતત્ત્વનો નિર્ધાર થયો તે નિત્ય મંગળિક પાછું ફરે નહિ.

આચારાંગમાં ટુકરો છે, હે વીર! આત્મા જે રીતે છે તે રીતે માન્યો તે અફરગામી છે. અરે વીર! તારો લોકોત્તરમાર્ગ આકરો તો ખરો પણ એ "નિકટગામી" જે રસ્તે ઉપાડ્યો, તે આત્માની નિત્યતાના બીજ વિકસાવીને પૂર્ણ થવાના લક્ષે અપ્રતિહતભાવે ઉપાડ્યો છે, તે અતીન્દ્રિય જ્ઞાનરૂપી સાધન પૂર્ણ પવિત્ર કેવળજ્ઞાનરૂપી કાર્ય અવશ્ય લાવેજ રહેશે. શ્રીમદ્ જે બીજડાં વાવ્યાં છે તેનું ફળ હાલ આવે છે. તેથી ઘણા પાત્ર જીવો શાંતિ સમાધિના ભાવ વડે આત્મ બળ મેળવે છે. આ આત્મસિદ્ધિ મુમુક્ષુના હૃદયની અમૃત વેલડી છે. ૧૪૨ મી ગાથામાં ખાસ પ્રેરણાદાયી ભાવ વચન છે.

"દેહ છતાં જેની દશા, વર્તે દેહાતીત;
તે જ્ઞાનીનાં ચરણમાં, હો વંદન અગણિત રે.
ગુણવંતા જ્ઞાની અમૃત વરસ્યારે પંચમ કાળમાં."

હું પૂર્ણ પવિત્ર જ્ઞાયક જ છું, અસંગ છું એ નિશ્ચય અને સમ્યગ્‌દર્શ-જ્ઞાન-ચારિત્ર એ સાધન એટલે કે પૂર્ણ દશાની સ્થિરતાનો પુરૂષાર્થ તે જ પરમાર્થ હેતુ વહેવાર છે. તે સાધન, સાધ્ય જેને પ્રાપ્ત છે એટલે હજી દેહ છે, છતાં દેહાતીત દશા એટલે સ્વરૂપસ્થિતિ જેને વર્તે છે, એવા જ્ઞાની પુરૂષને "હો વંદન અગણિત;" એટલે બેહદ અપરિમિત આત્મસ્વભાવ પૂર્ણ સાધ્ય તરફ મારા ધ્યેયના લક્ષ તરફ મારૂં બહુમાન અગણિત હો. આમાં શ્રીમદ્ પોતે અપ્રતિહત ભાવ બતાવે છે. "સાધ્ય" એટલે આત્મા સિદ્ધ ભગવાન જેવો છે. લોગસ્સના પાઠમાં આવે છે કે, "સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ" હે સિદ્ધ

ભગવાન મને મારું પૂર્ણ પવિત્રપદ આપો. વળી "આરૂગ્ગ બોહી-લાભ" શિવરૂપ નિરોગભાવબોધી આપો. વાણિયા હોય તે પૂર્ણ સુખને જ માગે, પણ તે જાતનું કારણ મેળવવું જોઇએ. લોકોને તો બહારથી પુણ્યાદિ ક્રિયા કરવી ધર્મ જોઇએ છીએ, પણ એવું તો પૂર્વે અનંતવાર કર્યું. આ કાળે વર્તમાનમાં પણ જે કોઈ આ ધર્મ સમજે તો તેનું ફળ મળે તેમ છે. આ છેલ્લી ગાથામાં મહા મંગળરૂપ એવો અપૂર્વભાવ ઉપાડે છે કે વચ્ચે વિઘ્ન ન આવે; જે ભાવે પૂર્ણ તત્ત્વનો અંશ પ્રગટ્યો, તે ભાવે પૂર્ણ કેવળજ્ઞાન, શુદ્ધ આત્મ તત્ત્વ પ્રગટવાનું છે. એ પૂર્ણ તત્ત્વની મીટ રાખીને આ મહામંગળ કર્યું છે. એવા જ્ઞાની સત્પુરૂષોનો પ્રભાવ જે જે મુમુક્ષુ સ્વિકારે તેને આ આત્મ-સિદ્ધિશાસ્ત્ર પરમ કલ્યાણનું કારણ છે.

તા. ૩૦—૧૦—૩૯.

"કર્તા ઇશ્વર કો નહિ, ઇશ્વર શુદ્ધ સ્વભાવ:
અથવા પ્રેરક તે ગણ્યે, ઇશ્વર દોષ પ્રભાવ."

તેમાં જો ઇશ્વર કર્તા હોય તો જીવનું અસ્તિત્વ ઠરતું નથી. કારણકે ગુણ અને અવગુણ જીવ કૃત ન ઠર્યો તો જીવ નામનો પદાર્થ ન રહ્યો, પણ તેમ નથી. માટે ઇશ્વર કર્તા નથી તથા ઇશ્વર પ્રેરક પણ નથી, પણ આત્મા પોતેજ પોતાના જ્ઞાન ગુણનો ગુણપણે અથવા અવગુણપણે કર્તા છે અને તેમજ યોગ્ય છે.

હવે એક પ્રકાર એ કહીએ છીએ કે પ્રકૃતિઆદિ પરાણે વળ-ગવાથી કર્મ થતાં હોય, તો તે વિકલ્પ પણ યથાર્થ નથી. પ્રકૃતિઆદિ પરાણે આવી અનાયાસે વળગતા હોય એટલે કે પ્રકૃતિ કર્મરૂપ થયા કરતી હોય, અને જીવને તેનું વળગવું થતું હોય, તો તે પણ સંભવિત નથી; કારણકે પ્રકૃતિ જડ છે, તેમાં મનન કરવાની શક્તિ નથી. જડ દ્રવ્ય તો આત્માથી ભિન્ન જાતિના છે, જડ રૂપી છે, આત્મા અરૂપી છે; આત્માનો વિકારી ભાવ કોઇ પ્રકારે નિમિત્ત ન હોય તો તે શી રીતે વળ-ગવાયોગ્ય થાય? પુણ્ય પાપના રજકણોમાં—જડમાં જ્ઞાન, વિચાર શક્તિ નથી, પણ આત્મા જ મનન કરે છે; રાગાદિવડે અજ્ઞાનભાવે આત્મા

અવગુણનો કર્તા છે તે પોતે જાને તે દોષને ઓળખે, અને દોષ ટાળી ગુણ પ્રગટાવે તો તેમ થઈ શકે છે દ્રવ્યકર્મનું બીજું નામ પ્રકૃતિ છે જે જ્ઞાનાવરણાદિ કર્મો આત્માના જ્ઞાન વિગેરે ગુણને આવરણ કરે છે, તે ઝીણી રજકણ-ધૂળ છે, આત્માના જ્ઞાનાદિ ગુણોને મલીન કરનાર જડ કર્મની અવસ્થાનો સંયોગી સબંધ છે તે જડ કર્મને દ્રવ્ય કર્મ કહેવામા આવે છે તેનુ નામ પ્રકૃતિ પણ છે તે જડ છે તેમા મનન કરવાનો સ્વભાવ નથી પ્રેરણાદિ ધર્મ તેમા નથી પણ જીવમા નિર્દોષ જ્ઞાયકતા—જ્ઞાન છે તેને ભૂલીને પરવસ્તુના મનનમા અટકે તો, નિમિત્ત થવાની જડમા યોગ્યતા છે, અને જીવમા પણ નિમિત્તની તરફ વલણ કરવાની યોગ્યતા છે, અને જીવ પોતે રાગ ન કરે, નિર્દોષ જ્ઞાતાપણે ટકી રહે, તો નવીન કર્મબંધ ન થાય જેના પ્રમાણે રાગદ્વેષ કરે તેવા જ પ્રમાણે કર્મ પ્રકૃતિનો ફોર્સ તેમા પડે એવો નિમિત્ત નૈમિત્તિક સબંધ છે કોઈ એમ કહે કે પ્રકૃતિ કર્મને વળગાડતી નથી પણ મન (અંતઃકરણ) સાધનવડે કરીને કર્મ ગ્રહણ કરતુ હોય અથવા આત્મા તદ્દન અસંગ નિર્લેપ-શુદ્ધ રહેતો હોય તો કર્મ ટાળવાનો પ્રસંગ રહેતો નથી તથાપિ એમ માનીએ તોપણ એકાંતે તેમ થવુ સંભવિત નથી, પણ આત્માની અશુદ્ધ અવસ્થામા ભૂલ કરવાની યોગ્યતા છે જીવ પોતે જ પ્રેરણાદિ ભાવરૂપ અશુદ્ધતા ન કરે તો અંતઃકરણ જડ મન પણ તેને નિમિત્ત થવામા સાધન થાય નહિ કારણ ત્રણ પ્રકારે હોય છે (૧) અંતરંગ મૂળ કારણ (૨) નિમિત્ત કારણ અને (૩) બહારથી સહકારી કારણ તેમા એ મૂળ કારણ જીવ પોતે પ્રકૃતિના નિમિત્તની શુભાશુભ અસર ન લે તો નિમિત્ત (જડ કર્મ) નો બંધ થાય નહિ કોઈ કહે છે કે "मन एव मनुष्याणा कारण बंधमोक्षयो ' તે વાત યોગ્ય નથી એમ કહેવામા હેતુ આવે છે કારણકે આત્મા પોતે મન અને બંધ મોક્ષ અવસ્થાથી તદ્દન અસંગ તટસ્થ મધ્યસ્થ રહેતો હોય, અને અવસ્થામા પણ ભૂલેલ ન હોય એમ એકાંત પક્ષ માનીએ તો આત્મા સર્વથા તદ્દન શુદ્ધ ઠરે અને આત્માનો વિકારભાવ નિમિત્ત પણ ન ઠરે એ પક્ષને ટકાવી રાખવા માટે માત્ર કલ્પના જ કરવી પડે કે જગત માત્ર ભ્રમ છે વળી આત્મા વિકારી ભાવનો તદ્દન અકર્તા હોય અને માન્યતારૂપે પણ ભૂલ ન હોય

તો પછી વર્તમાનમાં આ સંસાર કોનો? પુણ્ય, પાપ, દેહાદિની ક્રિયા એ બધાં વિકારી છે, પૂર્વ ભૂલનું ફળ છે. તેનો ઉદય દેખીને [illegible] માને છે કે અમારાં છે, તે નિમિત્તની અસર જીવે પોતે લીધી છે. દેહધારીપણે મલીન અવસ્થાપણું જે દેખાય છે તેજ મારો [illegible] છે એમ જો એકાંત મત ગ્રહે તો તે પણ બને તેમ નથી. [illegible] દ્રવ્ય સ્વભાવ ત્રિકાળી છે. જેને આત્મભાન થયું છે કે મારો [illegible] શુદ્ધ છે, શક્તિરૂપે હું સિદ્ધ પરમાત્મા જેવો સદા અસંગ છું, [illegible] છું, અને વર્તમાન અવસ્થામાં જે મલીનતા રાગાદિ ઉપાધિ [illegible] સ્થિરતા જણાય છે તે હું નથી, મારો સ્વભાવ નથી, [illegible] માન્યતારૂપ ભૂલ પુરૂષાર્થ સહિત ટાળી છે તેથી તે [illegible] શુદ્ધ છું. આ અભિપ્રાય અને વર્તમાન હજી પુરૂષાર્થ [illegible] એમ બેઉ દ્રષ્ટિને જેમ છે તેમ સમજે તો મોક્ષમાર્ગ છે.

થાય છે. જેનામાં જે શક્તિ ન હોય તે બીજું કોઇ આપી શકે નહિ અને જો તેનામાં શક્તિ હોય તો જીવે જડને શું આપ્યું? શું કર્યું? માટે આત્મા પોતે નિશ્ચયથી (ખરેખર) જડ વસ્તુનો કર્તા નથી. તો પણ જીવની અશુદ્ધ અવસ્થાએ કર્મ થવામાં નિમિત્ત છે. તે અશુદ્ધતા જીવમાં છે. પણ જડને હલાવવામાં તો મારો હાથ નથી, એમ પરના કર્તાપણામાં પોતાનું કર્તાપણું નથી જ એમ માનવાથી જાગ્રતપણે જ્ઞાની અને સ્વતંત્ર થવાય છે. પણ લોકોને બહારની સ્થૂળ પદાર્થની દૃષ્ટિ છે તેથી આ બધું શું છે તે સમજાતું નથી. સ્વાધીન તત્ત્વનું મનન કર્યા વિના, રૂચિ વિના કેમ સમજાય? જડ અને આત્મા જુદા છે, તે ત્રિકાળ જુદા છે, અને સૌ સૌમાં સ્વાધીન છે. છતાં માન્યતારૂપે પરનું કર્તાપણું, પરાધીનપણું દૃઢ સંસ્કારે મનાયું છે. દરેક દ્રવ્યની ક્ષણ ક્ષણ વર્તી અવસ્થા સદાય તે તે દ્રવ્યની જાતની થાય છે. જો જડમાં સ્વાધીનપણે પરિણમવાની શક્તિ ન હોય અને જીવ તેનો કર્તા થાય અને મન, વાણી, દેહની ક્રિયા કરી શકતો હોય તો જેમ ઈશ્વર કર્તા છે, એમ માનવાથી જીવનો અભાવ આવતો હતો, તેમ જીવને કર્મનો કર્તા માનવાથી જડ વસ્તુનો અભાવ ઠરે; કારણકે એવો નિયમ છે કે, જે હોય તે થાય, ન હોય તે નવું ન થાય. તેથી જે શક્તિ જડમાં ન હોય તે નવી ન થાય. છતાં જીવને જડકર્મનો પરમાર્થે કર્તા માનીએ તો જડ વસ્તુ અવસ્તુ ઠરે; માટે જડની અવસ્થાનો કર્તા જીવ નથી: જીવના વિકારીભાવનું તેમાં નિમિત્તપણું છે એ સત્ય છે.

આ આત્મસિદ્ધિશાસ્ત્રમાં ઘણાં ન્યાયનો ખુલાસો થાય છે. જીવ જે ભાવ કરે છે તે ભાવનો તે કર્તા થાય છે. યથાર્થપણું સમજે તો સાચું જ્ઞાન થઈ શકે છે. અનંત જ્ઞાનીએ કહેલું તત્ત્વજ્ઞાન આ કાળે પણ સમજાય છે; તેના ઘણા પ્રમાણ—ન્યાય છે. યથાર્થ યુક્તિ આગમ અને સ્વાનુભવથી સિદ્ધ છે. કોઇ જિજ્ઞાસુ તૈયાર થઇને આવે, તો તેને સમજાય તેમ છે. અહીં તો સહેલી ભાષા છે, અને ગુજરાતી ભાષામાં આત્મસિદ્ધિમાં ઘણું સમજવાનું ભર્યું છે; મત, દર્શનનો આગ્રહ તજીને સાચું સમજવાની તૈયારી કરે તેને આ આત્મસિદ્ધિશાસ્ત્ર પરમ ઉપકારી કારણ થાય તેમ છે. પ્રથમ જીવ પદાર્થ શું છે, તે કેવો છે,

કેવડા છે, તે શું કરી શકે છે, તથા શું નથી કરી શકતો તે જાણવાની જરૂર છે. જડ પદાર્થની ક્રિયામાં પોતાની કર્તાપણાની ભેળવણી ક્યાં ક્યાં થઈ જાય છે, તે જાણવાની જરૂર છે. આત્મા સ્વભાવે અનાદિ અનંત શુદ્ધ છે, પણ અવસ્થાએ ભૂલેલ છે; તે અજ્ઞાનવડે જડ પ્રકૃતિનો સંબંધ, કેવી રીતે મનાયો છે તે વિચારવું, જીવની ભૂલના કારણે અનાદિથી જડકર્મનો સંબંધ છે તે જીવનો ધર્મ-સ્વભાવ નહિ હોવાથી, પુરૂષાર્થથી તે ટળી શકે છે. જ્યાંલગી પોતાના સ્વરૂપની યથાર્થ શ્રદ્ધા નથી, ત્યાંલગી તેની મલીન અવસ્થા એટલે કે અજ્ઞાનદશા હોવાથી રાગદ્વેષ અને દ્રવ્ય કર્મને નિમિત્તનૈમિત્તિકપણું છે. પૂર્વકર્મના ઉદયમાં જોડાવાથી જીવ પર વસ્તુનો સ્વામી થઈ બેસે છે, અને શુભ અશુભ ભાવનો સ્વામી થઈ, રાગાદિવાળો થઇને પર વસ્તુનું કર્તૃત્વ તે માને છે; પણ જે ક્ષણે પોતે પોતાનું સાચું તત્ત્વપણું—સ્વાધીનપણું જાણે અને શુભાશુભ પ્રકૃતિની અસરથી જુદો થઇ જ્ઞાનમાત્રપણે જ્ઞાની થાય તો, તેને જડકર્મ પરાણે નિમિત્ત થતાં નથી. આત્માનું સ્વરૂપ જેમ છે તેમ જણાયા પછી, પોતે અવગુણનો કર્તા થતો નથી; એટલે ભેદજ્ઞાન વડે પુરૂષાર્થ દ્વારા સ્વપરના વિવેકવડે જ્ઞાનમાં ટકી રહેવારૂપ પુરૂષાર્થ વધતાં વધતાં ક્રમેક્રમે રાગાદિકનો અભાવ થઈ અલ્પકાળમાં પૂર્ણ પવિત્ર થઈ શકાય છે. એ માર્ગની વિધિ યથાર્થપણે સમજવાનો પ્રયત્ન પોતાને જાતે કરવાનો છે. અહીં કર્તાપણું શી રીતે કહેવા યોગ્ય છે, તેનો વિચાર એ છે કે ચેતનની રાગાદિયુક્ત મનનરૂપ પ્રેરણા જડ (કાર્મણ) વસ્તુને નિમિત્ત થાય છે. એકક્ષેત્રે સંબંધ થવાથી તેના વિષે કર્તાપણું આરોપાય છે, એ રીતે જીવનું નિમિત્તપણું છે. જૈનદર્શન એકાંતદૃષ્ટિને દોષદૃષ્ટિ માને છે. કારણકે તેમ એકાંત માનવાથી, વસ્તુ તત્ત્વનો લાભ તથા યથાર્થ નિર્ણય થતો નથી. એકજ પુરૂષમાં અપેક્ષા વડે પિતા, ભાઈ, સ્વામિ, પુત્ર, ભાણેજ ભત્રીજાપણું વગેરે હોવાપણું છે તે ખોટું નથી, પણ જે અપેક્ષાએ તે પુરૂષનું પિતાપણું છે તે અપેક્ષાએ ભત્રીજાપણું નથી કે પુત્રપણું નથી. એમ આત્મા અને કર્મનો કર્તા કર્મનો સંબંધ કઈ અપેક્ષાએ છે, તે યથાર્થ ન્યાયથી વિચારવું ઘટે છે. યથાર્થતાનો નિર્ધાર ત્યારે ગણાય કે જેમાં કોઈ પ્રકારે દોષ ન આવે. બધા વિરોધ ટાળીને વસ્તુની નિત્યતા અને વર્તમાન અવસ્થાનું

બદલવું જેમ છે તેમ ન સમજે તો વસ્તુનો નિર્ણય થયો કહી શકાય નહિ.

વેદાંતાદિ ભ્રાંતિ કહે છે, તે એકાંત છે. ભ્રાંતિ હોય તો એક ચૈતન્ય સિવાય બધી વસ્તુઓનું અવસ્તુપણું ઠરે જે પ્રત્યક્ષ વિરુદ્ધ છે. જીવને સુખદુઃખના બાહ્ય સંયોગો પ્રત્યક્ષ દેખાય છે. પરવસ્તુ તરફે લક્ષ કરતાં જીવ, ભૂલ એટલે દોષનો કર્તા થાય છે. જો જીવ અવગુણનો કર્તા અવસ્થાએ પણ ન હોય તો, તેને ભૂલનું ફળ ભોગવવાનું રહે નહિ. જો ભૂલનો સંભવજ ન હોય તો તેને કોઈપણ પ્રકારના દુઃખનો સંભવ પણ હોય નહિ, અને જે શારીરિક માનસિક વગેરે ઉપાધિઓનો સંયોગ વર્તમાનમાં દેખાય છે તે જો ભ્રાંતિજ હોય, તે સંયોગી વસ્તુનું અવિદ્યમાનપણુંજ હોય, તો જીવનું કોઈપણ પ્રકારે કર્તાપણું અને ભોક્તાપણું ન ઠરે, અને જયારે એમ જ હોય તો પછી તેના કોઈપણ પ્રકારના દુઃખનો સંભવ પણ જીવને ન જ હોય. વળી આત્મા ઉપાધિ રહિત મુક્ત ન થઈ શકતો હોય તો પછી તેને સર્વ દુઃખના ક્ષય કરવાના માર્ગનો જે ઉપદેશ છે તે શા માટે છે?

જૈન દર્શનમાં તત્ત્વનું કોઈ પ્રકારે વિરોધપણું નથી. જીવ પોતે શુદ્ધ સ્વરૂપથી ભૂલેલો છે. તેથી તેની માન્યતામાં મિથ્યાપણું છે અને અવસ્થામાં ભૂલ કરે છે. પરવસ્તુમાં જીવ મોહ કરે છે તેથી તે મોહનું ફળ ભોગવવાનો પ્રસંગ તેને પ્રાપ્ત થાય; જીવ અજ્ઞાનપણે કર્તાપણાની માન્યતા કરે છે. ચૈતન્યમાં કાંઈપણ દુઃખનું વેદન થતું ન હોય અને હાડકા કે દેહને થતું હોય, તો ચૈતન્યને ભોગવવાનું ફળ ન આવે અને તેમ હોય તો સંસારદશા પણ હોય નહિ.

જ્યાંલગી આત્મજ્ઞાન થાય નહિ, ત્યાંલગી દુઃખની આત્યંતિક નિવૃત્તિ પણ થાય નહિ, એમ તો વેદાંતાદિ પણ ઉપદેશ કરે છે. જો સંસાર અવસ્થાજ ન હોય, દુઃખનો સંયોગ જ ન હોય, તો તે ટાળવાનો ઉપદેશ, શાસ્ત્રાદિ વૃથા ઠરે છે. જો જીવનું અજ્ઞાનભાવે કર્તાપણું ન હોય તો ભોક્તાપણું પણ સંભવે નહિ, પણ વર્તમાનમાં જીવોની અશુદ્ધ અવસ્થા પ્રત્યક્ષ દેખાય છે, માટે વિચાર કરવાથી જીવને ભાવ કર્મનું કર્તૃત્વ ઠરે છે, અને દ્રવ્યકર્મનું નિમિત્તપણું ઠરે છે. હવે પ્રશ્ન

થાય છે કે જો જીવને કર્મનું કર્તૃત્વ હોય તો તે તેનો સ્વભાવ થયો, અને વસ્તુનો જે ધર્મ ઠરે તેનો ક્યારે પણ નાશ થાય નહિ, અને તેથી કર્મનું કર્તાપણું ભિન્ન પાડી શકાય નહિ, જેમ અગ્નિની ઉષ્ણતા અથવા પ્રકાશ તેમ ઉત્તર:–અગ્નિ અને ઉષ્ણતાની માફક જીવને કર્મનું કર્તાપણું નથી; કારણકે સંબંધ બે પ્રકારે હોય છે, એક સંયોગી સંબંધ જેમ પ્રથમ બે પદાર્થ જુદા હોય અને પછી ભેળા થાય; વળી છુટા થઇ શકે તે સંયોગી સંબંધ છે; બીજો તાદાત્મ્યસંબંધ—અગ્નિ અને ઉષ્ણતા અથવા પ્રકાશનો તાદાત્મ્યસંબંધ છે, તે જુદા પડી શકે નહિ. જીવ અને કર્મનો તેવો સંબંધ નથી પણ સંયોગી સંબંધ છે, માટે કર્મનું કર્તૃત્વ તે જીવનો સહજ સ્વભાવ નથી.

તા. ૩૧—૧૦—૩૯.

આત્મા કર્તા છે, કે નથી એ બાબતમાં લોકોને ઘણો ભ્રમ છે. લોકો સ્વચ્છંદે શાસ્ત્ર વાંચે અને સમજ્યા વિના એક પક્ષને ગ્રહણ કરે "અપ્પા કત્તાવિકત્તા સુહાણાય દુહાણાય" એમ આચારાંગસુત્રમાં કહ્યું છે, એનો આશય કે ન્યાય સમજ્યા વિના એકાંત તાણી જાય છે. ક્યાં ભૂલ આવે છે તે પોતાને સમજાતું નથી, અને સમજવાની રૂચિ પણ નથી. જીવનું કાર્ય શું છે, જીવને ગુણથી કામ છે કે દોષથી, કામ છે તેનો નિર્ણય કરતા નથી. કઇ દૃષ્ટિથી, કઈ વાત, કેટલી હદે (મર્યાદાપણે) સાચી છે, એની પરીક્ષા કરતા નથી, અને ગમે તેવી કલ્પનાવડે સ્વરૂપનો નિર્ધાર કરી લે છે. સુખ જોઇએ છીએ છતાં સુખ થતું નથી, માટે તેનો સાચો ઉપાય સમજવાનો બાકી છે, એમ નક્કી કરવું જોઇએ; અને સદ્‌ગુરુ પાસે જઇને તત્ત્વવિચારને અનુસરતા પ્રશ્નો પૂછવા જોઇએ. શ્રીમદ્દે આ શાસ્ત્રમાં એવી ઘટના કરી છે કે જે આવો વિચારવાન શિષ્ય હોય તેને આવા પ્રશ્ન ઉદ્‌ભવે છે. શિષ્ય પૂછે છે કે હે ગુરુ? આત્માને કર્મનો કર્તા કહો તો તે તેનો સ્વભાવ ધર્મ થઇ જાય છે, કારણકે કર્તાનું ઇષ્ટ તે કર્મ તે કર્તાથી જુદું હોય નહિ. આમ યુક્તિથી પ્રશ્ન કરનાર વિચારક જોઇએ. લોકો અંધશ્રદ્ધામાં પડ્યા છે અને બોલે છે કે જ્ઞાનીએ જાણ્યું હોય તે સાચું; પણ જ્ઞાની કોણ કહેવાય તેનું સ્વરૂપ જાણ્યા વિના તમે કોનું કહેલું સાચું છે એમ કહો છો?

એથી અંધ શ્રદ્ધા તો દૂર રહો, પણ નવ પૂર્વ જેટલું જ્ઞાન કંઠસ્થ કર્યું હોય તો તે પણ સાચું જ્ઞાન નથી; માટે સાચું સમજવાની જરૂર છે. લોકો સાચું સમજવા અર્થે શંકા કરીને કંઈ પૂછતા નથી સંસારથી નિવૃત્તિ લઈને, તત્ત્વનું મનન કરે તો કંઈ ઉત્થાન થાય અહીંયા શિષ્યે, કહ્યું કે જો જીવનો ધર્મ–કર્મ કરવાનો જ હોય તો જેમ અગ્નિનો ધર્મ પ્રકાશ અને ઉષ્ણતા છે તેમ જીવનો તે ગુણ ઠરે અને તેથી તેની નિવૃત્તિ થઈ શકે નહિ; અથવા ઈશ્વર કર્તા હોય તો પણ મારે કંઈ કરવાનું રહે નહિ. અથવા જીવ અસંગ હોય તો તેને કંઈ ઉપાધિ રહે નહિ. વળી કર્મ એની મેળે થતાં હોય તો પણ તેમાં જીવનો હાથ રહેતો નથી માટે કર્તાપણું જીવને શી રીતે છે, તે "સમજાવો સદુપાય" તેનો ઉત્તર કહે છે કે, એ એકાંત કથનો વસ્તુ સ્વરૂપને બતાડનાર નહિ હોવાથી મિથ્યા છે. જીવને ઈચ્છાનું કરવાપણું છે તે તેને સુખની ઈચ્છા થાય છે, પણ ઈચ્છા તે દુઃખની ભૂમિકા છે. ઈચ્છા હું કરૂં એમ પોતે અંદરમાં ભાવ કરે છે અને તે ભાવને પોતાનો સ્વભાવ માને છે તે પણ અનાદિની ભૂલ છે. હું પરનું કંઈ કરૂં, પુણ્ય કરૂં, મોટો થાઉં, ધન કમાઉં વગેરે પર ધર્મવાળો અનાદિનો થઈ રહ્યો છે એટલે તેને અસંતોષ છે. તે વિભાવ છે. તેને સાચા જ્ઞાનનું—પ્રમાણનું લક્ષ નથી. ન્યાયશાસ્ત્રમાં સાચા જ્ઞાનને પ્રમાણ કહે છે, અને શ્રુત પ્રમાણના અંશને નય કહે છે. આત્મા ત્રણે કાળની ગુણ પર્યાયથી ભરેલો સ્વાધીન પૂર્ણજ્ઞાન સ્વરૂપ છે: તેમાં વર્તમાન જ્ઞાનની અવસ્થા અને ત્રીકાળ અખંડપણું એ બેઉ પક્ષને એક સાથે યથાર્થપણે ગ્રહણ કરે તો પ્રમાણ કહેવાય. આખી વસ્તુને ખ્યાલમાં લે તેનું નામ પ્રમાણ છે. વસ્તુને મુખ્યમાં રાખે અને તે વસ્તુના બીજા ગુણને પેટામાં ( ગૌણ ) રાખે અથવા દ્રવ્યને ગૌણતામાં રાખે અને તેના એકગુણ ધર્મને ( હેતુવશે ) મુખ્ય રાખે તે દૃષ્ટિને નય અથવા સાપેક્ષ દૃષ્ટિ કહેવાય છે. તેમ જીવ દ્રવ્ય સ્વતંત્ર છે. તેમાં બંધની અવસ્થા ક્ષણવર્તિ છે, અને નિર્લેપ અબંધ, નિર્મળ વસ્તુ સ્વભાવપણું છે તે ત્રિકાળી છે એમ યથાર્થ ખ્યાલમાં લેવું તે પ્રમાણ છે. અહીં સમજવાનું એ છે કે જીવને કઈ દૃષ્ટિએ કર્તાપણું છે, અને કઈ દૃષ્ટિએ નથી; એ રીતે બેઉ દૃષ્ટિ સમજવાની જરૂર છે. અજ્ઞાનભાવે એકલી

અવસ્થાની દૃષ્ટિએ જોતાં જીવ રાગદ્વેષનો કર્તા છે એમ ઠરે અને સાચી દૃષ્ટિ એટલે દ્રવ્ય દૃષ્ટિએ જુઓ તો જીવ દોષ અને દુઃખનો કર્તા નથી, કારણકે જો એમ હોય તો તે દોષ તથા દુઃખ ત્રિકાળ રહે, 'પરાણે થયાં જ કરે, જીવ મટાડી શકે નહીં, તેથી જીવે કરવા જ પડે, પણ તેવું નથી. આત્મા ત્રિકાળી શુદ્ધ છે, એને ભૂલીને કંઇ કરવું એવી ઇચ્છા થાય છે તે અવસ્થા તો ક્ષણિક છે. જેમ સમુદ્રમાં અનેક તરંગપણું દેખાય છે, તેમાં માત્ર એક તરંગમાં મેલું તૃણ દેખાય છે. તે બધા તરંગમાં નથી, તેમ આત્મા સળંગ ત્રિકાળી છે, તેના જ્ઞાનગુણની ત્રિકાળી અવસ્થામાંથી માત્ર એક સમયની અવસ્થામાં ભૂલથી માન્યું હતું કે, હું ઇચ્છા, રાગ, દ્વેષ, પુણ્યાદિ અને દેહાદિનો કર્તા છું, એવી અજ્ઞાન દશામાં જે માન્યતા કરી હતી, તે માન્યતા ટળી શકે છે, એટલે તે કંઇ જીવનો ત્રિકાળી ધર્મ થઇ જતો નથી. આ ન્યાયને જાતે (સ્વયં) મનન કરો, ઓગાળો તો સમજાય તેમ છે. આત્મા અનાદિ અનંત ત્રિકાળી છે, તેની દરેક ક્ષણેક્ષણે અવસ્થા થાય છે? અવસ્થાનું જે પલટન છે તે આખા દ્રવ્યનું પલટન નથી. જો અવસ્થાએ પણ ગુણનું પલટન ન હોય તો ક્રોધ ટાળીને ક્ષમા થઈ શકે નહિ. જીવ પુણ્ય કે પાપ ભાવની જે અવસ્થા ધારણ કરે છે તે વિકારી અવસ્થા છે. તે જીવનો સ્વભાવ ભાવ નથી. છતાં તે જીવનો પોતાનો સ્વભાવ છે એમ ભૂલથી મનાયું છે, એ અવગુણ છે, અજ્ઞાનરૂપ માન્યતા છે. એ માન્યતાની પકડ અથવા ભૂલનું ગ્રહણ પોતે કર્યું છે. તે ભૂલ પોતે ટાળી શકે છે. રાગ, દ્વેષ, પુણ્ય, પાપ તે મારો ધર્મ નથી, દેહાદિની ક્રિયા મારૂં કર્તવ્ય નથી. પરંતુ હું કાંઇ કરી શકું નહીં છતાં તેની ચેષ્ટા કરવાની શુભ અશુભ વૃત્તિ દેખાય છે તે મારો ધર્મ નથી. પર નિમિત્તની અસરથી મુક્ત થઇને નિર્દોષ જ્ઞાનપણે ટકી રહે, તો આત્મા શુદ્ધ છે, એમ ભાન થઇ શકે છે. અજ્ઞાનથી રાગદ્વેષની અવસ્થાનો અને કર્મનો જીવ કર્તા છે, એ એક ઉપચાર દૃષ્ટિથી કહ્યું છે. જેને સાચો વિચાર હોય તે પ્રમાણ અંશ એટલે બીજી દૃષ્ટિથી યથાર્થતાનો વિચાર સમજે કે એ ભુલ કરવી જ પડે એવો સ્વભાવ મારો નથી. મારાથી ભિન્ન વસ્તુમાં કર્તૃત્વ, મમત્વ મનાયું છે તે ભુલ છે, અને તે ટાળવા યોગ્ય છે. અને ભુલ ટાળનારો ભુલ સ્વરૂપ નથી પણ નિર્દોષ સુખ

સ્વરૂપ છે, સુખ અંતરમાં છે, એ ભુલીને-રાગદ્વેષરૂપ જીવ થાય, તો કર્મ આવે છે. કોઇ કહે કે જડકર્મ વસ્તુ નથી તો તે ભ્રાન્તિ જ છે આત્મા સાથેજ આઠ કર્મની વર્ગણા આવરણરૂપે વળગેલી છે. તે પણ સત્ વસ્તુ છે, જડ છે. તે નિમિત્તમાં શુભ અશુભનો રાગી આત્મા ચાંસી દ્રષ્ટિ કરે છે, પરવસ્તુમાં અનેક કલ્પના કરે છે, અને તેમાં કર્તૃત્વ, મમત્વ સ્થાપે છે, પોતે જ્ઞાતા જ છે છતાં તે ચૂકીને પરમાં સુખદુઃખની બુદ્ધિ કરે તો પોતે વર્તમાન તે એક અવસ્થામાં ભૂલનો કર્તા થાય છે. જ્યાંલગી ભુલ કરીને પરવસ્તુમાં અટકે છે, ત્યાંલગી ભૂલની માન્યતાનો કર્તા કહેવાય છે. પોતે દોષ અને દુઃખનો કર્તા છે, એવું પર્યાય દ્રષ્ટિએ દેહાધ્યાસથી માન્યું છે. તે માન્યતાની ભૂલ ટાળે, પરવસ્તુમાં અટકે નહિ, અને પોતાનું યથાર્થપણું સળંગ જાણે તો પોતાનો નિત્ય જ્ઞાન સ્વભાવ છે તેમાં ભૂલ નથી: પણ જીવ એ જ્ઞાતા-દ્રષ્ટા, સાક્ષીપણું ભૂલે અને પુણ્ય પાપ રાગાદિક, દેહાદિની ક્રિયા મારી છે એમ માને, તેથી કાંઇ તેવી ભૂલ સદાય કર્યાજ કરવી પડે અને ભૂલ રહિત જીવ ન થઈ શકે એમ નથી. જ્યાંલગી વર્તમાન ભૂલ અવસ્થાનો દોષ ન ટાળે ત્યાંલગી અજ્ઞાનપણું છે. વર્તમાન અવસ્થામાં ભૂલ છે પણ ત્રિકાળી દ્રવ્ય સ્વભાવમાં ભૂલ નથી, ભૂલ એ સ્વભાવ નથી, પણ દોષવાળી માન્યતા છે. બેઉ દ્રષ્ટિ સમજવા જેવી છે. સંસાર દ્રષ્ટિ તે સ્થૂળ પર્યાય દ્રષ્ટિ છે, તે તો વક્ર દ્રષ્ટિરૂપ અજ્ઞાનભાવ છે; પોતાનો ત્રિકાળી દ્રવ્ય સ્વભાવ દોષ કે દુઃખરૂપ નથી. પુણ્ય પાપ રાગાદિક હું, એ ખ્યાલરૂપ દોષ ટાળીને પોતાના અસંગ સ્વરૂપનું ભાન કરીને તે ભુલવાળી દ્રષ્ટિ ટાળી-પલટાવી શકાય છે પોતાની સળંગ દ્રષ્ટિ ત્રિકાળી જ્ઞાનસ્વરૂપ દ્રષ્ટિ ચૂકીને પરવસ્તુમાં સુખદુઃખપણું માન્યું છે, તે માન્યતા વર્તમાન અવસ્થા જેવડી જ છે. તે ભુલ એક ક્ષણમાં (સમયમાત્રમાં) ટળી શકવા યોગ્ય છે. જો ભુલ સ્વભાવ હોય તો ટળી શકે નહિ. ઘણા જીવો માને છે કે, શુભાશુભ ભાવનું અમારૂં સ્વામિત્વ છે, વગેરે કર્તૃત્વપણું પોતાને વિષે માને છે, તેને ભલે ખબર ન હોય, તોપણ, એમ માનતાં શુભાશુભ ભાવ જીવનો સ્વભાવ ઠરે. એ મોટો દોષ આવે, અજ્ઞાનને લીધે ખતવણીમાં તેની મોટી ભુલ થાય છે, તેનો વિચાર તેણે કરવો ઘટે છે. પોતાને ન સમજાય તો આત્મજ્ઞાની પુરૂષ

પાસે જઈને પ્રશ્ન પૂછવા અને તેઓ જે કહે તે વિચારવું. પણ જે એકાંત દૃષ્ટિમાં રોકાય છે તેને સાચું સ્વરૂપ સમજાતું નથી. પ્રશ્નકારનું કહેવું હતું કે કર્મ એની મેળે થયા કરે છે કે પ્રકૃતિ કરે છે, ઈશ્વર કરે છે કે એ કર્મ કરવાનો જીવનો ધર્મ છે. પરંતુ તેની એકપણ વાત પ્રમાણ–ન્યાયવાળી નથી. પોતાની ભુલ પોતાથી થાય છે તેમ જો વિચારે, તો તે ભુલ ટાળવાનો પ્રસંગ આવે. બીજા કોઈ કહે છે તેથી મને આમ થાય છે, એમ પર નિમિત્ત ઉપર ગુણદોષનું આરોપણ કરવું તે વ્યાજબી નથી. માટે બન્ને દૃષ્ટિ એટલે કે નિશ્ચય અને વ્યવહાર જેમ છે તેમ સમજો. જે વખતે જેની વાત હોય તેનું સ્થાપન થાય. જે શુષ્કજ્ઞાનમાં અટક્યો હોય અને માનતો હોય કે હું સદાય શુદ્ધ, અસંગ છું, તો તેને જ્ઞાની કહે છે કે જો તારી વર્તમાન દશા શુદ્ધ હોય, તો આ સંસાર કોનો? રાગદ્વેષનો કર્તા તું છે, માટે રાગાદિ છોડ. જીવના નિમિત્તથીજ કર્મ બંધાય છે. વર્તમાન અવસ્થામાં જે ભુલ કરે છે તે ભુલ ટળી શકે તેમ છે. જો ભુલ કરવારૂપ ધર્મ જ હોય તો તે છોડી શકાય નહિ, પણ ક્રોધ પલટીને ક્ષમા થઇ શકે છે, જે પરવસ્તુમાં સુખબુદ્ધિ, ઈષ્ટ અનિષ્ટપણું મનાયું છે, તેનો આશ્રય મનાયો છે, તે પરવસ્તુ તારાથી જુદી છે; તેમાં કર્તૃત્વબુદ્ધિ, મમત્વબુદ્ધિવાળી મિથ્યા માન્યતા છોડવા માગે તો છુટી શકે છે, અને રાગાદિ મમતારૂપ મોહ છૂટતાં તેના નિમિત્તો પણ છૂટી જવા યોગ્ય છે. આ બધાં કારણો વિ-ચારતાં, ભૂલ એ જીવનો ધર્મ નથી, એમ જ્ઞાન થાય છે. પણ જ્યાંલગી તે દોષ અને દુઃખરૂપબુદ્ધિ પકડી રાખે ત્યાંલગી દોષ પોતાનામાં રહે; પણ હું જ્ઞાન છું, નિર્દોષ છું એવું સળંગ જ્ઞાતા—નિર્દોષતાનું ભાન કરે તો આપોઆપ તે દોષ અને દુઃખ ટળી જાય છે. જે ટળે છે, જે છોડી શકાય છે, તે પોતાનો નિજગુણ ન હોય. તે પ્રકૃતિના કાર્યો ઉપાધિ છે. જે નિમિત્ત છે તે સાથરૂપ છે, અને જે સાથરૂપ છે, તેને દૂર કરી શકાય છે, માટે તે સહજ સ્વભાવ નથી. જેમ કોઈ દુશ્મનને ભુલથી મિત્ર માન્યો, તેનો સાથ કર્યો પણ જાણ્યું કે તેનો સાથ મને દુઃખરૂપ છે; પ્રથમ મેં તેનાથી હિત માન્યું હતું, પણ તેનાથી મને હિત નથી એમ જાણીને તેનો સાથ છોડી શકાય છે; તેમ જ્ઞાનાવરણાદિ આઠ કર્મનો સંયોગી–સાથ જીવ સાથે છે, પણ તેનો ધર્મ તેની સત્તામાં

છે. જડની દરેક અવસ્થા કર્મમાં છે, અને ચેતનની અવસ્થા ચેતનમાં છે. એક આકાશક્ષેત્રે તો છ એ પદાર્થો ભેળાં રહે છે. તે સૌ સદા તેના નિજ નિજ ધર્મપણે રહે છે. એક બીજા પોતાનો ધર્મ છોડીને પરપણે થઈ જતા નથી. જીવ અજ્ઞાનપણે પરનું કર્તાપણું માને છે પણ તેથી તે જીવનો ધર્મ થઈ જતો નથી. તે કર્તાપણું વહેવારથી જીવને કહ્યું છે. અજ્ઞાનથી રાગદ્વેષ, ક્રોધાદિનું કર્તાપણું જીવને કહ્યું છે તે સર્વથા ખોટું નથી; જીવને રાગાદિક તથા મમત્વબુદ્ધિવડે કર્મનો સંયોગ થાય છે, અને તે સંયોગ થવાનું કારણ, પરમાં સુખ માનવારૂપ મોહભાવ છે. તેને બરાબર ઓળખીને તેનો ત્યાગ (અભાવ) થઈ શકે છે. કારણનો અભાવ થતાં તે ઉપાધિરૂપ કાર્યનો અભાવ થાય છે. તે કર્મો નિમિત્તમાત્ર છે, તેનો સ્વીકાર ન કરે તો તેમાં કાંઈ એવી શક્તિ નથી, કે તે ભૂલ કરાવે. કર્મનું કર્તાપણું જીવની અજ્ઞાનતાથી પ્રતિપાદન કર્યું છે; તેથી તે નિવૃત્ત થઈ શકે છે. એટલું સાથે સમજવું ઘટે છે કે, જે જે ભ્રમ હોય તે તે વસ્તુની ઉલટી સ્થિતિની માન્યતારૂપે હોય છે, અને તેથી તે માન્યતા ફેરવી શકાય છે. તે ભૂલ ટળવા યોગ્ય છે જેમ મૃગજળમાં જળબુદ્ધિ: કહેવાનો હેતુ એ છે કે, અજ્ઞાને કરીને પણ જો આત્માને કર્મનું કર્તાપણું માન્યતારૂપે ન હોય તો ઉપદેશ આદિ શ્રવણ, વિચાર, જ્ઞાન આદિ સમજવાનો હેતુ રહેતો નથી. જેમ મૃગજળમાં જળબુદ્ધિ તે ભ્રમ છે. તેનો પરમાર્થ સમજવો જોઈએ. મૃગજળમાં જો પાણી હોય, તો શીતળતા આવવી જોઈએ. તે બાજુથી પવન આવતો હોય અને તે સ્થાનસુધી પહોંચી જાય છતાં શીતળતા ન આવી તો તેણે પાણીનું સાચું લક્ષણ ન જાણ્યું. મૂર્ખ હરણીયા જળનું શીતળ ગુણે લક્ષણ ન જાણે, અને આંધળી દોટ કરે, એમ ન વિચારે કે ત્રણ ત્રણ ગાઉ દોડીને હાંફીયા દુઃખતા આવ્યા છતાં પાણી કેમ ન આવે? તેમ વસ્તુ તત્ત્વની સાચી ઓળખ વિના, તેના નામે અનાદિની ક્રિયા, પુણ્ય, પાપ શુભ પરિણામ દેહાદિનું તપ ઘણી ઘણી વાર કરવા છતાં હજી કંઈ ગુણ દેખાતો નથી: શંકા અને અંતર ક્લેશ છે: જ્ઞાનીએ જાણ્યું હશે તે ખરું એમ સંદેહ રહે છે. પોતાને નિઃસંદેહ નથી. તેથી અંતરમાં શંકા રહે છે. કે કોણ જાણે શું હશે? બંધેલા કર્મની કોને ખબર પડે. આપણે તો કંઈ પુણ્યાદિ ક્રિયા કરીએ

તો ધર્મનું ફળ પામશું, હળવે હળવે ફળ આવશે; પણ એમ ન હોય. કારણ સેવે અને તેનું અંશપણ કાર્ય ન દેખાય, તો તે ખોટો માર્ગ છે. ધર્મ તો પોતાનો સ્વભાવ છે. અહીં વર્તમાનમાં શાંતિ, અતીન્દ્રિય સુખની સમતા ન દેખાય તો પછી ભવિષ્યમાં ક્યાંથી દેખાશે? સાચું જ્ઞાન થયે વર્તમાનમાં બેહદ સુખ સમતાની શીતળતા અંશે દેખાવી જોઇએ. જેનું ફળ પ્રત્યક્ષ વર્તમાનમાં ન દેખાય તો પછી ભવિષ્યમાં દેખાશે ક્યાંથી? માટે તત્ત્વવિષે ઘણું સમજવાનું-વિચારવાનું છે, કે ભુલ ક્યાં થાય છે? ખતવણીમાં શું ભૂલ છે તે જાણવાનો અને જાણીને ભૂલ ટાળવાનો પુરૂષાર્થ કરવો જોઇએ. જેને સાચું સુખ જોઇતું હોય તેણે જાતે પ્રયત્ન કરવો પડશે.

તા. ૧—૧૧—૩૯. ગાથા ૭૭ મી ચાલે છે.

તેમાં એમ કહ્યું છે કે આત્મા અજ્ઞાનપણે રાગદ્વેષનો કર્તા છે. જો ભ્રમપણે પણ અજ્ઞાનરૂપ ક્રોધ, માન, માયા, લોભનો કર્તા ન હોય તો તે સર્વથા અકર્તા જ હોય; તો પછી તેને ઉપદેશ, શ્રવણ, મનન કરવાનું ક્યાં રહ્યું? જે ભુલરૂપે માન્યતા કરી હતી, તેમ ભુલ કબુલે તો તે ભુલ રહિત થઈ શકાય છે. ભુલ મારો સ્વભાવ નથી. આત્મા રાગદ્વેષ રહિત, તદ્દન નિર્મળ શાન્ત સ્વરૂપ છે, એમ સમજાણની દ્રવ્ય દૃષ્ટિવડે, પર્યાયબુદ્ધિની ભૂલ ટાળે, તો સમ્યગ્ નય-( સાચી દૃષ્ટિ ) વડે અજ્ઞાનની નિવૃતિ થઈ શકવા યોગ્ય છે. ત્રિકાળી નિત્ય શુદ્ધ દ્રવ્ય સ્વભાવ, અને વર્તમાન ઉપાધિક કર્મ સંયોગી જ્ઞાનની એક અવસ્થાનો વિચાર સમજ્યે પ્રમાણ અંશનો સ્વીકાર થાય છે. ન્યાયપક્ષનું પરસ્પર સાપેક્ષપણું જાણે તો રાગદ્વેષ ટાળીને જ્ઞાનમાં શાન્તિ, સમતા ટકાવી શકે છે. સાચા અભિપ્રાયથી અવસ્થાની શુદ્ધિ થઇ શકે છે. પણ એ સવળી દૃષ્ટિ વિના—સાપેક્ષવાદ વિના, એકાંત પક્ષપાત-દૃષ્ટિ તે દોષવાન દૃષ્ટિ છે; એ રીતે અજ્ઞાનપણે આત્મા રાગદ્વેષનો કર્તા થાય છે, અને જ્ઞાનભાવે દોષ અને ભુલ ટાળી શકે છે; માટેજ જ્ઞાન સ્વભાવે જ્ઞાનનો કર્તા પણ આત્માજ છે. એ જ્ઞાનની સ્થિરતાનો પુરૂષાર્થ તેજ પરમાર્થહેતુ વ્યહેવાર છે. સમ્યગ્શ્રદ્ધા, સમ્યગ્જ્ઞાન, સમ્યગ્ચારિત્રમય અભેદ રત્નત્રય એ મોક્ષમાર્ગ છે. કોઈ કહે કે અમે પુણ્યાદિ ક્રિયાવડ

ધર્મ કરીએ છીએ, તો તે વાત જુઠી છે. પુણ્ય પરિણામ એટલે શુભ જોગથી ધર્મ નથી, સંવર નિર્જરા પણ નથી; એનાથી આત્માને ગુણ માનવો તે ચૈતન્યગુણની હિંસા જ છે. એકેક જીવ દ્રવ્ય બીજા જીવ-અજીવ દ્રવ્યોથી ભિન્ન છે, જ્ઞાનમાત્ર સ્વાધીન તત્ત્વ છે. તેને પરાશ્રિતપણું નથી. મન, વાણી, દેહની ક્રિયાનું કર્તૃત્વ નથી. પુણ્યાધીન ધર્મ નથી. હું જ્ઞાનમાત્ર કેવળજ્ઞાતા જ છું, પરનો અકર્તા છું, એમ એકવાર અંદરથી ઉછળીને હા તો લાવો! સાચો અભિપ્રાય તો લાવો! જે પુણ્ય અજ્ઞાની બાંધે છે તેના કરતાં ક્રોડગુણ ઉત્કૃષ્ટ પુણ્ય જ્ઞાનીને સહેજે બંધાઈ જાય છે. હું ચૈતન્ય જ્ઞાતા છું, પ્રકૃતિનો કર્તા નથી, અસંગ, અક્રિય, નિર્મળ છું, અબંધ છું એવા ભાનની ભૂમીકામાં સમ્યગ્દૃષ્ટિ ધર્માત્માને લોકોત્તર પુણ્ય બંધાઈ જાય છે. મહાન તીર્થંકરપદનું પુણ્ય સહેજે બંધાઈ જાય છે. વિના ઇચ્છાએ થતું પુણ્ય તે પુણ્યાનુબંધી પુણ્ય છે. તેના ફળમાં ઇન્દ્ર, ચક્રવર્તિ આદિ મહાન પદનો યોગ થાય છે; માટે સત્ અને પુણ્ય એની ઉત્કૃષ્ટતા જોઈતી હોય તો સત્‌ને સમજો. ધર્માત્માને પુણ્યાદિ સર્વ પરવસ્તુની ઇચ્છાનો નકાર છે, છતાં હજી પૂર્ણ વીતરાગ નથી થયો ત્યાંસુધી પુણ્ય એની મેળે બંધાઈ જાય છે, અને અકષાય અભિપ્રાયની જાળવણી કરતો, કષાય તોડતો તોડતો, સ્વરૂપસ્થિતિની જાગ્રતીમાં પુરૂષાર્થના બળવડે મોક્ષ હથેળીમાં દેખતો, અલ્પકાળમાં સર્વ કષાયથી મુક્ત થઈ મોક્ષ જાય છે. મોક્ષના સાધનમાં પુણ્યનો સાથ નથી, પણ અકષાયરૂપજ્ઞાન બળનો પુરૂષાર્થ કામનો છે. જો પુણ્યથી ધર્મ સાધન થતું હોય તો પંચમહાવ્રતિ અભવીને તથા બીજા અજ્ઞાનીને ધર્મ થવો જોઈએ, મન, વચન, કાય તથા પુણ્ય પાપની ક્રિયા રહિત, અબંધ, અસંયોગી શુદ્ધ આત્માની યથાર્થ પ્રતીતિ જો મનુષ્યપણું પામીને ન કરી, પોતાનું યથાર્થપણું ન જાણ્યું, તો તે ભલે પુણ્યવાળો હોય, પુણ્ય કરતો હોય, પણ તે આત્મગુણનો વિરાધક હોવાથી અવશ્ય નિગોદમાં અનંતકાળ રહેવાનો છે. લૌકિક નીતિ, દયા, સત્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ આદિ શુભ ક્રિયાના કર્તા થનારે જ્ઞાતાપણું જાણ્યું નથી. જેણે એ જડ ભાવને પોતાનું કર્તવ્ય માન્યું, તેમાં ઠીક માન્યું, તે કદાચ પુણ્ય બાંધે અને અજ્ઞાન ભાવે બાંધેલા પુણ્યથી કદાચ દેવ, ભુતડું આદિ થાય

છતાં તે નરક નિગોદમાં જવાનો છે. લોકોમાં નીતિમાન તરીકે મનાતો હોય, લાખો, ક્રોડો જનસમુહ તેને વંદનીય, પૂજનીય માનતા હોય, છતાં તે શુભરાગ, કે દેહાદિની ક્રિયા પરનું કર્તવ્ય પોતાનું છે એમ માનતો હોય, તેને ઠીક માનતો હોય, તો તે ધર્મીજીવ નથી. કારણ કે આત્મસ્વરૂપથી અજાણ જીવ મહાન અપરાધી છે; પોતાની ઉંધી માન્યતાના પોપણવડે જ્ઞાનને આવરે છે, ઢાંકે છે, તે આ ભવથી છૂટીને બીજા ભવમાં મૂઢ થઇ જશે. લોકોને બહારથી ધર્મ મનાયો છે કે અમુક વેશના લુગડાં પહેરવાં, અમુક રીતે લેવું મૂકવું. આ આત્મા જડની ક્રિયા કરી શકે નહિ. એમ દાંડી પીટીને અનંતજ્ઞાનીની સાક્ષીથી કહીએ છીએ. જેને નરક નિગોદમાં જવું હોય તેણે આ વાત ન માનવી. જડની ક્રિયા દેખાય છે તે આત્માને હાથ નથી. જડ જડનું કાર્ય કર્યું તેમાં મોહી જીવે મારાપણું સ્થાપ્યું. અનંતા પરમાણુની ક્રિયા તે પરમાણુઓમાં સ્વતંત્રપણે થાય છે. તેની ક્રિયા જે પ્રકારે જે વખતે થવાની હોય છે તે તેના ઉપાદાનના આધારે થાય છે. તે વખતે સામા જીવને મોહકર્મને વશ તેમાં નિમિત્ત થઇ જવાની ઇચ્છા થાય છે. ઇચ્છા તે ઉપાધિ છે; તે જીવનું કાર્ય નથી. દૃષ્ટાંત:—આ વસ્ત્ર તે અનંત પરમાણુનો પિંડ છે. તેમાં હલવાની યોગ્યતા ન હોય તો તેને બીજા પદાર્થો કેમ હલાવી શકે? એક સુક્ષ્મમાં સુક્ષ્મ પરમાણું તે બીજા પરમાણુને આધીન નથી. તે પરમાણુમાં વર્ણ, ગંધ, રસ અને સ્પર્શની ચીકાશ છે, તેના કારણે તેમાં બંધ સ્વભાવ છે. તેથી અનંત પરમાણુ ભેળાં થઇને સ્થૂળપિંડ પોતાથી બને છે. જગતના અજ્ઞાનીઓને તેમાં ભ્રમ થાય છે કે મેં આની ક્રિયા કરી. એમ માનતો થકો પોતાના જ્ઞાનમાં તેના કરવાપણાના વિભાવનું સ્થાપન કરે છે. જો વસ્ત્રમાં હલવાનું સામર્થ્ય ન હોય તો કુદરતી નિયમ છે કે, જેનામાં જે શક્તિ ન હોય તેમાં નવીન ઉત્પાદકપણું કોઇ આપી શકે નહિ. અને જે જે પદાર્થમાં તે તે પ્રકારે પલટવાની શક્તિ હોય તો બીજાએ તેને શું આપ્યું? કોઇ માને કે હું નિમિત્ત થાઉં છું, એ વાત પણ જુઠી છે: પણ જોગાનુજોગ કોઇ કોઇ વખતે મનનો વિકલ્પ (ઇચ્છા) અને દેહાદિની, વસ્ત્રાદિની તે મુજબની ક્રિયા થતી જોવામાં આવે છે. તેનું કારણ તપાસીએ તો સ્થૂળ દૃષ્ટિએ કોઇ વખત ધાર્યું થતું હોય

તેમ લાગે છે: પણ તે અનંત પરમાણુના સમુદ્રોમાં તે વખતે તે રૂપે થવાનો સ્વભાવ છે, અને દેહધારી જીવમાં આઠ કર્મની ઝીણી ધૂળ છે તેમાં એક મોહ કર્મની જાતના સુક્ષ્મ રજકણો છે તેના નિમિત્તે જીવને ઈચ્છા ( વિકલ્પ ) ઉઠે છે, તે અનંત પરમાણુઓના સમુદ્રને પલટવાનો અને જીવની ઇચ્છાને ઘણીવાર જોગાનુજોગ દેખાય છે. એ રીતે ઘણે ભાગે જડની ક્રિયાને અને જીવની ઇચ્છાને નિમિત્તનૈમિત્તિક ભાવ છે, પણ એક બીજાનું કર્તૃત્વપણું નથી. તે જડની ક્રિયા વખતે, કદિ અંદરની ઇચ્છાનો યોગ પણ દેખાય, અને લેવા મૂકવાની ક્રિયા પણ જોગાનુજોગ થતી દેખાય, તેથી જીવ ભ્રાન્તિમાં પડે છે. પણ જો જીવ જડ આદિની ક્રિયા કરી શકતો હોય તો લકવા થાય ત્યારે અંગ કે બીજા જડને કેમ હલાવી શકતો નથી? જો જડની ક્રિયા જીવ કરી શકતો હોય તો જ્યારે જ્યારે તે દેહાદિની ક્રિયા કરવા માગે ત્યારે ત્યારે કરી શકે, પણ તેમ થતું નથી. વળી તંદુરસ્ત સાજો માણસ પણ ઇચ્છા મુજબ કાર્ય કરી શકતો નથી. છીંક, બગાસું, શરીરની અનેક ચેષ્ટા ધાર્યાથી વિપરિત અને અણગમતી ઘણીવાર થઈ જાય છે. માટે દેહાદિની ક્રિયા, જડની ક્રિયા મારા કરવાથી થાય છે એમ માનવું એ મહા પાપ છે. દેહાદિના જડ ધર્મ અને પોતાનો ચૈતન્ય ધર્મ એકે સદાય જુદા અને સ્વતંત્ર હોવા છતાં જે જડનું કર્તાપણું માને છે તે આત્માને માનતો નથી, માટે તે ભાવ હિંસા કરનારો પાપી છે. લાખો, કરોડો માનવી જે માને છે, તેનાથી અમે બીજું કહીએ છીએ. આ ન્યાય સમજ્યા વિના પરમાર્થ તત્ત્વ સમજી શકાશે નહિ. આ વાત ત્રિકાળ જ્ઞાનીઓએ સમ્મત ( માન્ય ) કરેલી છે. આ વાત ન્યાય, યુક્તિ, આગમ અને અનુભવથી સિદ્ધ છે. આત્માનું જ્ઞાન વિના બીજું કાંઈ પણ કર્તૃત્વ નથી. જ્ઞાન કોઈ સમયે જાણવામાં અટકે નહિ, જાણવાની ના પાડે નહિ. કોઈ દેહાદિની ક્રિયા કરવા જીવ ઇચ્છે, પણ ઘણી વખત તે મુજબ થતીજ નથી. છતાં પણ હું કરું છું એવી ભ્રમરૂપ માન્યતા જીવ કરી શકે છે. લોકોને તત્ત્વનું મનન નથી, વિચાર નથી, અને પરવસ્તુથી જ કલ્યાણ ( સુખ ) થતું હોય એમ બહારથી કર્તવ્ય મનાઈ ગયું છે. ભલે મુખથી કહેતો હોય કે દેહ અને આત્મા બન્ને તત્ત્વ જુદાં જુદાં છે, છતાં તેને પરવસ્તુના સાધથી, પુણ્યાદિથી મને

લાભ થાય, ગુણ થાય, ધર્મ થાય એમ જ્યાંસુધી તે માને છે ત્યાંસુધી તત્ત્વની ઓળખ નથી. એક તણખલું તોડવાની શક્તિ કોઇ આત્મામાં ત્રણ કાળમાં નથી. સામા તણખલામાં હલવાની તે વખતે યોગ્યતા હતી ત્યારે તે જીવને કષાયભાવે-મોહકર્મના ઉદયજનિત ઇચ્છા થઇ, કે આ તણખલાને હું હલાવું (જીવે કદિ હલાવ્યું નથી પણ મિથ્યા અભિમાન કર્યું). આ સાધારણ દ્રષ્ટાંત ઉપરથી સમજાશે કે વ્યાપ્ય વ્યાપક ભાવ વિના કર્તાકર્મપણું થઇ શકતું નથી તેથી ઉંડાણથી વિચાર અને મનન કરવાની જરૂર છે. જે મનાયું છે કે અમે કરીએ, લઇએ, મૂકીએ, પુણ્ય દયાના કાર્ય, સેવાના કાર્યો અમારૂં કર્તવ્ય છે, તેથી અમે કરી શકીએ છીએ, તે અનાદિના દેહાધ્યાસવડે મનાયું છે. તે ભૂલવાળી માન્યતા છે. કાર્ય કરવાની ઇચ્છા થવી તે પૂર્વ કર્મ અને વાસનાનું ફળ છે. જડનું તેવું કાર્ય જે કાળે થવાનું હોય છે, તે કાળે મોહી જીવ કષાય ભાવરૂપ [ક્રોધ, માન, માયા અને લોભરૂપ] લાગણીને વશ ત્યાં હોય છે. જે કાર્ય થવાનું હતું તે થતાં તેમાં તેનો કર્તા અને ધણી થઇ બેસે છે, અને માને છે કે મેં ઉપકાર કર્યો, મેં સેવા કરી, દવા કરી, હૉસ્પિટલ બંધાવી, મારાથી આમ થયું, આને મારાથી લાભ થયો, એમ પ્રકૃતિના ઉદયની ક્રિયાનો તે સ્વામી થાય છે. ગાડાતળે કુતરૂં ચાલે અને કહે કે હું ચલાવું છું, તેમ અજ્ઞાની સંસારની ક્રિયાનું મિથ્યા અભિમાન કરે છે. પ્રશ્ન-પણ લોકો આવું માનશે તો કોઇ દયા સેવા દાનાદિ કાર્ય કરશે નહિ. ઉત્તર:-એ કાર્ય થવાનું હોય તે વખતે થયા વિના રહે નહિ, પણ આત્મા તે ક્રિયાનો કર્તા નથી. સામા જીવોને તે પ્રકારના પુણ્યનો ઉદય હોય તો, તમને નિમિત્ત થવાનો વિકલ્પ આવ્યા વિના રહે નહિ. તેના ઉપાદાનને લાયક જે જે દેહો નિમિત્ત થવાના હોય તે થાય જ. તેને કોઇ રોકી શકે નહિ. જ્ઞાની ગૃહસ્થ પણ દાનાદિ કાર્ય કરે છે, છતાં તેને તે પોતાનાં કાર્ય તથા ગુણ માનતો નથી. ક્રિયા થાય જડની અને લાભ થાય આત્માને તેમ માનવું તે મિથ્યાત્વ છે. જડ ભાવથી ઝેર ફાટશે, અને બીજા ભવે મૂંઢ જેવો બનાવી દેશે. એ પોતાના અપરાધનું ફળ છે. કોઈ જીવ એમ માને કે પુણ્યથી પરંપરાએ સારા ભવ મળશે, એમાં કોઇવાર સત્પુરૂષનો જોગ થઈ જશે, તો તે સાચું નથી. તેણે મૂળથી જ ઝેરથી ગુણ માન્યો છે, પણ ઝેરનું કારણ ગુણરૂપ ક્યાંથી

થાય? અજ્ઞાન ભાવે શુભ પરિણામ કર્યાં અને માન્યું કે હાશ! મેં બહુ સારું કર્યું. જીવ બચ્યો તેમાં સામાનાં પુણ્ય હતાં છતાં તે આરાધી બચ્યો, મેં બહુ સારું કર્યું, એમ જડની ક્રિયાનો સ્વામી થનાર જીવ, ભગવાન અક્રિય જ્ઞાતા આત્મા ઉપર બંધનરૂપ પરાધીનતાના આવરણ નાખે છે. જ્ઞાતા દૃષ્ટા સાક્ષીપણું ભૂલીને જડભાવનો આદર કરે છે, તે જ વખતે જ્ઞાન ભાવનો અનાદર છે. આ સ્પષ્ટ ન્યાય પણ મોહથી અંધ થયેલાને નહિ સમજાય: ભૂલને ભૂલ જાણે, અને ઉપાધિરૂપ, પરાધીનતારૂપ, હું નથી એમ જીવ સવળો પડે, સમ્યગ્ અભિપ્રાયની સંભાળ કરે, અને વસ્તુ—તત્ત્વના સ્વતંત્રપણાને કારણે બેઉ દ્રવ્યના લક્ષણ જુદાં છે, કાર્ય જુદાં છે એમ યથાર્થપણે જાણે, માને, તો જ સમભાવમાં—સમતા સ્વરૂપમાં જ્ઞાતા દૃષ્ટાપણે, નિર્દોષપણે રહી શકાય છે, અને તે જ આખા જગતને ઉપકારી નિમિત્ત છે. પણ સત્‌ને સમજ્યા વિના ઉપકાર શું થાય? સાચું જ્ઞાન થયા પછી ધર્માત્માને પૂર્વનો યોગ અને શુભરાગની વૃત્તિ હોય ત્યાંલગી દયા દાનના વિકલ્પ આવે છે, અને કાર્ય થઈ જાય છે. સામાના પુણ્ય પ્રમાણે તેના દેહાદિની ક્રિયા તેની યોગ્યતા પ્રમાણે થયા વિના નહિ રહે. ધર્માત્મા તે દેહાદિ, રાગાદિ તથા પુણ્યની ક્રિયાનો પણ કર્તા તથા સ્વામી થતો નથી. માત્ર જાણે છે કે તે પર દ્રવ્યનું કાર્ય સ્વતંત્ર તેના ઉપાદાનને આધીન છે. આત્મા અરૂપી જ્ઞાન છે તે દેહાદિ, વસ્ત્રાદિનો કર્તા હોય તો તેની ક્રિયા જ્યારે કરવા માગે ત્યારે કરી શકે, પણ તેમ બનતું નથી. વસ્તુનો નિયમ સમજો, કે કર્તા તેને કહીએ કે જે સમયે કરવા ધારે ત્યારે કરી શકે. ચેતનનું જ્ઞાન કર્મ છે. જ્ઞાન સિવાય બીજું કાંઈ કાર્ય થઈ શકતું નથી. માટે સદાય જાણ્યા જ કરે એવું જ્ઞાન લક્ષણ એ જ આત્માનું કર્તા કર્મ આત્મામાં જ છે. ત્રિકાળ ચોક્કસ નિયમ છે, કે એક દ્રવ્યની ક્રિયા બીજું દ્રવ્ય કરી શકે નહિ. કોઈ દેહનું કમ્પન થાય છે, અનેક પ્રકારે અણગમતી ક્રિયા થઈ જાય છે, તો તેમ કરવાની ઇચ્છા નથી છતાં દેહાદિની ક્રિયા જે થવા યોગ્ય હોય તે થાય છે. હવે આ ઉપરથી કોઈ કહે કે તો શું અમે પાપ ક્રિયા કરીએ? આત્મા તેનો અકર્તા છે? પાપનો વિકલ્પ આવે તો? ઉત્તર:—અમુક ગુણ પ્રગટ્યો એટલે રાગ-દ્વેષની તીખાશ અને ભૂંડાં કાર્ય કરવા પડે એવા કર્મનો ઉદય જ

ન હોય, ઇચ્છા પણ ન હોય. જેને માંસ ન ખાવું એવો દૃઢ નિર્ણય છે. તેને માંસ ખાવાની ઇચ્છા જ ન થાય. તેવી ભાષા અને નિમિત્ત પણ ન હોય. જેને બ્રહ્મચર્યરૂપ જ્ઞાનદશા થઇ તેને સ્ત્રી સમાગમની ઇચ્છા ન થાય. કોઈ દેહ, મન, વાણીથી સ્ત્રીના દેહને ન અડવાનો નિયમ રાખે અને માને કે મારાથી તે જડનો સંયોગ છૂટી શકયો છે, હું જડને ત્યાગી શકું છું હું બ્રહ્મચર્ય પાળું છું તો તે માનનાર મહા વ્યભિચારી છે. હું જડની ક્રિયા કરી શકું, લઉં મૂકું એમ પ્રકૃતિના ગ્રહણ-ત્યાગ કરવાપણાનું મિથ્યા અભિમાન છોડયે છૂટકો છે. આત્માના ઘરની સાચી વાત જેને ન બેસે તેને જડભાવ અને મૂંઢતા ગોઠે છે, પરાધીનતામાં રૂચિ છે. જડની ક્રિયા મારાથી થાય એમ માને તે આત્મસ્વરૂપનો, જ્ઞાયકતાનો મોટો વિરાધક છે. સ્વનો હિંસક છે. બહારથી અહિંસા પાળતો હોય, પાંચ મહાવ્રત પાળતો હોય, છતાં મહા અધર્મી છે. પુણ્ય બાંધે છે છતાં તે મહા પાપી જીવ છે. આત્મા અરૂપી જ્ઞાનમૂર્તિ છે. જડ અને ચેતનની જુદી જુદી સ્વાધીન ક્રિયા છે, અને એમ જ છે, માટે તે સબંધી સમજણનો ખૂબ વિચાર કરવા જેવો છે. નિવૃતિ લઇને તેનું મનન કરો અને પોતાની જાતના નિર્ણયથી તે માનો. આ સમજ્યા વિના રાગદ્વેષ અને મમત્વ ટળી શકે નહિ. જેવું સ્વરૂપ છે, તેવું સમજ્યા વિના અનંતકાળમાં રખડવું થયું છે. આ સમજણ વિના બીજા બાહ્ય સાધન પૂર્વે અનંતવાર કર્યાં છે. માટે જીવે વિચારવું કે મારૂં જ્ઞાતા તત્ત્વ કેવું છે? હું કેવડો છું, કર્તા ભોક્તાપણું કયાં કેમ ઘટે છે એનો યથાર્થ અંતર વિચાર કર્યા વિના ધર્મ કયાંથી થાય? લોકોએ સહેલામાં ધર્મ માની લીધો છે, તે પરાશ્રિતપણા ઉપર મીંડાં મૂકવાં પડશે.

તા. ૨—૧૧—૩૯.

કર્તા શું છે તેનો અધિકાર ચાલે છે. આત્મા જ્ઞાનઘન છે તે બાહ્ય જડ આદિ પરપદાર્થોનો કર્તા નથી. પણ તેમાં રાગરૂપ કર્તાપણાના ભાવે પરમાં કર્તૃત્વ માન્યું હતું, તે ભાન થયે અકર્તા થઇ શકે છે. ૭૭.

હવે જીવને પરમાર્થે જે કર્તાપણું છે તે કહે છે.

ચેતન જો નિજભાનમાં, કર્ત્તા આપસ્વભાવ;
વર્ત્તે નહિ નિજભાનમાં, કર્ત્તા કર્મ પ્રભાવ. ૭૮.

આ વાત ઝીણી પડે છે તેનું કારણ લોકોને તત્ત્વનું મનન નથી. જાતે વિચાર ન કરે તેને શું લાભ થાય ? તીર્થંકર આદિ જ્ઞાની પુરૂષનું ઉત્કૃષ્ટ નિમિત્ત મળે છતાં નિમિત્તને ઓળખીને ઉપકારી નિમિત્તની અસર ન લે તો શો ઉપકાર થાય ? પુણ્ય પાપ રાગાદિ પર વસ્તુનો અકર્તા થઇ હું નિર્મળ જ્ઞાતા જ છું એમ પોતાની સજાગ જ્ઞાનદશામાં ઠરવાનો નિશ્ચલ અભિપ્રાય કરે, તો રાગદ્વેષ અને જડનો કર્તા ન થાય એટલે કે પોતાના જ્ઞાન ગુણનો કર્તા થાય. જડ પરમાણુ દેહાદિ, શુભ અશુભ આદિ ક્રિયા મારી નથી, પુણ્યવૃત્તિ શુભ ભાવ ઇચ્છા આદિ અસ્થિરતા મોહકર્મનો વિકાર છે, તે જીવનો ધર્મ નથી એમ પરાધીનતાથી છૂટીને રાગાદિકથી રહિત નિર્મળ જ્ઞાન સ્વભાવમાં જીવ ઠરે ત્યારે જ્ઞાનનો કર્તા થાય. તે સમ્યગ્દર્શન થયું. આ ભૂમિકાને ચોથી ભૂમિકા કહે છે. ગૃહસ્થ વેશમાં રહેલ રાજા હો, અન્ય હો, કોઇપણ સ્ત્રી હો છતાં તત્ત્વમાં નિર્દોષ દૃષ્ટિવડે સ્વાધીન ધર્મ પામી શકે છે. તેને સ્વધર્મની સિદ્ધિ થવાથી પોતાના ભાનમાં તે અતીસુખી છે.

હું જ્ઞાનનો કર્તા છું, એટલે કે રાગાદિક તથા જડની ક્રિયામાં સ્વામિપણું હતું તે અહંપણું ટળ્યું અને પોતાના પૂર્ણ પવિત્ર બેહદ સુખ સ્વરૂપનું અહંપણું નિર્દોષપણું થયું એ જ્ઞાનમાં ટકવું તેજ ચારિત્ર છે. એટલે મન વાણી દેહની ક્રિયા, પુણ્યાદિમાં અટકવું અજ્ઞાન વડે થતું હતું તેને વિભાવ જાણીને એ મારો ધર્મ નથી, એમ તે ઉપાધિથી જુદો પડીને જ્ઞાન ગુણમાં જ્ઞાતા દૃષ્ટા સાક્ષીપણે ટક્યો, એટલે ( પરનો કર્તા ન હતો તેથી ) પરનો-કર્તા ન થયો અને પોતાના નિર્દોષ જ્ઞાન ગુણનો કર્તા થયો.

સ્વભાવ એટલે કેવળજ્ઞાનમય આત્મધર્મ તેનું જાણવું. તેમાં પુણ્યાદિ દેહાદિનું કર્તૃત્વ સ્વામીત્વ ક્યાં આવ્યું ? જરા મધ્યસ્થપણે વિચારો. પોતાના અભિપ્રાયની ખતવણીમાં, સંભાળમાં ક્યાં ભૂલ

થાય છે, તેને ઉંડાણથી વિચારો. જે સ્વરૂપ સતરૂપ છે, સ્વાધીન છે તેને અન્યથા માનવું તે શું મહાન અપરાધ નથી? સ્વહિંસા નથી? પરને પોતાનું માનવું તે મહાપાપ છે, મિથ્યાત્વ છે. હું પરથી ભિન્ન જ્ઞાતા છું, તે જ્ઞાન અને જ્ઞાનનો ભરોંસો કરવો તે શ્રદ્ધા પરમ દુર્લભ છે. જ્ઞાનમાં ઠર્યા વિના જ્ઞાનની શ્રદ્ધા થાય નહિ. શ્રદ્ધામાં એટલે આત્મામાં ટક્યા વિના શાન્તિ થાય નહિ. પુણ્યાદિ ભાવ તો મોહ-કર્મની સંતતિ છે, ઉપાધિ છે, તેનાથી શાન્તિ કેમ થાય? હળવે હળવે ન્યાયને તારવવો જોઇએ, કે સુખનું શાંતિનું સત્તા સ્થળ ક્યાં છે? જો પરમાં સુખ હોય તો બતાવો! કોઈ કહે કે સંસારમાં રહીને જ્ઞાન ન થાય, પણ અમે કહીએ છીએ કે સંસારભાવથી રહિત ગમે ત્યાં જ્ઞાની થઈ શકાય છે. તેમાં કોઈ ના પાડે તેમ નથી. આત્મા નિરૂપાધિક સ્વાધીન તત્ત્વ છે, તે પોતાના નિર્દોષ જ્ઞાનનો કર્તા થયો ત્યારે તો પ્રથમ ભુમિકા સમ્યગ્‌દર્શન જે જૈનનો એકડો જ છે તે કહેવાય. ચેતન જો નિજભાનમાં છે તો તે સમ્યગ્‌દર્શન છે. તે દોષ કે દુ:ખનું કારણ નથી; એટલે પુણ્ય પાપ રાગાદિકમાં તેને ટકવું હોતું નથી. જેણે પરમાર્થ સ્વરૂપ જાણી પોતાનામાં જ્ઞાતાપણું માન્યું છે તે લૌકિકમાં કહેવાતા સારા કાર્યોને પણ પોતાના ન માને. માત્ર જ્ઞાન મારૂં મારામાં કર્યું થાય છે, એમ જ્ઞાન એટલે કેવળ સ્વાત્મ વિચાર કરે. જ્ઞાનને જ જાણે એજ ધર્મ છે. દેહની ક્રિયા તેની યોગ્યતા મુજબ થયા કરે, પુણ્યાદિ દેહાદિની કોઇ ક્રિયાનો કર્તા તેમજ સ્વામી થતો નથી. જ્ઞાન પરનું કંઈ કરે નહિ એવા જ્ઞાનને પોતાનું માનવું તે જ્ઞાનની શ્રદ્ધાનું કર્તાપણું છે. જ્ઞાનને કરવું તે જ્ઞાનનો કર્તા, જ્ઞાનમાં ટકવું તે ચારિત્રનો કર્તા છે, જ્ઞાન, દર્શન, સુખ, વીર્યની શ્રદ્ધા તેનું જ્ઞાન, અને રાગ રહિત જ્ઞાનમાં એકાગ્ર થવા માટે તત્ત્વની જાળવણી કરવાનો પ્રયત્ન કરવારૂપ પરમાર્થભૂત વહેવાર, તે બધી કર્તૃતિ જ્ઞાનથી ભિન્ન હોય નહિ. આત્માનો વહેવારરૂપ પુરૂષાર્થ પુણ્યાદિ રાગાદિ દેહાદીમાં હોય નહિ. લોકોત્તર પરમાર્થમાર્ગમાં જ્ઞાતાની જ્ઞાનરૂપેજ કારવાઈ છે. પરની ઉપાધિની કારવાઈ નથી, એવું ભાન તે પ્રથમ જ પગથીયું છે. આ ન્યાયને વિશાળતાથી સમજ્યા વિના રાગાદિક ઉપાધિથી રહિત થઈ શકાય નહિ. વસ્તુનો પૂર્ણ સ્વભાવ જેમ છે તેમ માનવાનું કહ્યું છે.

પોતાનુ કર્મ—કાર્ય જ્ઞાનમા છે એમ ન માને અને પુણ્ય પાપ મારા છે મે કર્યા, મારૂ એ કર્તવ્ય છે, હું પરનુ આમ કરી દઉં, રાખુ, વરૂ, મૂકુ, બીજાને સુખી કરૂ મે દવાખાનાની સેવા કરી, દાન કર્યું આમ માનનાર જ્ઞાતાપણાનો અનાદર કરનાર છે તેથી મોટો અપરાધી છે અને ભાવકર્મરૂપ અજ્ઞાનનો કર્તા છે અને જેનુ જ્ઞાન માત્રમા રહેવુ છે, તે જ્ઞાતા જ છે

"ચેતન જો નિજભાનમા, કર્તા આપસ્વભાન,
વર્તે નહિ નિજભાનમા, કર્તા કર્મ પ્રભાન"

આ મહાપદમા ઉંડુ અવગાહો, મનન કરો, આજ સાર છે આ બે કડીમા જ્ઞાની તથા અજ્ઞાનીનુ લક્ષણ કહ્યુ છે હિત અહિત જાણ્યા પછી હિતનુ સેવન થઈ શકે પોતાના સ્વરૂપની સાચી ઓળખ વિના સમ્યગ્દર્શન નથી અને સમ્યગ્દર્શન વિના ધર્મ નથી ધર્મ શુ, હુ કોણ, હિત શુ, અહિત શુ, આ પુણ્ય પાપ રાગાદિ મલીન ભેદ શુ, રોગ શુ, અને નિરોગ શુ એ સમજ્યા વિના તે કોનો ધર્મ કરશે? ભાન વિના અજ્ઞાન કરશે સ્વસ્વરૂપ સમજ્યા વિના જે કઈ માને છે તે વીપરીત છે જે જડ જાણે છે તે જડને જાણે છે પોતાને ક્યારે પણ જાણતો નથી

પ્રશ્ન—પણ જ્યાસુધી સમ્યગ્દર્શન ન થાય ત્યાસુધી શુભ ક્રિયા વ્રત તપ, દાન વગેરે કરીએ તો શુ વાંધો?

ઉત્તર—દેહાદિની ક્રિયાનુ કરવુ ન કરવુ તે કાઈ આ માને આધારે નથી મે કર્યું, મે ન કર્યું એમ અજ્ઞાની માને ત્યા જ્ઞાન શુ કરે, માટે હજી આત્માનુ સ્વરૂપ તો સમજો એ જ કાર્ય છે જ્ઞાતાનુ જ્ઞાન સમજણ કાર્ય છે, મન, વાણી, દેહાદિ પરમાણુની ક્રિયા ચેતનને આધીન નથી નાહક મિથ્યા અભિમાન થાય છે છતા શુભ તજીને પાપ કરો એમ કહેવુ નથી, પણ એ વડે મને ગુણ થશે, ધર્મ થશે એ મારૂ કર્તવ્ય છે, એ કરૂ તો ઠીક થાય, એ બુદ્ધિજ મહા મિથ્યાત્વનુ પોષાણ છે તે મિથ્યા માન્યતનો અભાવ ક્યારે થાય, માટે માન્યતા બદલાવવાની જરૂર છે પ્રથમ શુભ કરૂ અને તેમાથી પછી

શુદ્ધ પ્રગટશે, તેમ માનવું તે સાચી દૃષ્ટિની અપેક્ષાએ અધર્મ છે. જ્ઞાતાપણાની વિરાધના છે. સમ્યગ્દૃષ્ટિને પણ એ કાર્ય થઇ જાય પણ તેની સમજણમાં મોટો આંતરો છે. તેણે પ્રકૃતિનું કોઈ કાર્ય ઠીક માન્યું નથી. પોતે પવિત્ર જ્ઞાનપણે ટકી રહેવાના પ્રયત્નમાં છે, બીજું કાંઈ કરતો નથી. આત્માના ચૈતન્ય સ્વભાવને પુણ્ય પાપ ગુમડાં છે, ઉપાધિ છે, પુણ્ય પરિણામ તે મોહ કર્મની સંતતિનું ફળ છે. તેને ગુણ કેમ મનાય? તે વિચારો. પોતાને તાપ દુઃખ રહિત આરોગ્યવંત થવું છે, માટે ધર્માત્મા પૂર્ણ શુદ્ધસ્વરૂપને સંબોધે છે કે "આરૂગ્ગ બોહિલાભં" (લોગસ્સ સ્તૂતિ) બોહિ=બોધી=સમ્યક્દર્શન સમ્યગ્જ્ઞાન ચારિત્રની એકતા; લાભં=મારામાં શક્તિરૂપે એ આખું સિદ્ધત્વ છે. તેની મને પ્રાપ્તિ થાવ.

"તીથ્થયરા મે પસિયંતુ" હે જિન વીતરાગ તમે મને પ્રસન્ન થાઓ એમ શબ્દો પ્રમાણે અર્થ ન થાય. વીતરાગને રાગ નથી. તે કોઇને પ્રસન્ન થતા નથી, પણ પોતે વીતરાગને ઓળખીને જેવું તેમનું શુદ્ધ સ્વરૂપ તત્ત્વ છે, તેવુંજ મારૂં છે એ લક્ષે અંદરથી પુરૂપાર્થ ઉપાડીને પોતાના ચેતનની પ્રસન્નતા કરે છે, અને જે ભગવંતો થઇ ગયા, તેમના ગુણગ્રામ કરે છે. શબ્દોમાં નિમિત્તની ભાષા આવે તે તો સતનું બહુમાન છે, પણ કોઈ શબ્દને વળગીને કહે કે શાસ્ત્રોમાં ભગવાનની ભક્તિ કરવાનું કહ્યું છે તેનાથી ગુણ થાય. પણ શબ્દોવડે અર્થ કરવા જાય તો શબ્દોથી મેળ ન બેસે. વળી "ઠાણં સંપાવિઉ કામાણં" તેનો અર્થ શું થયો? હે ભગવાન! તમે મોક્ષ સ્થાનના કામી છો, તો શું તે વીતરાગી પુરૂષને ઇચ્છા હશે? તેમ નથી પણ સાધકને અધુરાશ છે, તેથી પોતાના પરમાર્થને સંબોધે છે. અને પોતાને પૂર્ણ થવાની કામના છે, તેથી સમર્થનું નામ લે છે. દેવ, ગુરૂ, ધર્મ વીતરાગ છે, તે પૂર્ણ સત્ સ્વરૂપ છે. તેમનું બહુમાન કરવા માટે તે પ્રત્યે પરમ ઉપકારીપણાનો આરોપ કરી સ્તુતિ કરે છે, સાથે ભાન છે; પણ તે શુભ વિકલ્પને કોઇ આદરણીય માને તો મિથ્યાત્વ છે. વીતરાગતાનો પ્રેમ તે રાગનો પ્રેમ નથી. રાગનો આદર નથી. જો રાગનો રાગ રાખે તો તે વીતરાગનો આદર નથી. વીતરાગી પુરૂષો થઈ ગયા,

તેમના ગુણનું બહુમાન કોણ કરી શકે? તેમને યથાર્થપણે ઓળખ
પુણ્ય પાપ રાગાદિકના રોગ.રહિત આરોગ્યમય નિરોગતા વીતરાગતા
પોસાણ જેમને થયું હોય તે. કેમકે તે પોતાનો ભાવ ઉપાડે છે. વી
રાગ ભગવંતોની વીતરાગતાને ઓળખીને તેમાં ઉપકારીપણાનું આ
પણ કરે છે; અને ભગવંતોનું જે બહુમાન કરે છે તે પરમાર્થે પોતા
ગુણનું બહુમાન છે. શાસ્ત્રમાં તો નિમિત્તના જ શબ્દો મુખ્યપ
આવે. પર્ આવશ્યક આદિ ક્રિયા (શુભ જોગ) ઉપર લક્ષ આ
તો તે કાર્ય મોહકર્મની અસરથી થઈ રહ્યું છે, ચેતનનું કાર્ય નથ
છતાં તેનું બહુમાન કેમ થાય છે એ સમજવાનું છે. પોતે તીવ્ર કષા
ટાળવાનો પુરૂષાર્થ કરે છે, સાથે શુભ જોગની ક્રિયા પણ જે નિમિ
રૂપ જણાય છે, તેને જાણે છે કે તે કાર્ય મારૂં નથી તેનાથી મને ગુ
નથી. પણ ઘીના ઘડાની જેમ નિમિત્તથી તે ક્રિયા હું કરૂં છું એ
વિનયની ભાષા આવે. 'હે ભગવાન મને સિદ્ધપદ આપો' તે શબ્દને
વિચાર કરો કે દેહથી રહિત સિદ્ધ ભગવાન કોઇને કાંઇ આપી શકે
પણ સમજનાર સમજીને પોતાનો પુરૂષાર્થ ઉછાળીને કહે છે કે હું સિ
જેવો છું. જેટલું સિદ્ધપદ તેટલો હું. જે કાર્ય સિદ્ધ ભગવાનમાં થ
તે મને ઘટે. આવો નિર્ણય પ્રથમ ભૂમિકામાં જોશે. ભાષામાં વીતરા
અને વીતરાગતાના નિમિત્તનું બહુમાન હોય; ભાષામાં વિનય નમ્રતા
હોય, અભિમાન ન હોય. માટે બોલણીમાં વહેવાર ભાષા આવે
જ્ઞાનીપણ લોક ભાષામાં બોલે પણ અંતરમાં ખતવણી છે કે.હું સિદ્ધ
જેવો છું, પરનો અકર્તા છું જ્ઞાતા દ્રષ્ટા જ છું. જ્ઞાન મારૂં કર્મ
"ચેતન જો નિજ ભાનમાં, કર્તા આપ સ્વભાવ," એટલે પોતાન
નિરૂપાધિક સ્વભાવના ભાનમાં આત્મામાં કર્તાપણું છે. એવો યથાર્થ
નિર્ણય થયો, તો પછી પુણ્યાદિ દેહાદિ પરદ્રવ્યના કોઇ કાર્યને પોતાન
કેમ માને! જે પોતાને હાથ નથી, જે કાર્ય પોતાથી થતાં નથી છત
જેમ દોરડીમાં સર્પની કલ્પના કરવી તે મિથ્યા છે તેમ પરના કાર્યમ
પોતાનું કર્તવ્ય છે તે માન્યતા મિથ્યા છે એમ જાણવું. જાણવા સિ
વાય હું બીજું કંઈ કરી શકું તે માન્યતા મિથ્યા છે. જીવ પોતાના
સ્વરૂપનો કર્તા છે, તે પરનો કર્તા કોઈ રીતે નથી.

"વર્તે નહિ નિજ ભાનમાં કર્તા કર્મ પ્રભાવ" નિર્મળ શુદ્ધ

સ્વરૂપના ભાન રહિત, પુણ્ય પાપ દેહાદિમાં જે કંઈ ઇચ્છા વગેરે અસ્થિરતામાં અજ્ઞાન વડે ( મલીનતામાં, પરભાવમાં ) ટક્યો છે તે અધર્મી જીવ પોતાના જ્ઞાન સ્વભાવમાં વર્ત્યો નહિ ત્યારે કર્મના પ્રભાવનો કર્તા કહ્યો છે. કર્મના બે પ્રકાર છે, ભાવકર્મ અને દ્રવ્યકર્મ. ચોવીસ જિન સ્તુતિ ( લોગસ્સ ) માં આવે છે કે "વિહુયરયમલા" હે ભગવાન! આપે રજ અને મેલ બન્ને ટાળ્યાં છે. રજ એટલે જ્ઞાનાવરણાદિ આઠ કર્મની ઝીણી ધૂળ અને મળ એટલે રાગાદિક પુણ્ય પાપના પરિણામ તે મળરૂપ ભાવકર્મ છે. તે ચેતનની પરવસ્તુમાં મોહવાળી વિકારી અવસ્થા છે. તે અજ્ઞાનપણાની ભૂલ છે, મિથ્યા માન્યતા છે, ભ્રમણા છે; પણ જ્યારે શુદ્ધ પરમાત્માને ઓળખ્યા કે સિદ્ધ ભગવાન જેવો હું શુદ્ધ છું; ઉપાધિ, ભૂલ, ભ્રમણા મારો સ્વભાવ નથી, એમ જાણે એટલે વિભાવની અસરથી, ભ્રાન્તિથી છૂટીને સમ્યક્ અભિપ્રાયમાં સ્થિર થાય છે; એટલે કે વિભાવથી છૂટીને સ્વભાવમાં નિશ્ચળ ટકે છે. આત્માનો યથાર્થ નિર્ધાર થયો, તે જ વખતે રાગાદિ અને દેહાદિ સંયોગથી છૂટી શકાતું નથી; પણ ક્રમેક્રમે પુરૂષાર્થ વધતાં વધતાં અલ્પકાળમાં તે કર્મકલંકનું નિમિત્ત એની મેળે છૂટી જાય છે. આ વાત અનંત જ્ઞાનીઓના હૃદયમાં રહેલો ગૂઢ ભાવ છે. હું પૂર્ણ શુદ્ધ છું અને પૂર્ણને સાધવાનો પુરૂષાર્થ આ બેઉ દૃષ્ટિને લક્ષમાં રાખી જેમ છે તેમ સમજીને અંતરમાં તત્ત્વનો નિર્ણય બેસાડો. ત્રણેકાળે આજ મોક્ષમાર્ગ છે. બીજો માર્ગ જ નથી. આમાં કાંઇ મતભેદની વાત નથી. આગળ કહ્યું હતું તે પ્રમાણે, જેમ સ્વભાવ છે તેમજ કહેવાય છે. માટે મતભેદ છોડીને જો સમજે તો જે અનંતકાળે નહિ સમજાયેલું તત્ત્વ તે આ વર્તમાન કાળમાં પણ સમજી શકાય તેવો યોગ છે; તૈયારી પોતાની જોઇએ. ઘણાં પડખાં ( ન્યાયની અપેક્ષા ) થી એકની એક વાત કહેવાય છે. પણ લોકોને મનન નથી, શું થાય? સ્પષ્ટ લોજીકથી (ન્યાયથી) સમજે નહિ, તેને પરાણે કોણ સમજાવી શકે? લોકો પોતાની બુદ્ધિથી બીજું ધારી લે તેમાં જ્ઞાનીને શું.

પરમ અનંત આનંદના ભાન સહિત આત્માર્થી જ્ઞાતા જ્ઞાન સ્વભાવનો જ કર્તા છે. બસ જાણવું તેજ તેનું કર્મ છે. ધર્મી પોતાના

સ્વભાવના ભાનમાં અન્ય કોઈ કર્માદિનો કર્તા નથી. મન, વાણી,
પુણ્યાદિ અન્ય કોઈ જડકર્મની પ્રકૃતિના કાર્યનો જીવ કર્તા નથ
બીજાને સુખી કરૂં, દુઃખી કરૂં, મારૂં, જીવાડું વગેરે વગેરે કોઈ કા
જીવ કર્તા નથી. જ્યાંલગી આ ન્યાયનો આદર નહિ થાય, ત્યાં
એક પગથીયું પણ તત્ત્વ સમીપ નથી. બહારનું કાર્ય, દેહાદિ
જે થવાની છે તેને કોઈ રોકી શકે નહિ. જે પોતાનું કાર્ય નથી તે
ધર્મ કેમ થાય? જ્ઞાનની સ્થિરતા એજ ધર્મ છે, ક્રિયા છે. પુણ
ક્રિયા તે પર છે તેનાથી ચેતનનો ગુણ નથી. જ્ઞાનની પ્રતીતિ, જ્ઞા
સ્થિરતા તેજ જ્ઞાતાનું કર્મ (કાર્ય) છે. પરનું કાર્ય તથા મોહકમ
નિમિત્તે પુણ્ય પાપ શુભ અશુભ અવસ્થા થાય છે, તે તથા દેહા
કાર્ય મારૂં માનવું તે ભ્રમ છે, અજ્ઞાન છે. કોઈ કહે કે તમે તો નિશ્ચ
વાત કરો છો, પણ નિશ્ચય એટલે સાચું અને વહેવાર એટલે એ
વહેવાર એટલે ભેદ, ઉપચાર, ઉપલક સ્થુળ દૃષ્ટિ છે. તે ખોટાને પોત
માનવું અને તેમાં ઠીક માનવું એટલે એમ થયું કે જ્ઞાતાપણું તે
નહિ. જ્ઞાની જાણે છે કે હું સદાય અતીન્દ્રિય અરૂપી અસંગ જ્ઞ
માત્ર છું; કોઈ જીવ પરનું કાર્ય કરી શકે નહિ; મારૂં કાર્ય તથા મ
ગુણદોષ બીજા કોઈ કરે નહિ; હું બીજાનું કરૂં નહિ. એવું ભ
નથી અને પોતે પરાધીનતાના, નીચ અધોગતિ એટલે કે પ્રકૃતિ
કાર્યોમાં કર્તવ્ય માને તેને ધર્મી કેમ કહીએ! જેમ ખાનદાન પુત્ર નિ
ઘર છોડી વેશ્યાને ઘેર ન જાય, તેમ જ્ઞાતા પુણ્ય પાપનો કર્તા થાય
અતિતુચ્છ એવી પરાધીનતાને પામે. અને જે સિદ્ધ ભગવાનનો સુ
પુત્ર થઈને સુકાર્ય—નિર્દોષ જ્ઞાતાપણું કરે જ્ઞાન કરે, જે જે સમી
આવે તેને જાણે, પણ તેમાં કર્તૃત્વ મમત્વ ન માને, તેમજ ન
તેજ પરમપદ પામે. પોતાનું સિદ્ધપદ તે અરાગીપણું છે, તેમા
જ્ઞાન ઘરમાં ટકીને જ્ઞાનની સ્થિરતા વડે પોતાનું સિદ્ધપદ સાધે, તે
એક કર્તવ્ય માને તેને સમ્યગ્દૃષ્ટિ કહીએ; તેજ ધર્મી છે. લો
કહે છે કે ફેલાણું તો બહુ સારૂં, આમ કર્યું તે ઠીક, આણે આદર
પુણ્ય કર્યું તે સારૂં, પણ પરમાર્થે આત્મા સિવાય કોઇ સારૂં નથ
આ બધા અભિપ્રાયો જ્ઞાનીના કહેવાય છે. તે વિના ક્ષણેક્ષણે ચેતન
ઘાત થાય છે. જ્ઞાતાપણું ભૂલીને પ્રકૃતિમાં અવરાય છે. તેનું ફ

અનંતકાળમાં પાછો મનુષ્ય નહિ થાય, મૂંઢ થઈ જશે. માટે પ્રથમ સમજો. સાચું છે તે જવાનું નથી. જ્ઞાન થતાંજ સંસારના સંયોગ છૂટી જાય એવો નિયમ નથી. આત્માને ઓળખીને બધા વિરોધને ટાળીને જેમ છે તેમ નિર્દોષ તત્ત્વનો નિર્ણય કર્યા પછી સ્થિરતા થવાને વાર લાગે છે. અલ્પ શુભ અશુભ બંધ પણ થઈ જાય. સમ્યગ્જ્ઞાન થયું કે તરતજ બધા રાગદ્વેષ ટળી જાય, સંસાર છૂટી જાય તેમ નથી. પણ સાચી દૃષ્ટિના ભાનમાં જે રાગાદિક થઇ જાય છે, તેનો કર્તા (ધણી) થતો નથી, તેથી નિર્જરા થઈ જાય છે. જ્ઞાની થયા પછી પુણ્ય રાગાદિનો પ્રસંગ થઇ જાય છે પણ તે જડ પદાર્થમાં પોતાની કારવાઈ માનતો નથી. આ દેહની ક્રિયા જ્યાં જ્યાં જ્યારે જ્યારે થવાની છે, ત્યાં ત્યાં ત્યારે ત્યારે થશે પણ અભિમાન કરે અને માને કે મેં સેવા કરી, દાન કર્યું, આને સુખી કર્યા વગેરે પરવસ્તુમાં ઠીક અઠીકપણાની બુદ્ધિ ઇચ્છા અને તેની અલ્પ પણ રૂચિ છે તે મિથ્યાદૃષ્ટિ છે. ન્યાય સમજો તો આ ગૂઢતત્ત્વ સ્પષ્ટ સમજાય તેમ છે. લોકો માને કે અમે આમ ગોઠવી રાખીએ; અને અનાસક્તપણે પરનું કાર્ય કરીએ, અને પુણ્યાદિ શુભ ધર્મકાર્ય કરીએ, એ થાય તો ઠીક; પણ ભાઇરે! જે થઈ જાય તે જુદી વાત છે, અને તેને પોતાનું માનવું તે જુદી વાત છે. પણ મોહકર્મના નિમિત્તે થતું શુભકાર્ય પોતાનું માનવું, તે મિથ્યા અભિપ્રાય છે. જાણવું તેમાં કરવું ન હોય, અજ્ઞાની જીવને તે મોહકર્મનો આશ્રયભાવ ગોઠે છે ત્યાં તેનો નિષેધ ક્યાંથી આવે? મારે સિદ્ધપદ વિના કાંઇ ન જોઇએ એવી હા તો લાવો! સિદ્ધભગવાનનું દ્રવ્ય કેવું હોય તે સમજો. પ્રકૃતિના કાર્યો જે જે પ્રકારે થવાના છે તે તે પ્રકારે થાય છે; છતાં તેને તમે માનો કે તે આમ જ થાય તો તે ઠીક, એ માન્યતા સાવ ઉંધી છે. માટે જે ન્યાય જે વિધિએ કહેવાય છે તે વિધિએ સમજો.

"કુવારે કાપડ ધોયાં કુશળ ક્યાંથી થાશે રામ." આત્મા પુણ્ય પાપ દેહાદિ સાધનવાળો નથી. પર નિમિત્તથી ગુણ નથી છતાં તેનાથી, (મોહકર્મ–જનિત ઉપાધિથી) ગુણ માનવો, ઠીક માનવું તે આત્માને ઠીક ન માન્યો ગણાય; તે હિત નથી; માટે વારંવાર કહેવાય છે, કે નિવૃતિ લઇને આ સમજવાનો પુરૂષાર્થ કરો, તેનીજ રૂચિ વધારો.

તા. ૩—૧૧—૩૯. ગાથા ૭૮ મી ચાલુ.

"ચેતન જો નિજજ્ઞાનમાં કર્તા આપસ્વભાવ" એટલે કે રાગ-દ્વેષાદિ રહિત જીવ પોતાના જ્ઞાનગુણનો જ કર્તા છે; અને પોતાના જ્ઞાનગુણમાં જીવ ન વર્તે તો, કયાંક મારાપણું સ્વીકારીને પરસત્તાના પ્રભાવમાં મોહકર્મની અસર લઇને પરનો કર્તા થાય, કારણકે "કર્તાનું ઇષ્ટ તે કર્મ." પોતાનું સ્વાધીન સુખ ન ગોઠે તો પરવસ્તુમાં પ્રેમ કરીને અટકે. સાધક સ્વભાવમાં પૂર્ણ શુદ્ધ સ્વરૂપના લક્ષે જ્ઞાનનો કર્તા થઈ જ્ઞાનમાં ટકે, તો જ્ઞાનનું મહાત્મ્ય જીવ વધારે છે. હું કોણ તેના ભાન વિના જીવ પરભાવ, જડપણાનું મહાત્મ્ય વધારે છે અને હું તેનો કર્તા છું, એમ ભૂલથી માને છે, પણ જીવ પરનું કાંઈ કરી શકે નહિ; માટે એમ નક્કી થયું કે જ્ઞાની જ્ઞાનનું બહુમાન કરતો મોક્ષમાં જાય. એટલે કે પોતાની મોક્ષ અવસ્થા જે શક્તિરૂપે છે તેની પૂર્ણ શુદ્ધતા પોતાના સ્વભાવમાં ટકીને પ્રગટ કરે. અને જે પોતાને ભૂલીને જડનું મહાત્મ્ય કરે તે જડ જેવો તુચ્છ નિગોદીઓ થાય, કારણકે જીવનું જે કર્તવ્ય નથી તેવો પોતાને માને છે.

સાચું જુઓ તો જીવનું કર્તૃત્વ શું છે, તે કહે છે કે પરમાર્થે તો જીવ પરનો કર્તા નથી. પ્રકૃતિના નિમિત્તે આત્માના પ્રદેશનું જે કમ્પન થાય છે, તે કમ્પન કરવાનો જીવનો સ્વભાવ ધર્મ નથી, પણ અશુદ્ધદશાની યોગ્યતા છે. પરમાર્થે જીવ અક્રિય છે. જિન પ્રવચનમાં સિદ્ધ એટલે શુદ્ધાત્માનું અક્રિયપણું કહ્યું છે. જે દેહથી મુક્ત થયા છે તે પ્રકૃતિના નિમિત્તથી રહિત છે, આઠ કર્મકલંકથી રહિત છે, તેમાં કંઈપણ કમ્પનપણું નથી. વર્તમાન દેહધારીઓનું હલવું ચલવું થાય છે, તથા પ્રદેશોનું કમ્પવું થાય છે. તેનું દૃષ્ટાંત–જેમ ઘંટી ઉપર બેઠેલી માખી એક ક્ષેત્રથી બીજા ક્ષેત્રે ફરતી હોય તેમ દેખાય છે પણ ઘંટીની ક્રિયા તેનાથી થતી નથી. તેમ આત્મા પરને કરતો નથી, ચળાવતો નથી, છતાં નિમિત્તના પ્રસંગે ચળરૂપ દેખાય છે. જિન પ્રવચનમાં વેદાન્તાદિક જેવો અક્રિય આત્મા કહ્યો નથી. વેદાન્તાદિક તો અશુદ્ધ અવસ્થામાં નિમિત્તની અસર લેવાની જીવની યોગ્યતા પણ માનતા નથી. જૈનદર્શનમાં અવિરુદ્ધ-ન્યાયથી કહે છે, કે જીવનો સ્વભાવ

પરમાં અક્રિય છે; પણ અજ્ઞાનદશામાં રાગદ્વેષમાં જોડાવાની અપેક્ષાએ (રાગરૂપ નૈમિત્તિક યોગ્યતાથી) સક્રિય છે. જો પર નિમિત્તની અસર લેવાની ભૂલ રાગદ્વેષપણે ન હોય તો સંસાર અવસ્થા કેમ હોય? માટે સ્વભાવ અને યોગ્યતા જેમ છે તેમ સમજો. બધા જીવો પરમાં અક્રિય છે. મુક્તદશામાં પણ જીવને પરનું અક્રિયપણું છે. પણ પોતાના અનંતજ્ઞાન બળના બેહદ સુખગુણના સહજ આનંદનો કર્તા છે, પોતાનાજ જ્ઞાન આનંદનો ભોક્તા છે. તે એકેક સુક્ષ્મકાળમાં, એકજ સમયમાં પોતાના જ્ઞાનાદિ અનંતગુણોનું પલટવાપણું છે, તે સક્રિયપણું છે. જો ત્યાં જીવ કુટસ્થ રહે, તદ્દન અક્રિય થઈ જાય, તો બીજી ક્ષણનો આનંદ જીવ કેમ લઈ શકે? પોતાના આધારે એકજ સમયમાં ઉત્પાદ, વ્યય અને ધ્રુવપણું છે. તેથી દરેક દ્રવ્યમાં સ્વાધીનતા છે. સંસાર અવસ્થિત જીવ પણ ક્રોધદશા પલટાવી શાંતદશા ધારણ કરીને ક્ષમારૂપે પરિણમી શકે છે. ત્રણેકાળે બધા જીવો પરની ક્રિયાથી રહીત છે. પણ અજ્ઞાની જીવો પોતાને ભૂલીને, પોતે પરનું કર્તૃત્વ મમત્વ આદિ અભિમાનરૂપ માન્યતા કરે છે. જો કરવા ધારે તો જીવ એકજ સમયમાં અવગુણ ટાળીને સદ્દગુણરૂપ જ્ઞાનનું કાર્ય કરી શકે છે, રાગદ્વેષ ક્રોધાદિ દોષ ટાળીને અરાગી ગુણ ઉત્પન્ન કરી શકે છે. સિદ્ધ ભગવાનમાં રાગ, ઈચ્છા કે ઉપાધિ નહિ હોવાથી ત્યાં રાગને ટાળવાપણું નથી, તેથી ત્યાં પોતાના કેવળજ્ઞાનના અનુભવથી થતો આનંદ પોતાના બેહદ જ્ઞાન આનંદગુણમાં ટકીને બદલે છે. એજ વસ્તુ સ્વભાવનું સક્રિયપણું છે. જીવ ત્યાં પોતાના ભાનમાં કેવળ નિર્મળ જ્ઞાન પ્રવાહરૂપ સ્વભાવનો કર્તા છે. એટલે કે સર્વ રાગાદિ ઉપાધિ રહિત શુદ્ધતામાં પોતાના પૂર્ણ શુદ્ધ જ્ઞાનગુણની અવસ્થાનો કર્તા છે. એ રીતે મુક્તદશામાં પોતાના સ્વભાવનું કર્તાપણું છે. પરમાણુંનું કે રાગાદિ કોઈ કાર્યનું નિશ્ચયથી=(સાચી દૃષ્ટિથી) જીવને કર્તાપણું નથી, નૈમિત્તિકપણું પણ નથી. કર્તા તેને કહીએ કે જે સ્વતંત્રપણે પોતાનામાં રહીને કાર્ય કરે.

"કર્તા પરિણામી દ્રવ્ય, કર્મરૂપ પરિણામ;
ક્રિયા પર્યાયકી ફેરની વસ્તુ એક, ત્રયનામ."

એ જ દ્રવ્યમા સ્વાધીનપણે પોતાનુ જ કર્તા, ક્રિયા અને કર્મ પણ એક જ સમયમા હોય છે અનંતગુણીનો અનંતગુણભાવ ગુણીનો ગુણભાવ તે તેની દરેક સમયવર્તી ક્રિયા થઈ તેમા પર જાતિનો આધાર ન સંભવે સિદ્ધ ભગવાન શુદ્ધ પરમાત્મા છે ત્યા સ્વભાવનુ સક્રિયપણુ અને પરભાવનુ અક્રિયપણુ છે કારણ કે શુદ્ધતામા પરયોગનો, પરભાવનો તથા વિભાવનો જીવ કર્તા નથી, માટે જીવને પરનો અક્રિય કહેવા યોગ્ય છે સંયોગ અવસ્થામા ઉપચારથી– વ્યવહારથી પરભાવનો એટલે પુણ્ય પાપનો કર્તા જીવને કહ્યો છે તે જીવના શ્રદ્ધા અને ચારિત્ર ગુણની ઊંધાઈરૂપ માન્યતાના કારણે કહ્યો છે પણ સિદ્ધના જીવ દ્રવ્યમા પ્રગટ શુદ્ધદશા છે, ત્યા કર્મકલંક ની ઉપાધિ નથી ત્યા વિકલ્પની વૃત્તિ નથી સંયોગી દશામા અલ્પ પુરૂષાર્થે પણ રાગની વૃત્તિ છેદે અને ત રાગને ફરી આવવા ન દે, તો પૂર્ણ પુરૂષાર્થ પ્રગટાવે તે અલ્પ પણ રાગ કેમ થવા દે? માટે ત્યા પરનુ કર્તવ્ય નથી એ રીતે દરેક આત્માનુ પરમા અક્રિયપણુ છે સ્વભાવના ભાનમા વિભાવનુ કર્તાપણુ કહેવુ તે યોગ્ય નથી જીવ અજ્ઞાનદશા–ભૂલદશા ટાળીને જ્ઞાની થઈ શકે છે, એટલે "ચેતન જો નિજ ભાનમા કર્તા આપ સ્વભાવ" "કર્તાપણુ" એટલે જેવુ શુદ્ધ સ્વરૂપ છે તેના જ માત્ર અનુભવ કર્યો તે છે

શીવ સ્વરૂપ એટલે કે પૂર્ણ શુદ્ધતા પ્રગટ કર્યા પછી જ્ઞાન સ્વભાવનુ પૂર્ણ આનંદમય બેહદસુખ અને અનંતવીર્યરૂપ સ્વભાવનુ જીવને કર્તાપણુ ન હોય તો તેનુ સ્વાધીન સ્વરૂપ ન રહે કોઈ જીવને તદ્દન ફૂટસ્થ અપરિણામી કહે છે તે વાત જુદી છે જીવ અજ્ઞાન અવસ્થામા રાગાદિ કરવારૂપ ભૂલ કરતો હતો, તે દોષ ટાળીને ગુણ કરી શકે છે, અને પોતાના જ્ઞાન સ્વભાવના ભાનમા જ્ઞાતાપણે વર્તી શકે છે જ્યાસુધી દેહધારીપણુ અને સાધકદશા છે ત્યાવગી રાગાદિક હોય છતા જ્ઞાનમા ટકી શકે છે મુક્તદશામા પણ પોતાની ચેતન્ય સત્તામા પોતાના બેહદ આનંદ આદિ ગુણનુ ટકીને બદલવુ દરેક સમયે છે તે અક્રિયપણુ છે લોકોને પોતાની જાત શુ તેની ખબર નથી કારણકે પોતાના સાચા હિતનો પ્રેમ નથી જાતના ભાન વિના ભાત કેમ પડે?

જેમ બીબામાં અમુક કોતરણી ન હોય તો તેની છાપ ન પડ
આત્મામાં જે ચૈતન્યશક્તિ અનંતજ્ઞાન, અનંતસુખ, અનં
અનંતદર્શન આદિ જ્ઞાનમય ગુણ છે તે કેવા છે, તેનું શું
છે, તે જાણ્યા વિના પોતે પોતાના ગુણ પ્રત્યે પ્રેમ અને પુરૂષાર્થ
કરશે? ઓળખ વિના પ્રેમ શો? કંઈ નહિ. આત્મામાં યોગ
ગુણની શક્તિ છે, તે અકમ્પ છે, પણ જ્યાંલગી પર પ્રકૃતિનું
હોય છે ત્યાંલગી તેનું કમ્પન થાય છે (જેમ ફરતી ઘંટી ઉ
હુંકાર કરી બેઠેલી માખી). પણ જ્યારે કર્મકલંક નિમિત્તની
છૂટી જાય છે ત્યારે આત્માના અસંખ્ય અરૂપી શુદ્ધ પ્રદેશનો
અકંપ છે તેથી મુક્તદશામાં અકમ્પ રહ્યા; પ્રથમ અજ્ઞાનદશા
પદાર્થ સાથેના નિમિત્ત નૈમિત્તિક સંબંધના કારણે યોગ્યતા હતી
દેહધારીપણે કમ્પવું થતું હતું; પણ જો સદાય ભૂલ કરવી
અને પ્રકૃતિના નિમિત્તે કમ્પવું જ પડે એવો જીવ દ્રવ્યનો સ્વ
હોય તો તે કદી છૂટી શકે નહિ, પણ સંસાર અવસ્થામાં પરના
કમ્પવાની યોગ્યતા હતી, તે મુક્ત અવસ્થામાં છુટી જાય છે
પરના નિમિત્તે થતો ઔપાધિક ભાવ નથી. તેથી ત્યાં કમ્પવુ
આ ગાથામાં એ વાત સિદ્ધ કરી છે કે આત્મા પરનો કર્તા ન
સ્વભાવનો કર્તા છે. એટલે પોતાના ગુણમાં પોતાનું સક્રિય
પરિણમન છે. ત્રીજી વાત એમ કરી કે જો જીવમાં રાગદ્વેષ
કરવાની યોગ્યતા ન હોય, અવગુણપણે પરિણમવાની યોગ્ય
હોય તો તેને કોઈ પુદ્‌ગલ પરમાણુ નિમિત્ત ન થઈ શકે. પણ
ચારિત્ર નામનો ગુણ છે, તેમાં વિભાવિકપણાથી પરનિમિત્ત
અશુભ ઉપાધિરૂપ અસર લેવાની યોગ્યતા છે (સ્વભાવ નહિ
શ્વેત સ્ફટિકમાં યોગ્યતા છે કે ઉપર લાલ પુષ્પ મૂકો તો તે
દેખાય, તેમ જીવને જ્યાંલગી પુદ્‌ગલની વિકારી કર્મ
નિમિત્ત છે, અને તે મોહકર્મની અસર જીવ પોતે જ્યાંલગ
ત્યાંલગી પોતાની અવસ્થામાં રાગરૂપ અસ્થિરતા થાય છે;
તે ઉપાધિમાં નથી જોડાતો ત્યારે પોતાનું નૈમિત્તિકપણું
અને પોતાનામાં જ્ઞાતાપણે ટકી રહેતાં, કર્મ ઉપાધિ ટળી
લોકોને પોતાની જાતનું મનન નથી, તેમજ મારૂં સ્વતંત્ર

કેવું છે, મારામાં યોગ્યતા અને સ્વભાવ શું છે, તેનો અંતરમાં વિચાર અને નિર્ણય કરતા નથી. વળી કોઈ માને છે કે આત્મા પોતાનું કાંઈ ન કરે કેમકે તે અક્રિય છે, એટલે આપણે કાંઈ કરવાનું રહેતું નથી. તો એ વાત સાચી નથી. પરંતુ કાંઈપણ કર્તવ્ય જીવે કરવાનું નથી. પણ પોતાની રાગદ્વેષ કષાયરૂપ અવસ્થા છે તે ટાળી કલુષિત અને અસ્થિર અવસ્થા ન થવા દેવી તેનો વિચાર ક્યારેય કર્યો? રાગદ્વેષમાં ન જોડાવાનો પુરૂષાર્થ જીવ કરી શકે છે, તે પુરૂષાર્થમાં સાવધાન રહેવું તે જ કર્તવ્ય છે. દેહાદિની ક્રિયા, શુભ વિકલ્પ તે કાંઈ વહેવારરૂપ પુરૂષાર્થ નથી. રાગ રહિત પોતાના જ્ઞાનમાં ટકી રહેવાની જાગૃતિ રાખવી તે સાધક સ્વભાવ છે. તેમાં ઘણું કાર્ય કરવાનું આવ્યું, તે જ ધર્મ છે. પોતાના સ્વરૂપની સાવધાની રાખવામાં બેહદ પુરૂષાર્થની જરૂર છે. અને તે પોતાનાથી થઈ શકે છે, પોતાનામાં અનંત સામર્થ્ય છે; પોતે પ્રગટ કરવા માગે તો કોઈ ના પાડે તેમ નથી. માટે તે અતીન્દ્રિય જ્ઞાનબળને સમજો. બધા આત્મા જ્ઞાનનું બળ કરી શકે છે, તે સદાય સ્વાધીનપણે કરી શકાય છે, તે તો કરવું નથી અને જે જોગની ક્રિયા, ઉદયકર્મની અવસ્થા કે જે પોતાને હાથ નથી, પણ પરાધીન છે. તે કરવાનો ભાવ કરવો એ તો ખરેખર નવાઈની વાત છે. આ સાચી સમજણ જૈનનો એકડો જ છે. આત્માનો સત્ય પુરૂષાર્થ છે તે વ્યવહાર છે, તે કેમ છે તે સમજ્યા વિના લોકો વાતો કરે છે, કે (વેદાન્ત અને સાંખ્યાદિની જેમ) તમે પુરૂષાર્થ ઉડાડો છો. એકાંત નિશ્ચયની વાત કરો છો પણ તેમ નથી. લોકો ગોશાળાની વાતનું દૃષ્ટાંત આપે છે, અને કહે છે કે કાંઈ ક્રિયાકાંડ દેહના ચારિત્રની ક્રિયા પાળવાનો પુરૂષાર્થ તમે નથી કહેતા અને પુરૂષાર્થ ઉડાડી દ્યો છો; અમે કંઈ પુણ્યાદિ કરીએ તો ધર્મ થાય; આત્મા આત્મા એમ વાતો કર્યે ધર્મ થાય? જુઓ શાસ્ત્રમાં લખ્યું છે કે "જ્ઞાન ક્રિયાભ્યાં મોક્ષ:" માટે દેહની ક્રિયા અને શાસ્ત્રોનું જાણપણું એ બેઉ મળીને મોક્ષમાર્ગ થાય છે. આમ બંનેને જડમાં ખતવ્યું. હવે તેનો ન્યાય સમજો. દેહની ક્રિયા તો જડ છે, મનના વિકલ્પ તે શુભાશુભ રાગ છે. તે રાગ દ્વારા શાસ્ત્રના જાણપણાની વિચારણા તેને જ્ઞાન માને છે, અને દેહની ક્રિયાને તે વ્યવહાર ચારિત્ર માને છે. તે સાચી દ્રષ્ટિથી વિચારો કે ચેતન એટલે

જ્ઞાન, તેનો વ્યવહાર તે કાંઈ જડમાં થઈ શકે? અરાગી તત્વનો પુરુષાર્થ રાગવડે હોઈ શકે? આ બેઉ વાત પોતાથી સમજાય તેમ છે. શાસ્ત્રમાં નિમિત્તની ભાષા આવે જેમકે ઘીનો ઘડો. પણ તે વ્યવહાર છે. તે શબ્દ પ્રમાણે અર્થ ખોટો છે; તેમ દેહની ક્રિયા જીવની કહેવી તે નિમિત્તની ભાષા છે. દેહાદિથી કે પુણ્યાદિથી જ્ઞાનને ગુણ નથી. વ્યવહાર એટલે ખોટું અથવા નિમિત્ત અને નિશ્ચય એટલે સાચું. અથવા ઉપાદાન. હું જ્ઞાનમાં જ્ઞાતાપણે ટકી રહું એમ સાવધાની તેજ પુરુષાર્થ અને વ્યવહાર છે. હું જ્ઞાયક છું તે નિશ્ચય અને (જ્ઞાનબળની) સાવધાની તે જ પુરુષાર્થ એટલે વ્યવહાર છે. આત્મા ત્રિકાળ નિર્મળ જ્ઞાનમાત્ર અક્રિય છે તે નિશ્ચય છે. પરનો કર્તા નથી, અને રાગાદિ ઉપાધી રહીત છે તે ભૂલીને પરવસ્તુમાં પુરુષાર્થ કરું એમ માનવારૂપ ભૂલ કરી શકે છે; કારણકે અજ્ઞાનભાવે ભૂલ કરવાની જીવમાં યોગ્યતા છે; પણ ભૂલ કરવીજ પડે એવો સ્વભાવ નથી. પૂર્ણ શુદ્ધતામાં કમ્પન સ્વરૂપ યોગ ક્રિયા પણ નથી. એ રીતે સિદ્ધ થયું કે સંસારીદશામાં–અજ્ઞાન અવસ્થામાં પરના નિમિત્ત એટલે મોહકર્મની અસર લઈને પરનો કર્તા છું વગેરે માન્યતા વડે રાગાદિકરૂપ હું છું એમ ભૂલ કરવાની જીવની યોગ્યતા છે; એટલે કે અશુદ્ધ પર્યાયથી વિભાવિક માન્યતારૂપ વ્યવહારથી સક્રિય છે, તે યોગ્યતાની અપેક્ષાએ છે, પણ સ્વભાવે નથી. આ ગાથામાં અનેક ન્યાય આવી જાય છે. જો જીવને અશુદ્ધતા ન હોય તો સંસાર કોનો? માટે અજ્ઞાન અવસ્થામાં માન્યતાપણે ભૂલનો જીવ કર્તા છે, તે નિમિત્તથી કર્મ રજનો કર્તા કહેવાય છે, પણ સ્વભાવથી અક્રિય છે; તેથી રાગાદિક શુભ અશુભ અસરની અસ્થિરતા ટાળી અને શુદ્ધમાં સ્થિર (ચારિત્ર ગુણમાં એકાગ્ર) થવાથી કર્મ ઉપાધિના નિમિત્તથી મુક્ત થાય.' મુક્ત અવસ્થા થઈ એટલે ત્રિકાળ શાશ્વત સ્વાધીનપણું, નિરૂપાધિકપણું થયું ત્યાંથી ફરી સંસારમાં આવવાપણું નથી. ગૃહસ્થ વેશમાં પણ સંસારનો પ્રેમ ટાળીને જ્ઞાનમાં જ્ઞાયકપણે એટલે પોતાના સ્વભાવના અનુભવપણે રહી શકાય છે. જ્ઞાનમાત્રનું કરવું જ્ઞાનમાં જ ટકવું પરિણમવું, અનુભવવું, અનુ એટલે જ્ઞાનને અનુસરીને, ભવવું એટલે વર્તવું તે રૂપ થવું, એ બધા શબ્દો એકાર્થી છે. લોકોને આ તત્વનું કંઈ મનન નથી ૫૦) ૬૦) વરસ ચાલ્યા

જાય છતાં નિવૃતિ ન લે, પ્રશ્ન પૂછવા જેટલી તૈયારી નહિ, ત્યાં શું થાય? જાતે ઉછળીને આ સાચા ન્યાયની હા લાવવી પડશે. પોતાની તૈયારી વિના બીજા ઉપકાર શું કરી શકે? આત્મામાં અનંતજ્ઞાન, દર્શન સુખ, વીર્ય આદિ અનંતશક્તિ છે. તે બધા ગુણનું સ્વતંત્રપણે સ્વસત્તામાં આત્મદ્રવ્યમાં અભેદપણે ટકીને બદલવું તે સ્વભાવ પરિણમન છે. માટે ટકીને બદલવું હોવાને લીધે દરેક સમયે આંતરા વિના અનંત સુખનો ભોગવટો સિદ્ધ જીવને છે. પણ એકજ સમયમાં બધો ભોગવટો હોય અને તેનું પલટવાપણું ન હોય તો બીજે સમયે સુખનો અનુભવ કોણ કરે? માટે દરેક સમયે પોતાના જ્ઞાનાદિ ગુણનું ટકીને પલટવું, પરિણમવું છે. આ વાત અજાણી લાગે, ઝીણી પડે પણ પોતાના ઘરની છે. સાચા હિતની વાત છે. તે સમજ્યે છૂટકો છે. ચેતન સ્વરૂપપણું આત્માને સ્વાભાવિક હોવાથી પોતાની ત્રિકાળ અવસ્થામાં ક્ષણેક્ષણે પરિણમવું તે એકરૂપપણે જ છે. કોઈનો આધાર ન હોવાથી ભેદપણું નથી. તે સ્વભાવપરિણામી દ્રવ્યનું, જ્ઞાન ગુણમાં જ્ઞાતાપણે વર્તવું છે, તેથી પરમાર્થ નયે એટલે કે સાચી દૃષ્ટિથી સક્રિય એવું વિશેષણ મુક્તદશામાં પણ શુદ્ધ આત્માને ઘટી શકે છે. નિજસ્વભાવમાં પરિણમવારૂપ સક્રિયતાથી નિજ સ્વભાવદશાનું કર્તાપણું થવાપણું શુદ્ધ આત્માને છે. મુક્તદશામાં કેવળ શુદ્ધ સ્વધર્મ જીવને હોવાથી એકત્વપણે જ્ઞાનમાત્રપણે ટકીને તે પલટે છે. (પરિણમે છે) તેથી નિજ ગુણમાં સ્વસત્તામાં સક્રિય કહેતાં દોષ નથી. જે જે વિચારથી (જે ન્યાય દ્વારા) સક્રિયતા અક્રિયતાનું જીવ દ્રવ્યમાં નિરૂપણ કર્યું છે, તે તે ન્યાયના વિચારવડે પરમાર્થને ગ્રહીને સમજવું. પરિણમન (પર્યાય) અપેક્ષાએ સક્રિયતા દ્રવ્યે સત્પણે અક્રિયતા હોવામાં કોઈ દોષ નથી.

તા. ૪—૧૧—૩૯. ગાથા ૭૮ મી ચાલે છે.

તેમાં જીવનું પરમાર્થે કર્તાપણું છે તે કહેવું છે. લોકોને બહારથી કરવું જે અશક્ય છે તે ઠીક લાગે છે, અને પોતાનો સ્વભાવ તેનું કરવું તે ઠીક ન લાગે એમ વિપરીતતા છે. કર્તા કોને કહીએ કે જે સ્વાધીન થઈને સદાય કર્યા કરે. કરનાર જે કાર્ય કરે તે એકલો સ્વતંત્ર રહીને કરે. કોઈની સત્તામાં રહીને ન કરે. આત્મા દેહમાં રહેલું એક

તંત્ર તત્ત્વ છે. તેની સાથે જે આઠ કર્મની ઝીણી ધૂળ છે તે પણ
તંત્ર અને અનંત પુદ્ગલ પરમાણુઓ છે, તે આત્માથી અત્યંત
ન્ન છે. આત્મામાં નિજગુણ–જ્ઞાન, દર્શન, સુખ, વીર્ય આદિ પો-
માં પરિણમ્યા કરે છે, એટલે કે તે અવસ્થારૂપ થાય છે. જે ચેતનાદિ
ગુ નિત્ય છે, સ્વ-સ્વભાવ છે તેનું કાર્ય શું છે તે સમજવાની જરૂર
જે થાય છે તે પોતાનું કાર્ય છે કે નહિ, તે કેમ થાય છે, તે ન
ણે ત્યાંલગી રખડવાની ભૂલ, દોષ, દુઃખ ટળે નહિ અને અજ્ઞાન
રાગાદિનો કર્તા થવાથી કર્મનો સંબંધ થાય. હું જ્ઞાનનો નિર્દોષ
તાપણે કર્તા છું એમ માની તેમાં ટકી રહે તો તેમાં રાગપણું ન
વાથી કર્મ ટળી જાય છે. જ્યાંલગી જીવે પોતાનું સુખ જાણ્યું નથી
ંલગી સંસારમાં પાંચ ઇંદ્રિય અને પાંચ ઇંદ્રિયના વિષયોમાં સુખ
દ્ધિ જીવને રહ્યા કરે છે, અને રાગદ્વેષ વિષય સુખ મારાં છે એમ
ને છે; પણ ભાન થયું કે હું તો જ્ઞાન જ છું આ રાગદ્વેષ ઉપાધિ
હું નહિ, મારો ધર્મ નહિ એમ ઉપાધિક ભાવને ટાળીને પોતાના
ણની અવસ્થારૂપે શુદ્ધ જ્ઞાનરૂપે થયો તે પોતાના સ્વભાવનો કર્તા
. પોતાના સ્વભાવનો કર્તા થયો એટલેજ પરનો કર્તા હતો તે મટી
નો અકર્તા થયો. આ બધું સમજવું અઘરૂં પડે છે, પણ લોકોને
વનું મનન નથી અને જે પરવસ્તુથી કલ્પનાવડે મનાયું છે તે ભૂલ
ટાળવી તેનો વિચાર કરતા નથી. સંસારની ગુંચો ઉકેલવા માટે
ુંએ મંથન કરે છે, પણ અનંતકાળના ભવભ્રમણ ટાળવાનો ઉપાય
પોતાનું પરમહિત તેનો વિચાર કે નિર્ણય કરવાની રૂચિ નથી.
ાદિથી પરાધીનતામાં ઠીક મનાયું છે, એટલે છૂટકારાની વાતનો
ોચય કરવાનું પોસાણ નથી. બહારની સગવડતામાં રૂચિ છે ત્યાં-
ી અસંયોગી નિરૂપાધિક તત્ત્વની રૂચિ કેમ થાય ? ચેતન જો પોતાના
માં નથી ટકતો તો પોતાની ભૂલનો કર્તા છે, પણ કાંઈ જડ આદિનો
નથી. અજ્ઞાનીઓ ભૂલરૂપ માન્યતાથી અજ્ઞાનદશારૂપ કાર્ય કરે
અને પરના કર્તૃત્વનું અહંપણું માને છે; ગુલાંટ મારીને પુરૂષાર્થ
કૃત ઉપાધિથી એટલે કે રાગથી જુદો પડે તો તે ભૂલ ટળેલી જ
એટલે કે " ચેતન જો નિજભાનમાં કર્તા આપસ્વભાવ " જીવ જેવો
છે તેવો પોતાને માને તો પોતાનામાં જ્ઞાતાપણે ટકવું, ઠરવું, થવું

જોઇએ, અને પોતામાં ટકયો તો પોતાના ગુણનો કર્તા થયો. પરનો કર્તા ન થયો. બસ એજ ભૂલવાળી માન્યતા પલટીને જ્ઞાનમય અવસ્થા જીવે કરી અને જ્ઞાનપણે થયો. આત્માનો સ્વભાવ સહજ આનંદ છે તેનું પરમાર્થે કર્તાપણું છે. પ્રથમ અજ્ઞાનદશામાં રાગ મારૂં કર્મ અને પુણ્ય પાપ દેહાદિનો હું કર્તા છું, એ માન્યતારૂપ ભૂલ હતી તેને પલટાવીને એટલે કે દોષને પલટાવીને ગુણનો કર્તા થાય છે, સ્વભાવ ભાવનો કર્તા થાય છે. આત્માનું યથાર્થ ભાન એટલે કે સમ્યગ્દર્શન થયા પછી અલ્પકાળે સર્વ કર્મકલંકના આવરણથી રહિત મુક્તદશા થાય છે. ત્યાંપણ પોતાની ચૈતન્યતામાં ટકીને બદલવું છે. એટલે પોતાના અનંત સુખ આનંદનો ભોગવટો છે. પોતાના ગુણમાં સક્રિયપણું ન હોય તો ત્રણેકાળની અવસ્થાનો ભોગવટો ન થઈ શકે. દરેક ક્ષણનો અનુભવ આનંદ જુદો જુદો છે. એકજ સમયમાં ઉત્પાદ, વ્યય, ધ્રુવ (નિત્ય) પણું દરેક દ્રવ્યમાં છે. જો દરેક સમયની હાલતમાં સ્વતંત્ર સત્ (હોવાપણું) પણું ન માનીએ તો વસ્તુના અભાવનો દોષ આવે.

> "સ્થિરતા એક સમયમાં ઠાણે, ઉપજે વિણસે તબહિં;
> ઉપલ પલટ ધ્રુવ સતા રાખે, યા હમ સુની ન કબહી."

દરેક વસ્તુપદાર્થમાં સુક્ષ્મ પરિણમન છે, તેને સ્થૂળ દ્રષ્ટાંતથી સમજાવી શકાય. જેમ વાંકી આંગળી સીધી થઈ તો વક્રતાનો નાશ સીધી અવસ્થાની ઉત્પત્તિ અને આંગળી નિત્ય ધ્રુવ. લોઢા સાથે સરાણનો ઘસારો થતાં ધોળાશનું ઉપજવું, કાટનો વ્યય, અને લોઢું ધ્રુવ. એમ આત્મામાં અજ્ઞાનનું ટળવું સમ્યગ્જ્ઞાનનું ઉપજવું અને જ્ઞાનનું ધ્રુવપણું છે. તે ન્યાયે સંસાર અવસ્થાનો વ્યય, મોક્ષદશાનો ઉત્પાદ અને જીવ દ્રવ્ય ધ્રુવ છે. મુક્તદશામાં પરમાત્મપણે નિજગુણમાં દરેક ક્ષણે સુક્ષ્મપણે ઉત્પાદ વ્યય ધ્રુવપણું છે. જે અવસ્થા થાય તે તેનું કાર્ય અને પરિણમનારો તે પોતાની સ્વશક્તિનો કર્તા થાય છે. અજ્ઞાની કર્મના પ્રભાવને વધારે છે, કારણકે પોતાને ભૂલીને પરનો કર્તા રાગદ્વેષરૂપ થાય છે. અને જ્ઞાની આત્માના સહજ સુખનો કામી પોતાના જ્ઞાનગુણમાં ટકનારો જ્ઞાનની દરેક અવસ્થાનો કર્તા છે, અને પરિણમન અવસ્થાનું કાર્ય છે તેથી દરેક જીવ પોતાના જ ભાવનો કર્તા છે.

પોતાનું હોવાપણું છે, તે ચૈતનાત્મકપણું સ્વાભાવિકપણે હોવાથી તેમાં પોતાના જ્ઞાનાદિ ગુણોનું પરિણમવું તે અભેદ સ્વરૂપ છે. આત્મા પોતાના રાગ રહિત સ્વભાવમાં પરિણમે એટલે તે રૂપ થાય, તે અવસ્થા કાંઈ પોતાનાથી જુદી નથી. પ્રથમ રાગદ્વેષનું દેહાદિનું સક્રિયપણું જ્ઞાનમાં નથી, એમ નક્કી કર્યું. હવે સ્વભાવમાં સ્વરૂપમાં સક્રિયપણું અને અક્રિયપણું સ્થાપે છે. આત્મદ્રવ્ય અને તેની અવસ્થા બેઉ એક જ છે. અવસ્થા અને અવસ્થાથી તે અભેદ છે. તે અભેદ દૃષ્ટિથી ભેદરૂપ કાર્ય કરવાપણું સક્રિયપણું નથી. પૂર્ણ સ્વભાવ ઉઘાડ્યા છે. ત્યાં બેય અપેક્ષાદૃષ્ટિથી સક્રિયપણું અને અક્રિયપણું છે તે કહે છે. આત્મા પોતાના સ્વરૂપે તન્મયપણે પરિણમે છે. ગુણી આત્મા પોતાના જ્ઞાનગુણની અવસ્થામાં દરેક ક્ષણે પરિણમે છે, અને સળંગ અભેદરૂપ ટકી રહે છે, તેથી પરમાર્થ નયે-તદ્દન અભેદ દૃષ્ટિથી (પદાર્થ અને તેની અવસ્થાને ભેદરૂપ ન ગણવી તે દૃષ્ટિથી) તો ત્યાં સક્રિય એવું વિશેષણ આત્માને આપી શકાય નહિ. ત્યાં ભેદરૂપ પરિણમવું થતું નથી. તેથી દ્રવ્ય દૃષ્ટિએ તો (અભેદ દૃષ્ટિથી) આત્મ દ્રવ્યનું અક્રિયપણું છે. અને નિજસ્વભાવમાં પરિણમવારૂપ અનુભવ આનંદમાં લીનરૂપ અનંત સુખના ભોગવટાપણે દ્રવ્યની અવસ્થાનું પલટવાપણું છે, તેથી નિજસ્વભાવનું કર્તાપણું પણ છે. ત્યાં કેવળ શુદ્ધધર્મ હોવાથી, અભેદપણે પરિણમે છે અને પરિણમવું તે વસ્તુનું સ્વરૂપ છે, તે ભેદ અપેક્ષાએ સક્રિયપણું છે. આ કથનભેદ છે વસ્તુમાં ભંગ નથી. લોકોએ આત્મસિદ્ધિ ઘણીવાર વાંચી હશે, પણ તેમાં ઊંડું અવગાહન કર્યું નથી. જીવ આંખના કોડાનો વિષય નથી. પણ હિત અહિતનો નિર્ણય કરનાર અનુભવ સ્વરૂપ પોતે છે, નેતે જેવો છે તેવો સમજવો પડશે. સિદ્ધભગવાનમાં-અભેદ દૃષ્ટિમાં—આત્મદ્રવ્યમાં ભેદ નથી માટે અક્રિય છે. પોતાની અવસ્થામાં પરિણમવું તે કોઇના કારણે નથી. પણ ત્રણે કાળની અવસ્થાનો-અનંત સુખનો ભોગવટો તે એકજ સમયમાં કરી શકે નહિ. દરેક અવસ્થાનો અનુભવ ભિન્ન ભિન્ન છે. અવસ્થા ભિન્ન ભિન્ન છે. ગુણની અવસ્થાનો એક સમય તે બીજે સમય નથી. દરેક ક્ષણે જ્ઞાનનું ટકીને બદલવું થાય છે. તેથી ભેદ-અભેદપણું સક્રિય અક્રિયપણું છે તેમ કહેવામાં કંઈ દોષ નથી. અવસ્થાનું થવું તે સક્રિય અને

અવસ્થાનું દ્રવ્યમાં ભળી જવું તે અક્રિય, રાગ રહિત અવસ્થાનું ત્રિકાળી દ્રવ્યમાં ભળી જવું તે અભેદપણે છે. આમાં સ્વાધીન આત્મદ્રવ્યના ઘણા ન્યાય છે. અજ્ઞાની માને છે, કે હું રાગાદિરૂપ છું એ ખોટી માન્યતારૂપ અજ્ઞાનનો તે જીવ કર્તા છે, તે તેનું સક્રિયપણું છે, પણ હાથ પગ હલાવવા તે સક્રિયપણું નથી. જ્ઞાની પરનું કર્તૃત્વ સ્વીકારતો નથી. તેથી અક્રિય, અને હું મારા જ્ઞાનમાં જ્ઞાતાપણે જ્ઞાનને જાણું છું તે જ્ઞાનરૂપ પરિણમવું તે જ્ઞાનનું સક્રિયપણું છે. જેમ વસ્તુ તત્ત્વ છે તેમ સમજવાનું અને નિર્ણય કરવાનું પોતાને છે. અનેક ન્યાયથી વસ્તુ તત્ત્વનું સ્વાધીનપણું કહેવામાં આવે છે, તે જાતે સમજે તો બધા પ્રશ્નોના નીકાલ આવી જાય છે.

તા. ૫—૧૧—૩૯.

દરેક આત્મા જ્ઞાનસ્વરૂપે અનાદિ અનંત છે, સ્વતંત્ર છે. તેમાં હું રાગદ્વેષનો કર્તા એ આદિ મારું કર્મ એ અજ્ઞાનભાવે માન્યું હતું, પણ હું જ્ઞાન સ્વભાવમાંજ વર્તું છું, એમ જ્ઞાનમાં જાણનારો પરનિમિત્તમાં ક્રોધ, માન, કે વાસનાનો કર્તા કેમ થાય? હું સ્વાધીન જ્ઞાતા છું, સુખ મારું સ્વરૂપ છે, એમ જેને નિર્ણય થયો તે પરમાં સુખબુદ્ધિ કેમ કરે? અજ્ઞાની એમ માને છે, કે હું પુણ્યાદિનો કર્તા છું, એ ઉંધી માન્યતા અનંત દુઃખમાં રખડવાનું કારણ છે, તેથી તે અજ્ઞાનનો કર્તા છે. પરપરિણતિ, પરભાવમાં ટકવારૂપ અજ્ઞાનનો કર્તા હું છું એ ભૂલ ટાળીને જ્ઞાતા ગુણનો કર્તા થાય છે. ભૂલ એ મારું કાર્ય નથી, હું તો સુખ અને શાંતિનો કર્તા છું, એમ જે જીવ પોતારૂપ પરિણમ્યો, તેને માટે કહેવાયું કે: "ચેતન જો નિજભાનમાં કર્તા આપ સ્વભાવ" તે સક્રિયતા મુક્તદશામાં—સિદ્ધ પરમાત્મામાં પણ ઘટે છે. ત્યાં પોતાના ગુણનું—આનંદનું આનંદ અવસ્થામાં જ પલટવું છે. તે સ્વભાવનો અનુભવ તેજ સક્રિયતા છે; એજ સમયે નિત્ય વસ્તુ સ્વભાવે ટકવાની અપેક્ષાએ અક્રિય છે. અને અવસ્થા પલટવાની દૃષ્ટિએ સક્રિય છે.

પ્રથમ સંસારદશામાં ભૂલપણે સક્રિય મનાયું હતું, તે ભૂલ

ટાળીને પરભાવમાં રાગાદિમાં ન ટકતાં જ્ઞાનમાં ટકયો, ત્યારે "ચેતન જો નિજભાનમાં કર્તા આપસ્વભાવ" કહેવાણો કારણકે જો ક્રોધાદિ કષાયરૂપ અવસ્થા પલટાવીને જ્ઞાની ક્ષમા શાન્તિરૂપ અવસ્થા ન કરી શકે તો જ્ઞાની કેમ કહેવાય? વળી રાગનો નાશ થયા પછી પણ અ-રાગપણે ટકીને શાંતિરૂપે જ્ઞાનગુણમાં પલટવું તો છે, તે દેહાતિત મુક્ત-દશામાં પણ ઘટે છે. હરેક વસ્તુ સદાય સ્વતંત્ર જ છે, તેનો સર્વથા નાશ (પલટવું) થાય નહિ. દરેક વસ્તુનું દ્રવ્ય સ્વભાવે નિત્યપણું છે, અને તેના ગુણની અવસ્થાએ પલટવું છે. જેમ બાળપણામાંથી જુવાન અને જુવાન અવસ્થામાંથી વૃદ્ધપણું એમ બધી અવસ્થામાં ચેતનત્વ સળંગ નિત્ય છે. દરેક ક્ષણનો અનુભવ જુદોજુદો છે. પૂર્ણ પવિત્રતા, નિર્દોષતા, અને વીતરાગતા થતાં દેહ રહિતપણું સહજ આનંદઘન, ચૈતનપિંડપણું રહ્યું. મુક્તદશામાં પણ દરેક ક્ષણે ગુણનું પલટણ જે અનુભવનો હેતુ છે, તે અવસ્થાનું બદલવું તે પર્યાય અ-પેક્ષાએ સક્રિયપણું છે. તેજ વખતે તેનું નિત્યપણું અભેદપણું છે. તેથી દ્રવ્યના નિત્ય સ્વભાવની દૃષ્ટિથી અક્રિયપણું છે. પૂર્ણ સ્વરૂપમાં પણ પોતાના આનંદની અવસ્થા થાય છે. એટલે કર્તા છે તે દૃષ્ટિએ સ-ક્રિયપણું છે અને વસ્તુ અભેદ છે તે દૃષ્ટિએ અક્રિય છે એમ ચૈતન્યમાં સક્રિયતા તથા અક્રિયતા એ ન્યાયથી ઘટે છે. ૭૮.

હવે શિષ્ય કહે છે કે આપે દલીલ અને ન્યાયથી જે ત્રણપદ સમજાવ્યા તેનો અંતરથી વિચાર કર્યે સમજાય છે કે તે યથાર્થ છે. પણ જીવ કર્મનો ભોક્તા નથી લાગતો તે કેમ હશે? તે અંતરની શંકાનો સદુપાય સમજાવો.

તે શંકા અહીં શિષ્ય રજુ કરે છે:—

"જીવ કર્મકર્ત્તા કહો, પણ ભોક્તા નહિ સોય;
શું સમજે જડ કર્મ કે, ફળ પરિણામી હોય." ૭૯.

અત્યારસુધી આપે જે જે ન્યાયથી જીવનું કર્મપણું કર્તાપણું કહ્યું તે યથાર્થ છે પણ જીવ ભોક્તા જણાતો નથી. કર્મ એટલે કાર્ય. જ્ઞાનનું કર્મ એટલે જ્ઞાનની અવસ્થા. તે રૂપ થવું તે કર્તૃત્વ, જ્ઞાનનું

કર્મ જીવનો ધર્મ છે, એ ન્યાય શિષ્યને અંતર વિચારથી સમજાયો છે. જડકર્મનું કર્તાપણું નિશ્ચયથી એટલે સાચી દૃષ્ટિથી નથી, એમ પણ નક્કી થયું છે. તેથી હવે કહે છે, કે જડ એવાં કર્મ શું સમજે કે ફળ દેવામાં ક્રિયાવાળાં થાય, અથવા ફળ આપે? આત્મા કર્મનો કર્તા અજ્ઞાનભાવે ભલે હો, પણ જડકર્મ ફળ શીરીતે કરી શકે? (અહીં નિમિત્તથી જડ લીધું છે ખરી રીતે જીવ પોતે દોષરૂપ વિકારનો કર્તા થાય છે) જેટલા રાગાદિ જીવે કર્યા તેટલુંજ કાર્યરૂપ ફળ આપવામાં તે જડ સમર્થ શીરીતે થાય? જેટલાં પુણ્ય પાપના ભાવ કર્યા તેટલુંજ માપી માપીને તેનું ફળ જડ કેમ આપે? મારે આને ફળ આપવું છે એવી જડને ક્યાં બુદ્ધિ છે? આ શિષ્યે ઘણો વિચાર કરીને પ્રશ્ન પુછ્યો છે. ૭૯.

હવે બીજો પ્રશ્ન પુછી એ વાતને નક્કી કરાવવા માગે છે. કે કોઈ ગુનો કરે ને તેની શિક્ષા આપનાર ઈશ્વર હોય તો એ વ્યવસ્થા બને પણ તેમ માનવામાં મોટો દોષ આવે છે. તે પ્રશ્ન હવે શિષ્ય રજુ કરે છે:-

ફળદાતા ઈશ્વર ગણ્યે, ભોક્તાપણું સધાય;
એમ કહ્યે ઈશ્વરતણું, ઈશ્વરપણું જ જાય. ૮૦.

શિષ્યે કહ્યું કે:—જડ એની મેળે કાર્ય કરી શકે નહિ, માટે વચ્ચે ઈશ્વરને નાખવો જોઈએ, પણ એમ માનવામાં મને ઘણો વિરોધ લાગે છે. એમ કહ્યે ઈશ્વરનું નિર્દોષપણું, ઈશ્વરપણુંજ જાય છે. આટલો ન્યાય સમજવાની બુદ્ધિ શિષ્યમાં હવે પ્રગટી છે, કે રાગાદિ રહિત ઈશ્વર તો એવો મધ્યસ્થ હોવો જોઈએ કે કોઈના કાર્યમાં પડે નહિ. એટલું તો શિષ્યને નક્કી થઈ ગયું છે; કે જગતની ઘાલમેલ અથવા ઈચ્છા કરવાવાળો ઈશ્વર સિદ્ધ થતો નથી. જો ઈશ્વર શુદ્ધજ હોય પરંતુ કાંઈ કરી શકતો જ ન હોય, રાગ અને ઈચ્છા પણ ન કરે તો જગતનો કોઈ નિયંતા વ્યવસ્થાપક ન રહે. અને શુભ અશુભ કર્મ ભોગવવાનાં કોઈ સ્થાનક પણ ન રહે. તો પછી પુણ્ય પાપનું ફળ ભોગવવાપણું રહે નહિ. આ તેની શંકા છે.

હવે શુદ્ધ પરમાત્મા એવા ઈશ્વરનો વિચાર કરીએ તો ઈશ્વર

એટલે પૂર્ણ શુદ્ધ સ્વભાવ છે, તે પરનો અકર્તા છે, પણ જો અજ્ઞાન-ભાવે જેવું જીવ માને છે તેવું જો ઈશ્વર કરતો હોય તો તેને ઈશ્વર કહી શકાય નહિ. કોઈનું કાર્ય કરવાની ઇચ્છા કરે તો તેને ઉપાધિવાળો અને દેહધારી માનવો પડે. જડ આદિના કાર્યો કરવામાં કોઈ ડાહ્યો વ્ય-વસ્થાપક વચ્ચે નાખીએ તો તે જડ અને જીવની બરાબર દેખરેખ રાખે, કાર્ય કરે, બધાને ફળની વહેંચણી કરી આપે એમ મનાય. પણ તેવો સાચો ને ડાહ્યો માનવામાં તો મોટો વિરોધ આવે છે: કારણકે તેમાં ઈશ્વર પરમાત્મા વીતરાગ કોને કહેવો તે પ્રથમ નક્કી કરવું પડશે. જે લોકો પૂર્ણ શુદ્ધ પરમાત્મા ઈશ્વરને જગતના કાર્યોના ફળદાતા તરીકે સ્વીકારે છે તેને પોતાનું સ્વરૂપ શું છે તેની ખબર જ નથી. મારે ઈષ્ટ કરવું છે, તે ઈષ્ટની પૂર્ણતા કેમ હોઈ શકે, તેની ખબર વિના લોકો કહે કે અમે આત્માને પરમાત્મા જેવો માનીએ છીએ તો તેની વાત પરમાર્થે જૂઠી છે. પણ તેની દૃષ્ટિએ અજ્ઞાનપણે તે સાચી માને છે. જેને ઈષ્ટ અબાધિત સાધ્યને પહોંચવું છે, તેને યથાર્થપણે ઓળખીને તેની પૂર્ણતાના લક્ષે શરૂઆત કરવી જોઈએ. તે શરૂઆત જ્ઞાનબળનો પુરુષાર્થ કર્યો ક્યારે કહેવાય કે આત્માના પૂર્ણ શુદ્ધ સ્વરૂપનો નિર્ણય વિરોધ રહિત થાય ત્યારે. જેને ભાવનગર જવું હોય તેણે ગામ, માર્ગ અને તેની વિધિ જાણવી જોઈએ. પચાસ હજારની હવેલી બનાવવી હોય તો પ્રથમ તેનો નકશો નક્કી કરવો જોઈએ. અને તે મકાનની પૂર્ણ સ્થિતિના લક્ષે શરૂઆત થવી જોઈએ. તેમ ઈષ્ટ અબાધિત સાધ્ય એવો આત્મા પૂર્ણ શુદ્ધ કેવો હોવો જોઈએ તેની છેલ્લામાં છેલ્લી પૂર્ણ પવિત્રદશા શું તે પ્રથમ જાણવું જોઈએ. અને તેવીજ માન્યતા અને તે રૂપ અંશે વર્તન પ્રથમ જ હોવું જોઈએ એનું નામ પૂર્ણતાને લક્ષે શરૂઆત છે. પણ સત્ શું, તેના ભાન વિના જગતના ઘણા લોકો કહે છે કે અમે ધર્મ માનીએ છીએ, કરીએ છીએ, આત્માના હિત માટે કરીએ છીએ અથવા ઈશ્વરાર્પણ યજ્ઞાદિ કરીએ છીએ, અનાસક્તપણે સંસારની સેવા કરીએ છીએ એમ ધર્મને નામે કાળા કેર કરે. આ-ત્માના સ્વભાવને જેમ છે તેમ નહિ માનતાં અન્યથા માને, અને માને કે અમે જ સાચા, તેને પરાણે કોણ સમજાવી શકે? લોકોમાં સતસ્વરૂપ વિષે, આત્મધર્મવિષે અનાદિનો ભ્રમ ચાલ્યો આવે છે. પૂર્ણતાના લક્ષે

શરૂઆત કરનાર સાધક સ્વભાવ ત્યારે કહેવાય કે, જ્યારે જીવ એમ માને કે મારામાં રાગ, દુઃખ, ભૂલ તથા પરની ક્રિયા નથી, માત્ર જ્ઞાન સમજવું મારું લક્ષણ છે, જ્ઞાનમાં ટકવું તે મારું કર્મ છે, અને મારું સ્વાધીન અસંયોગી ચેતન તત્ત્વ રાગાદિ ઉપાધિ રહિત નિર્મળ પૂર્ણ શુદ્ધ છે એવું લક્ષ અને તે લક્ષમાં જ ટકી રહેવાનો પુરુષાર્થ તે મારું કર્મ, કાર્ય છે, બીજું કાંઈ પર કાર્ય મારું નથી એજ ધર્મ છે અને ત્રણે પદના નિર્ણયથી શિષ્યની વિચારશક્તિ ખીલી છે, ઉઘડી છે. તેથી કહે છે કે કર્મને પરના કાર્ય કરનારો, ફળ આપનારો માનીએ તો પૂર્ણ પવિત્ર સ્વાધીન અનીન્દ્રિય સ્વરૂપમાં વિરોધ આવે, કારણ કે નિરુપાધિક શાશ્વત તે પરમાત્માપણું છે તે પદના સાધકને ખબર છે કે પૂર્ણ શુદ્ધ સ્વરૂપ ચૈતન્યઘન, સહજ જ્ઞાનદર્શન વીતરાગપણું મારામાં શક્તિરૂપે છે તે પૂર્ણ ઉઘડી જાય ત્યારે તેમાં રાગ, દ્વેષ ન સંભવે. વીતરાગને રાગીપણું ન હોય એવો નિયમ છે એટલે શિષ્યે નક્કી કર્યું છે, કે હું પૂર્ણ થાઉં તો મારે પણ ઉપાધિ ન રહે જો જગતની ઉપાધિ રહેતી હોય તો કર્મબંધ રાગાદિ દોષથી રહિત સ્વાધીનપણે રહી શકાય નહિ માટે તેમ માનવામાં મોટો વિરોધ આવે છે જગતમાં અનેક મિથ્યા અભિપ્રાય છે, તેમાં એમ પણ માનનારા છે, કે યજ્ઞાદિ કાર્યોથી ધર્મ થાય અગ્નિકુંડમાં અગ્નિ કરીએ ઘી બાળીએ, તેનો ધુમાડો આકાશમાં જાય, તેનાં વાદળા થઈ વરસાદરૂપે જગતને પોષણ મળે. ઈશ્વર વિષ્ણુ આદિ વ્યક્તિને નામે યજ્ઞ કરવાથી જગતના જીવો સુખી રહે, બધા ભેગા થઈ પ્રાર્થના કરીએ. તો આપણું હિત થાય, બધાનાં શરીર નિરોગી રહે, ધન, ધાન્યથી તૃપ્તિ થાય. એવી ભાવના કરીએ તો તેમાં આપણું હિત થાય, અનાસક્તપણે આમ કાર્ય કરીએ, આમ કરવું જ જોઈએ એમ માને છે જ્ઞાતાપણું શું, ચૈતન્યનો ધર્મ શું, તેની તેમને ઓળખ નહિ અને બીજાથી શુભ (હિત) થાય એમ માને છે પણ વિચાર કરો કે જગતના જીવો ધર્મના બહાને ક્યાં ક્યાં ભૂલ કરે છે? કાર્ય થઈ જાય તે જુદી વાત છે, અને કરવું તે જુદી વાત છે ધર્મ એટલે આત્માનો સ્વભાવ "જ્ઞાતા છે" જ્ઞાતા જાણે. તેમાં પરનું કર્તવ્ય, આદિરૂપ કર્મ (કાર્ય)

કરવાપણું હોય નહિ; રાગ ઇચ્છા અને મનવાણી દેહની, કે બાહ્યની કોઈ ક્રિયા ઠીક છે, હું કરી શકું એમ માનવું તે મિથ્યા છે.

ઇશ્વર એટલે પરમાત્મા, મોટો મહિમાવંત, દેહ રહિત, રાગ ઇચ્છા, વાસનાથી રહિત વીતરાગ, નિર્દોષ છે.

૮૧ મી ગાથામાં શિષ્ય કહેશે કે આ જગતની વ્યવસ્થા નિયમબદ્ધ ચાલ્યા કરે છે. તે વ્યવસ્થાનો કર્તા ઇશ્વર ન હોય તો તેની વ્યવસ્થા ન રહે. જીવ પુણ્ય પાપ કરે અને તેનું ફળ આપનાર ઇશ્વર ન હોય તો તે ફળ ભોગવવાના સ્થાનક પણ ઠરે નહિ. માટે જડ, પ્રકૃતિના કાર્યો કરનારો જીવ જેટલા ગુણદોષ કરે તેનું તેટલાજ પ્રમાણમાં ફળ દેનારો ઇશ્વર માનવો જોઇએ. એવા અભિપ્રાય પરત્વે યથાર્થ વિચાર આગળ કહીશું. પ્રથમ જીવે અજ્ઞાનપણે ઉંધી દૃષ્ટિએ માન્યું હતું કે મેં પુણ્ય પાપ રાગાદિ કર્યા પણ જે ક્ષણે જાણ્યું કે એ દોષ અને દુઃખ મારો સ્વભાવ નથી, એમ તે ભૂલની માન્યતા ટાળી કે આત્મા રાગદ્વેષનો કર્તા નથી. જો તેવી ભૂલ કરવાનો સ્વભાવ હોય તો છૂટી શકે નહિ માટે પોતાનામાં દોષ કરવાની યોગ્યતા હતી તે ભૂલ ટાળતાં સ્વયં ગુણરૂપ રહ્યો. જે પોતાના નિજગુણમાં શાંત અવિકારી ગુણનો ભોગવનાર છે તેને વિકારી એવા પુણ્ય પાપનો ભોક્તા કેમ કહેવાય? પોતે પરને ન કરે ન ભોગવે, માત્ર જ્ઞાનમાં નિરૂપાધિક આનંદ,—શાંતિને કરે, ભોગવે, તો પછી એવો જે સંસારથી મુક્ત દેહાદિ ઉપાધિ રહિત ઇશ્વર તે પરની ઉપાધિમાં કેમ પડે? આત્માનો ધર્મ પુણ્ય પાપ રાગ રહિત છે, તે ભૂલીને તે વિરૂદ્ધ ઉપાધિક ધર્મને પોતાનો માન્યો તેથી અધર્મી થયો. આત્મા જ્ઞાનમાત્ર જ્ઞાતા છે, તેને ભૂલીને બીજું કાંઈ કર્તૃત્વ માને તો તેણે પોતાનો અનાદર કર્યો છે, અને પરાધીનતાનો આદર કર્યો છે. હવે જીવ જ્યારે પોતાનું સ્વાધીન જ્ઞાતાપણું બધા વિરોધોને ટાળીને જેમ છે તેમ સમજે, ત્યારે પરનો—પુણ્ય પાપ રાગાદિ ઉપાધિનો કર્તા પોતાને માનતો મટે. છતાં અમુક કાળસુધી દયા, દાન, પુણ્યાદિના વિકલ્પ અને ક્રિયા ઉદય મુજબ થઈ જાય, તે કરવાની ઇચ્છા પણ ઉઠે, અને કાર્ય પણ થઈ જાય, છતાં તે કાર્યને પોતાનું માનતો નથી, તેમાં પરમાર્થ માનતો નથી, એનાથી ગુણ માનતો નથી. અજ્ઞાનીઓ માને

છે કે અમે અનાસક્તપણે કરીએ છીએ, અમે કરાવ્યું, અમે આ ઠીક કર્યું એમ પુણ્યાદિ પરભાવ કરવામાં મીઠાશ વેદે છે તેઓ આત્મ સ્વભાવની અનંતિ હિંસા કરે છે. જ્ઞાતાપણાનો અનાદર કરવાથી હવે પછીના ભવે અવશ્ય મૂંઢ થવાના છે. લોકો કહે છે કે અને આત્માને બરાબર માનીએ છીએ, નિઃશંક છીએ, અમારી શ્રદ્ધા સાચી છે પણ દોષ શું છે પોતાના અભિપ્રાયની ખતવણીમાં ક્યાં-ભૂલ છે, તે જાણતા નથી, માટે તે ઊંધા નિઃશંક તો ખરા. આત્મા જ્ઞાન વિના કાંઈ કરતો નથી, અને રાગ રહિત છે, સ્વાધીન છે, પોતાની શાંતિ આનંદનો કર્તા છે એવું જેને યથાર્થપણે ભાન નથી, તેઓ જરૂર અજ્ઞાનવડે રાગાદિકના કર્તા થાય છે. તેઓ અબ્રહ્મચારિ છે, હિંસક છે. લોકો ધર્મના નામે સાચા ન્યાયનું ખૂન કરતા હોય છે. જેમ સ્વભાવ છે તેમ ન માને અને ઊંધી ખતવણી કરે તો તેને સદાય અન્યાયની હાજરી છે, અને ન્યાયની ગેરહાજરી છે. અહીં આ ગાથામાં જિજ્ઞાસુ શિષ્યનો પ્રશ્ન છે કે જગત નિયંતા ઇશ્વર માનીએ અને કર્મનાં ફળને ઇશ્વર આપે એમ માનીએ તો ત્યાં ઇશ્વરપણું રહેતું નથી. કારણ કે ઇશ્વર તો રાગ રહિત કેવળજ્ઞાન-સ્વરૂપ અરૂપી જ્ઞાનઘન શુદ્ધ સ્વભાવે છે. તે પ્રકૃતિના ફળ દેવાની પ્રવૃતિ કેમ કરી શકે? જો તેમ માનીએ તો તેને દેહાદિ, ઇચ્છા આદિ ઉપાધિવાળો માનવો પડે. કોઇનું કાંઈ કરવું એમાં તો શુભ અશુભ ઇચ્છા આવી. ઇચ્છા કરવામાં મન આવ્યું. મન છે તેને દેહ છે. પરમાત્મા તો અસંગ અને સ્વાધીન છે, અરૂપી છે. તેને જો પરના સંગવાળો ઇચ્છાવાળો કર્તવ્યવાળો માનો તો ઘણા ઘણા વિરોધ આવશે, પોતાને પણ નિરૂપાધિક શાંત વીતરાગ પરમાત્મા થવું છે, તો જેને પોતાનું હિત કરવું હોય તેણે પ્રથમ યથાર્થ નિર્ણય કરવો પડશે. સિદ્ધ પરમાત્મા અસંગ, અરૂપી, દેહરહિત પૂર્ણ શુદ્ધ નિત્ય વીતરાગ છે. એવો પોતાનો આત્મા પણ પૂર્ણ શક્તિરૂપે સ્વભાવે છે, એમ માનવું પડશે. આત્મા સ્વતંત્ર સ્વરૂપે જ્ઞાતા જ છે. તે પરનું કાંઈ કરી શકે જ નહિ. ત્રણકાળ ત્રણલોકમાં બીજાનું કોઈ કાર્ય કરી શકે નહિ. જેને આત્મ ધર્મનું સત્ય સુખ જોઇતું હોય તેણે અવિરોધી સ્વભાવને માનવો પડશે. જેણે પોતામાં પરનું કર્તવ્યપણું, રાગપણું, પુણ્યપણું, દયાપણું, રાગીદ્વેષીપણું વગેરે માન્યું છે. તેણે ઇશ્વર જયંતનો

કર્તા હોય, ફળદાતા હોય, એમ માન્યું છે. તેણે તે માન્યતા ટાળવી પડશે. વર્તમાનમાં પણ રાગદ્વેષ મમત્વ રહિત શુદ્ધપણે શાંતપણે કેવળી ભગવાન દેહધારી છતાં, વીતરાગપણે શરીરના વિકલ્પ ઇચ્છા રહિત રહી શકે છે. જ્યાં આત્માનું પૂર્ણ ઐશ્વર્ય દેહરહિત અરાગીપણું પ્રગટ છે ત્યાં ઉપાધિ માનવી તે મિથ્યા છે, ખોટું છે. ઘણા લોકો કહે છે, કે અમે આત્મા માનીએ છીએ, પણ ભાઈ આત્મા એટલે આત્મા સિવાય પરનો બધો અભાવ તે આત્મા, જ્ઞાન સિવાય કાંઈ કાર્ય કરે નહિ. તેથી જ્ઞાનના આનંદ વિના કાંઇ અન્યનો ભોક્તા નથી. એ અસંગ સ્વાધીન તત્ત્વ કેવું હશે તેનો વિચાર કર્યો છે? ઇન્દ્રોના બધાં સુખ અને તીર્થંકર પદવીનું પુણ્ય, એવા પુણ્યભાવ રહિત, પુણ્યની ઇચ્છા રહિત આત્મા છે. બધા આત્મા જાતિ અપેક્ષાએ પરમાત્મા છે; પણ જ્યારે પોતાનું પૂર્ણ સ્વાધીનપણું સમજીને પૂર્ણને પામવાનો તે જાતનો પુરૂષાર્થ લાવે તો પૂર્ણ પવિત્ર થઇ શકે છે; પણ પ્રથમથી જ જે પૂર્ણપદ છે તેને ઉપાધિવાનો માને છે તે રાગ રહિત કેમ થશે? મારામાં પુણ્ય, પાપ, રાગનો અંશપણ નથી; એટલે કે મારે ઇંદ્ર આદિના સુખ પણ જોતાં નથી, મન, ઇન્દ્રિય, દેહાદિની સહાયની મને જરૂર નથી, એમ સર્વ વિકાર વાસનાથી ભિન્ન થઈ હું શુદ્ધ છું એવી હા લાવો. જેવું સિદ્ધ પરમાત્માનું સ્વરૂપ છે તેવું મારૂં સ્વરૂપ છે. એમ જેવો આત્મો છે તેમ માનવું હોય તેણે બધો વિરોધ રહિત નિર્દોષતા તે મારૂં તત્ત્વ છે તેની હા પાડવી પડશે. પ્રથમ યથાર્થ સ્વરૂપની પ્રતીતિ કરવી જોશે. જેને સાચું પરમહિત જોઇએ છે, તેને તે રૂપ માન્યતા અને તે જાતના સ્વાધીન પુરૂષાર્થનું અંશે પણ કારણ પોતાના વિષે લાવવું પડશે. આમાં કાંઇ મન, વાણી, દેહનો પુરૂષાર્થ નથી. ઇશ્વર કંઈ કરી દે તેમ નથી. જે ઘણા ઘણા પ્રકારે બીજું માને છે, આત્મામાં પ્રકૃતિના વિકારીભાવની એટલે કે વિકારી કાર્યની ખતવણી કરે છે તે દોડીને દુર્ગતિમાં જાય છે. કોઈ બહારથી પુણ્યાદિના જોગથી પોતાનીદૃષ્ટિવડે સરખું અનુકુળ ભાળતો હોય, અને માનતો હોય, કે અમે બીજાની દયા પાળીએ છીએ, બ્રહ્મચર્ય, સત્ય વગેરે લૌકિક નીતિ પાળીએ છીએ; પણ તે આત્મસ્વરૂપના અભાનવડે બીજાથી સારૂં માની રહ્યો છે, તે પોતાના સ્વભાવની ઘાત કરી રહ્યો છે. પરમાર્થમાં પુણ્ય ભાવ ઉપાધિ

છે, બન્ધભાવ છે. લોકો બાહ્ય દૃષ્ટિના ઉંચા બળવડે મોહભાવની ભક્તિના થનગનાટમાં એમ માને છે, કે આત્મા આવો પુણ્યવાળો છે, તેને જ્ઞાની કહે છે, કે ભાઇરે! ઉભો રહે. કંઈ વિચાર. તું જેનાથી શુભ માને છે તે તો બન્ધભાવ છે. પ્રકૃતિનો વિકારી ઉપાધિક ભાવ છે

પ્રશ્નઃ–તો શું! આત્મજ્ઞાન થાય તેણે પુણ્ય દાનાદિ શુભ કાર્ય ન કરવા? ઉત્તરઃ—કોઇએ પ્રકૃતિના એ કાર્ય કર્યાંજ નથી. માત્ર અભિમાન જ કર્યું છે. જ્ઞાનીને પણ થઈ જાય છે. પણ તે અહંપણું કરતા નથી. જ્ઞાની ગૃહસ્થ હોય, ત્યાંસગી તેવો શુભજોગ થઈ જાય છતાં તેને કર્તવ્ય માનતો નથી. થાય તેને કેમ રોકાય? આત્મા જ્ઞાતા દ્રષ્ટા છે. તે જ્ઞાનમાં ટકીને જ્ઞાતાપણે જ્ઞાનને જાણ્યા જ કરે તે તેનું નિત્ય કાર્ય છે. પોતે સ્વાધીન સ્વરૂપ છે. જગતનો સાક્ષી છે. જેવા કેવળજ્ઞાની પરમાત્મા જગતના સાક્ષી છે તેવાજ સર્વ જીવાત્મા પોતાના મોક્ષ સ્વભાવમાં સ્વાધીનપણે સ્થિત થવાની શક્તિ ધરાવે છે. કોઈ જીવ બીજાનું સુધારી કે બગાડી શકતો નથી. પણ માત્ર જાણે છે સાક્ષીને ઘાલમેલ કરવાની ન હોય. લોકો સંસારની ઉપાધિનો ઘણો વિચાર કરે છે, પણ પોતાનું સ્વાધીન તત્ત્વ શું છે, તેનો વિચાર નિર્ણય કરતા નથી. જેની માન્યતામાં ઇશ્વર બીજાને ફળ આપનારો, જગતની વ્યવસ્થા રાખવાવાળો, ઉપાધિવાળો માન્યો છે, તેણે પોતાનું સ્વરૂપ પરાધીન ઉપાધિવાળું અને રાગવાળું માન્યું છે. કારણકે જે જીવ ઇશ્વર—પરમાત્મા થાય, તેણે એક ઇશ્વરરૂપ થઈ તે તે ઉપાધિવાળાં કાર્ય કરવાં જોઇએ. જો ઇશ્વર કર્મના ફળને આપે, એમ ગણીએ તો ત્યાં શુદ્ધતા એટલે ઇશ્વરનું ઐશ્વર્ય જ રહેતું નથી. કેમકે જગતના જીવો પુણ્ય પાપ કરે, અને તેને ફળ દેવા આદિ ઉપાધિ પ્રપંચમાં પ્રવર્તતા ઇશ્વરને દેહાદિ અનેક પ્રકારનો સંગ થવો સભવે છે. અને તેથી યથાર્થ શુદ્ધતાનો ભંગ થાય છે. કદી એમ માની લઇએ કે ઇશ્વર એક જ છે, તે બધું કરે છે, તેનો વિચાર કરીએ તો પણ દોષ આવે છે. મુક્ત જીવો બધા નિષ્ક્રિય છે અર્થાત્ પરભાવ આદિના કર્તા નથી. તે પરભાવ આદિના કર્તા થાય તો, ઇશ્વરને સસારની અને રાગીપણાની પ્રાપ્તિ થાય. તેમજ ઇશ્વર પણ પરને ફળ દેવા આદિ રૂપ

ક્રિયામાં પ્રવર્તે તો તેને પણ પરભાવ આદિના કર્તાપણાના દોષનો પ્રસંગ આવે; તેથી તો તેનું ઇશ્વરપણું જ ઉચ્છેદવા જેવી સ્થિતિ થાય છે.

શિષ્યનો ભોક્તાપણાનો પ્રશ્ન ચાલે છે.

હવે જીવનું અજ્ઞાનભાવે રાગાદિનું કર્તાપણું કબુલ કરીને કહે છે, કે જડકર્મો જીવની ભૂલ પામીને આવ્યાં, પણ જડ કેમ જાણે કે અમારે આવું ફળ આપવું છે. માટે ઇશ્વર તેની વ્યવસ્થા કરે, ફળ આપે તોપણ તેમ માનવામાં મોટો વિરોધ આવે છે. કારણકે "ફળ દાતા ઇશ્વર ગણ્યે ભોક્તાપણું સધાય, એમ કહ્યે ઇશ્વરતણું ઇશ્વરપણું જ જાય." અને "ઇશ્વર સિદ્ધ થયા વિના જગત નિયમ નહિ હોય, પછી શુભાશુભ કર્મના ભોગ્યસ્થાન નહિ કોય." આમ બે પ્રકારની વિરુદ્ધતા શિષ્યને ભાસે છે. શિષ્યે એટલું તો લક્ષમાં રાખ્યું છે, કે ઇશ્વર શુદ્ધ સ્વભાવ છે, અને તેને અંતરમાં રાખીને સમજીને કહે છે કે ઇશ્વર તો પૂર્ણ શુદ્ધ છે. તે જગતના પ્રપંચમાં કેમ પડે? આ ઉપરથી સમજવાનું કે શિષ્ય કેવો જોઇએ? વિચાર કરનાર અને ઉંડાણથી ન્યાયને સમજી શકે તેવો જોઇએ; એમ મુંઝાઇને પ્રશ્ન કરે તો તેનો નીકાલ થાય. જિજ્ઞાસુ એવા હોય કે તેઓ વસ્તુનો વિચાર કરે, વસ્તુનું લક્ષણ શું, હેતુ શું, આ વાત આમ કેમ હોઇ શકે એ વિગેરે વિચારી તેના પ્રશ્ન કરી શકે. જે સત્ સમજવા માટે મુંઝવણ કરે છે, તે પોતાની મુંઝવણ ટાળી શકે છે. પણ લોકો સાવમૂંઢ જેવા છે તેથી પોતાના તત્ત્વની જ વાત જાણવા ન માગે અને સંસારનું કંઈ કરવાનું આવે ત્યાં તૈયાર થાય; ઉપાધિ કરવાનું, તેવું જાણવાનું હોય તેમાં રૂચિ કરે, પ્રેમ જોડે, પણ પોતાનું જ પરમ શુદ્ધ તત્ત્વ કેવું છે તે જાણવાની દરકાર જ કરતા નથી. ધીરજથી ખુબ મનન કરવાની જરૂર છે, કે એવી કંઈ ભૂલ રહી જાય છે કે જેથી અનંતકાળથી રખડવું પડે છે! અહીં શિષ્યને એવી ખટક લાગી છે, કે જો પૂર્ણ પરમાત્મા શુદ્ધ થયા છતાં પણ જો તે જગતની ઉપાધિવાળો રહેતો હોય તો મારે પણ પૂર્ણ શુદ્ધ થવું છે, તો મારે પણ ઉપાધિમાં જ રહેવું પડે; તેથી પોતે જે માન્યું છે, તેમાં વિરોધ આવે છે, માટે શંકા ઉદ્‌ભવી છે. વળી કોઇ

કહે કે રાગ રહિત કામ કેમ ન કરી શકાય ? તો તેનો ઉત્તર એમ છે કે પૂર્ણ શુદ્ધતામાં દેહ રહિત દશામાં એ સંભવતું નથી. જ્ઞાતા જાણે કે કંઈ કરે ? કરવું તેમાં ઇચ્છા છે. ઇચ્છા એટલે રાગ અને રાગ તે દુઃખ છે, તે ઇશ્વરમાં કેમ સંભવે? ઈશ્વર એટલે આત્માની છેલ્લામાં છેલ્લી પવિત્ર સ્વાધીન દશા. તે જો જગતને ફળ દેવામાં જોડાય, તો તેને ઇચ્છા, મન, અને શરીર પણ જોઇએ, અને સંસારીના જેવી દશા આવે, તેથી પૂર્ણ શુદ્ધતામાં ભંગ પડે. લોકોની સમજણમાં ક્યાં ક્યાં ભૂલ થાય છે તે પોતાએ સમજવું પડશે. મન, વાણી, દેહની ક્રિયા કરવાનો અધિકારી અજ્ઞાની પણ નથી તેથી તે પણ કરી શકે જ નહિ. અને જ્ઞાની પણ જડની અવસ્થાને ત્રણ કાળમાં ન કરી શકે. તો પછી ઇશ્વરને જડની ક્રિયા કરવી અને તેનું ફળ આપવું તે કેમ બની શકે? અજ્ઞાની અજ્ઞાનભાવે માને કે હું કરું છું, પ્રકૃતિના સંયોગો આવે, તેનો રાગદ્વેષ સ્વીકાર કરે કે એ મારા અને હું તેનો કર્તા છું; પણ સાચી દૃષ્ટિથી જુઓ તો પુણ્ય પાપ રાગાદિરૂપ કંઈ કરવું તે આત્માનો ગુણ નથી. ન્યાય સમજો. જ્ઞાનસ્વરૂપ આત્મા જ્ઞાતા દૃષ્ટા સાક્ષી ચૈતન્યઘન છે, તેનામાં ભૂલ કરવાની યોગ્યતા છે. તે એવીરીતે કે પ્રકૃતિના સંયોગમાં અજ્ઞાનપણે માને કે હું પુણ્ય પાપ રાગવાળો છું, કર્તા છું. રોટલા, દેહાદિનો ભોક્તા છું. પણ એવું માનવાથી કાંઈ તે તેનું કાર્ય થઈ શકતું નથી, પણ પોતે કર્યું એવી કલ્પના કરે છે. આત્માનો અધિકાર શું તે પોતાને સમજવું પડશે. ભોળપણીમાં બોલે, પણ અંદર જ્ઞાનભાવનું ભાસન—જાણવું શીરીતે છે તે વિચારે તો માલુમ પડશે કે પરનું કાર્ય કોઈ જીવ કરી શકતો નથી, છતાં પણ હું પુણ્ય પાપ રાગદ્વેષ કરું છું, એમ જે કોઈ માને અને પરનો કર્તા થાય તો તેણે જડની ક્રિયા કરવાનો અધિકાર છે નહીં છતાં સ્વીકાર્યો ગણાય. પણ તે તો રખડવાનો ઉપાય છે. એમને એમ અનંતકાળ વીત્યો, પણ પોતાનું પૂર્ણ સ્વાધીન તત્ત્વ જેમ છે તેમ તેની પ્રતીત કરી નહિ, અને તેનો ઉત્સાહ પણ આવ્યો નહિ. લોકો તત્ત્વ–જ્ઞાનના વિચાર વિના લૌકિક નીતિ, દાન, પુણ્ય, વગેરે અમારાથી થાય છે, એમ જડ પ્રકૃતિનાં કાર્યો ઠીક માની તેમાં ધર્મ માને છે, અને અમે મોટા અને ધર્મી છીએ એમ માને છે. પણ જેને

સત્ય સ્વરૂપનું ભાન નથી તે મહામૂઢ છે. ભલે તે હજારો શાસ્ત્રનો જાણનાર હોય, તોપણ તે પરમાર્થે પાપી જીવ છે. અને ભલે નવ વર્ષનો બાળક હોય છતાં અંતરમાં જેને કર્તાપણાનું અભિમાન છૂટી ગયું હોય, અને રાગદ્વેષ ઉપાધિ રહિત હું નિર્મળ આત્મા છું. એમ માન્યું હોય અને પરનું સ્વામીત્વ સ્વીકાર્યું ન હોય, તે સાચો ન્યાય તેના હૃદયમાં બેઠો હોવાથી મહા પવિત્ર છે; કારણકે તેમાં સ્વતંત્રતાનાં બીજડાં છે. પૂર્ણ જ્ઞાન સિવાય જડ આદિનું કોઈ કાર્ય પોતાનું માનતો નથી, કર્તા થતો નથી. એ જ્ઞાતાની સમજણની બલીહારી છે. ચૈતન્યનો સ્વભાવ જાણવું છે. તેમાં કરવું ક્યાં આવ્યું? ભગવાન અનંત જ્ઞાનીઓ એમ કહી ગયા છે કે તારો તો જ્ઞાન ગુણ છે, પુણ્ય, પાપ, રાગાદિ તારો સ્વભાવ નથી, દેહાદિ પરની ક્રિયા કરવાનો તારો અધિકાર નથી, એટલે કરી શકતો જ નથી. માટે હું કરૂં, કરી શકું એમ માનીશ નહિ. એ વાત ન્યાયથી યથાર્થપણે જેને અંતરમાં બેઠી છે તેને રાગદ્વેષ ઉપાધિમય દશામાં રખડવાનું ન રહે. અહીં શિષ્યને શંકા કરવાનું કારણ એ છે, કે જો ઇશ્વરને પરને ફળ દેનારો વગેરે પ્રકારે માનું તો મારી પૂર્ણતાને બાધ (વિરોધ) આવે છે, કારણકે દરેક આત્મા જાતિ અપેક્ષાએ સરખા ઇશ્વર છે. જે કર્મની ઉપાધિથી રહિત થઇ પૂર્ણ પરમાત્મા થાય તે રાગદ્વેષ ઇચ્છા રહિત, એટલે કે વિકલ્પ રહિત હોવા જોઇએ: માટે ઇશ્વરને વીતરાગ જ્ઞાતા ભગવાન ઠરાવવો, અને વળી તેને પ્રપંચવાળો માનવો એ પ્રત્યક્ષ વિરોધ છે. જૈન દર્શનમાં જ પૂર્ણ શુદ્ધ પરમાત્માની સિદ્ધિ યથાર્થપણે છે. દેહધારીપણે પણ સર્વજ્ઞદશા પૂર્ણ વીતરાગતા હોઈ શકે છે, તેના અનેક પ્રમાણ છે. તે યથાર્થ યુક્તિ, આગમ, અને સ્વાનુભવથી સિદ્ધ છે, ચોક્કસ છે, અનંત જ્ઞાનીઓ જે કહે છે તે જ અહીં કહેવાય છે. ભલે ક્રોડાની સંખ્યા અસત્‌ને માર્ગે હોય તેથી કાંઈ સત્‌ હીણું ન થઈ જાય. સત્‌ને સંખ્યાની જરૂર નથી. સત્‌ને માનનાર વર્ગ સદાય થોડાજ હોય, છતાં સત્‌માર્ગ સદાય ટકી રહેશે. એકેક આત્મા સ્વભાવે જાતિપણે પૂર્ણ પરમાત્મા છે. અને સ્વતંત્ર છે. વર્તમાન દશામાં પૂર્ણ સ્વરૂપનું ભાન કરી એ જાતના પુરૂષાર્થ વડ પૂર્ણ ઇશ્વર થઈ શકે છે. તેને જગતનું કંઈ કરવાનું બાકી રહેતું નથી. ફરી સંસારમાં આવવાપણું નથી. આ

ન્યાય સિવાય જે કંઈ બીજું માને તેને આત્માનું હિત ત્રણકાળમાં થવાનું નથી. જો ફળ દેનારો ઇશ્વર ઠરે તો મોટો દોષ આવે છે.

કોઈ કહે છે કે ભક્તિ કરીએ તો ઇશ્વર આપણા દુઃખ ટાળે; એમ માનનારે ઇશ્વરને ઇચ્છાવાળો અને ઉપાધિવાળો માન્યો છે. ઇશ્વર તો સત્ય સ્વરૂપ, સ્વાધીન શુદ્ધ તત્ત્વ છે તેને પોતાની કલ્પનાથી ગમે તેવો માનવો તેથી કાંઇ જે સત્ સ્વરૂપ છે તે અન્યથા થતું નથી. લોકોને સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ નહિ તેમજ સત્ સમાગમની ઓળખાણ નહિ, તેથી જેમ તેમ તત્ત્વને નિર્ધારી લે છે અને માને કે ઇશ્વર આમ હશે અને આત્મા આમ હશે. જે પ્રથમ સમજવાનું છે તેનો વાયદો કરવો તેજ પોતાનો અનુત્સાહ બતાવે છે. સંસારના કોઇ પણ કાર્યને ભોગવે, ભોગવાવે અને ભોક્તાને રૂડું જાણે તે અજ્ઞાની છે, મિથ્યાદ્રષ્ટિ છે; તો પછી લોકો પુણ્ય પાપ કરે અને ઇશ્વર તેનું ફળ આપે એમ માનવું એ તો ઇશ્વરને મિથ્યાદ્રષ્ટિ માને છે. જેને આત્માનું પૂર્ણ શુદ્ધ સ્વરૂપ કેવું છે તેનું ભાન નથી તે પોતાની ભ્રમીત માન્યતાનું કોઇ ઇશ્વરમાં આરોપણ કરે છે, અને માને છે કે જગતની વ્યવસ્થા એ કરતા હશે. જો ઇશ્વરમાં ફળદાતાપણું નાખીએ તો ઇશ્વરમાં ઘણો વિરોધ આવે છે. નિયમ તો ત્રિકાળ દરેકને સરખો લાગુ પડે. રાગના કાર્યો અજ્ઞાની કરે તેને રાગીદ્વેષી કહેવાય. તેવાજ રાગના કાર્યો ઇશ્વર કરે અને તેને રાગીદ્વેષી ન કહેવાય એ કેમ બને? કુદરતી ક્રમમાં એટલે કે વસ્તુના સહજ સ્વભાવમાં, ન્યાયમાં ફેર ન પડે. માટે ઇશ્વરને ફળદાતા માનો તો તે ઇશ્વર લોભવાળો અને રાગાદિક ઇચ્છાવાળો ઠરે, માટે તેમ નથી. મુક્ત પરમાત્મા રાગદ્વેષ પુણ્ય પાપ આદિ ભાવોનો કર્તા નથી, અને જગતને ફળ દેવાવાળો પણ નથી. જો એમ હોય તો તેને સંસારી માનવો જોઇએ.

પ્રશ્નઃ—ગીતાજીમાં અનાસક્તપણે કર્મ કરવાનું કહ્યું છે ને?
ઉત્તરઃ—આપણે કોઇ વ્યક્તિનું કાંઇ કામ નથી. ન્યાય જે કહેવાય તે સમજો. જગતમાં બહારથી ધર્મ મનાઇ ગયો છે. અને લગભગ ઘણા લોકોને એમ થઇ ગયું છે, કે આપણે કંઇક ઠીક કરીએ. અનાસક્તિ રાખીને સંસારનું રૂડું કરીએ. પણ જ્ઞાની હોય તે પણ બીજાનું કરી

શકયા નથી પણ સમજ્યા તે પોતાના પવિત્ર જ્ઞાન સ્વરૂપમાં સમાઇ ગયા છે. જ્ઞાનીને વિકલ્પની વૃત્તિ હોય તો લોકોત્તર એવા પરમાર્થ માર્ગનો ઉપદેશ આપે. આત્માં જ્ઞાતા જ છે બીજું કરવાનું આત્માના અધિકારમાં નથી તેથી બીજું કરવાનું જ્ઞાની ન કહે. સાધક જીવ પણ વિકલ્પ મારૂં સ્વરૂપ નથી એમ વિકલ્પ તોડીને જ્ઞાનમાં ઠરી ગયા, તો પછી ઇશ્વરમાં ઇચ્છા આદિ વિકલ્પનો સદ્‌ભાવ કેમ હોઇ શકે? પરમાત્મ સ્વરૂપ તો પૂર્ણ વીતરાગ નિર્મળ છે, અક્રિય અસંગ છે. તેમાં કાંઇ પણ કાર્યનો આરોપ કરીએ–ઇચ્છાવાળું કહીએ તો મોટો વિરોધ આવે છે. જેમ ભરેલો ઘડો હોય તેની ઉપર પાણીનો ધોધ નાખીએ, તો તે ઘડો ઉલટો ચાર આંગળ અધુરો થઇ જાય, તેમ પૂર્ણ શુદ્ધ પવિત્ર ઇશ્વર ઉપર, જગત આખાની કારવાઇનો આરોપ નાખતા ઇશ્વરપણામાં વિરોધ આવશે. ઇશ્વરને વીતરાગ નિરૂપાધિક કહેવો અને વળી દયા કરનાર ઇચ્છાવાળો ફળ દેવાવાળો કહેવો તે વિરોધરૂપ છે. કરોડો માને છે તે ઉપર ન જુઓ. ફલાણો બહુ બુદ્ધિવાળો છે માટે તેનું સાચું છે એમ નહિ. સંસારમાં આત્મજ્ઞાન થયા પછી રાગ-દ્વેષનો સર્વથા અભાવ કરીને જે ઇશ્વર થાય તેનામાં રાગ કે ઇચ્છા-પણું કેમ સંભવે? તે મધ્યસ્થપણે વિચારો તો બધુંય સમજાય તેમ છે. જે અલ્પ પુરૂષાર્થ વડે અલ્પરાગ પણ થવા ન દે તે પૂર્ણ પરમાત્મદશા પૂર્ણ પુરૂષાર્થ થયે થોડો ઘણો પણ રાગ કેમ થવા દે? તે વિચારો. અને રાગ ઇચ્છા વિનાના અને અસ્થિરતા વિનાના ઇશ્વરને જગતની ઉપાધિવાળો માનવો તે તો સંસારમાં દેહધારી જ્ઞાની કરતાં પણ ઘણી હીનતા કહેવાય. લોકોને તત્ત્વની પરીક્ષા વિના બહારથી બીજું મનાઇ ગયું છે, કે જગતમાં મોટા થાય તે બીજાનું ભલું કેમ ન કરે? જો લોકોને સુખી ન રાખે તો એવો પરમાત્મા અમારે જોઇતો નથી. એક ભાઇ કહેતા હતા કે ઇશ્વર તો અમે એને કહીએ કે બધાને જે જોઇએ તે સુખ આપે. પછી તેને કહ્યું હતું કે જ્યાંસુધી આ માન્યતા જે કોઇ રાખે તે માન્યતાવાળો ત્રણકાળમાં સુખી ન થાય. પોતાને સાચું તત્ત્વ સમજાયું નથી, તેથી પોતે ઇશ્વરને પણ રાગ ઇચ્છાવાળો માને છે. એમ જગતમાં લોકોએ આવી કે આના જેવી બીજી માન્યતા વડે ઇશ્વર નામની જગતકર્તા નિયંતા, વ્યવસ્થાપક વ્યક્તિ છે એવી

કલ્પના ઉભી કરેલ છે. અહીં શિષ્ય પોતાના શુદ્ધ આત્મા પરત્વે જ ન્યાય સમજવા માગે છે કે, જો આવો ઇશ્વર હોય તો શું વિરોધ આવે એમ કહી તેનો ન્યાય આપવા માગે છે. પણ ખરીરીતે તો સ્વાધીન આત્માનું પૂર્ણ શુદ્ધ સ્વરૂપ કેવું હોઈ શકે તે વાતને નક્કી કરવા માગે છે; એટલે કે વાસ્તવિક ન્યાયથી નિર્દોષપણું પૂર્ણ સ્વાધીન ઇશ્વર તત્ત્વ નક્કી કરવા માગે છે. જવાબમાં બધા આત્મા શક્તિસ્વરૂપે પરમાત્મા છે, તેની શ્રદ્ધા અને તે જાતના પુરૂષાર્થવડે પૂર્ણ પરમાત્મા થઈ શકે છે. માટે ઇશ્વરનું સ્વરૂપ યથાર્થ કેવું હોવું જોઇએ તેનો ન્યાય સમજાવે છે. ઇશ્વરને કંઇ કરવાપણું ઠરાવીએ તો જે મુક્ત જીવો છે તેના કરતાં પણ આ જગતની વ્યવસ્થા કરનાર ઇશ્વરનું હીણત્વ થયું. એથી તો ઇશ્વરપણાનો ઉચ્છેદ કરવા જેવું થયું. જગતના લોકો બીજું માને તેથી બીજું ન થાય. આ લોકોત્તર માર્ગની એટલે કે અપૂર્વ આત્મતત્ત્વની યથાર્થ પ્રતીતિ થવી મહા દુર્લભ છે. વસ્તુ સ્થિતિ સમજો. ફરીને આવો વખત નહિ મળે. આત્માની યથાર્થ વાત જ્યાં ત્યાં સાંભળવામાં આવતી નથી. અનંત ભવમાં જે ન સમજાયું તે અપૂર્વ તત્ત્વ સમજવાના અપૂર્વ ટાણાં છે. મનુષ્યપણું અનંતવાર પામ્યા છતાં આ વાત કેમ ન સમજાણી, એ ઉપરથી વિચારો કે જે અનંતકાળમાં ન સમજાયું તે સમજણ કંઇક મોંઘી હશે. જેનું વિસ્મરણ અનાદિ કાળથી ચાલ્યું આવે છે, તેનો પરિચય કરવામાં થોડો કાળ ગાળવો પડે છે. જે કંઈ ભૂલ થાય છે તે પોતાના સ્વરૂપમાં જ ભ્રમ થવાથી થાય છે તે ભૂલ એની મેળે ટળવાની નથી. સ્વભાવનું ભાન કરે તો તે ટાળવી અશક્ય નથી. પણ આત્માનો લોકોત્તર માર્ગ બહારથી જે મનાયો છે તેનાથી જુદો છે. મનુષ્યભવ પામીને આત્માનું યથાર્થપણું સમજીને ન જાય એટલે ભવનો અભાવ થાય એવો સાચો અભિપ્રાય કે જે વડે સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ થઈ શકે તેવો પુરૂષાર્થ ન કરે તો, અનંતકાળમાં ફરી મનુષ્યપણું મળવું મુશ્કેલ થઈ પડશે. ઘણાને આ તત્ત્વની વાત કાને પડવી પણ દુર્લભ છે. તેમાં કદાચ સાંભળી અને તેનો વિરોધ આવ્યો અથવા તત્ત્વની અરૂચી થઈ તો તે મનુષ્ય, જેવીરીતે કાગડા, કુતરા, કીડી, મંકોડા જેમ મરી જાય છે, તેમ (તે કદાચ લોકમાં મોટો કહેવાતો હોય, છતાં) એક દેહ છોડીને

બીજા દેહોમાં રખડવાની દૃષ્ટિએ તે પામર જીવોની સમાન જ છે.

કોઈ માને છે કે ઇશ્વર પાસે રોજ ભક્તિ કરીએ તો દુઃખ ટળશે. હે પ્રભુ! "તું દયાળુ છે, મારા ઉપર દયા કરજે." એમ જે ઇશ્વરને કરૂણાવાળો માને છે, તેણે ઇશ્વરનું સ્વરૂપ જાણ્યું નથી. પણ જેને પોતાના સ્વરૂપનું ભાન છે અને જાણે છે કે ઇશ્વરમાં ઇચ્છા, દયા રાગ વિકલ્પ નથી, તે એમ સમજીને ભક્તિ કરે છે કે હું તો તેમના નિર્દોષ વીતરાગ સ્વભાવનું બહુમાન કરૂં છું, અને ઉપચારથી પ્રભુને કરૂણાવંત કહું છું. મારે કંઈ ઇશ્વર પાસેથી મેળવવાનું નથી. હું પણ પૂર્ણ ઇશ્વર જેવો જ છું, એમ સમજીને પોતાની અધુરી દશાને પૂર્ણ કરવાનો પુરૂષાર્થ સ્વરૂપભક્તિવડે કરે, તેમાં તે પૂર્ણ ઇશ્વર વીતરાગનું બહુમાન આવી જાય છે.

સાચા ન્યાયથી જુઓ તો બધાય આત્મા અને ઇશ્વરનો એક સરખો સ્વભાવ છે વ્યક્તિરૂપે બધાય જુદાજુદા છે. જીવ અને ઇશ્વરનો સ્વભાવ ભેદ (જુદાઈ) માનતાં અનેક દોષ સંભવે છે. બન્ને ચૈતન્ય સ્વભાવથી એક સરખા છે તેથી તે બન્ને સમાન ધર્મના કર્તા થયા, તેમાં ઇશ્વર જગતની રચનાના કાર્ય કરે અથવા કર્મના ફળદાતા થાય, ફળ આપે અને શુદ્ધ મુક્ત પણ ગણાય એ બેઉ વિરોધ છે, શુદ્ધ સ્વભાવમાં ભેદ પડે છે. આત્મા અને પરમાત્મા ચૈતન્યપણે સરખા છે. જો ઇશ્વર પુણ્ય પાપનું ફળ આપવા સંબંધી અનંત દેહાદિ રચવાનું કાર્ય કરે, તો શું દોષ આવે તેનો વિચાર કરીએ તો, એક જીવ જ્યારે રાગાદિ પુણ્ય પાપનો ઉપાધિભાવ કરવા વડે એકજ દેહ કરે છે ત્યાં તે સંસારી ઠરે છે; અને ઇશ્વર અનંત દેહાદિનો કર્તા થાય તે શું સંસારી ન કહેવાય? આત્માનો સ્વભાવ જ્ઞાન છે, અને સૌ જીવ પોત પોતાના ભાવના કર્તા છે, તેથી દરેક આત્મા સ્વતંત્ર છે, તેમ ન માનવું અને જીવ પુણ્ય પાપ કરે, અને પોતાના કર્મોનું ફળ પામવા માટે ઇશ્વરની જરૂર પડે એ માનવું તે ન્યાયથી સાચું નથી. ન્યાય એટલે "ની" ધાતુ સાચામાં લઈ જવું. આ ન્યાય જે ન સમજે અને પોતાના આગ્રહમાં રોકાય, અને કહે કે મારે એવી વાત માનવી નથી, તો તેને અનંતા જ્ઞાની પણ પરાણે સમજાવી શકે નહિ. સર્વજ્ઞ પ્રભુ તીર્થંકર

ભગવાન ધર્મ સભામાં જાહેર કરે છે, કે જગતના બધા જીવો સ્વતંત્ર છે દરેક "જીવ એક અખંડ દ્રવ્ય હોવાથી તેનું જ્ઞાન સામર્થ્ય પણ સંપુર્ણ છે." આ માનવાની જે ના પાડે તે રખડવાનો કામી છે. જે વાત=(આત્મસ્વરૂપનો સાચો ન્યાય) અનંતજ્ઞાની સર્વજ્ઞ વીતરાગ પરમાત્મા કહી ગયા છે તે જ વાત શ્રીમદ્ રાજચંદ્ર પણ કહી ગયા છે. વાણી વડે આત્માનું વર્ણન પુરેપુરૂં કેમ થાય? તેઓએ કહ્યું છે કે:—

"જે સ્વરૂપ સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં, કહી શકયા નહિ પણ તે શ્રી ભગવાનજો; તેહ સ્વરૂપને અન્યવાણી તે શું કહે," અનંતજ્ઞાન બળથી એકેક આત્મા પૂર્ણ છે, સ્વતંત્ર છે, તેનું વર્ણન વાણીથી શું કહેવું. સમજનાર અંતરથી તેનો આશય, પરમાર્થ સમજી લે. "તેહ સ્વરૂપને અન્યવાણી તે શું કહે અનુભવગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો અપૂર્વ અવસર એવો કયારે આવશે." જે જીવો, સર્વજ્ઞ પરમાત્મા ન હોઈ શકે એવી શંકાવાળા છે તેને આત્માની એક પણ સાચી વાત અંતરમાં બેસવી કઠણ છે. અનંત જ્ઞાનીઓ જે સ્વરૂપને પોતાના અનુભવથી કહી ગયા છે, તેનો આશય ઊંડું રહસ્ય સમજનારા કોઈ વીરલા જ ભાગ્યશાળી હોય છે. જે તૈયાર પાત્ર હોય તે સમજી લે. જ્ઞાની તો પોતાનું કાર્ય પુરૂં કરી પોતામાં સમાઈ ગયા. કોઈ કોઈને પરાણે સમજાવી દે કે મોક્ષ આપી દે એમ નથી. એમ જો થતું હોય તો બીજો તેને નરકમાં ધકેલી દે. તેને જે કોઈ કહે તેનું સાચું જ માનવું પડે તો તેનું જીવદ્રવ્ય સ્વાધીન ન રહ્યું બીજાને આધીન થયું: પણ તેમ નથી દરેક જીવ સ્વાધીન છે. ઊંધો પડયો પણ જીવ સ્વાધીન છે: સવળો પડયો પણ જ્ઞાનદશામાં સ્વતંત્ર છે. અહીં ન્યાયથી કહેવું છે કે સંસારી જીવ, અજ્ઞાની જીવ થોડા રાગ પુણ્ય પાપ કરે, તેને એક દેહમાં રહેવાનું કાર્ય થાય તેને બંધવાળો કહેવો, અને ઈશ્વર અનંત દેહોનું કાર્ય કરે ફળ આપે તેને મુક્ત અને શુદ્ધ કહેવો તે કેમ બને? માટે ઈશ્વરને પુણ્ય પાપના ફળનો દેવાવાળો માનવો તે સંસારી જીવો કરતાં પણ અધિક ઉપાધિવાળો માનવા બરાબર છે. લોકોને તત્ત્વની વિચારણાનો અવકાશ લેવો નથી, તેથી કંઈ કંઈ માન્યતા ધારી લે છે; પણ યથાર્થ વિચાર કરવો જોઈએ. વિરોધ રહિત તત્ત્વ જ્યાંસુધી ન

સમજાય ત્યાંસુધી રાગ રહિત થવાનો પુરૂષાર્થ થઈ શકે નહિ. જેને પોતાનામાં કંઈ માલ (સામર્થ્ય) જણાતો નથી તે ઇશ્વર ફળ આપનાર છે એવી કલ્પના ઉભી કરે છે.

તા. ૭—૧૧—૩૯. ૮૦ મી ગાથા ચાલે છે.

આત્મા અને ઇશ્વરનો સમાન ધર્મ છે તે વિષેના પ્રશ્નમાં કાલે એમ કહેવાયું કે સંસારી જીવ, એક દેહ મળે એટલા પુણ્ય પાપ કરે છતાં બંધવાળો અને ઇશ્વર ઘણા દેહના કાર્ય કરે, ફળ આપે છતાં મુક્ત કહેવો, શુદ્ધ કહેવો તે પ્રત્યક્ષ વિરોધ છે.

વળી જીવ કરતાં ઇશ્વરનું સામર્થ્ય વિશેષ માનીએ તોપણ વિરોધ આવે છે. ઇશ્વર એટલે જેના આત્માની શક્તિનો પૂર્ણપણે વિકાસ થયો હોય તે. લોકોની સમજણમાં ઘણો ફેર છે. જગતનો ઘણો વર્ગ ઇશ્વરને કર્તા અને ફળદાતા માને છે. એક માને તેમ બીજો માને એવી પરાધીન માન્યતાથી ચલાવી લે છે. જે જીવ મુક્ત થાય તેને શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ ગણીએ અને વળી ઇશ્વર ખાસ પ્રકારનો સત્તાવાન માનીએ તો, શુદ્ધ ચૈતન્ય એવા મુક્ત જીવમાં અને ઇશ્વરમાં જુદાઇ જોઇએ પણ તેમ હોઇ શકે નહીં, કેમકે ફળ આપવાનું કાર્ય તો રાગનું કાર્ય છે અને ઇશ્વર રાગવાળો હોય તો તે ઇશ્વર ન કહેવાય. ઇશ્વરને શુદ્ધ ગણીએ અને ઇશ્વરને કર્મનો ફળદાતા ગણીએ તો મુક્ત સ્વરૂપ એવા દરેક જીવથી પણ તે કાર્ય થવું જોઇએ. ઇશ્વર રાગ અને ઇચ્છા રહિત છે, છતાં તે જગતના કાર્ય કરી શકે એમ માનનારે તો પોતાના આત્માને સ્વાધીન માન્યો નથી. અહીં એમ કહેવામાં આવે છે, કે જે કાર્ય સંસારી જીવ કરે તેને બંધવાળો કહેવાય, અને મુક્ત જીવથી પણ તે કાર્ય થાય એમ કહો તો તેને સંસારી માન્યો. સંસારના કાર્યો ઇશ્વર કરે તો તે ઇશ્વર તો ઉપાધિવાળો થયો. ઇશ્વર એટલે શુદ્ધ સ્વભાવરૂપ નિર્મળ આત્મા, તે કેવો હોઇ શકે તેની ઓળખ થયા વિના પોતાના સ્વરૂપને અન્યથા માનવાપણું જ રહે છે. જે કર્મના કાર્ય છે તે ઇશ્વર કરે એમ ઠરાવનાર પોતે જ અજ્ઞાન દ્રષ્ટિવાળો છે. પાપની ભીડ પડી તે ટાળવાની વિનંતી ઇશ્વર નામની વ્યક્તિ ઉપર નાખે છે, તે આકાશના પુષ્પની આશા રાખે છે. ઇશ્વર છે પણ તેનું સ્વરૂપ શું તે સમજો.

ભગવાન પરમાત્મા તો નિર્મળ જ્ઞાનાનંદ શુદ્ધ અસંગ છે, તેને ઉપાધિવાળો માનવો તે ઇશ્વરપણામાં સંસારીપણાનું આરોપણ છે. જીવ પોતે ભુલ કરે તેથી પાપના ઉદયે બહારની અગવડતા ઉભી થાય. હવે તે ટાળવા ઇશ્વર આવે તે વાત કેમ બને? કદી તે વખતે પોતે સમતા રાખે અને પુણ્યનો ઉદય થતાં તે અગવડતા ટળે, તેથી ઇશ્વરે ભીડ ભાંગી એમ માનવું તે અજ્ઞાન છે. લોકો પૂર્ણ સ્વરૂપને-ઇશ્વરને પોતાના ગજે કલ્પે છે. ઇશ્વરને ફળદાતા જે માને છે તેણે પોતાને પરાધીન માન્યો છે. તે માન્યતાવાળો જીવ સ્વાધીનતાનો પુરૂષાર્થ કેમ કરી શકે? લોકો કહે છે કે જગતકર્તા, પ્રભુ, ભગવાન, ઇશ્વર તેને જૈનધર્મવાળા માનતા નથી પણ જે શુદ્ધપણે હોય તેને ઇશ્વર માનવા કે ઉપાધિવાળા ઇશ્વર માનવા? ઘણા લોકો ઇશ્વરને કર્તા અને ફળદાતા માને છે, તેથી સાચું ન હોય તે સાચું થઇ જતું નથી. ન્યાયથી જે ઘટે તે સાચું માનવું. ઘણા લોકો અમુક પ્રકારે માને છે, તેથી મારે તેને સાચું માનવું તે ન્યાય નથી. પોતાને પૂર્ણ, નિરૂપાધિક અને મુક્ત થવું છે, અને છે તેવું યથાર્થ માનવું નથી. તો તેનાથી સ્વાધીનતાનો પુરૂષાર્થ પણ કેમ થઇ શકે? જો ઇશ્વરને સંસારી કાર્યોનો કર્તા ઠરાવો, એટલે કે ઇચ્છાદિવાળો અશુદ્ધ ઠરાવો, તો ત્યાં વીતરાગતા, સર્વજ્ઞતાનો ગુણ સંભવે નહિ. દેહધારી સર્વજ્ઞ ભગવાનને જગત નિયંતા ઇશ્વર માનીએ, તો પછી સર્વજ્ઞ કર્મફળદાતારૂપ વિશેષ સ્વભાવ ઇશ્વરમાં ક્યા ગુણોને લીધે માનવા યોગ્ય છે. અહીં એટલો સ્વીકાર તો થાય છે કે દેહ રહિત ઇશ્વર તો સર્વ ઉપાધિના સંયોગથી રહિત છે અને તે પરનું કંઇ કરી શકે નહિ. પણ એ પ્રશ્ન રહે છે કે દેહધારી-અવતારી પુરૂષ સર્વજ્ઞ ઇશ્વર હોય તો? દેહધારી સર્વજ્ઞને વાણી, મન ઇંદ્રિય વગેરે છે તેથી તે જગતને આજ્ઞા કરીને વ્યવસ્થા સુચવતા હોય તો તે પણ અશક્ય છે, કેમકે ફળ આપવાનું કામ રાગરહિતને હોય નહીં. વળી તે દેહધારીપણાથી મુક્ત થયા પછી એટલે દેહરહિત થયે કર્મફળદાતાપણું કોણ કરે? તેથી કર્મફળદાતાપણું માનીએ તો પૂર્ણ શુદ્ધ પરમાત્મ સ્વભાવ એવા ઇશ્વરપણાને ઉથાપવા જેવું થાય. જગતમાં સર્વ જીવો શક્તિએ ઇશ્વર છે; તેમાંથી પુરૂષાર્થવડે અશુદ્ધતા ટાળીને જેટલા જેટલા ઇશ્વર થયા તે બધાને અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતસુખ અને

અનંતવીર્ય વગેરે ગુણો તેમનામાં પ્રગટેલા છે. તદ્દન નિરાકુળ શાંત, શાશ્વત સ્વાધીન અસંગદશા પ્રગટી હોય તેમને ઉપાધિવાળા માનવા તે ન્યાય નથી. આવો શુદ્ધ નિર્દોષ આત્મા પણ દરેક જીવ શક્તિપણે છે, એમ પ્રથમ માનવું પડશે. આત્માનું જે યથાર્થ સ્વરૂપ છે તેની કોઈ કાળે પણ હા સંસારી જીવોએ પાડી નથી, એટલે કે સત્સ્વરૂપની ના પાડવામાં અનંતકાળ વીત્યો છે. એક સેકન્ડ પણ દેહાતિતપણું અસંગજ્ઞાયકપણું માનીને સ્થિર થવાનું સ્વાધીન જ્ઞાનબળ કબુલ્યું નથી. એટલે કે જ્ઞાન સ્વભાવમાં ઠર્યો નથી. તેને મોક્ષ સ્વરૂપની બેહદ અતિન્દ્રિય આનંદરૂપ શાંતિ મારામાં છે એવો નિરૂપાધિકતાનો ખ્યાલ કેમ આવે? એ જીવોને પૂર્ણાનંદ સહજ સ્વરૂપ કેમ સમજાય? જે જીવ પોતાના અનંત સામર્થ્યની—શાશ્વત સ્વાધીનતાની, પુરૂપાર્થથી હા પાડે અને હું સ્વાધીન પ્રભુ પૂર્ણ ઇશ્વર જેવો જ છું, એવો અભિપ્રાય નક્કી કરવાની ધીરજનું અપૂર્વ જ્ઞાનબળ લાવે, તથા અંતર તત્ત્વની પૂર્ણતાને પહોંચી શકું છું, એવી મારી મુક્તદશા તદ્દન સ્વાધીનપણે હોઈ શકે છે એમ હા પાડે તો ભવિષ્યમાં પોતે મુક્ત થઈ શકે. કોઈ કહે કે હમણા કંઈ પ્રત્યક્ષ થાય નહિ. પણ ભવિષ્યમાં આનંદ ભોગવશું, તો તેવું હોય નહિ. અહીં બેઠેલો હું પૂર્ણ જ છું આવો જ છું એમ સહજ સ્વભાવની હા પાડે અને અંદરથી તેનો વિચાર લાવે કે હે સર્વજ્ઞ! હે પ્રભુ! જેવો તું એવો હું છું, અને હું પૂર્ણ થઈ શકું છું; એમ પોતાની જાતને તેની સાથે સરખાવે તો પોતે પણ સાચો થઈ જાય. અનંતકાળથી પોતાને ઉણો, હીણો અને વિકારી માન્યો હતો, અને ઇશ્વરને પણ ભ્રમબુદ્ધિથી ઉપાધિવાળો માન્યો હતો, તે ભૂલવાળી માન્યતા ટાળીને જીવે શુદ્ધ પરમાત્માની ઓળખાણ યથાર્થપણે કરી, કે હું અને પરમાત્મા સ્વભાવે સરખા છીએ, તેની સહજ હા આવી કે આ આમ જ છે, તે નિર્ણય કરનાર ઇશ્વરની યથાર્થ પ્રભુતાનો નિર્ણય કરનાર હોવાથી પોતે પ્રભુ થઈ જવાનો છે. તેની સાક્ષી અને તે જાતનો અતિન્દ્રિય આનંદ વર્તમાનમાં પણ અલ્પ અંશે અનુભવમાં આવી શકે છે. લોકો બહારથી બીજું માની બેસે છે, પણ આ સાચી વાત સમજ્યા વિના ગમે તેટલા વ્રત, તપ, ચારિત્ર પાળે, પુણ્ય કરે છતાં સૌ સાધન બંધનરૂપ થાય છે. પોતાની ઊંધી માન્યતા

મુજબ ધર્મ માને છે, શાસ્ત્ર વાંચે તો પણ પોતાની મનમાની સ્વચ્છંદ કલ્પના પ્રમાણે આત્માનું એટલે પૂર્ણ મુક્ત શુદ્ધ પરમાત્માનું સ્વરૂપ કલ્પે છે તથા જે પુણ્યાદિ પરપરિચયથી ધર્મ માનતો હોય છે, તે જાતો ઇશ્વરને જગતની વ્યવસ્થાનો કર્તા માનતો હોય છે, અગર તો પુણ્યથી ધર્મ માનતો હોય છે એટલે કે પુણ્ય કરીશ તો પરંપરાએ માગ મોક્ષ થશે, એમ માનનાર ઊંધા માર્ગે છે મારા ચૈતન્યમાં પૂર્ણ શુદ્ધ આત્મધર્મ ભર્યો છે, એવા ભાન વિના પરનિમિત્ત પર આધાર રાખનાર જીવો ક્રિયા કરી કરીને મરી જાય છતાં અંશે પણ ધર્મ ન થાય તામલી તાપસનું દૃષ્ટાંત—ભગવતી ત્રીજા શતકના પ્રથમ અધ્યયનમાં અધિકાર છે તેમાં તે તાપસે મહાતપ કરતા છતાં પણ નિર્વાણ ન આવ્યું, કંઈ પણ ન કરી છતાં ભગવાને કહ્યું કે તે ધર્મી નથી પણ પાપી જીવ છે કારણકે તેને અંદર મિથ્યાત્વરૂપી શલ્ય પડ્યું હતું કેમકે પુણ્યાદિ કર્ઈ નિમિત્ત હોય તો તેનાથી ધર્મ થાય એમ અનાદિથી જીવને વ્યવહારનો પક્ષ ટાળવાનો પુરૂષાર્થ કરવાની રૂચિ થતી નથી હું કેવળ જ્ઞાન માત્ર છું, મારૂં જ્ઞાનમય મારામાં જ છે, જ્ઞાન માત્ર કર્તવ્ય છે, એટલે કે જ્ઞાન સિવાય બીજું કંઈ મારૂં કર્તવ્ય નથી એવી હા પાડતા તો જીવોને ઘણું જોર પડે છે

તામલી તાપસે સાઠહજાર વર્ષ તપ કરેલ છતાં તેને બાળતપ કહ્યો છે અને અજ્ઞાનીમાં ગણ્યો છે ત્યારે ભરત ચક્રવર્તી અને શ્રેણિક રાજાને રાજ્ય કરવા છતાં મહાન પવિત્ર ધર્માત્મા કહ્યા આ જીવનું વીર્ય તો જુઓ! લોકોએ બાહ્ય દૃષ્ટિથી ધર્મની કલ્પના કરી છે ધર્માત્મા ગૃહસ્થ હોય તેની પાસે રૂપીઆ, સ્ત્રી, ઘર, વગેરે પદાર્થો દેખાય છતાં તેને બંધન નથી જેને શુદ્ધ આત્મસ્વભાવનું ભાન થયું તેને છન્નુ હજાર સ્ત્રીઓનો યોગ હોવા છતાં સંગ જ નથી પોતે આત્મસ્વરૂપમાં સ્થિત છે જોડે રહેલા સંગને ન દેખો, અને સ્ત્રી વગેરે ત્યાગીને જંગલમાં નગ્ન થઈને બેઠો તે ઉપર ન જુઓ, મધ્યસ્થ રહી પરીક્ષા કરો "ચેતનરૂપ અનુપ અમૂરત, સિદ્ધ સમાન સદા પદમેરો" આત્મજ્ઞાની ધર્માત્માનું લક્ષણ બહારથી ન દેખાય આત્મા એક પર માણુનો પણ કર્તા નથી જ્ઞાની ધર્માત્માને એમ નિર્ણય આવે કે હું

મુનિ થાઉં, નિર્ગ્રંથ થાઉં, પણ એ વિકલ્પનો તે સ્વામી થતો નથી. શ્રીમદ્ રાજચંદ્ર ઝવેરાતની દુકાન ઉપર બેઠા હતા, છતાં ક્ષણેક્ષણે મોક્ષ સમીપ જતા હતા. લોકો બહારથી દેખે તો બીજું દેખાય. ગૃહસ્થ વેશમાં જ્ઞાનીને ઓળખવા બાહ્યદૃષ્ટિ જીવોને મુશ્કેલ પડે છે. પ્રશ્ન:- સમ્યગ્દૃષ્ટિ જ્ઞાની કેમ ઓળખાય? ઉત્તર:—એને દેખવાવાળો દેખી શકે. આત્મજ્ઞાની તો લોકોત્તર પુરૂષ છે, તેને ઓળખવાની રીત જુદી છે. કોઈ ચાર આનાની મજુરી કરતો હોય તેને પાંચ હજારની લોટરીનું ઇનામ આવે તો તેને મજુરી કરવાનો ભાવ ન થાય. તેના ભાવમાં અને વિચારમાં પરિવર્તન થઈ જાય. તેમ આત્મજ્ઞાની પુરૂષનું અંતર સંસાર ભાવથી મુક્ત જ રહે છે. દૃષ્ટિ ફર્યા વિના ધર્માત્માની ઓળખાણ ન થાય. આત્માનું યથાર્થ ભાન હોય તેને અંતરમાં બળવાન વિવેક વર્તે છે. સ્વ અને પર વસ્તુને તેના લક્ષણથી ભિન્ન જાણે છે. અંતરંગમાં નિર્દોષ દૃષ્ટિ છે. હું પૂર્ણ શુદ્ધ સચ્ચિદાનંદ પરમાત્મા છું એમ પુણ્યાદિ, દેહાદિના રાગ રહિત શુદ્ધતાનો ભાવ સદાય જાળવી રાખવારૂપ સમ્યગ્ અભિપ્રાય તે હું છું. એવો ધર્માત્મા ગૃહસ્થ વેશમાં હોય તેની દશાનું ઓળખાણ સામાન્ય જીવને થવું કઠણ છે. લોકો માને છે કે અમે સત્ય બોલીએ, બ્રહ્મચર્ય પાળીએ, દયા પરોપકાર વગેરે કરીએ તો એનાથી ધર્મ થાય, એમ જગતને પુણ્ય ભાવથી અને **દેહની ક્રિયાવડે** કલ્યાણ કરવું છે, પણ અતીન્દ્રિય જ્ઞાનસ્વરૂપ જે ભગવાન આત્મા તેની ઓળખાણ તો કરવી નથી. બંધન ભાવથી મને ગુણ થશે એમ માનવું એ મિથ્યાભાવ છે. અનાદિથી પોતાનું સ્વરૂપ જ વિપરિતપણે મનાયું છે. સ્વભાવની ભૂલ તે ધર્મની ભૂલ; ધર્મની ભૂલ તે અસત્નો આદર, એટલે સંસાર અને સંસારના કાર્યોનો પ્રેમ છે તે અવળી માન્યતાવાળી ભૂલને સમજીને ટાળ્યા વિના સાચું હિત કેમ સમજાય? શરીરની વ્યવસ્થા આમ રાખીએ તો વાંધો ન આવે. અમે આને આમ કર્યું અમે સંસારને આમ સુધારી શકીએ. અમે જ આમ કરી શકીએ કેમકે અમે સમાજ સુધારક છીએ, વગેરે પર પ્રકૃતિના કાર્યો જાણે મારાથી જ થતાં હોય, એમ જે અભિમાન કરીને હરખાય છે, તેને કોઈ સાચા તત્ત્વના સ્વભાવની વાત કરે તો ઝટ ન રૂચે. શ્રીમદ્ ઘણું કહ્યું છે કે, જીવે જગતના અભિપ્રાયો

ઉપરથી પદાર્થનો નિર્ણય કર્યો છે, પણ જ્ઞાનીને ઓળખીને તેમના અભિપ્રાય ઉપરથી એકવાર પણ આત્માનો નિર્ણય કર્યો નથી જે દેહનુ કાર્ય છે તેને આત્માનુ કાર્ય માનવુ તે મહા અજ્ઞાન છે તેના મન્ત્રો આગળ ઘણીવાર કહેવાયા છે ૮૦.

અહીં શંકાકાર ઉંડાણથી વિચાર કરીને તર્ક લાવે છે કે—

ઈશ્વર સિદ્ધ થયા વિના, જગત્ નિયમ નહીં હોય;
પછી શુભાશુભ કર્મનાં, ભોગ્યસ્થાન નહીં કોય. ૮૧

એવો ફળદાતા ઈશ્વર નક્કી ન થાય તો જગતનો કોઈ નિયમ ન રહે, અને પુણ્ય પાપના ફળ ભોગવવાના સ્થાનક પણ ન ઠરે તો પછી જીવને કર્મનુ ભોક્તાપણ ક્યાં રહ્યુ ? આ પ્રમાણે શંકા પડે છે માટે તેના સદુપાયની માગણી કરે છે ૮૧

તા ૮—૧૧—૪૯

શંકા સમાધાન

કર્મનો ભોક્તા જીવ નથી, તે શંકાનુ સમાધાન હવે અહીંથી શરૂ થાય છે જીવને પોતાની ભૂલથી કરેલા અધ્યવસાયથી કર્મનુ ભોક્તાપણુ છે, એમ બતાવતા સદ્ગુરુ કહે છે કે —

ભાવકર્મ નિજકલ્પના, માટે ચેતનરૂપ;
જીવવીર્યની સ્ફુરણા, ગ્રહણ કરે જડધૂપ ૮૨.

ભાવકર્મ એ શું છે? ઊ આત્મા શુદ્ધ જ્ઞાનાનંદ છે, તેને ભૂલીને રાગદ્વેષનો વિકાર સારો છે એમ માનવુ, રાગરૂપ રહેવુ તે ભાવકર્મ છે અને આત્માની વિકારી અવસ્થારૂપ ભૂલનુ નિમિત્ત પામીને કર્મ રજ આવવુ ચોંટે તે દ્રવ્યકર્મ છે, એ રીતે દ્રવ્યકર્મનુ નિમિત્ત કારણ જીવના રાગદ્વેષ છે. જીવના રાગદ્વેષ તે અશુદ્ધ અવસ્થા દૃષ્ટિએ જીવનુ ભાવકર્મ છે આઠ કર્મો તો ઝીણી ધૂળ છે, તે જીવના આઠ ગુણને રોકે છે તે સ્વતંત્ર વસ્તુની વિકારી અવસ્થા છે અહીં એમ કહેવુ છે કે જો જીવ તદ્દન અસંગ અને શુદ્ધ જ હોય, તો કર્મરજનુ અને

રાગાદિનું પરસ્પર નિમિત્તપણું ન હોય. પણ જીવ કર્મભાવરૂપ કલ્પાય છે ત્યાંસુધી તેની વિભાવરૂપ ભૂલવાળી દશા છે ત્યાં જ ઘાતીકર્મ-મોહકર્મ નિમિત્ત છે. તેના સ્વીકારના કારણે શુભ અશુભ, પુણ્ય પાપની પ્રકૃતિની અવસ્થામાં જીવ મારાપણાની ભ્રાન્તિ કરે છે: હું રાગી છું, દ્વેષી છું એમ માનવાની ભૂલ કરે છે. પોતે નિર્દોષ શાંત-સ્વરૂપ જ્ઞાતાદ્રષ્ટા છે, તે હું નહિ, પણ કંઈ શુભ અશુભ વૃત્તિ તે મારામાં છે અને દેહાદિના કાર્ય હું કરી શકું છું એમ માનતો પર-વસ્તુમાં રાગદ્વારા જોડાય છે. એટલે જીવમાં મિથ્યાત્વકર્મના ઉદયમાં જોડાવાથી મિથ્યા અભિપ્રાયનો સદ્‌ભાવ હોય, ત્યાંસુધી પોતાના જ્ઞાન ગુણમાં ઊંધાઈ થાય છે. આત્માનો સમ્યગ્‌દર્શનરૂપ શુદ્ધ સ્વભાવ છે તે ભૂલીને પુણ્ય પાપ રાગાદિયુક્ત થઈને, દેહાદિમાં સુખબુદ્ધિ તથા પરમાં કર્તાબુદ્ધિ થવી તે ભ્રાંતિ છે, તે જીવનો અવગુણ છે, તે કાંઈ જડનું કાર્ય નથી. અજ્ઞાનપણે પોતાની શાંતિને ભૂલીને જડ ભાવમાં અટક્યો તે અજ્ઞાનરૂપ ભાવકર્મ છે. પ્રકૃતિના નિમિત્તમાં પોતાની હયાતિ માનવારૂપ ઊંધી શ્રદ્ધા તે ચેતનનો વિકાર છે. એ સ્વરૂપની ભ્રાંતિ છે, માટે તે ચેતનરૂપ છે, તોપણ ચેતનનો સ્વભાવ નથી, કારણકે ભાનવડે તે દોષ (ભૂલ) ટળે છે. રાગદ્વેષનો વિકાર મારો છે, એમ માન્યો તેણે પરભાવવાળો પોતાને માન્યો છે, ગાથા ૧૧૫, ૧૧૬, ૧૧૭માં સાચી દ્રષ્ટિનું કથન આવશે, કે સ્વરૂપમાં મળમેલ, રાગાદિ ઉપાધિ નથી. સાચી શ્રદ્ધાથી ઊંધો પડીને, પાંચ ઇંદ્રિય, દેહાદિ, અને તેના વિષયભોગોમાં સુખબુદ્ધિવડે જેણે ભાવકર્મને પોતાનું માન્યું, તે હું સુખી, દુ:ખી, પુણ્યવાળો, એમ પોતાને પરરૂપ માને છે.

ઉદયકર્મની અસરને પોતાની માને છે, અથવા તે આઠ કર્મની અવસ્થાને પોતાની કરે છે. કારણકે રાગને પોતાનો માને છે, તેથી તે પરને નિજરૂપ કરે છે. એવી ચેતનની વિકારી ઊંધી માન્યતા તે પોતાની ભ્રાંતિ છે. તેનું નામ દર્શનમોહ છે. તેનો અનુયાયી થઈને જીવમાં જે વીર્યશક્તિ છે તે, ભ્રમણાને અનુસરીને પુણ્ય પાપરૂપ શુભ અશુભ અધ્યવસાયમાં જોડાય છે. "કર્તાનું ઇષ્ટ તે કર્મ" જીવે જેમાં પોતાપણું મારાપણું કલ્પેલું છે, તેમાં જીવનું વીર્ય સ્ફુરાયમાન થાય છે. જે ઠીક માન્યું તેમાં તેણે વીર્યને રોક્યું. 'રૂચિ અનુયાયી વીર્ય' જેની જેમ

રૂચિ તેનુ તેમા અગ્રનુ થાય છે જેમા કર્તાપણુ મનાયુ, તેમા તેનો પુરૂષાર્થ થાય છે પૂર્વ કર્મના ઉદયમા જોડાનાથી જીવના વિભાનરૂપ ન્રણુ વીર્યનુ કમ્પન થાય છે અને જડકર્મના આધારે દેહાદિની જે ક્રિયા થાય છે, તેને હું કરૂ છુ એમ માને છે, અને પ્રકૃતિના સ્વભાવને નિજગુણ માની રાગી દ્વેષી જીવ બને છે જેમ લોઢાનો તપાવેલો ગોળો તે પાણીને પકડી લે છે, તેમ જીવ રાગદ્વેષથી રજાયમાન થતા, નવીન કર્મરજ તેના ક્ષેત્રમા પકડાઈ જાય છે એને જુના કર્મના ઉદયનુ નિમિત્ત અને જીવના રાગનુ નિમિત્ત બે નિમિત્તોનો યોગ થતા ઝીણી સુક્ષ્મ રજ તે એક ક્ષેત્રમા બંધપણુ પામે છે જેમ નાવમા છિદ્ર હોય તો તે જળને અદર પેસવાની યોગ્યતા છે, અને નાવમા પાણી ગ્રહણ કરવાની યોગ્યતા છે, તેથી પાણીનુ આશ્રવણ થાય છે

અહી હવે ભોક્તાપણુ સિદ્ધ કરે છે કે જીવમા પરને ગ્રહણ કરવાનો સ્વભાવ નથી પણ યોગ્યતા છે જ્યાસુધી જીવની ભૂલ છે ત્યાસુધી જીવની તે યોગ્યતા છે એથી કહે છે કે જડ સ્વય જીવને રાગદ્વેષરૂપ ભાવની ભૂલ કરાવતુ નથી જડમા પ્રેરણાદિ ધર્મ નથી પણ અજ્ઞાનપણે જીવની ભૂલના કારણે જડ રજકણો ચોટયા છે અહીં જીવ કર્મને ગ્રહણ કરે છે, તે નિમિત્ત—ઉપચાર, વ્યવહારનુ વચન છે જીવનુ વીર્ય જ્ઞાનમા અસ્થિર થાય છે ૭૮મી ગાથામા આશકા હતી કે ' શુ સમજે જડકર્મ કે ફળ પરિણામી હોય " ફળનો દેનાર થાય તેને જીવ કેમ ભોગવે છે તે સમજાવે છે કે ભૂલ અને આવરણની જાત જુદી છે ભૂલ થવી તે ચેતનનો વિકાર છે, અને આવરણનુ જડ અને આવવુ ગળવુ અને મળવુ એવો પુદ્ગળનો સ્વભાવ છે પુદ્ગળનો બધ સ્વભાવ છે પુદ્ગળની દરેક અવસ્થા તેના ઉપાદાનના કારણે સ્વતત્રપણે થાય છે, છતા જીવનુ નિમિત્તપણુ છે, જીવ પોતાની શુદ્ધ સત્તાનો અજાણ થયો થકો પુણ્ય પાપ રાગાદિ દેહાદિનો કર્તા થાય છે તેના લક્ષણને (ગુણને) પોતાનો ગુણ માને છે તેનુ કાર્ય પોતાનુ માને છે તેથી રાગદ્વારા તે રૂપ મિથ્યાજ્ઞાનનુ જીવ ગ્રહણ કરે છે ત્યારે સુક્ષ્મ જડ રજકણો જીવના રાગાદિનુ નિમિત્ત પામીને સ્વય બંધપણ પામે છે જડના રજકણોનો જથ્થો તે જુના કર્મ સત્તામા

રહેલાં છે તેની સાથે બંધરૂપ થાય છે. જીવની જેટલી રાગદ્વેષરૂપ અજ્ઞાનદશાની ભૂલ થાય તેટલા જ પ્રમાણમાં નવીન કર્મ-રજ આવીને ચોંટી જાય છે. જેમ સૂર્યનું નિમિત્ત પામીને મેઘવાદળ રંગબેરંગી કાચબીપણે-મેઘધનુષ્યપણે પરિણમી જાય છે, તેમ જીવ રાગરૂપ હું છું એમ માને તો પોતાના જ્ઞાનમાં અસ્થિર થાય, અને કર્મ થવાની યોગ્યતાવાળા રજકણો સ્વયં આવીને બંધાઈ જાય છે. એવો નિમિત્ત-નૈમિત્તિક સબંધ છે. ૮૨.

હવે ભોક્તાપણું જણાવતાં કહે છે કેઃ—

> ઝેર સુધા સમજે નહિ, જીવ ખાય ફળ થાય;
> એમ શુભાશુભ કર્મનું ભોક્તાપણું જણાય. ૮૩.

સાદો અને સહેલો દાખલો જગતને ઝટ ગ્રાહ્ય થાય એવો આપી સમજાવ્યું છે. ઝેર અને અમૃત અફીણ અને મેવા મીઠાઈ એ તો જડ પદાર્થ છે. તે પોતે સમજતા નથી કે અમે ખાનારને મૃત્યુ અથવા દીર્ઘાયુ આપીએ. પણ તેનો સ્વભાવ એવો જ છે, કે તેને ગ્રહણ કરનાર પ્રત્યે જેમ તેનું ફળ થાય છે, તેમ જીવમાં શુભ અશુભ કર્મ પણ એની મેળે પરિણમીને ફળ સન્મુખ થઈ જાય છે, તે વખતે જીવ માને છે કે મેં સ્વાદ લીધો. જીભ તો રૂપી જડ છે, ચેતન અરૂપી છે. વર્ણ ગંધ, રસ સ્પર્શ તે પુદ્ગળનો ગુણ છે. પુદ્ગળનો મીઠો સ્વાદ જાણતાં, ચેતન ભગવાન સ્વાદરૂપ થઈ જતો નથી. કડવાશ-ઝેરખાતાં ઝેરમય થઈ જતો નથી. છતાં અજ્ઞાની માને છે કે મેં ખાધું, મેં ભોગવ્યું એમ પોતાના જ્ઞાનમાં સુખ દુઃખ ભોગવવાની માન્યતા કલ્પે છે. જીવ પરને ભોગવે છે એ નિમિત્તની ઉપચારની ભાષા છે. જેમ નાનો બાળક લાકડીનો ઘોડો કરીને ચાલવાના રસ્તામાં રમત કરતો હોય, તેને તેનો બાપ કહે કે તારો ઘોડો દૂર રાખ, તો છોકરો સમજી જાય છે કે, આ લાકડી મારા પિતા મને દૂર કરવાનું કહે છે, તેમ પિતાના કથનનો આશય બાળક સમજી જાય છે. જો પિતા તેને ચોકખું સંભળાવી દે કે તારી લાકડીને માર્ગમાંથી દૂર કર તો બાળકને ન ગમે. તેમ અહીં જીવને કર્મનો કર્તા ભોક્તા કહ્યો છે, એ નિમિત્તના આરોપથી ઓળ-

ખાવવા માટે કહ્યો છે. જીવ પોતે અરૂપી જ્ઞાન માત્ર છે. જ્ઞાનનો જ તે કર્તા છે. તે પરને કરતો નથી, ભોગવતો નથી. ઝેરનો કોળીયો, કે અફીણનો કટકો અથવા મીઠાશવાળા લાડુનો કટકો જ્યારે મોઢામાં મૂકયો ત્યારે જીવે જાણ્યું, પેટમાં ગયો તે જાણ્યું. અને વિષ્ટા થઈ તે પણ જાણ્યું. રાગી જીવ તેમાં ભોક્તાપણું માને છે, કે મેં સ્વાદ લીધો, મેં અમૃત જેવો આહાર ખાધો, એમ ઊંધી માન્યતા કરે છે; પણ જ્ઞાની કે અજ્ઞાની કોઈ પરને ભોગવતો નથી. અજ્ઞાની પરવસ્તુના રાગમાં અટકીને રાગદ્વેષરૂપ થઈને જાણે છે, અને જ્ઞાની ધર્માત્મા પોતાના લક્ષણથી ભિન્ન સર્વ પદાર્થને રાગ રહિત જાણે છે. સાકરનો કટકો કે અફીણનો કટકો કાંઈ આત્મામાં પેસી જતાં નથી; પૂર્વે ભૂલનું નિમિત્ત પામીને જે શુભ અશુભ પુણ્ય પાપના રજકણો દેહમાં આઠ કર્મપણે રહ્યા છે તેનો ઉદય થતાં, જીવ વર્તમાન પુણ્ય પાપની અવસ્થામાં રાગ-દ્વેષરૂપ પોતાને માને છે, અને રાગી દ્વેષી બને છે. તે તેનું ભોગવવું છે. જેમ નિર્મળ અરિસામાં ઝેરને અમૃત, સુવર્ણ અને વિષ્ટા સહજ-પણે દેખાય છે, તેમ ચેતનનું કાર્ય તો જાણવું જ છે કાંઈ પરનું કરવું કે ભોગવવું નથી, પણ અજ્ઞાની અજ્ઞાનપણે, ભ્રાન્તિપણે માને છે કે આ મેં કર્યું. પરમાણુનો પરિણમન સ્વભાવ કેવો છે, તેને જે જીવ જાણતો નથી, તે પરવસ્તુની અવસ્થા દેખીને તેમાં ઇષ્ટ અનિષ્ટપણું માને છે. અહીં રૂપિયાભાર મેસુબનો કટકો મોઢામાં નાખ્યો તેને જરા ઓગાળીને તેનો લોચો બહાર કાઢીને જુઓ તો તે કેવો દેખાય છે તે માલમ પડશે. ક્ષણમાં મેસુબનાં પરમાણુના રજકણનો બદલો થયો દેખાશે. અજ્ઞાની તેમાં પ્રેમ કે ગ્લાનિ કરે છે. કારણકે વસ્તુના ધર્મને જ્યાંસુધી ન જાણે ત્યાંલગી પરવસ્તુને સગવડ, કે અગવડરૂપ માની તેને રાગદ્વેષપણે દેખે છે. મેં મનોજ્ઞ ઇષ્ટ પદાર્થને ભોગવ્યો અથવા મેં કડવા પદાર્થનો સ્વાદ ભોગવ્યો એમ માને છે, પણ આ સ્વાદ ચેતનમાં થાય છે કે જડમાં? જડની અવસ્થામાં થાય છે છતાં જીવ તેમાં રાગી દ્વેષી થાય છે. જેમ બીજ સ્વયં યોગ્ય ભૂમિનું નિમિત્ત પામીને ઉગે છે, પછી પાકે છે. તેમ કર્મની સ્થિતિ પૂરી થયે શુભાશુભ કર્મ યથાકાળે ફરે, તે તેનો સ્વભાવ છે. જેમ ચોમાસામાં શાકભાજી ભીંડા વગેરે ઉગે છે, તે દસ માસમાં ફળે છે, અને રાયણના બીજમાંથી

ફળ દસ-પંદર વર્ષે ફળે છે તેવો તેનો સ્વભાવ છે. તેમ જીવ પૂર્વ કર્મના શુભાશુભ ઉદયમાં રાગપૂર્વક જોડાઇને તેમાં અટકે છે, તેથી નવીન કર્મરજનો એક ક્ષેત્રમાં સંચય થાય છે. તે તેની જેટલી સંખ્યા, જાતી રસ અને સ્થિતિના પ્રમાણે તે રજકણો બંધપણું પામે છે. તે તેની સ્થિતિ પૂરી થયે ફળે છે. તે તેના કાળે પરિણમે છે. તેમ પરિણમવાનું તેનામાં સામર્થ્ય છે. જીવ તેમાં ઇષ્ટ અનિષ્ટપણું કર્તા ભોક્તાપણું માને છે. અફીણનો કટકો જાણતો નથી કે આને અગવડતા આપું. પણ તેમાં કડવાશની શક્તિ પોતાને આધારે રહી છે. અફીણના રજકણોને ખબર નથી કે મારે આનું મૃત્યુ કરાવવું છે, તથા કેરીના રસને ખબર નથી કે આને હું લાલપ અને સાતારૂપ સંતોપ પમાડું, પણ તેના સ્વભાવે જ તેનું પરિણમન થાય છે. કાળા પત્થરનો કકડો મોઢામાં મૂકો તો તે કાંઇ ઓગળે નહિ, પણ અફીણનો અથવા સાકરનો ગાંગડો મુખમાં ઓગળે છે, કેમકે ઓગળવાનો તેનો સ્વભાવ છે. તેમ શુભ અશુભકર્મ તેના ભાવે પ્રગટ દેખાય છે તેને જીવ રાગ-દ્વેષપણે જાણે છે. ત્યારે તેનું વ્યવહાર ભાષામાં આરોપ કરી ભોક્તાપણું કહેવાય છે; કારણકે જડની અવસ્થાને જીવ જાણનારો છે, અને પુણ્ય પાપ જણાવા યોગ્ય છે. એવી પરસ્પર નિમિત્તનૈમિત્તિક યોગ્યતા છે. તેથી જીવને અજ્ઞાનપણે કરેલા કર્મનું વ્યવહારે ભોક્તાપણું પણ છે.

તા. ૯—૧૧—૩૯.

જડ પદાર્થને ખબર નથી કે મારે આને ફળ આપવું છે જેમ સાકર અને અફીણ દરેક પોત પોતાનું ફળ આપે, તેમ પૂર્વનાં કર્મ જે સત્તામાં રહેલા છે તે વર્તમાનમાં પ્રગટ થયે અજ્ઞાની રાગદ્વેષપૂર્વક જાણે છે. અને જ્ઞાની રાગરહિત જાણે છે. અજ્ઞાનીને કર્મના બંધભાવનો આદર હોવાથી, પૂર્વે ભૂલથી પરપદાર્થમાં અજ્ઞાનભાવે રાગ-દ્વેષપૂર્વક મમત્વબુદ્ધિ કરેલી તે કર્તાપણાની માન્યતાથી કર્મબંધ થએલો તે યથાકાળે ફળે છે, જેમ ઝેર ખાય અને તેનું ફળ દેહમાં દેખાય છે તેમ. ૮૩.

હવે કહે છે કે અજ્ઞાન માન્યતામાં કર્મભાવનો આદર હોવાથી સંસારી જીવોને તેના ફળરૂપે અનેક પ્રકારની વિચિત્રતા દેખાય છે.

એક રાંક ને એક નૃપ, એ આદિ જે ભેદ;
કારણવિના ન કાર્ય તે, એ જ શુભાશુભ વેદ્ય. ૮૪.

કોઈ જીવ જન્મથી નિર્ધન, દુઃખી કોઈ જીવ જન્મથી સધન સુખી, કોઈ જીવ જન્મથી રોગી એ આદિ કર્મફળની વિચિત્રતા છે તે વસ્તુનો સ્વભાવ છે સૂર્યની ઇચ્છા નથી કે મેઘવાદળમાં મેઘધનુષ્ય દેખાય પણ યથાકાળે તેમ થવું સંભવે છે તેમાં કોઈની કારવાઈ નથી, તેમ ઈશ્વર કોઈને રાંક કે કોઈને રાજા કરે છે તેમ દેખાતું નથી. મોઢામાં અનાજનો કોળીઓ નાખ્યો તે અનાજને ખબર નથી કે મારે અમુક ટકા લોહીપણે થવું, અમુક ટકા માંસ, વીર્ય, મળમેલ હાડકાંપણે થવું છતા તેની યોગ્યતાપણે પરિણમી જવું થાય છે કોળીઆમાં માખી આવે અને પાંચ મિનિટમાં ઉલટી થાય ઉલટી કરવાની ઇચ્છા નથી છતાં અંદર દેહમાં ખળભળાટ થાય છે અને ઉલટી થાય છે કહો તેને શું ઈશ્વર ફળ આપવાની ક્રિયા કરતો હશે? સુક્ષ્મદૃષ્ટિથી જડ પ્રકૃતિનો વિચિત્ર મહિમા વિચારશો તો તેનું ફળ તેનો પ્રસંગ, તેના બધા ગુણ તેનું ગળવું મળવું તે તેનો જ સ્વભાવ છે, છતા તે પ્રત્યે જે જીવ રૂચિ પ્રેમ કરે છે તેને તેના ફળનો પ્રસંગ આવે છે. પણ ઈશ્વર ફળ દેના આવે એમ નથી વળી જો તે કર્મની અસરનો સ્વીકાર જીવ ન જ કરે તો શુભાશુભ કર્મ બળાત્કારે ફળ આપે નહીં જીવ તેમાં ઈષ્ટ અનિષ્ટપણું કલ્પે છે, અને જ્ઞાતાપણું ભૂલીને તેમાં ભોક્તાપણું માને છે પોતાના જ્ઞાનમા અસ્થિરતા વડે કર્તા ભોક્તાપણું માને છે. જેના રાગભાવ જીવ કરે છે, તેના જડકર્મ આવીને બંધાય છે; એટલે મનુષ્યપણાના જે પ્રકારે ભાવ કર્યા હોય તે પ્રકારના દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવના સંયોગવાળો મનુષ્યભવ જીવ પામે છે અને ઢોર નારકી કે દેવના ભવના ભાવ કરે તો તેના સંયોગ પામે; કુરૂપપણું સુરૂપપણું નિર્ધનપણાના કે સધનપણાના સંયોગ એ રીતે મળે છે દેવનું આયુષ્ય પુરૂ કરીને જીવ ઢોરમાં પણ જાય, વગેરે જીવને અનેક દેહ ધારણ કરવા પડે છે જીવ તો જાતિ અપેક્ષાએ બધા સરખા છે છતા પુણ્ય પાપને લીધે શુભાશુભ કર્મની તારતમ્યતાથી ફેર દેખાય છે; પણ સર્વ મનુષ્યોને મનુષ્યપણું સમાન છે, છતા કોઈ સુખી, કોઈ દુઃખી આદિ અનેક

વિચિત્રતા દેખાય છે. કોઈ તદ્દન નમાલા બુદ્ધિહીન હોય છતાં લાખો-પતિ શ્રીમંત હોય છે અને મહા બુદ્ધિવંત અને સજ્જન ડાહ્યો પુરુષ ચતુર હોવા છતાં નિર્ધન પણ હોય છે. સ્ત્રી સુંદર અને ચતુર હોય તેનો પતિ મૂંઢ જેવો અને કુરૂપ હોય છતાં સ્ત્રી પતિવ્રતા હોય છે. વળી પુરુષ સુંદર બુદ્ધિવંત હોય, છતાં સ્ત્રી તેનાથી વિપરીત હોય. તેમ દરેક જીવોના પુણ્ય પાપના ફળના સંયોગોની વિચિત્રતા જગતમાં જોવામાં આવે છે, તે પુણ્ય પાપના ફળ છે. આ ઉપરથી એમ કહેવું છે કે જે જીવો પુણ્ય પાપમાં રાગદ્વેષ કરીને વર્તે છે તેને પોતાનું અક્રિય નિર્દોષપણું, જ્ઞાતાપણું કેવું છે તેનું ભાન નથી. તેવા જીવોએ સગવડતાને માટે પુણ્ય પાપને ઠીક માન્યું હોય છે તેઓને શુદ્ધ ચૈતન્ય આત્માનો અનાદર જ છે. પુણ્યરૂપ જડત્વ ભાવનો જેને આદર છે તે નિગોદમાં જ જવાના છે. પુણ્ય અને પાપ તે ઉપાધિ ભાવ છે, ઉપાધિ જન્ય સંયોગો છે, તેને ઠીક માનવા તેની રૂચિ કરવી તે સ્વયં અપરાધ છે. સ્વની હિંસા છે. પુણ્યથી ધર્મ માનનારા નિર્દોષ તત્ત્વની પ્રતીત વિના મરીને ક્યાં જશે? તે વિચારતાં જ્ઞાની કહે છે, કે જગતની રૂચિ વિભાવ આશ્રીત હોવાથી જ સંસાર અનંતકાળ રહેવાનો છે. આત્મામાં ભેદ નથી, ઉપાધિ નથી, પણ પોતે પોતાને ભૂલીને શુભાશુભ કર્મનો કર્તા થયો, તેથી વર્તનમાં તેનું ફળ પ્રત્યક્ષ દેખાય છે. કારણ વિના કાર્ય કેમ બને? એક જીવ જન્મે ત્યાંથી તે મૃત્યુ પામે ત્યાંલગી દુઃખના સંયોગમાં ન સપડાય એવું પણ બને છે. શાલીભદ્રની વાત છે કે પગના તળીએ વાળ ઉગ્યા હતા, એટલી સુકોમળતા હતી કે તેણે ટાઢ તાપ પણ વેઠેલ નહોતા, એવા સુખી ગૃહસ્થ પણ હોય. અને એક જન્મતા જ દુઃખી હોય છે. આ શાલીભદ્ર સુકોમળ ગૃહસ્થ મહા પુણ્યવંત છતાં જ્યાં સાંભળ્યું કે મારે માથે ધણી–રાજા! હું પરાધીન! પરાધીનતાનું ભાન થયું, કે તરતજ તે પુણ્યની ધૂળ છોડી મુનિ થઇને ચાલી નીકળ્યા. ૮૪.

હવે અહીં ફળદાતા ઇશ્વર નથી એમ કહે છે:—

ફળદાતા ઇશ્વરતણી, એમાં નથી જરૂર;
કર્મ સ્વભાવે પરિણમે, થાય ભોગથી દૂર. ૮૫.

પ્રથમ કહ્યું કે, રાગદ્વેષ પુણ્ય પાપ મારાં એવી ભ્રાન્તિની કલ્પના થી કર્મ એની મેળે પકડાય છે; તેથી ઉપચારથી કહ્યું કે જીવ કર્મને ગ્રહણ કરે છે, અને ભોગવે છે. તે ફળના ભોગવવા વિષે, 'ઝેર સુધા સમજે નહિ જીવ ખાય ફળ થાય' એમ કહીને હવે કહે છે, કે ફળદાતા ઇશ્વરની એમાં કાંઈ જરૂર નથી. જેમ અમૃત અને ઝેર તેવીરીતે શુભ અશુભ કર્મ પણ તેના સ્વભાવે પરિણમે છે. ઝેર અને અમૃત ફળ દઇને નિઃસત્વ થાય છે તેમ કર્મ ફળ આવતાં તે નિઃસત્વ થાય છે. લોકો કહે છે કે લાકડું બળી ગયું; પણ વિચારતાં જણાય છે કે લાકડાનો પિંડ તે પરમાણુનો જથ્થો હતો, તે અગ્નિના નિમિત્તથી રાખપણે થયો. તેમાં કોઈ પણ રજકણનો નાશ થયો નથી. પણ અવસ્થા બદલે છે. સુક્ષ્મ રજકણપણે જગતમાં જ રહે છે.

આ શરીરનુ મરણ અને આયુષ્ય કર્મના રજકણોને નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે, તે રજકણો પુણ્ય પાપપણે જીવની ભૂલના કારણે પકડાણા હતા. તે આયુષ્ય કર્મની સ્થિતિ પ્રમાણે શરીરનું ટકવું થાય છે. ધારો કે આ દેહને પચાશ વરસ ટકવું હોય તો તેના કારણે આહાર આદિ સંયોગો મળી જ રહે છે. આયુષ્ય કર્મની સ્થિતિ પૂરી થતાં, દેહના રજકણો બળી સડીને છૂટાં પરમાણુરૂપે ગમે ત્યાં મળી જાય છે. જે હોય તેનો નાશ થાય નહિ, અને જે ન હોય તે નવું ઉત્પન્ન થાય નહિ. જે હોય તે ટળે નહિ, પણ ટકીને પલટાયા કરે છે. પણ સર્વથા તેનું અસ્તિત્વ ટળે નહિ. લાકડાને બળી જવામાં ઇશ્વરની જરૂર નથી. વાંસના ઘસારાથી વનમાં અગ્નિ થાય છે, અને તેથી ઘણાં પ્રાણી અને ઝાડોનો નાશ થાય છે, પણ તે પરમાણુની અવસ્થા માટી-પણે તો રહે છે. તેમાં ઇશ્વરને કરવાપણું કે ફળ આપવાપણું હોતું નથી. રૂનું રૂપ) મણનું ધોકડું જલદી સળગી જાય. અને પ્રેસ કરેલી પાકી ગાંસડી સળગી જતાં વાર લાગે, તેમ કોઈ કર્મમાં ફળ અધિક શક્તિ, તો કોઈમાં થોડી શક્તિ હોય છે. કોઇમાં ઘણો કાળ તો કોઈમાં થોડો કાળ તે શક્તિ રહે છે વગેરે સમજવું. અંગુઠામાં ખીલીનું દરદ થાય તેમાં પીડાનું ક્ષેત્ર થોડું, રજકણ થોડાં, પણ તેની વેદના ઘણી; તેમ જે જે કર્મનો સ્વભાવ છે, તે તે તેવીરીતે તેનું ફળ આપીને

છૂટાં પડી જાય છે, જેમ સાકરનો ગાંગડો મોઢામાં મૂકયો, પછી ગળીને તેનાં રજકણો છૂટાં પડી જાય છે તેમ. સાકરનો ગાંગડો કંઈ અફીણપણે સ્વાદ ન આપે, તેમ પાપરૂપ બુદ્ધિવડે બંધાયેલાં કર્મ પાપપણેજ ભોગવવા પડે, પણ તે બધાં સ્થિતિવાળાં છે એટલે તેની સ્થિતિ પૂરી થતાં તે છૂટી જાય છે. પૂર્વભવે અશુભ પરિણામ જે પાપનાં કરેલાં તેનું ફળ વર્તમાનમાં દેખાય છે. તેની કોઈ ના પાડે કે મારે એ ન જોઈએ; અને મને પુણ્યફળ જોઈએ તે તો બને નહીં. પૂર્વભવે જે અશુભ પરિણામ કરેલ તેનું ફળ આવતાં તેનો નકાર કરે (અરૂચી થાય) તે પોતાની હૈયાતીનો નકાર કરે છે. કેમકે પૂર્વે હું નહોતો, મેં પાપ કર્યાં જ નથી એમ માને છે. તેથી પોતાના આત્માની જ ના પાડે છે. પણ હું પૂર્વે હતો, આ મારી ભૂલનું ફળ છે, એ ભૂલ મારો સ્વભાવ નથી, પુણ્ય પાપવાળો હું નથી એમ માની રાગથી રહિત, કલુષિતપણાથી જુદો રહીને જ્ઞાતાપણે જાણે તો, નવીન કર્મનો બંધ ન થતાં, તે શુભ અશુભ કર્મ તેનું ફળ દેખાડીને છૂટી જાય છે; તેમ ફળ દેવાનો સ્વભાવ જડકર્મમાં છે, અને તેને જાણવાનો સ્વભાવ જીવનો છે. જડનું ફળ ભોગવવાનો જીવનો સ્વભાવ નથી, પણ જે જીવ પોતાને ભ્રાંતિરૂપ માને છે, અને રાગદ્વેષવાળો થાય છે, તે માને છે કે હું સુખી, દુઃખી છું, હું પુણ્યવંત છું, હું પાપી છું. એ પ્રમાણે પ્રકૃતિના ફળમાં સ્વામીત્વ સ્થાપીને તેમાં તે રતિ અરતિ કરે છે. પુણ્ય ફક્ત સંયોગ આપે, તે પુણ્યનાં સંયોગ કહેતા નથી કે અમને ભોગવ; તેમાં જેને પુણ્યના ફળ મીઠાં લાગે, અને તે હું ભોગવું છું એમ માને, તે મહા અજ્ઞાની છે. તે પુણ્યના સંયોગ નથી કહેતા કે તું અમને ભોગવ, અમારા નિમિત્તે તું રાગ કર, હર્ષ કર, અમારો સ્વામિ થા; છતાં જીવ તેમાં કર્તાપણાની, મારાપણાની, ભોક્તાપણાની કલ્પના કરે છે એ જ્ઞાનની ભુલ કરે છે. જેમ કોઈને પાપ સંયોગની પ્રતિકુળતા આવી એટલે કે શરીરમાં ક્ષયરોગ થયો, જુવાન દીકરી વિધવા થઈ, પુત્ર મરી ગયો, ઘર સળગી ગયું, તે બધા સંયોગો કહેતાં નથી કે તું દ્વેષ કર, દુખની કલ્પના કર, મમતા કર; એમ જડકર્મ પણ નથી કહેતું કે તું ભૂલ કર, પણ જીવને પરવસ્તુમાં મમતા છે, રાગ છે, તેથી તેને ઠીક અઠીક માને છે; અને રાગદ્વેષના કારણે સ્વસ્વરૂપમાં ભ્રાંતિ

ધનાથી જીવે તેમ માન્યુ છે કોઈ એમ કહે કે પુણ્ય ભોગ વ્યા વિના ટળે નહિ, પ ! તે બનમર નથી પુણ્ય તો ચેતન્યથી ભિન્ન વિકારી વિજાતીય વસ્તુ છે તે પર ઉપાધિને ભોગવવાનો ભાવ તુ કેમ રાખે છે? તેનો પ્રેમ તે તો ચેતનનો સ્વય મહા અપરાધ છે પુણ્યનુ ફળ તો મયોગ આપે છે, પણ કોઈને પરાણે રાગ કરાવે, મમતા કરાવે, એમ થતુ નથી પ ! જો તેમા સુખબુદ્ધિ મોહભાવે જીવ કરે તો નવીન કર્મબ ધ થાય, એવો પુદ્ગળ અજીવ દ્રવ્યનો સ્વતત્ર સ્વભાવ છે, અને તે તેની સ્થિતિ (કાળ) પૂરી થયે ફળ દેખાડે છે એને ફળ દેવામા કર્તાની જરૂર નથી ૮૬ મી ગાથામા પણ આ બાબતનો ઘણો ખુલાસો આવશે ૮પ

આ ગાથા ઘણી ગભીર અને ઊડી છે —

તે તે ભોગ્ય વિશેષના, સ્થાનક દ્રવ્ય સ્વભાવ,
ગહન વાત છે શિષ્ય આ, કહી સક્ષેપે સાવ. ૮૬.

શ્રુરુએ શિષ્યને લક્ષમા લીધો છે અને વિશેષ મહાત્મ્ય માટે તત્ત્વનુ ગભીરપણુ, સ્વાધીનપણુ, અને જુદાપણુ કેમ છે, નિમિત્ત-નૈમિત્તિકપણુ કેમ છે, તે સબધી દ્રવ્યાનુયોગની ઊડી વાત કહે છે તેમા જણાવે છે કે જીવ જે જે પરિણામનો કર્તા જે જે પ્રકારે થાય છે, તેના તેના કર્મ-ફળ ભોગવવાના ક્ષેત્ર આ વિશાળ વિશ્વમા છે તે દ્રવ્યનો સ્વભાવ છે તેમા ઉત્કૃષ્ટ શુભ અધ્યવસાય તે ઉત્કૃષ્ટ શુભ ગતિ છે, ઉત્કૃષ્ટ શુદ્ધ પરિણામ એટલે પરમાર્થ તત્ત્વની દૃષ્ટિ સહિત પુણ્ય પાપ શુભ અશુભ રાગરહિત જે શુદ્ધભાવના, ઉત્કૃષ્ટ પવિત્ર પરિણામ થતા જીવનુ સ્વભાવે ઉર્ધ્વગમન થાય છે, તે પરમાર્થરૂપ શુદ્ધગતિ છે એટલે કે સસાર સબધ છૂટીને મુક્તદશામા પૂર્ણ શુદ્ધ સિદ્ધદશામા જવુ, રહેવુ થાય છે વીતરાગભાવ, શુદ્ધભાવને અપેક્ષાએ ઉત્કૃષ્ટ શુભ પરિણામ પણ કહી શકાય છે

તા ૧૦—૧૧—૩૯

આત્મા અનાદિ અનત છે તેની અજ્ઞાનરૂપ અવસ્થા હોય ત્યારે રાગરૂપ, પુણ્યપાપરૂપ, અનેક વિકારરૂપે તેમા ભગ થાય છે કારણકે

યના એક જ પ્રકારના પરિણામ હોતા નથી, પણ અસંખ્ય પ્રકારના તેમજ પાપના અધ્યવસાય પણ અસંખ્ય પ્રકારના છે, તે અખંડ ર દ્રવ્યની વિશેષ અવસ્થા છે; તેજ વખતે અજીવ દ્રવ્ય, જડ ાની અનંત શક્તિરૂપ અસંખ્ય અવસ્થાઓ પુણ્ય પાપના સંયોગ- ! (યોગ્ય દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવમાં) થાય છે. જીવ અનાદિ અનંત ર્થ છે, તે સ્વભાવે અખંડ, પૂર્ણ, શુદ્ધ, સ્વાધીન તત્ત્વ છે; જે છે ભૂતકાળમાં નિર્દોષજ્ઞાન સ્વભાવપણે મુક્ત ન હતો, એટલે બંધાયેલો હતો. પ્રકૃતિની પુણ્યપાપરૂપ અવસ્થામાં અનેક ક્ષેત્રમાં ક્યાંક ા છે, એનો વિચાર કરતાં નક્કી થાય છે, કે પુણ્યપાપ દેહાદિની ામાં રાગપણે જોડાઈને દેવ, મનુષ્ય, નારક, તિર્યંચના ભવ પૂર્વે ંતવાર જીવે કર્યા છે. જેવો વિકાર કરે તેવી અવસ્થાની યોગ્યતાના ન અને તે જાતના પુદ્‌ગળ દ્રવ્યને ભોગવવા યોગ્ય સ્થાનકોનો ાગ થવો જ જોઈએ. એટલે કે જીવ અજ્ઞાનભાવે જડકર્મનો કર્તા મેત્તપણે થયો, તે અવસ્થાને ભોગવવાના સ્થાન પણ જોઈએ. તો . સ્થાનક ચાર ગતિ છે. દેવ, મનુષ્ય, તિર્યંચ (પશુ આદિ) અને એમ ચારગતિની અશુદ્ધ પર્યાયમાં પુણ્યપાપરૂપ સંયોગના સ્થા- ભોગવટો થાય છે. અને તેને ભોગવવાલાયક સ્થાનમાં ત્યાં જવું છે; એ ફળ આપવાની શક્તિ સ્વયં પુદ્‌ગળમાં છે.

ચૈતન્યનો સ્વભાવ શુદ્ધ છે, પણ પોતાને ભૂલીને પરવસ્તુમાં ા, સગવડતાની બુદ્ધિ કરે છે, પર સ્વભાવમાં પોતાની હયાતી માને એમ ચારગતિના ભવના ભાવથી જન્મ મરણ કરવા પડે છે. એક ી અવસ્થા છોડીને બીજા દેહમાં જવું થાય છે. શુભ અશુભ ે અશુદ્ધભાવ જીવ કરે ત્યારે તે જાતની કર્મરજ સ્વયં આવીને છે, અને યોગ્યકાળે તેનું ફળ ભોગવવા માટે તેવા સ્થાન ઉપર ને જવાનું થાય છે. આત્મા સ્વાધીન છે, આત્માનો ઊર્ધ્વગામી ાવ છે, છતાં પોતાનું સ્વાધીનપણું, નિર્દોષપણું જાણ્યું નથી અને સ્તુમાં સુખબુદ્ધિ રહી છે ત્યાંસુધી પરવશપણું છે; અને તેથી ભ્રમણમાં આત્માને રખડવું થાય છે, તેમાં પણ ઇશ્વર કંઈ કર્તા કે ાતા નથી. જીવ સમસ્ત રાગાદિ ઉપાધિથી જ્યારે મુક્ત થાય છે

ત્યારે શાશ્વત, સ્વાધીન સુખદશામાં સ્વયંસિદ્ધ ભગવાન થતાં સિદ્ધ-શિલા નામે આઠમી પૃથ્વી ઉપર રહે છે; પણ તે ક્ષેત્રમાં રહે છે તેમ કહેવું તે વ્યવહાર છે. નિશ્ચયથી તો શુદ્ધ આત્મા પોતાના આત્માના શુદ્ધ પ્રદેશમાં જ રહે છે. અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતસુખ, અનંતવીર્ય એ સ્વચતુષ્ટય પ્રગટ થતાં ચૈતન્ય આનંદમૂર્તિ પૂર્ણ કેવળ-જ્ઞાન સ્વભાવપણે પોતામાં રહે છે. આત્માનો ઉર્ધ્વગામી સ્વભાવ કર્મ ઉપાધિથી મુક્ત થયે પ્રગટ થાય છે, જેમ એરંડા કે શીંગના ફોતરાં તાપથી સુકાતાં અંદરના બીજ સ્વયં ઉછળે છે. તેમ પુણ્યપાપરૂપ કર્મની અસરથી, દ્રવ્યે અને ભાવે જીવ મુક્ત થતાં જડ પ્રકૃતિરૂપ શીંગના ફોતરાંનું જ્ઞાનધ્યાનની અગ્નિવડે સુકાવું થતાં સ્વયં તે કર્મ પ્રકૃતિરૂપ શીંગ ફાટતાં શુદ્ધ આત્મપ્રદેશ છુટાં પડે છે, અને બીજરૂપ ચેતન ભગવાન સ્વયં લોકને છેડે પંચમગતિ—સિદ્ધગતિ—સ્વગતિમાં જઈ પહોંચે છે. જેમ તુંબડી ઉપરથી લેપ દૂર થતાં હળવી થતાં પાણી-માંથી ઉપર આવે; તથા જેમ ધુમાડો ઉપર આવે, તેમ આત્માનો સ્વભાવ કર્મ ઉપાધિના સંગવાળો ન હોવાથી સંગ છોડે તો હળવો થતાં, પોતાનો સહજ ઉર્દ્ધ્વ સ્વભાવ પ્રગટ થઈ પૂર્ણ મુક્તદશાને પામે છે. હવે ચારગતિના કારણો કહેવામાં આવે છે. શુભ પરિણામ પુણ્ય પરિણામ તે કષાય ભાવ છે. તે દયા સત્ય, બ્રહ્મચર્ય, અચૌર્ય અપરિ-ગ્રહ આદિ છે. તે પુણ્યના પરિણામનો જીવ કર્તા થાય તો તે પુણ્ય બંધનના ફળરૂપે ઇંદ્રિયસુખ ભોગવવાનું સ્થાનક દેવલોક છે, છતાં ત્યાં પરાધીનતા છે. તેની પણ મર્યાદા છે, તીર્થંકર નામકર્મની શુભ પ્રકૃતિ છે તે લોકોત્તર પુણ્ય છે, અને આત્મજ્ઞાનની ભૂમિકામાં સહજપણે બંધાઈ જાય છે, સર્વ લોકમાં આ પ્રધાન પુણ્ય પ્રકૃતિ બંધન થવાનું કારણ ઉત્કૃષ્ટ લોકોત્તર પુણ્ય પરિણામ છે; તે તો શુદ્ધ આત્મસ્વરૂપનું ભાન હોય ત્યાં જ થાય છે. જેમકે સર્વ જીવોને ધર્મ પમાડું એ ઉંચી જાતનો પ્રશસ્ત રાગ છે, પણ સાથે ભાન છે, કે આ રાગ તે મારો નથી, તેનાથી મને ગુણ નથી, એમ અવિરોધપણે સહજ સ્વભાવના ભાનમાં બંધાયેલું પુણ્ય તે ઉત્કૃષ્ટ હોય છે. તીર્થંકર નામકર્મ બાંધનાર જીવનું આત્મદ્રવ્યનું વીર્ય પણ પુરૂષાર્થમાં બહુ બળવાન હોય છે.

ગતિ એટલે જવું, ચાલવું એમ શબ્દાર્થ થાય છે. નિશ્ચયથી

તો જીવ જેવા ભાવ કરે તેવા ભાવરૂપ તેની ગતિ થાય છે; રાગદ્વેષ કરવામાં પુદ્ગળ કર્મપ્રકૃતિ જીવને નિમિત્ત થાય છે. કર્મ ઉપાધિથી, રાગાદિક સંસારથી મુક્ત થવામાં કર્મપ્રકૃતિના નિમિત્તની જરૂર નથી. કારણકે સર્વ પરદ્રવ્યની અસરથી મુક્ત થયે કર્મ ઉપાધિથી મુક્ત થવાય છે. આત્માનું જ્ઞાન થયાં છતાં પણ જ્યાંલગી પૂર્વે ભૂલના કારણે બંધાયેલાં શુભ અશુભ કર્મ સત્તામાં રહેલાં હોય છે. અને પુરૂષાર્થની સ્થિરતા પૂર્ણ ન હોય ત્યાંસુધી કષાય ફળ દેવા આવે છે, અને તેમાં જેટલે અંશે રાગદ્વારા જોડાણ થાય છે; તેટલી હદના નવીન પુણ્ય પાપનો બંધ થાય છે, અને ભવભ્રમણ થાય છે. નિશ્ચયગતિ તો પુણ્ય પાપના શુભાશુભ ભાવ કર્યા તે છે, જે ક્ષણે પ્રકૃતિના નિમિત્તની અસર લીધી તે જ ક્ષણે શુભભાવ થયો, તે શુભગતિરૂપ છે અને અશુભભાવ થયો તે અશુભગતિરૂપ છે. જે ક્ષણે રાગદ્વેષનું વલણ કર્યું તેજ ક્ષણે કર્મ પરમાણુંના ફોટા પડી જાય છે, પુણ્યની અપેક્ષાએ દેવ ભવને ઊંચગતિ કહી છે. તેથી ઉત્કૃષ્ટ શુભ અધ્યવસાય તે ઉત્કૃષ્ટ શુભગતિ છે. અને ઉત્કૃષ્ટ અશુભ અધ્યવસાય તીવ્ર સંક્લેશ-ભુંડાભાવ તીખા ઉગ્ર પરિણામ ક્રોધ, માન, માયા, લોભ, હિંસા, જુઠ વ્યભિચાર વગેરે ભુંડા નીચ અધ્યવસાયના કારણે નરક ગતિમાં જવું થાય છે. નારકીનો ભાવ કર્યો તો નરકનો ભવ થયો, અને મધ્યમ શુભ અને મધ્યમ અશુભ એમ મિશ્રથી મધ્યમગતિ છે. તે મિશ્રભાવવાળાને મધ્યલોકમાં મનુષ્યગતિ છે, તેમાં કપટનો ભાવ કરવાથી તિર્યંચ પશુનીગતિ ઉત્પન્ન થાય છે, તે મધ્યમગતિના પેટામાં સમાય છે. તે જીવના પરિણામ તેજ મુખ્યપણે તો ગતિ છે; તોપણ જડ દ્રવ્ય નિમિત્ત છે તેથી ઉત્કૃષ્ટ શુભ દ્રવ્યનું ઊર્ધ્વગમન, ઉત્કૃષ્ટ અશુભ દ્રવ્યનું અધોગમન, અને શુભ અશુભ મિશ્રદ્રવ્યની મધ્યમગતિ, સ્થિતિ એમ દ્રવ્યનો વિશેષ સ્વભાવ છે; તે બંધસ્થાનો છે અને તેના ક્ષેત્ર આ લોક પરલોક આદિ ભોગવવાના સ્થાનકો છે, વિકારી શુભ, અશુભ, અને મિશ્ર (મધ્યમ) પ્રકારના ભાવ એ ત્રણે કષાયભાવ છે, તે જડભાવ છે, તેનાથી કાંઈ આત્માને ગુણ નથી; છતાં જીવ પોતાના શુદ્ધ સ્વભાવને ભૂલીને પરવસ્તુમાં સુખબુદ્ધિ કરે છે; કર્તા ભોક્તાપણાની કલ્પના કરે છે, એટલેજ પુણ્ય પાપ ભોગવવાના ભવભ્રમણના સ્થાન

છે, તે નક્કી થાય છે કેમકે કહે છે કે નરકગતિ આ લોકથી જુદી ન હોઈ શકે તો તેનો ઉત્તર એમ છે, કે જે જીવ મહા આકરા ભુ દુષ્કૃત્યો કરે છે, તે પાપ કાર્યો કરવા વખતે પોતે સામા જીવોને શુ દુ ખ થાય છે તે જોવાની ધીરજ રાખતો નથી, અને પોતાને સગવ થાય તેવી એક પક્ષની દુષ્ટબુદ્ધિમા એકાગ્ર થાય છે તેને તેના દૂર પરિણામોનુ ફળ આતરા વિનાના અનત અગવડતા ભોગવવાના સ્થાન આ લોકમા નરકગતિ–અધોલોકમા છે એમ ઘણા ન્યાયથી નક્કી થાય છે ઉત્કૃષ્ટ શુભ પરિણામથી સ્વર્ગ અને મધ્યમ શુભ પરિણામનુ ફળ મનુષ્યગતિ, મધ્યમ અશુભ ભાવનુ ફળ તિર્યંચગતિ છે શુભ અને અશુભ ભાવ બેઉ પરમાર્થે અશુદ્ધ ભાવ છે આત્મા જેટલે અશે પરભાવની અશુદ્ધતાથી જુદો પડે તેટલે અશે ઉપાધિ (કર્મ બધન) થી મુક્ત થાય છે સર્વથા અશુદ્ધતાથી અસ્થિરતાથી જુદો થયે સર્વથા મુક્ત શુદ્ધ થાય છે જીવોનુ ચારગતિની અશુદ્ધ પર્યાયમા રખડવુ થાય છે, તે તે જીવની શુદ્ધ અવસ્થા નથી, પણ અજ્ઞાનભાવે જીવ માને છે, કે હુ મનુષ્ય, હું સ્ત્રી, હુ વૃદ્ધ, હું દેવ, હું પશુ હું નારકી છુ એમ ચોરાશીલાખ જીવયોનિમા અનતકાળથી ભૂલપણે જીવે પરિભ્રમણ કર્યું છે તેમા મિશ્ર પરિણામ થવા તો બહુ મોઘા છે, કારણકે અનત જીવરાશીમાથી સખ્યાત જીવોને આત્મમધ્યમ પરિ ણામ હોય છે મનુષ્યની સખ્યા ત્રણેકાળ સખ્યાતી છે, મર્યાદિત છે મનુષ્યભવ મોઘો તેનુ કારણ પુણ્ય પાપના સરખા પાસા, સરભર ખાતુ એટલે મિશ્ર (મધ્યમ) પરિણામ કોઈકજ વખત થાય છે ૫૦ ટકા પુણ્ય અને ૫૦ ટકા પાપ અત્રે એમ લેવુ વ્યવહારીને પણ એવો ક્યો કો કજ થાય છે, કે જેમા નફો–ટોટો સરખો હોય આત્માનો સ્વાભાવિક ધર્મ તો પુણ્ય પાપ તથા રાગ રહિત તદ્દન શુદ્ધ જ છે તેથી પરમાર્થે તો આત્માનુ સ્વરૂપ અગુરૂલઘુ છે અગુરુલઘુ એટલે મધ્યમ પરિણામ, પુણ્ય પાપની અપેક્ષા રહિત, નિરપેક્ષ મધ્યમ તો વીતરાગ પરિણામ છે તે તો શુદ્ધતા છે અહીં જે અશુદ્ધ મધ્યમ ભાવથી મનુષ્ય દેહ મળે છે, તે મનુષ્ય ક્ષેત્રમા તદ્દન મધ્યસ્થ વીત રાગ દશા પ્રાપ્ત છે, તે મધ્યમ મધ્યસ્થ ભાવનુ કારણ છે એમ અહીં મનુષ્યપણુ દુર્લભ મોઘુ કહ્યુ છે તે તેનો મહિમા છે તે મહિમા જાણે

તો અગુરુલઘુ ( ન પુન્યમાં જવું, ન પાપમાં જવું ) તદ્દન નિર્દોષ મધ્યસ્થ વીતરાગદશામાં નિશ્ચલ સ્થિર જીવ રહે તો તેને ઉત્કૃષ્ટ ફળ થાય છે. તેમ ત્રણે લૌકિક મધ્યસ્થ પરિણામ એટલે બહુ અશુભ નહિ બહુ શુભ નહિ, એવા મિશ્ર ભાવમાંથી જ મધ્યસ્થપણાનું કારણ મધ્યસ્થગતિ તે મનુષ્યભવ દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવની ભૂમિકાનો સંયોગ આપે છે. તેમ શુભ અશુભ અને મધ્યમ ( મિશ્ર ) રહિત એકલો શુદ્ધ સ્વભાવ તે મોક્ષ; અને તે શુદ્ધ સ્વભાવનો અનાદર તે નિગોદ, એટલે અનંતકાળ મૂઢત્વ તુચ્છ જંતુપણું તે બટાટા, સકરકંદ કંદમૂળ આદિમાં રહેવું પડે છે. સત્‌નો અનાદર એટલે મૂઢત્વનો આદર છે, અને તેનું ફળ તે નિગોદ યોનિ છે. આત્મા શુદ્ધજ્ઞાતા અસંગ છે એ વાત જે જીવને ન ગોઠે, અને કંઈ પરનું કરવાનું હોવું જોઈએ એ કરીએ તો પામીએ, કંઈ પુણ્ય હોય તો ધર્મ થાય; એવું કંઈક કરવાનો ભાવ એ જ્ઞાતાપણાનો અનુત્સાહ, અનાદર અને કર્તાપણાનો આદર છે. તે જ્ઞાતાનો જે ઉત્કૃષ્ટ નકાર છે તેનું ફળ નિગોદ છે. જ્યાં અનંતી ચૈતન્યશક્તિ અવરાઈ જાઈ છે, અનંતો કષાયમોહ છે; તેવું મહા આશાતનાનું ફળ, રહેવાનું સ્થાન તે અનંતકાળ નિગોદપણું છે. અશુભ પરિણામ તે અશુભગતિ, ત્યાં પણ સંયમ નથી. શુભ પરિણામ તે શુભગતિ ત્યાં પણ સંયમ સ્થાન નથી. રાગની વૃત્તિ ઉત્પન્ન થાય, તેને ટાળવાનો અવકાશ નથી એવી દેવગતિ તેને શુભ ગતિ કહી છે. ત્યાં જેને આત્માનું યથાર્થ ભાન હોય તે પોતાના સમ્યક્ અભિપ્રાયની સ્થિરતા જાળવી શકે તેટલો જ પુરૂષાર્થ કરી શકે છે વિશેષ નહિ. પણ મનુષ્યલોકમાં મનુષ્યગતિમાં સર્વોત્કૃષ્ટ સંયમસ્થાન છે. શુભ અશુભ કર્મ ભોગવવાના નિમિત્તરૂપ ત્રણલોકમાં અસંખ્યાત સ્થાન છે. મનુષ્યક્ષેત્ર તે સરલ પવિત્ર અને મધ્યસ્થ પરિણામવાળા જીવનું સંયોગી ક્ષેત્ર છે. પશુ–ઢોરના દેહ વિકળ ( વક્ર ) અને આડા છે; તે સરળ ભાવનો સંયોગ ન હોવારૂપ ક્ષેત્ર છે, કારણકે પશુ– દેહમાંથી સીધી મોક્ષદશા પ્રાપ્ત થતી નથી. પૂર્વે ઊંધા વક્ર પરિણામ કરીને ઢોર ભવનું બંધન કર્યું છે, તે શરીરના આકાર ઉપરથી પણ પરમાર્થ સમજવા જેવો છે. સમસ્ત વિશ્વનો આકાર પુરૂષાકાર છે. ઢોર પશુ તિર્યંચ આડા દેહધારી છે, તેને સીધા ઉભા દેખો તો તે પણ

ક્રમબદ્ધ ઉપર મસ્તક પછીના અંગ યથાસ્થાને નીચે આવશે. જેવો લોકનો આકાર છે તેવો જ જગતના પદાર્થોનો આકાર છે. 'જેવું પિંડે તેવું બ્રહ્માંડે,' વિશ્વના સર્વ ભાવો એક સાથે જ્ઞાનમાં પકડાઈ જાય તેવી આશ્ચર્યકારી ઘટના છે. સમસ્ત વિશ્વનું જ્ઞાન એક સમય માત્રમાં એક સાથે જાણી લે, એવો દરેક આત્માનો સ્વભાવ છે. ઢોર શુદ્ધભાવ કરે તો પાંચમું ગુણસ્થાન સંયમનું એટલે સંયમાસંયમસુધી કરી શકે છે, તેને છઠ્ઠા ગુણસ્થાનકની સ્થિરતા થતી નથી. અને જ્ઞાની મનુષ્ય રાગની વૃત્તિ છેદીને યથાર્થ વિવેકની જાગૃતિ કરી, જ્ઞાનની સ્થિરતામાં એકાગ્રપણે લીન થાય છે; અને સર્વ કર્મ ઉપાધિથી મુક્ત થઈ પંચમગતિ સ્વભાવે ઉર્ધ્વગમન થઈ, લોકના છેડે અનંત સુખમાં શાશ્વત આનંદની લહેરમાં બિરાજે છે. તે પાંચેગતિ અને તેના ક્ષેત્રાદિ સ્થાનનું કોઈ કાર્ય નવું નથી. જે હોય તે જાય નહિ, અને જે ન હોય તે નવું થાય નહિ. જડ ટળીને ચેતન થાય નહિ, અને ચેતન તે જડ થાય નહિ. જે જીવ પોતાના સ્વરૂપમાં ભ્રાંતિ કરીને પુણ્ય પાપના પરિણામનો કર્તા થાય, તેને શુભાશુભ એવા મિશ્ર ભાવો ભોગવવાનાં નિમિત્તરૂપ સ્થાનકો છે, તે જડ દ્રવ્યના સ્વતંત્ર સ્વાભાવિક કાર્યો છે; તેના સ્વભાવથી ભિન્ન તેને જાણનારો ચૈતન્ય આત્મા તો સ્વતંત્ર છે, છતાં તેનું કર્મ ફળમાં રાગદ્વારા જોડાવું થાય છે; પણ તેમાં ઈશ્વરનો જરાએ હાથ નથી. આત્માનો સ્વાભાવ જ્ઞાન છે તે અનાદિ અનંત છે. આત્માની સંસાર અવસ્થા અનાદિ શાંત છે અને મોક્ષ અવસ્થા સાદિ અનંત છે.

કાલે દીવાળી પર્વ છે. સર્વજ્ઞ ભગવાન મહાવીર ભગવાન ૨૪૬૫ વર્ષ પહેલાં તે દીવસે મોક્ષે પધાર્યા. આત્માના પૂર્ણ આનંદમાં શાશ્વત સુખ સ્વરૂપમાં હાલ તેઓ બીરાજે છે, તેમને ધન્ય છે. ધર્માત્મા તેમની ભક્તિ કરતાં પુરૂષાર્થ ઉછાળી ભૂત નૈગમનયે કહે છે કે પ્રભુ આજે નિર્વાણ પામ્યા; તેનો મહોત્સવ કરે છે, તે પોતાના પુરૂષાર્થનો મહોત્સવ છે. ધર્માત્માને જ્યાં ત્યાં ઈષ્ટ પ્રસંગના વિકલ્પ આવે છે, અને તે રીતે સત્‌નું બહુમાન કરે છે. જેમ સિદ્ધભગવાનની શુદ્ધ પર્યાય પૂર્ણપણે ખીલી છે, તેમ પોતાને પૂર્ણ શુદ્ધ થવું છે. તેથી

પોતાનો કાળ વીતરાગ ભગવંતોના બહુ માનમાં ગાળે છે, અને પોતાનો પુરૂષાર્થ ઉપાડે છે.

મનુષ્ય પર્યાયના કાળની સ્થિતિ ઉત્કૃષ્ટ ત્રણ પલ્યની છે. અને જઘન્ય અંતર્મુહૂર્ત છે. નરકગતિમાં ઉત્કૃષ્ટ ૩૩ સાગરોપમ અને જઘન્ય દસ હજાર વર્ષ, દેવમાં પણ આયુષ્યસ્થિતિ નરક પ્રમાણે છે.

શુભાશુભ ઉપાદાન તેજ ભાવગતિ. ભાવ એટલે ભવવું, થવુ દરેક સમયે છે. સંસારમાં રખડનાર પ્રાણીના જે જે શુભાશુભ પરિણામ છે, તે જ મુખ્યપણે ગતિ છે. ઉત્કૃષ્ટ શુભ દ્રવ્યનું ઉર્ધ્વગમન જેમા સરલતાની હળવાશ રહેલી છે. ઉત્કૃષ્ટ ઉંધાઈવાળા દ્રવ્યનું અધોગમન તેમાં લોઢાની જેમ ભારેકર્મીપણું છે. અને મધ્યમ પરિણામવાળ જીવને મનુષ્યભવ છે. એમ ત્રણે લોકમાં ભોગવવાનાં અસંખ્યાત સ્થાનક છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવથી પુદ્ગળદ્રવ્ય સ્વતંત્રપણે પરિણ છે, તેમાં કોઈ જગતકર્તા ઇશ્વરની જરૂર નથી. દરેક વસ્તુનો સ્વભાવ છે કે વસ્તુ ટકીને બદલાય છે. જીવ અનંતકાળથી છે; છે તે આજસુધી એ અસંખ્યાત ક્ષેત્રના ભોગવટામાં ટક્યો છે, અને ત્રણે લોકમાં ભવ ભ્રમણ કર્યું છે. આત્મા નિત્ય નથી એમ કહેનારે ત્રણ લોક નથી પરભવ નથી, તેમજ તેને ભોગવવાનાં કોઇ બીજાં ક્ષેત્ર સ્થાન નથ એમ કહેવું પડશે. પરલોક ક્યાંય દેખાતો નથી, કોઇએ સંદેશા મોકલ્યા, એમ કેટલાકો કહે છે; પણ જ્ઞાની પ્રત્યક્ષ પ્રમાણ આપીન કહે છે, કે તું છોને? ક્યાંય છો કે નહિ? જ્યાં છો, ત્યાં જેવા ભાવમ તારૂં જોડાણ છે એવા ભાવને ભોગવવાનું સ્થાન ત્રણ લોકમાં ખા ખાસ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભવ, ભાવ છે. હે શિષ્ય! જડ ચેતનન સ્વભાવ ભિન્ન હોવા છતાં, તેના સંયોગ વિયોગના સુક્ષ્મ સ્વભાવ ગતિ જાતિ વેદાદિના સુક્ષ્મ અધ્યવસાય વગેરે કારણોના કાર્યરૂ (ફળરૂપ) ભોગવવાના સ્થાન અસંખ્યાતા છે. છે તે વર્તમાનમાં પ છે. ભાવશ્રુત જ્ઞાનદ્વારા ત્રણે લોકમાં આમ જ છે, એમ અનુભવગમ થાય છે. સમ્યગ્જ્ઞાન એટલે જેમ છે તેમ આત્માનો સ્વભાવ જાણ લેવો. દર્શન એટલે દેખવું તે. ચૈતન્ય શક્તિના સર્વભાવને જાણવાન સ્વભાવ છે, તે આત્માનો ગુણ આત્માથી ભિન્ન નથી. આત્મા પુ

શુદ્ધ સહજ સ્વભાવી છે એમ સ્વાધીન તત્ત્વની, ધારણા વિના (ગોખણી વિના) સહજ પ્રતીત થઈ, તેજ સમ્યગ્દર્શન છે, સાચી પ્રતીતિ છે. આત્મા સહજ સ્વરૂપ છે, એમ ગોખણી કરવાથી જ્ઞાન પ્રગટે તેમ નથી: પણ આત્મતત્ત્વનો સ્વભાવ જેમ છે તેમ વિચારી, યથાર્થ નિર્ધાર અનુભવ કરવાથી સમજાય તેમ છે, જાણનારથી જણાય છે. જેમ પોતાનું શુદ્ધ આત્મસ્વરૂપ પોતાથી જણાય છે તેમ પર વસ્તુના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને તેની સ્થિતિ સ્વભાવ પણ જેમ છે તેમ સમજાય છે. લોહચુંબકનો પત્થર લોઢાને જ ખેંચે પણ સુવર્ણને નહિ ખેંચે એવો તેનો સ્વભાવ છે. સ્વતંત્ર જડ રજકણમાં ગળવું, મળવું, ખેંચાઈ જવું વગેરે સ્વતંત્ર શક્તિ છે. તેમાં ઇશ્વરને ઉપાધિ કરવાની જરૂર નથી. વસ્તુમાત્ર સ્વતંત્રપણે તેના સ્વભાવમાં પલટાયા કરે છે. જીવો જેવા ભાવ કરે છે, તેના ભોગવટા માટે લાયક ક્ષેત્રો પણ છે. એવી જાતના પરમાણુંના ક્ષેત્રમાં, જીવ ખેંચાઇને ક્ષણ માત્રમાં લાખો ગાઉ દૂરના ક્ષેત્રમાં પરવશપણે, લોહચુંબકને સોય તાણે તેમ તણાઇને જાય છે. એક દેહ છોડીને બીજા દેહમાં જવાનું એ રીતે જ છે, પણ સ્વાધીન થવું હોય તો સ્વાધીન થવાનો ઉપાય મનુષ્ય ભવમાં જ છે. જેટલા પ્રમાણમાં જ્ઞાનબળનો પુરૂષાર્થ કરી રાગરહિત જ્ઞાનની સ્થિરતા વધારે તેટલા પ્રમાણમાં સ્વાધિનતા પામે છે: અને જેટલા પ્રમાણમાં રાગદ્વેષનું કર્તાપણું કરે, તેટલા જ પ્રમાણમાં તે જાતના જડનાં સુક્ષ્મ પરમાણું આત્માના પ્રદેશ સાથે બંધાતા પરાધીનતા પામે છે. જીવ શુભ અશુભ ભાવ કરે ત્યારે તેનું નિમિત્ત પામીને તેવી જાતના સુક્ષ્મ રજકણો જીવના પ્રદેશ સાથે બંધાય છે; અને તેની સ્થિતિ પૂરી થતાં જે જાતના સંયોગના ફળરૂપે પુદ્ગળની અવસ્થા થવી હોય, તે સમૂહરૂપે થઇને જીવને સુખ દુઃખરૂપ ફળનો અનુભવ કરાવે છે. પરમાણુંમાં સ્વતંત્રપણે અનંતશક્તિ છે; તે જડ દ્રવ્ય પોતાની મેળે સ્વયં અનેકરૂપે પલટાય છે. તે પરમાણુંના સ્વભાવનો યથાર્થ વિચાર કરો તો જગતની ક્રમબદ્ધ વ્યવસ્થિત રચના, પરલોક આદિ, પુણ્ય પાપ ભોગવવાના ચારગતિરૂપ સ્થાનક છે, તે યથાર્થપણે જેમ છે તેમ સમજાશે. જડ ચેતનના સ્વભાવો જે છે તે દરેક પદાર્થની સ્વતંત્રતામાં ભિન્નપણે સ્વસત્તાના આધારે છે; છતાં નિમિત્તનૈમિત્તિક સંબંધ પણ છે. સંસાર

તે કર્મના સંયોગથી થતી આત્માની અવસ્થા છે. અને મોક્ષ તે કર્મથી મુક્ત થવાથી થતી આત્માનીજ અવસ્થા છે.

હે શિષ્ય? જડ અને ચેતનના સ્વભાવ સંયોગ આદિ સુક્ષ્મ સ્વરૂપનો અત્રે ઘણો વિચાર સમાય છે, માટે આ વાત ગહન છે, તોપણ તને સાવ સંક્ષેપમાં અહીં કહી છે.

તા. ૧૧-૧૧-૩૯. સાં. ૧૯૯૫ ના આસો વદી ૦)) (દિવાળી)
શ્રી વીર નિર્વાણ કલ્યાણક તિથિ.

આજે શ્રી ભગવાન મહાવીર પ્રભુનો નિર્વાણ દિવસ છે. ત્રણ પ્રકારની પદવીપણે અંતિમ શરીરની અવસ્થા છોડીને મોક્ષ જવાય છે. (૧) તીર્થંકર ભગવાનની સર્વોત્કૃષ્ટ પુણ્ય પદવી, (૨) ગણધર પદવી (૩) સામાન્ય કેવળી ભગવાન. એ ત્રણ અવસ્થાના ભેદ પુણ્ય ભાવની તારતમ્યતાથી મુખ્યપણે છે. જે ત્રિલોકનાથનું બીરૂદ ધરાવે છે; એવું (૧) તીર્થંકર નામકર્મ બંધાઈ જવાનું કારણ એ છે કે, શુદ્ધ આત્મસ્વરૂપના ભાન સહિતની દશામાં, એટલે કે સમ્યગ્‌જ્ઞાનદશામાં પ્રશસ્ત રાગભાવ રહે છે, ત્યારે ઇચ્છા—શુભરાગ થાય છે, કે સર્વ જીવોને આત્મધર્મ પમાડું. એટલે કે નિશ્ચયે તો મારો આત્મા શીઘ્ર પૂર્ણ શુદ્ધતાને પામી જાય; એ ઉત્કૃષ્ટ પુણ્ય પરિણામ છે. તેમાં સર્વ-વ્યાપક જ્ઞાનદૃષ્ટિ હોવાથી એવું વિશાળ પુણ્ય બંધાય છે કે તે જગતને પરમ ઉપકારી થાય છે. (૨) ગણધર ભગવાન થવાનું કારણ મારા કુટુંબને આત્મધર્મ પમાડું એ પક્ષનો શુભ વિકલ્પ પુરૂષાર્થ સહિત આવે છે. તેથી પુણ્ય પદની અપેક્ષાએ તીર્થંકર ભગવાનથી ન્યુન પદવીનો યોગ થાય છે. (૩) પોતેજ મુક્ત થવાની ઇચ્છાથી જેને રાગની બહુજ અલ્પતા છે. એવા ધર્માત્મા જ્ઞાની સામાન્ય કેવળી સર્વજ્ઞ ભગવાન થઇને તે પણ મોક્ષ જાય છે. મોક્ષ સ્વભાવ જીવમાં શક્તિરૂપે છે, તે વ્યક્ત—પ્રગટ થાય છે. આપણા પરમઇષ્ટદેવ શ્રી મહા-વીર ભગવાનનો આત્મા, આ ભરત ક્ષેત્રમાં જ્યારે આવવાનો હતો, ત્યારે છ મહિના અગાઉ તેમની માતાને વંદન કરવા ઇંદ્રો આવે છે, અને તે ગૃહવાસમાં ધનધાન્ય-રત્નાદિથી ભંડાર ભરાયા કરે છે. ઇંદ્રો

ત્રિશલા માતા પાસે આવીને સ્તુતિ કરે છે. કે હે માતા ધન્ય ર
કુક્ષી ધારીણિ, આપને ધન્ય છે. આપની કુંખે ત્રિલોકીનાથ પ્રભુ
જન્મ થવાનો છે. જેના નિમિત્તે ઘણા જીવોનું કલ્યાણ થવાનું
માતાની સેવા કરવા માટે દેવીઓ આવે છે. કોઈ માને કે ક
આવીને જગતના દુઃખ ટાળવા માટે અવતાર ધારણ કરે છે તેમ નથી
પણ પૂર્વે મનુષ્ય ભવમાં આત્મસ્વરૂપની આરાધનાવડે મોક્ષપદ પામ
વાની યોગ્યતા પ્રાપ્ત કરીને, તે જીવ ત્રણ જ્ઞાન લઈને માતાના ઉ
રમાં આવે છે; તે વખતે મોક્ષનું મંડળ ઉભું થાય છે. કારણકે ઉત્ત
મમાં ઉત્તમ પવિત્ર આત્માનું જે ક્ષેત્રે આવાગમન થાય છે, તે વખતે
તે પરમઈષ્ટ નિમિત્ત પામવાને ભાગ્યશાળી જીવો પણ ઘણા પાકે છે.
એવા પરમ ઉપકારી સર્વજ્ઞ ભગવંત શ્રી મહાવીર પ્રભુની નિર્વાણ-
તિથિનો પરમ કલ્યાણકનો દિવસ આજે છે. સાધક ધર્માત્મા પોતાની
ભક્તિનો ભાવ ઉછાળીને કહે છે કે, ધન્ય છે ધર્મચક્રી દેવાધિદેવને આજે
દેવો પણ ભગવાનના કલ્યાણકનો ઉત્સવ ઉજવી રહ્યા છે. નંદીશ્વર
દ્વીપમાં તીર્થંકર ભગવંતોની શાશ્વત પ્રતિમાજી છે. ત્યાં ઇંદ્રો, દેવ,
દેવીઓ, આવીને આઠ દિવસસુધી પ્રભુ વીતરાગના ગુણગ્રામ અને
મહોત્સવ કરે છે. જગત તેમનું અને તેમના પરમ મંગળીક કલ્યાણકનું
નામ સાંભળવાથી પણ મહા ભાગ્યશાળી થાય છે, અને પોતાને ધન્ય
માને છે. અરિહંતાણં, ભગવંતાણં એમ નામ માત્ર ભાવથી સાંભળે
તેનું કલ્યાણ થઈ જાય છે. એટલે કે જે અરિહંત વીતરાગ ભગવાનને
જાણે છે, અને તેમનું મનન કરે છે, તેનું અવશ્ય કલ્યાણ થાય છે.
ભગવાન શ્રી મહાવીર દેવનો જન્મ કલ્યાણક ચૈત્ર શુદી ૧૩ ને દિવસે
થયો તે કલ્યાણકનો ઉત્સવ થાય છે. ઇન્દ્રો મોટો ઉત્સવ કરે છે. અને
માતાની પણ સ્તુતિ કરે છે કે હે માતા ! જગતને મહાન ઉપકારવં
ઇષ્ટ નિમિત્ત એવા તીર્થંકર ભગવાનને જન્મદાત્રી જનેતા તને ધન્ય
છે. સાધક આત્માને ભગવાનનું નામ અને કલ્યાણકનો મહિમા સાંભ-
ળતાં રોમાંચ ખડાં થાય છે, ભક્તિથી આહ્‌લાદ પામે છે, અને પોતાને
પરમ પુજ્ય ઇષ્ટનો અતિ આદર આવે છે, એટલે સંસાર ટળી જાય
છે, ભવનો અભાવ થવાનો પ્રસંગ આવે છે. કારતક વદી દશમ તપ
કલ્યાણક ( દિક્ષા ) છે, તે વખતે દેવ ઇન્દ્રો તપ કલ્યાણક ઉજવે છે.
અને નંદીશ્વર દ્વીપમાં પણ મોટો ઉત્સવ કરે છે. ભગવાન સંસારથી

નિવૃત્ત થઇને નગ્ન નિર્ગ્રંથપદ મુનિપણું ધારણ કરે છે, તે વખતે સીધું સાતમું ગુણસ્થાનક પ્રગટે છે. પ્રભુ દિક્ષિત થઇને ધ્યાનમાં સ્થિર થાય છે, કે તૂર્ત ૭ મી ભૂમિકા અપ્રમત્તદશા પામે છે, અને ત્યાંજ ચોથું મન: પર્યવજ્ઞાન પ્રગટે છે. રાગ અને રાગનું નિમિત્ત ટળ્યું કે સાથે જ જ્ઞાનની નિર્મળ ઉજવળતા પ્રગટ થઈ. જ્ઞાન ધ્યાનની સ્થિરતા, ઇચ્છા નિરોધ તપ એવી અપ્રમત્ત પ્રમત્તદશામાં, સાડાબાર વર્ષ સુધી ભગવાન ધ્યાનદશામાં મસ્ત રહ્યા છે. ઋજુવાલિકા નદીમાં શામલી વૃક્ષ પાસે ભગવાન નિર્મળ જ્ઞાનની એકાગ્રતામાં શુક્લ ધ્યાનની શ્રેણીમાં હતા. પ્રથમ ધ્યાનમાં અલ્પ વિકલ્પ છે. બીજા શુક્લ ધ્યાનની શ્રેણીમાં તદ્દન નિર્વિકલ્પ ધ્યાનની સ્થિરતા થતાં વૈશાક શુદી દશમને દિવસે સર્વજ્ઞતા ત્રિકાળ જ્ઞાન પ્રગટ થયું. પછી છાસઠ દિવસ વાણી બંધ રહી છે તેનું કારણ ધર્મસભામાં ગણધર પુણ્ય પદવી ધારણ કરવાની યોગ્યતાવાળો કોઈ જીવ ન હતો. તે ગણધર મુનિમાં ઉત્કૃષ્ટ શક્તિ હોય છે, અલ્પ શબ્દોમાં ઘણું સમજી શકે છે. પાંચમો નિર્વાણ કલ્યાણક ભગવાન શ્રી મહાવીર પ્રભુનો મોક્ષ દિવસ આસો વદી અમાસ એટલે ચૌદશની રાતનો પાછલો ભાગ છે. તે વખતે પાવાપુરી ક્ષેત્રે ભગવાન સર્વ કર્મકલંક રહિત પૂર્ણ શુદ્ધતાવડે મોક્ષદશાને પામ્યા. જીવન મુક્તદશા તો ત્રીશ વર્ષ પહેલાં પામ્યા હતા. અને બોતેરમે વર્ષે પૂર્ણ મુક્તદશાને પામ્યા. તે પરમ કલ્યાણકનો મહિમાવંત દિવસ આજે છે. " પૂર્વ પ્રયોગાદિ કારણના યોગથી ઊર્ધ્વગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો, સાદિ અનંત અનંત સમાધિ સુખમાં અનંત દર્શન જ્ઞાન અનંત સહિત જો " એ પ્રમાણે સિદ્ધ અવસ્થા પ્રાપ્ત થઈ. સાધક આત્મા પૂર્ણ શુદ્ધ સ્વરૂપને ઓળખીને, તેની ઉપર મીટ માંડીને પોતાનો પુરૂષાર્થ ઉપાડે છે, કે મારે પણ એજ પરમપદ અલ્પકાળમાં પ્રાપ્ત કરવું છે. શ્રીમદ્ રાજચંદ્ર એ ભાવના ભાવી ગયા. તે પણ જે રીતે ભગવાન મહાવીર મોક્ષે ગયા, તેમ સર્વ કર્મ ઉપાધિથી રહિત થઇને, દેહમુક્ત પૂર્ણ શુદ્ધ મોક્ષદશાને અલ્પકાળ પછી પામવાના છે. ભગવાન શ્રી મહાવીર પ્રભુનું નિર્વાણ કલ્યાણક પર્વતિથિને પણ ધન્ય છે. એ કાળને યાદ કરીને ધર્માત્મા ગયાકાળનો, વર્તમાનમાં આરોપ કરીને હોંશથી પુરૂષાર્થવડે કહે છે કે અહો! સર્વજ્ઞ ભગવાન આજે મોક્ષ ગયા.

નેમિનાથ ભગવાન જે ક્ષેત્રે મોક્ષદશાને પામ્યા તે ક્ષેત્રને ધન્ય છે ધન્ય તે ગોતમ આદિ મહા જ્ઞાની પુરૂષો અને તે ગામ, નગર, આસન, માતાપિતા, કુળવંશ, આદિ બધુએ ધન્ય છે ધર્માત્મા સાત સિવાય બીજુ કંઈ પણ ભાળતા નથી

"નિર્મળ ગુણમણી રોહણ ભુધરા, મુનિજન માનસ હંસ જિનેશ્વર
ધન્ય તે નગરી, ધન્ય વેળા ઘડી, માતપિતા કુળવંશ જિનેશ્વર"
શ્રી આનંદઘનજી

જે ક્ષેત્રે ગુણના મોટા ગંજ પ્રગટ થયા, અને જે તીર્થસ્થાન જેના નિમિત્તથી ધન્ય કહેવાણા તે નિર્વાણભૂમિ તથા માતાપિતા કુળ નગર વગેરેને ધન્ય છે અને આજનો દિન, દિવાળી નિર્વાણ કલ્યાણ મળને પણ ધન્ય છે જેને નિર્વાણનો પ્રેમ હોય, અનંત કૃતકૃત્ય થવાની રૂચિનો ઉત્સાહ હોય, તેને નૈમિત્તિક કલ્યાણની રૂચિ હોવાથી જેને જે કૃત્ય તેની અનુમોદના ઉત્સાહ તેને હોય જ છે તેથી દેવો અને ઇન્દ્રો પણ સ્વર્ગ અને પુણ્યનો ઠાઠ—વૈભવ છોડીને જાય છે આ નહિ પણ વીતરાગ સાચા પ્રભુ છે, માટે સર્વજ્ઞ વીતરાગના કલ્યાણક ઉજવીએ ધન્ય છે કે પ્રભુનો જન્મ થતા ત્રણલોકમા જેનો મહિમા ગવાય, અજવાળા થાય અને નર્કના દુખી જીવોને પણ કલ્યાણક વખતે બે ઘડી શાંતિ થાય એવો જેનો મહિમા છે તે પ્રભુનો આ નિર્વાણ દિવસ છે "ઊર્ધ્વગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો" શ્રીમદ્ રાજચંદ્રને પણ પૂર્ણ પવિત્ર ભગવાન સર્વજ્ઞ પ્રભુનો વિરહ પડયો, તે અંતર ભાગના માટે પૂર્ણ અકષાય સ્વરૂપની ભાવનાના મગનરૂ શુદ્ધ ભાવે મગનો આતરો કાઢી નાખે છે અને પૂર્ણ પદની પ્રાપ્તિનો ભાવ ઉછાળીને, અંતરથી ભાવનો ઉત્સાહ લાવી પૂર્ણ સતનું બહુમાન કરે છે પોતાને નિર્દોષ પૂર્ણ શુદ્ધ ભાવની રૂચિ છે, તેથી પરમ ઉલ્લસિત થઈને પ્રભુના ગાણા ગાય છે એ તો સાધક આત્માનુ જીવન છે આજે ૨૪૬૬ મુ વીર નિર્વાણ વર્ષ બેસે છે એ ચોવીશમા મહાવીર પ્રભુએ સમવસરણમા, ધર્મસભામા લોકોત્તર એવા મોક્ષમાર્ગની જાહેરાત કરી છે, કે સર્વ જીવો સ્વભાવે પૂર્ણ સ્વાધીન છે, એવા મોક્ષમાર્ગના દાતા અકષાય કરુણાવડે જગતને પરમ

કલ્યાણનો પંથ કહી ગયા છે, તે અવિરોધી ન્યાયમાર્ગ અનંત તીર્થંકર ભગવાનોએ ત્રિકાળ કહ્યો છે. સર્વ જીવોને પરમ કલ્યાણ સ્વરૂપ આત્મધર્મ પમાડવાની, વિશાળ ભાવનાનો પરિપાક થતાં, તીર્થંકર ભગવાન એવું સર્વોત્કૃષ્ટબિરુદ—જગતારક, ત્રિલોકના નાથ થયા, તે ધર્મસભામાં કહી ગયા કે અનંત જીવ તથા અજીવ છે; અને એકેક આત્મા પૂર્ણ સ્વતંત્ર અને કૃતકૃત્ય છે. જ્ઞાતા, દ્રષ્ટા, અખંડાનંદ, જ્ઞાયક, પૂર્ણ શુદ્ધ સ્વભાવે છે, સ્વાધીન છે. એકેક દેહમાં રહેલો એકેક આત્મા અખંડ પવિત્ર અને પૂર્ણ શુદ્ધ છે. જેવા પૂર્ણ પરમાત્મા પ્રગટ ઇશ્વર છે, તેવાજ શક્તિ સ્વભાવે સર્વ જીવો સર્વ ગુણસંપન્ન છે. એ સ્વતંત્રતાનો જે સ્વીકાર કરે છે, તે જીવો કોઇપણ કાળે કોઇપણ ક્ષેત્રમાં–ચારેગતિમાં પોતાનું પૂર્ણ શુદ્ધ તત્ત્વ અવિનાશી, નિરાકુળ, શાંત અને આનંદથી પૂર્ણ છે, એવા અનુભવનું યથાર્થ ભાન કરી શકે છે; જીવન મુક્તદશા અંશે અનુભવે છે. પણ વિદેહમુક્ત મોક્ષ સ્વભાવ એટલે કે મુક્તદશા તો એક મનુષ્યદેહમાં જ થાય છે, અને આત્મ ભાનના સંસ્કાર પણ પ્રથમ મનુષ્યમાં જ થઇ શકે છે. સર્વજ્ઞ ભગવાને ધર્મસભામાં સર્વ આત્મા સ્વાધીન છે તેવી પૂર્ણ શુદ્ધ સ્વતંત્રતાની જાહેરાત કરી છે. કેવો પરમ ઉપકાર કે જેમના પાંચ કલ્યાણક, દેવ દેવેન્દ્રો પણ અતિ હોંશથી ઉજવે છે. અને નિષ્કારણ કરૂણાનો સર્વોત્કૃષ્ટ મહિમા જગતના જીવને જાહેર કરે છે, કે જાગો. તે પ્રભુ આજે મોક્ષે ગયા. પ્રભુ મહાવીરદેવ આજ દિવસે નિર્વાણ પામ્યા હતા, તે પૂર્ણ પવિત્રદશાનું સ્મરણ થતાં ધર્માત્મા વિશેષ વિશેષ જાગૃતિનો પુરૂષાર્થ ઉપાડીને વીતરાગ સ્વરૂપનાં ગાણાં ગાય છે, અને આ પંચમકાળે વિરહના ટાણાંને ભાવથી પૂરાં પાડે છે. સર્વજ્ઞ પ્રભુની ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ સ્વકાળની પર્યાય પૂર્ણ થઈ તે દિન દિવાળી છે. તે દિવસે દેવોએ રત્નોના દીવા પ્રગટાવી દિવાળી ઉત્સવ કર્યો હતો. તે દિનથી દિવાળી કહેવાય છે. જે દિવસે સંસાર અવસ્થાનો અંત થયો, તે કાળથી સંસાર પર્યાયનો અંત અને શુદ્ધ પર્યાયની ઉત્પત્તિ તે " સાદિ અનંત અનંત સમાધિ સુખમાં અનંત દર્શન જ્ઞાન સહિત જો. " એવા પરમ પ્રભાવક સર્વજ્ઞ ભગવાનનો મહોત્સવ છે, " વીર જિનેશ્વર ગાઉં રંગશું ભંગ મ પડશો હો પ્રીત જિનેશ્વર " હે વીર પરમાત્મા, પૂર્ણ વીત-

રાગ સ્વરૂપની સ્થિરતામાં રાગ, પુણ્ય પાપના વિકલ્પનો ભંગ મ પડશો. એજ પૂર્ણ સત્સ્વરૂપનો આદર છે, મહિમા છે. તે વીતરાગ પ્રભુના પવિત્ર નિર્વાણ સ્વરૂપ સિવાય બીજામાં આદરનો અંશ પણ ન હજો. એક પૂર્ણ વીતરાગપદ એજ મારૂં પરમપદ છે; એ પરમપદની પ્રાપ્તિનો ઉત્સવ પૂર્ણ પવિત્ર અકષાયનો પ્રમોદ, અનુમોદનરૂપ ઉત્સાહમાં, કોઈ પ્રકારનો ભંગ ન પડશો. જવાબદારી લઇને કહે છે કે "બીજો મન મંદિર આણું નહિ, એ અમ કુળવટ રીત જિનેશ્વર" ખાનદાન સજ્જન હોય તે કુળને લજ્જા ઉપજે તેવું ખોટું કામ ન કરે તેમ શ્રી આનંદઘનજી કહે છે કે મારા શુદ્ધ પવિત્ર ધર્મમાં પ્રકૃતિનો હેળીહાશે ન હોય. ભાવ સમિતિ ગુપ્તિ ભગવતીદિક્ષા તે તો અમારી માતા છે. અને પૂર્ણ વીતરાગ સિદ્ધ ભગવાનરૂપ શુદ્ધ–પદ તે અમારો પિતા એ અમારા લોકોત્તર ખાનદાન કુળની વટ–રીત છે. પતિવ્રતા સ્રીના હૃદયમાં બે ધણી ન હોય તેમ મારો પતિ પૂર્ણ શુદ્ધ વીતરાગ તે નિયમમાં બીજો એટલે પુણ્યનો પરાધીન વિકારી ભાવનો અંશ પણ આદર ન હોય. જેમ મહાસતી રાજુલ, અસ્થિર થતા રહનેમીને કહે છે, કે તું સજાત મટીને કલંકવાળો કેમ થાય છે. તું આવી પામરતા કરતાં બ્રહ્મચર્ય માટે મૃત્યુ પામ્યો હોત તો તારી પ્રશંશા કરત. એમ પોતાના શુદ્ધ નિર્દોષ ધર્મકુળની વટ રાખી, અનંત સંત મુનિવરો ધર્માત્માઓ આપના જેવા જ પૂર્ણ પરમાત્મા થઇ ગયા, એ અમારા લોકોત્તર સિદ્ધ સુજાત કુળની વટ છે... તે પ્રભુતાને અવલંબતાં અમે પ્રભુ તારાં જ ગાણાં ગાશું. "ધર્મ જિનેશ્વર ગાઉં હો રંગશું" ધર્મ નામ આત્માનો સ્વભાવ તેમાં ટકી રહેવું તેજ ચારિત્ર, આરાધના છે. જે પદ શ્રી વીર પ્રભુ મહાવીર પામ્યા તેજ પરમપદ તેના ભક્તો પામે છે. કારણકે જેને સત્નો આદર છે, તેને અસત્નો આદર ન જ હોય. દિવાળીને દિવસે લોકો ભાવના ભાવે કે શાળીભદ્રની રૂદ્ધિ હજો. એનો અર્થ એમ થાય કે જડના ટુકા (પૈસા) અને છાપરા વિના અમે ન હજો, સંસારની પરાધીનતા સદાય રહેજો. ત્યારે આનંદઘનજી કહે છે કે મારો આત્મા શુદ્ધ ચૈતનના વિના ન રહેજો, એટલે કે શાળીભદ્રને બદલે સિદ્ધ ભગવાનની રૂદ્ધિ હજો. લોકો લખે છે કે બાહુબળજીનું બળ હજો, એટલે સંસારની ખટપટમાં સંસારી વ્યાપાર આદિની હરીફાઇનું ઉપાધિરૂપ

બળ હજો. તેમ થયું; કારણકે ભરત ચક્રવર્તિ કોઇ રીતે બાહુબળજીને લડવામાં ન પહોંચી શકયા એવું બળ માગે છે, પણ તે બળનાફળનો ઉપયોગ એ થયો કે ભરત ચક્રવર્તિના જે ચક્રની એક હજાર દેવ સેવા કરતા હતા તે ચક્ર, સગાભાઇ ઉપર શસ્ત્રથી ઘાત કરવા દેવોને મોકલ્યા, પણ દેવો પાછા આવ્યા. પછી બાહુબળજીને સંસાર રાજ્યાદિથી વૈરાગ્ય થયો, નગ્નમુનિ થઇ જંગલમાં ધ્યાનમાં બેઠા છતાં અંદર ભરતને માઠું લાગ્યું હશે એવી માનની ખટક રહી ગઇ, અને કેવળજ્ઞાન અટકયું. કંઇક ખટકયું તો અટકયો. પણ જ્ઞાન તો જે વિકલ્પ આવે તેને જાણે, જ્ઞાનનું સ્વરૂપ સળંગ જાણવું છે. સળંગ સ્વભાવમાં ટકીને જાણવું તેને બદલે જો રાગવડે અટકીને જાણે તો અટકવું થાય છે, પણ જ્યારે એ માન કષાયની વૃત્તિને પુરૂષાર્થથી તોડી, કે તરત અખંડ શુદ્ધ કેવળજ્ઞાન પ્રગટયું. અમર્યાદિત અખંડ સ્વભાવમાંથી ભેદ કલ્પનાનું ભૂલરૂપી શલ્ય ટાળી, અને બાહુબળનું કેવળજ્ઞાનનું બળ હો એવી તત્વદ્રષ્ટિ સહિત, પૂર્ણ કેવળજ્ઞાનની ભાવના હોવી જોઇએ. લોકો ચોપડાના પુજનમાં લખે છે કે "અભયકુમારની બુદ્ધિ હજો;" તેમાં લોકો સંસારના ઉકેલ માટે ક્રોધ, માન, માયા, લોભમાં ચતુરાઇ કરવાની બુદ્ધિ ઇચ્છે છે. પણ ગણધરદેવની બુદ્ધિ કેવી તીક્ષ્ણ અને મહા મહિમાવંત છે, કે ત્રિલોકનાથ સર્વજ્ઞપ્રભુની દિવ્ય ધ્વનિ છૂટે છે, તે મહા અતિશયવાળી વાણીને ટુંકામાં ઘણી સમજીને પચાવી શકે છે. ચૌદ પૂર્વ અને બારઅંગની રચના કરી શકે, એવી મહિમાવંત રૂદ્ધિ બુદ્ધિ પ્રગટ થાય છે. જે સર્વજ્ઞ વીતરાગનાં પેટ–મહા મહિમાવંત જ્ઞાનભંડાર આત્માનું સામર્થ્ય પ્રગટ થવારૂપ બુદ્ધિ હજો એવી સાધક માગણી કરે છે. નિર્દોષ પવિત્ર પૂર્ણ જ્ઞાનની ભાવના હોય, ત્યાં પછી સંસારની ભાવના કેમ હોય? આજના કલ્યાણિક માંગળિક દિવસે તો અપ્રતિહત મંગળિક, આવ્યા પાછાં ન ફરે એવી વીતરાગ સ્વરૂપની ભાવના ભાવો. ભાવવું એટલે થવું.

વીર સંવત ૨૪૬૬ ૧૯૯૬ ના કારતક સુદી ૧ રવીવાર તારીખ ૧૨–૧૧–૩૯ પદ્મનંદી પંચવિંશતિક ૧૭ મો અધિકાર સુપ્રભાત અષ્ટક.

આચાર્ય મહારાજે આત્માનું સુપ્રભાત કર્યું છે. હીંદી સમયસારજીમાં ૫૬૩ મેં પાને શ્રી અમૃતચંદ્ર આચાર્ય પણ—સત્બોધ કેવળજ્ઞાનદશાનું પ્રગટ સુપ્રભાત થવાનું વર્ણન કહે છે. આત્મસ્વભાવનો વિકાસ થતાં અનંત ચતુષ્ટય મંડિત કેવળજ્ઞાન લક્ષ્મી સુપ્રભાત પ્રગટ થાય છે. તે પૂર્ણ રત્નત્રય યુક્ત શુદ્ધ આત્મપદના મહિમાનું વર્ણન કરે છે, કે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યગ્ચારિત્રથી પૂર્ણ અભેદ કેવળજ્ઞાન—સુપ્રભાત જે મુનિરાજને પ્રગટે છે એવા મુનિરાજને નમસ્કાર કરું છું. આજે રવિવાર અને રવિનું પ્રભાત તથા નવીન વર્ષ છે

(૨) શ્રીમદ્‌ની પુષ્પમાળામાંજ પ્રથમ વાક્ય છે.

રાત્રી વ્યતીક્રમી ગઈ, પ્રભાત થયો; નિદ્રાથી મુક્ત થવા ભાવ નિદ્રા ટાળવાનો પ્રયત્ન કરજો.

હવે અજ્ઞાનરૂપી ભાવનિદ્રા ટાળવા પ્રયત્ન કરજો. અહીં શ્રી પદ્મનંદી આચાર્ય કહે છે, કે આત્માનું અનંત જ્ઞાન દર્શન તેને આવરણ કરનાર અજ્ઞાન રાત્રી—અંધકારનો વ્યય અને જ્ઞાન ભાનુનો ઉદય થતાં તે આવરણનો નાશ થયો છે. અને અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતસુખ, અનંતવીર્ય, પ્રગટ થયું છે. પદ્મનંદી પંચવિંશતિકા મરાઠી ટીકા ભાષામાં એમ લખ્યું છે કે નિઃશેષ "અંતરાય ક્ષય" ગુણને વિઘ્ન કરનાર પ્રકૃતિને, પૂર્ણ શુદ્ધ જ્ઞાનબળથી પહોંચીવળે એવો પ્રકૃષ્ટ પુરૂષાર્થવડે નિર્મળતાનો ક્ષય કર્યો છે. એટલે અનંત કેવળજ્ઞાન જ્યોતનું બળ પ્રગટ થયું છે. તેથી રાત્રીનો વ્યય અને પ્રકાશનો ઉત્પાદ થતાં સુપ્રભાત પ્રગટ્યું, અને સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનરૂપી દિવ્યચક્ષુ ખુલ્લી ગયાં. આત્માનું કેવળદર્શન, કેવળજ્ઞાન કે જે અપ્રતિહતપણે જ હોય છે, તેને પ્રગટ કરનાર મુનિશ્વરને નમસ્કાર કરું છું. પ્રભાત થતાં રાત્રીનો નાશ થાય છે, અને પ્રકાશની ઉત્પત્તિ થાય છે, અને નેત્રો ખુલી જાય છે. તેમ મોહની કર્મથી ઉત્પન્ન થતી અંધકાર સહિત નિદ્રાનો સત્ય પુરૂષાર્થવડે નાશ થાય છે. અને કેવળજ્ઞાન જ્યોતિરૂપ સુપ્રભાત પ્રગટ થાય છે, તે આત્માને નમસ્કાર કરું છું.

(૩) સમયસાર આત્મખ્યાતિ ટીકામાં અમૃતચંદ્ર આચાર્ય મહારાજ કેવળજ્ઞાન સુપ્રભાતનો મંગળિક કળશ મૂકે છે.

चिन्पिंडचंडिमविलासिविकासहासः शुद्धप्रकाशभरनिर्भरसुप्रभातः ।
आनंदसुस्थितसदास्खलितैकरूपस्तस्यैव चायमुदयत्यचलार्चिरात्मा ॥

સમયસાર કળશ ૨૬૮.

આત્મા ચૈતન્ય ભગવાન, સામાન્ય વિશેષ સ્વરૂપ શુદ્ધ છે, એમ અનુભવ કરવાથી, તેનું સેવન કરવાથી આત્માના શુદ્ધ શ્રદ્ધા અને જ્ઞાનવડે (આત્માવડે) સુપ્રભાતરૂપ કેવળજ્ઞાન સ્વરૂપ સૂર્ય ઉદય થાય છે. કેવો છે આત્મા? ચૈતન્યપિંડ–નિર્ગલ વિલાસ (જેમાં કોઈ વિઘ્ન કરનાર નથી.) કરવાવાળો એવો જે આત્મા તેનું પ્રફુલ્લિત થવું, પૂર્ણ શુદ્ધતા થવી તે ફૂલવું છે. શુદ્ધ પ્રકાશના સમૂહવડે ઉત્તમ પ્રભાતની જેમ પ્રગટે છે. સૂર્ય પ્રકાશનો સંયોગ થતાં હજાર પાંખડીવાળું કમળ સરોવરમાં ખીલી ઉઠે છે; તેમ આ સમ્યગ્‌શ્રદ્ધાના બળથી કેવળજ્ઞાન ખીલ્યું તેને ફરી કરમાવાપણું નથી. સદાય પ્રફુલ્લિત છે પુર્ણ સહજ આનંદથી અચલિત એકરૂપ નિરાકુળ શાંતિ છે. જેની બેહદ જ્ઞાનશક્તિની દિપ્તિ (દિપવું, તપવું) અચળ છે. એવો સર્વજ્ઞ પ્રભુ ભગવાનનો સહજાનંદ પરમ મહિમાવંત મંગળીક છે. અહીંઆ ચિત્‌પિંડ ઇત્યાદિ વિશેષણથી અનંતદર્શનનું પ્રગટવું–થવું બતાવ્યું છે. અચળ, શુદ્ધ પ્રકાશ ઇત્યાદિ વિશેષણથી અનંતજ્ઞાનનું પ્રગટ થવું બતાવ્યું છે. "અનંત આનંદ સુસ્થિત ચિત્‌પિંડ" વિશેષણથી અનંત સુખનું પ્રગટ થવું દેખાડયું છે, અને "અચલાર્ચિ." આ, વિશેષણથી અનંતવીર્ય (બલ) નું પ્રગટ થવું બતાવ્યું છે. અનંતગુણ પ્રગટયા તેને ચળવા ન દે એવું અચળવીર્ય પ્રગટયું છે. એવો આત્મસ્વભાવ અમારે પણ પ્રગટ થાઓ, એમ આચાર્ય મહારાજ વિશાળ ભાવના ભાવે છે. આત્મસ્વરૂપભાનુ(રવિ) અજ્ઞાન અંધકારનો નાશ કરીને ઉગ્યો તે ફરી અસ્ત પામે અગર ચળે તેમ નથી. એ જવાબદારી રાખીને કેવળજ્ઞાન પ્રભાતને નમસ્કાર કરેલ છે.

કારતક સુદી ૧૫ ને રવિવારે શ્રીમદ્‌નો જન્મ દિવસ હતો. તે ટાણાને આ ૭૨ મેં વર્ષે પણ શ્રીમદ્ રાજચંદ્રનો જન્મ દિવસ એ જ

દિવસ માસ અને રવિવારે આવે છે. નિયમ છે કે દર, છત્રીશમે વર્ષે માસ તિથિ અને વાર એક જ આવે છે. "સર્વમાંગલ્યમાંગલ્યં સર્વ કલ્યાણકારણં" કેવળજ્ઞાન પ્રભાત છે, અને તેનું કારણ સમ્યગ્દર્શન છે: સમ્યગ્જ્ઞાન પણ આત્મા જ છે. આત્મભાનની ભૂમિકામાં સર્વ મંગળરૂપ છે. જેમ એક ખાંડી અનાજ વાવતાં હજારો પુળા ઘાસ વચ્ચે થઈ જાય છે; તેમ આત્મજ્ઞાનની ભૂમિકામાં પુર્ણતાની ભાવના ભાવતાં તેની પાછળ તીર્થંકર પદ, ચક્રવર્તિ, ઇંદ્રાદિના મોટા પુણ્યપદ આવે છે. છતાં ધર્માત્મા તેની ઇચ્છા કરતાજ નથી.

ચોથું સુપ્રભાત મંગળિક

ઉત્તરાધ્યયન સૂત્ર ૨૩ મું અધ્યયન શ્રી કેશી ગૌતમ સંવાદમાં આવે છે. એકવાર ગૌતમ સ્વામીને કેશી સ્વામી પૂછે છે કે "अन्धयारे तमे घोरे, चिट्ठन्ति पाणिणो बहु" અંધકારરૂપ અજ્ઞાન રાત્રી જગત ઉપર ફરી વળી છે. તેનો ઉજ્વળ ઉદ્યોત કરનાર જગતમાં કોણ હશે? ગૌતમ સ્વામિ કહે છે, કે અરે કેશી? એવો કોઈ નિર્મળ ભાનુ ઉગ્યો છે કે સર્વ જીવોના અંતરંગમાં (હૃદયપટમાં) જ્ઞાનરૂપી અમૃતધારાનો પ્રવેશ થતાં, તે જીવોનું પરમ કલ્યાણ થાય છે. તીર્થંકર ભગવાનની દિવ્ય ધ્વનિવડે આત્માની સ્વતંત્રતાની જાહેરાતરૂપ, વીતરાગના દિવ્ય વચનોનો ધોધ છૂટતાં, અનેક પાત્ર (લાયક) જીવનાં હૃદયકમળ વિકાસને પામી જાય છે.

કેશી સ્વામિ:—એવો તે રવિ કહેતાં સુપ્રભાત ભાનુ કેવો હશે, કે જે જગતના અજ્ઞાન અંધકારને ટાળીને અજ્ઞાન મોહ અંધકારમાં દુઃખી થતા જીવોને આત્મધર્મનો પ્રકાશ દેખાડશે? તેનો ઉત્તર:—વર્તમાનમાં જેમ ભગવાન મહાવીર થયા તેમ ભવિષ્યમાં પણ થવાના છે. તે તીર્થંકર ભગવાન સર્વજ્ઞરૂપ ભાનુ ઉદયમાન પ્રગટપણે ચોરાશી હજાર વર્ષ પછી આ ક્ષેત્રે થશે, અને જેનો સંસાર નાશ થઈ ગયો છે, દર્શન મોહાદિ કર્મનો ક્ષય થયો છે, બાકીના અલ્પ પ્રારબ્ધ કર્મને ક્ષય કરવા માટે ચોરાશી હજાર વર્ષ પુરા થયે, શ્રી શ્રેણિક રાજાનો આત્મા જગતના અજ્ઞાન અંધકારનો નાશ કરવા, હવેની અવસર્પીણીમાં મહા ઐશ્વર્યવંત પહેલા તીર્થંકર સર્વજ્ઞ ભગવાન થશે. આ

ભરતક્ષેત્રમાં એવો પ્રભાકર પ્રકાશશે, કે એ સર્વજ્ઞ ભગવાન થવાની લાયકાતવાળો તે આત્મા ત્રણ જ્ઞાન સાથે લઇને આ ભરતક્ષેત્રમાં આવશે. અને ગર્ભમાં આવ્યા અગાઉ છ મહિનાથી સ્વર્ગમાંથી દેવી, કુમારિકાઓ આવીને તીર્થંકરની માતાની સેવા કરશે, અને ઇંદ્રો આવીને સ્તુતિ કરશે. કે ધન્ય માતા આપની કુખે તીર્થંકર ભગવાનનો આત્મા આવશે, અને બહાર આવ્યા પછી નિર્ગ્રંથમુનિ થઇને કેવળજ્ઞાન પ્રાપ્તિ, જે સુપ્રભાત કેવળજ્ઞાન આત્માની પૂર્ણ ઐશ્વર્ય પ્રગટ કરશે, અને તેના નિમિત્તથી હજારો, લાખો, આત્માર્થી જીવો આત્મધર્મ પામશે, માટે આપને ધન્ય છે. અહીં સુપ્રભાત તે કેવળજ્ઞાનનું માહા મંગળ ગીત—આચાર્ય પરમેષ્ઠી ગાય છે. ભગવાન પદ્મનંદી આચાર્ય નગ્ન દિગંબર નિર્ગ્રંથમુનિ હતા. આત્મધ્યાનમાં મસ્ત હતા. અમૃતમય અધ્યાત્મરસમાં કલમ બોળીને આ, પરમ મંગળિક સુપ્રભાત શ્લોકની રચના કરી છે. શ્રી અમૃતચંદ્રાચાર્યે સુપ્રભાતરૂપ મંગળની આત્મખ્યાતિમાં કળશપણે રચના કરી છે. શ્રીમદ્ રાજચંદ્રે ૧૬ વર્ષે પુષ્પમાળા ઉપર મંગળ કળશ મુક્યો છે. ચોથું મંગળ પ્રભાત ઉત્તરાધ્યયન સૂત્રમાંથી કહ્યું. અહીં પદ્મનંદી આચાર્ય ભગવાને પણ પાંચમું મંગળ કહ્યું કે, રાત્રીનો અંધકાર ટળતાં અને સૂર્યનું પ્રભાત થતાં ચક્ષુ ઉઘડે છે, તેમ અજ્ઞાન અંધકારનો નાશ કરનાર રવિરૂપ સમ્યગ્દર્શન જ્ઞાનમય નેત્રોવડે પ્રભાત થયો છે. શ્રીમદ્ પણ કહે છે, કે "કોટી વર્ષનું સ્વપ્ન પણ જાગ્રત થતાં સમાય, તેમ વિભાવ અનાદિનો જ્ઞાન થતાં દૂર થાય." જે અનંતકાળથી સુતેલા મોહરૂપી, નિદ્રામાંથી જાગ્યા, જેનાં સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાનરૂપ અંતર ચક્ષુઓ ખુલી ગયાં, અને જેઓ આત્મસ્વરૂપની સ્થિરતામાં એકાગ્ર સ્વરૂપ સ્થિત છે, એવા મુનિશ્વરોને નમસ્કાર કરું છું. આ રવિવાર અને નવું વર્ષ અને પ્રભાકરનો ઉદ્યોત તેને પરમાર્થ સ્વરૂપમાં ઘટાવીએ તો એનો અર્થ એ છે કે, શુદ્ધ-આત્મસ્વરૂપ સુપ્રભાત (કેવળજ્ઞાન) ની ભાવનાવાળાને આ તત્ત્વનું બીજડું પ્રગટયું છે; તે નિઃસંદેહ નિર્ભયપણે આત્મસ્વરૂપના વૈભવનો, એટલે કેવળજ્ઞાનના ગાણાં ગાય છે. અને તીર્થંકરાદિ ભગવંતના વીતરાગ સ્વરૂપનો મહિમા પ્રગટ કરે છે. તે બોધીબીજ પૂર્ણતાને લક્ષે છે, અને તે કોઈ દિવસ પાછું ફરે

તેમ નથી. શ્રી આનંદઘનજી પણ રવિનું સુપ્રભાત મહામંગલિક કહે છે.

"દર્શન દિઠે જિનતણુંજી, સંશય ન રહે વેધ;
દિનકર કરભર પ્રસરતાજી, અંધકાર પ્રતિષેધ.
વિમળજિન દીઠાં લોયણ આજ, મારા સિધ્યાં વાંછિત કાજ."

વિમળ=રાગાદિ પુણ્યપાપના મળમેલ રહિત શુદ્ધ આત્મ-પદ તેની યથાર્થ શ્રદ્ધાવડે જે ગુણ પ્રગટયો, સમ્યગ્દર્શન થયું અને જાણ્યું કે હું પૂર્ણ કૃતકૃત્ય પરમાત્મા જેવો જ છું. હવે ભવશંકા, મળ-મેલનો અવકાશ મારામાં નથી, એ જિનવરનો લઘુનંદન આત્મસ્વ-રૂપમાં સ્થિત થયો, ટકયો તે પાછો કેમ ફરે?

"દુઃખ દોહગ દૂરે ટળ્યાં રે, સુખ સંપદ શું ભેટ;
ધીંગ ધણી માથે કીયોરે, કુણ ગંજે નરખેટ."
વિમળજિન દીઠાં લોયણ આજ.

હે શુદ્ધ સહજાત્મ સ્વરૂપ પરમાત્મા! હે વીતરાગ ચૈતન્યઘન જ્ઞાનમૂર્તિ મેં આપને જ ધણી ધાર્યા છે. હે પ્રભુ! આપની પૂર્ણ પવિત્ર વીતરાગતા અને કેવળજ્ઞાન પ્રભાકર-ભાનુના દર્શન કર્યાં, તેથી દુઃખ અને નિર્ધનતા ટળીને સુખ તથા સધનતા થઈ છે. તેની પ્રતીતિવડે કહું છું કે "દુઃખ દોહગ દૂરે ટળ્યાં અને સુખ સંપદ શું ભેટ."

ત્રિલોકનાથ તીર્થંકરદેવ માથે ધણી ધાર્યો, અને એ પૂર્ણ શુદ્ધ સ્વભાવે છે એવો સ્વીકાર કરી કહે છે કે, હું પણ પૂર્ણ આપના જેવો જ સ્વભાવે છું. એમ પૂર્ણતાના ભાને જાગ્યો, તે શ્રદ્ધામાંથી સંશય ટાળીને, વિરોધ મટાડીને, એ સિદ્ધની જાતનો અતીન્દ્રિય પુરૂષાર્થ લઈને જાગ્યો છે તેથી તે પાછો ન ફરે. નિઃસંદેહરૂપી સમ્યગ્દર્શન સૂર્ય-કરભર-પૂર્ણતાનો અંશ, સાધક સ્વભાવ, પ્રગટ થતાં, પૂર્ણની રુચિનું જોર ઉછળતાં કહે છે કે "દિનકર કરભર પ્રસરતાજી, અંધકાર પ્રતિષેધ વિમળજિન દીઠાં લોયણ આજ મારાં સિધ્યાં વાંચ્છિતકાર્ય" આત્માનો ગુણ પ્રગટયો પાછો ન ફરે એનું નામ અપ્રતિહત સમ્યગ્ સુપ્રભાત છે.

સુપ્રભાતની પ્રજ્ઞાનંદી ગાથા.

यत्सच्चकसुखपदं यदमलं ज्ञानप्रभाभासुरं
लोकालोकपदप्रकाशनविधिप्रौढं प्रकृष्टं सकृत ।
उद्भूते सति यत्र जीवितमिव प्राप्तं परं प्राणिभिः
त्रैलोक्याधिपतेर्जिनस्य सततं तत्सुप्रभातं स्तुवे ॥ २ ॥

જે રવિ ઊગ્યો એવા સુપ્રભાત–કેવળજ્ઞાન સ્વરૂપ ત્રિલોકનાથ ભગવાનને હું નમસ્કાર કરૂં છું, એવો સનાતન નિયમ છે કે ત્રિલો-કનાથ તીર્થંકર ભગવાન પૂર્વ ભવે તૈયારી લઇને આવ્યા છે, અને તેમના નિમિત્તથી ઘણા જીવોનું કલ્યાણ થવાનું છે, તેથી તેમનો જન્મ થતાં જ ત્રણે લોકમાં અજવાળાં થાય છે, અને બધાં પ્રાણીને બે ઘડી શાતા ( સુખ ) થાય છે. નરકવાસી દુઃખી જીવોને પણ અનંતદુઃખની વેદના ટળીને બે ઘડી શાંતિ થાય છે, તેથી કરૂણા ભંડાર, ત્રિલોકનાથ પરમકરૂણાળ એવા ઉપકારીપણાના બિરૂદનું આરોપણ તેમને કરવામાં આવે છે. સર્વ દુઃખથી રહિત જેને થવું હોય, તેણે તેમની અકષાય ( રાગ રહિત ) સ્વરૂપસ્થિત કરૂણાને જાણીને, માનીને, તેનું અનુચરણ કરવું. "સર્વજ્ઞનો ધર્મ સુશર્ણ જાણી આરાધ્ય આરાધ્ય પ્રભાવ આણી; અનાથ એકાંત સનાથ થાશે, એના વિના કોઇ ન બાહ્ય સ્હાશે." સર્વજ્ઞ પરમાત્માનો વિશ્વાસ કર અને એ સમાન તારૂં પો-તાનું સ્વાધીન સ્વરૂપ છે તેની સેવા કર. પરભાવ, રાગદ્વેષ, ક્રોધ માન, માયા, લોભ, પુણ્ય પાપ, સર્વ ઉપાધિ રહિત થવાનો ઉપાય એક સર્વજ્ઞ વીતરાગ પ્રણીત આત્મધર્મ છે. નિર્દોષ આત્મધર્મ તેને કહીએ કે જેમાં રાગદ્વેષ પુણ્ય પાપની શુભ અશુભ વૃત્તિનો પણ અવકાશ ન પામે, એવો શુદ્ધ વીતરાગ સ્વભાવ તે જ નિજપદ અને નિરૂપાધિક શાંતિ છે તે મને પ્રગટ હો. પાર્શ્વપ્રભુની સ્તુતિમાં કહે છે કે-

"ઉપશમ રસ વરસેરે, પ્રભુ તારા નયનમાં;
હૃદયકમળમાં દયા અનંત ઊભરાયજો."

હે વીતરાગ હે ચિદાનંદમૂર્તિ હે કૃપાનાથ, સર્વજ્ઞ દેવ મ

અકષાય કરૂણાને માની છે. સર્વ ઉપાધિ રહિત શુદ્ધ આત્મપદનો યથાર્થ નિર્ણય કરી, સંસારના ભાવ છોડીને જે વીતરાગ સ્વભાવને શરણે ગયા તે, હે નાથ, તમારા જેવા પૂર્ણશુદ્ધ થઇ ગયા.

( ઉત્તરાધ્યયનનું ૮ મું ( ચોથું ) મંગળ )

હે ગૌતમ જેણે પ્રથમથીજ આત્મસ્વરૂપની શ્રદ્ધા જ્ઞાન અને વીતરાગ સ્વરૂપની ભાવના ભાવી નથી, સંસારથી વૈરાગ્ય કર્યો નથી, સત્નું શ્રવણ મનન કર્યું નથી, તેને ઘડપણમાં સત્સ્વરૂપની રૂચિ નહિ થાય. જેને જેની રૂચિ તેમાં તેને વાયદા ન હોય. પ્રશ્ન:—જે બહુ પાપી જીવ હોય તેને વર્તમાનમાં ફળ કેમ ન મળે? ઉત્તર:—એ જીવ દુઃખી થાય એવી દ્વેષ ભાવના સજ્જન ન કરે. મરેલાને પાછું ન મરાય, પાપી ઉપર પણ દયા હોય. એ જીવને મહા મૂંઢતા છે તે જોઇને જ્ઞાની મધ્યસ્થ રહે છે, અને જાણે છે કે તે જીવ તેના ભાવથીજ ભયવશ દુઃખી દુઃખીજ છે. તે પ્રત્યે કરૂણા આવે છે.

"સો ઉંદર મારીને બિલાડી પાટે બેઠી" એ કથન અહીં પરમાર્થમાં ઘટે નહિ. ક્ષણભરમાં પાપી પણ જ્ઞાની ધર્માત્મા થઇ શકે છે. વિંછીનું દૃષ્ટાંત:—એક મનુષ્ય વહેતી નદીના પૂરમાં પ્રવાહમાંથી વિંછીને કાઢતો હતો, વિંછીને હાથમાં લીધો કે તરત જ ડંખ માર્યો. ફરી બીજા હાથમાં લીધો ફરી ડંખ માર્યો, એમ ઘણા ડંખ માર્યા, છતાં હાથમાં પકડી રાખ્યો. ત્યારે નદીના કાંઠે ઉભેલા લોકોએ ઠપકો દીધો કે જે ડંખ મારે તેને તું કેમ બચાવે છે? ઉત્તર:—દુર્જન દુર્જનતાને ન છોડે તો સજ્જન સજ્જનતા કેમ છોડે? એ ઉપરથી સાર એ લેવાનો છે કે અધર્મી અને પાપી પામર જીવો પ્રત્યે દ્વેષ ન કરવો. તેને સહાય કરવાની ઇચ્છા ન થાય તો, તેનાથી મધ્યસ્થ રહેવું પણ દ્વેષ ન કરવો. ગઇકાલનો મહા પાપી આજે મોટો ધર્માત્મા પવિત્ર આત્મા થઇ શકે છે. જે પોતાનું સાચું હિત સમજશે તે સુખી થશે. શ્રી દેવચંદજી મહારાજ કહે છે કે:—

"તુજ કરૂણા સહુ ઉપરેજી, સરખી છે મહારાય,
પણ અવિરાધક જીવનેજી, કારણ સફળું થાય રે.
ચંદ્રાનન જિનજી સાંભળીએ અરદાસ."

હે નાથ તારી અક્રિય, અકષાય કરૂણા જે અવિરાધકજીવ સમજીને સ્વીકારે તેને અનંતો ઉપકાર થાય છે. પણ જેણે તારા વીતરાગ સ્વરૂપ લોકોત્તર માર્ગનો આદર નથી કર્યો, તે વિરાધક જીવને શું ઉપકાર થાય? જેને પુણ્ય પાપ, માનાદિ તથા વિષયભોગ આદિની ઇચ્છા મમતા છે, તેને સત્ સ્વરૂપની રુચિ કયાંથી થાય? દિવાળી અને નવું વર્ષ એમ કાળ તો બદલાયા કરે છે. પણ શુદ્ધાત્મસ્વરૂપની યથાર્થ શ્રદ્ધાવડે સમ્યગ્દર્શનનો પ્રકાશ કરીને, આ સુપ્રભાત (પૂર્ણ કેવળજ્ઞાન)ના ગાણાં તો એવાં છે કે, સમસ્ત જીવોને સદા સુખ દેનારાં છે. આ સૂર્ય તો અમુકને પ્રકાશ કરે, પણ આ જ્ઞાન સુપ્રભાત પ્રભાકર તો અત્યંત મહાન છે; તેથી સર્વ જીવોને પ્રકાશ આપનાર છે. જેને પૂર્ણ સ્વરૂપ પ્રગટ થાય છે, તે સર્વજ્ઞ વીતરાગ ભગવંત કહેવાય છે. ત્રણલોકના નાથ કહેવાય છે. તેની સાન્નિધ્યમાં બેઠેલા જીવોને ઘણું સુખ થાય છે. આ સૂર્ય પ્રભાત કાળમાં ઉદિત થાય છે, અને સાંજે અસ્ત થતો દેખાય છે. પણ જિનેશ્વર ભગવાનને કેવળજ્ઞાન જ્યોતિ પ્રગટ થાય છે તે કદી અસ્ત પામતી નથી. તે જ્યોતિ પ્રગટ થતાં ત્રણલોકમાં અજવાળું અને બધા જીવોને શાંતિ થાય છે. નરકના અતિ દુઃખી જીવોને પણ બે ઘડી શાંતિ થાય છે. એવો ઉત્કૃષ્ટ મહિમા જેનો છે, એવા કેવળજ્ઞાનની પ્રાપ્તિ માટે હું તેમને નમસ્કાર કરું છું. તીર્થંકર પ્રભુને કેવળજ્ઞાન પ્રગટ થતાં વિદ્યાધરો અને દેવીઓ એમની પૂર્ણ વીતરાગતા પવિત્ર કેવળજ્ઞાન સ્વરૂપનાં ગાણાં ગાય છે, સ્તુતિ કરે છે. તે વિદ્યાધરો પ્રભુના ભક્ત હોય છે. તેમની કન્યાઓ બહુ સુંદર રીતે પ્રભુનાં સ્તવન ગાય છે. એવા શ્રી અરિહંત ભગવાનનું કલ્યાણકારી સુપ્રભાત (કેવળજ્ઞાન મંગળિક) સત્પુરુષનું યોગબળ જગતનું કલ્યાણ કરો.

તા. ૧૩-૧૧-૩૯

૮૬ મી ગાથામાં એમ કહ્યું કે શુભ અધ્યવસાય એજ મુખ્યપણે તો દેવલોક છે, અને અશુભ ભાવ તે નર્કાદિ ગતિ છે. કારણકે જેવા ભાવનો જીવ કર્તા થાય, તેવા પ્રકારના ભોગવવાનાં તે ગતિ અને પ્રકૃતિની અવસ્થાનાં ભોગ્યસ્થાનો ચૌદ બ્રહ્માંડમાં છે.

" તે તે ભોગ્ય વિશેષના, સ્થાનક દ્રવ્ય સ્વભાવ;
ગહન વાત છે શિષ્ય આ, કહી સંક્ષેપે સાવ."

પરમાણુની સ્થૂળ સુક્ષ્મ અવસ્થા, પુદ્ગળનું અચિંત્ય સામર્થ્ય, તથા અચિંત્ય જીવનું વીર્ય એ આદિનો અહીંઆં ઘણો વિચાર સમાય છે. લોહચુંબક પત્થર અને લોઢું એ બેઉ જડ અચેતન છે છતાં તે સ્વયં કાર્ય કરે છે. તેમ પુદ્ગલને અનેક પ્રકારે વિચારીએ તો પુદ્ગલમાં સ્વયં ભોકર્તૃત્વદાન શક્તિ છે. જીવમાં પણ અસંખ્યાત પ્રકારના શુભ અશુભ પરિણામરૂપ અધ્યવસાય થાય છે. આત્માના વીર્યનું જે શુભ અશુભ કર્મની અવસ્થામાં જોડાવું થાય છે, તે ભૂલપણે ભોગવવાની યોગ્યતા અને સ્વાધીન અવિકારી પરિણામ, બેઉનો વિચાર કરો તો માલુમ પડશે કે જીવ અને અજીવ દ્રવ્યનું સામર્થ્ય સૌ સૌની સત્તામાં છે. જડમાં પણ અનેક અચિંત્ય શક્તિ છે. એક જ જાતના પરમાણુમાં ક્ષણવારમાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શ બદલાઇ જાય છે. જેમ દૂધમાંથી દહીં, દહીંમાંથી ઘી. દૂધ બગડી જાય છે તે બગડી જવાની તેનામાં શક્તિ છે. એવી રીતેજ દરેક પુદ્ગલમાં ગળવું, મળવું, સડવું, પડવું ગતિરૂપ થવું એવો જડનો સ્વભાવ છે. એક રજકણ પરમાણું એક સમય માત્રમાં લોકના છેડાથી ગતિ કરીને ચૌદ રાજલોક પ્રમાણે શીઘ્ર સ્વયં જઈ શકે છે. દરેક પદાર્થમાં પરથી જુદાપણાની સહજ શક્તિ છે, તે તેની સત્તામાં ટકીને બદલે છે તેમાં ઇશ્વર કંઇ ભોગવાવે એ વાત સંભવતી નથી. ૮૬.

હવેની ગાથામાં શિષ્ય કહે છે કે આપે કર્તા ભોક્તાપણું જે પ્રકારે કહ્યું, તે વાતનો અંતરથી વિચાર કરતાં તેનું યથાર્થપણું સમજાય છે. પણ આત્મા કર્તા ભોક્તા ઠર્યો, તો પછી તે પુણ્યપાપનાં શુભ અશુભ પરિણામવાળા બંધથી નિવૃત થવા યોગ્ય રહેતો નથી.

તે શંકાની ગાથા હવે કહે છે.

કર્તા ભોક્તા જીવ હો, પણ તેનો નહિ મોક્ષ;
વીત્યો કાળ અનંત પણ, વર્તમાન છે દોષ. ૮૭.

હવે શિષ્યમાં વિવેકબુદ્ધિ વધે છે. હા પાડતો કહે છે કે આપની કહેલી દલીલ અને મારો ભાવ મળે છે. એટલે આત્મા છે, નિત્ય છે, કર્તા અને ભોક્તા જે પ્રકારે છે તે જાણ્યું, પણ તેનો મોક્ષ કેમ થાય તે જણાતું નથી. કારણકે હજી કર્મ કરવારૂપ દોષ વર્તમાનમાં વર્તે છે, તેથી ભાસે છે કે શુભ અશુભ પરિણામ મારાં, અને હું તેનો કર્તા, એમ દ્રષ્ટિ અનિષ્ટપણું વર્તમાનમાં વર્તે છે તો ભવિષ્યમાં તે ભૂલ કેમ ટળશે? તેનો ઉત્તર:—ગુરુ કહે છે કે:—તેં જાણ્યું કે વર્તમાન પૂરતીજ ભૂલ છે. તે ભૂલ રહિત, તું ત્રિકાળ શુદ્ધ સ્વભાવે છે, તો આ વર્તમાન ક્ષણિક અવસ્થામાંથી દોષ ટાળીને, નિર્દોષ અભિપ્રાયની સળંગ પૂર્ણ પવિત્ર જ્ઞાનઘન વીતરાગતા સાથે મેળ કરી લે; એટલે તે શુભ અને અશુભથી નિવૃત્ત થતાં, આત્માના જ્ઞાતા દ્રષ્ટા સાક્ષી સહજ સ્વભાવમાં રહેવાથી તે દોષનું ટળવું થશે. આ દોષ વર્તમાનમાં દેખાય છે, તે દોષરહિત ગુણ પણ છે; અને તેનો પ્રતિપક્ષી દોષ પણ છે, માટે તે ગુણને તું ગ્રહણ કર એટલે દોષનું ટળવું સ્વયમેવ થશે. આ શંકાનો ઉત્તર ગાથારૂપે હવે પછી આવશે. અહીં તો શિષ્ય કહે છે કે આ વર્તમાનમાં તો દોષ છે, તે દોષ ન ટળે તો મોક્ષ કેમ થાય? ૮૭.

હવે શિષ્ય વિચાર કરીને બીજી આશંકા રજુ કરે છે:—

**શુભ કરે ફળ ભોગવે, દેવાદિ ગતિમાંય;**
**અશુભ કરે નરકાદિ ફળ, કર્મરહિત ન ક્યાંય. ૮૮.**

મને તો એમ લાગે છે, કે દયા પાળીએ વ્રત, શીલ વગેરે શુભકાર્ય કરીએ, જગતનું ભલું કરીએ. એવાં પુણ્ય પરિણામથી તેનું ફળ દેવગતિમાં સુખ ભોગવવું થાય છે. અને પાપના પરિણામ હિંસા અને ચોરી આદિના કાર્યો કરે, કરાવે અને અનુમોદે તો તેનું ફળ નરકગતિ થાય, તેથી જીવનો મોક્ષ થવો સંભવતો નથી. જો જીવનો મુક્ત સ્વભાવ હોય તો આજસુધી તેનો મોક્ષ કેમ ન થયો? અનંતકાળ વીત્યો પણ હજી શુભ અશુભ કર્મ કરી—શુભ અશુભ બંધભાવ કરવાનો દોષ વર્તમાનમાં પણ છે. શુભભાવ બંધનું કારણ છે એમ તો શિષ્ય અહીં સમજ્યો છે.

પુણ્યથી ધર્મ-ગુણ માનનાર તો શુદ્ધ આત્મસ્વરૂપની શ્રદ્ધાથી ભ્રષ્ટ છે; કારણકે પ્રકૃતિના નિમિત્તમાં રાગપણે ટકયા છે, અને પરભાવને પોતાનો માને છે, કર્તાપણું માને છે, તેમને જ્ઞાતાપણું કયાં રહ્યું? જ્ઞાતાપણાનો જેને આદર નથી, તેના પુણ્ય પરિણામ પણ નિગોદના મહા દુ:ખનું કારણ છે. એવા સંસારી જીવ પુણ્ય પાપ વિના હોઈ શકે નહિ. પણ સમ્યગ્દર્શન-શુદ્ધ આત્માની યથાર્થ શ્રદ્ધા થતાં તે પુણ્ય પાપનો સ્વામિ-કર્તા ભોક્તા હું નથી, પણ હું તો મારા શુદ્ધ સ્વભાવનો જ કર્તા ભોક્તા છું એમ સ્વ અને પરભાવની વહેંચણી કરે છે. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન પ્રગટ થતાં પૂર્ણ શુદ્ધ સ્વભાવનું ભાન અને પુરૂષાર્થ બેઉ તેને હોય છે; એવા સ્વભાવનું ભાન હોવા છતાં પણ જે કંઈ રાગદ્વેષ આદિ દોષ અલ્પ પ્રમાણમાં થઈ જાય તો તેમાં ટકતો નથી એટલે સંસારમાં રૂચિ આદર નથી તેને શુભાશુભ કર્મફળ નિવૃત્ત થઈ જાય છે. ૮૮.

શ્રી ગુરૂનો ઉત્તર:—

જેમ શુભાશુભ કર્મપદ, જાણ્યાં સફળ પ્રમાણ;
તેમ નિવૃત્તિ સફળતા, માટે મોક્ષ સુજાણ. ૮૯.

ચેતનની અવસ્થાના દોષથી થતાં શુભાશુભ કર્મપદ જાણ્યાં, અને સાથે તેમ પણ જાણ્યું કે મેં શુભ અશુભ પરિણામ કર્યા અને તેથી તે થયાં. પણ તેનું ફળ સ્વર્ગ નર્કાદિ ભોગવવાપણું છે. તે શુભાશુભ ભાવ દોષ છે, તેથી નિવૃત્ત થઈ શકાય છે. હું જ્ઞાતા, દૃષ્ટા, સાક્ષી જ છું, પરમાણું, પુણ્યાદિ, દેહાદિની ક્રિયા કરવી તે મારો ધર્મ નથી; હું જ્ઞાતા છું તો જ્ઞાયક જ્ઞાન સિવાય કરે શું? હું જ્ઞાન છું તેથી તેમાં ટકવાનો પુરૂષાર્થ થઈ શકે છે. અજ્ઞાનભાવે હું પરનો કર્તા ભોક્તા છું એમ કલ્પના કરી પરમાં સુખબુદ્ધિ મેં માની હતી, તે જ્ઞાનની ભૂલ અવસ્થા મેં કરી હતી. તે ભૂલ અવસ્થા પલટાવીને અભૂલરૂપ જ્ઞાનદશા હું જ કરી શકું.

ક્રોધ ટાળીને જેમ ક્ષમા થઈ શકે છે, તેમ જે હું કરૂં, હું દયાવાળો, પુણ્યવાળો, હું બીજાને બચાવું, સુખી, દુ:ખી કરૂં વગેરે રાગરૂપ

પરભાવમાં ટકવારૂપ મિથ્યાભાવ, અને પરમાં સુખબુદ્ધિની કલ્પના હું કરતો, તે અસત્ કલ્પનાથી હું નિવૃત્ત થઈ શકું છું. હું પુણ્ય પાપ રાગાદિ રહિત નિર્મળ શુદ્ધ સ્વભાવ છું એમ યથાર્થપણે જાણવું તે સ્વાધીનપણું છે, મારા સ્વરૂપની સ્વાધીનતામાં પર પ્રકૃતિની ઉપાધિ નથી. પુણ્ય પાપ મેં કર્યાં, મેં ભોગવ્યાં તેમ માન્યું હતું, તે પ્રકૃતિની અસરને લઈને મારામાં ઉપાધિ ઉણપ–હીનતા અને રાગી દ્વેષીપણું હતું. તેનાથી ઉલટું મારી એટલે જાણ્યું કે મારો સ્વભાવ પરભાવપણે નથી. પણ નિર્મળ શુદ્ધ અક્રિય જ્ઞાતા સ્વરૂપ છે, પરથી સર્વથા નિવૃત્ત સ્વરૂપ નિરપેક્ષ છે. એમ પુણ્ય પાપથી જુદો, અસંગ, જ્ઞાતાપણે ટકી રહેવાનો પુરૂષાર્થ કરવાથી, તે શુભાશુભ ઉપાધિક ભાવથી જીવ નિવૃત્ત થઈ જાય છે. "તું છો મોક્ષ સ્વરૂપ," પરવસ્તુમાં પુણ્ય પાપની ક્ષણિક અવસ્થામાં તું ભળવા યોગ્ય નથી. પુણ્યપાપરૂપ ભાવ કરવાથી કર્મબંધ થાય છે તે તેનું સફળપણું છે. તેનાથી વિપરીત શુદ્ધભાવ કરવાથી શુભાશુભ ભાવની નિવૃત્તિ પણ સફળ છે. માટે નિવૃત્તિરૂપ મોક્ષ છે, એમ હે વિચક્ષણ તું જાણ. શિષ્યની લાયકાત કેવી હોય, સત્સ્વરૂપનો જિજ્ઞાસુ શિષ્ય કેવો જોઈએ, પાત્રતાની ભૂમિકા કેમ વધે તે અહીં જોવાનું છે. પહેલા ચાર પ્રશ્નના ઉત્તર જાણ્યા તેમાં શિષ્યને શંકા નથી; તેથી શ્રી ગુરુ કહે છે, કે નિવૃત્તિ થઈ શકે છે, નિવૃત્તિનો પુરૂષાર્થ કરી શકાય છે માટે હે ચતુર શિષ્ય તે તું જાણ.

ઉત્તરાધ્યન સૂત્ર પ્રમાદ અધ્યયન ગાથા ૩૨ માં કહ્યું છે કે:—

अवसोहियकण्टगापहं ओइणणो सि पहं महालयं ।
गच्छसिमग्गं विसोहिया समयं गोयम मा पमायए ॥

હે ગૌતમ? તારી શુદ્ધ સ્વભાવભૂત સમ્યક્દૃષ્ટિ તને પ્રાપ્ત છે. અને પૂર્ણ કેવળજ્ઞાન લક્ષ્મી શુદ્ધ આત્મસ્વરૂપ અવસ્થા તારી સમીપ વસે છે, માટે તને જે પ્રશસ્ત રાગની અલ્પ અસ્થિરતા છે તે પ્રમાદ છોડ. કેવળજ્ઞાન લેવામાં, પૂર્ણ પરમાત્મદશા લેવામાં સમય માત્રનો પ્રમાદ ન કર. કારણકે તે પદ તારાથી દૂર નથી. તેમ શ્રીમદ્ અત્રે શિષ્યને કહે છે કે હે વિચિક્ષણ, તું જાણ, એમ પોતેજ શિષ્યપણાનો આરોપ કરીને સુંદર ઘટના કરી છે. શિષ્યને કહે છે કે તું જાણ કે

આ રીતથી મોક્ષ છે, માટે તું શીઘ્રજ પરભાવથી, શુભાશુભ બંધભાવથી નિવૃત્ત થા. "નિવૃત્તિ શીઘ્રમેવ ધારી તે પ્રવૃત્તિ બાળ તું" હું પૂર્ણ શુદ્ધ કૃતકૃત્ય છું, અક્રિય છું, નિર્વિકલ્પ જ્ઞાયક માત્ર છું, એ અભિપ્રાય સહિત પૂર્ણતાને લક્ષે, વર્તમાન અવસ્થામાંથી રાગના ભાગની અસ્થિરતાને પુરૂષાર્થની સ્થિરતા વડે ટાળ. એમ રાગ ટાળતાં બાહ્ય અને અભ્યંતર પરિગ્રહ ટળી જાય છે. કેમકે બહારનું કાંઈ કરવાનું આત્માને હાથ નથી. પરવસ્તુનું ગ્રહણત્યાગ જ્ઞાનમાં નથી. શુભાશુભ પરિણામ, બંધભાવને તું શીઘ્ર બાળી મૂક, એમ ૧૭ મે વર્ષે શ્રીમદે અંદરથી પડકાર મારીને કહ્યું છે. જે પુણ્યાદિ શુભાશુભ રાગનું કર્તવ્ય ઠીક માન્યું હતું, તેને ઉપાધિ જાણીને તું મિથ્યા માન્યતા છોડ, એમ કહ્યું છે.

કર્તાનું ઈષ્ટ તે કર્મ. જેમાં તેં ઠીક માન્યું હતું તેને દોષમય અઠીક માની, બંધભાવને ઉપાધિરૂપ જાણ્યા માટે તેની નિવૃત્તિ થઈ શકે છે. સમ્યગ્ અભિપ્રાયથી શુદ્ધતાના અવલંબનદ્વારા શુભાશુભ ભાવનું નિવૃત્ત થવું સફળ છે. તે શુભાશુભ કર્મનું કરવાપણું જેમ સફળ છે તેમ તે વિભાવ નહિ કરવાથી તેની નિવૃત્તિ પણ સફળ છે.

ત્યાગ કરો, પુણ્ય કરો, સંસાર, સ્ત્રી, પૈસો બધુંય ત્યાગી દો આમ કરવું તેમ કરવું, એવું અનંત કાળથી સાંભળવામાં આવે છે પણ મુક્તપણું, કર્મબંધનું-ટળવાપણું, સહજપણે નિવૃત્ત થવું તે કેમ ન આવ્યું! તે વિચારો. જે ભાવે બંધ થાય તે ભાવે મુક્તિ કેમ થાય? વસ્તુ માત્રનો પોતપોતાથી પરિણમવાનો સહજ સ્વભાવ છે; છતાં જીવ પરનો કર્તા-ભોક્તા થઈ અસત્ કલ્પના ઉભી કરે છે, અને પરવસ્તુમાં સુખબુદ્ધિ કરે છે, અને પરભાવપણે રાગી દ્વેષી થઇને રહે છે. અને હું કરૂં હું લઉં, મુકું ત્યાગ કરૂં, એમ જ્ઞાનમાં અસ્થિરતા, કૃત્રિમતા, અસહજપણું પોતે જ કરે છે વસ્તુનો સ્વભાવતો સહજ છે; કશું હઠથી થતું નથી, છતાં ભૂલથી જીવ માને છે કે હું પરનું કરૂં છું, લઉં છું, ગ્રહણ કરૂં છું, ત્યાગ કરૂં છું. કોઈને પ્રશ્ન થશે કે ત્યારે કરવું શું? ઉત્તરઃ-વસ્તુ (આત્મા) નો સહજ જ્ઞાતા દૃષ્ટા માત્ર સાક્ષી સ્વભાવ છે; ચૈતન્યતા છે, તો તેમાં (જ્ઞાતાપણામાં) જ્ઞાનપણે જાણવું, ટકવું

એજ સહજ સ્વાધીન સુખ છે તે કરવું. દુઃખી થાવું હોય તો બીજું માનો. ઊંધું માનવાની ભૂલ કરવા જીવ પોતે સ્વતંત્ર છે. પ્રશ્નઃ–ભગવાનનો ઉપદેશ છે કે ત્યાગ કરવો. ઉત્તરઃ—મોહગર્ભીત વૈરાગ્યથી જે ત્યાગ વર્તે છે તે વાસ્તવિક ત્યાગ નથી, પણ અંતરાયનો ઉદય છે. ઉદયજન્ય ત્યાગ તે સાચો ત્યાગ નથી, પણ યથાર્થ તત્ત્વદૃષ્ટિના ભાન સહિત, સાચી શ્રદ્ધા સહિત, હું શુદ્ધ છું, પરવસ્તુનો ગ્રહણ ત્યાગ કરવો કે દેહાદિની ક્રિયા કરવી તે મારે આધારે નથી, હું અક્રિય જ્ઞાતા સાક્ષી શુદ્ધ જ છું, એ અભિપ્રાયની દૃષ્ટિ રાખીને, વર્તમાન અશુદ્ધ અવસ્થાનો રાગ ટાળવાનો પુરૂષાર્થ કરવો. તે રીતે રાગ ટળતાં રાગનાં નિમિત્ત જે બાહ્ય પરિગ્રહ તેનો ત્યાગ સહેજે થઇ જાય છે. એવો સહજ વસ્તુનો નિમિત્તનૈમિત્તિક સમ્બંધ છે. હઠથી કાંઈ થતું નથી.

કોઇ માને કે મારે વિષય કષાય સંસારના રાગાદિ કાંઈ છોડવાં નથી, કારણકે હઠથી તો કંઈ થતું નથી. એમ સ્વચ્છંદી ભાષા બોલે, અને રાગ ટાળવાનો પુરૂષાર્થ ન કરે, વિષય કષાયમાં પ્રવર્તે, અને કહે કે જે થાવું હશે તે સહજપણે, ઉદય પ્રમાણે થઇ જશે. તો તે ઉંધી દૃષ્ટિ એટલે મિથ્યાદ્રષ્ટિ છે. મોહ મમત્વ રાગ ટાળવાનો પુરૂપાર્થ કરે તો રાગનું નિમિત્ત છુટી જાય છે. માટે સાચા અભિપ્રાય સહિત રાગનો ત્યાગ એજ મોહનીનો ક્ષયોપશમ-જન્ય ત્યાગ છે. અંતરાયનો ઉદય હોય તેને ત્યાગ માને, અને કહે કે અમે ચારિત્રવાન છીએ, ત્યાગી છીએ, એની વાત અત્રે નથી. અહીં તો યથાર્થ આત્માની શ્રદ્ધા, જ્ઞાન અને જ્ઞાનની સ્થિરતાવડે રાગનો ત્યાગ થાય તે કરવા કહ્યું છે.

તા. ૧૪—૧૧—૩૯.

ગાથા ૮૯ માં કહ્યું કે જેવા શુભાશુભ ભાવ જીવ કરે છે તેવું તેનું ફળ થાય છે; અને પુણ્ય પાપના ભાવ ન કરે તો તે નિવૃત્તિની સફળતા છે—નિવૃત્તિસ્વરૂપ મોક્ષ છે. એમ હે વિચિક્ષણ તું જાણ. અહીં એવી અપૂર્વ ઘટના કરી છે, કે શિષ્ય જેટલું સમજ્યો તેથી પાછો ન ફરે, અને અપ્રતિહતભાવે પૂર્ણને પુરૂં પાડે; એવી ક્રમબદ્ધ શૈલી આ શાસ્ત્રમાં કરી છે. શિષ્ય પોતે ચાર પદને યથાર્થપણે પોતાના

અંતરની તૈયારીથી એવી રીતે સમજાવો છે, કે ફરીને તેમાં શંકા, સંદેહ કે ભૂલ તેને ન આવે. ૮૯.

હવે ૮૭-૮૮ મી ગાથાનો ઉત્તર ૯૦ મી ગાથામાં કહે છેઃ—

વીત્યો કાળ અનંત તે, કર્મ શુભાશુભ ભાવ;
તેહ શુભાશુભ છેદતાં, ઉપજે મોક્ષસ્વભાવ. ૯૦.

કર્મ સહિત અનંતકાળ વીત્યો તે શુભાશુભ કર્મ પ્રત્યેની જીવની આસક્તિને લીધે વીત્યો. જ્ઞાતાપણું ભૂલીને ઉપાધિમાં જીવ અટક્યો, અને તેથી ઉપાધિરૂપ થયો; પણ હું તો શુભાશુભ ભાવ રહિત જ્ઞાનઘન છું, મારામાં પરવસ્તુનો ધર્મ શીરીતે સંભવે! હું એનો, અને એ મારાં એવા બંધભાવમાં અનંતકાળ વીત્યો. પણ તેનાથી ઉદાસીન થઈ માત્ર જ્ઞાતાપણે રહેવાથી શુભાશુભ ભાવ છેદાય છે; અને તેથી મોક્ષ સ્વભાવ પ્રગટ થાય છે. દેહમાં એકક્ષેત્રે જ્ઞાનનો વ્યાપાર અને તે જ્ઞાનની ક્ષણેક્ષણે થતી અવસ્થા અને તેજ ક્ષણે તેજ ક્ષેત્રે પૂર્વ કર્મથી શુભાશુભ અવસ્થાની પ્રગટદશા ઉપજે છે. તે રાગ, હર્ષ, શોક, આદિ મલીન પરિણામ પ્રકૃતિના ઉપાધિકભાવ છે, તેમાં જે પ્રીતિથી અટકવું થાય છે તે ભૂલ છે; માટે તે ભુલવાળી શુભાશુભ અમરથી ભિન્ન જ્ઞાતા, દ્રષ્ટા જીવ રહે તો તે સહેજે નિવૃત્ત થાય છે. પ્રકૃતિના નિમિત્તનો જ્ઞાનમાં ભૂલભાવે સ્વીકાર કર્યો હતો, તે ભૂલ નિર્મળ જ્ઞાતાપણે ટાળ, તો તારૂં સ્વરૂપ મોક્ષ સ્વરૂપ જ છે. જ્ઞાતાપણામાં ટકી રહેવારૂપ પુરૂષાર્થથી પ્રગટ મોક્ષદશા-પૂર્ણ પવિત્રતા થઈ શકે છે. યથાર્થ અભિપ્રાય બંધાઈ ગયો, કે શુભાશુભ ઉપાધિક કર્તવ્ય મારૂં નથી, એ મારો સ્વભાવ નથી. એમ પોતાની પૂર્ણ શુદ્ધતાને જાણવાથી અને માનવાથી, અમંદ પરિણામે બંધ અવસ્થા ટળે છે. અને નિરૂપાધિકતા પ્રગટે છે. ૯૦.

હવે મોક્ષનું સ્વરૂપ કહે છેઃ—

દેહાદિક સંયોગનો, આત્યંતિક વિયોગ;
સિદ્ધ મોક્ષ શાશ્વત પદે, નિજ અનંત સુખભોગ. ૯૧.

મોક્ષની વ્યાખ્યા કરતાં કહે છે કે અંદરમાં શુભાશુભ પરિણામની નિવૃત્તિ, અનાસક્તપણે ઉદાસીનતા થવાથી, અને જ્ઞાતા સ્વભાવમાં ટકી રહેવાથી કર્મની ઉપાધિ ટળી જાય છે. રાગદ્વેષ ટળવાથી શુભાશુભ ભાવના અભાવનું ફળ સ્ત્રી, લક્ષ્મી, દેહાદિ શુભ અશુભ પ્રકૃતિના સંયોગનો વિયોગ (ત્યાગ) સહજે થઈ જાય છે. રાગ ટળતાં રાગનું નિમિત્ત ટળી જાય છે. અહીં કહે છે કે "દેહાદિક સંયોગનો આત્યંતિક વિયોગ." એટલે જે ભાવે દેહાદિ પુણ્ય પાપ પ્રકૃતિના સંયોગ થાય છે; તે બંધભાવને શુદ્ધ ભાવવડે ટાળીને અબંધભાવ–વીતરાગભાવને સળંગ ઉભો રાખે, તો જે પૂર્વે દેહનો અનંતવાર સંયોગ વિયોગ થતો હતો, તેમ ન થતાં આત્યંતિક વિયોગ થઈ, છેલ્લામાં છેલ્લી પૂર્ણ પવિત્રદશા પૂર્ણ શુદ્ધતા, મુક્તદશા, મોક્ષ અવસ્થા પ્રગટ થાય છે. પુણ્ય પાપના ભાવ ન કર્યા એટલે નવીન શુભ અશુભ કર્મ પ્રકૃતિનો બંધ થતો નથી, અને જુનાં બંધાયેલાં કર્મ તેનું ફળ દેખાડીને ટળી જાય છે. સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થતાં કર્મનું ટળવું અધીક થાય છે, અને નવીન શુભ અશુભ કર્મનો બંધ અલ્પ થાય છે; એમ સર્વથા અબંધભાવે એટલે શુદ્ધ સ્વભાવમાં સ્થિર રહે તો, દેહાદિ ઉપાધિ સંયોગનો આત્યંતિક વિયોગ થઈ શકે છે. નવું બંધન આવતું નથી; અને તેનું ફળ સિદ્ધ સ્વરૂપ મોક્ષ સ્વભાવ છે, તે મોક્ષ સ્વભાવ પ્રગટે ત્યારે શાશ્વતપદ અનંત અવ્યાબાધ આત્માનંદ અક્ષય આનંદ ભોગવાય. સિદ્ધ એટલે પૂર્ણ શુદ્ધ કૃતકૃત્યદશા, જેમાં કંઈ કરવાપણું નથી. પ્રથમ શુભાશુભ પરિણામની હીનાધિક અવસ્થા અને તેવીજ સ્થિતિવાળા દેહાદિ સંયોગ મળતા હતા; તે ઉપાધિભાવનું ફરી ગ્રહણ ન થાય એવા, શુદ્ધ વીતરાગ અબંધભાવ વડે તે જાતના પુરૂષાર્થની સ્થિરતાથી, તે તે સંયોગનો વિયોગ કરવામાં આવે તો, જે પૂર્વ કર્મ સત્તામાં પડયાં છે તેની અબંધપૂર્વક નિર્જરા થાય. અને તેવીરીતે દેહાદિનો સર્વથા વિયોગ કરવામાં આવે તો મોક્ષ સ્વભાવ પ્રગટે છે. અને "નિજ અનંત સુખભોગ" ભોગવે. કોઈ એમ માને છે કે મોક્ષમાં સ્વાધીનપણું નથી, તેથી સમયે સમયે અનંત આનંદનો ભોગવટો નથી કારણકે અનુભવવું અને અનુભવનાર એ બે ભેદથી તો દ્વૈત થઈ જાય છે, માટે ત્યાં ભોગવવાપણું કંઈ નથી,

એમ માનનાર મનાર્થીના મતનું નિરાકરણ થયું. "નિજ અનંત સુખ-ભોગ" ભોગવે છે એમ જણાવી અહીં કર્યું છે.

આત્મા પોતે અનાદિ અનંત સ્વાધીન સુખરૂપ છે. તેમાં સંસાર અવસ્થાનો વિયોગ થવો, અને અવિકારી પૂર્ણ પવિત્ર મોક્ષ સ્વભાવ-દશાનું પ્રગટવું, અને સહજ શુદ્ધ આત્મસ્વરૂપનું નિત્ય રહેવું, એ ઉત્પાદ વ્યય અને ધ્રુવપણું છે. દરેક ક્ષણે અનંત સુખનો ભોગવટો સિદ્ધદશામાં છે, આ દ્રવ્ય, ગુણ, અને પર્યાયનું સ્વરૂપ જેણે જાણ્યું નથી, તેને સાચા તત્ત્વસ્વભાવમાં સંદેહ આવે છે, અને કોઈપણ કલ્પનાવડે અન્યથા માને છે. પોતાની શુદ્ધ અવસ્થાનો દરેક ક્ષણે જીવને ભોગવટો છે, એવો વસ્તુનો સહજ સ્વભાવ છે. કોઈ કહે કે ત્યાં તો કંઈ ભોગવવાનું જ નથી તો તે મત ખોટો છે. છદ્મસ્થ અવસ્થામાં પણ જ્ઞાની પુરુષ પોતાનો સહજ આત્માનંદ અનુભવે છે. તો આતો પૂર્ણ પવિત્ર શુદ્ધ નિરાવરણદશા પ્રગટ વર્તે છે, માટે ત્યાં તો અનંત સુખ છે, એમ હે શિષ્ય, તું માન. ૯૨.

મોક્ષના ઉપાયનું છઠ્ઠું પદ. શિષ્ય શંકા કરે છે કે:—મોક્ષ તો બધાય કહે છે, પણ તેના ઉપાયના સાધનમાં વિરોધ ઘણા છે. અનંત કાળનો અજાણ્યો તે લોકોત્તરમાર્ગ છે, અને લોકો અનેક પ્રકારે તેના ઉપાય બતાવે છે. કોઈ માને કે દેહાદિ ક્રિયાથી મોક્ષ મળે, કોઈ માને કે જાણવાથી મળે, કોઈ પુણ્યથી મળે એમ કહે છે. એમ અનેક મતાર્થીઓ પોતપોતાનું કથન કહે છે, તેથી મને પણ શંકા થાય છે. તે શંકાના કારણો શિષ્ય રજુ કરે છે. શિષ્યની શંકા:—

હોય કદાપિ મોક્ષપદ, નહીં અવિરોધ ઉપાય;
કર્મો કાળ અનંતનાં, શાથી છેદ્યાં જાય? ૯૨.

ભવભીરુ શિષ્યનો અંદરના કાળજાનો પોકાર છે, કે અવિરોધ ઉપાય હાથ ન આવે એટલે, યથાતથ્ય સાચો ઉપાય સમજ્યા વિના કર્મબંધથી કેમ છૂટી શકાય? વળી અનંતકાળના કર્મો છે, તે અલ્પ આયુષ્યવાળા મનુષ્યદેહથી કેમ છેદ્યાં જાય? શિષ્યનો ઉત્સાહ સમજણ સહિત વધ્યો છે, કે મોક્ષનો સદ્‌ઉપાય સમજાવો.

હવે શિષ્ય મોક્ષની હા પાડે છે અને તીવ્ર જિજ્ઞાસા સાથે ઉત્સાહ દેખાડે છે. તે અપૂર્વ લોકોત્તરમાર્ગની સાચી વિધિ સમજવા માગે છે અને જણાવે છે કે, યથાતથ્ય અવિરોધ પરમાર્થભૂત સાચો, મોક્ષનો ઉપાય સમજાવો.

ઠાણાંગ સૂત્રમાં ચાર પ્રકારના શ્રોતા કહ્યા છે.

(૧) અરિસા જેવા, જે જે ન્યાય વક્તા કહે તે ન્યાયને તરત સમજી લે.

(૨) ધજાની પુંછડી જેવા—કે જે ગમે તેવી ધર્મની વિપરિત વાત સાંભળે તો તેની પણ હા પાડે, બધાને વંદન કરે, સત્ય અસત્યની પરીક્ષા જેમને નથી. કોઇ જાતનો અવિરોધી નિર્ણય કરવાની મધ્યસ્થબુદ્ધિ નથી, પરીક્ષા કરવાની તુલનાત્મકબુદ્ધિ જ નથી.

(૩) ફૂટેલા ઘડા જેવા—કે તે સાંભળે પણ ગ્રહણ કરે નહિ.

(૪) થોરના કાંટા જેવા, કે જેને કાંટા વાંકા હોવાથી તે ઉપર વસ્ત્ર સુકાવા નાખો તો કેમે કરી ઝટ નીકળે નહિ. તેવા કુતર્કવાદી અને ઉંધાઈ કરનાર—સાચી વાત સાંભળે ત્યાં વિરોધ કરે કે તમે આવું કેમ કહો છો? આવી શુદ્ધાત્માની શ્રદ્ધા કરવાથી તો અમારા પુણ્ય, દયા બધુંય ઉડી જાય છે. શાસ્ત્રમાં નવ પ્રકારે પુણ્ય કહ્યાં છે, માટે અમારે તો તે પુણ્ય કરવાં એજ ધર્મ છે. સાચાનો વિરોધ કરનાર માને છે કે પુણ્યથી તીર્થંકર ગોત્ર બંધાય. તીર્થંકર ગોત્ર તો સાચા ભાનની ભૂમિકામાં, પુણ્ય તે આદરણીય નથી એવા ભાવમાં બંધાય છે. જ્ઞાનીઓ કહે છે કે અશુભથી બચવા પુણ્ય પરિણામ કરવાં, પણ પુણ્યથી આત્માનો ગુણ થાય છે તેમ ક્યાં કહ્યું છે? 'પુણ્ય કરવું' એટલે આત્માનો ગુણ થશે એમ તેમાં ક્યાં આવ્યું? પાપ ન કરવું એવા ઉપદેશમાં પુણ્યનો ઉપદેશ વ્યવહારથી આવે, પણ તેમાં જ ધર્મ માને તો, તેના અજ્ઞાનપૂર્વક પાપાનુબંધી પુણ્યના ફળમાં તીર્થંકરને બદલે તેતર થશે. જેણે આત્માને શુદ્ધ સ્વભાવી ન માન્યો, અને પુણ્યનો આદર કર્યો, અને રાગમાં અટક્યો, તેણે જ્ઞાતાપણાનો શુદ્ધ સ્વરૂપનો અનાદર કર્યો. એટલે શુભભાવ કરે, તો કદાચ આવતા ભવમાં દેવ

ભૂતડું આદિ થાય, ત્યાંથી આગે ગધેડું કે તેતર થાય, અને પરંપરાએ નરકે જાય તેતર થઈ તે ઉડે આ તે નરકે જાય જ્ઞાની ધર્માત્મા તીર્થંકર થઈ જગતનો ઉદ્ધાર કરે અને મોક્ષ જાય

ઘોરના ભાગ જેવા કુતર્કવાદી કહે છે, કે આ તો એકલી નિશ્ચયની જ વાતો કરીને અમારું બધું ઉથાપે છે, અમારું કર્યું બધુંય નિરર્થક ઠરાવે છે, તેથી તો બધુંય ચાલ્યું જશે. એમ કહી સત્યનો અનાદર કરે છે અને પોતાના સ્વભાવનો ઘાત કરનાર મિથ્યાભાવનો આદર કરે છે તોપણ આ કાળ ભાગ્યશાળી છે કે વિચારવાન જીવો આ સત્યસ્વરૂપભાવને સાંભળવાના ઈચ્છક છે અને ક્યાંક, જેને સાચા માર્ગની પ્રતીત નથી તે અંતરાય કરવા આડા આવતા નથી શ્રી આનંદઘનજી અને શ્રીમદ્ રાજચંદ્રના કાળમાં તો આ વાત સાંભળનારા બહુ જ થોડા હતા

શ્રીમદ્ કહે છે કે—

"એહી નહિ હૈ કલ્પના એહી નહિ વિભંગ
કઈ નર પંચમકાળમેં, દેખી વસ્તુ અભંગ"

"સર્વજ્ઞ વીતરાગ સ્વરૂપને વિચારતા પામી ગયા આ મર્મનું મૂળ" મોક્ષમાર્ગ વર્તમાનકાળમાં પણ છે એકદેહ કરીને મોક્ષે જાય એવા જીવો વર્તમાનમાં પણ છે અને પાંચમા આરાના છેડા સુધી રહેશે તેને ઓળખવાની શક્તિ જોઈએ જેને પરમાર્થને ગ્રહણ કરવો હોય તેણે વિરોધ ટાળીને જ્ઞાનીની આજ્ઞાએ પ્રવર્તવું પડશે ચોથા આરામાં જે સાક્ષાત્ સર્વજ્ઞ સમીપે આત્મધર્મ ન પામી શક્યા, તેવો મોંઘો ધર્મ આ કાળે પણ ઘણા જીવો પામી શકે છે જે સર્વજ્ઞે સનાતન સાચું તત્ત્વ કહ્યું છે તેને, વિરોધ રહિતપણે સમજે તો તેને આ કાળે પણ એકાવતારી થવું સંભવે છે પ્રથમ ગાથામાં કહ્યું કે "જે સ્વરૂપ સમજ્યા વિના પામ્યો દુઃખ અનંત" એમ સમજણની જ ખામી છે જેને ભૂલ ટાળવી છે, તે તૈયાર થઈને સદ્ગુરુ સમીપે જાય તો ભૂલ ટળી જાય આ પાંચમા આરાની વાત છે શિષ્યે એવા પ્રકારની શંકા મૂકી છે કે મતદર્શનના આગ્રહી ઘણા છે તેઓ અનેક

ઉપાય કહે છે. વળી અનંતકાળથી પ્રવાહરૂપ કર્મો પરંપરાએ બંધાય છે, તેનાથી કેમ છુટાય? હે નાથ? ચોથા આરામાં તો ઘણાં મોટાં આયુષ્ય હતાં, અને સાક્ષાત્ સર્વજ્ઞ પ્રભુ તીર્થંકર ભગવાનનો યોગ હતો. પણ આ કાળે અલ્પ આયુષ્ય અને સાક્ષાત્ તીર્થંકર ભગવાનનો વિયોગ છે. તેમાં આ કર્મના શુભાશુભ બંધન કેવીરીતે છેદાં જાય? સંસારમાં પણ કોઇને વાંધો પડયો હોય તો ડાહ્યા પુરૂષો તેનું સમાધાન કરી બુદ્ધિપૂર્વક ન્યાય આપે છે, અને સમજાવે છે. તેમ આ ચૈતન્યનો નિરૂપાધિક શુદ્ધધર્મ અને ઉપાધિક ભૂલરૂપ અવસ્થાનો ઝગડો સદ્‌ગુરુ પાસે ફરિયાદ કરવાથી ટળે છે. ૯૨.

શિષ્ય શંકાનાં કારણો રજુ કરે છેઃ—

**અથવા મત દર્શન ઘણાં, કહે ઉપાય અનેક;**
**તેમાં મત સાચો કયો, બને ન એહ વિવેક. ૯૩.**

શિષ્ય મિથ્યાધર્મ, મતાર્થ, માનાર્થથી થાકીને, પાછો ફરીને સદ્‌ગુરુ સન્મુખ આવ્યો છે. ભવનો ભય જાણ્યો છે, તેથી હવે તીવ્ર જિજ્ઞાસા બતાવે છે કે હે નાથ! હે પ્રભુ! મારામાં વિવેક શક્તિ નથી, પણ સમજવાનો કામી છું. સાધારણ મમુક્ષુ બ્હેનો બાળકો વગેરે મોક્ષની અભિલાષા ધરે, પણ તેને ઉંધા પોપણ મળવાથી મુંઝાઇ જાય છે કે હવે અમારે શું કરવું? કોઇ ક્રિયાથી મોક્ષ માને છે, કોઇ પુરૂષાર્થ ન કરવો પડે એમ સહેલામાં મોક્ષ માને છે, કોઇ સાચા માર્ગના વલણમાં હોય તેને અટકાવનારા પણ ઘણા મળે છે. વળી કહે કે અમારો કુળધર્મ છે તે કેમ છોડાય? એ આદિના ઘણા અંતરાય દેખનારને અંતરાય દેખાય છે. પણ જે સર્વ બંધનને ઉપાધિક જાણી તે સામું જોતો નથી, તે સત્સ્વરૂપનો ખોજક થાય છે, તેને સત્સમાગમ મળે છે. જે ભાવે અનંતકાળ ગાળ્યો તે બંધ ભાવે, ઉપાધિક ભાવે અબંધ નિરૂપાધિક શુદ્ધ તત્ત્વ કેમ પ્રગટે? પોતે જો શાંતિના માર્ગે જાય તો સુખ શાંતિરૂપ ફળ કેમ ન મળે? માટે પાત્રતા અને સત્સમાગમની જરૂર છે. પોતાને માર્ગની ખબર ન હોય અને, નાનો બાળક જાણનાર હોય તો તેને પુછવું પડે. ભાવ-

નગની ડાહ્યા નાગરને મિઢ પૂ જતું છે, ૬૦) વર્ષના અનુભવી છે, ગરાસના ડાહ્યા છ, ધોળા વાળ અને ધોળી મૂછવાળા ૭૫) લાખની મહીનાળા છે એવા દસ જણ ગામમા એમ છે પણ માર્ગમા ભૂલા પડ્યા જે દુનીઆના ઘણા ડાહ્યા હોય પન જે માર્ગનુ ભાન પોતાને નથી, તેણે અધુવ માન છોડીને તે માર્ગના જાણ કને પૂછે તો માર્ગ હાથ આવે ન પૂછે તો રખડયા કરે દ્રષ્ટાંત—એક પડીત વહાણમા બેસીને દરીયા રસ્તે જતો હતો તેણે વાણ હાકનાર નાવ ડીયાને પુછયુ કે, તમે જ્યોતીશ જાણો છો? ગણીત જાણો છો? ખગોળ ભુગોળ જાણો છો? ત્યારે નાવડીએ કહ્યુ કે હુ જાણતો નથી ત્યારે પડીતજી કહે તમારા બધા વર્ષ પાણીમા ગયા આગળ ચાલતા દરીયામા તોફાન થવાથી વહાણ બુડશે એમ જાણ્યુ ત્યારે નાવીયા કહે છે કે, પડીતજી તમને તરતા આવડે છે? કહે ના ત્યારે નાવીયો કહે છે હુ તો તરીને ચાલ્યો જઈશ, આ વહાણ બુડી જશે માટે મારા બધા વર્ષ પાણીમા ગીયા કે તમારા ગીયા? તેમ જે બહારનુ બીજુ ઘણુ જાણતો હોય, પણ જો પરથી જુદો સ્વાધીન સત્ સ્વરૂપ આત્માને જાણ્યો નથી તો ભવસાગરમા બુડી જવાના માટે તેણે સત્‌ના જાણ કાર પાસેથી જો ભવસાગર તરવાનો ઉપાય જાણ્યો હોય, તો બૂડવાનો વખત ન આવે શ્રીમ રાજચન્દ્રના દરેક પત્રમા સત્ સમાગમનો ભલામણ છે સ્વચ્છદે માર્ગ હાથ નહિ આવે, માટે બધા વિનય સહિત આત્માનો ધર્મ—સાચુ હિત જેને જોઈએ તેણે, પોતાની જાતની તૈયારીથી સત્સમાગમ કરવો પડશે

છએ પદની શકા ટાળે છ પાચ બોલ નક્કી કર્યા તેથી શિષ્ય કહે છે કે કદાપિ મોક્ષપદ હોય, પણ વિરોધ રહિત સાચો ઉપાય શુ હશે? મત દર્શનના અનેક અભિપ્રાયની મુઝવણ અલ્પ આયુષ્યથી કેમ ટળી શકે? પરમાર્થનો માર્ગ તો ત્રણે કાળે એકજ હોવો જોઈએ તેનો સાચો વિવેક કેમ કરવો, તે હે પ્રભુ? તમે જ બતાવો સરળ ક "અથવા મત દર્શન ઘણા કહે ઉપાય અનેક એમા મત સાચો કયો બને ન એહ વિવેક"

જે મતાગ્રહના પક્ષથી મુઝાય અને સાચુ સમજવા માગે તો,

તે મુંઝવણનો નીવેડો કરી શકે છે. લોકો માને છે કે આપણી ફરજ છે માટે કુટુંબ દેશ સમાજનું આપણે કંઈ કરી દઈએ. કંઈ સેવા કરીએ, દવાખાના નિશાળો બંધાવીએ, વગેરે કર્તવ્ય થાય તો ઠીક. એમ જે કાર્ય પોતાને આધારે નથી, તે પરાધીન કાર્યને કરવાનો પોતાનો ધર્મ માને છે. પરનાં કાર્ય સહેજે જે કાળે થવાનાં હોય તે કાળે થાય છે. તેમાં આ દેહાદિનું નિમિત્ત થવાનું હોય તો તે વખતે જીવને ઇચ્છાની વૃત્તિ ઉઠે છે, અને પર કાર્યની યોગ્યતા હોય તો તે કાર્ય થઈ જાય છે, છતાં તેમાં મિથ્યા અભિમાન જીવ કરે છે. તત્ત્વને યથાર્થરીતે જાણ્યા વિના, ભેદવિજ્ઞાન પ્રાપ્ત કર્યા વિના, કોઈ કહે કે હું આ અનાસક્તપણે કરૂં છું. પણ તેની વાત ખોટી છે, ઉંધી માન્યતા છે. પ્રકૃતિનાં કાર્યો ચેતન કદિ કરી શકે નહિ. ચૈતન્ય જ્ઞાતા છે તેથી જે જે સંસાર દેહાદિના કાર્ય થાય તેને માત્ર તે જાણે જ છે. વસ્તુનો સહજ સ્વભાવ ભૂલીને બીજું માને કે હું બીજાને સુખી કરૂં, દુઃખી કરૂં, બચાવું, વગેરે જે વિપરિત સ્વભાવને માને છે, તે પોતાના નિર્દોષ ગુણને દોષિત મહા અજ્ઞાનરૂપ કરે છે. પોતે ઇષ્ટ અનિષ્ટ કલ્પના કરીને નાહક અભિમાન કરે છે, કે હું કરૂં છું, એમ જ્ઞાતા સ્વતંત્ર ચૈતન્ય મટીને જડ જેવો પોતાને કરે છે, માને છે. જડભાવની માન્યતા કરે છે, તેથી અનંત જ્ઞાનીઓ કહે છે કે ચૈતન્યતા, જ્ઞાન સિવાય બીજું કાંઇ પણ કાર્ય પોતાને આધારે થાય છે એમ માને અથવા તે કાર્ય પોતાનું છે એમ માને તે સ્વનો હિંસક છે, સ્વયં અપરાધી છે. દયા, પુણ્ય પરિણામનો આદર તે મોહ કર્મનો આદર છે. તેને સાચી ખતવણી કેમ કરવી, તે સમજણ ન હોવાથી આ વર્તમાન કાળમાં, સતસ્વરૂપથી વિપરીત માન્યતા માનનારો મોટો વર્ગ છે. જાણવું તેમાં પરનું કરવું એવો જડ ભાવનો અવકાશ જ નથી, છતાં માને કે મેં શુભ પરિણામ કર્યાં. હવે વિચારો કે મોહ કર્મના અનંતા રજકણનો સ્વીકાર થવાથી, શુભ અશુભ પુણ્યાદિ કાર્યની ઇચ્છા ઉઠે છે, તેને જે ઠીક માને છે, તેનાથી ગુણ માને છે, તે કર્મભાવરૂપ વિકારી દુશ્મનથી ગુણ માને છે, તેથી તે અજ્ઞાની છે. આત્માનું નિરૂપાધિક શાંત લક્ષણ છે, તેને ભૂલીને જે પુણ્યનો આદર કરે છે, ઠીક માને છે તેને છોડવા યોગ્ય તે કેમ માને? "કર્તાનું ઇષ્ટ તે કર્મ" જીવ જેને વહાલું માને

તેને છોડના કેમ માગે ? માટે જે તત્ત્વ સ્વરૂપ જ્ઞાન સ્વભાવથી અજાણ છે તે અજ્ઞાન સહિત બાહ્ય ક્રિયા કરી પાપાનુબંધી પુણ્ય બાંધે દેવ થાય, એ પછી ભૂત, ઘ ને પછી કસાઈનો બોકડો થાય, અગર કસાઈ થાય અને પછી નર્કમા જાય સામાન્ય રીતે આ વાત ચાલતી નથી મોટે ભાગે જનસમુદ્ર જે માને છે, તેનાથી આ બીજુ છે આ વાત સ્થૂળબુદ્ધિ જીવોને બેસવી કઠણ પડે તેમ છે સતનો નાશ કરનાર ઘણા છે, તો પણ વીતરાગ સર્વજ્ઞના શાસનની જયવંત પ્રભા છે સાચા ધર્મને ટક્યુ છે, તેથી શ્રીમદ્ રાજચંદ્ર જેવા પવિત્ર આત્મા પણ પાકયા આવના છે। લુંધી રહેશે સામાન્ય લોકોને (બાહ્ય દૃષ્ટિ જીવોને) ન રૂચે તેવી આ વાત છે વર્તમાન વાતોના વિપરિત અભિપ્રાયથી તદ્દન જુદુ છે એવુ આ સનાતન સત્યને નગ્ન સત્યને જાહેર કરીએ છીએ જેને સાચુ હિત સાચુ સુખ જો તુ હોય તેણે અવિરોધી ન્યાયમાર્ગને સમજવો પડશે

જે કોઈ કહે કે જડની ક્રિયા ચેતન કરે છે એને હું કરી શકુ, એનાથી હીક થશે, વગેરે જડ વસ્તુના કુદરતી ધર્મને પોતાના માને છે પોતાનુ કર્તવ્ય માને છે અને પુણ્ય દયા આદિ રાગને ગુણ માને છે તે આત્માનો ખુની છે પોતાના જ્ઞાનને આવરે છે હણે છે મર ? તેને નિર્દોષ જ્ઞાતાપણુ નથી ગોસ્ત બીજુ કરૂ તો મને ઠીક ના। એમ જેણે રાગને ઠહેલો માન્યો તેને છોડના યોગ્ય કેમ ધારે ? શુભ ના। એ નકે દયાના પરિણામ છે તે જડ પ્રકૃતિનો ઉદય છે શુભ પરિણામ થયા તેમા જેણે અભિમાન કર્યું કે મે કર્યા, એ મારી ફરજ છે કર્તવ્ય છે તેણે કષાયની મંદતાને પોતાની માની અને તેને ઠીક માની તે પોતાના સત્તનો અનાદર થયો તે જીવ આત્માના ગુણની ઘાત કરનાર છે અને તેથી મહા મોહનીય કર્મને ક્ષણેક્ષણે બાંધે છે પુણ્યના ઉદયમા જોડાય છે, તેને ઠીક માને છે ગુણ માને છે, તે જીવને અજ્ઞાન સહિત પાપાનુબંધી પુણ્ય બંધાય છે અને સાથે મિથ્યાત્વ મોહનીયકર્મ પણ બંધાય છે લોકો તત્ત્વનો શુ સ્વભાવ છે તેનો જ્ઞાન વિષે વાંચીને મનન કરતા નથી તેથી ઘાતી કર્મ શુ અને કષાય પરિણામ તે શુ, અને મંદકષાય એ ને શુભ પરિણામ તે શુ,

વગેરે કેમ થાય છે તેની કાંઇ પણ ખબર નથી. પોતાના સ્વ ગુણની ઘાત કેમ થાય છે, તે વિચારીને જોતા નથી. જે જ્ઞાનનું કર્તવ્ય છે, તે ભૂલીને જડનું કર્તવ્ય પોતાનામાં ખતવે છે, અને તેને ઠીક માને છે. એ વિકારી ભાવને ધર્મ માને છે. જે ભાવને કરવા જેવા અને ઠીક માને છે તે ભાવ કોણ છે, દુશ્મન છે કે સજ્જન છે? તેનો વિચાર કદી કર્યો છે? પ્રશ્ન:-તો પછી વ્યવહારથી દાન દયા વગેરે કેમ થશે? ઉત્તર:-સામાના પુણ્ય હોય તો તમને ઇચ્છાનો વિકલ્પ આવ્યા વીના રહે જ નહીં. કારણ જે કાર્ય જે વખતે જેવા પ્રકારે થવાનું છે તે રીતે અવશ્ય થવાનું જ છે, તેને કોઇ રોકવા સમર્થ નથી. જે પ્રકૃતિનું કાર્ય છે અને જીવનું નથી, તેને પોતાનું માનવું તેજ અજ્ઞાન છે. લોકોને પરભાવ ત્યાગની વાત ગમતી નથી, પણ ઇચ્છા રાગ દયાના પરિણામને પોતાનો સ્વભાવ માને, ગુણ માને કે કર્તવ્ય માને છે તે મૂઢ છે, અજ્ઞાની છે, મિથ્યાદ્રષ્ટિ છે; કારણકે નિર્દોષ જ્ઞાતાપણાનો તે અનાદર કરે છે. પ્રશ્ન:—શું આત્માનો અનાદર કરવાનો કોઇને ભાવ (ઇચ્છા) હોય છે? ઉત્તર:—આત્માનું ભાન નથી અને પર સત્તા મોહ કર્મનો સ્વીકાર (=તેનો આદર પુણ્ય દયા આદિ મોહકર્મજન્ય વૃત્તિ છે) તેજ જ્ઞાતા ચૈતન્યનો નકાર છે, અનાદર છે. કોઈ કહે કે અમને તેની ખબર નથી, પણ અજ્ઞાન તે બચાવ નથી. ધર્માત્મા જ્ઞાનીને પણ દયા દાન સેવાના કાર્યનો, દેહના વ્યાપારરૂપ યોગ થઈ જાય છે, પણ તેને પોતાનું કાર્ય તે માનતો નથી. જે જીવ તેને ઠીક માને મનાવે અને તે પ્રકૃતિના શુભ અશુભ કાર્યને (પરમાર્થે) રૂડાં માને છે મનાવે છે તેથી તે અજ્ઞાની છે. જ્ઞાની જાણે છે કે પ્રકૃતિનો એવો યોગ છે, તો જોગાનુજોગ દયાની ઇચ્છા, દાન, સેવાની ઇચ્છાની વૃત્તિ અને કાર્ય થઇ જાય છે, હું કરતો નથી. તેનો અને તેનું ફળ પુણ્ય તેનો હું સ્વામી નથી. ધર્માત્મા સજ્જનતો એમ માને છે કે ચેતનનાં કર્તવ્યથી વિપરીત જે પુણ્ય, પાપ, દયા, અને રાગના કર્તવ્યને મેં કર્યા એમ કોઈ જણાવે તો તે મારે માથે કલંક છે. અવિકારીને વિકારી કહેવો, શાહુકારને ચોર કહેવો એવું એ છે. છતાં કોઈ તે પ્રકારની અણસમજની ભૂલ ન જાણે, તો પણ પોતાના ભાવની તે હિંસા અવશ્ય છે. પરભાવમાં, રાગમાં ટકવું તે મૂઢતારૂપ અસ્થિરતા છે, કલુષતા છે.

તેને જે માને કે ઠીક છે, મારું કર્તવ્ય છે, તે રાખવા જેવું છે, તેણે અવિકારી નિરાકુળ આનંદ શાંતસ્વરૂપ આત્મામાં ટકવું છે, એમ નથી માન્યું. જેમ દારૂ પીને મસ્ત થયેલો ગારો મનુષ્ય મળમૂત્રમાં પડ્યો પોતાને સુખ આનંદ છે એમ માને છે, પણ ડાહ્યા પુરુષ તેની વાત સાચી ન માને; તેમ આત્માની સાચી પ્રતીતિથી ભ્રષ્ટ, મોહનીય કર્મથી મસ્ત થઈ જે માને રાગાદિ પુણ્યાદિ મારા છે, જડની ક્રિયા હું કરું, આમ કરું, તેમ કરું પણ જ્ઞાની તે માને નહીં તે તો જાણે છે કે એ પ્રકૃતિના કાર્યો ઉદયવશાત્ થયા જ કરે છે, આત્મા તો કંઈ તેનો કર્તા નથી તે તો માત્ર જાણે છે ભ્રાંતિમાં પડેલો જીવ માને કે એ મારા છે, હું એનો છું, એમ પોતાના સ્વભાવને છોડીને નાહક જડ જેવો તે પોતાને કલ્પે છે, અને પરભાવનો કર્તા અને સ્વામી થાય છે કોઈ કહે કે દયાના, પરોપકારના કાર્ય અટકી જશે તો? ઉત્તર—જેને વસ્તુ સ્વભાવનો ખ્યાલ આવ્યો તેને પૂછવું નહિ પડે સજ્જનના હાથે જેવા લૌકિક પવિત્રકાર્ય થાય છે, તેવા અજ્ઞાની (આત્મ જ્ઞાનથી અજાણ જીવો)ના હાથે તેવા રૂડા કાર્ય થતા નથી જ્ઞાની વર્તમાં જ્યાંસુધી સંસારમાં, રાગદશામાં છે ત્યાંસુધી તેનાથી દયા, દાન, દેવ-ગુરુ-ધર્મની ભક્તિ આદિ વિકલ્પ અને ક્રિયા થઈ જાય છે જેના નિમિત્તે જે પરની ક્રિયા થવાની છે તે થાય જ છે જ્ઞાની તેનો યથાર્થ વિવેક કરે છે, અને અજ્ઞાની વૃથા અભિમાન કરે છે સ્વગુણ અને પરગુણને જાણે તો સમજાય કે, વિભાવ તે મારું કાર્ય કેમ થાય? જીવને અંતરના સૂક્ષ્મ પરિણામને જાણવાનો પ્રયત્ન કરવાની રુચિ નથી, અને બહારનું બીજું કરવાની રુચિ છે તેથી આજસુધી સાચું વસ્તુ તત્ત્વ સમજાયું નથી શ્રેણિક રાજાએ તેના રાજ્યમાં હિંસા—કતલખાનાં બંધ કરાવ્યા, તેથી તે એમ ન માને કે મેં બંધ કરાવ્યા, મેં જીવોને બચાવ્યા પણ તે તો જાણે છે કે સામા જીવોને પુણ્યનો ઉદય હતો, ત્યારે તેવું જોગાનુજોગ કાર્ય બની ગયું. લોકોમાં વ્યવહાર ભાષાથી કહેવાય કે રાજાએ હિંસા બંધ કરાવી, પણ રાજાએ તો માત્ર જ્ઞાન કર્યું છે તે વખતે શુભરાગનો ઉદય હતો, તેના ફળરૂપ થતી ક્રિયાને રાજાએ જાણી, પ્રકૃતિના પરમાણુ પડયાં હતાં તે જોર દેખાયા શુભ ઇચ્છા પણ મોહ કર્મના નિમિત્તથી ઉઠે છે, છતાં તેને ઠીક માને, પોતાની માને, કરવા

જેવી માને તો તે જ્ઞાની ન કહેવાય. ધર્માત્માને પુણ્યનો આદર ન હોય, છતાં પુણ્ય પરિણામ થઇ જાય ખરાં, પણ તેને તે સંઘરે નહિ, વિકલ્પ હું નહિ, પુણ્ય હું નહિ. પુણ્યનું ફળ પણ હું નહિ, હું સિદ્ધ ભગવાન જેવો શુદ્ધ છું, પુણ્ય વિનાનો રાગ વિનાનો છું, એમ તે માને છે; છતાં પૂર્વ પ્રકૃતિના કારણે શુભ રાગ થઇ જાય છે; પણ જેટલે અંશે રાગને તોડે છે તેટલે અંશે નિર્જરા છે. અને જે શુભ ભાવ રહે છે, તે શુભ ભાવના કારણે લોકોત્તર પુણ્ય બંધાઇ જાય છે. પરમાણુંની ક્રિયા જે પ્રકારે થવાની હોય તેને અનુકૂળ ઇચ્છા, તથા દેહની ક્રિયા થઇ જાય છે પણ તેમાં જ્ઞાનીને પ્રેમ નથી, અહંબુદ્ધિ નથી. જેને પરભાવની-ઉપાધિની ઇચ્છા નથી, તેને જ મોટાં ઉત્કૃષ્ટ પુણ્ય બંધાઇ જાય છે, પણ જેને પુણ્યની અને જડની ક્રિયાની મીઠાશ છે, તથા જ્ઞાતાપણાનું ભાન નથી તેને લોકોત્તર પુણ્ય પણ બંધાતા નથી. અજ્ઞાની માને છે કે મેં પુણ્ય કર્યું, મેં સેવા કરી, પરની દયા-રક્ષા હું કરૂં છું તથા મારામાં બંધન થયું, મેં બંધન કર્યું; એમ એક તત્ત્વમાં બેપણું તે માને છે. તેની તે હોંશ કરે છે, અને જ્ઞાતા-પણું ભૂલીને પરભાવના કર્તાપણામાં તે ઉત્સાહ દેખાડે છે. આ મહા વિપરીત દૃષ્ટિ છે, પોતાના ભાવની હિંસા કરનારી છે. પરનું કંઇ કરૂં તો થાય, અને ન કરૂં તો ન થાય એ પણ મહા અભિમાન છે.

તત્ત્વ અને પુરૂપાર્થને સમજ્યા વિના કેટલાક જીવો શુષ્કજ્ઞાન-મનની કલ્પનાને જ્ઞાન માને છે, તેઓ મંદકપાયથી દૂર થઇ, તીવ્ર કપાય-પાપ પરિણામમાં વર્તે છે, અને એકાન્ત પકડીને પુરૂષાર્થને ઉથાપે છે. એમ કોઇ શુષ્કજ્ઞાનમાં વર્તે છે તો કોઇ ક્રિયા જડત્વમાં વર્તે છે. વળી કોઈ કહે છે કે અમે જ્ઞાન અને ક્રિયા બેઉ કરીએ છીએ, પણ તત્ત્વ-સ્વભાવનું ભાન અને અંતર શાંતિનું ભાન તેમને હોતું નથી. જીવ જો યથાર્થ સમજે તો વસ્તુનો સ્વભાવ સર્વજ્ઞ ભગવાન કહે છે તેવોજ છે, બીજું સ્વરૂપ ત્રણકાળમાં નથી, એટલે કે આત્મા જ્ઞાન સિવાય બીજું કાંઇ પણ કરે નહિ, એવો ત્રિકાળી નિયમ છે એમ તેના જાણવામાં આવે. જીવ શુદ્ધ, અબંધ, પૂર્ણ કૃતકૃત્ય જ્ઞાતા દ્રષ્ટા છે. એ વસ્તુ સ્વરૂપને યથાર્થ ગુરુગમથી સમજ્યા

વિના સાચો પુરૂષાર્થ કરી શકે નહીં, અને સમ્યગ્દૃષ્ટિ થઈ શકે નહિ. કોઇ એમ માને, કે હમણાં પુણ્ય કરીએ, પછી પરંપરાએ શુભ થશે, એમ બંધભાવથી પરથી ઉપરેલા જીવો બંધનમાં જ રોકાયેલા છે. અને સ્વથી ઉપરેલા પરને પર જાણે છે, પરદ્રવ્ય પરભાવમાં કર્તૃત્વ મમત્વ કરતા નથી, અને સ્વમાં એટલે કે જ્ઞાનમાં જ્ઞાતાપણે રહે છે. જેને પોતાના સ્વભાવનું જ્ઞાન નથી તેને પરમાં સુખબુદ્ધિ હોય જ, "કર્તાનું ઇષ્ટ તે કર્મ" તે ન્યાયે પર વસ્તુમાં અજ્ઞાનીને ટકવું થાય છે; હું પરને રાખું, ટકાવું કે અટકાવું એવો જે આગ્રહ રાખે છે તેને તે કરવાનોજ આગ્રહ છે. તેથી હું જ્ઞાન છું એવું તેને ભાન નથી. વસ્તુસ્વરૂપ આમ જ છે તે સમજો.

અહીં શિષ્ય મુંઝાણો છે. પણ તે તો ઝટ લઇને વિચારપૂર્વક સમજી લે તેવો છે. આ આત્મસિદ્ધિશાસ્ત્રની ગુજરાતી ભાષામાં આવી સહેલી રીતે રચના કરી છે; પણ લોકો પોતાની બાહ્યદૃષ્ટિથી સ્વચ્છંદે વાંચે તો તેમાંથી બીજું કાઢે. અનંતકાળમાં જે સમજાયું નથી, તે સમજવાની રીત પણ કોઈ અપૂર્વ અને જુદી છે. કોઈ કહે કે અમારે કરવું શું? તે વિષે ઘણીવાર કહેવાયું છે, કે સાચી સમજણ કરવી, પરંતુ કાંઈ કરવું પોતાને આધારે નથી. ધર્માત્મા જ્ઞાની પુણ્યને કરતા નથી, બાંધતા નથી, જે પરમાણું પુણ્યરૂપે પરિણમે છે, તેને તેનાથી ભિન્ન રહીને જાણે છે. પૂર્વકર્મ સત્તામાંથી પ્રગટ થઇને આવે છે, જે થયાં કરે છે તેને જાણે છે. સામા જીવને પુણ્યનો ઉદય હોય, તો તેને દેવાની ઈચ્છા અને, કાર્ય થઈ જાય છે. પૂર્વ કર્મના પરમાણું એવી જાતનાં બંધાયાં છે તેથી થાય છે. તેમાં જીવે (આત્માએ) શું કર્યું? ફક્ત જાણ્યું છે, અથવા ઠીક અઠીક માન્યું છે. અજ્ઞાનીએ અજ્ઞાન અને રાગનું પોષણ કર્યું છે. અને જ્ઞાનીએ જ્ઞાન કર્યું છે. જ્ઞાનમાં સ્થિરતા નથી, તેથી જિનપૂજા, વંદન, સ્વાધ્યાય ભક્તિ વગેરે ક્રિયા થયા વિના રહે નહિ; પુરૂષાર્થ હજી પૂર્ણ ઉઘડયો નથી, તેથી શુભ વિકલ્પની વૃત્તિમાં જ્ઞાનીને જોડાવું થાય છે. તે જાણે છે કે અસ્થિરતા એ મારો સ્વભાવ નથી, છતાં શુભ જોગની ક્રિયા થતી દેખાય છે, પુણ્ય બંધાય છે, તેમાં રંચ માત્ર પ્રેમ નથી. પોતાને પૂર્ણ પવિત્ર

શુદ્ધતા-વીતરાગ સમાધિ જોઇએ છીએ, તે રૂચિ અનુસાર જ્ઞાનમાં પુરૂષાર્થ કરે છે. મંદકષાયથી પુણ્ય બંધાય છે. તેને તે જાણે છે, કે જેમ જગતમાં ધૂળના ઢગલા પડયા છેં, તેમ આ ક્ષેત્રે પણ પુણ્યના રજકણો અલ્પ સ્થિતિના બંધાય છે, અને જુના કર્મ ખરી જાય છે. સાચો અભિપ્રાય હોવા છતાં હજી અસ્થિરતા છે, તેથી શુભ પ્રકૃતિનું પુણ્ય બંધાય છે, તેનું ફળ-જે દેવગતિ દેખાય છે, તેનો પણ ત્યાં નકાર છે, પ્રેમ નથી. આત્મા પરનું કંઇ પણ કરે નહિ, જ્ઞાનમાં જ ટકે, અને જ્ઞાન કરે. આમાં તો ઘણો પુરૂષાર્થ જોઇએ. જીવ જ્ઞાન-સ્વરૂપ જેમ છે, તેમ જાણીને તેમાં જ્ઞાનપણે ટકવું એ જ કર્તવ્ય છે; એમાં ઘણું કરવાનું આવ્યું. પોતાના આધારે પોતાનો ગુણ છે તેનું હોવું દરેક સમયે છે, પણ તે ઉપર અજ્ઞાની લક્ષ કરતા નથી. એટલે કે જે થાય તે નથી કરવું, અને ન થાય તે કરવું છે. પરથી સુખ થાય, ઠીક થાય એવી જે ઉંધી માન્યતા છે, તેનો ત્યાગ કરવાની જરૂર છે. આ સમજણથી યથાર્થ તત્ત્વ જેમ છે તેમ સમજાય છે. અને સર્વ ઉપાધિ-પરાધીનતા ટળીને નિરૂપાધિક શાંતિ વર્તમાનમાં દેખાય છે. અજ્ઞાની ઘણા કષ્ટથી મંદકષાય કરી અલ્પ પુણ્ય બાંધે છે; તેનાથી બીજી જાતના લોકોત્તર ઉંચા પુણ્ય મંદકષાયના નિમિત્તથી જ્ઞાની સમ્યગ્દ્રષ્ટિને સહેજે અનિચ્છાથી બંધાઇ જાય છે.

આત્મા તો અબંધ છે, સળંગ જ્ઞાનમાત્ર જ્ઞાતા જ છે, તેની એકવાર હા તો લાવો. હું પૂર્ણ શુદ્ધ, અબંધ, જ્ઞાતામાત્ર છું, જ્ઞાન સિવાય-કંઇપણ મારૂં કર્તવ્ય નથી, દયા, રાગ, પુણ્ય પાપના પરિણામ કરવા એ મારો સ્વભાવ નથી, ગુણ નથી, તે વિકારી જડભાવ છે, બંધભાવ છે, પણ મારો તો અવિકારી અબંધ શુદ્ધ સ્વભાવ છે, એવા આ તત્ત્વને માન્યા વિના જે કંઈ કરશે તે બધું ઉલટું કરશે, અને બંધન કરશે. જે તત્ત્વ સહજ સ્વરૂપ અખંડ છે, સ્વાધીન છે, તે જેમ છે તેમ ન માનવું ન જાણવું અને સ્વચ્છંદે તેમાં કલ્પના કરવી તે ઉંધી માન્યતા છે. શ્રીમદ્ એક પત્રમાં લખે છે, કે અનંતકાળથી જે તત્ત્વ ન સમજાયું તેને યથાર્થ ન્યાય પ્રમાણથી સવળું સમજતાં વાર લાગે તેનો વાંધો નહિ, પણ ઉંધું સમજાય તો હાનિ છે. સાચું શું

તેને મધ્યસ્થપણે સમજવાનો પરિચય કરવો, તે પણ પરમાર્થનું કારણ છે આત્માનું સ્વરૂપ શું છે, તે સમજવું એજ ખરૂં કર્તવ્ય છે પુણ્યાદિ, દેહાદિ જડનાં કાર્ય કરવાનું અભિમાન ખરૂં કર્તવ્ય નથી, લોકો કહે છે, કે આવું માનવાથી-કરવાથી તો પુણ્ય વગેરે ઉડી જશે માટે આપણે તો આ પુણ્યાદિ કરો, દાન, તપ, શીલ કરવાથી પરંપરાએ મોક્ષ થાય, માટે આપણે નિશ્ચયનું કામ નથી, નિશ્ચય એટલે સત્ય તેથી જે સત્ સ્વરૂપના પુરૂષાર્થની ના પાડે છે, તે નર્કના નપુંશક થાશે. કારણકે પોતાનો પુરૂષાર્થ જડની ક્રિયામાં ખતવે છે, અને પોતાને માર્ગ વિનાનો પરાધીન માને છે જે કાર્ય પોતાનું નથી, તેને કર્તવ્ય માને છે, અને અમે સંસારની વ્યવસ્થા રાખી દઇએ, અમે શરીર વગેરેને બરાબર રાખીએ, વગેરે વગેરે જડભાવનો કર્તા થઇને, બડદમદાર બનીને જ્ઞાતાપણાનો નકાર કરે છે. તે જડના કર્તવ્ય હું કરૂં છું, એનાથી મારી સગવડતા જળવાઇ રહે છે માટે આવું આમજ કરી શકું, વગેરે અનેક પ્રકારનું અહંપણું ધારતો અને જ્ઞાનને નકારતો તે આત્માનું વીર્ય હારી જાય છે, અને પરંપરાએ અવશ્ય નારકીનો નપુંસક થાય છે ન્યાય સમજો કે આત્મા અરૂપી જ્ઞાનમૂર્તિ છે, તેની ક્રિયા જ્ઞાન માત્ર એટલે જ્ઞાતા, દૃષ્ટા, સાક્ષીપણાની છે તે ભૂલીને પુણ્યવાળો, રાગવાળો, કર્તા ભોક્તાપણે જડની ક્રિયા કરનારો વગેરે પરભાવવાળો માનવો, તે શું ચેતન્યની અશાતના, અવગણના નથી? છે વિચારો તો સ્પષ્ટ સમજાશે કે પરને કરવું, ભોગવવું, લેવું, મૂકવું એવી શુભ અશુભ કલ્પના જ જીવ કરી શકે છે પણ, પરનું કાંઇ જીવ કરી શક્તો નથી જીવ કાં કરે જ્ઞાન અને કાં કરે અજ્ઞાન એટલે કે જ્ઞાનમાં જ પોતે ઉંધી અથવા સવળી ખતવણી કરી શકે, જાણવું માત્ર ચેતનનું કાર્ય છે આ ન્યાય સમજાય તો જ રાગદ્વેષ રહિત આત્મા સમજી શકાય તેમ છે સાચું સમજ્યા પછી અંતરંગમાં ક્યાય સમજણમાં ભૂલ ન થાય અહીં તો શિષ્યને મુઝવણ થાય છે, અને તે સમજવાનો કામી છે, પણ લોકોની બુદ્ધિ ઘણી સ્થૂળ છે જડ અને ચેતનના ગુણ તથા ધર્મની વહેંચણી કરવામાં સ્થૂળબુદ્ધિ અને બાહ્ય દૃષ્ટિ કાર્યકારી નથી. કોઇ ઉપર ઉપરથી દેહની ક્રિયાને જ દેખે છે, અને કોઇ શાસ્ત્રો ઉપર ઉપરથી વાંચે છે લોકો ઇતિહાસ વાર્તા નોવેલોની

માફક શાસ્ત્રો વાંચી જાય છે, અને પછી સર્વજ્ઞ વીતરાગના વચનો ઉપર પોતાનો મત આપે કે આનું આમ જ હોવું જોઈએ, કારણકે અમારી માન્યતાથી આમ બેસે છે. ન્યાય શું તેની તો કાંઈ ખબર પડે નહીં અને પોતાને જ્ઞાની માને, પણ તેથી તો તે સ્વયં પોતાનું અહીત કરે છે; માટે જ્ઞાની કહે છે કે તત્ત્વને યથાર્થ સત્સમાગમે સમજો. ફરી ટાણાં મળવાં મુશ્કેલ છે. મનુષ્યભવ હારી જવા જેવું ન થાય, તે માટે આજ ક્ષણે તત્ત્વની વિચારણા કરો. સમજણની ભૂલ પોતાથી જ ટળે છે. શ્રીમદ્ પ્રથમ ગાથામાં કહે છે કે "જે સ્વરૂપ સમજ્યા વિના પામ્યો દુઃખ અનંત." પોતે અનંત છે છતાં પોતાની સ્વાધીન શક્તિને ભૂલ્યો છે. જ્ઞાનનું વીર્ય અક્રિય છે. જીવ જ્ઞાનમાત્ર છે અને સુખ સ્વરૂપ છે, તેનું ભૂલવું અનાદિથી થયું છે, કારણકે પરમાં અનાદિની સુખબુદ્ધિ છે. જીવને પોતામાં સુખ દેખાતું નથી, તેથી પુણ્યની મીઠાશ ગરી ગઇ છે; આ પરાધીન મનોદશા છોડવી લોકોને ગમતી નથી. પુણ્ય થઇ જાય તે જુદી વાત છે, પણ તેને ઠીક માનવું, કરવા જેવું છે એમ માનવું તે અજ્ઞાન છે. આત્મા અબંધ તત્ત્વ છે, તેમાં પુણ્યબંધથી ગુણ માનવો તે મિથ્યાત્વ છે. લોકો ધર્મને બ્હાને જડની ઓથ લે છે. અને કહે છે કે, શાસ્ત્રમાં સમકીતીના પુણ્યને પુણ્યાનુબંધી પુણ્ય કહ્યું છે. એમ કહીને પુણ્યની મીઠાશ વેદે છે; એટલે વિકારની મીઠાશ વેદે છે. ચૈતન સ્વભાવથી વિપરીત બંધભાવ, જે પુણ્ય છે તેને ઇચ્છે છે; પુણ્યથી મને લાભ થશે, એવી પુણ્યમાં જેને સુખબુદ્ધિ છે, તેને સ્વાધીનતા જોઇતી નથી પણ પરાધીનતા રૂચે છે. તેઓને જ્ઞાની પુરૂષોએ પુદ્ગલના ભીખારી કહ્યા છે, કારણકે રાંકાના ગોળની જેમ તેનું લક્ષ અને મીઠાશ તેમાંજ રહે છે. લોકોને સાચી વસ્તુસ્થિતિનો વિચાર નથી, અને કહે છે કે હાય હાય અમારાં પુણ્ય ચાલ્યાં જશે. પુણ્ય વિના ધર્મ કેમ થાય? પણ ન્યાયથી સ્પષ્ટ છે કે પુણ્ય પરિણામ તે શુભ રાગ છે, તે મોહ-કર્મનો વિકાર છે. વિકાર રાખ્યે ભગવાન અવિકારી આત્મા કેમ પ્રગટે? ગુણ ક્યાંથી થાય? બંધભાવે અબંધભાવ ક્યાંથી થાય? પુણ્ય તો જ્ઞાનીને પણ થઈ જાય છે, પણ તેનાથી ગુણ માનતા નથી. ધર્માત્માના હાથે જેવાં પુણ્ય કાર્ય થાય, તેવાં અજ્ઞાનીના હાથે ન થાય. જિનપૂજા,

વંદન, ભક્તિ વગેરે થાય છે, અને શુભ રાગના કારણે પુણ્ય બંધાય છે. છતાં પુણ્યની ઇચ્છા ધર્માત્માને નથી. ધર્માત્મા અશુભ પરિણામ ટાળીને મંદકષાયનો પુરૂષાર્થ કરે છે, તે અકષાયી શુદ્ધતાની દૃષ્ટિના લક્ષે જ પુરૂષાર્થ કરે છે. તેને વચ્ચે શુભ પરિણામ આવે છે, પણ તેનો તે સ્વામી થતો નથી. તે જાણે છે કે મંદકષાયના પરિણામની જે વૃત્તિ આવે છે, તેમાં રાગ ટાળ્યો તેટલો ગુણ માને છે અને રાગ રહ્યો તેનો નકાર છે. સમ્યગ્દર્શન થયા પછી પુણ્યની જાત પણ બદલાઈ જાય છે. કેવળજ્ઞાન થતાં તીર્થંકર ભગવાનના દેહના પરમાણું પણ બદલાઈ જાય છે. અને ભગવાનનો પરમ ઔદારિક સ્ફટીક જેવા પરમાણુંનો દેહ બની રહે છે. તીર્થંકર નામકર્મના જેવાં ઉત્કૃષ્ટ પુણ્ય જ્ઞાની ધર્માત્માને જ બંધાય છે. અજ્ઞાનીને એવાં પુણ્ય પણ ન બંધાય. તીર્થંકર ભગવાન સંસારમાં ગૃહસ્થવેશમાં હોય ત્યારે તેમને આહાર હોય પણ નિહાર ન હોય. અને સર્વજ્ઞ વીતરાગ થયા પછી આહાર, નીહાર, તૃષા, ભૂખ, નિદ્રા પરસેવો વગેરે અઢાર દોષ ન હોય. આ વાતનો તત્વથી અજાણ લોકોને વિશ્વાસ આવવો કઠણ છે. આત્મજ્ઞાન થયા પછી અમુક ભૂમિકાએ શરીરની જાતજ જુદી થઈ જાય છે. ચૈતન્ય ભગવાન જાગ્યો, કે તેના પુણ્યનો પારજ ન રહે. વીતરાગ ભગવાનના આત્માની તો શી વાત, પણ તેમના દેહનો અપૂર્વ મહીમા છે. ભગવાન તીર્થંકરનો દેહ પરમ ઔદારિક ઉજ્જવળ સ્ફટીક જેવો થઈ જાય છે. જેનાં ભાગ્ય હોય, તેવા લાયક જીવ ભગવાન સમીપ જાય, અને તેમના દેહને દેખે: હાડકાને દેખે ત્યાં પોતે પોતાના સાત ભવને દેખે, તો પછી ભગવાનના ચૈતનને દેખે તેના ભાગ્યની તો શી વાત કરવી ! લોકોને બહારની વાતો ઉપર વધારે લક્ષ રહે છે, પણ આત્મ તત્ત્વનો મહિમા શું તેનું લક્ષ નથી. જે વસ્તુસ્વભાવ ત્રિકાળ સિદ્ધ છે તેનું યથાર્થ મનન થવું જોઇએ. કાળદોષથી લોકોની મનોવૃત્તિને ઊંધાં પોષણ મળેલાં છે. તેથી સાચું તત્ત્વ અતીન્દ્રિય આત્મસ્વરૂપ કેવું હોઇ શકે, તે સ્વરૂપ સમજવાનો અવકાશ નથી મળ્યો, ઘણાને મુંઝવણ થાય છે, કે અમારે શું સાચું માનવું ? ઝવેરી હોય તે કાચના ઢગલામાંથી હીરાની પરીક્ષા કરવામાં ન મુંઝાય, તેમ મુમુક્ષુ હોય તે તત્ત્વની પરીક્ષા કરવામાં ન મુંઝાય. ૯૩.

અહીં તૈયાર થએલો શિષ્ય પૂછે છે કે: પ્રભુ! કઇ જાતિમાં મોક્ષ થાય, તે વિગેરે બાબતોમાં જગતમાં ઘણી વાતો થાય છે. માટે તેમાંથી ખરૂં શું છે તે સમજાવો એ ભાવની ગાથા હવે આવે છે:-

કચી જાતિમાં મોક્ષ છે, કયા વેષમાં મોક્ષ,
એનો નિશ્ચય ના બને, ઘણા ભેદ એ દોષ. ૯૪.

બ્રાહ્મણ કહે અમે ઉંચા, ક્ષત્રિય કહે અમે ઉંચા એમ પોતાના કુળ ધર્મથી કલ્યાણ માને છે, બ્રાહ્મણ આદિ જાતિ પોતાને મોક્ષના અધિકારી માને છે, પણ બ્રહ્મનામ આત્માનું સ્વરૂપ છે તેને જે સમજે, અને જ્ઞાન સ્વરૂપમાં સ્થિર રહે, તે જ્ઞાની સ્વયં બ્રાહ્મણ, બ્રહ્મ છે. હજારો વેશ અને હજારો મત મતાંતર શિષ્યે જાણ્યા છે, અને મત મતાંતર પક્ષ આદિ ઘણાનો ખ્યાલ હોવાથી તે મત મતાંતર પક્ષોમાં શું દોષ છે, તે સદ્‌ગુરુ ભગવાન સમજાવે તો પોતાથી સમજાય તેમ છે. એમ શિષ્યને ખાત્રી હોવાથી આ આશંકા રજુ કરી છે. ગાથા ૯૩ માં વિવેક કરવાની ભાવના છે અને આ ગાથા ૯૪ માં નિર્ણય કરવાની ભાવના છે. અહીંઆ તો એવો શિષ્ય છે, કે એકાદભવમાં અપૂર્વ તૈયારીવડ ગુરુ સાથેજ મોક્ષ પામે.

જેને મોક્ષ જોઇતો હોય, તેણે આવો વેશ અને આવી ક્રિયા કરવી પડશે, અમુક જાતની દેહની ક્રિયાથી કે પુણ્યથી આત્મા જાગે છે એમ ઘણા મતાર્થીઓ માને છે, તો હે, શ્રી ગુરુ, આત્મસ્વરૂપ ભગવાન-કયા વેશથી પ્રસન્ન થતા હશે? દંડ રાખવાથી કે છોડવાથી કે જંગલમાં જવાથી કે ધ્યાન કરવાથી કે બાહ્ય ત્યાગથી? વગેરે જગતમાં ઘણા અભિપ્રાય છે તેમાં કયો મત સાચો હશે? એ વિગેરે આશંકા આ ગાથામાં શિષ્યે રજુ કરી છે. ૯૪.

હવે શિષ્ય પોતાના આત્માને જલદી લાભ થાય તેવી તીવ્ર જિજ્ઞાસા બતાવે છે:—

તેથી એમ જણાય છે, મળે ન મોક્ષ-ઉપાય;
જીવાદિ જાણ્યાતણો, શો ઉપકાર જ થાય? ૯૫.

શિષ્યની જાણવાની ધગશ ઘણી છે. આ પાંચ બોલથી સિદ્ધ પાંચેપદો તો જાણ્યા, પણ એ જાણ્યાનો ઉપકાર ક્યારે થાય, કે છઠ્ઠો મોક્ષનો ઉપાય હું જાણું તો; "સમજ્યા વિણ ઉપકાર શો" એમ અહીં બહુ વિનયથી શિષ્ય ઉપકારીનો ઉપકાર માને છે, અને ૯૬ મી ગાથામાં ઉપકારની હોંશ જણાવશે.

તા ૧૬—૧૧—૩૯.

મોક્ષ પદ-મોક્ષ સ્વભાવની શુદ્ધ પર્યાય કેમ પ્રગટે તે જાણવાનો જિજ્ઞાસુ શિષ્ય એ કારણે મુંઝાણો છે કે આત્મ કલ્યાણનો ઉપાય કહેનારા અનેક મત મતાંતર છે, તેથી તથા કઈ જાતિમાં મોક્ષ છે, તેનો નિર્ણય નથી થતો, તથા કયા વેશથી મોક્ષ થાય, એ વગેરે આટલા બધા ભેદોમાંથી સાચો નિર્ણય કેમ કરવો, તે તેને મુશ્કેલ જણાય છે. તેથી મોક્ષનો ઉપાય ન હોય, એમ શિષ્યને શંકા ઉત્પન્ન થઈ, તથા જીવાદિ પાંચે પદો જાણ્યાનો કાંઈ ઉપકાર દેખાતો નથી, તેથી શિષ્ય 'મોક્ષનો ઉપાય' તરત જાણવાનો ઈચ્છાવાન થયો છે. ૯૫.

હવે શિષ્ય તે ઉપાય જાણવાની પોતાની હોંશ બતાવે છે:—

પાંચે ઉત્તરથી થયું, સમાધાન સર્વાંગ;
સમજું મોક્ષ-ઉપાય તો, ઉદય ઉદય સદ્ભાગ્ય. ૯૬.

આ શંકાનો છેલ્લો બોલ અને છેલ્લી કડી છે. હવે પછી શિષ્ય શંકા કરવાનો નથી. હવે નિઃશંક થવાનો છે, તેથી હોંશમાં આવી ગયો છે; અને કહે છે, કે હે ગુરુદેવ, આપે પાંચ ઉત્તર કહ્યા તેથી સર્વાંગ એટલે બધી રીતે મારી શંકાનું સમાધાન થયું છે. એટલે આપનો પ્રયાસ સફળ છે. જે એકવાર શંકા કરી અને જે સમાધાન થયું તેની ફરી શંકા થતી નથી. હવે આત્માની પવિત્ર દશા પ્રગટ કરવાનો અવિરોધી ઉપાય હું સમજું તો સદ્ભાગ્યનો ઉદય ઉદય થાય. અત્રે 'ઉદય' 'ઉદય' બે વાર શબ્દ છે. તે પાંચ ઉત્તરના સમાધાનથી થયેલી મોક્ષપદની જિજ્ઞાસાનું તીવ્રપણું દર્શાવે છે, આ શિષ્ય તો બરાબર વિચાર કરીને તૈયાર થયો છે: પણ લોકોને પૂર્વે હું હતો કે કેમ? કર્તા ભોક્તા શું? એનો વિચાર પણ આવતો નથી. સંસારના

એમથી છૂટીને નવરા થાય, ત્યારે તેનો વિચાર આવેને? આત્માર્થી જિજ્ઞાસુ-મુમુક્ષુ કેવા હોવા જોઇએ તે સમજવું જોઇએ. કોઇ કહે ક્રિયાથી, કોઈ પૂજાથી, કોઈ સેવાથી, કોઈ ઇશ્વર છે તેની ભક્તિથી, એમ પુણ્યથી એટલે બંધન અને બંધભાવને મોક્ષ સાધન માને છે; પણ તે તો સંસારમાં રખડવાના હેતુઓ છે. વિકારીભાવથી છૂટવા માટે અબંધભાવ, શુભાશુભ રાગ રહિત શુદ્ધભાવ હોવો જોઇએ. સ્વતંત્રતા ખીલવવી તે મોક્ષનો ઉપાય છે. તે સ્વાધીન મહાસુખ-સ્વરૂપની પૂર્ણ પવિત્રદશાનો ઉપાય હું સમજું એટલે કે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્જ્ઞાનની રમણતારૂપ ચારિત્ર તે અતીન્દ્રિય આત્મસ્વભાવ છે, તેને અવિરોધપણે પ્રગટ કરવાની રીત સમજું તો સદ્ભાગ્યનો ઉદય ઉદય થાય. શિષ્ય કહે છે કે ગુરુદેવ, આપે તો સમજાવ્યું માટે "હું સમજું" એમ પોતાના ઉપાદાનની તૈયારી બતાવે છે. ૯૬.

## સદ્ગુરુ સમાધાન

શિષ્યની તૈયારી જોઇને શ્રી ગુરુ સમાધાન કરે છેઃ—

**પાંચે ઉત્તરની થઇ, આત્મા વિષે પ્રતીત;**
**થાશે મોક્ષોપાયની, સહજ પ્રતીત એ રીત. ૯૭.**

શિષ્યે પાંચે પદની શંકા કાઢી નાખી ત્યારે શ્રી ગુરુ કહે છે, તું કહે છે તે તારી વાત હું પણ સ્વીકાર કરૂં છું; તું લાયક છો, એમ જ્ઞાની પુરૂષે સ્વીકાર કર્યો. પાંચે ઉત્તરની તારા આત્માને વિષે પ્રતિત થઈ છે, તો મોક્ષના ઉપાયની પણ એજ રીતે તને સહજમાં પ્રતિત થશે. અત્રે, "થશે" અને "સહજ" એ બે શબ્દ આત્મા વિષે (મન વિષે નહિ) અંદરથી પડકાર આવ્યો છે. અનંતકાળમાં જે નહોતું બેઠું, તે અપૂર્વ તત્ત્વ સમજાયું છે. તેથી ગુરુ કહે છે, કે તને સહજમાં મોક્ષની પ્રાપ્તિ થશે, એમ શ્રી ગુરુને પણ પ્રમોદ આવે છે. જીવ અજ્ઞાનભાવે રાગાદિનો, પુણ્યાદિ શુભાશુભ ભાવનો કર્તા ભોક્તા છે, અને સાચા જ્ઞાનભાવે (ચેતન જો નિજ ભાનમાં કર્તા આપ સ્વભાવ) પરનો અકર્તા અને સ્વરૂપસ્થિતિમાં જ્ઞાનનો કર્તા ભોક્તા છે; તેમાં

પુણ્યાદિ સાધનની સહાય નથી. પુણ્ય છે તે પરવસ્તુ છે, હદવાળી છે, ઉપાધિ તત્ત્વ છે, અને આત્મા તો ચૈતન્ય ભગવાન નિરૂપાધિક સ્વાધીન તત્ત્વ છે મનની ધારણાથી ઘણા શાસ્ત્રો, અગીઆર અંગ અને નવ પૂર્વ ભણે અને છકાયની દયાના શુભ પરિણામ, પાંચ મહાવ્રત આદિ પુણ્ય પરિણામ પૂર્વે અનંતવાર જીવે કર્યાં, પણ તે બંધભાવે આત્મતત્ત્વ ન પ્રગટે એમ મોક્ષ સાધનમાં પુણ્યનો નિષેધ કર્યો છે ધર્માત્માને સરાગ અવસ્થામાં અલ્પ રાગ રહે ત્યાંસુધી પુણ્ય થઈ જાય, થયા વિના રહે નહિ, પણ તેમાં મમત્વ, કર્તૃત્વ માનતો નથી રાગાદિ જેના જેવાં છે તેમ ન માનવું અને તેમાં ન રહેવું તેમ અહીં કહ્યું છે શિષ્યે કહ્યું કે હું સમજ્યો અને ગુરુએ તેનો સ્વીકાર કર્યો, તે ભાવ કેવો અપૂર્વ હશે, તે સમજે પ્રથમ જ નાટકમાં આમ જાહેર કરીને, ઘણા જીવો લાભ લઈ શકે એવીરીતે આ આત્મસિદ્ધિ રચાય છે, તે શાસનના ભાગ્ય છે, આ જ્ઞાનપંચમી અને આ બે ગાથાની સંધિ એ શાસનની મહિમા સુચવે છે શિષ્યની લાયકાત અને ગુરુએ તેની પાત્રતાનો કરેલો સ્વીકાર, એ અનંત ભવનો અંત કરી એકભવે મોક્ષ થાય, એવા સર્વોત્કૃષ્ટ ભાવની સમજણ છે જે સમજે તેને ઉપમા થાય શ્રી સમયસારમાં શ્રી કુંદકુંદાચાર્યદેવ છઠ્ઠી ગાથામાં "णवि होदि अपमत्तो ण पमत्तो" પ્રમત્ત અપ્રમત્ત બે દશાના ભેદ રહિત, નિરપેક્ષ એક શુદ્ધ આત્મપદનો મહિમા કહેતા કહે છે, કે:—આત્મા અનાદિ અનંત એકરૂપ જ્ઞાયક છે તેમાં પ્રકૃતિના નિમિત્તની બે અવસ્થા શી? આ નિર્ગ્રંથમુનિ આચાર્ય પરમેષ્ઠી, છઠ્ઠી સાતમી ભૂમિકા સાધકની સર્વોત્કૃષ્ટ દશામાં આત્મસ્વરૂપની રમણતામાં મસ્ત હતા, તે વખતે સમયસારની રચના થઈ છે તેમાં પણ અપ્રતિહત ભાવના અપૂર્વ ભણકાર છે, એક જ ભવે મોક્ષની નિઃસંદેહ સાક્ષી છે તે ન્યાય, અને આશયને જે સમજે, તે પણ એક જ ભવની નિઃસંદેહતા લાવે આવા ગુરુ અને શિષ્ય એકતાનતાથી જ હોય અહીં 'થશે' અને 'સહજ' એમ બે શબ્દ સદ્ગુરુએ કહ્યા, તે જેને પાંચ પદની પ્રતીત થઈ તેને મોક્ષ ઉપાય સમજવો કંઈ કઠણ નથી, એમ દર્શાવવા તથા શિષ્યની ખાસ જિજ્ઞાસા જાણીને અવશ્ય તને મોક્ષ ઉપાય તારાથી ફળશે

(પરિણમશે) એમ જાણીને તે વચન કહ્યાં છે; સદ્‌ગુરુના વચનનો આ આશય છે.

આ ૯૭ મી ગાથામાં શ્રી ગુરુએ આશીર્વાદ આપ્યો કે તને સમજાશે, અને તારૂં પરમ કલ્યાણ થશે; આવો આત્મધર્મનો મહિમા, તેનું વર્તમાનમાં પ્રગટ પ્રકાશીત રહેવું, એજ વીતરાગ શાસનનો મહિમા છે, અને મુમુક્ષુઓના મહાભાગ્ય છે. સ્વરૂપ જેમ છે તેમ સમજીને, તે જાતનો પુરૂષાર્થ જે કરે તે સદ્‌ગુરુનો ઉપકાર સ્વીકારી શકે, અને સત્પુરૂષના જ્ઞાનમાં તેનો સ્વીકાર થાય જ. ૯૭.

હવે ટુંકામાં મોક્ષનો ઉપાય શ્રી સદ્‌ગુરુ સમજાવે છેઃ—

**કર્મભાવ અજ્ઞાન છે, મોક્ષભાવ નિજવાસ,**
**અંધકાર અજ્ઞાન સમ, નાશે જ્ઞાનપ્રકાશ. ૯૮.**

ટુંકું સૂત્ર કહે છે, કે ભાઈ આત્મા ચિદાનંદ અબંધ શુદ્ધ નિત્ય તત્ત્વ છે, તેમાં જે શુભ અશુભ કર્મભાવ દેખાય છે, તેનો સ્વીકાર કરવો તે અજ્ઞાનભાવ છે, તે આત્માની સ્વાધીનતા લુંટનાર છે. જ્ઞાતા આત્મા નિર્દોષ શુદ્ધ છે, તેમાં કર્મના નિમિત્તથી થતાં જે શુભાશુભભાવ, તેને પોતાના માનવા તે જ અજ્ઞાન છે. કારણકે જે શુભ અશુભ પરિણામ થાય છે, તે મોહકર્મ જન્યભાવ છે. પૂર્વની ભૂલનું ફળ સંયોગી રજકણો છે. જે અનંતા રજકણોની સત્તામાંથી પ્રગટ થતો અધ્યવસાય તે શુભાશુભ ઇચ્છા, અનિચ્છાના ઉપાધિક મલીન ભાવો છે. તેને પોતાના માનવા, ઠીક માનવા અને તેમાં ઠરવું તે અજ્ઞાન છે. ચૈતન્યત્વ અને કર્મત્વ બેઉ જુદા છે. જે શુભ, અશુભ રાગાદિરૂપ ભાવ થાય છે તે વિકાર છે. જીવે તેમાં પોતાનું હિત માનવું, તેને પોતાનો ગુણ માનવો તથા તેમાં હોંશથી ટકવું, તે મિથ્યાત્વભાવ છે. લોકોમાં મનાય છે, કહેવાય છે કે દયા, દાન, પુણ્ય, સેવા આદિ કાર્યો કરી શકાય છે, અને દયા પુણ્યાદિ કરવા જેવાં છે પણ તેનો તો પરમાર્થમાં નિષેધ છે. તમારે અશુભમાં–પાપ પરિણામમાં નથી ટકવું તો શુભ જોગનો સાથ તો રહ્યા જ કરશે, પણ શુભ અને અશુભ બેઉ અશુદ્ધ ભાવ છે તેથી તેમાં સદાય હેયબુદ્ધિ

જો એ તેનાથી ગુણ નથી છતા તે વચ્ચે આવે છે એ શુભ અશુભ ભાવ મોહકર્મમા જોડાનાથી થતી અવસ્થા છે એ કર્મભાવ ચૈતન્યના ઘરનો છે કે મોહકર્મ જનિત છે, તે નક્કી કરો મોહકર્મ પ્રકૃતિના અનત પુદ્‌ગલ પરમાણુઓ છે, તેના નિમિત્તે એ ભાવ થાય છે તેથી તે મોહજનિત કાર્ય છે કર્મ એટલે કાર્ય તેને શાસ્ત્રમા 'કર્મ પ્રકૃતિ' એવી સજ્ઞા આપી છે, તે અનતા રજકણોની તે રૂપે થવાની યોગ્યતા છે તેમા ક્ષોભ પામી તે નિમિત્તમા જોડાનાર નાગી જીવ છે નિમિત્તની અસર લેવી તે ગુણ નથી કોઈ તત્ત્વ સ્વભાવે વિકારી દ્રાવિત હોઈ શકે નહિ સોનુ સોનાથી મલીન ન હોય, તેમ આત્માનો ગુણ મલ દાયનુ કારણ ન થાય માટે ગુણવડે પુણ્ય પાપનો બધ ન થાય પણ પોતાની જ્ઞાતાદૃષ્ટા શક્તિ ભૂલીને પરમા જીવ રક્યો છે, ત્યાસુરી મલ છે જેનાથી પુણ્ય પાપનુ બન્ધન થયુ તે રાગદ્વેષરૂપ અજ્ઞાનના કારણે થયુ છે માટે કર્મભાવ તે મલભાવ છે, તેનાથી મુક્ત થવાનો અમર ભાવ તે નિજભાવ છે તેની હા લાવો, તેથી અહીં કહે છે, કે કર્મ ભાવને પોતાનો કેવીરીતે મનાયો છે, તે ભૂલને સમજીને તે ભૂલનો ત્યાગ કરો, સમ્યગ્‌દૃષ્ટિ તે જ વીતરાગ દૃષ્ટિ છે, અમલદૃષ્ટિ છે, તે સગગ અમલ તત્ત્વ કદી પણ બાહ્ય ભાવે પ્રગટે નહિ માહ્યનુ કરવુ તો કોઈના આધારે નથી બાહ્યના કર્તવ્યો થવા કે ન થવા તે જીવને આધારે નથી શુભ પરિણામની ઇચ્છા કરે અને તેવુ કાર્ય થવુ હોય તો થાય અને ન પણ થાય દેહાદિ પરદ્રવ્યના પર્યાં જે કાળે જે ક્ષેત્રે થવા યોગ્ય હોય તે ક્ષેત્રે અને તે કાળે થાય જ બાહ્યની ક્રિયા ઉપર જીવના ભાવનો આધાર નથી સામાનુ જીવવુ અને મરવુ તે તેના પોતાના આયુષ્યકર્મની સ્થિતિ ઉપર આધાર રાખે છે કેટલાક બાહ્ય ક્રિયાના જોગ ઉપર પુણ્ય પાપ માને છે પણ તેમ નથી કોઈ જીવને બચાવવો, રોટલા આપવા, સાધુ સિવાય કોઇને દાન દેવુ તે બધુ પાપ છે એમ એક પથ માને છે પણ તે ભૂલ છે, એ બધો પુણ્યભાવ છે તે પથ તો દયાના જે પુણ્ય પરિણામ થાય તેને પાપ માને છે એક માણસને પરજીવને બચાવવાના ભાવ હોય, છતા તે જીવ મરી જાય તો તેથી તેને પાપ નથી શુભ પરિણામ કે અશુભ પરિણામ પોતાને થયા, તે પરિણામથી શુભ અશુભ બધ છે વળી કેટલાક તો લોકોને

બહારની ક્રિયા કરવાનું બનાવે છે, અને કેટલાક પુણ્ય પરિણામને પાપ કહે છે, વળી કોઈ પુણ્યથી ધર્મ થાય એમ મનાવે છે, પરંતુ તે ખરૂં નથી. સાર એમ છે કે શુભાશુભ પરિણામ કર્મજન્ય ભાવ છે. શિષ્યે જાણ્યું છે કે પરમાર્થ માર્ગમાં બહારથી કાંઈ કાર્ય નથી, કારણકે બહારનાં કાર્ય જીવને આધીન નથી. કોઈ એમ માને કે મેં કેલાણી સંસ્થાની સ્થાપના કરી અને તેથી ઘણા જીવોની હિંસા થતી અટકાવી તો તે વાત જૂઠી છે. શુભ અશુભ કે શુદ્ધભાવ, જીવથી કરી શકાય છે, તેથી અત્રે પરિણામ ઉપર વાત છે. આ ગાથાનો પહેલો જ ટુકડો અંતરંગ પરિણામ ઉપર આધાર રાખી જણાવે છે. તે ટુકડો વિભાવ પરિણામ અને સ્વભાવ પરિણામનું ચક્ર કેવું છે, તેનું લક્ષ કરવાનું કહે છે, અને જણાવે છે. જે શુભાશુભ—પુણ્ય પાપ કર્મની અવસ્થા છે તે તારા સ્વરૂપથી વિપરીત જાતનાં છે, અને તે પૂર્વની ભૂલનું ફળ છે. તે ઉદયરૂપ શુભ અશુભ મલીન ભાવને જે કોઈ પોતાનો માને, અથવા ઠીક માને કે કર્તવ્ય માને, તેણે રાગ રહિત શુદ્ધ આત્માને આદરણીય માન્યો નથી. જે શુભ અશુભ પરિણામ થાય છે તે મારા છે મારાથી થાય એવું જેણે માન્યું તેણે પરભાવને પોતાનો માન્યો છે; અને તેમાં રાગદ્વારા પોતાનું કર્તવ્ય માને છે, તે કર્મભાવ અજ્ઞાનભાવ છે. અત્રે શ્રી ગુરુએ પરિણામ જોવા માટે ટચ કર્યો છે, કે પ્રકૃતિની લપ છે તેનાથી જુદા જ્ઞાતાપણે સ્વભાવમાં રહેવું; અને તેની સમજણ આપી કે શુભ અશુભ વૃત્તિમાં જોડાવું, ઠરવું તે કર્મભાવ છે. જેટલો કર્મના નિમિત્તે કર્મભાવ ઉભો કરે તે અજ્ઞાનનું કારણ છે. અજ્ઞાનનો સ્વભાવ અંધકાર જેવો છે, તેથી જેમ પ્રકાશ થતાં ઘણા કાળનો અંધકાર નાશ પામે છે, તેમ સમ્યગ્દર્શનપૂર્વક સમ્યગ્જ્ઞાનનો પ્રકાશ થતાં જ અજ્ઞાન પણ નાશ પામે છે. હું પુણ્ય પાપના શુભાશુભ પરિણામ રહિત, અરાગી જ્ઞાતાદૃષ્ટા પૂર્ણ શુદ્ધ તત્ત્વ છું, તે સર્વ સંગથી વિમુક્ત મોક્ષભાવ તો નિજસ્વરૂપમાં વસવું છે. જીવના સ્વરૂપમાં સ્થિતિ થવી તે મોક્ષભાવ છે, તે અભિપ્રાયનું નિઃશંકપણું થતાં તે પ્રતીત, પરથી સર્વથા જુદાપણાનું જ્ઞાન અને રાગ રહિત જ્ઞાનદશામાં ટકી રહેવું સ્થિર થવું તે મોક્ષદશા છે. હું નિર્દોષ જ્ઞાતા પૂર્ણ શુદ્ધ છું, તેની રૂચિ, જાણપણું અને તેમાં રાગ રહિત રમવું, ટકવું તે સ્વરૂપાચરણ

ચારિત્ર છે. તેજ સમ્યક્‌ક્રિયા છે, તેજ જ્ઞાનક્રિયા મોક્ષમાર્ગ છે. જાણનારને જ્ઞાયકનામાં સ્થિર રાખવો તે જ પુરૂષાર્થ છે. રાગના ભાગને જ્ઞાનવડે ટાળીને, જ્ઞાનમાં ટકી રહેવાનો પુરૂષાર્થ એ જ વ્યવહાર છે. બીજો વ્યવહાર નથી. "અંધકાર અજ્ઞાનસમ નાશે જ્ઞાનપ્રકાશ" અંધકારમાં વસ્તુ ન દેખાય તેમ જો કે જ્ઞાનમૂર્તિ ચૈતન્ય જેમ છે તેમ છે, છતાં તેને મનના વિકલ્પથી, શુભભાવથી અથવા પુણ્ય પાપની રૂચિરૂપ મિથ્યાભાવરૂપ અજ્ઞાનથી, અતીન્દ્રિય પવિત્ર આત્મા જોવામાં આવતો નથી: પણ સમ્યગ્‌દર્શન જ્ઞાનચારિત્રરૂપ દીપકનો પ્રકાશ થતાં પુણ્ય પાપરૂપ ભાવઅંધકારનો નાશ થઈ જાય છે. પરભાવને (ઉપાધિરૂપ શુભાશુભ) બંધભાવને જુદો જાણે, પર જાણે તો સાચો અભિપ્રાય થઈ શકે. સાચો અભિપ્રાય થયા પછી પણ શુભ અશુભ અસ્થિરતા થઈ જાય છે, પણ તેનો અભિપ્રાયમાં સ્વીકાર નથી. અનંતકાળ જેમ અજ્ઞાનમાં ગયો તે ભૂલને ટાળવા માટે અનંતકાળ ન જોઈએ. એ અનંતકાળની ભૂલ ટાળવા માટે એકજ સમયની સ્થિરતા બસ છે. ઘણા કાળનો અંધકાર જેમ પ્રકાશ થતાં નાશ પામે છે, તેમ જ્ઞાન પ્રકાશ થતાં અંધકારનો નાશ થાય છે. આમાં કાંઈ બહારથી કરવાનું ન આવ્યું, કે આટલું પુણ્ય કરો, પરની દયા પાળો કે જડની ક્રિયાનું અભિમાન કરો. બીજા ઉપાયથી, બીજી જાતથી કદાપિ અતીન્દ્રિય ચૈતન્ય આત્મા પ્રગટે નહિ. સાચા જ્ઞાનના અભિપ્રાય વિના અજ્ઞાન ટળે નહિ. અંધારાને કાઢવા માટે સુપડા સાંબેલા કામ આવે નહિ. શરીરની ક્રિયાથી રજોહરણ અને લુગડાને આમ ફેરવે, તેમ ફેરવે, જોઈને ચાલે, તેથી કાંઈ આત્મા ચૈતન્ય પ્રભુ નિર્મળ થાય, નિર્જરા થાય તે માનવું મિથ્યા છે, તે બંધભાવમાં ટકયો છે ત્યાંસુધી અંશે પણ સાચી નિર્જરા ન થાય. કોઈ કહે છે કે આ તેરમા ગુણઠાણાની વાત છે: પણ તેમ નથી, આ તો ચોથા ગુણસ્થાનની જ વાત છે. સાચો અભિપ્રાય થયે અંતરમાં ભ્રમ-ભૂલ ન રહે. અજ્ઞાન ટાળવું અને જ્ઞાન થવું તે એક જ સમયે છે. કર્મભાવ શું છે, અને જ્ઞાન સ્વભાવ શું છે તેને યથાર્થવિધિ સહિત જાણવાની પ્રથમ જરૂર છે. તે જાણે તે જ જૈન છે. એકડામાં એકડો હોય તો આ છે. આ સમજ્યેજ છુટકો છે, આ કાંઈ બી. એ. એલ. એલ. બી. ની વાત નથી. જે લોકોત્તર

માર્ગની વિધિ જોઇએ તે વિધિ સમજ્યા વિના બહારથી બીજા ઉપાય કરે તો અતીન્દ્રિય ચૈતન્ય ભગવાનને અંશે પણ ગુણ થાય તેમ નથી. સ્વાધીનપણું કેમ છે, તેને તે વિધિએ જાણો, તો ગુણ પ્રગટે. લોકો કહે છે, કે અમે સ્વતંત્ર છીએ. અમારા વડીલો ધર્મઘેલા અને રૂઢીવાદી છે. અને દેવ, ગુરુ, ધર્મને કોણ ઓળખે છે? અમે અમારૂં ધાર્યું કરી શકીએ છીએ. એમ પરાધીનતાને—સ્વાધીનતા માને છે. પણ તું પ્રકૃતિનો આશ્રય ન માને તો તારી સ્વતંત્રતા છે એમ અનંતા જ્ઞાની કહે છે. રાગદ્વેષરૂપ કલુષિતતામાં ટકીને બાહ્ય આચરણને સ્વતંત્રતા માનવી તે ઉદ્ધતાઈ છે–સ્વચ્છંદતા છે. સ્વનું તંત્ર તો સાચી શ્રદ્ધાવડે જે સ્વરૂપ જેમ છે તેમ જાણીને, ચૈતન્ય સ્વભાવરૂપ શાંતિમાં જ્ઞાનપણે ઠરવું–ટકવું તે છે. જ્યાંલગી નિમિત્ત આધીન વૃત્તિ છે, ત્યાંલગી પરમાં પુણ્યાદિ બાહ્ય સાધનમાં સુખબુદ્ધિ છે, તે અનાદિનો બંધભાવ છે. માટે તે પ્રથમ સમજાવ્યો છે, કે અનાદિની સંતાન સંતતિ પ્રવાહરૂપ સંસાર પર્યાય કેમ છે, અને બતાવ્યું છે કે કર્મભાવ છે તે તારી ઉંધી માન્યતા છે; અને મોક્ષભાવ તે પુણ્ય, પાપ, રાગ, દયા, દાન, વગેરે પરભાવથી તદ્દન ભિન્ન, નિજ આત્મસ્વરૂપમાં સ્થિતિ કરવી—જ્ઞાનમાં જ્ઞાતાપણે ટકી રહેવું તે છે. એમ બંધભાવ અને અબંધભાવ વિષે પ્રથમ પ્રયોજન કહ્યું. આ સમજ્યા વિના બીજા કોઈ ઉપાયથી મોક્ષ ન થાય એમ પણ કહ્યું.

તા. ૧૭—૧૧—૩૯.

૯૮ મી ગાથામાં મોક્ષના ઉપાયની ટુંકામાં વાત કહી છે. તે સમજણમાં જગતના જીવોને ઘણા વાંધા છે. જે કર્મભાવ તે અજ્ઞાન છે. અને પોતાના જ્ઞાન સ્વભાવમાં વસવું તે મોક્ષભાવ છે. જ્ઞાનથી અજ્ઞાન અંધકારનો નાશ થાય છે, તે વિષે કાલે કહેવાયું. ૯૮.

હવે કયા ભાવે બંધ અને કયા ભાવે અબંધદશા થાય તે કહે છે:–

જે જે કારણ બંધનાં, તેહ બંધનો પંથ;
તે કારણ છેદક દશા, મોક્ષ–પંથ ભવઅંત. ૯૯.

કયા ભાવે બંધન થાય અને કયા ભાવે બંધન ન થાય તે

નિર્ણય કરવો રહ્યો. ગાથા ૯૮ માં એમ કહ્યું કે આત્મા અને કર્મ એ ભિન્ન વસ્તુ છે. કર્મના ભાવથી પુણ્ય થાય કે પાપ થાય, બેઉ સંસાર બંધન છે. ભલે કસાઈના ભુંડા-નર્ક હોય કે સર્વાર્થસિદ્ધનાદેવ જેવાં પુણ્ય હોય છતાં બેઉ સંસારના બંધન છે. તો જે ભાવે રખડવું થયું, પરાધીન અવસ્થામાં ભમવું થયું, તે બંધભાવે અબંધ તત્ત્વ કેમ પ્રગટે? શુભાશુભ કર્મના નિમિત્તથી જેટલો ભાવ કરે તે કર્મભાવ-સંસાર ભાવ છે. રાગ રહિત શુદ્ધ આત્મસ્વભાવનું ભાન થતા તે અજ્ઞાન બંધભાવનો નાશ થઈ જાય છે. અને અખંડ જ્ઞાનભાવમાં ટકવું થાય છે તે પવિત્ર ધર્મભાવ છે, મોક્ષભાવ છે. હવે કહે છે, કે જે ભાવે બંધ થાય તેનું બંધનો પંથ છે. શાસ્ત્રમાં કહ્યું છે કે ઉદય ભાવમાં જોડાવાથી બંધ થાય છે. ભલે તે શુભ હોય. દયા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, ત્યાગીપણું પાળું, બીજા જીવને ન મારું એ આદિ રાગભાવ આત્મ ભાવ નથી. પર કર્મના નિમિત્તથી થતો ઉપાધિભાવ છે. જે પરના લક્ષે, પરપદાર્થોમાં જોડાણ થાય તે ઉદયભાવની અસર છે. તીર્થંકર નામકર્મ જે ભાવે બંધાય, દેવ, ઇન્દ્રાદિ જે જે પુણ્યપદ બંધાય છે તે સર્વ બંધભાવ છે. તે બંધભાવ રાખવાથી કે બંધભાવની રુચિથી અબંધપણું ક્યારે પણ નહિ પ્રગટે.

આત્માની જ્ઞાતાશક્તિનો આનંદ શાંતિ છોડીને પરવસ્તુમાં આત્માએ સુખ માન્યું છે, તેથી જ પોતાનામાં સુખ શાંતિ કે આનંદ દેખાતો નથી. મન, વાણી, દેહ, અને કર્મ, નોકર્મ આશ્રીત થતી ક્રિયા, અને તેવો ભાવ તેને પોતાનો માને તે અજ્ઞાન છે. કોઈ કહે અમે ક્રિયા દેહની માનીએ છીએ, અને આત્મા અકર્તા છે પણ તેને રાગમાં ભળવાનો ભાવ છે કે નહિ તેનો નિર્ણય કોણ કરશે? પ્રકૃતિના નિમિત્તથી શુભ અશુભ ભાવ કોણ કરે છે, તેનો નિર્ણય પોતાને કરવો પડશે. લોકોને અનેક શાસ્ત્રો શબ્દોથી સંખ્યા લાગે પણ ભાવમાં, અભિપ્રાયમાં મોટો આંતરો હોય છે. અંતરંગમાં ભાવ સમજાય નહિ એટલે બીજા લૌકિક ધર્મની સાથે જૈનધર્મનો સમન્વય કરે છે. શુભરાગને શુદ્ધભાવ માને, અને શુભ ભાવથી શુદ્ધભાવ ક્રમેક્રમે પ્રગટશે, એમ માને એવા જીવોને સત્ય અસત્યનો નિર્ણય સાચો થાય નહિ.

જે માટી પાણીથી પલળે, તે માટી પેશાબથી પણ પલળે, પણ પેશાબથી બીજ બળી જાય છે, અને પાણીથી બીજ પોષાય છે. શ્રીમદે ગુજરાતીમાં આત્મસિદ્ધિ સહેલી ભાષામાં બનાવી છે, પણ લોકો મનન કરતા નથી અને માને છે કે અમે તે સમજી ગયા છીએ, અને શ્રીમદ્‌ને અમે માનીએ છીએ એમ કહે છે. પણ જ્યાંસગી શુભને સાધન મનાય છે ત્યાંસુધી સાચી દૃષ્ટિ જ નથી. જે ભાવે બંધ થાય તે ભાવે મુક્તિ ન થાય. કોઈ કહે કે પુણ્ય અમારે જોઈતું જ નથી, પણ શરૂઆતમાં તેનાથી સાધન પ્રગટે છે, તે માટે કરીએ છીએ. જેણે પુણ્યને સત્ સાધન માન્યું છે તેણે વિજાતિથી, દુશ્મનથી, ઝેરથી અમૃતની આશા રાખી છે. એમાં ક્યાં ભૂલ થાય છે, તે જાણવાનો પ્રયત્ન ન કરે તો ભૂલ ન સમજાય. શરીરને આધારે, પુણ્યના રજકણના આધારે બંધ મોક્ષ નથી; પણ શુભ અશુભ ભાવનું વલણ કરવું, પરભાવને, કર્મભાવને પોતાનો માનવો, તેવા પરિણામથી બંધ છે. અને એ બંધભાવથી વિપરિત અબંધ પરિણામે મોક્ષ છે. પ્રથમ ઉદય ભાવને સમજો. તીર્થંકર–નામગોત્ર સમ્યક્‌જ્ઞાનની પવિત્ર ભૂમિકા વિના બંધાય નહિ. તે રાગભાવથી બંધાઈ જાય છે, તે પણ બંધભાવ છે. જો તેને ઉપાદેય માને, તો તેને જ્ઞાની કેમ કહીએ? દેહાદિની ક્રિયાથી બંધ નથી, દેહાદિની ક્રિયા તો જડની જ છે. પણ પોતે જેવા શુભાશુભ ભાવ–બંધ ભાવ કરે તે બંધનો પંથ છે, અને એ ઉપાધિકભાવ બંધભાવને છેદવાની દશારૂપ, જે આત્માની શુદ્ધ અવસ્થા છે તે જ મુક્તિપંથ છે—ભવનો અંત છે.

કૃષ્ણ, નીલ, કાપોત, તેજુ, પદ્મ, અને શુક્લ એ છ જાતની લેશ્યાના અશુભ અને શુભ પરિણામ તે કર્મભાવ છે. તેને જીવ પોતાના માને, તેમાં અટકે તે અજ્ઞાનભાવ છે, તે બંધભાવને ટાળવા પડતા નથી, પણ પોતે પોતાના શુદ્ધભાવમાં સ્થિર રહે, જ્ઞાતાપણે જ્ઞાનમાં ટકી રહે, તો તે બંધભાવ ટળેલાજ છે. સ્વભાવની અસ્તિ તે જ સમયે પરભાવ—બંધભાવની નાસ્તિ છે. શુક્લ લેશ્યા તો અભવી જીવને પણ હોય છે, જેનો કોઈ દિવસ મોક્ષ થવાનો નથી, તે જીવને પણ મનના ઉજળા પરિણામ થાય છે એ કર્મના નિમિત્તનો ભાવ તે

મોહભાવ છે. તે ઉજળા પરિણામને અશુભની અપેક્ષાએ શુભ કહ્યા, તે પણ મંદકષાય છે, તે બંધભાવ છે. તે બંધના કારણોને મોક્ષનું સાધન માનવું તે અનંતા જ્ઞાનીનો વિરોધક છે, અનંતા જ્ઞાનીથી વિરુદ્ધભાવ છે. ચૈતન્યનો અનાદર છે. આકડાના આકોલીયાના બીજનું પોષણ કરે તો કાંઈ આંબો ન ફળે? જે બંધના પરિણામ છે તે શુભ હો કે અશુભ હો, દયાના, હિંસાના કે ગ્રહણ ત્યાગના એ બધા બંધભાવ છે. તે બંધ કારણોને છેદે તેવી તો એક આત્મજ્ઞાનદશા છે. તે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને રાગ રહિત જ્ઞાનની સ્થિરતારૂપ ચારિત્ર અંશે પ્રગટ થતાં બંધભાવ અભિપ્રાયથી સર્વથા ટળી જાય છે. તે ભૂમિકામાં અલ્પ રાગથી ઘણું પુણ્ય બંધાઈ જાય છે. તેમાં તીર્થંકરપદ ચક્રવર્તીપદ તો સહેજે બંધાઈ જાય છે. દ્રષ્ટિમાં તે જડભાવનો પૂરેપૂરો નિષેધ છે. તે જ સાચી દ્રષ્ટિ છે. ૯૮ મી ગાથામાં મોક્ષ અધિકારની ભૂમિકા બાંધી છે. ગાથા ૯૯માં કહ્યું કે જે ભાવે આત્માની શ્રદ્ધા તે ભાવે બંધ નહિ. અને જે ભાવે ઊંધી શ્રદ્ધા તે ભાવે સદાય બંધ છે. ૯૯.

હવે વિશેષ ખુલાસો કરે છે કે:—

રાગ દ્વેષ અજ્ઞાન એ, મુખ્ય કર્મની ગ્રંથ;
થાય નિવૃત્તિ જેહથી, તે જ મોક્ષનો પંથ. ૧૦૦.

રાગ દ્વેષ, શુભાશુભ ભાવમાં મારાપણાની એકત્વબુદ્ધિ એ કર્મની મુખ્ય ગાંઠ છે; ગૌણમાં અજ્ઞાન ટળ્યે અલ્પ રાગ દ્વેષ રહે છે, તે સંસારનું કારણ નથી. એટલે તેમાં દર્શનમોહ ઉંધી શ્રદ્ધા, ઉંધું જ્ઞાન અને મિથ્યા ચારિત્રનું એકત્વરૂપ અજ્ઞાન નથી. તેથી સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન થયા પછી મિથ્યા અભિપ્રાય નથી. દ્રષ્ટિ અબંધ થઈ કે હું શુદ્ધ જ્ઞાતા–દ્રષ્ટા છું, એવી પવિત્ર નિર્દોષ સ્વભાવના ભાનની ભૂમિકા છે; તેમાં જે શુભ અશુભ વૃત્તિ થઈ જાય છે, તે ભેદ અવસ્થામાં ટકતું નથી, તેનું વલણ નથી, તેમાં રૂચિ નથી. પોતાના સ્વભાવમાં ટકીને જે શુભાશુભ વૃત્તિ આવે છે, તેનું જ્ઞાનમાં જાણવું થાય છે. આસક્તિ ભાવે ભળવું થતું નથી. જે મોહી જીવ કર્મની

ઉદય અવસ્થાથી થતા શુભાશુભ ભાવની જ્ઞાનમાં ગાંઠ બાંધે છે કે એ મારાં છે, એ ઠીક છે, એ શુભભાવ (પુણ્ય ભાવ) થી મને ગુણ થશે એમ પરભાવને (કર્મભાવને) સાધન માને છે તે મિથ્યાદૃષ્ટિ છે, એટલે સ્વગુણનો ઘાત કરનાર છે. એ વિભાવદશાની એટલે કે તે અજ્ઞાનની નિવૃત્તિ સમ્યગ્જ્ઞાનથી થાય છે. તો તે કયા કારણથી નિવૃત્તિ થાય તે વિચારો. બાહ્ય ક્રિયાથી થાય, કે ઉદયના વિકારીભાવથી થાય, કે આત્મસ્વભાવના ભાનની પવિત્ર દશાથી થાય તે પ્રથમ સમજવું પડશે. ઉદયભાવને નિર્જરા કહેવાય નહિ. આત્મજ્ઞાનની દશામાં અંશે અંશે રાગ રહિત સ્થિરતા રહેવી તે ક્ષયોપશમભાવ છે. અબંધ દૃષ્ટિથી દર્શનમોહ કર્મનો બંધ થતો નથી, અને આ જાતના પુરૂષાર્થથી બાહ્ય અને અભ્યંતર નિવૃત્તિ થાય છે. આમાં બાહ્યનું કંઈ કરૂં તો થાય તેમ ન આવ્યું, કારણકે જ્ઞાન સિવાય બાહ્યનું કોઈ કર્તવ્ય ચેતન કરી શકતો જ નથી. સાધ્ય અને સાધન (અથવા મોક્ષ સ્વભાવ અને તે પામવાનો ઉપાય) એક જ્ઞાન માત્ર આત્મામાં જ છે. ૧૦૦.

હવે ધ્યેય કેવું હોય તે બતાવે છેઃ—

આત્મા સત્ ચૈતન્યમય, સર્વાભાસરહીત;
જેથી કેવળ પામિયે, મોક્ષપંથ તે રીત. ૧૦૧. .

સત્-અવિનાશી,=પુણ્ય પાપના સંકલ્પ વિકલ્પથી અને દેહાદિ ક્ષણિક સંયોગથી રહિત નિત્ય અસંગ તત્ત્વ તે જીવ છે. જે શુભાશુભ ભાવ ટળે છે, તે રાગાદિનો ટળવારૂપ સ્વભાવ છે. તે કાંઈ અવિનાશીનો સ્વભાવ નથી. એટલે કર્મભાવ વિજાતીય ભાવ છે. "सर्वे भावांतर च्छिदे" સર્વ ભાવને જાણે, ગમે તેવા પ્રકૃતિના સંયોગ દેખાય તેને જાણે, પ્રકૃતિની કોઈ અસર પોતામાં ન લે એવો જીવનો સ્વભાવ છે. રાગાદિથી જુદો ત્યારે રહી શકે કે જ્યારે પોતે પોતાનું જે પૂર્ણ શુદ્ધ સ્વરૂપ છે તે પૂર્ણતાને લક્ષે શરૂઆત કરે. આત્મામાંજ આત્માની પૂર્ણ શુદ્ધતા છે; તેના લક્ષ વિના પૂર્ણતાને પહોંચી વળવાનો પુરૂષાર્થ કેમ જાગે? માટે શ્રીમદે કહ્યું છે કે આત્મા સત્ છે, ચૈતન્યમય છે, સર્વ પરદ્રવ્યથી નાસ્તિરૂપ અને સ્વચતુષ્ટથી અસ્તિરૂપ સ્વાધીન છે. સર્વ-

ભાવને સહજપણે જાણવારૂપ જ્ઞાતાદૃષ્ટા છે. સર્વ વિભાવ અને દેહાદિ સંયોગથી રહિત, એવો કેવળ એટલે શુદ્ધ આત્મા, તેની યથાર્થ શ્રદ્ધાવડે તે દશાને પમાય છે. પરથી જુદાપણાનું જ્ઞાન એટલે રાગ રહિત જ્ઞાનમાં સ્થિતપણે ટકી રહેવામાં પ્રવર્તવું તે મોક્ષમાર્ગ છે. આત્મા પૂર્ણ શુદ્ધ કૃતકૃત્ય સિદ્ધ સમાન છે, તે તત્ત્વ કેવું હોય કે, અવિનાશી ચૈતન્યમય એટલે પૂર્ણ જ્ઞાનઘન સ્વભાવે તેનું દરેક સમયે હોવાપણું છે. સ્વાધીન જ્ઞાતાદૃષ્ટા સ્વભાવનો સ્વીકાર કરવો કે આમ જ છે, એવી પૂર્ણ શુદ્ધની દૃષ્ટિ થયે જ પૂર્ણને પહોંચી વળવાનો પુરૂપાર્થ ઉપડે છે. સ્વાધીન અસંયોગી પૂર્ણ શુદ્ધ સ્વરૂપની શ્રદ્ધા તે નિશ્ચય અથવા સાધ્ય, અને તેમાં ટકી રહેવારૂપ સ્થિરતા, પુરૂપાર્થ તે સાધન અથવા વ્યવહાર છે. એમ નિશ્ચય અને વ્યવહારરૂપ અનેકાન્ત આત્મામાં જ છે. સર્વ વિભાવ અને દેહાદિ સંયોગના આભાસથી રહિત એટલે સર્વ પરસંયોગ અને પરભાવથી રહિત, પરથી નાસ્તિરૂપ અને કેવળ એટલે શુદ્ધ આત્મા તેને ઓળખીને તેમાં જ પ્રવર્તાય તે મોક્ષમાર્ગ છે.

પ્રશ્ન:—સાત્વિક વૃત્તિ તો ઠીક ને? ઉત્તર:—આત્માની સમ્યક્ શ્રદ્ધા જ્ઞાન અને સ્થિરતા વિના સાત્વિક ભાવ હોય તો તે કર્મભાવ છે. મોહકર્મની ભ્રમણારૂપ અસર છે. તે ભલે શુભ પરિણામ હોય છતાં તે ઉપાધિ બંધભાવ છે, અને તેને ચેતનનો માનવો તે સ્વયં અપરાધ છે, તે ઉપાધિ તો ગુમડાં છે. જેમ લોહીનું પરૂ થાય છે તેમ ચૈતનનો મલીન વિકારીભાવ તે ગુમડાં છે. તેને ઠીક માનવા તે અજ્ઞાનભાવ છે. અનંતજ્ઞાનીનો એકજ મત છે કે પૂર્ણતાને લક્ષે શરૂઆત કર. આત્મા જેવો, જેવડો છે તેની બેહદતાને જાણ્યા વિના, પુણ્યાદિ ભાવની હદ બાંધીને પુરૂપાર્થ ઉપાડે તો અશુદ્ધતા થશે. પરમાણુ—પુદ્‌ગલમાં જ્ઞાનનો અંશ માત્ર નથી, અને જડપણું પૂર્ણ છે. ચેતનમાં જ્ઞાનનો અંશ કોઈ કાળે ઓછો નથી, પૂર્ણ જ્ઞાનઘન છે, તેથી પરનો ઉપાધિભાવ તેમાં પ્રવેશ પામતો નથી.

શ્રીમદ્ ભગવાન કુંદકુંદાચાર્ય મહારાજ આત્મસ્વરૂપની ધુનમાં, છઠ્ઠે સાતમે ગુણસ્થાને નિર્ગ્રંથદશામાં ઝુલતા હતા. તે વખતે અધ્યાત્મ રૂપરસમાં કલમ બોળીને, પરમાર્થ વચનોરૂપ સમયસારની છઠ્ઠી ગાથામાં

નીચે મુજબ લખે છે કે,

> णवि होदि अप्पमत्तो ण पमत्तो जाणओ दु जो भावो ।
> एवं भणंति सुद्धं णाओ जो सो उ सो चेव ॥ ६ ॥

જે જ્ઞાયક ભાવ છે તે અપ્રમત્ત પણ નથી અને પ્રમત્ત પણ નથી એ રીતે જ્ઞાયક દ્રવ્ય સ્વભાવે સળંગ છે; તે જ જ્ઞાયક હું શુદ્ધ છું. પ્રમત્ત એટલે સ્વરૂપનો અનુત્સાહ અને અપ્રમત્ત એટલે સ્વરૂપનો ઉત્સાહ. એ બન્નેમાં પર નિમિત્તની અપેક્ષા આવે છે. પ્રમત્તમાં કર્મના સદ્ભાવરૂપ તથા અપ્રમત્તમાં કર્મના અભાવરૂપ, એમ બન્નેમાં પર નિમિત્તની અપેક્ષા આવે છે. જ્ઞાયકભાવ તે અપ્રમત્ત પણ નથી અને પ્રમત્ત પણ નથી, માટે પરાશ્રીત એટલે પર ઉપાધિકભાવ તેમાં પ્રવેશ પામતો નથી. વ્યવહાર વિધિના બે ભંગ તે મારા અખંડ જ્ઞાન સ્વરૂપમાં નથી; આ માન્યતાનું નામ દ્રવ્યદ્રષ્ટિ, સમ્યગ્દ્રષ્ટિ, કે તત્ત્વ સ્વભાવની સાચી દ્રષ્ટિ કહો, અનંત જ્ઞાનીએ પ્રમાણ કરેલ દ્રષ્ટિથી શ્રીમદ્ રાજચંદ્રે પણ કહ્યું છે કે, આત્મસ્વરૂપની શ્રદ્ધા સમજણ એજ પ્રથમ પગથીયું છે. "આત્મા સત્ ચૈતન્યમય, સર્વાભાસ રહિત જેથી કેવળ પામીએ" એમ ત્રણેકાળ જ્ઞાન સ્વભાવ સ્વયં શુદ્ધ છે; એમાં એક પરમાણુ માત્રનો ભેળશેળ, મેલ, કે રાગાદિની અસર નથી; ત્રિકાળ એકરૂપ જ્ઞાયક છે. આત્માની આમ સ્વાભાવિક સાચી દ્રષ્ટિ થયા વિના સાચી શ્રદ્ધા ન થાય. સર્વ પરભાવથી જુદા જ્ઞાન માત્ર જીવ છે, એવું પ્રથમ લક્ષ બાંધ્યું તે પૂર્ણતાને લક્ષે શરૂઆત છે. શ્રીમદ્દે કહેલા ચૌદ નયના બોલમાં પ્રથમ વાક્ય છે કે "એવંભૂત દ્રષ્ટિથી રૂજુસૂત્ર સ્થિતિ કર." પૂર્ણની નિઃશંક પ્રતીતવડે વર્તમાનમાં જ અનંતાનુબંધી કષાય તોડીને સ્વભાવમાં સ્થિર થા, એટલે કે મારામાં અપૂર્ણતા મલીનતા ત્રણકાળમાં નથી, એમ પૂર્ણતાનું લક્ષ–સાધ્ય કરી વર્તમાનમાં અંશે સ્વરૂપ સ્થિત થાય તે સાધક છે, (તત્ત્વજ્ઞાનના ૧૧૧ મે પાને આ ૧૪ બોલ છે). એક તત્ત્વને બંધન માની બેપણું માનવું તે સાચી દ્રષ્ટિ નથી. ક્ષયોપશમભાવ તે ગુણ છે, દર્શનમોહનીયનો ક્ષયોપશમ કરે તો સમ્યગ્દ્રષ્ટિ થવાય છે. કોઈ સંપ્રદાયમાં માને છે કે, મિથ્યાત્વ ગુણસ્થાનમાં દ્રવ્ય નિક્ષેપે અમે ચારિત્રને અને શ્રદ્ધાને ક્ષયોપશમ

માનીએ છીએ, પણ તે વાત ખોટી છે. મિથ્યાત્વમાં જ્ઞાનનો ક્ષયોપશમ હોય તો ભલે, પણ તે મિથ્યાજ્ઞાનનો ઉઘાડ છે; એવો ઉઘાડ તો અભવીને પણ થાય છે. જેને યથાર્થ સ્વાનુભવથી અકાગુણ પ્રગટ્યો તેને પરમાર્થ કારણ કહ્યું છે. પૂર્ણ કારણમાંથી પ્રગટ્યું તે જ પૂર્ણ કાર્ય પ્રગટ્યું તેમ ઉપચારથી કહી શકાય છે. જેને અપ્રતીહતભાવ સાધક સ્વભાવ પૂર્ણતાનો પુરૂષાર્થ લઈને ઉપાડ્યો તે એકાદ ભવના પોતાના અંતરંગના ઉદ્ગારરૂપ સંદેશા લાવે છે. મોળી વાત ( મોળું ઓસાણ ) ન લાવે. શ્રીમદ્ ભગવાન શ્રી કુંદકુંદાચાર્ય મહારાજે પણ, સમયસારમાં એક જ ભવે કેવળ પામે એવા, અપ્રતીહત ભાવનો મહિમા દેખાડી, ભગવાન પુરૂષાર્થની અવિચ્છિન્નધારાની વાત કરી છે. શ્રીમદ્ રાજચંદ્ર પણ એ જાતનો આશય કહી ગયા છે, તેને જે સમજે તેને ઉપકાર થાય. અપ્રતીહતભાવ એટલે પાછા ન પડે તેવો જ્ઞાનબળનો પુરૂષાર્થ, જે ક્ષાયકભાવ જેવો કહેવાય છે. તીર્થંકર નામગોત્ર જે જીવને બંધાયું છે તેને પણ કોઈ વખત ક્ષયોપશમ સમકિત હોય છે. પછી સ્વયં ક્ષાયક સમકિત ઉઘાડે છે. વળી કોઈ જીવને અપ્રતીહતભાવ હોય છે, પણ તે તીર્થંકર, તથા કેવળી કે શ્રુતકેવળી પાસે ક્ષાયિક સમકિત પામે છે. આત્મા પૂર્ણ શુદ્ધ આવો આવડો જ છે, એમાં પુણ્ય પાપ આદિ પરભાવનો અંશ પણ નથી, એમ પૂર્ણ જ્ઞાયકભાવની શ્રદ્ધા થયે પૂર્ણતાને જીવ પામે છે. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્જ્ઞાનમાં ટકી રહેવાનુ સ્વરૂપાચરણ બળ ( ચારિત્ર ) રૂપ મોક્ષનું સાધન તે આત્મા જ છે. પૂર્ણતાને પહોંચી વળવાનું બળ આત્મામાં જ છે તેમજ આત્માવડે, આત્મામાટે, આત્માથી, આત્મામાં વગેરે છ કારક ( સાધન ) જ્ઞાનમાં જ છે. “ જેથી કેવળ પામીએ મોક્ષ પંથ તે રીત ” એમ કહ્યું. પૂર્ણની શ્રદ્ધા, જ્ઞાન, અને પૂર્ણનો પ્રયત્ન, પૂર્ણની રૂચિ, પૂર્ણનું જ્ઞાન અને પૂર્ણનું વલણ એટલે કે જ્ઞાતાપણામાં ટકી રહેવું તે જ મોક્ષનું સાધન છે. બહારથી કોઈ કંઈક બીજું કરવાનું કહે તો, તેનાથી ( બંધભાવથી ) મુક્તદશા નથી. સાધ્ય અને સાધક બેઉ વાત આ ગાથામાં લીધી છે. હું પૂર્ણ શુદ્ધ છું, સર્વાભાસ રહિત છું એ યથાર્થ લક્ષ થયે, પૂર્ણને પહોંચી વળવાનો પુરૂષાર્થ ઉપડે છે. જે ભાવે પોતાનો પૂર્ણ સ્વાધીનતાનો સ્વીકાર કર્યો, પોતાનો બેહદ અપરિમિત

સ્વભાવ જાણ્યો તે ભાવ અનંત કર્મનો નાશ કરનાર છે. ૧૦૧.

હવે મોહનીય કર્મ મુખ્ય છે એમ જણાવે છેઃ—

કર્મ અનંત પ્રકારનાં, તેમાં મુખ્યે આઠ;
તેમાં મુખ્યે મોહિનીય, હણાય તે કહું પાઠ. ૧૦૨.

ચૈતન્ય તત્ત્વનું સામર્થ્ય તો જુઓ કે તે એકજ સમયમાં વિભાવ પર્યાયને હણે છે. 'જેમ કોઈ એક મીયાણાને એટલે કે બળવાન ક્રુર ચોરને પકડવા ઘણા પોલીસોની જરૂર પડે છે; તેમ એક ગુણની એક પર્યાયને રોકવા અનંત પરમાણુંને ભેગું થવું પડે છે, એવું ચૈતન્યનુ સામર્થ્ય છે ' તેમ છતાં પણ જીવના દરેક ગુણની શક્તિ ત્રિકાળ નિર્મળ રહે છે. માત્ર વર્તમાન અવસ્થામાં ભૂલ છે. તે અનંતા કર્મદળને (વિભાવને) ટાળવાનું બળ એક સમયની અવસ્થામાં છે. તે ભૂલને (અવસ્થાને), એકજ સમયમાં પલટાવીને ભૂલનો નાશ કરી શકે એવું પૂર્ણ બળ પ્રભુ ચૈતનમાં છે. કર્મ અનંત પ્રકારના છે તેને કહેવા બેસે તો પાર આવે નહિ, પણ તેના મુખ્ય જ્ઞાનાવરણીય આદિ આઠ પ્રકાર થાય છે. તેમાં મુખ્ય તો મોહનીયકર્મ છે. તે મોહનીયકર્મ જે ભાવે હણાય તેનો પાઠ હવે કહેશે.

તા. ૧૮—૧૧—૩૯.

૧૦૧ ગાથામાં કહ્યું કે વિકાર—વિભાવ વિનાનો શુદ્ધ અસંગ આત્મા છે 'એવી શ્રદ્ધા વિના તેનું સાધન પ્રગટે નહિ. જે કર્મકલંકની મલીનતા છે તેનાથી મુક્ત થવાનો પ્રયત્ન—ઉપાય પોતાથી થાય; માટે પ્રથમ અવિરોધ તત્ત્વનો સ્વીકાર થવો જોઇએ. "જેથી કેવળ પામીએ" શુદ્ધ સ્વભાવની શ્રદ્ધા વડેજ, આત્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે. ૧૦૨ ગાથામાં અનંત પ્રકારનાં કર્મ છે. પણ તેના મુખ્ય આઠ પ્રકાર છે અને તેમાં પણ મુખ્ય મોહનીયકર્મ છે. તે કેમ હણાય તે હવે કહેશે. લોકોને અંતરંગ વિષયની વાત સમજવી બહુ કઠણ અને ઝીણી પડે છે, કારણકે તેમાં રૂચિ નથી. સંસારના ઘણા ડાહ્યાઓ પણ આત્માની વાત આવે તેમાં મુંઝાયને ત્યાં ઊંધું ખતવે છે. આઠ કર્મમાંથી એકેક કર્મના અનંત પ્રકાર છે તેની રચના શું છે, અને આત્માનું શુદ્ધપણું

શુ છે તેનો તેને વિચાર પણ આવતો નથી આઠ કર્મના લક્ષણનુ યુક્તિસર વર્ણન જાણવુ હોય તેણે તત્ત્વાર્થ સુત્ર, ગોમટસાર વિ૦ શાસ્ત્રોથી જાણી લેવુ

આત્માના અનતગુણ છે, તેમા આઠ ગુણને કર્મનુ આવરણ છે બાકીના બધા ગુણ નિરાવરણ શુદ્ધ જ છે અસ્તિત્વ વસ્તુત્વ દ્રવ્યત્વ પ્રમેયત્વ, પ્રદેશત્વ, અગુરૂલઘુત્વ, વગેરે ગુણોને આવરણ થતુ નથી અસ્તિત્વ નામનો સત્ ગુણ (સત્ એટલે નિત્ય હોવાપણુ) તે ગુણનો કદી પણ નાશ થાય નહિ કે અવરાતો નથી જો સત્ ગુણનો અભાવ થાય તો જીવ દ્રવ્યનો અભાવ થાય નિગોદ વગેરા, સૂક્ષ્મ વગેરે એકેન્દ્રિય યોનીમા જીવ જઈ પડે છતા, ત્યા પણ તેના આઠ ગુણ સિવાય બધા ગુણ શુદ્ધ છે તેમા દર્શનગુણ, જ્ઞાનગુણ અને વીર્યગુણ ઉપર ગમે તેટલુ આવરણ આવે છતા, અનતમા ભાગે તે ગુણો ઉઘાડા રહે છે અહીં મોહનીય કર્મની વાત કરી છે તે મોહ-આવરણની જાત એવી છે કે તેના નિમિત્તથી જીવ સ્વસ્વરૂપમા અ સાવધાન થાય છે આત્માના આઠેય ગુણને વિકાર કરનાર નિમિત્ત મોહનીય કર્મ છે તે કર્મના નિમિત્તથી જીવને ભ્રમ થાય છે અને એ નિમિત્તમા જોડાવાથી જીવ ભૂલ કરે છે અને તેથી ભ્રમણાવાળો થતા અનાદિ કાળથી સસારમા રખડવુ થાય છે જ્ઞાનનો ઘણો ઉઘાડ હોય તો જ આત્મજ્ઞાન થાય અને ઓછુ જ્ઞાન હોય તો ન થાય એમ નથી જ્ઞાનાવરણીય કર્મ કઈ જ્ઞાનને વિપરિત કરતુ નથી જ્ઞાનનો ઉઘાડ હીન અધિક હોય તે ગુણ દોષનુ કારણ નથી જ્ઞાનાવરણીયનો ઉઘાડ તે નિર્જરાનુ મોક્ષનુ કારણ નથી પણ દર્શન મોહનીય કર્મનો ઉપશમ ક્ષયોપશમ પુરૂષાર્થવડે કર્યે ગુણ પ્રગટે છે તેથી મિથ્યાજ્ઞાન પલટી સુજ્ઞાન થાય છે તથી મોક્ષસ્વભાવ પ્રગટ થાય છે આત્માનુ ભાન વિના જ્ઞાનાવરણીય કર્મનો ઘણો ઉઘાડ હોય અને હજારો શાસ્ત્ર કઠ્ય હોય છતા તે સમકીતી આત્માને ગુણ નથી તેમ તેના આવરણથી આત્માને દોષ નથી આત્મ ગુણનો ઘાત અશાતિ ઉપજ કરનાર મોહકર્મ છે મોહનીય કર્મનો સદ્ભાવ એટલે કે તેનો સ્વીકાર એજ બધનો પથ છે આત્માની યથાર્થ શ્રદ્ધા જ્ઞાન અને જ્ઞાનની

સ્થિરતાનો પુરુષાર્થ કરવાથી તે મોહકર્મનો અભાવ થાય છે, અને મોક્ષમાર્ગ પ્રગટે છે. મોહકર્મને પુરુષાર્થ વડે જીવ ટાળે ત્યારે સાચું જ્ઞાન કહેવાય. મોહકર્મ તે હું નથી એમ સ્વ-પર ધર્મને જાણીને, સાચા અભિપ્રાય વડે સ્વભાવમાં જીવ ટકે, ત્યારે દર્શનમોહ કર્મનું ટળવું થાય છે. શરીર એ હું, રાગ, દયા, પુણ્યાદિ પરિણામ તે હું છું, મારાં છે, એ આદિ અનેક પ્રકારે પરમાં આત્મબુદ્ધિ થવી તે જ્ઞાનાવર્ણીય કર્મના કારણે નથી, પણ દર્શનમોહનીય કર્મના સ્વીકારના કારણે છે. એટલે કે તે સંબંધમાં થતી પોતાની ભૂલ છે; એ ભૂલ તે મિથ્યાદર્શન છે. એ ભૂલપૂર્વક જાણવું તે મિથ્યાજ્ઞાન છે; તે ભૂલમાં (રાગાદિપણે) ટકવું તે મિથ્યા ચારિત્ર છે. આ અભ્યંતર દોષની વાત છે. સ્વરૂપની પ્રતીતિ અને સ્વરૂપની સ્થિરતા—મોહનો અભાવ કરવાથી આત્મામાં થાય છે. કોઈ હજારો શાસ્ત્ર ભણ્યો તેથી માને કે મને આત્માનું જ્ઞાન થયું તે વાત જુઠી છે. વિપરીત અભિપ્રાય રહિત અસંયોગી શુદ્ધ આત્માની યથાર્થ–સત્ય પ્રતીતિ તેનું નામ સમ્યગ્દર્શન છે. તે ગુણ પ્રગટ કરતાં દર્શનમોહ અને અનંતાનુબંધી કષાય ટળી જાય છે. હું આનંદમૂર્તિ છું, કેવળ જ્ઞાતા-દ્રષ્ટા, સિદ્ધ સમાન છું, એ સત્સ્વભાવનો સ્પર્શ કરીને, પૂર્ણતાની પ્રતીત કરી, અને શુભ અશુભ કષાય ભાવથી જુદા રહો, એ પ્રતીતિ જ મોહનો અભાવ કરીને પ્રગટ થઈ છે; પણ જ્ઞાનના ઉઘાડથી લાખો શાસ્ત્ર કદાચ ભણી જાય, છતાં તેને અતીન્દ્રિય સ્વાનુભવની પવિત્રદશા એટલે કે નિર્દોષ દ્રષ્ટિ ન થાય. અને તેમ ન થાય ત્યાંસુધી તેનું બીજું બધું સ્વયં અપરાધરૂપ છે. કોઇને બહારની ક્રિયાનો યોગ ઘણો હોય, બાળવીર્યનો ઉઘાડ ઘણો હોય, નિર્ભય દેખાતો હોય, કોઈ ભાલાથી વીંધી નાખે છતાં ભય ન કરે; તોપણ તે શરીરાદિ બળ, કાંઈ સાચી શ્રદ્ધા–સમ્યગ્દર્શનનું કારણ નથી. કોઈ ઘણા કષ્ટથી તપ કરે, ઘણા પરિષહ સહન કરે તેનાથી પણ સમ્યગ્દર્શન–આત્મજ્ઞાન પ્રગટ ન થાય; પણ જે શ્રદ્ધા ગુણ છે તેને જેમ છે તેમ ઓળખીને, હું જ્ઞાનાનંદ પૂર્ણ શુદ્ધ સ્વાધીન છું, એમાંજ મારી શાંતિ અને મારો અનંત આનંદ ભર્યો છે, એ જાતનું વેદન એ સમ્યક્શ્રદ્ધા ગુણવડે પ્રગટે છે. મોહ ટાળવાથી સાચું સુખ આત્મજ્ઞાનદશા પ્રગટે છે. બહારની ઘણી સગવડતા હોય,

સાતા વેદનીયનો ઉદય હોય તો ધર્મ થાય તેમ પણ નથી. આયુષ્ય લાંબુ હોય તો ધર્મ થાય એમ પણ નથી. શરીરમાં રોગ ન હોય તો ધર્મ થાય અને શરીરમાં શક્તિ ઘણી હોય, તો જ આત્મજ્ઞાન ધર્મ–સાધન થઈ શકે તેમ પણ નથી. ધર્માત્મા નિર્ધન, રોગી ન જ હોય તેમ પણ નથી. અહીં તો કહેવું છે કે, મોક્ષનો ઉપાય કોઈ બહારની સાથે અટકવા રૂપ સબંધ રાખતો નથી. સાચી પ્રતીતિમાં વિરોધરૂપ નિમિત્ત માત્ર દર્શનમોહકર્મ છે, પણ ખરો ભાવમોહ તો પોતાના સ્વરૂપની અસાવધાની છે. કોઈ કહે કે મોહનીયકર્મ માર્ગ આપે તો ધર્મ થાય પણ તેમ નથી. કારણકે ધર્મ તો આત્મગુણની અંતરંગ પવિત્રતાનો પુરૂષાર્થ કર્યેથી ઉઘડે છે. વળી નામકર્મની પ્રકૃતિ, સુંદર શરીર, સુંદર ભાષા, યશકીર્તિ વગેરે શુભકર્મનો યોગ હોય તોજ મોક્ષ સાધન પ્રગટે તેમ પણ નથી. અશુભ નામકર્મનો યોગ હોય, નીચ ગોત્ર હોય તોપણ આત્મજ્ઞાનની પવિત્રદશા ન પ્રગટ થવા દે તેમ નથી. ઉંચ ગોત્રમાં ઉપજ્યો તે કાંઈ મોક્ષનું કારણ નથી. આઠ કર્મમાંથી માત્ર એક મોહકર્મજ જીવને ભૂલ કરવામાં નિમિત્ત છે. એ મોહ જે બંધનો પંથ છે તેને હણ્યે જ મોક્ષનો ઉપાય થાય. અકષાય ભાવે અને સાચી પ્રતીતિથી મોક્ષભાવ—અબંધ દૃષ્ટિ પોતાવડે જ થાય છે. માટે તે ઉપાધિકભાવ અને ઉપાધિનું નિમિત્ત કેમ હણાય, તેની વિધિ હવે પછીની ગાથામાં આવશે. તાડવૃક્ષ ઘણું મોટું છે, છતાં તેની એક ધોરી નસમાં અમુકસ્થાને એક સોય નાખે તો તે આખું તાડવૃક્ષ સુકાય જાય છે. કારણકે જે સ્થાનમાં છેદ પાડીને સોયે પ્રવેશ કર્યો છે, તે છેદથી તે વૃક્ષને પોષણ મળવાનો માર્ગ અટકી ગયો; તેમ આ સંસાર વૃક્ષ અનાદિ સંતતીરૂપ છે, તેમાં મોહકર્મને બરાબર ઓળખીને, તે ઉપર જો સાચી શ્રદ્ધાના પુરૂષાર્થની સોય નાખે તો મિથ્યાદર્શન, મિથ્યાજ્ઞાન અને રાગદ્વેષરૂપ મિથ્યાચારિત્રનો સંસાર માર્ગ રૂંધાઈ જાય છે. વૃક્ષને મૂળથી ઉખેડીએ તો તેનાં પાંદડાં ડાળી એ કયાંસુધી નવપલ્લવિત, લીલા રહે? અલ્પકાળમાં સુકાઈ જાય છે. મોટું લાકડું છે તેને તોડવું હોય તો તેની સંધિ જોઈને, છીણી ઉપર ઘણ મારે તો લાકડું ફાટીને સાંધથી જુદું પડે છે. તેમ જડ ચેતનની સુક્ષ્મ સંધિ સમજવી જોઈએ. ચૈતન્યમૂર્તિમાં સાંધ નથી, પણ આ

પરપ્રકૃતિ મોહકર્મ અને તેની અસર, વર્તમાન અવસ્થામાં દેખાય છે તે હું નહિ, એમ જ્ઞાનભાવે જાણ્યું અને સાચી શ્રદ્ધાપૂર્વક ભેદ-જ્ઞાનની છીણી વડે, સ્થિરતાના પુરૂષાર્થરૂપ મોઘરીનો માર પડયો, કે એ મોહકર્મની સંધિ, કર્મની ગાંઠ છૂટી જાય છે. અને પવિત્ર જ્ઞાન-દશા સ્વરૂપાચરણ શક્તિ પ્રગટ થાય છે. ૧૦૨.

હવે મિથ્યાદર્શન અને મિથ્યાચારિત્ર હણવાનો અચૂક ઉપાય કહે છે:—

કર્મ મોહિનીય ભેદ બે, દર્શન ચારિત્ર નામ;
હણે બોધ વીતરાગતા, અચૂક ઉપાય આમ. ૧૦૩.

મોહનીય કર્મના બે ભેદ છે, (૧) દર્શન મોહનીય, (૨) ચારિત્ર મોહિનીય, દર્શન મોહિનીયમાં જોડાવાથી જીવને મિથ્યાત્વ ભાવ થાય છે. મિથ્યાત્વ એટલે પરમાર્થને વિષે અપરમાર્થબુદ્ધિ અને અપરમાર્થને વિષે પરમાર્થબુદ્ધિ; તેનું બીજું નામ સ્વસ્વરૂપમાં ભૂલ છે. અભિપ્રાયની ભૂલ તેજ પરમાર્થને વિષે મિથ્યાબુદ્ધિ છે.

આત્માને પરાધીનતાનો ભાવ હોય ત્યાંસુધી પર વસ્તુમાં હિત બુદ્ધિ પુણ્યાદિ કોઈપણ પર વસ્તુમાં પ્રેમ રહે છે; અને નિમિત્ત આધીન વૃત્તિ છૂટતી નથી. તેથી શ્રીમદ્ પહેલીજ ગાથામાં કહ્યું "જે સ્વરૂપ સમજ્યા વિના;" સ્વરૂપ સમજ્યો નહિ તેથી પરને પોતાનું માન્યું. શુભ રાગ દયા આદિ કર્મભાવને ધર્મ માને, ઠીક માને તે લૌકિકમાર્ગ છે, તે ઉદયભાવ છે. તેને પોતાનો માનવારૂપ ભ્રાંતિવડે, જ્ઞાતાપણું ભૂલીને પર દ્રવ્યનો કર્તા અને સ્વામી જીવ થાય છે. અને તેને સાધન માને છે; પણ બાહ્ય સાધનથી એટલે કે બંધભાવથી આત્માનો મોક્ષ-માર્ગ માન્યો, તેજ દર્શનમોહરૂપ ભ્રમણા છે. કોઈ બહારની દયા આદિ રાગભાવને પરમાર્થ માને, ઠીક માને તો તે અજ્ઞાનભાવ છે. પરદયા તે મોહભાવના પરિણામ–મંદકષાય છે. તે શુભભાવને પોતાનો ગુણ માનવો, અને એ પુણ્ય પરિણામની ખતવણી પરમાર્થ ધર્મમાં કરવી, તે અપરમાર્થને પરમાર્થ માન્યો છે, તે પાપાનુબંધી પુણ્ય છે. તેના ફળમાં હિંસાનો યોગ મળશે; તે સંસારમાં રખડવાનો ઉપાય છે.

પુણ્ય તો જ્ઞાનીને પણ થઈ જાય, પણ તેને પરમાર્થરૂપ ધર્મ માનતો નથી પોતાના અંતરંગ અભિપ્રાયમાં તેની ખતવણી કેમ છે તેનો નિર્ણય કોણ કરે? જ્યાંલગી અંતરંગ પરિણામનું ભાન નથી, ત્યાંલગી સ્વરૂપની ભ્રમણા છે, તેથી કહ્યું કે "પામ્યો દુઃખ અનંત" માટે દર્શનમોહરૂપ, ઊંધો અભિપ્રાય છે અને મિથ્યાબોધ છે તે સમ્યગ્ દર્શનને અને સાચા બોધને હણે છે એ બંધ પંથને ગાળનાને શુદ્ધ આત્મદશારૂપ સમ્યગ્બોધ તે મિથ્યાબોધને હણે છે, અને સાચી વીતરાગતા ચારિત્રમોહને હણે છે એ બેમાં જ મોક્ષમાર્ગનું રહસ્ય આવે છે દર્શનમોહ એટલે પરમાર્થમાં અપરમાર્થબુદ્ધિ છે એ બુદ્ધિ સાચી શ્રદ્ધા તથા સાચા બોધને હણે છે સાચું જ્ઞાન એટલે સમ્યગ્જ્ઞાન એટલે કે જેવો આત્મ પદાર્થ છે તેવો તેને જાણવો, અને તેને તેવો માનવો, તે સમ્યગ્દર્શન છે અને તેમાં રાગ રહિત ટકવું, ઠરવું તે સમ્યગ્ચારિત્ર છે તેજ મોક્ષમાર્ગ છે, તેજ સંસારથી મુક્ત થવાનો ઉપાય છે આ અચૂક ઉપાય છે જે મિથ્યા માન્યતાએ પોતાને હણ્યો હતો, તેજ મિથ્યા અભિપ્રાયને સમ્યગ્ અભિપ્રાય વડે હણ્યો મિથ્યા પ્રવર્તનરૂપ ચારિત્રમોહના રાગાદિક પરિણામ છે તે અસ્થિરતા છે, તેના પ્રતીપક્ષી વીતરાગભાવની સ્થિરતાના શુદ્ધ પરિણામ છે, તે વડે ચારિત્રમોહનો ક્ષય થાય છે જ્ઞાનસ્વભાવની એટલે કે વીતરાગતાની જ્ઞાતા દ્રષ્ટા સાક્ષી સ્વભાવની રમણતા તે ઉપાય છે આ મોક્ષના ઉપાયની રીત છે, અને આ ભાવે જ અંતર્મુહૂર્તમાં કેવળજ્ઞાન પ્રગટે છે આ અચૂક ઉપાય છે, આમાં નહિ કોઈ બીજો મત કે પંથ નથી આમાં અમૂક વેશ સંપ્રદાય, કે ક્રિયા કરવાનું ન આવ્યું સમજવાનું અને સમજણની સ્થિરતા એ બે ઉપાય કહ્યા મહારનું કંઈ કરવું એમ ન આવ્યું આત્મા આમજ છે એવી સાચા અનુભવ સહિત પ્રતીતિ શ્રદ્ધા તે દર્શનમોહને ટાળે છે અને રાગદ્વેષ, રતી, અરતી, ભય શોક, ક્રોધ, માન માયા લોભ વગેરે અસ્થિરતાને, એટલે ચારિત્રમોહને ટાળનાર વીતરાગ ભાવની સ્થિરતા છે, તે સ્થિરતાને (સ્વસ્વભાવિ દશાને) રોધક, જે પૂર્વ સંસ્કારરૂપ ક્રોધ માન, માયા, લોભ, હાસ્ય રતી, અરતી, ભય, શોક દુગંછા રાગદ્વેષરૂપ અસ્થિરતાનું નિમિત્ત ચારિત્રમોહનીયકર્મ છે તેના ઉદયમાં જોડાવાથી ભાવકર્મ ચિદ્વિકાર

જીવ કરે છે. તે ચારિત્રમોહનો નાશ કરનાર વીતરાગ ભાવ છે. દર્શન-મોહનો નાશ કરનાર સ્વાત્મબોધ (સમ્યગ્દર્શન) છે આ તેના અચૂક ઉપાય છે. જેમ પ્રકાશ થવાથી અંધકાર નાશ પામે છે, તે તેનો અચૂક ઉપાય છે. તેમ બોધ અને વીતરાગતા, અનુક્રમે દર્શનમોહિનીય અને ચારિત્રમોહિનીયરૂપ અંધકાર ટાળવામાં પ્રકાશ સ્વરૂપ છે, માટે તે તેનો અચૂક ઉપાય છે. જે ભાવે અવગુણ થયો તેના પ્રતીપક્ષી સદ્-ગુણથી તે દોષ ટળે છે. ઊંધી શ્રદ્ધા-મિથ્યાદર્શન જેવું કોઈ મહા પાપ નથી. પૂર્ણ સ્થિરતાનું લક્ષ હોય તો, શુદ્ધ સ્વરૂપનો બોધ થાય છે; તે પૂર્ણતાને પહોંચી વળવાનો પુરૂષાર્થ લાવે છે. અનંતજ્ઞાન, અનંત-દર્શન, અનંતસુખ, અનંતવીર્ય, સ્વાધીનપણે શક્તિરૂપે છે, એમ અનુભવ કર્યો અને પૂર્ણતાનું ભાન થયું, તેજ સમયે પૂર્ણ સ્થિરતા થતી નથી; પણ વચ્ચે અલ્પકાળ સાધક સ્વભાવમાં સત્ય પુરૂપાર્થ કરવો બાકી રહે છે, ત્યાંસુધી જ્ઞાનમાં ટકી રહેવાનો પુરૂપાર્થ તે મોક્ષ-માર્ગ છે. હજી અધુરા જ્ઞાનની અવસ્થામાં અંશે અંશે સ્થિરતા અને રાગ ટાળવાનો પ્રયત્ન છે, તેને વ્યવહાર કહ્યો છે. વ્યવહાર અને નિશ્ચય બન્ને આત્મામાંજ હોય, પણ દેહાદિ બાહ્ય સાધનમાં હોય નહિ. આ અંતરંગ અતીન્દ્રિય આત્મસ્વરૂપની વાત છે. પોતાના ઘરની,-પોતાની જાતની વાત છે, તેમાં કોઈ મત સંપ્રદાયના આગ્રહની વાત નથી, પણ અનંત જ્ઞાનીઓના ઘરની વાત છે. ૧૦૩.

તા. ૧૯—૧૧—૩૯.

હવે દોષ તેના પ્રતિપક્ષી ગુણથી હણાય છે એમ કહે છે:—

**કર્મબંધ ક્રોધાદિથી, હણે ક્ષમાદિક તેહ;**
**પ્રત્યક્ષ અનુભવ સર્વને, એમાં શો સંદેહ? ૧૦૪.**

ક્રોધાદિ ભાવથી કર્મબંધ થાય છે, અને ક્ષમાદિક ભાવથી તે દોષ હણાય છે. અર્થાત્ ક્ષમા રાખવાથી ક્રોધ રોકી શકાય છે. તે પ્રત્યક્ષ અનુભવની વાત છે, પણ આ તો અંતરૂ તત્ત્વની વાત છે. મનથી માનેલી શુભ પરિણામવાળી ક્ષમા, સરલતા આદિથી નિજગુણ ઉઘડતો નથી. સાચો આત્મબોધ જ્યાંસુધી નથી ત્યાંસુધી, ગમે તેટલી

ક્ષમા વારે, ખેદ ન કરે, સરળતા સમભાવ રાખે, વૈરાગ્ય કરે છતા તે બધુય ધર્મ કર્મભાવમા શુભ પરિણામમા જાય છે. સ્વગુણમા અંશે પણ લાભદાયક નથી માત્ર પુણ્ય બધાય, ભવસ્થિતી ન થાય, કારણકે ઊંધા અભિપ્રાયદ્વારા ક્રોધને ટાળવાનો પ્રયત્ન કરે છે તે માને છે કે એ ક્રોધાદિભાવ મને થાય છે અને તેથી થતા બંધ મને થાય છે, એમ પોતે અનાદિ અનંત નિર્દોષ અબંધ, અસંગ એકરૂપ છે તેમ ન માન્યુ અને બંધવાળો, દયાવાળો, પુણ્યવાળો, ભૂલવાળો પોતાને માન્યો મારૂં તત્ત્વ પ્રકૃતિના નિમિત્તવાળુ-ઉપાધિવાળુ છે, એમ કોઈ પણ પ્રકારે ઊંધુ મનાયુ છે, તેથી તે જે પુણ્ય પરિણામ ક્ષમા, સરળતા, નિર્માનતા, અહિંસા, ત્યાગ, નિર્લોભતાઆદિ શુભ પરિણામ છે તેને મોક્ષના હેતુ માની ઉત્સાહથી કરે છે, પણ તેથી લેશમાત્ર ધર્મ નથી લોકોને એવી માન્યતા છે કે, ક્રોધાદિ ટાળવાથી મોક્ષમાર્ગ પ્રગટશે, પણ પોતાનુ સ્વરૂપ સમજ્યા વિના ક્રોધાદિ ટળે નહિ જ્યાલગી આત્માના વાસ્તવિક સ્વરૂપનુ ભાન નથી ત્યાલગી કર્મભાવે બંધભાવ ઊભો રહે છે, તેનુ ફળ સંસાર છે ત્યારે વિચારો કે શ્રીમદ્‌નો કહેવાનો આશય એ છે કે નિઃસંદેહ, ક્રોધ, માન, માયા, લોભ રહિત મારૂં અસંગ સ્વરૂપ શુદ્ધ છે, એમ સાચા અભિપ્રાયને લક્ષમા રાખીને, જ્ઞાનની રમણતાથી એટલે સ્થિરતાના પુરૂષાર્થથી, ક્રોધાદિ ઉદયભાવનો ક્ષય થાય છે, ત્યારે કર્મબંધ ટળે છે સમ્યગ્જ્ઞાન આ સ્વરૂપને નિઃસંદેહપણે જાણે છે એ જ્ઞાનનુ કાર્ય મનના શુભ પરિણામથી, વિકલ્પથી કે બાહ્ય સગ્ગણોથી પર છે ક્ષમાના પાચ પ્રકાર છે

(૧) હું ક્ષમા કરૂં તો મને કોઈ હેરાન ન કરે, જેમ નિર્મળ પોતે સમગ્રનો વિરોધ ન કરે તેમા હુ નિર્મળ એકરૂપ છુ એમ ન માન્યુ, પણ રાગભાવ આવ્યો, તેથી તે ખરી ક્ષમા નથી

(૨) બીજો પ્રકાર—ક્ષમા કરૂં તો બીજા તરફથી મને નુકશાન ન થાય અને લાભ થાય શેઠનો ઠપકો ખાય, સામો ચોર ન કરે એ પણ ખરી ક્ષમા નથી

(૩) ત્રીજો પ્રકાર.—હુ ક્ષમા કરૂં તો કર્મબંધન અટકે, ક્રોધ કરવાથી નરકાદિ હલકી ગતિમા જવુ પડશે, માટે ક્રોધ ન કરૂં તે પણ

સાચી ક્ષમા નથી, કારણકે તેમાં બીકણપણું છે, નિર્ભય, નિઃસંદેહ-પણું નથી.

(૪) ચોથા પ્રકારમાં ક્રોધાદિ ન કરવા એવી વીતરાગની આજ્ઞા છે. તેમ શાસ્ત્રમાં કહ્યું છે માટે હું ક્ષમા રાખું છું સરલતા, નિર્માનતા, નિર્લોભિતા રાખું છું એટલે મને પાપ નહિ થાય. એનાથી મને લાભ થશે, એમ પુણ્ય પરિણામ,-શુભ રાગને વીતરાગની આજ્ઞા સમજે. તે પણ યથાર્થ ક્ષમા નથી. કારણકે તે પરાશ્રીત ક્ષમા છે.

(૫) પાંચમી ક્ષમાનું સ્વરૂપ હવે કહેવામાં આવે છે-આત્મા અવિનાશી છે, અબંધ નિર્મળ જ્ઞાતા જ્ઞાયક જ છે, તેમાં પ્રકૃતિના નિમિત્તના શુભ પરિણામનું કરવું પણ નથી. પણ પોતે જેવો છે તેવો પોતાને જાણીને, માનીને તેમાં ઠરવું તે વીતરાગ આજ્ઞા છે, 'અને તે ધર્મ છે. આ પાંચમી ક્ષમા ક્રોધમાં નહિ નમવું, ક્રોધ જાણવો એવો સહજ અકષાય ક્ષમા સ્વરૂપ નિજ સ્વભાવ છે. પણ જે ભાવો નિત્ય ટકે નહિ તે ગુણ નથી. માટે શુદ્ધ આત્મસ્વરૂપમાં રહેવું તે સહજ ક્ષમા છે.

ક્ષમાના શુભ વિકલ્પનો હું કર્તા નથી, એમ સમજીને સ્વની ક્ષમા કરે તો તે રાગદ્વેષથી સ્વરૂપની સાવધાની થઈ. શાસ્ત્રમાં નિમિત્તથી ભાષા આવે કે સરલતા રાખવી, ક્ષમા કરવી, તેનો અર્થ એમ સમજવો કે, શુભ પરિણામના વિકલ્પ કરવા તે પણ નિત્ય સહજ સ્વભાવનો ક્ષમા ગુણ નથી. ધર્મધ્યાનમાં ચાર પ્રકાર આવે છે તેમાં "આજ્ઞાનો વિચાર" એક પ્રકાર છે તેનો અર્થ "સાધક સ્વભાવ" થાય છે. આજ્ઞા એટલે કોઈ બીજાનું દબાણ નહિ, આજ્ઞા એટલે રાગ રહિત આત્મસ્વરૂપની આરાધના છે. વીતરાગની આજ્ઞા સાચી એટલે તેમાં રાગ, દ્વેષ, પુણ્ય નહિ, કષાય નહિ, ઓછું, અધુરૂં, વિકારી-પણું નહિ; એ પૂર્ણ વીતરાગ જ્ઞાયક માત્ર એકરૂપ સ્વભાવની પ્રતીતિ, લક્ષ અને તેમાં ટકવું તે ધર્મ છે. તે વીતરાગની આજ્ઞા છે. હું સરલતા રાખું, ક્ષમા કરૂં એમ ક્ષણક્ષણના રાગના ભંગરૂપ વિકલ્પ, તે નિત્ય જ્ઞાયક તત્ત્વને ગુણ નહિ કરે; એ પુણ્ય પરિણામ છે, બંધભાવ છે, તેનાથી અબંધ અરાગી તત્ત્વને ગુણ કેમ થાય?

કર્મની ઓથ નીચે ક્રોધ, માન, માયા, લોભવડે બંધન થશે તેથી મારે સંસારમાં રખડવું પડશે, એમ રખડવાનો બધાવાનો ભય છે. પણ તેને વસ્તુસ્વરૂપનું ભાન નથી તેથી શુભ રાગને તે ધર્મ માને છે. તે મોહજન્ય શુભ પરિણામવડે બંધન અને ભયની ઓથ રાખીને સરલતા, ક્ષમા, ધારણ કરે છે. કોઈપણ નિમિત્તની ઓથથી સહન કરું એ આશય અજ્ઞાનભાવ છે. પ્રથમ કષાયરૂપ અને અકષાયરૂપ પોતાના પરિણામનો નિર્ણય જીવે કરવો જોઈએ. અશુભ ભાવ તો દૂર રહો, પણ શુભ ભાવ તે પણ પુણ્યબંધનું કારણ છે, તેને જ્ઞાનથી જાણે કે એ બંધ તથા બંધભાવ ઠીક નથી; પણ અબંધપણું ઠીક છે. એમ પૂર્ણ વીતરાગ દૃષ્ટિ પૂર્વકનો પ્રયત્ન (જ્ઞાનમાં અવિનાશી ક્ષમાનું લક્ષ), એટલે પુરૂષાર્થ તે સહજ ક્ષમા છે. હું બંધનવાળો છું એમ માને અને તેને ટાળવા માગે એમ ન બને. હું બંધન નહિ, બંધભાવ નહિ, એમ રાગાદિક કષાયભાવને અકષાયભાવથી હણે છે; એટલે સ્વભાવની સ્થિરતાથી અવગુણ, રાગાદિ દોષ અને કર્મબંધ ટળે છે. આ બાબતમાં સમ્યગ્દૃષ્ટિ ધર્માત્માને સંદેહ હોય નહિ. લોકો માને છે કે:—ચાલો, આપણે ચારિત્રવાળા—વ્રતધારી થઈએ, ક્ષમા કરીએ, કર્મબંધ અને દોષ ટાળીએ, પણ એમ શુભ પરિણામ એટલે કે બંધભાવથી, કાંઈ સંવર નિર્જરા થાય નહિ છતાં માને તો ખોટું છે, ત્યાં તો મિથ્યાત્વ છે. તત્ત્વનું બીજ હાથ આવ્યા વિના ક્ષમા કરે તે વાસ્તવિક ક્ષમા નથી, પણ બંધભાવ પુણ્ય પરિણામ છે, તે ક્ષણિક પર્યાય (અવસ્થા) છે. જે ક્ષમા પુણ્ય પરિણામનું ફળ આપીને છુટી જાય, તે પ્રકૃતિના નિમિત્તની અસર લેવાથી થતો મંદકષાય છે. તે શુભ પરિણામની અવસ્થાતો ક્ષણિક છે, તેનાથી અવિનાશી શુદ્ધ અરાગી આત્માને ગુણ ન થાય, આ અભિપ્રાય પ્રથમ જરૂરનો છે. જે ક્ષમા આત્માની અખંડ નિત્યતાને લાભ ન આપે તે ક્ષમા, નિર્માનતા મોક્ષમાર્ગ નથી, પણ તે પુણ્ય પરિણામ છે. મોક્ષમાર્ગમાં તો લોકોત્તર સહજ સમતાપણું છે, લૌકિક ક્ષમા નથી. જે સરળપણું, અવિનાશી, નિત્ય સ્વભાવને ગુણ ન કરે તે સરળપણું સંસારના હિતનું છે, મોક્ષના હિતનું નથી. શુભભાવ થઈ જાય એ જુદી વાત છે, અને કરવા જેવા છે એમ માનવું તે જુદી વાત છે. જ્યાંસુધી પૂર્ણ વીતરાગદશાની સ્થિરતા નથી, ત્યાંસુધી

ધર્માત્માને શુભ પરિણામ થયા વિના રહેશે નહિ. પણ તેમાં ઠીક માનવું, તેને મોક્ષનું સાધન માનવું, સામાયિકનો પ્રયોગ માનવો, કે ગુણ માનવો તે મિથ્યાત્વ છે. રાગ બંધનભાવ છે, તે અરાગી અબંધ તત્ત્વને ગુણ ન કરે, એનો નિર્ણય પ્રથમ જોઈએ. સરલ સ્વભાવ એટલે આર્જવ સ્વભાવ, એટલે કે સહજ આત્મભાવ છે; તેનું નિત્યપણું નિર્દોષભાવથી પ્રગટે છે. નિત્ય એવી અબંધશક્તિ ધર્માત્માને વધતી જાય છે. નિર્લોભિતાદિ માટે પણ ઉપર પ્રમાણે ઘટાવી લેવું. આત્માની સહજ દશા—પવિત્રતામાં વધારો કરે તે અકષાયભાવની સંભાળ, સાવધાની તેજ નિર્લોભિતા છે. બાકી ક્ષમાદિ દશ ગુણ જો આત્મજ્ઞાન વિના કોઈ ધારણ કરે, એમાં ટકે, હિત માને તો તે પુણ્ય પરિણામમાં એટલે કે બંધભાવમાં અટક્યો છે તે મોક્ષમાર્ગ નથી. બહારથી કોઈ ક્ષમા ધારણ કરે તે ક્ષમાથી શાંતિ, આનંદ, સંતોષ આદિ [illegible] નિત્યગુણ પ્રગટે નહિ. નિમિત્તની ઓથે જેનો આદર થાય તેમાં સહજપણું ન આવે, જે નિત્ય છે તે સહજ છે. સમ્યગ્ શ્રદ્ધા ગુણ તો પોતે અબંધ, નિત્ય, સ્વાધીન, સહજ, સ્વાભાવિક જ્ઞાયક તત્ત્વ છે. સ્વરૂપ જેમ છે તેમ જેણે પ્રથમ જાણ્યું નથી, તે શુભ પરિણામમાં અટકી જાય છે, માટે યથાર્થ તત્ત્વને સમજો, તે સમજવું પોતાથી છે.

આ ગાથામાં અહીં સ્વતંત્ર આત્માનું સ્થાપન કર્યું છે, અબંધપણું કહ્યું છે. સામાન્ય વાત તો ઘણા જાણતા હોય છે, પણ આમાં વિશેષપણું ઘણું કહ્યું છે, તેથી અહીં નિઃસંદેહપણા ઉપર ભાર આપ્યો છે. આત્મા પૂર્ણ જ્ઞાનઘન અવિકારી સહજ તત્ત્વ છે, નિમિત્તમાં ભળવારૂપ નથી. સ્વયં જ્ઞાતા–દ્રષ્ટા, પવિત્ર, બેહદ શક્તિથી ઓપિત, અખંડ જ્ઞાન પ્રવાહથી એકરૂપ છે, એવી શ્રદ્ધાના બીજથી મોક્ષનો ઉપાય પ્રગટે છે. જેમ ક્રોધભાવ તે વર્તમાન સમયની એક પર્યાય છે, તેમ ક્ષમાદિભાવ પણ એક સમયની પર્યાય છે એવા ભેદ વિકલ્પ ઉપર જેનું લક્ષ છે, તેને દોષનું અને કર્મબંધનું ટળવું થતું નથી; કારણકે પર્યાયબુદ્ધિથી નિર્જરા નથી. પ્રકૃતિના નિમિત્તે થતો વિકારીભાવ તે શુભ અશુભ અધ્યવસાન જડ જનિત છે, તે અનિત્ય છે, સ્વગુણ નથી. આ લક્ષ પ્રથમ આવ્યા વિના અંશે પણ નિજગુણ

ઘટે નહિ, ધર્મ થાય નહિ, સામાયિક થાય નહિ પોતે એક સ્વાધીન વસ્તુ છે એમ માનીને પોતાના જ્ઞાનમા નિશ્ચલ રહેવાથી, ક્રોધાદિ રોકી શકાય છે શુદ્ધ સ્વભાવમા અસ્તિ એટલે નિશ્ચલ રહેવાથી પર ભાવની નાસ્તિ થાય છે તે અભિપ્રાય વડે જ્ઞાની ઉપદેશ કરે છે કે ક્ષમાથી ક્રોધ અને સતોષથી લોભ રોકી શકાય છે, એ પરમાર્થ લક્ષમા રાખીને દોષ ટાળવાનો અભિપ્રાય અહીં કહ્યો છે દોષ ટાળતા ટાળતા બાકી રહે તે શુદ્ધ સ્વાધીન સ્વતત્વ છે નિર્માનપણાથી માન રોકી શકાય છે હુ બીજાથી મોટો છુ, એમ પર નિમિત્તના આશ્રયથી પોતાને ગુણવાળો માનવો તે અજ્ઞાન છે, પણ પોતાનુ સ્વાધીનપણુ નિર્દોષપણુ ટકાવીને, વીતરાગતાનો વિનય કર તે ગુણ છે સત્દેવ સ ગુરુ સદ્ધર્મનો વીતરાગ છે પોતાને વીતરાગતાનુ બહુમાન છે તેનો વિનય કરવો તે વ્યવહાર છે, પરમાર્થે પોતાનો વિનય છે તેથી સ્વ આધારે રહેનાર નિર્માની છે, માન એ સ્વજાત છે પરપ દાર્થનો આશ્રય તે પોતામા અપૂર્ણતા માની છે કુળમદ, જાતિમદ આદિ પરને લક્ષમા જીવ લે ત્યારે પોતાની સ્વાધીન શુદ્ધ ચેતન્ય જાતને ભૂલે છે જેને શુદ્ધ ચૈતન્યની જાતનુ માન છે તેને પરથી નિર્માનપણુ રહે છે સત્નુ બહુમાન કરવાથી દેવ ગુરુ શાસ્ત્ર નિમિત્તનુ પણ બહુમાન સાથે આવી જાય છે તે નિર્માનતા ગુણ છે નિજગુણનુ જે બહુમાન છે તે પરાશ્રય નથી શરીરનુ બળ એ પુ ગલ રજકણનુ બળ છે તે જડ બળને આત્માનુ બળ જે નથી માનતો તે શાતિથી શાતિમા ટકી શકે છે મારૂ કુટુ મ મોટુ, હું ઘણા પેસાવાળો રાજ્યવાળો છુ એમ જે માને છે તે તો જડથી મોટો થવા માગે છે પુણ્યથી રૂપથી કે વિદ્યાથી એમ પર નિમિત્તથી પોતાનો મહિમા જે જણાવે છે, તે સમુદ્ર પામે દીપ ધરે છે જીવ પોતે બેહદ અપરિમિત અનતજ્ઞાન સ્વરૂપ છે તેને ભૂલીને જે તેને ઊણો હીણો, વિકારી માને અને કહે કે હું આનો એ મારા એ અજ્ઞાન છે કોઈ ચાર છ મહીના રોગવા છાડયાનુ અભિ માન કરે છે, એ આદિ કર્તવ્યને તે હિત માને છે, તે અના મઝ છે મૂઢ છે જ્ઞાની તત્વદ્રષ્ટિ આત્મા પોતાને સ્વાધીન અસંગ પૂર્ણ પવિત્ર અને પર વસ્તુની અપેક્ષા રહિત માને છે જીવને કો પુણ્ય પ થી લાભ માને તે અજ્ઞાની છે જ્ઞાની ધર્માત્મા માને કે હુ મારાથી

સ્વાધીન છું. પૂર્ણતાની શ્રદ્ધાથી જે ગુણ અંશે પ્રગટયો છે, તે પૂર્ણતા લાવ્યા વગર રહેજ નહિ. પવિત્ર સિદ્ધપદ મારામાં શક્તિપણે છે, એમ જેણે યથાર્થ માન્યું છે, જાણ્યું છે તે પરથી નિર્માની થાય છે, અને તેજ પૂર્ણ પવિત્ર પદનો આરાધક છે. વીતરાગની આજ્ઞાનો તેજ આરાધક છે અને તેથી પૂર્ણતાની રૂચી, આદર અને સ્વીકારથી તે પૂર્ણ થવાનો પુરૂષાર્થ કરે છે. હું પૂર્ણ છું એવી શ્રદ્ધા (પ્રતિત) હોવા છતાં હજી પૂર્ણ વીતરાગતામાં સ્થિર થવાનો પુરૂષાર્થ બાકી છે તે પુરૂષાર્થ વ્યવહાર છે. ક્ષણેક્ષણે રાગનો ભાગ જે પ્રગટ થાય છે તેને જ્ઞાની જ્ઞાનવડે જાણે છે. જ્ઞાની જાણે છે કે રતી, અરતી, પ્રેમ, ખેદ એ મારો સ્વભાવ નથી. આત્મા રંચ માત્ર દીલગીરીવાળો નથી. કષાય અને નોકષાયના ઉદયભાવથી પર છે, હું પૂર્ણ પવિત્ર છું એ સાચા અભિપ્રાય દ્વારા રાગદ્વેષ–અજ્ઞાન ટાળી શકાય છે. બધા અવગુણોની આત્મગુણ દ્વારા નિવૃત્તિ થાય છે. અબંધભાવે સમ્યગ્ અભિપ્રાયવડે બધા કર્મબંધનું અટકવું થાય છે. અહીં "પ્રત્યક્ષ અનુભવ સર્વને એમાં નહિ સંદેહ" એમ કહ્યું છે તે લૌકિક વ્યવહારી જનો ઉપરથી દેખી શકાય છે તેથી કહ્યું છે.

લોકો માનદ્વારા ક્રોધાદિ તીવ્ર વેગને વશ અગ્નિમાં બળી મરે છે અને બહારની ક્ષમા ધારે છે, જરાપણ પીડા ન દેખાડે, એમ પરના કારણે હઠથી અનંતી વેદના ( પીડા ) સહે છે. અરેરાટ પણ મુખથી ન કરે, તે ઊંધી ક્ષમાનો ઉગ્ર પુરૂષાર્થ પ્રત્યક્ષ છે, તેની ગુલાંટ તત્ત્વદ્રષ્ટિવડે સહજ વીર્યની-સ્ફૂરણા પ્રગટ થતાં, હું રાગ વિનાનો પૂર્ણ પવિત્ર જ્ઞાયક માત્ર છું, અબંધ શુદ્ધ છું, એમ યથાર્થ ભાન થતાં તે રાગ દ્વેષ કેમ ન ટળી શકે? જરૂર ટળે જ. પોતાનું સ્વરૂપ સહજ વીતરાગ પરથી નિવૃત્તિરૂપ છે, તેમાં ટકવાથી, ઠરવાથી, રાગદ્વેષનું ટળવું સહજ થાય છે. અકષાય ક્ષમા સ્વરૂપમાં સ્થિરતા વડે ક્રોધ માનાદિ વાસના વગેરે સર્વ દોષ ટળી શકે છે. તે અનુભવ પોતાની જાતનો છે, અને જે ટળે છે તે વિજાતીય છે. ક્રોધાદિ માન વગેરે જતું કરી શકાય છે માટે તે વિજાત છે, અને ક્ષમા શાંતિ રાખી શકાય છે અને કાયમ ટકી શકે છે માટે તે સ્વજાત છે. શુદ્ધ આત્મ સ્વરૂપનું

ભાન થતા, સહજ દશાની જાગૃતિમા એ કલુષિત ક્રોધ,માન, માયા, લોભ ટળી જાય છે લોકોમા અમુક મત તરફ વલણ થતા, પ્રેમ થતા બીજા બધા સાધનો જતા રહે છે તે પ્રત્યક્ષ જોઈ શકાય છે તો આત્મ સ્વરૂપની રૂચિ થતા, સહજ જ્ઞાનદશાનુ લક્ષ થતા દોષ કેમ ન ટળે? ટળે જ સયતિ રાજાનુ દૃષ્ટાત-રાજા કહે છે કે મે મુનિના હરણનો ઘાત કર્યો અરેરે! મુનિ મને શ્રાપ દેશે, અરેરે! હુ અશરણ છુ, અરે! મુનિ કેમ બોલતા નથી? નક્કી હવે મારો સર્વ નાશ થશે, એમ એક ભયને ખાતર, રાજ્યપણુ વગેરે ભૂલીને મુનિને ચરણે પડયો અને મુનિના ગુનામા હુ આવ્યો, મારૂ જીવન આ મુનિને આધારે છે એ, મને શ્રાપથી બાળી નાખશે એમ ભયથી છતી વસ્તુને ભૂલી તેને અછતી વસ્તુ કરી, મુનિનુ શરણ માગે છે તેમ આત્મા જો આત્માને ઓળખીને તેને શરણે જાય તો, જગતમા અને દેહાદિ ક્ષેત્રમા, જે જે સયોગો નિમિત્તરૂપ છે, તે છે છતા નહિ જેવા થઈ જાય છે વાસના ટળતા તે નિમિત્તો જ્ઞાનમા પુદ્ગલપિંડ સમાન જણાય છે પોતાની સ્વાભાવિક જ્ઞાનદશામા જ્ઞાતાપણે નિશ્ચલ રહે તો, બધા જ્ઞેય પદાર્થો અને રાગાદિ સર્વે પર દેખાય છે જેમા અશ પણ કર્મનો સબધ નથી, એવી અમર દૃષ્ટિ, અને પૂર્ણ વીતરાગદશામા ટકવાનો પુરૂષાર્થ તે મોક્ષમાર્ગ છે અબધભાવ તે સાચી દૃષ્ટિ છે, અને તે સત્સ્વરૂપનો સાચો અભિપ્રાય છે તે વડે રાગ રહિત જ્ઞાનદશામા નિશ્ચલ ટકી રહેવાથી કર્મબધનો નિરોધ થાય છે, અને તેજ તેની નિવૃત્તિ છે સર્વને પ્રત્યક્ષ અનુભવ થઈ શકે એવુ છે, ક્રોધાદિ રોકયા રોકાય છે, તેથી ગાથામા તે દૃષ્ટાતરૂપે કહેલ છે જે ભાવ (અકષાયભાવ) કર્મબધને રોકે છે, તે અકર્મ (મોક્ષ) દશાનો માર્ગ છે એ માર્ગ પરલોકમા નહિ પણ અત્રે પ્રત્યક્ષ અનુભવમા આવે છે, એમા સદેહ શુ કરવો? સાચો ધર્મ રોકડીઓ હોય અહીં કોઈ કહે કે આત્માની ઝીણી વાતોની અમને કાઈ ખબર પડે નહિ માટે હમણા કાઈ પુણ્યાદિ કરીએ તો પરલોકમા કાઈ ફળ મળે, માટે આપણને ધર્મ પરલોકમા થાશે, તેનો અર્થ પરમાર્થે એમ થયો કે પ્રથમ કર્મભાવ કરીએ, અને તેથી મોક્ષભાવ પ્રગટશે, એટલે ઝેર અમૃત થશે સાચોમાર્ગ અંધશ્રદ્ધામા આવે નહિ લોકો કહે છે કે એ અગમ અગોચર અતીન્દ્રિય તત્ત્વ છે,

તે હુમણા કાંઈ સમજાય નહિ. તેરમે ગુણસ્થાને જ્ઞાનીને ખબર પડે, આપણે હુમણા કંઈક કરીએ તો તેનું ફળ પરભવમાં કંઇ થાય; પણ લોઢાની છરીને સરાણ ઉપર ઘસનારો કારીગર ક્ષણેક્ષણે પ્રત્યક્ષ જુએ છે કે, આ શસ્ત્ર કેટલું ઉજળું થયું, કેટલો કાટ ઉખડ્યો, અને કેટલો બાકી રહ્યો. એમ તેની ત્રણે અવસ્થાને એક ક્ષણમાં જાણે છે; તેમ આત્મધર્મ છે તે રોકડીયો છે. અત્યારે સંતોષ ન થયો તો પછી ત્યાં પરક્ષેત્રની પરાધીનતામાં લાભ ક્યાંથી થશે? કારણો ખોટાં સેવે તેનું કાર્ય સાચું ક્યાંથી આવશે? સદ્ધર્મ તો રોકડીયો જ હોય. આત્માનો ધર્મ રોકડીયો છે; અધર્મ પણ રોકડીયો છે, કારણકે ચૈતન્યની સ્વાધીન-તાથી છૂટીને, હોંશથી પરાધીનતામાં, પરભાવમાં ઉત્સાહ લાવે છે. તેથી શ્રીમદ્દ કહ્યું છે કે "ક્ષણ ક્ષણ ભયંકર ભાવ મરણે કાં અહો રાચી રહો" વિકારીભાવ હોય ત્યાં જ્ઞાન અવરાય છે, અને ભાવહિંસા થાય છે. તેને જોવા માટે જે ધીરો થતો નથી તે અવગુણમાં ટક્યો છે. એ રીતે અધર્મ પણ પ્રત્યક્ષ છે, રોકડીયો છે. પરભાવમાં (શુભાશુભ ભાવમાં ટકવું તે પરાધીનતા છે, તેનું ફળ અશાંતિ છે, દુઃખ છે. પુણ્ય તે અઘાતી કર્મનો યોગ દેખાડે છે; તેનાથી ચૈતન્યને કાંઈ લાભ નથી, છતાં લાભ માને તે અજ્ઞાની છે. પોતાના સ્વાધીન તત્ત્વને ભૂલીને અશાંતિનો ભાવ કર્યો હતો, તે અશાંતિના વખતે ઘાતીકર્મ બંધાય છે, તે ઘાતીકર્મનું ફળ સ્વગુણને ઘાતવાનું થાય છે, તે ચોક્કસ છે. અપૂર્વ આત્મધર્મની જેણે સાચી શ્રદ્ધા કરી, અને જેને ગુણ પ્રગટ્યો, તેને પછી બીજાને પૂછવા જવું ન પડે. મારામાં આ દોષ અથવા ગુણ હશે કે કેમ એવી શંકા તેને ન થાય; પણ પ્રત્યક્ષ અનુભવથી, પો-તામાં ગુણ છે કે દોષ છે તે પોતાને ખબર પડે. ધીરજથી પોતાનું સ્વરૂપ ન જુએ, ન જાણે અને બહારથી માને કે અમને સંતોષ છે, અમે નિઃસંદેહ છીએ, એ રીતે ઉંધાઇને સવળાઇ માને તો તેને કોણ ના પાડે? આત્મા અસંયોગી સ્વાધીન વસ્તુ છે. આત્મા જ્ઞાનનો કર્તા ભોક્તા છે, પરનો કર્તા ભોક્તા નથી, તેમજ પરને આધારે ટક્યો પણ નથી; ફક્ત ઊંધી માન્યતા કરી છે. નરક સ્વર્ગના સુખદુઃખના સં-યોગોવાળા ક્ષેત્રમાં, પરાધીનપણે પોતાની ભૂલના કારણે જાય છે, ત્યાં પણ પોતાના સ્વક્ષેત્રમાં ટક્યો છે. અજ્ઞાની માને છે કે હું નરકમાં છું,

હું અનંતી ઉષ્ણ અગ્નિના દુઃખમાં છું; તેણે પરવસ્તુમાં પોતાની હયાતી માની છે. હું સ્વર્ગમાં છું, ઈન્દ્ર છું, પુણ્યના સુખને ભોગવું છું, એમ માને તેણે પણ પરવસ્તુમાં પોતાની હયાતી માની છે. પરંતુ જીવ પરને ભોગવી શકતો નથી: ગમે તેવી સાચી ખોટી માન્યતા કરી શકે છે. જ્ઞાની આત્મા પરમાર્થ સ્વરૂપની પ્રતીતિ કરે છે, અને પોતાને જ માને છે. અજ્ઞાની પરની શ્રદ્ધા કરે છે, પરને માને છે, અને પોતાને જેવો છે તેવો માનતો નથી. પરલોક છે, પણ આત્મા કોઈ સંયોગવાળો પરાધીન નથી. શ્રેણીક રાજા નર્કક્ષેત્રમાં છે; છતાં પરમાર્થે પોતે નર્કના દુઃખ ભોગવતા નથી. પોતાના સહજ સ્વરૂપના આનંદને ભોગવે છે, સંયોગ છે તેને જાણે છે. 'સંશયાત્મા વિનશ્યતિ' લોકો ગોખી રાખે પણ, સત્સ્વરૂપમાં નિઃસંદેહપણું શું તેનો નિર્ણય કોણ કરે? જે ગુણ પ્રગટ પોતાને પ્રત્યક્ષ અનુભવરૂપ છે, એમાં શો સંદેહ, એમ સુક્ષ્મ ન્યાયની વાત આ ગાથામાં મૂકી છે. આ આઠ ગાથામાં મોક્ષનો ઉપાય કહ્યો. ૧૦૪.

હવે આ મોક્ષનો ઉપાય સાધે તેને ભવ રહેતા નથી એમ કહે છેઃ-

છોડી મત દર્શન તણો, આગ્રહ તેમ વિકલ્પ;
કહ્યો માર્ગ આ સાધશે, જન્મ તેહના અલ્પ. ૧૦૫.

દર્શનમોહનો રૂપ તે આગ્રહ, સ્વચ્છંદ છે, અને વિકલ્પનો રૂપ તે અસ્થિરતા છે. આ મારો મત છે માટે મારે વળગી રહેવું, અથવા આ મારું દર્શન છે માટે ગમે તેમ મારે તેને સાબીત કરવું, અને જે સ્વભાવ છે તેના લક્ષે ન રહેવું, એ આદિ મિથ્યામત—દર્શનનો આગ્રહ છે. માટે તે આગ્રહ અને શુભ અશુભ રાગાદિ વિકલ્પને છોડીને આ, જે માર્ગ કહ્યો છે તેને જે સાધશે તેના અલ્પ જન્મ હોય છે એમ સમજવું. જે માન્યું તેની જ પકડ કરવી, એ પક્ષપાતનો આગ્રહ છે. એવા આગ્રહ તથા વિકલ્પની અસ્થિરતારૂપ રાગાદિને છોડવા માટે, અહીં વીતરાગનો નિર્દોષ સ્યાદ્વાદ માર્ગ કહ્યો છે, તેથી તે જે સાધશે તેના જન્મ અલ્પ જાણવા. આ આત્મસિદ્ધિશાસ્ત્રમાં કોઈ મહાન યોગ બળથી, જગતના ભાગ્ય માટે ઊંડું ઊંડું તત્ત્વદર્શન ગોઠવાયું છે. આ માર્ગ સાધતાં,

જઘન્ય, મધ્યમ પુરૂષાર્થરૂપ પરિણામ વડે, શુદ્ધ આત્મ સ્વરૂપની આરાધના કરતાં કરતાં, સર્વ કર્મ ક્ષય થઇ ન શકવાથી, બીજા એકાદ ભવ થવાનો સંભવ છે. પણ બહુ ભવ નહિ એમ અહીં કહ્યું છે; માટે જે ઉત્કૃષ્ટપણે આરાધે તેનો તે ભવે જ મોક્ષ થાય.

અત્યારસુધી વાસ્તવિક કારણ આપીને તેનું ફળ (કાર્ય) બતાવ્યું છે કે 'કહ્યો માર્ગ આ સાધશે જન્મ તેહના અલ્પ' "જન્મ તેહના અલ્પ" એ શબ્દ બહુ વચનમાં વાપર્યો છે. તેનો ભાવ એ છે કે આત્મજ્ઞાન થયા પછી, વધુકાળ સંસારમાં રહેવું થાય નહિ, પણ કદાચ ઉત્કૃષ્ટ પવિત્ર પરિણામની સ્થિરતાનો પુરૂષાર્થ ન કરી શકે, તથા પૂર્વની ભૂલના સંસ્કારના વળાંકના કારણે, કોઇને પંદર ભવ કરવા પડે; પણ જો ઉગ્ર પુરૂષાર્થ વડે સ્વરૂપસ્થિતિ પૂર્ણતાના લક્ષે આરાધવામાં આવે તો, આ કાળે પણ એકાદભવે મોક્ષે ચોક્કસ જાય એવો આત્મસિદ્ધિમાં ભણકાર છે.

તા. ૨૦–૧૧–૩૯.

છ એ પદ ૧૦૪ ગાથા સુધીમાં કહ્યાં; તેને બધા પ્રકારે સમજીને "કહ્યો માર્ગ આ" ગ્રહીને તથા મત દર્શન અને અસ્થિરતારૂપ રાગાદિ વિકલ્પ છોડીને, સાચી પ્રતીતિમાં જે મુંઝવણ ન થવા દે, તે યથાર્થ આત્માર્થતાને સાધશે, અને તેહના અલ્પ જન્મ જાણવા. આ સાચું હશે કે આ, જે હોય તે ખરૂં જ્ઞાની જાણે, આપણને કાંઇ ખબર પડે નહિ એવી લથડપથડની વાત અહીં નથી. નિર્દોષ સર્વોત્કૃષ્ટ આત્મધર્મને લૌકિક ધર્મની સાથે સમન્વય કરે, તેને વીતરાગની આજ્ઞા માને, અને ગોટાવાળે એ ચાલે નહીં. પર સાધનથી મોક્ષમાર્ગ માને તે પરમાર્થ માર્ગમાં ચાલે નહીં. માટે મતદર્શનના મિથ્યા આગ્રહને છોડીને, જે અત્રે કહ્યો તે માર્ગને સાધશે તેના ભવ અલ્પ જાણવા. જે પંદર ભવ કહ્યા છે તે વીતરાગ દશા આરાધક ચારિત્રથી કહ્યા છે. સ્વરૂપાચરણ એટલે આરાધના.

શ્રદ્ધા તો અખંડ છે પણ જેવી પૂર્ણ શુદ્ધ સ્વરૂપની શ્રદ્ધા થઇ તેવી હજી સ્થિરતા ન થઇ હોય, અને મધ્યમ પરિણામરૂપ સ્વરૂપની

આરાધનાથી જેને પ્રયત્ન મધ્યમ થયો, તેને પૂર્ણ સ્થિરતાની ભાવનાથી અખંડ આરાધના પંદર ભવ સુધી રહે, તે પૂર્ણતાને પામે. સમ્યગ્દર્શન વમી ન જાય અને સાથે ચારિત્રની રમણતા હોય તેને પંદરભવે મોક્ષ થાય. સમ્યગ્દર્શન એટલે આત્મભાન એ, એવી અપૂર્વ જાગૃતિમય વિવેકદશા છે કે, તે ભાવ ચારિત્રગુણ,=સ્વરૂપ સ્થિરતા લાવ્યા વિના ન રહે. આત્માનો ચારિત્રગુણ આત્માથી ભિન્ન ન હોય. જેમ ગોળથી ગળપણ, જુદું નથી, તેમ આત્માનું યથાર્થ ભાન થયું તેને રાગ અને રજકણનો કણીયો (પરભાવનો અંશ) મારામાં નથી, એમ જ્ઞાનમાં અવિકારી આનંદનું સહજ પરિણમન થાય છે. તે જ્ઞાનદશા વડે યથાખ્યાત ચારિત્ર પ્રાપ્ત થાય છે. અહીં પંદરભવ કહ્યા છે તે ચારિત્ર સહિત સમજવા. છઠ્ઠાથી અગીયારમાં ગુણસ્થાન સુધી અધુરૂં ચારિત્ર છે, છઠ્ઠે ગુણસ્થાને પૂર્ણ ચારિત્ર નથી. જ્યાંલગી પૂર્ણ ચારિત્ર નથી ત્યાં આયુષ્ય પુરૂં થાય તો, ચારિત્ર છૂટીને ચોથું ગુણસ્થાન આવી જાય છે. એ જરી સુક્ષ્મ ન્યાયનો વિષય છે. પણ એક વખત આત્મભાન થયા પછી તે ગમે ત્યાં જાય, પણ તે બીજ કાયમ રહે છે. "સંત બીજ પલટે નહિ એ જુગ જાય અનંત, ઉંચ નીચ ઘર અવતરે તોય સંતકો સંત" એ ન્યાય લાગુ પડે છે. આ છ પદથી સર્વાંગ આત્મ સ્વરૂપ જે પ્રકારે કહ્યું છે તેનો, અંતર વિચાર કર્યા પછી જેને પોતાની પ્રતીતિ આવી છે, તેને અલ્પ જન્મ જાણવા. જ્ઞાનમાં ભેદ વિકલ્પનો અભાવ કરીને ગુણી અને ગુણ એકરૂપે પરિણમે, ત્યારે પવિત્ર સ્વરૂપનો પ્રગટ અનુભવ થાય છે. શક્તિરૂપે જે પૂર્ણ પદ છે, તેની શ્રદ્ધા અને જાગૃતિથી શુદ્ધતાની જાતનો અનુભવ પ્રગટયો તેમાં પરવસ્તુનો આશ્રય કેમ હોય ? પોતે અખંડ જ્ઞાયક ચૈતન્ય જ્યોત ભગવાન જાગતો જાણે કે મારામાં બંધ નથી, રાગનો અંશ નથી; એમ પરથી જુદો રહીને જ્ઞાનમાં ટકી રહે તે ચારિત્રદશા–મોક્ષમાર્ગ છે. પૂર્ણ વીતરાગ દશામાં સ્થિરતા કર્યે પૂર્ણ ચારિત્ર પ્રગટે છે. સમ્યગ્દર્શન થયું કે તરતજ ચારિત્ર પૂર્ણ અખંડ ન થઇ જાય; પણ દર્શન તો અખંડ રહે છે. જો દર્શન સાથે અખંડ ચારિત્ર પ્રગટ રહે તો તે જ ભવે મોક્ષ થાય. દર્શન ખંડવાળું હોતું જ નથી. દર્શન અખંડ થઇ ગયું અને ચારિત્ર હજી પૂર્વની ભૂલના સંસ્કારના કારણે, જ્ઞાન બળનો (વીર્યનો) વળાંક

પાછો વાળવામાં વાર લાગે છે તે કારણે અસ્થિરતા રહે છે, પણ તેનું વલણ પૂર્ણતા તરફ સર્વાંગપણે છે. તેથી તેના જન્મ અલ્પ જાણવા. સ્વપ્નામાં પણ ભણકાર આવે કે હું જ્ઞાયક અસંગ છું, એક પરમાણું માત્રનો સંબંધ નથી, હું પરને ગ્રહી શકતો નથી, છોડી શકતો નથી, પુણ્ય પાપ મળમેલ રાગાદિનો અંશ પણ મારામાં નથી. હું બધાને સળંગ જાણનાર જ્ઞાયક એકરૂપ છું. આ આત્મસિદ્ધિમાં અનંત જ્ઞાનીના જ્ઞાન અમૃતનો સાર રેડાયો છે. આ પંચમકાળમાં આવીને શ્રીમદ્ એકાવતારીપણાના સંદેશા આપે છે. આ કાળે ચારિત્રની રમણતા ઓછી રહે તેથી વધુમાં વધુ પંદરભવ થાય, તેમ સમુચ્ચયે વાત કરી છે; તેમાં અંતરંગ જ્ઞાનની રમણતારૂપ ચારિત્ર સમજવું. આત્મસ્વરૂપનું ભાન થયા પછી તે જાણે છે કે, રાગાદિમાં કે પાંચ ઇંદ્રિયોના વિષયોમાં મારૂં હીત નથી, તે મારૂં કર્તવ્ય નથી. જેમ સંસારમાં ખાનદાન માણસ માને છે કે અમે વાણીયા, આર્યકુળ ખાનદાનના સુપુત્ર અમને દારૂ માંસનો ખોરાક કેમ હોય ? તેમ જ્ઞાની માને છે કે હું શુદ્ધ ચૈતન્યમૂર્તિ છું, મને દારૂ એટલે મોહ–ભ્રાંતિ તે વિકારી જાતનો સંગ મારે કેમ હોય ? એમ તેનાથી જુદા રહીને જ્ઞાની પુરૂષાર્થ સહિત કહે છે. આત્મસ્વરૂપનું ભાન થયા પછી રાગાદિ કે, પાંચ ઇંદ્રિયોના વિષયોમાં અટકવું ન હોય. નિર્દોષ જ્ઞાતાદૃષ્ટિથી બળવાન વિવેક જેને વર્તે છે તે આ છ પદથી સિદ્ધ અત્રે કહ્યો તે મોક્ષમાર્ગ આરાધશે, એવી અહીં હકારથી વાત કરી છે. નકારથી સમજી લેવું કે આ અભિપ્રાય સીવાય બીજો કોઈ મત દર્શનનો પક્ષ હોય તો તે છોડી દેવો. એટલે કે સર્વજ્ઞ વીતરાગ ભગવાને કહ્યો તે માર્ગ ઉપાદેય છે, અને એ સીવાય બીજા જે કોઈ મત દર્શન છે તે મિથ્યાધર્મ છે. તેનું વર્ણન જો કે અહીં કર્યું નથી, તોપણ, તે આવી જાય છે એમ સમજી લેવું. સમ્યગ્દર્શન એટલે સ્વરૂપ પ્રતીતિમાં કંઈ ફેર નથી, પણ અંતરંગ ચારિત્રની રમણતાના પ્રયત્નમાં એટલે કે સ્વસ્વરૂપની આરાધનાના પ્રયત્નમાં, ન્યુનાધિકતા હોવાથી અલ્પભવ કહ્યા છે. ૧૦૫.

હવે વિચિક્ષણ શિષ્યને કહે છે કેઃ—

ષટ્પદનાં ષટ્પ્રશ્ન તેં, પૂછયાં કરી વિચાર;<br>
તે પદની સર્વાંગતા, મોક્ષમાર્ગ નિર્ધાર. ૧૦૬.

હે શિષ્ય, છ પદના છ પ્રશ્ન તેં અંતર વિચાર કરીને પૂછ્યા છે, ક્રમ સહિત સ્વભાવની જાતની વિચારણાથી, સ્વ દ્રવ્યના લક્ષને અનુસરીને, બીજા પક્ષનો આગ્રહ છોડીને, તે સાચી જિજ્ઞાસા, પાત્રતા જણાવી છે, એટલે કે દ્રવ્યનો જે સ્વભાવ છે તે જાતની તેં વાત પૂછી છે આ છ પ્રશ્નના વિકલ્પ કેવળજ્ઞાનમાં નથી, પણ આ વ્યાપક જ્ઞાન અખંડ જ્ઞાનમાં વર્ણ છે આ છ પદના વિચાર કરનારને અભેદ આત્મસ્વરૂપના યથાર્થ જ્ઞાનથી છએ પદનો સર્વાંગ નિર્ણય થાય છે સિદ્ધપદ સબોધક એવા સાચા જ્ઞાનનો નિર્ણય કરનાર, છ પદના નિરૂપણના અનુક્રમ, હે શિષ્ય તારા આત્મદ્રવ્યમાંથી ઉઠ્યા, અને તે તેં જ અંતર વિચાર કરીને પૂછ્યા છે આ ગાથામાં એવીરીતે રચના કરી છે કે આત્મા અનંત છે અને તે સ્વતંત્ર છે, અને કેવળજ્ઞાનીના જ્ઞાનમાં જેવું પૂર્ણ શુદ્ધ આત્મદ્રવ્ય છે તેવું આ છ પદથી અહીં સાધ્ય અને સાધનરૂપે સિદ્ધ કર્યું છે સ્યાદ્વાદથી આત્માનું એકત્વપણું શું છે અને તે કેમ પમાય તે સિદ્ધ કર્યું છે, તેથી તેનો નિર્ધાર થયો તે મોક્ષમાર્ગ છે કોઈ એક પક્ષનો આગ્રહ કરે તો તે મિથ્યા છે ૧૦૪ ગાથા સુધીમાં છ પદની સર્વાંગતાનો નિર્ણય બતાવ્યો અનેકાન્ત વીતરાગ માર્ગ કહો કે સર્વાંગતા કહો, એ તેનો અર્થ એક જ છે દ્રવ્ય સ્વભાવે જીવ અક્રિય છે, પર્યાયે સક્રિય છે તથા કર્તા, અકર્તા, ભોક્તા અભોક્તા મોક્ષ, મોક્ષનો ઉપાય, નિત્યપણુ અનિત્યપણુ વગેરે આત્મામાં કેમ ઘટે છે તે આ છએ પદથી સિદ્ધ કર્યું છે જો કોઈ આમાંથી એકપણ પદ એકાન્તે-( અવિચારથી ) ઉથાપે તો મોક્ષમાર્ગ સિદ્ધ થતો નથી યથાર્થ સ્વરૂપની શ્રદ્ધા વિના જે જીવ ઉન્માર્ગથી સંતોષાઈ જાય તે જે કંઈ કરે છે તે મનુષ્ય ઊંધુ કરે છે તેનુ વ્રત તપ, પુણ્યાદિ વ્યવહાર ( નામ નિક્ષેપે તેનો વર્ણ ) કર્મભાવરૂપ અજ્ઞાન સહિત છે આ છ પદમાં જ બધું વીતરાગદર્શન સમાઈ જાય છે ૧૦૬

હવે મુક્તિ કોણ મેળવે તે બતાવે છે —

જાતિ વેષનો ભેદ નહિ, કહ્યો માર્ગ જો હોય,
સાધે તે મુક્તિ લહે, એમાં ભેદ ન કોય ૧૦૭

આ છ પદની સર્વાંગતાથી આત્મ પદાર્થ વસ્તુસ્વરૂપ સ્વયંસિદ્ધ

છે. તેમાં યથાર્થ પ્રતીત, લક્ષ, અને રાગ રહિત સ્વરૂપ આચરણરૂપ અખંડ સ્વાનુભવ હોય તે મુક્તિપદ પામે; એટલેકે અનેકાંત લોકોત્તર આત્મધર્મ, સર્વજ્ઞ પ્રભુનો માર્ગ અત્રે કહ્યો તેજ છે. બાહ્યના લિંગ, વેષના ભેદ, ઉંચ નિચત્વનોભેદ પરમાર્થ તત્ત્વમાં નથી; કારણકે વીતરાગદશાની સાધક ભૂમિકામાં અન્યથા બાહ્યાચરણ લિંગ હોય નહિ, જાતિ વેષના વિકલ્પનો ભેદ યથાર્થ વીતરાગ માર્ગમાં નથી. જે વસ્તુ સ્વરૂપની યથાર્થ પ્રતીતિ કરે અને ન્યાય સમજે તેને ઉંચ નીચપણાનો, કે સાંપ્રદાયિક વેશ વિગેરેના પ્રશ્ન ન રહે. તે સંબંધે જે સ્વરૂપ જેમ છે તેમ તે સમજે છે, અને જ્યાં જ્યાં જે જે યોગ્ય છે તે યથાસ્થાને, વિવેકથી જેમ ઘટે તેમ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ એ ચારે પ્રકારે જાણે છે. ન્યાય માર્ગમાં જે સહજ સ્વભાવદશા અત્રે કહી છે, તેની ભૂમિકા પ્રમાણે પાંચ મહાવ્રત વગેરે, બાહ્યવ્રતના શુભ વિકલ્પ આવે, તે પણ લિંગ છે અને અનિત્ય છે. એ અનિત્ય એવા શુભ વિકલ્પમાં અટકવું નહિ; દેહનો નગ્નવેશ વિગેરે ૨૮ મૂળગુણ એ મુનિપણાના વિકલ્પ છે, અને એ બધા વિકલ્પ તે આત્માથી પર છે, અનિત્ય છે. આત્મા સિદ્ધ સમાન છે તેના શુભ વિકલ્પો કરવા તે પણ રાગનો ભાગ છે. તે રાગના ભાગરૂપ વિકલ્પ છોડીને, રાગ રહિત શુદ્ધજ્ઞાયક પદાર્થના સ્વભાવમાં સ્થિર થઇ જવાનું, સમયસારમાં શ્રીમદ્કુંદકુંદાચાર્ય ભગવાન કહે છે. આત્મા સિદ્ધ સમાન છે, વીતરાગ સ્વભાવ છે તેનો વિચાર એટલે જ્ઞાનનો વિકલ્પ પણ છોડો, પણ તે સંબંધી જ્ઞાન છોડો એમ કહેવું નથી. સ્વભાવ છોડવો એમ કહ્યું નથી. અભેદ સ્વરૂપનું ભાન થયા પછી, જે કંઈ રાગાદિ વિકલ્પ આવે છે તેનાથી એટલે કે બાહ્ય અભ્યંતર પરિગ્રહથી જે મુક્ત થાય છે, તેને નિર્ગ્રંથ મુનિપદ હોય છે. તે સાધકદશા મોક્ષમાર્ગમાં હોય છે. તત્ત્વસ્વરૂપને ઓળખાવવા માટે શ્રીમદે બાહ્યવેશ કે સંપ્રદાયની વાત લીધી નથી. આ છ પદનો વિચાર કરવાથી જીવને યથાર્થપણું સમજાય છે; પણ તે માટે શરૂઆતથી સાચી જિજ્ઞાસા હોવી જોઇએ. એ માટે પહેલી ગાથાથી આ ગાથાસુધી ક્રમબદ્ધ ઘટના જણાવી છે; અને પોતાની કેટલી તૈયારી પાત્રતા જોઇએ તે હવે પછીની ગાથામાં જણાવી છે. ૧૦૭.

જીવની પોતાની કેવી પાત્રતા જોઈએ એ હવે કહે છેઃ—

કપાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાપ;
ભવે ખેદ અંતર્ દયા, તે કહીએ જિજ્ઞાસ. ૧૦૮.

પ્રથમ ૩૮ મી ગાથામાં "પ્રાણી દયા ત્યાં આત્માર્થ નિવાસ" એમ કહ્યું હતું. અહીં કહે છે કે આત્મા તદ્દન શુદ્ધ અકપાય સ્વરૂપ પૂર્ણ પવિત્ર છે. તે વીતરાગ સ્વરૂપની પ્રતીત, ઘણા ક્રોધ, માન, માયા, લોભવાળાને કેમ થશે? ન થાય. માટે આવી પાત્રતા પ્રથમ કહી છે. જે કોઈ શરીરની સગવડતામાં જ આખો રોકાઈ ગયો હોય, ખાવું, પીવું, પાંચ ઇંદ્રિયોના ૨૩ વિષયોના પોષણમાં સુખ મનાયું હોય, તેમાં પ્રેમ હોય, તેનાથી પોતાનું જીવન ઠીક મનાયું હોય, તેને આત્મા દેહાદિથી ભિન્ન છે, પરથી રાગથી જુદો છે તે વાત કેમ બેસશે? છ ખંડનો ધણી ચક્રવર્તી રાજા, જેને આત્મસ્વરૂપની અંશે સ્થિરતા છે, અંતરમાં મહાન વૈરાગ્યદશા છે, તેને જોકે બહારથી પુણ્યનો મોટો ઠાઠ છે છતાં વિષયોમાં ગૃદ્ધિપણું–લોલુપતા જરાય હોતી નથી. અને તે બધા સંયોગોને પૃથ્વિપિંડ સમાન પુદ્ગલના નાટક જાણે છે. તેના આહાર, વિહાર, અને વૈભવના ઠાઠ જોનાર વાંચનારને આશ્ચર્ય થઈ જાય છે કે આ તો અમારા કરતાં ઘણા વિષયો ભોગવે છે; એમ બાહ્ય નિમિત્તાધીન દૃષ્ટિવાળા માને અને કહે કે જ્ઞાની આવા હોય? પણ ધર્માત્મા રાજ્યના સંયોગમાં બહારથી દેખાય છે, ખરીરીતે તે સંયોગોસંબંધનું પોતાનું જ્ઞાન કરે છે તે જ્ઞાનની શાન્તિ ભોગવે છે, તે બાહ્ય સંયોગોનો ભોક્તા કદી પોતાને માનતો નથી. રાજ્યાદિ સંયોગ છે છતાં નથી, કારણકે સમ્યગ્દૃષ્ટિ તે વીતરાગદૃષ્ટિ છે. એમ અભિપ્રાયમાં યથાર્થપણે પર જતું કર્યું છે અને નિર્ગ્રંથ મુનિપદ પૂર્ણ વીતરાગ ચારિત્રની ભાવના ભાવે છે. અનિચ્છક હોવાથી પૂર્વ પ્રારબ્ધ કર્મની નિર્જરા થાય છે. પણ જેને આત્મજ્ઞાન નથી અને બાહ્યથી બીજાની ચેષ્ટા જોવી છે, રાગ અને પુણ્યમાં મોક્ષ માને છે, તેને અભિપ્રાયનું ભાન નહિ હોવાથી, આત્મા રાગ રહિત [illegible] છે તે ... ય નહિ સમજાય. શાસ્ત્ર [illegible] પોતાની [illegible] . તે

ાતવશે. પોતાને અંતરંગ કષાય કેટલા ઘટ્યા છે તેની સાક્ષી કોણ
ાાપે? કષાય મારે નથી એમ આત્માના લક્ષે કષાય પાતળા પાડયા
ાના મુમુક્ષુતા આત્માર્થિતા હોય નહિ. રાગ તૃષ્ણા અને લોભ જેને
ાડવા નથી, અને આખા મોક્ષની વાત કરવી છે અને બીજાના દોષ
ોવા છે તે જીવો સ્વચ્છંદી છે; જેણે યથાર્થ પાત્રતા પ્રગટ કરી છે
ના જન્મ અલ્પ હોય છે. તે આત્માર્થિની પવિત્રદશા કેવી હશે તે
ાચારો. કોઈ કહે કષાયની ઉપશાંતતા પછી થશે, આપણે હમણા
ાક્ષની વાત કરોને? પણ પ્રથમ ભૂમિકા તો તૈયાર કરો? સંસારમાં,
ાહાદિમાં સુખબુદ્ધિ છોડી માનાદિ કષાયનો ઘટાડો કર્યા વિના અંતર્
રાગ્ય હોય નહિ. ઊંધા જીવો અધ્યાત્મશાસ્ત્ર સ્વચ્છંદે વાંચીને પો-
ાની દ્રષ્ટિએ તેને ખતવશે, તે ઊંધું વેતરાય તેમાં કાંઈ જ્ઞાનીનો દોષ
થી. અત્રે 'પાત્રે પ્રભૂતા પ્રગટે' એ માટે યથાર્થ મુમુક્ષુતાના લક્ષણો
કહેલ છે કે, ક્રોધાદિ કષાય જેના પાતળા પડયા છે, માત્ર આત્માને
ાષે મોક્ષ સિવાય બીજી કોઈ ઇચ્છા નથી, સંસારના ભોગ પ્રત્યે
ાાસીનતા વર્તે છે, અને ઇંદ્રના સુખ પણ ઝેરના પ્યાલા જેવા જાણે
ા તેને પાત્રતા કહેવાય. પણ પુણ્યનો ભવ સારો એવી જેની તૃષ્ણા
ા, તેને અનંત ભવ કરવાનો ભાવ ઊંડાણમાં છે. આત્માની પવિત્રદશા
ા અપૂર્વ નિર્દોષતા છે, તે કાંઈ વાતો નથી. વળી કોઈ નિશ્ચયાભાસી
ાોલે છે કેઃ—"પુણ્યના ફળ તો જડ પદાર્થનો ગુણ છે, આત્મામાં
ાનું કર્તા ભોક્તાપણું નથી, તે વિષયો કાંઈ બંધનું કારણ નથી; માટે
ાનો ત્યાગ કરવાનો ક્લેષ ન કરવો. આપણે તો જ્ઞાતા છીએ, તેને ભોગ-
ાવામાં આત્માને દોષ નથી, પૂર્વના ભોગાવળી કર્મનો ઉદય છે, જે
ાાય છે તે ઉદય છે, ઉદયને કોણ રોકી શકે?" તેઓ પુરૂષાર્થહીન
ાઈ સ્વચ્છંદના વાકયો બોલે છે. એ પ્રમાણે નિશ્ચયાભાસમાં વર્તે તે
અજ્ઞાની છે. ધર્માત્માને કોઈ પૂર્વ કર્મના કારણે, અને પુરૂષાર્થની
નબળાઇથી અલ્પ કષાય કે, સંસાર પ્રસંગનો યોગ હોય તે જુદી
વાત છે. તે તો પ્રકૃતિનાં મડદાં છે, તેમાં લેશપણ પરિગ્રહ તથા મમત્વ-
બુદ્ધિ ધર્માત્માને હોતી નથી. ચૈતન્યની જાગૃતિના ભાનમાં ધર્માત્માને
ચક્રવર્તીપદ આવ્યા હોય છતાં, ઉકરડે ફુલ અને વિષ્ટા જેમ સરખાં માને
છે તેમ, ચક્રવર્તીપદ કે બીજાં સંસારીપદને તે તુચ્છ માને છે, તે પૂર્ણ

વીતરાગપદની ભાવના ભાવે છે. પોતાને વિષયો પ્રત્યે અતિ ઉદા સીનતા છે, છતાં બહારથી સંસાર વ્યાપાર આદિ યોગ દેખાય, પણ તે વિચારે છે કે આ ક્ષણે આ રાગ ટળી જાય તો ક્ષણવાર સંસારમાં ઉભું રહેવું નથી, એવી સંસારથી ઉદાસીનતા વર્તે છે. તેને સર્વ પ્રાણી પ્રત્યે અકષાય કરૂણાબુદ્ધિ વર્તે છે; તેવા જીવને મોક્ષાર્થી કહીએ. ગાથા ૩૮ માં પ્રાણી દયા કહી, અહીં અંતર્ દયા કહી છે. સર્વજ્ઞ વીતરાગે છકાયની દયા કહી છે. તેનો ન્યાય સમજે તો છકાયના જીવમાં પોતાનો આત્મા પ્રથમ છે, તેનો સૌથી પ્રથમજ વિચાર કરવો. પોતાની દયા આત્માથી ચિંતવવી કે અરેરે! સમયે સમયે મારા જ્ઞાનગુણની ઘાત થાય છે, તેની રક્ષા હું કરૂં. પરની રક્ષા કરવી કોઈના હાથમાં નથી માટે બધાએ પોતાનો વિચાર કરવો અને દરેક સમયે પવિત્ર જ્ઞાયકસ્વભાવની રક્ષા (=સાવધાની) કરવી તેજ સુખનો ઉપાય છે, તેજ અહિંસા છે.

શ્રીમદ્‌નો એક પત્ર છે તેમાં વિશાળબુદ્ધિ, મધ્યસ્થતા, સરળતા, જિતેન્દ્રિયપણું આટલા ગુણ જેનામાં હોય તે તત્ત્વ પામવાને લાયક છે એમ કહ્યું છે. વિશાળબુદ્ધિ એ અનેકાંતબુદ્ધિ છે, મધ્યસ્થતા એ સમ્યગ્‌ગુણ છે, અને જિતેન્દ્રિય એ ચારિત્રગુણ છે. સાચા સુખનો અર્થી શમ, સંવેગથી વિચારે છે કે હું અનાદિકાળથી મારી ભૂલના કારણે રખડું છું, અને એવા અધીકારી જીવને પોતાની દયા આવે છે; એમાં આખા જગતની દયા આવી જાય છે. ધર્માત્મા જ તીર્થંકર ભગવાન થઇ શકે છે. તેમના નિમિત્તથી જગતના લાયક જીવોને મોટો ઉપકાર થાય છે. અને અનંત કાળની અનંત હિંસા ટળવાનું નિમિત્ત થઈ જાય છે.

અનુકમ્પા બે પ્રકારે છે, (૧) અકષાય, (૨) સકષાય. બહારના પ્રાણીની દયા તે ઉદયભાવ છે, મનના શુભરાગ સંબંધી તે પુણ્ય પરિણામ છે, તે નિજગુણને લાભ કરતા નથી. બાહ્યવ્રત, તપ આદિ શુભ જોગના પરિણામ, છકાયના જીવોની દયા એ આદિ શુભ પરિણામ કરીને જીવે અનંતવાર નવગ્રૈવેયક વિમાનમાં દેવના ભવ કર્યા છતાં અજ્ઞાનભાવના કારણે પુણ્યમાં અટકવું થયું. શુભભાવની

કરૂણાથી પુણ્યમાં અટકવું થાય છે, માટે શુભભાવની કરૂણા ઉપાદેય નથી, તે સકષાય કરૂણા છે. ખરી અનુકમ્પા એટલે સ્વભાવને અનુસરીને કમ્પવું, કે હે જીવ હવે ભાવમરણની અશાન્તિથી થાક, તે કર્તૃત્વ-મમત્વ રહિત અકષાયકરૂણા છે, અને તે સ્વદયા (રક્ષા) છે. અકષાયભાવમાં એવી સાવધાની રાખવી કે અલ્પ પણ કષાય કે ભાવહિંસા ન થાય, અને તેમાં જ જ્ઞાનબળનો પુરૂષાર્થ સતત્ નિત્ય કરતાં રહેવું તેજ કર્તવ્ય છે. બીજું સંસારનું પરદ્રવ્યનું કોઇ કર્તવ્ય પોતાને હાથ નથી, માટે પરનું કર્તવ્ય પરમાર્થ માર્ગમાં નથી. સ્વમાં પરનો વિકલ્પ પણ નથી. સ્વનો-(રાગ રહિત) જ્ઞાનનો સહજ સ્વભાવ જ્ઞાતા દ્રષ્ટાસ્વરૂપ છે. સાધ્ય પૂર્ણ આનંદ સ્વરૂપ અને સાધન અબંધદશા છે. શિષ્ય પોતે શમ, સંવેગ, અનુકમ્પા, આસ્થા સહિત છે. અને આલોચના સહિત સમાધાન કરવા આવ્યો અને સમાધાન કર્યું છે, સ્વભાવ પ્રયોગી શિષ્યની આ વાત છે. મુમુક્ષુએ પોતાની આવી પાત્રતાનો વિચાર કરવો. સ્વતત્ત્વને પકડીને પ્રશ્ન કરે, તેવો જિજ્ઞાસુ શિષ્ય આત્મબોધને પામી શકે છે. ગુજરાતી ભાષામાં આ અદ્‌ભૂત સત્માર્ગની શૈલી છે, પણ તે કોણ સમજી શકે? કોઇ પોતાના સ્વચ્છંદે મત પક્ષનો આગ્રહ રાખીને વાંચે તો તે ઊંધું ખતવી બેસે છે. માટે મધ્યસ્થતા, સરલતા, વિશાળબુદ્ધિ અને જિતેન્દ્રિયપણું એ ગુણોનો ઉલ્લેખ કર્યો છે, તેનું ખાસ લક્ષ રાખવાનું છે.

તા. ૨૧—૧૧—૩૯.

આત્મા પરમાર્થે પૂર્ણ શુદ્ધ સ્વાધીન અસંગ તત્ત્વ છે. તેની છેલ્લામાં છેલ્લી પૂર્ણ પવિત્રતાનું નામ મોક્ષ છે. મુમુક્ષુ જીવને પ્રથમ શમ, સંવેગ આદિ ગુણો, કષાયનું પાતળાપણું અને સંસાર પ્રત્યે ઉદાસીનતા હોવી જોઇએ. પુણ્યાદિ કોઇપણ પરવસ્તુની ઇચ્છા પરાધીનતા આત્મામાં નથી. મારે મારૂં પૂર્ણ સ્વાધીન સ્વરૂપજ જોઇએ. બીજું નહિ એવી તેની ભાવના હોય છે. સ્વર્ગની, પુણ્યની, ઇન્દ્ર, ચક્રવર્તીના સુખની ઇચ્છા હોય તો મોક્ષની રૂચી નથી. માટે પ્રથમ આ ગુણોની પાત્રતા તૈયાર જોઇએ. કહ્યું છે કે પ્રથમ જો કષાય મમતા ઘટાડે નહિ તો તદ્દન મુક્ત શુદ્ધ અસંગ એવા આત્માની "માત્ર મોક્ષ

અભિલાષ" નથી આત્માર્થીને પરની કાંઈ ઇચ્છા ન હોય તે એવી ભાવના ભાવે કે, મારો સ્વભાવ પૂર્ણ શુદ્ધ શક્તિરૂપે છે, તે પ્રગટ રૂ તેમા વચ્ચે કંઈ ઉપાધિનો સ્વીકાર ન જોએ એ કંઈ બીજા માટે ભલુ કરવા ઉભો રહુ એવી શુભ મનની વૃત્તિ પણ ન જોએ એ એવી માન મોક્ષ અભિલાષમા પારક કંઈ કરવુ આવતુ નથી, કેમકે હુ બીજાનું કાંઈ કરી શક તેવુ મારૂ સ્વરૂપ નથી પ્રશ્ન—તીર્થંકર ભગવાન થનાર આત્માએ એવી ભાવના કેમ કરી કે સર્વ જીવ કરૂ શાસન રસી એવી ભાવ દયા મન ઉલસી" ઉત્તર—હુ બધા જીવોને આ ત્મધર્મ પમાડુ એ વચન પાછળ પોતાના શુદ્ધ સ્વરૂપનો વિમાસ થવાની દષ્ટિ છે તેમા બહારના નિમિત્તનો ઉપચાર છ હુ પરને આમ કરી દઉં એવી ઇચ્છાને કોઈ ઠીક માનતા હોય તો, તેનો અર્થ એમ થાય છે કે, જ્યાસુધી પર જીવો ધર્મ ન પામે ત્યાસુધી હુ મારા સ્વરૂપમા સ્થિર ન થાઉ, પવિત્ર ન થાઉ, એટને મારે મારો મોક્ષ ન કરવો એમ થવુ એના અભિપ્રાયમા મોક્ષ કરવાની રૂચિ ક્યા આવી? પોતાને જે પૂર્ણની રૂચિ છે તેમા વાર લાગે મળ જાય તેની ભાવના ન હોય 'રુચિ અનુ યાયી વીર્ય" કોઇ વસ્તુનુ પોપાણ આવ્યુ પછી વાયદા કરવો કે તે હુમ । ન મેળવુ જતુ કરૂ એમ ન જ બને માન મોક્ષ અભિલાષ" તેમા રાગની વૃત્તિનો શુભભાવ પણ હેય છે, છતા હજી જ્યા સ્થિરદશા પૂર્ણ નથી ત્યા લગી હુ બીજાને ધર્મ પમાડવા નિમિત્ત થાઉં, આવો ઉત્તમ ધર્મ જગતના જીવો સમજી જાય તો ઠીક વગેરે શુભ વિકલ્પ આવી જાય પણ તે હજી અસ્થિરતા છે દોષ છે તેનો આદર પરમાર્થમા કેમ હોય? પૂર્ણ થાઉં એ પૂર્ણ વીતરાગદશાનો પ્રેમ તે સ્વભાવની પૂર્ણતાની અ ભિલાષા (અસ્તિરૂપ) છે અને ભવે ખેદ" તે આખા સસાર પ્ર ય અરૂચિ ઉદાસિનતા છે એટલે સ્વતત્ત્વમા પરની નાસ્તિ છે તેમા અશુભ શુભ પરિણામ કરૂ પુણ્યનો ભાવ કરૂ એવો ભાવ ન આવ્યો જરાપણ શુભ અશુભ વૃત્તિ આવે તેનો પણ નકાર છે આદર નથી છતા સ્થિરતા નથી ત્યાલગી તે પ્રશસ્તરાગ દેવ ગુરુ ધર્મનુ સ્વરૂપ- (વીતરાગ સ્વરૂપ)ને સ ભોવક કાર નિમિત્તનુ બહુમાન કર છે પણ રાગનો રાગ નથી તેથી સ્વાધીનતાનો રાગ પ્રેમ રૂચિ અને સસારનો ખેદ વર્તે છે તેમા આખા સંસારનો અભાવ કરવાની ભાવના છે

'सत्त्वेषु मैत्रि" એટલે કે પોતાની મૈત્રી તે પોતાની સાથે એકત્વપણું છે. અનુકમ્પા તે પોતાના અકષાય પવિત્ર તત્ત્વનો ઘાત ન થવા દેવાની સ્વદયા છે. રાગાદિ શુભ અશુભ વૃત્તિ કર્મભાવ છે, તેમાં ન ટકવું તે અંતરની સ્વરૂપદયા છે. હે જીવ! તારું શું થશે અનંતા જન્મ મરણના ક્લેશથી હવે થાક. આ ગુણ જેને હોય તેને જિજ્ઞાસુ જીવ કહીએ. એક રજકણથી માંડીને વૈમાનિક દેવની રૂદ્ધિ તુચ્છ માને છે, અને પૂર્ણ શુદ્ધ સ્વભાવ પ્રગટ કરવાની જેને અભિલાષા છે તે જિજ્ઞાસુ છે. આવી જિજ્ઞાસા પોતામાં છે કે નહીં તે અંતરને પૂછી જુઓ. ૧૦૮.

ઉપર કહ્યા તેવા જિજ્ઞાસુને સદ્ગુરુ યોગ થાયજ અને સમકિત પામેજ એમ હવે બતાવે છે:—

તે જિજ્ઞાસુ જીવને, થાય સદ્‌ગુરુબોધ;
તો પામે સમકીતને, વર્ત્તે અંતરશોધ. ૧૦૯.

૧૦૮ ગાથા સુધી વાત કરીને આ ગાથામાં જણાવે છે કે, આવી મુમુક્ષુતા જેના હૃદયમાં ઉગી છે તેને, સદ્ગુરુનો એટલે સત્સ્વરૂપમાં જેની સ્થિતિ છે એવા ઇષ્ટ નિમિત્તનો યોગ અવશ્ય થાય. જેમ ગીરના જંગલમાં વનસ્પતિના અંકુરા જીવવા માટે ઉગ્યા છે, તે લાંબુ આયુષ્ય લઇને આવ્યા છે, તેથી તેના ઉપર વરસાદ આવવો જ જોઇએ. ગીરના પ્રદેશમાં વરસાદ આવેજ, અને એ બીજ ઉપર પાણી પડે, ઠરે, અને એ અંકુરા ફુટે, ફાલે. તેમ આવા જિજ્ઞાસુ જીવને સદ્ગુરુનો યોગ, અને વરસાદરૂપી સદ્‌બોધના જ્ઞાનની અમૃતધારા છૂટે છે, અને તે લાયક (પાત્ર) થયેલ જીવ આત્મજ્ઞાનદશા પામે છે. મેઘકુમારના અધિકારમાં વાત આવે છે કે, ધારીણી નામે માતાના ગર્ભમાં (માતાધારીણી=આત્મા શું છે એ ભાવના ધારી રાખી છે) મેઘકુમારનો જીવ આવ્યા પછી ત્રણ મહીને ધારીણી માતાને અદ્‌ભુત ભાવ ઉપજ્યો કે, પંચ-વરણાં વાદળાં અને અકાળે મેઘવૃષ્ટિ થાઓ અને અંકુરા ફુટો, ધોધમાર વરસાદ વરસો. તેનો પરમાર્થ એમ છે કે મેઘકુમાર જે હાથીના ભવે દાવાનળ જોઇને આવ્યા છે, તે એવી ભાવના કરે છે કે, હું બહાર નિકળું કે ધોધમાર વરસાદરૂપ દિવ્યધ્વનિ વડે, તીર્થંકર ભગવાનના

સદ્બોધના ઉપદેશની અમૃતધારાનો ધોધ છૂટો. ભારી અનંત કષાયની અગ્નિને ઓલવનાર, તીર્થંકર ભગવાનની સાક્ષાત્ દિવ્યધ્વનિ સાંભળવાના ટાણા આવ્યા છે. મોક્ષને માટે આવેલો આ પ્રાણી અનંત ભવના દાવાનળ—સંસારના તાપને ટાળી હવે ભવ નહિ, ભવનો ભાવ નહિ એવી મોક્ષસ્વરૂપ પામવાની તૈયારી કરીને આવ્યો છે. અકા ફુગ્ગા જાય ક્યાં? તે પાણીને ખેંચી લે છે. સર્વે જ્ઞાનીઓનું કથન છે કે ઉપાદાનને આધીન સર્વ નિમિત્ત હોય જ. જેને કાળીને સ્વરૂપ ધનાના છે તેના જીવને સદ્ગુરુનો યોગ મળે જ. પાત્રે પ્રભુતા પ્રગટે જ. તે જાતની પાત્રતાની ખાત્રી પોતાને વિરોધ રહિત થવી જો એ સાધન ન મળે તેમાં પોતાનો વાંક છે. મુમુક્ષુ જીવનું ઉપાદાન (પાત્રતા) તૈયાર થાય તેમાં મહેર એવું પુણ્ય બંધાય છે, તે નૈમિત્તિક પુણ્યના નિમિત્ત સાક્ષાત્ સત્પુરુષ તીર્થંકર ભગવાન વગેરે સત્સમાગમના નિમિત્તો અને સદ્બોધનું શ્રવણ મળ્યા વિના ન રહે. જેણે સંસારને પુંઠ દીધી તેને આખો લોક ઉપકારી નિમિત્ત છે. જિજ્ઞાસુને પોતાનું સદ્બોધરૂપ આખું શુદ્ધ સ્વરૂપ શું છે, અને તેનો શું ઉપાય છે તેનું જ લક્ષ્ય છે, તેથી તેને સદ્ગુરુ—યોગ મળે જ. માટે આગળ કહ્યા તેવા આ અર્થી સુયોગ્યતાવાન જીવને સદ્ગુરુનો જે ઉપદેશ પ્રાપ્ત થાય છે તેને સત્ શ્રવણ કહેવાય છે. તે સદ્ગુરુનો ઉપદેશ થતાં, પોતાને અંતરમાં બેસે કે આત્માનું વાસ્તવિક સ્વરૂપ આમ જ છે, એવો નિઃસંદેહ ભણકાર આવે છે, તેને અવ્યક્તપણે શાન્તિ પ્રગટ થાય છે અને દૃઢ રુચિ વધે છે. તેને "વર્તે અંતરશોધ" એના આત્મસ્વરૂપનો આદર થાય છે. પૂર્ણ પવિત્ર સ્વાધીન સત્ શું? એના એકજ લક્ષને વળગીને તે અંતરની શોધમાં વર્તે છે. અને તેથી આ ચૈતન્યમૂર્તિ પવિત્ર જ્ઞાનસ્વરૂપ જે નિરુપાધિક તત્ત્વ છે તેનું ભાન તે મુમુક્ષુ અવશ્ય પામે છે. અહીં સુવિચારણા એટલે આત્મબોધનું મનન તેને સાધન કહ્યું છે. સમ્યગ્દર્શનનું સાધન શું તે "વર્તે અંતર શોધ" એ પદમાં મૂકી દીધું છે. અહીં બહારથી સાધન કહ્યું નથી. બહારથી તો નિમિત્ત આખું જગત તારા ભાવ મુજબ આધીન છે તૈયાર છે. સત્પુરુષનો ઉપદેશ વાચક આત્માને જ હોય છે. દરેક આ મા પૂર્ણ પવિત્ર જ્ઞાનાદિક ચૈતન્યમાત્ર છે તેમાં પારકું કરવાનું આવે નહિ

મારે આત્માને ઓળખ, આત્મામાં આત્માની શ્રદ્ધા કર, એ વચનનો આશય શું છે તેનું યથાર્થ મનન કરે તો સમજાય કે, મારો આત્મા પરથી ભિન્ન નિર્દોપ શાંત છે, પવિત્ર જ્ઞાનાનંદમય અવિનાશી છે અને તે એમ જ છે. એવી અફર શ્રદ્ધારૂપ સમ્યક્ પ્રતીતિ તેને થાય છે; એટલે કે પૂર્ણતાને લક્ષે વર્તમાનમાં સત્ય પુરૂપાર્થની શરૂઆત થાય છે. જેને જિજ્ઞાસા છે ને પાત્રતા છે, તેવા ઉપાદાનને સદ્‌ગુરુ નિમિત્ત અવશ્ય મળે જ. શિષ્યને પોતાનો નિર્દોપ ગુણ, પોતાની સાચી સમજણથી પ્રગટ્યો છે, છતાં તે ધર્માત્મા શિષ્ય, અતિ નિર્માની થઇને ઇષ્ટ નિમિત્તનું બહુમાન કરે છે. અને કહે છે કે–હે, પ્રભુ! હે નાથ! હે સદ્‌ગુરુ આપેજ મને જીવતદાન આપ્યું, આપે આખો આત્મા આપ્યો, એમ વિનય કરે છે. તે પરમાર્થે પોતાનો વિનય છે, અખંડ સત્‌નો આદર છે. પોતાના ગુણનું બહુમાન થતાં પોતે સદ્‌ગુરુને અર્પણતા કરે છે, અને નિર્માનતા પ્રગટ કરે છે, તેજ ગુણીનું (આત્માનું) મહાત્મ્ય છે. ૧૦૯.

હવે શુદ્ધ (સાચું) સમકિત કોણ પામે તે કહે છે:—

**મત દર્શન આગ્રહ તજી, વર્તે સદ્‌ગુરુ લક્ષ;**
**લહે શુદ્ધ સમકિત તે, જેમાં ભેદ ન પક્ષ. ૧૧૦.**

સદ્‌ગુરુએ કહેલા માર્ગનું યથાર્થ લક્ષ કરીને સદ્‌ગુરુના લક્ષે વર્તે (અને અસત્ જેટલા પ્રસંગ તેનું લક્ષ છોડી દે) તે શુદ્ધ સમકિતને પામે. હકારથી વાત કરી છે પણ જ્યાં સતની અસ્તિ કહી ત્યાં અસત્‌ની નાસ્તિ થઈ ગઈ. "મત દર્શન આગ્રહ તજી" તે પદનો અર્થ સમજો. મત એટલે પેટાભેદના દુરાગ્રહ અને દર્શન એટલે મિથ્યા અભિપ્રાય; તે છોડીને એટલે કે ખોટાની પકડ મૂકીને, આર્ય (સીધું) સત્ જે સદ્‌ગુરુના લક્ષે વર્તે, તે શુદ્ધાત્મ અનુભવરૂપ શુદ્ધ સમકિતને પામે, તેમાં ભેદ એટલે પક્ષપાત નથી. સર્વજ્ઞ ભગવાનના પાદમુળે, તેમના સાક્ષાત્ ઉપદેશથી, લાયક જીવ ક્ષાયક સમકિત પામે છે; તથા અન્ય જ્ઞાની સદ્‌ગુરુના યોગથી જીવને શુદ્ધ સમકિત અને યથાર્થ સ્વાનુભવ થાય છે. એટલે કે અતીન્દ્રિય આનંદમૂર્તિ આત્મા કેવળ જ્ઞાયક અવિકારી છે, તેની નિરાકુળ શાંતિનું સ્વસંવેદન પોતાને પ્રત્યક્ષ

થાય છે. આ વાત કહી તેમાં ભેદ પક્ષ નથી, અને સ્વસ્વરૂપમાં પણ ભેદ નથી. આ દશામાં આ વાત આમ છે, આમ નથી; એ આદિ સર્વ વિકલ્પની વૃત્તિ પણ ટળી જાય છે. અને નિર્મળ નિરાકુળ પવિત્ર અપરિમિત-(=બેહદ) આનંદમય શુદ્ધ આત્માની પ્રતીતિ થાય છે.૧૧૦.

હવે સમકિતનું સ્વરૂપ કહે છે:—

વર્તે નિજસ્વભાવનો, અનુભવ લક્ષ પ્રતીત;
વૃત્તિ વહે નિજભાવમાં, પરમાર્થે સમકિત. ૧૧૧.

આત્મસ્વરૂપની પ્રતીત થવાથી જે શાંતિ, આનંદ અને સ્વરૂપનું લક્ષ થયું છે તેને અનુભવ કહેવામાં આવે છે. જે સ્વરૂપ ચિદાનંદમય છે તેને અનુસરીને, પોતાનો ઉત્સાહ સાવધાની પૂર્વક તે જીવને વર્તે છે. જે કંઈ પ્રકૃતિનો અંશ દેખાય છે તે હું નહિ, હું શુદ્ધ પૂર્ણ છું. તે પૂર્ણતાને સાધ્ય કરવાનો એટલે કે પહોંચી વળવાનો પ્રયત્ન તેને વર્તે છે. ધ્યાતા, ધ્યેય, અને ધ્યાનની એકાગ્રતા ગુણશ્રેણી મુજબ ઘણીવાર થયા કરે છે. શરૂઆતમાં પૂર્ણતાનું લક્ષ એટલે સ્વરૂપનું ભાન થઈ ગયું તેને, તેનું જ્ઞાન અંદરમાં લબ્ધરૂપ ટકી રહે છે. જેવું પૂર્ણ સ્વરૂપ માન્યું છે, જાણ્યું છે અને જે આનંદનું ભાન થયું છે, તેનું લક્ષ અને પ્રતીત અખંડ રહે છે. પોતાનું વલણ, ઉત્સાહ, રુચિ તે શુદ્ધ આત્માના અખંડ જ્ઞાયક સ્વભાવમાં અવિચ્છિન્ન ધારાથી વહે છે, ત્યાં પરમાર્થે સમકિત છે. જે વખતે આત્માનો આનંદ પ્રત્યક્ષ નથી તે વખતે, તેનો ભાવશ્રુતજ્ઞાનના ઉઘાડમાં લબ્ધરૂપે એટલે પ્રાપ્તિપણે છે, તથા સ્વાનુભવ વખતે આનંદ પ્રત્યક્ષ પણ છે. સાધ્ય સ્વયં શુદ્ધ આત્મસ્વરૂપ છે તેનું લક્ષ છે, અને વર્તમાનમાં તે પૂર્ણદશારૂપ થવાનો પુરુષાર્થ (વ્યવહાર) વર્તે છે. નિર્વિકલ્પદશાના પ્રત્યક્ષ આનંદ વખતે સમકિત ઉપયોગરૂપે છે, એટલે કે તે વખતે શ્રુતજ્ઞાનનું અભેદ પરિણમન છે. ઉપયોગરૂપ એટલે અનુભવરૂપ નિર્વિકલ્પદશા, સ્થિરતા, સ્વરૂપની એકાગ્રતા વખતે હોય છે. તે દશા પુરુષાર્થ પ્રમાણે આગળ વધતી જાય છે. જેની પ્રતીતિ છે, તેનું લક્ષ છે અને તે અખંડજ્ઞાન પ્રવાહ વડે સ્વસ્વરૂપ પરિણતીમાં રહેવું તેજ આત્મધર્મ છે. અહીં "વૃત્તિ

હે નિજ ભાવમાં પરમાર્થે સમકિત " કહ્યું છે તોપણ હજી પૂર્ણ ચારિત્ર સહિત પરમાવગાઢ સમકિત નથી; સમ્યગ્દર્શનમાં ભેદ ભંગ નથી, પણ ચારિત્ર વગેરે ગુણ પ્રગટ થવાની દ્રષ્ટિએ, સમકિતના બે અથવા ત્રણ પ્રકાર કહી શકાય છે. (૧) કારણરૂપ નૈગમનયે ઉપચારથી સમકિત (૨) નિશ્ચય સમકિત (૩) પરમ અવગાઢ સમકિત. ૧૭ મી ગાથામાં "સ્વચ્છંદ મત આગ્રહ તજી, વર્તે સદ્‌ગુરુ લક્ષ, સમકિત તેને ભાખીયું, કારણ ગણી પ્રત્યક્ષ." તેને કારણરૂપ ઉપચારથી, વ્યવહાર સમકિત કહ્યું છે. કેમકે તે નિશ્ચય સમકિતનું કારણ છે; અને આ ૧૦૯, ૧૧૦ ગાથામાં કહ્યું છે તે નિશ્ચય સમકિત છે, એટલે શુદ્ધ સમ્યગ્દર્શન છે. અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતસુખ, અને અનંતવીર્ય એ ગુણો પૂર્ણ પ્રગટે તેવી પૂર્ણ વીતરાગદશા પ્રગટ ન થાય ત્યાંસુધી પરમ અવગાઢ સમકિત ન કહેવાય. સમકિતના ભેદ પાડયા તેથી કાંઈ પ્રતીતિમાં ફેર નથી, ભેદ નથી. જેવો આત્મા સર્વજ્ઞ વીતરાગ ભગવાનના જ્ઞાનમાં છે, એવોજ પૂર્ણ શુદ્ધ સ્વાધીન પોતાને માન્યો છે, માટે પ્રતીતિમાં આંતરો નથી; પણ હજી ગુણો જે પૂર્ણપણે પ્રગટયા નથી તે અપેક્ષાએ ફેર પાડયો છે. શાસ્ત્રમાં કેવળ (પરમ અવગાઢ) સમ્યગ્દર્શન ૧૩ મે ગુણસ્થાને કહ્યું છે, કારણકે ત્યાં બીજા ત્રણે ગુણો પૂરા ઉઘડી જાય છે, ત્યાં પૂર્ણ ક્ષાયક સમકિત કહી શકાય. ૪ થા ગુણસ્થાને જે ક્ષાયક સમકિત કહ્યું છે તે, પર પ્રકૃતિની ઉપાધિ ટળવાના નિમિત્તના કારણે કહ્યું છે, કેમકે તે ગુણ પ્રગટયા પછી તે પાછો ન પડે એ દ્રષ્ટિએ તેને ક્ષાયક કહ્યું છે. જે દશા ઉઘડી તેમાં એટલે કે આત્મ પ્રતીતિના ભાનમાં વિઘ્ન આવવાનું નથી, અને પાછા પડવાનો નથી. પણ તે સમ્યગ્દર્શનગુણ આખો ઉઘડયો નથી, તેથી પૂર્ણ શુદ્ધ પરમાવગાઢ સમ્યક્ત્વ પરિપૂર્ણ ગુણ, ૧૩ મે ગુણસ્થાને પ્રગટ થાય છે. આત્મા અખંડ તત્ત્વ છે, તેનું વાસ્તવિક સ્વરૂપ અહીં પ્રતીતિમાં આવ્યું છે, તે પૂર્ણની પ્રતીતિ અખંડપણે વર્તે છે પણ પૂર્ણ શુદ્ધ સ્વરૂપ અવસ્થા હજી પ્રગટી નથી પણ પરથી જુદાપણાનું પોતાને ભાન થયું છે. ૧૧૧.

હવે સમકિતની નિર્મળ વધતી જતી ધારાથી કર્મના નિમિત્તથી થતા મિથ્યાભાસ, એટલે કે વિકલ્પ ટાળી વીતરાગદશા પ્રગટે છે એમ કહ્યું છે:—

વર્ધમાન સમકિત થઈ, ટાળે મિથ્યાભાસ,
ઉદય થાય ચારિત્રનો, વીતરાગપદ વાસ ૧૧૨

તે સમકિતની વધતી જતી ધારાથી હાસ્ય, શોક, રતિ, અરતિ રાગાદિ, જે કંઈ પ્રકૃતિની વિભાવી અવસ્થા આત્મામાં દેખાય છે, અને પૂર્વે ભ્રાંતિપણે કર્મબંધન થયું હતું તેને જ્ઞાનની સ્થિરતા નડે ટાળે છે. સ્વભાવ સમાધિમાં એટલે કે સહજ સ્વરૂપ સ્થિરતામાં ટકવું, એના સહજ ચારિત્રનો ઉદય થાય છે. ભગવાન આત્મા સહજ સ્વરૂપ છે, તેનું યથાર્થ ભાન થયું એટલે કર્મને ગણું એવો વિકલ્પ પણ ન રહે. પોતાના સહજ સ્વભાવમાં રાગ રહિત ઠરે છે, એટલે રાગાદિ મેં ટળી જાય છે. હઠથી ત્યાગ વૈરાગ્ય કે સમાધિ નથી. હઠ મરણ અને સહજ કાર્ય એમ ન બને. લોકો પુણ્ય પ્રયોગથી તથા હઠયોગ વગેરે બીજા સાધનને મોક્ષનું કારણ માને છે તે કૃત્રિમ છે. જ્ઞાન સિવાય બીજું હું કરું છું એમ માને અથવા બાહ્યક્રિયા તથા ત્યાગ કરું છું એવું અભિમાન ભલે કરે, પણ જ્ઞાન સિવાય બીજું કંઈ જીવ કરી શકતો જ નથી. જેને સ્વાભાવિક આનંદદશાનું લક્ષ નથી, તથા જેને સહજ જ્ઞાનદશા ઉઘડી નથી તે વિજાતિ સાધનને વ્યવહાર માની તેના જડ સાધનનો પક્ષ કરે છે, અને મૂઢતા વધારે છે. ત્યારે જ્ઞાની જ્ઞાનનો નિર્મળ વિવેક વધારે છે. તેને સહજ જ્ઞાનસ્વભાવની સમાધિ વધતી જાય છે, ત્યાં હઠ હોય નહિ. અનાદિ અનંત સ્વતઃ સિદ્ધ સહજ સ્વભાવનું ભાન અને અનુભવદશા જેને પ્રગટી તેને એ જ જાતની પ્રતીત અને પ્રયત્ન હોય જ. ભાષામાં "આમ કરવું" એવા નિમિત્તરૂપ વ્યવહાર શબ્દો આવે, પણ અંતરંગમાં જાણે છે કે વસ્તુ સહજ છે. રાગાદિનો યોગ પણ છે, એમ નિર્દોષ અસંગ દૃષ્ટિમાં પ્રકૃતિના નિમિત્તનો દ્વૈતભાવ રહેતો નથી. હાસ્ય, શોક, રાગ દ્વેષ, કષાયથી થતા દ્વૈતભાવને ટાળી જ્ઞાનની સહજ અભેદ, ઉદય દૃષ્ટિ ઉપર તેની મીટ છે તે જ ચારિત્ર છે. અને પૂર્ણતાને પહોંચી વળવાનો તે જાતનો પુરુષાર્થ છે. બહારની ક્રિયાના આધારે આત્માનું ચારિત્ર નથી. મન, વાણી તથા દેહાદિની ક્રિયામાં કે શુભરાગમાં પણ ચારિત્ર ગુણ નથી. ચારિત્ર શું? તો જ્ઞાનની સ્થિરતા છે. જેમ ગોળથી ગળપણ જુદું ન હોય,

તેમ ગુણ ગુણીથી જુદા ન હોય. બાહ્યત્યાગ વૈરાગ્ય ( મોહગર્ભિત વૈરાગ્ય)થી, વસ્ત્રથી કે ટીલાં ( તીલકઆં ) થી આત્માનો ધર્મ ન હોય. આત્માનો ધર્મ સ્વરૂપની પ્રતીત અને તેથી થતી નિર્દોષ પવિત્ર દશામાં છે. રાગના વિકલ્પ છોડીને, સ્થિર થવું એટલે કે જ્ઞાનમાં જ્ઞાતાપણે ટકવું તે ચારિત્ર છે, સર્વજ્ઞ ભગવાને કહ્યું છે તે સત્‌સ્વરૂપની યથાર્થ સમજણ તે ધર્મ છે: તેવી પ્રતીત સહિત શુદ્ધ આત્માની શ્રદ્ધાવડે કલ્પીત મતની ભ્રાન્તિ ટળી જાય છે, શુદ્ધ આત્માની શ્રદ્ધા કરી ત્યારથી તે રૂપ ચારિત્રદશા વધતી જાય છે. અને છેવટે રાગદ્વેષના ક્ષયરૂપ સહજ આનંદ સ્વરૂપ વીતરાગપદમાં સ્થિત થાય છે. જેટલે અંશે રાગ રહિત દશા થાય તેટલે અંશે, રાગાદિના નિમિત્તરૂપ પરવસ્તુનો યોગ નજ હોય. રાગાદિ કષાયભાવમાં પોતાનું ટકવું થતું હોય અને ન માને, તથા પુરૂષાર્થવડે તે દોષ ન ટાળે, અને કહે કે અમને પૂર્ણ શુદ્ધતાનું લક્ષ છે, એમ નામ માત્ર ધારણા ધારી રાખે તે સ્વચ્છંદી છે, તે વાત આગળ આવશે. ૧૧૨.

હવે પૂર્ણ પવિત્ર અખંડ નિર્મળ જ્ઞાનદશા, કેવળજ્ઞાનનું બેહદ ઐશ્વર્ય કેવું છે તેનું નિશ્ચયથી વર્ણન કરે છે.

તા. ૨૨—૧૧—૩૯.

કેવળ નિજસ્વભાવનું, અખંડ વર્તે જ્ઞાન;
કહિયે કેવળજ્ઞાન તે, દેહ છતાં નિર્વાણ. ૧૧૩.

જિજ્ઞાસુને સદ્‌ગુરુની પ્રાપ્તિ થતાં સાધકદશાથી પૂર્ણ સાધ્ય સુધી, ક્રમબદ્ધ વસ્તુસ્વરૂપની મર્યાદા કહી છે. " જીવદ્રવ્ય એક પૂર્ણ અખંડ હોવાથી તેનું જ્ઞાન સામર્થ્ય સંપૂર્ણ છે. " આત્મા પૂર્ણ સ્વાધીન સહજ તત્ત્વ છે, તે નિશ્ચયથી પરને જાણતો નથી, પરને જાણવાનો વિકલ્પ નથી. જેમાં અસ્થિરતા અને રાગદ્વેષની વૃત્તિ ટળીને, માત્ર નિજસ્વભાવનું અખંડ જ્ઞાન વર્તે છે, તે અહીં નિશ્ચયથી વાત લીધી છે. પરને જાણે છે એમ કહેવું તે ઉપચાર છે. તેથી વ્યવહાર-ઉપચારથી, પર નિમિત્તથી ચૈતન્યનો મહિમા માનવો તે ઠીક નથી. બાહ્યદ્રષ્ટિવાળા જગતના જીવોને આત્માની મહિમા લાગે તે માટે નિમિત્તને જાણનારૂં

વર્ધમાન સમકિત થઈ, ટાળે મિથ્યાભાસ;
ઉદય થાય ચારિત્રનો, વીતરાગપદ વાસ. ૧૧૨

તે સમકિતની વધતી જતી ધારાથી હાસ્ય, શોક, રતિ, અરતિ, રાગાદિ, જે કંઈ પ્રકૃતિની વિકારી અવસ્થા આત્મામાં દેખાય છે, અને પૂર્વે ભ્રાંતિપણે કર્મબંધન થયું હતું તેને જ્ઞાનની સ્થિરતા વડે ટાળે છે સ્વભાવ સમાધિમાં, એટલે કે સહજ સ્વરૂપ સ્થિરતામાં ટકવું, એના સહજ ચારિત્રનો ઉદય થાય છે ભગવાન આત્મા સહજ સ્વરૂપ છે, તેનું યથાર્થ ભાન થયું એટલે કર્મને ટાળું એવો વિકલ્પ પણ ન રહે પોતાના સહજ સ્વભાવમાં રાગ રહિત ઠરે છે, એટલે રાગાદિ મેં ટળી જાય છે હઠથી ત્યાગ વૈરાગ્ય કે સમાધિ નથી હઠ કારણ અને સહજ કાર્ય એમ ન બને લોકો પુણ્ય પ્રયોગથી તથા હઠયોગ વગેરે બીજા સાધનને મોક્ષનું કારણ માને છે તે કૃત્રિમ છે જ્ઞાન સિવાય બીજું હું કરું છું એમ માને અથવા બાહ્યક્રિયા તથા ત્યાગ કરું છું એવું અભિમાન ભલે કરે, પણ જ્ઞાન સિવાય બીજું કંઈ જીવ કરી શકતો જ નથી જેને સ્વાભાવિક આનંદદશાનું લક્ષ નથી, તથા જેને સહજ જ્ઞાનદશા ઉઘડી નથી, તે વિજાતિ સાધનને વ્યવહાર માની તેના જડ સાધનનો પક્ષ કરે છે, અને મૂઢતા વધારે છે ત્યારે જ્ઞાની જ્ઞાનનો નિર્મળ વિવેક વધારે છે તેને સહજ જ્ઞાનસ્વભાવની સમાધિ વધતી જાય છે, ત્યાં હઠ હોય નહિ અનાદિ અનંત સ્વતંત્ર સિદ્ધ સહજ સ્વભાવનું ભાન અને અનુભવદશા જેને પ્રગટી, તેને એ જ જાતની પ્રતીત અને પ્રયત્ન હોય જ ભાષામાં "આમ કરવું" એવા નિમિત્તરૂપ વ્યવહાર શબ્દો આવે, પણ અંતરંગમાં જાણે છે કે વસ્તુ સહજ છે, રાગાદિનો યોગ પર છે, એમ નિર્દોષ અસંગ દૃષ્ટિમાં પ્રકૃતિના નિમિત્તનો દ્વૈતભાવ ટકતો નથી હાસ્ય, શોક, રાગ, દ્વેષ, કષાયથી થતા દ્વૈતભાવને ટાળવાની રાગ અભેદ, ધ્રુવ દૃષ્ટિ ઉપર તેની મીટ છે, તે જ ચારિત્ર છે અને પૂર્ણતાને પહોંચી વળવાનો તે જાતનો પુરુષાર્થ છે બહારની ક્રિયાના આધારે આત્માનું ચારિત્ર નથી મન વાણી તથા દેહાદિની ક્રિયામાં કે શુભરાગમાં પણ ચારિત્ર ગુણ નથી ચારિત્ર ગુણ તો જ્ઞાનની સ્થિરતા છે જેમ ગોળથી ગળપણ જુદું ન હોય,

મ્યતા, થાકે અતિ મતિમાન" પોતાની દ્રષ્ટિએ વિચારે અને જ્ઞાનીની દ્રષ્ટિએ ન વિચારે તેને મુંઝવણ રહે છે. કઈ અપેક્ષાએ સાધક સ્વભાવ ભેદરૂપ છે. અને વસ્તુસ્વરૂપ અભેદ છે વીગેરેનો સ્વચ્છંદે વિચાર કરતાં અતિ મતિમાન (ઘણા બુદ્ધિશાળી) પણ થાકે છે. અનેક અપેક્ષાવડે વસ્તુનો આશય સમજવામાં ન આવે તો, વસ્તુસ્વરૂપનું પ્રતીપાદન કરનાર જિન પ્રવચન સ્વચ્છંદી જીવોને દુર્ગમ્ય લાગે છે. તેથી તેને હજારો શાસ્ત્રનું જ્ઞાન વૃથા છે, પણ એકવાર સ્વછંદ છોડી જ્ઞાનીનો અભિપ્રાય સમજે તો, અનાદિની ભ્રાન્તિ ( મોહ નિંદ્રારૂપ અજ્ઞાન ) નો નાશ થાય છે; અને છેવટે વીતરાગદશા થાય છે. ૧૧૩.

એકવાર જીવ જ્ઞાનીનો અભિપ્રાય સમજે તો અનાદિનો મિથ્યાત્વભાવ દૂર થાય છે એમ હવે કહે છે:—

**કોટિ વર્ષનું સ્વપ્ન પણ, જાગ્રત થતાં શમાય;**
**તેમ વિભાવ અનાદિનો, જ્ઞાન થતાં દૂર થાય. ૧૧૪.**

કરોડ વર્ષનું સ્વપ્ન ટાળી જાગૃત થવા માટે વધારે વખત ન જોઈએ. દ્રષ્ટાંત એક દેશી હોય છે, તેની સાથે એટલો સિદ્ધાંત મેળવવો છે કે, અનંત કાળથી અજ્ઞાન અંધકારરૂપ મોહનિદ્રા છે, તેને સત્ય આત્મબોધવડે ટાળી શકાય છે; અને અનાદિ કાળનો વિભાવ તે સાચું જ્ઞાન થતાં જ દુર થાય છે. સામાન્ય જે પોતાનો સળંગ જ્ઞાન દર્શનમય એકાકાર સ્વભાવ છે, તેને છોડીને જીવે પ્રકૃતિના નિમિત્તનો પોતામાં અનાદિનો આરોપ કર્યો છે કે, એ વિકલ્પ, રાગાદિ પુણ્ય વગેરે મારા છે. એ રીતે કર્મભાવ,—વિભાવમાં પોતાપણાની કલ્પનાથી જીવને મિથ્યાત્વભાવ અનાદિનો છે. આત્મજ્ઞાન થતાં (જેમ જાગૃત થતાં સ્વપ્ન ચાલ્યું જાય છે, દીપકનો પ્રકાશ થતાં અંધકાર ટળે છે તેમ) તે ભૂલ ટળી જાય છે. અહીં "વિભાવ" શબ્દથી મુખ્યપણે દર્શન મોહનો નાશ કહ્યો છે. અને ગૌણમાં ચારિત્ર મોહનો નાશ કહ્યો છે. પોતાનો દોષ કર્મપ્રકૃતિ ઉપર નહિ ઢોળતાં પોતાથી ટાળવા આ ગાથામાં કહ્યું છે. પોતે પોતાના સ્વરૂપને અન્યથા માન્યું છે, તે ભૂલ પોતે કરી છે, નહિ કે તે ભૂલ કર્મપ્રકૃતિ કરાવે

જ્ઞાન છે એમ વ્યવહારથી કહ્યું છે. સર્વજ્ઞ પ્રભુનું ત્રિકાળજ્ઞાન લોકાલોકને જાણે છે: પણ જે પરનિમિત્તથી જ્ઞાનનો મહિમા કરે છે, અને પરને જાણે એમ નિશ્ચયથી માને છે, તેનો અર્થ એમ થાય છે કે ચૈતન્યમાં જાણે કાંઇ માલ-(શક્તિ) નથી. લોકો વ્યવહાર પક્ષમાં તત્ત્વને બહુ તાણી જાય છે, માટે આમાં કેવળ નિશ્ચયથી કહ્યું કે "કેવળ નિજસ્વભાવનું અખંડ વર્તે જ્ઞાન" તેમાં પરને જાણવાનો વિકલ્પ નથી, પણ સહજ જ્ઞાન સ્વરૂપમાં પર નિમિત્ત, સમસ્ત વિશ્વ સહજપણે જણાય છે. જે અખંડ જ્ઞાયક શુદ્ધ સ્વભાવ પૂર્ણ શક્તિરૂપ હતો તે પ્રત્યક્ષ પ્રગટ થાય છે. આત્મગુણને વિઘ્ન કરનાર નિમિત્ત, ઘાતીકર્મનો સર્વથા અભાવ થતાં, સહજ સ્વાભાવિક પૂર્ણ કેવળજ્ઞાનદશા વર્તે છે. સર્વ આભાસ રહિત આત્મસ્વભાવનું જ્યાં અખંડ (કોઈ વખતે પણ ખંડિત ન થાય, નાશ ન પામે એવું) જ્ઞાન વર્તે તેને કેવળજ્ઞાન કહીએ છીએ. જે કેવળજ્ઞાન પૂર્ણ વીતરાગદશા પામ્યાથી, ઉત્કૃષ્ટ જીવન મુક્તદશારૂપ નિરાવરણ, દેહ છતાં જ અનુભવાય છે. "સંપૂર્ણ વીતરાગ થતાં સંપૂર્ણ સર્વજ્ઞ થાય છે."

તેરમી ભૂમિકાએ ચાર ઘાતી કર્મોનો સર્વથા ક્ષય થતાં અનંત જ્ઞાન, દર્શન, સુખ, વીર્ય એટલે પૂર્ણ સર્વજ્ઞદશા પ્રગટ થાય છે. તે ક્ષણે ભાવમોક્ષ કહેવાય છે. પણ દેહ અને આયુષ્યની સ્થિતિ બાકી હોય, તે પૂરી થતાં ચાર અઘાતી કર્મનો અભાવ થવાથી દ્રવ્ય મોક્ષ થાય છે. આમાં લોકાલોકના જ્ઞાનનું વર્ણન આવ્યું નહિ, કારણકે નિમિત્તનો ઉપચાર નિશ્ચયમાં આવે નહિ. સ્વભાવનું સામર્થ્ય જ્યાં પૂર્ણપણે ઉઘડી ગયું, તેને પરના નિમિત્તથી ઓળખાવવું તે શોભનીય નથી. કેવળજ્ઞાનમાં જેવો પૂર્ણ સ્વભાવ છે તેવોજ ઉત્કૃષ્ટપણે, અખંડપણે પરિણમી ગયો છે. તેમાં પરનો ઉપયોગ કહેવો તે ઉપચાર છે. મોક્ષ પણ પર્યાય છે અને આત્મદ્રવ્ય ત્રિકાળી અનાદિ અનંત શુદ્ધ પરિણામિકભાવમાં સળંગ સ્થિત છે. તે પ્રાપ્તની પ્રાપ્તિ છે. કંઈ સ્વભાવમાં નવું નથી. દ્રવ્ય સ્વભાવની દૃષ્ટિથી જુઓ તો મોક્ષ અવસ્થા નવી નથી. અવસ્થા એટલે પર્યાય દૃષ્ટિથી જુઓ તો મોક્ષ અવસ્થા નવી છે. આત્મસિદ્ધિમાં ભાષા ઘણી સરલ છે; છતાં લોકોને સત્સમાગમની રુચિ વિના, પરીક્ષા વિના કંઈ કંઇ બીજું સમજાય છે. શ્રીમદે કહ્યું છે કેઃ—"જિન પ્રવચન દુર્ગ-

મ્યતા. થાકે અતિ મતિમાન" પોતાની દ્રષ્ટિએ વિચારે અને જ્ઞાનીની દ્રષ્ટિએ ન વિચારે તેને મુંઝવણ રહે છે. કઈ અપેક્ષાએ સાધક સ્વભાવ ભેદરૂપ છે. અને વસ્તુસ્વરૂપ અભેદ છે વીગેરેનો સ્વચ્છંદે વિચાર કરતાં અતિ મતિમાન (ઘણા બુદ્ધિશાળી) પણ થાકે છે. અનેક અપેક્ષાવડે વસ્તુનો આશય સમજવામાં ન આવે તો, વસ્તુસ્વરૂપનું પ્રતીપાદન કરનાર જિન પ્રવચન સ્વચ્છંદી જીવોને દુર્ગમ્ય લાગે છે. તેથી તેને હજારો શાસ્ત્રનું જ્ઞાન વૃથા છે, પણ એકવાર સ્વછંદ છોડી જ્ઞાનીનો અભિપ્રાય સમજે તો, અનાદિની ભ્રાન્તિ (મોહ નિદ્રારૂપ અજ્ઞાન) નો નાશ થાય છે; અને છેવટે વીતરાગદશા થાય છે. ૧૧૩.

એકવાર જીવ જ્ઞાનીનો અભિપ્રાય સમજે તો અનાદિનો મિથ્યાત્વભાવ દુર થાય છે એમ હવે કહે છે:—

**કોટિ વર્ષનું સ્વપ્ન પણ, જાગ્રત થતાં શમાય;**
**તેમ વિભાવ અનાદિનો, જ્ઞાન થતાં દૂર થાય. ૧૧૪.**

કરોડ વર્ષનું સ્વપ્ન ટાળી જાગૃત થવા માટે વધારે વખત ન જોઇએ. દ્રષ્ટાંત એક દેશી હોય છે, તેની સાથે એટલો સિદ્ધાંત મેળવવો છે કે, અનંત કાળથી અજ્ઞાન અંધકારરૂપ મોહનિદ્રા છે,. તેને સત્ય આત્મબોધવડે ટાળી શકાય છે; અને અનાદિ કાળનો વિભાવ તે સાચું જ્ઞાન થતાં જ દુર થાય છે. સામાન્ય જે પોતાનો સળંગ જ્ઞાન દર્શનમય એકાકાર સ્વભાવ છે, તેને છોડીને જીવે પ્રકૃતિના નિમિત્તનો પોતામાં અનાદિનો આરોપ કર્યો છે કે, એ વિકલ્પ, રાગાદિ પુણ્ય વગેરે મારા છે. એ રીતે કર્મભાવ,—વિભાવમાં પોતાપણાની કલ્પનાથી જીવને મિથ્યાત્વભાવ અનાદિનો છે. આત્મજ્ઞાન થતાં (જેમ જાગૃત થતાં સ્વપ્ન ચાલ્યું જાય છે, દીપકનો પ્રકાશ થતાં અંધકાર ટળે છે તેમ) તે ભૂલ ટળી જાય છે. અહીં "વિભાવ" શબ્દથી મુખ્યપણે દર્શન મોહનો નાશ કહ્યો છે. અને ગૌણમાં ચારિત્ર મોહનો નાશ કહ્યો છે. પોતાનો દોષ કર્મપ્રકૃતિ ઉપર નહિ ઢોળતાં પોતાથી ટાળવા આ ગાથામાં કહ્યું છે. પોતે પોતાના સ્વરૂપને અન્યથા માન્યું છે, તે ભૂલ પોતે કરી છે, નહિ કે તે ભૂલ કર્મપ્રકૃતિ કરાવે

છે અહીં એમ કહે છે કે તુ જ સ્વાધીનપણે ઉંધા પડયો, તથી પરવસ્તુમા સુખદુ ખની અને મારાપણાનીબુદ્ધિ કરે છે તારી સ્વાધીનતા ભૂલી, વિભાવપણે અજ્ઞાનમા સ્વચ્છદપણે તારૂ પ્રવર્તવુ થાય છે, અને જ્યારે યથાર્થ વસ્તુસ્વરૂપ તે માન્યુ, જાણ્યુ ત્યારે સહજ સુખ સ્વરૂપમા સ્વાધીનપણે તારૂ પ્રવર્તવુ થાય છે અનત કાળની ભૂલ એક સમય માત્રમા ટાળી શકાય છે એ જાગૃતિની એક પળ તે અનત સસારના મૂળનો નાશ કરનાર છે પોતાને જે ભૂલ થાય છે તે સ્ત્રી, કુટુબ, ધન, ધાન્ય વગેરે પરના કારણે થતી નથી પર વસ્તુ કાઈ જીવને પરિણમાવી શકે નહિ, કોઈ કોઈને પરાણે રાગ દ્વેષ કરાવી શકે નહિ ભૂલ પોતાના અજ્ઞાનના કારણે છે, તે સ્વાધીનપણે તુ ભૂલ કરનારો હોવાથી તુ પોતે સ્વાધીનપણે ભૂલ ટાળી શકે છે હું પરાધીન છુ, હુ ભૂલવાળો છુ એમ જાણ્યુ કોણે? હું પરાધીન છુ એ જાણનાર જ સ્વાધીન છે જડની ક્રિયા જીવને આધારે નથી પણ પોતાના જ્ઞાનમા ગુણ અથવા દોષ કરવો તે પોતાને આધારે છે પોતે અનાદિથી અજ્ઞાનમા ઉંઘો હતો, તે સ્વય સત્સમાગમવડે જાગૃત થયો કોઈ સાચો જિજ્ઞાસુ આત્માર્થી ભૂલ ટાળવા તેયાર થાય, તેને સત્પુરૂષનો યોગ અવશ્ય થાય છે બહારથી યોગ ન મળે તો અ દરથી યથાર્થ સમાધાન જાગે અને તેથી પરવસ્તુમા જે સુખબુદ્ધિ થતી હતી તે ટળે છે, અને અવિરોધપણે સ્વાનુભવ થાય છે ' આરોપિત સુખ ભ્રમ ટળ્યો, ભાસ્યો અ યાબાધ" રખડવામા—અજ્ઞાનમા અનતકાળ વીત્યો, પણ તે ભૂલ ટાળવામા અનતકાળ જોઈએ તો સ્વભાવની કિંમત શી? એકજ સમયમા આત્મભાન થાય છે અને તેનુ ફળ જાણતા અસખ્યાતા સમયનીધાર વાગે છે, તેનુ કારણ છદ્મસ્થપણ છે પૂર્ણ સ્વરૂપ જેવુ છે તેવુ જાણ્યુ, માન્યુ તે સાથેજ પૂર્ણતાને લક્ષે શરૂઆત થાય છે વર્તમાનમા સારૂ સ્વભાવપણે શુદ્ધતાનો અશ પૂર્ણમાથી ઉઘડયો તે, પૂર્ણને પહોચી વળવાનો પ્રયત્ન (પુરૂષાર્થ) વર્તે છે થાય છે જ્યારે આત્મા પોતાની શુદ્ધાત્મ પરિણતીને એકજ સમયમા જ્ઞાનમા પકડી શકે ત્યારે, તેજ સમયે કેવળજ્ઞાન એટલે પૂર્ણ શુદ્ધ સર્વજ્ઞદશા પ્રગટ થાય છે આત્મા અનાદિ અનત છે, તેમા દરેક સમયે પોતાનુ સ્વાધીન બેહદ સામર્થ્ય છે, તે એકજ સમયમા

પરિપૂર્ણ છે; અને ત્રિકાળ સત્ છે. વર્તમાન અવસ્થામાં પોતાની શુદ્ધતામાં સ્થિર થઇને પૂર્ણ સ્વરૂપનું લક્ષ કર્યું, ત્યારે પરના સંબંધ રહિત નિરૂપાધિક વસ્તુસ્વરૂપની શ્રદ્ધા થઈ. તેથી અનંત કાળમાં જે ભૂલરૂપ બંધભાવમાં ટકનારૂં જ્ઞાન ભવહેતુ થતું હતું, તે જ્ઞાન એક સમય માત્રમાં પલટીને મુક્તિનું કારણ થાય છે. જે ભાવે અનંત સંસારના બીજનો નાશ થાય છે, તેજ ભાવે મોક્ષદશાની ઉત્પત્તિ થાય છે. તે ભેદવિજ્ઞાનવડે અનાદિનું અજ્ઞાન પલટી પુરૂપાર્થની સ્થિરતાથી, પોતાના બેહદ આનંદ સ્વરૂપની સ્વાધીનતાનો સ્વીકાર કરતું, જ્ઞાન સળંગ અબંધભાવ પ્રગટ કરે છે.

નિરપેક્ષ મોક્ષ સ્વભાવની દ્રષ્ટિ પ્રગટ કરવાથી પુર્ણ પવિત્ર કૃત્યકૃત્ય નિઃશંક આત્મધર્મનું અપૂર્વ રહસ્ય સમજાય છે. ૧૧૪.

હવે અહીં પવિત્ર અકષાયભાવ ( આત્મધર્મની સાચી અહિંસા) જે અનંત જ્ઞાનીઓના હૃદયનો મર્મ છે તે કહે છે:—

છૂટે દેહાધ્યાસ તો, નહિ કર્ત્તા તું કર્મ;
નહિ ભોક્તા તું તેહનો, એ જ ધર્મનો મર્મ. ૧૧૫.

જ્ઞાન સ્વરૂપમાં દેહ, મન, વાણી, કર્મ, અને નોકર્મનો એકરૂપે ભાસ થવો તે દેહાધ્યાસ છે. મનની અંદર પ્રકૃતિના નિમિત્તે શુભ અશુભ પરિણામ જે થાય, તે પણ એક ન્યાયે દેહ છે. પુણ્ય, પાપ, હર્ષ, શોક વગેરે કર્મ પ્રકૃતિનો ઉદય છે, તેનું કાર્મણ શરીર કારણ છે. તેમાં દેહાધ્યાસરૂપ કાર્યનો આરોપ કરીને કહ્યું છે કે, દેહાધ્યાસ છુટે તો તું પરનો કર્તા ભોક્તા નથી. મનની શુભાશુભ રાગવૃત્તિ ઉઠે તે પણ દેહ છે. હું દેહાતીત અતીન્દ્રિય અરાગી તત્ત્વ છું, હું કેવળ-જ્ઞાન સ્વરૂપ છું, મારા સ્વભાવમાં દોષ નથી, એમ નિર્દોષ અનુભવ કરતાં દેહાધ્યાસ છૂટે છે. તેથી જીવ કર્મનો કર્તા ભોક્તા થતો નથી, એજ ધર્મનો મર્મ છે. આત્માનો અવ્યાબાધ જ્ઞાયક શુદ્ધ સ્વભાવ છે તેમાં પરના નિમિત્તની ઉપાધિ નથી, એમ ભૂલને સુક્ષ્મપણે જાણી અને જ્ઞાનની પ્રતીતિ, જ્ઞાનની શાંતિ, જ્ઞાનનું બળ થતાં કર્તા ભો...

નિજ સ્વભાવમાંજ માનવું થાય છે. ભૂલનું ટળવું તેજ ગુણનું થવું છે. ભૂલ અનાદિની છે પણ ભૂલરૂપ સ્વભાવ નથી, માટે ભૂલ ટળે છે. પરમાં અહં મમત્વપણું છે, પરમાં સુખબુદ્ધિ છે, તે ટાળી પોતાપણું આત્મામાંજ મનાય ત્યારે જે મન, વાણી, દેહ તથા સર્વ પર દ્રવ્યોમાં તથા પર ભાવોમાં આત્મબુદ્ધિ થતી હતી તે માન્યતા છૂટી જાય છે. આત્મામાં જ્ઞાતા દ્રષ્ટા શક્તિ જીવ પ્રગટ કરે ત્યારે જે પરધર્મરૂપ દેહાત્મબુદ્ધિ હતી તે ટળતાં, જીવ જડ કર્મનો કર્તા ભોક્તા ઉપચારે પણ નથી એ જ ધર્મનો મર્મ છે. આગળ કહ્યું હતું કે "વિચારવા આત્માર્થીને ભાખ્યો અત્ર અગોપ્ય." તે અહીં ખુલ્લો જણાવી દીધો છે. આત્માનો સહજ સ્વભાવ એમ જ છે, જ્ઞાનીએ કાંઈ ગોપવ્યું નથી. જેમ છે તેમ વસ્તુ સ્વરૂપનું રહસ્ય ( સ્વભાવ ધર્મ ) વિરોધ રહિત કહ્યું છે. પરભાવનો કર્તા ભોક્તા સ્વભાવના ભાનમાં જીવ ન હોય, અને સ્વભાવનું ભાન હોય તો પરભાવમાં જીવને ટકવું હોય જ નહિ એટલે કે સ્વસ્વરૂપમાં સ્થિતિ હોય, એજ મૂળધર્મનું રહસ્ય છે. આ ૧૧૫ ગાથા સુધીમાં ઘણા ન્યાય આવી ગયા છે. જડ અને ચેતન સ્વતંત્ર બે પદાર્થને જુદા માનવા, સંયોગી અવસ્થામાં (પરવસ્તુમાં) અહંત્વ મમત્વ છે તે છોડવાં, પરમાં સુખબુદ્ધિની મિથ્યા માન્યતા છોડવી તથા મતદર્શનનો આગ્રહ છોડવો એમ કહ્યું. તે સર્વ કથનનો આશય સમજાયા પછી, હેય ઉપાદેયરૂપ વિવેકબુદ્ધિ જાગૃત રહે છે, અને આત્મા પરદ્રવ્ય પરભાવથી જુદો, શુદ્ધ અસંયોગી તત્ત્વ છે તે સદ્‌ગુરુના યોગવડે, અને પોતાની પાત્રતાથી જેમ છે તેમ સમજાય છે. મુમુક્ષુને પોતાના સત્ય સ્વરૂપમાં શંકા ન પડે, તેમ મુંઝવણ ન થાય. જ્ઞાનીઓએ કંઈ ગુપ્ત રાખ્યું હશે તેવી શંકા પણ ન થાય. એવા જીવો ચેતન ચમત્કારમાત્ર ભગવાન આત્માની પૂર્ણતા ઉપર મીટ રાખીને સદા નિત્ય જાગતા દેખાય છે, તેમાં પરનું કાંઈ કરવાનું આવતું નથી. એવું નિઃસંદેહ તત્ત્વ શ્રીમદ્ જાહેર કર્યું છે તે સમજો. પોતાના અક્રિય, સર્વજ્ઞ સ્વભાવનો મહિમા આવે ત્યારે, ચૈતન્ય ભગવાન પોતાની રક્ષા કરે છે. અને પોતાના નિત્યનિર્ભય નિઃશંકસ્વભાવને જ જુએ છે. પરથી જુદાપણાનું ભાન થતાં આત્મા પરનો કર્તા ભોક્તા પરમાર્થે નથી, પણ મોક્ષસ્વભાવમાં જ નિત્ય સ્થિત છે. ઉપાધિનો અંશ પણ નથી,

એવી સ્વરૂપ સ્થિતિ તે વીતરાગ તત્ત્વનો મર્મ છે. એમ ત્રણે કાળના જ્ઞાનીનું રહસ્ય છે. તે અનાદિનું સત્ જેમ છે તેમ અહીં કહ્યું છે.

સાધારણ જીવોને નિર્ણય કરવામાં ઘણી મુંઝવણ પડે છે, પણ તેઓ મનન કરે તો ઘણી સરળ ભાષાથી આ આત્મસિદ્ધિમાં ઊંડું રહસ્ય મૂક્યું છે. સાચા જ્ઞાનની સમજણ વિના દેવ, ગુરુ, શાસ્ત્રનો ઉપકાર થાય નહિ. ગુજરાતી ભાષામાં તત્ત્વનું ઊંડું રહસ્ય આ શાસ્ત્રમાં જાહેર કર્યું છે. જે વાત જે આશયથી કહેવામાં આવી છે તે આશય સમજવાથી કલ્યાણ છે. બાકી શબ્દો વાંચી જનારા ઘણા છે, એટલા શબ્દો વાંચી જનારાનું કલ્યાણ થઈ શકતું નથી, પણ તેનું મનન અને સાચી સમજણ કરવાથી કલ્યાણ થાય છે. જેને સાચી સમજણની રૂચિ છે તેણે, જ્ઞાની પુરૂષોએ જે પ્રકારે આત્માને કહ્યો છે તેજ પ્રકારે, આ આત્મસિદ્ધિમાં આત્માને કહ્યો છે, તેનો વિશ્વાસ કરવો, અને સત્સમાગમવડે તેનો નિત્ય અભ્યાસ કરવો. આત્મામાં શુદ્ધ જ્ઞાન સિવાય પરમાણુ માત્રનો સંબંધ નથી; તું નિત્ય મોક્ષસ્વરૂપ છો, તેથી જેવો છો તેવો થા એમ આ ૧૧૫ મી ગાથામાં કહ્યું છે. જે પોતાના સત્સ્વરૂપને સમજ્યો, તે ઉપકારીનો પરમ ઉપકાર થયો છે એમ કહી, ઉપકારીનું બહુમાન—વિનય કરે છે. જે પોતાના સ્વરૂપને સમજ્યો તેણે દેવ, ગુરુ, ધર્મને સ્વીકાર્યા છે. તેજ સત્નું બહુમાન છે. દેવ, ગુરુ, અને ધર્મ એ ત્રણે સત્સ્વરૂપ વીતરાગ છે, નિર્દોષ છે, તેનો આદર એટલે સંસારનો આદર નહિ, પરપદાર્થનો પરિચય નહિ. એમ એક ગુણ પ્રગટતાં બધા ગુણો સાથે પ્રગટે છે, અને તે પૂર્ણ કેવળજ્ઞાન થયે પરિપૂર્ણ થાય છે, પૂર્ણ પવિત્ર વીતરાગ સ્વરૂપ સર્વજ્ઞ ભગવંત પરમાત્મા કહેવાય છે. જેમ છે તેમ આત્મા અને જડ, સ્વભાવ, વિભાવ, કષાય, અકષાય, કર્તા, અકર્તા, સક્રિય, અક્રિય, ભોક્તા, અભોક્તા વગેરે અનેક ધર્મનું રહસ્ય આ શાસ્ત્રમાં આવી જાય છે. માટે તે ખુબ વિચારવું. પૂર્વાપર વિરોધ રહિત નિર્ણય થવો જોઈએ. લોકો સંસારમાંથી કંઈક નિવૃત્તિ લઈને સ્વ–પરનો વિચાર કરે ત્યારે સમજાયને? લોકોને તેનું મનન જ નથી. અનંત સુખસ્વરૂપને પામવાની સાચી જિજ્ઞાસાનો વિચાર કર્યા વિના પાત્રતા પણ ક્યાંથી -

અહીં તો શ્રીમદે નિઃસંદેહ તત્ત્વને જાહેર કર્યું છે કે પરની મમતા છોડ, અને તત્ત્વનો અભ્યાસ કર, અને કેવળ નિજસ્વભાવને જ જાણ. સંસાર દેહાદિમાં કર્તૃત્વ મમત્વરૂપ દેહાધ્યાસ છોડે તોજ, અસંયોગી સ્વાધીન પૂર્ણ કૃતકૃત્ય અક્રિય શુદ્ધ ચિદાનંદ આત્મધર્મને પામે. ૧૧૫, ૧૬, ૧૭, ૧૮ એ ચાર ગાથાઓ રહસ્ય પૂર્ણ છે. બહુ ઉંચી છે. ૧૧૫.

જીવ પોતેજ મોક્ષ સ્વરૂપ છે એમ અહીં કહે છે.

**એ જ ધર્મથી મોક્ષ છે, તું છો મોક્ષ સ્વરૂપ**
**અનંત દર્શન જ્ઞાન તું, અવ્યાબાધ સ્વરૂપ. ૧૧૬.**

આવા ભાનવડે જે જીવ પોતાને મોક્ષ સ્વરૂપ સમજે છે તેને મોક્ષ થાય છે. મોક્ષ તો અવસ્થા છે, દ્રવ્ય અખંડ છે. તેમાં સાધક અને સાધ્ય એટલે કે કારણ અને કાર્ય સ્વસત્તામાં સ્વાધીનપણે છે. આત્મામાં મોક્ષ શક્તિરૂપે અનાદિ અનંત છે. દ્રવ્યદૃષ્ટિએ સંસાર અવસ્થા આત્મામાં કદી નથી. જેમ વર્તમાન અવસ્થામાં અગ્નિના નિમિત્તથી પાણીમાં ઉષ્ણપણું દેખાય છે, છતાં શીતલ સ્વભાવનો નાશ થયો નથી, તેમ આત્માએ અજ્ઞાનભાવે કર્મના નિમિત્તની ઉપાધિ સ્વીકારી, તે ભૂલની યોગ્યતાને લીધે વર્તમાન અશુદ્ધ અવસ્થા છે; તે ભૂલ પુરૂષાર્થથી ટાળી, જે શક્તિપણે મોક્ષ સ્વભાવ છે તે પ્રગટ કરી શકાય છે. એ રીતે પ્રાપ્તની પ્રાપ્તિ થાય છે, છે તે પ્રગટે છે. પરમાર્થે શક્તિપણે જે સ્વરૂપે હતો, તે વ્યક્ત-( પ્રગટ ) થાય છે એટલેકે તારાજ સ્વભાવથી મોક્ષ છે, અને એજ ધર્મ છે. તેજ પૂર્ણ સ્વાધીન તત્ત્વનો સ્વીકાર છે જે ન હોય તે નવું ન થાય. જો આત્માનો મોક્ષ સ્વભાવ કોઇપણ ક્ષણે હૈયાત ન હોય તો તે પ્રગટ ન થાય, માટે મોક્ષ સ્વભાવ દ્રવ્ય દૃષ્ટિએ ત્રિકાળ છે. પર્યાય દૃષ્ટિ એટલે ઉપચારરૂપ ભેદ દૃષ્ટિથી લો તો સંસાર અવસ્થા અનાદિ શાંત છે, અને મોક્ષ પર્યાય નવી છે. આત્મા મોક્ષ સ્વરૂપ છે એવી શ્રદ્ધા અને જ્ઞાનના અભ્યાસથી પ્રાપ્તની પ્રાપ્તિ થાય છે. સત્ એટલે કે આત્માનું મૂળ સ્વરૂપ લેતો સદાય મોક્ષ સ્વભાવ છે અને વર્તમાન અવસ્થામાં બંધરૂપ માન્યતાની યોગ્યતા છે. મુક્ત સ્વભાવ છે અને બંધ યોગ્યતા

છે. આત્મા સત્ છે, સ્વાધીન છે, પરમાર્થે અસંગ છે. જે સત્ છે તે સ્વયં સિદ્ધ છે. વસ્તુ છે તે કોઇના આધારે નથી, માટે વસ્તુ ત્રિકાળી સત્ છે. છે તે પૂર્ણ છે. વસ્તુ સ્વભાવ કદીપણ પોતાથી ઉણો, હીણો, ઉપાધિરૂપ હોય નહિ, તેથી ચૈતન્ય ભગવાન આત્મા શક્તિ સ્વભાવે પૂર્ણ અખંડ શુદ્ધ છે. છે તે પોતાથી છે, પરપણે નથી. ઉપાધિ સ્વભાવે આત્મા નથી તું છો "મોક્ષ સ્વરૂપ" એ વિધિનો ટચ થતાં અનંત સુખસ્વરૂપ હું છું, એવી સ્વાધીન શક્તિનો અપૂર્વ હકાર આવે છે. દૃષ્ટા શક્તિનો દ્રષ્ટા, જ્ઞાયક શક્તિનો જ્ઞાતા સ્વયં પોતે જ છે. ભાષામાં દ્વૈતપણાનો દોષ આવે પણ સામાન્ય દ્રવ્ય દ્રષ્ટિએ આત્મ નિત્ય, અનંતદર્શન જ્ઞાનસ્વરૂપ સહજ સ્વભાવના સામર્થ્યપણે એ હદ છે. ત્રિકાળ સળંગ જ્ઞાયક સ્વભાવમાં એટલે સ્વતત્ત્વમાં બંધન ઉપાધિનો ભેદ નથી. અવસ્થામાં ભૂલપણે માન્યું હતું તે ભૂલ કાંઈ સ્વભાવની જાતની નથી. પોતે પોતાને ભુલીને, પોતામાં પર નિમિત્તનો આરોપ કર્યો હતો. તે ભૂલને સાચા અભિપ્રાય અને જ્ઞાન વ ભૂલને ટાળી અભૂલપણે જેવો સહજ શુદ્ધ સ્વભાવ છે તેવો સ્વીકારવો. તેવો સ્વીકાર થતાં સ્વભાવમાં ફરી ભૂલ ન થવા દેવાનું બળ પૂર્ણતાનું લક્ષ, અનુભવ અને પ્રતીત વડે જીવ પોતાના સ્વરૂપમ વર્તે છે, અને મોક્ષ સ્વરૂપને વ્યક્ત થતું દેખે છે. "તું છો મોક્ષ સ્વરૂપ" તે પદમાં તું છો એ શબ્દ ઉપર વજન છે. પોતાનું અનંત સુખ સ્વાધીનપણે છે, તે સુખ શક્તિ સ્વરૂપ છે, જીવ સુખનો નિધિ છે સ્વભાવમાં દુઃખ કે ઉપાધિનો અંશ માત્ર નથી. એ સમજનો સ્વીકાર કર્યે, અનંત આનંદને પ્રગટ કરવાનું બળ સાથેજ આવે છે. વસ્તુ સ્વરૂપ સુખરૂપ જ છે, છતાં ભૂલપણે તેમાં નિમિત્તનો સ્વીકાર કરવાથી જીવે દુઃખની કલ્પના કરી છે. વિકારી અવસ્થાપણે પ્રકૃતિના નિમિત્તમા જીવ ઊંધો પડ્યો છે, તે સવળો થઈ પોતાની સ્વાધીનતાનો સ્વીકાર કરે તો શુદ્ધ થઈ શકે છે. સમ્યગ્દર્શન જ્ઞાનચારિત્રમય સાધક સ્વભાવ અને મોક્ષરૂપ સાધ્ય જેમ છે તેમ અહીં બતાવ્યાં છે, કંઈ ગોપવ્યું નથી. કોઇ કથનમાત્ર ધારી રાખે અને ગુણ ન થાય તો તેમાં જ્ઞાનીનો દોષ નથી.

તા ૨૩—૧૧—૩૮

આત્મા જ્ઞાન સ્વરૂપ છે તેમા પરનુ કર્તાકર્મપણુ નથી માત્ર પોતાના જ્ઞાનમા સ્થિરતા અસ્થિરતા થઈ શકે છે પોતે નિર્ભય સ્વરૂપ છે, છતા ભય રાગ ઉપજાવે છે તે પોતાની ભૂલ છે પરવસ્તુનો દોષ નથી આ ગાથામા તુ જ મોક્ષ સ્વરૂપ છો એમ કહ્યુ ૧૧૬

આત્માનો સ્વભાવ શુ છે તે ગાથામા બતાવી તે સ્વભાવનો જે વિચાર કરે તેજ શુદ્ધતા પામે એમ જણાવે છે

શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ સુખધામ;
બીજુ કહીયે કેટલુ ? કર વિચાર તો પામ. ૧૧૭

આત્મા એક દ્રવ્ય પદાર્થ છે તેનો ચૈતન્ય સ્વભાવ છે તેની યથાર્થ પ્રતીતિ (સમ્યગ્દર્શન) થયે પૂર્ણનુ કારણ પ્રગટ થાય છે, તે સાધક સ્વભાવ અંશે ઉઘડીને પૂર્ણ થઈ જાય છે તે સ્વય શુદ્ધ છે, તે દ્રવ્ય સ્વભાવ કહ્યો ક્ષેત્રથી અસખ્યાત પ્રદેશાત્મક શુદ્ધ ચૈતન્યઘન છે, કાળથી પોતાની શુદ્ધ પર્યાયનુ પરિણમન ભાવથી સદાય શિવરૂપ મોક્ષસ્વરૂપ છે તેથી દેહાદિ સર્વ પરદ્રવ્યોથી જુદો છે ‘દેહાદિ”મા પુણ્યપાપરૂપ શુભ અશુભભાવ (રાગાદિક વિકાર) આઠ કર્મપ્રકૃતિ તથા સમસ્ત પરદ્રવ્ય જડ પરમાણુ, એ બધુય પર સમજી લેવુ વસ્તુ સ્વભાવમા શુભ અશુભ વિકલ્પ નથી, પરમાણુ માત્રની ઉપાધિ નથી આ મા પરપદાર્થમા કોઈ પ્રકારે ભળતો નથી અને પરવસ્તુ આત્મામા ભળી જતી નથી પરમાર્થ દૃષ્ટિ એટલેકે સાચી દૃષ્ટિથી આત્મા શુદ્ધ જ છે પાણીનો સ્વભાવ શીતળ છે, તેને અગ્નિ ઉપર મૂકો તો પણ તેમા દરેક ક્ષણે અગ્નિને બુઝાવવાનો સ્વભાવ છે ભગવાન આત્મા પવિત્ર જ્ઞાતાપણુ ભૂલીને પુણ્ય પાપ પ્રકૃતિની અસર લઈને, વિકારી અવસ્થાવાળો થઈ શુભાશુભ ઉપાધિરૂપ પર્યાયનો પોતામા સ્વીકાર કરે તે ઊંધી માન્યતા છે તે ભૂલને એકજ સમયમા ટાળીને પોતાને અસગ અભૂલ સ્વરૂપ જાણે માને અને જ્ઞાનમા ટકીને જ્ઞાતાના જ્ઞાનમા ઠર, તો તે ઉપાધિરૂપ ભૂલ અવસ્થાનો અસ્વીકાર થઈ જાય છે અને વિભાવથી છૂટવુ સહજપણે થાય છે

તે ચૈતન્યની જાતથી થાય છે. અંધારૂં ટાળવાનો ઉપાય એક પ્રકાશજ છે, બીજા ઉપાયથી અંધારૂં ટળે નહિ. તેમ અજ્ઞાન દૂર કરવાનો ઉપાય એક સાચું જ્ઞાન જ છે. તેથી કહ્યું છે કે "છૂટે દેહાધ્યાસ તો, નહિ કર્તા તું કર્મ, નહિ ભોક્તા તું તેહનો, એજ ધર્મનો મર્મ. એજ ધર્મથી મોક્ષ છે, તું છો મોક્ષ સ્વરૂપ, અનંત દર્શન જ્ઞાન તું અવ્યાબાધ સ્વરૂપ" એ અવિરોધ ન્યાયના પ્રમાણથી નિશ્ચય કરીને આત્મધર્મના મર્મને કહ્યો છે. ત્રણે કાળના જ્ઞાનીઓને જે કહેવું છે તે તત્ત્વનું રહસ્ય, શ્રીમદ્દે પણ દાંડી પીટીને જાહેર કર્યું છે. યુક્તિ, અનુમાન, સર્વજ્ઞ કથીત આગમ, પ્રમાણ અને સ્વાનુભવથી આત્માનો સ્વીકાર કરવો તેનું નામ સમ્યગ્દર્શન છે. તે જ ચૈતન્ય ભગવાનની સ્વતંત્રતાની જાહેરાત છે. આત્મા અબદ્ધ, અસ્પૃષ્ટ, શુદ્ધબુદ્ધ, સ્વયં જ્યોતિ અને અનંત સુખ સ્વરૂપ છે. તેની લોકોને હા પાડવી કઠણ પડે છે; અને કહે છે કે, આ મલીન, બંધવાળો આત્મા દેખાય છે, તેને જુદો, અબંધ, અને શુદ્ધ કેમ કહેવાય? પુણ્યાદિ નિમિત્ત આધીન દૃષ્ટિવાળા પરાધીનતાજ જુએ છે. નિમિત્ત સારૂં મળે તો કંઇ પણ કરીએ એમ જે માને છે તેનો અહીં નિષેધ કર્યો છે. કિંચિત્ માત્ર પરાશ્રિત વિભાવ ન રહે, તે માટે આ ગાથામાં કહે છે કે તું દેહાદિ સર્વ પદાર્થથી જુદો છો; કોઇમાં આત્મ દ્રવ્ય ભળી ગયું નથી. દ્રવ્યે દ્રવ્ય પરમાર્થથી, ( સાચી દ્રષ્ટિથી ) સદાય જુદે જુદાં છે માટે તું શુદ્ધ છો, બોધસ્વરૂપ છો, શુદ્ધ ચૈતન્ય પ્રદેશાત્મક છો, સ્વયં જ્ઞાન જ્યોતિ છો એટલે કોઇને આધારે તારો પ્રકાશ નથી; પણ સ્વભાવે જ તું જ્ઞાયક જ્ઞાન પ્રકાશ સ્વરૂપ છો, અને અવ્યાબાધ સુખનું ધામ છો એટલે તેમાં ઉપાધિ કે પરાધીનતાનો અંશ નથી. એ પરમાર્થ સ્વરૂપ તું છો, તેમાં અધિક શું કહેવું? તેમાં જ ઠર, તેને જ વિચાર. જેમ સાકરમાં કાળીજીરીની કડવાશનો સ્વાદ નથી, તેમ જ્ઞાનમાં ( આત્મામાં ) દુઃખ, ઉપાધિનો અંશ પણ નથી. જેમ મીઠાનો ગાંગડો ક્ષાર રસથી રસભર-ભરછક છે, તે સળંગ અખંડ ક્ષારરસને અવલંબીને ભરપુર છે, તેમ આત્મા પરના મેલ રહિત, શુદ્ધ, અસંગ, નિર્મળ જ્ઞાનમાત્ર છે. એનું ભાન કરવું, સમ્યક્ પ્રતીતિ કરવી તે સમ્યગ્દર્શન છે. આ સમ્યગ્દર્શન કોઇ વેશવાડા કે ક્રિયાકાંડથી

નથી, કોઇ બાહ્ય સાધન વડે નથી, પણ સમજણમાં છે. તે જાતની સ્વાનુભવ દશામાં છે. જેમ ( લુણ ) મીઠાનો ક્ષારરસ મીઠામાં તન્મય ભરચક છે તેમ, ચૈતન્ય ભગવાન આત્મા કેવળજ્ઞાન સ્વરૂપથી ભરચક છે. જીવના મોક્ષ સ્વભાવ છે તેવી શ્રદ્ધાને સ્થિરતાથી તે પ્રગટ થાય છે. ૧૧૫, ૧૧૬, ૧૧૭, ૧૧૮ આ ચાર ગાથા હૃદયમાં કોતરી રાખવા જેવી છે. જેમ સોનું સુવર્ણપણાથી હીણું, ઉણું, મલીન નથી, તેમ આત્મસ્વભાવ નિત્ય પૂર્ણ બેહદ જ્ઞાન, આનંદપણે સ્વ શક્તિથી સદાય પૂર્ણ છે, નિરૂપાધિક છે.

આત્માને બંધરૂપ તથા ઉણો હીણો વિકારી માનવો તે મિથ્યાત્વ છે. શાહુકારને ચોર કહેવો તે યોગ્ય નથી, તેમ આત્માને પરના નિમિત્તની ઉપાધિવાળો પુણ્યવાળો, પરનો કર્તા, ભોક્તા માનવો તે યોગ્ય નથી. માટે કહે છે કે તું શુદ્ધ સ્વરૂપ છો, ચૈતન્ય પ્રદેશાત્મક છો, અસંખ્ય પ્રદેશી જ્ઞાનઘન સ્વભાવ છો તેમાં પુણ્ય, પાપ, રાગાદિની ઉપાધિ પરમાર્થે ( સાચી દ્રષ્ટિથી જુઓ તો ) નથી. અજ્ઞાની પર નિમિત્તની ઉપાધિનો આદર કરે છે, તેને ભય છે, શંકા છે, પરમાં ઠીક બુદ્ધિ છે તેની નિમિત્ત આધિન વૃત્તિ છે; અને દ્રવ્ય દ્રષ્ટિવાળા જ્ઞાનીને પૂર્ણ જ્ઞાનઘન સ્વભાવની પ્રતીત છે, સ્વયં નિર્ભય છે, તેમાં એક અંશપણ ભય કે શંકાનો પ્રવેશ નથી. ચૈતન્ય સ્વરૂપને ઓળખાવતાં પાંચ ગુણસંજ્ઞા આ ગાથામાં કહી તે વાચ્ય પદાર્થ ચૈતન્યઘન ભગવાન આત્મા છે. ઘન એટલે નિવડ, કઠણ છે તેમાં પરવસ્તુનો પ્રવેશ નથી. સ્વ ચતુષ્ટયથી અસ્તિરૂપ અને પરચતુષ્ટયથી નાસ્તિપણે સદા શિવસ્વરૂપ જ્ઞાયક સ્વભાવમાં જીવ સ્થિત છે. વર્તમાન પર્યાય પરના નિમિત્તથી પૂર્વની ભૂલને કારણે અશુદ્ધ છે તે પરમાર્થ દ્રષ્ટિમાં ગૌણ છે. અત્રે પાંચ બોલમાં ચૈતન્ય દ્રવ્યના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ ઘટે છે. શુદ્ધ જીવદ્રવ્ય તે ચૈતન્યનું અખંડ સ્વક્ષેત્ર છે, તે અનંત સુખ નિધાન છે. તે સ્વરૂપ અનુભવ વડે બેહદ સુખ આનંદ એક એક સમયમાં છે, તે બેહદ શક્તિ ત્રિકાળ છે. તે સ્વયં જ્યોતિ એટલે પોતામાં પ્રકાશરૂપ છે. ઘોર રાત્રિના અંધકારમાં પણ અંધકારના પરમાણુને જાણે છે, એટલે પોતે સ્વયં જ્યોતિ છે. કેમકે કોઈ પણ તેને

પ્રકાશતું નથી. સ્વભાવે જ તું ઓપિત,–શોભિત, પ્રકાશ સ્વરૂપ છો તારો જ્ઞાન પ્રકાશ પ્રગટ થવામાં કોઈની મદદની જરૂર નથી. પ્રશ્ન: આત્મા આવો જ છે, એમ ઓળખાવનાર પ્રત્યક્ષ સદ્‌ગુરુ સત્પુરૂષને યોગ મળે તો તે માર્ગ દેખાડેને? ઉત્તર:–સત્પુરૂષને ઓળખનાર તે પોતે છે જાગ્રત સ્વરૂપ છે, તે કોનાથી જાણે છે? તેનો નિર્ણય કરે સહુ કોઇ પોતાવડે જાણે છે, પરથી કોઇ જાણતું નથી. જેને સતસ્વરૂ જાણવાની સાચી જિજ્ઞાસા છે, તેને સત્સમાગમનો યોગ થાય જ. પાત્રતા મેળવે તેને કાંતો પૂર્વ સંસ્કારનું સ્મરણ થઇ જ્ઞાની પુરૂષનં યોગ યાદ આવે, અને કાંતો બહારથી સદ્‌ગુરુ પ્રત્યક્ષ ઉપકારી નિમિ થાય. તે રીતે ઓળખનાર ઉપકારીનો ઉપકાર ભૂલે નહિ. સત અ સદ્‌ગુરુનું મહામાન કરે, અને તેને ઉપકારી માને, પણ સદ્‌ગુરુને એ ળખ્યા વિના, સમજ્યા વિના શો ઉપકાર થાય? બધા જીવો અ વખત સાક્ષાત્ સર્વજ્ઞ પાસે જઈ દેહના, પુણ્યના ઠાઠના દર્શન ક આવ્યા છે. કહેવત છે કે "કેવળી આગળ રહી ગયો કોરો." એ કેવળજ્ઞાન જ્યોતિ સ્વરૂપ ચૈતન્ય ભગવાન, વીતરાગ, સર્વજ્ઞ પરમ ત્મા પ્રત્યક્ષ મળ્યા છતાં, તેને ભાવથી ન જોયા પણ દેહથી જો ભગવાનની વાણી ભાવથી ન સાંભળી પણ શબ્દ સાંભળ્યા. એ જ્યાંસુધી જ્ઞાનીને ઓળખ્યા નથી ત્યાંસુધી તેને કંઈ સ્વગુણનો લા નથી. માટે તૈયારી, પાત્રતા, પરીક્ષા શક્તિ પોતાની જોઇએ. આગ કહેવાયું છે કે, મુમુક્ષુ સત્ અને સદ્‌ગુરુની ઓળખ કરવામાં મુંઝાય ન

પાંચમો બોલ:—તું સુખધામ પૂર્ણ આનંદમય,—એટલે અવ્યાબાધ સુખનું ધામ છે. તે શિવસુખમાં નિરૂપાધિક આનંદ રંચમાત્ર ઉપાધિ બાધા નથી. જેમ ચણામાં બે ગુણ છે. કાચા ચણા સ્વાદ ભર્યો છે; પણ અપ્રગટ હોવાથી સ્વાદ ન આપે, એટલે લાગે, અને વાવવાથી ઉગે. પણ તે ચણાને અગ્નિવડે કઢાયામાં, રેતી શેકવામાં આવે તો, અપ્રગટ સ્વાદ હતો તે પ્રગટ થવાથી, સ્વાદ અ અને વાવવાથી ઉગે નહિ. તેમ ચૈતન્ય આનંદમૂર્તિ આત્માનું ભ પ્રગટ થયે પૂર્ણ સુખ પ્રગટે અને ભવનું બીજ ફરી ઉગે ન
(મિથ્યાત્વ નાશ થયા પછી ...

સંદેશામાં "વર્તે જય તે" એ શબ્દો વાપર્યા છે તેનો અર્થ એ છે કે સાધક સ્વભાવનો જયકાર છે. તેઓએ કહ્યું છે કેઃ—

"સુખધામ અનંત સુસંત ચહી, દિનરાત રહે તદ્ ધ્યાન મહીં;
પ્રશાંતિ અનંત સુધામય જે, પ્રણમું પદ તે વર તે જય તે."

"વર તે જય તે"

શબ્દમાં ઘણો ગંભીર ભાવ રહેલો છે. પૂર્ણ શુદ્ધ પવિત્ર એવો ચૈતન્યઘન આત્મા સત્સમાગમના યોગે જાગ્રત થાય છે, અને એ જાતના પુરૂષાર્થવડે પૂર્ણ સુખ સ્વરૂપ પ્રગટ થાય છે. જેને શાંત મુનિ આદિ ધર્માત્મા એટલે યોગી જન ઇચ્છે છે તે પૂર્ણ સ્વરૂપના લક્ષે શ્રીમદ્ રાજચંદ્રે અંતિમ સંદેશો કહી મુમુક્ષુઓ પ્રત્યે પરમ ઉપકાર કર્યો છે. પોતે સમાધિમરણની જાહેરાતમાં "વર તે જય તે" એમ કહી જેમ કોઈ શાસ્ત્ર પૂર્ણ કરતાં પૂર્ણ મંગળિક કરે તેમ, શ્રીમદે કાવ્ય રચનામાં અંતિમ મંગળિક કર્યું છે. માટે પોતાના સ્વાધીન શિવસુખ પ્રગટ કરવા માટે, પ્રથમજ સ્વસ્વરૂપની શ્રદ્ધા કરો, તેનેજ જાણો, તેનેજ અનુભવ કરો એમ કહ્યું છે. પોતેજ પવિત્ર આનંદકંદ પરમ સુખની જડ છે તે પ્રગટ અનુભવથી પ્રમાણ છે. શક્તિ સામર્થ્યપણે સુખધામ સુખનું જ ક્ષેત્ર છે. અનંત આનંદ, અતીન્દ્રિય બેહદ આનંદ તો તારી જાતમાંથીજ પાકે છે, તે જડ સાધનથી કદિ નહિ પ્રગટે. ચૈતન્ય પ્રભુ જાગ્યો એટલે તેને બાહ્ય બધા નિમિત્તો ઉપકારી છે. પોતાના ઉપાદાનને આધીન નિમિત્ત છે. આ સ્વભાવદૃષ્ટિ—તત્ત્વદૃષ્ટિ—પરમાર્થ દૃષ્ટિ છે, પૂર્ણ અખંડ તત્ત્વનો વિષય કરનારી સાચી દૃષ્ટિ છે. તે તત્ત્વસ્વરૂપ આત્મા સમ્યગ્જ્ઞાનનો વિષય છે, સાચા જ્ઞાનનું આ એક ધ્યેય છે. "શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન સ્વયં જ્યોતિ સુખધામ" તું જ અનંત આનંદનું ક્ષેત્ર છો. "બીજું કહીએ કેટલું કર વિચાર તો પામ" પ્રથમ દ્રવ્યપણું સ્વભાવપણું, તત્ત્વપણું બતાવ્યું તે અખંડ દ્રવ્ય દૃષ્ટિ છે. મોક્ષ સ્વભાવ શક્તિરૂપે છે પણ પર્યાયે પ્રગટ નથી. જો અવસ્થાએ પણ શુદ્ધ હોય તો ઉપદેશ આદિ વ્યર્થ ઠરે, અને સાધવાનો પુરૂષાર્થ પણ રહે નહિ. હવે તેનું સાધન એ છે કે "કર વિચાર તો પામ" એટલે જે સ્વભાવ તેં માન્યો છે તેનું જ્ઞાન ઘટ કર, તે સ્વરૂપ

વિચારનું ઘોલન કર, જેમ છે તેમ જાણ. જાણીને ભરોંસો કર, અને એ શ્રદ્ધાને વિચાર અને તેમાં રાગ રહિત જ્ઞાનમાં સ્થિરતા કર; એ રૂચિના વિચારમાં ઠર. એ કારણનું સેવન કર જે સ્વભાવમાં પૂર્ણ શક્તિ ભરી છે તે પ્રગટ અવસ્થાને પામ. બીજો કોઇ માર્ગ નથી, જ્ઞાન સિવાય કોઇ ઉપાય નથી. જે સ્વભાવ છે તેનું જ્ઞાન, તે જ્ઞાનની ક્રિયા કર તો મોક્ષ પામ. મોક્ષ એક અવસ્થા છે, જે સિદ્ધદશા શક્તિ-રૂપે છે તે પ્રગટ કરી આ શિવસ્વરૂપ પરમ સુખને પામીશ. તે જાતના સત્ સાધનથી તું તે પ્રગટ પદને પામીશ. અધિક શું કહેવું? થોડું કહ્યું ઘણું કરીને માનજે. એમ તારા સ્વભાવની વાત છે, એને ઘણા પ્રકારથી કહી છે. તેના લક્ષમાં એટલેકે સાધ્યની પૂર્ણતાના લક્ષે પૂર્ણમાં ઠરવાનો પ્રયત્ન કર એ સાધન કહ્યું. ૧૧૭.

ઉપર કહ્યો તે નિર્ણય સર્વ જ્ઞાનીનો છે એમ કહી વિષય પુરો કરે છે:—

નિશ્ચય સર્વે જ્ઞાનીનો, આવી અત્ર સમાય;
ધરી મૌનતા એમ કહી, સહજસમાધિમાંય. ૧૧૮.

એ પરમપદ પ્રાપ્તિનો ઉપાય અને ઉપેય સાધન અને સાધ્ય કહ્યાં છે તેમ જાણે તો, આ આત્મભગવાનને મન, વચન, કાયાના યોગનું રૂંધન થતાં અયોગીદશા થઇ જાય છે, તેવો ભણકાર આવે છે. આ ન્યાયમાં (ભાવમાં) અનંત જ્ઞાનીનો નિશ્ચય અત્રે સંક્ષે-પમાં સંકલાયો છે. સર્વ જ્ઞાનીઓનો અવિરોધ નિર્ણય અત્રે આવીને સમાય છે. જે જે નિર્ણય કહ્યા તે બધાં આત્મ ધર્મને અનુલક્ષીને કહ્યાં છે. અનંત જ્ઞાનીનો એકમત (અભિપ્રાય) છે અને એક અ-જ્ઞાની જીવના અનંત મત છે. અજ્ઞાનીઓના બધા મત મિથ્યા હોય છે. મિથ્યાત્વકર્મ મોહકર્મના અનંત વિકારી પરમાણુના વિચિત્ર રસવડે અસંખ્યાત પ્રકારના અધ્યવસાય (ઉપજાવે છે) બદલાય છે. તેમાં અજ્ઞાની જીવ પોતાના અભિપ્રાયને અનંત પ્રકારે ખંડખંડ કરે છે. વસ્તુસ્વરૂપ ત્રિકાળ એકરૂપ જ્ઞાયક જ છે. સહજ સ્વભાવમાં વિપરીતતા, મળમેલ, દોષ કે અસહજપણું નથી. આ ગાથામાં કહે છે કે, સર્વ જ્ઞાનીનો

નિશ્ચય અત્રે આવીને સમાય છે, એમ કહીને સદ્ગુરુ સહજ સમાધિમા સ્થિર થયા, વાણી યોગનુ અટકવુ થયું. હું બીજાને સમજાવું તે વિકલ્પ ઉપશમી જાય છે, અને સદ્ગુરુ સ્વરૂપ સ્થિત થાય છે એ પ્રમાણે તેઓ સહજ સમાધિમાં લીન થયા વચન વર્ગણાના પરમાણુની યોગ્યતા હતી તેટલાં વચન નીકળ્યાં, તેમાં શ્રી ગુરુએ કાંઈ કર્યું નથી સર્વજ્ઞદેવ તીર્થંકર ભગવાનની પરમ કલ્યાણક વાણીના રજકણો સ્વય તે રૂપ પરિણામી જાય છે સર્વજ્ઞ અરિહંત ભગવાનના યોગમળનું નિમિત્ત પામીને સહેજે દિવ્યવાણી છૂટે છે, અને તેના નિમિત્તથી લાખો તૈયાર થયેલા પાત્ર જીવોનુ કલ્યાણ થાય છે. તેમની વાણી પણ સહજ આવે અને સહજ અટકી જાય છે ૧૧૮

હવે શિષ્યને બોધબીજની પ્રાપ્તિમા અપૂર્વ સ્વરૂપનો આલ્હાદ થાય છે, તેનુ અતરગ વેદન વાણીયોગમાં દેખાડે છે તેમાં શિષ્યના સ્વભાવની ખીલવટ થાય છે પૂર્ણ સાધ્યની ઓળખ થઈ એટલે, જેમ બીજ પ્રગટ થયું તે બીજમાંથી અકુર ફૂટીને વૃક્ષ થાય છે તેમ "પૂર્ણતાને લક્ષે શરૂઆત" થતા વર્તમાનમાં પૂર્ણ સ્વભાવ ઉપર મીટ માંડીને, પુરૂષાર્થ સહિત અતરના વેદનના ભણકાર જાહેર કરે છે—

> સદ્ગુરુના ઉપદેશથી, આવ્યુ અપૂર્વ ભાન;
> નિજપદ નિજમાંહી લહ્યું, દૂર થયું અજ્ઞાન. ૧૧૯.

"સદ્ગુરુના ઉપદેશથી આવ્યુ અપૂર્વ ભાન," એ રીતે નિમિત્ત અને ઉપાદાન બતાવ્યાં "જે સ્વરૂપ સમજ્યા વિના પામ્યો દુઃખ અનત, સમજાવ્યું તે પદ નમુ, શ્રી સદ્ગુરુ ભગવત " એમ કારણ કાર્યમાં નિમિત્ત કારણ અને ઉપાદાન કારણ આવી જાય છે શિષ્યના ઉપાદાનની તૈયારી થઈ એટલે નિમિત્ત મળ્યા વગર રહે નહિ તેમા ઉપાદાનની બળવાનતાનો સ્વીકાર છે છતા શિષ્ય તો ગુરુનોજ ઉપકાર સ્વીકારે એવો લોકોત્તર વિનયમાર્ગ છે સદ્ગુરુના ઉપદેશથી અપૂર્વ (એટલે પૂર્વે અનતકાળમાં કદી નહિ આવેલુ એવુ) ભાન આવ્યું, આત્મજ્ઞાન સ્વાનુભવદશા પ્રગટી અપૂર્વ એટલે પૂર્વે અનતવાર નવપૂર્વ જેટલુ શાસ્ત્રાદિનુ જાણપણું કર્યું, પુણ્ય પરિણામ

અનંતવાર કર્યાં, છતાં અપૂર્વ એવો નિજસ્વરૂપનો [illegible] થયો ન હતો. સદ્ગુરુના ઉપદેશથી પોતાનું અક્રિય, [illegible] સ્વરૂપ પોતાને વિષે યથાતથ્ય ભાસ્યું, અને દેહાત્મબુદ્ધિરૂપ [illegible] દૂર થયું. "નિજપદ નિજમાંહી લહ્યું" પૂર્ણ સ્વરૂપનું [illegible] આત્માનું અપૂર્વ ભાનરૂપ કાર્ય; અને સહકારી નિમિત્ત [illegible] ગુરુનો ઉપદેશ થતાં—"દૂર થયું અજ્ઞાન" શુભાશુભભાવ, [illegible] ક્રિયા આદિમાં અહં મમત્વબુદ્ધિ, તે બધો દેહ ભાવ છે ને દેહાત્મ-બુદ્ધિરૂપ અજ્ઞાન દૂર થયું. ૧૧૯.

અજ્ઞાન દૂર થતાં શું થયું તે હવે શિષ્ય કહે છે:—

ભાસ્યું નિજ સ્વરૂપ તે, શુદ્ધ ચેતનારૂપ;
અજર, અમર, અવિનાશી ને, દેહાતીત સ્વરૂપ. ૧૨૦.

સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન અને સ્વરૂપની એકાગ્રતા તે ચારિત્ર (ધર્મ) તેમાં બીજું કાંઈ આવ્યું નહિ. પોતાનું શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ, અજર, અમર, અવિનાશી, અને દેહથી જુદું, પુણ્યપાપ, રાગદ્વેષ, મોહ ભ્રમણા આદિ સર્વથી ભિન્ન અત્યંત જુદું ભાસ્યું. અનાદિ અનંત છૂટું સ્વાધીન નિજ તત્ત્વને શુદ્ધ ચેતનામય દીઠું.

જીવ, દેહ ઇન્દ્રિય રહિત સ્વાધીન તત્ત્વ છે તેથી સંસાર દેહાદિના કોઈ કાર્ય કરવાપણે ત્રણકાળમાં તેનો સ્વભાવ ન હોય. તે કેવળજ્ઞાન અને નિરાકુળ શાન્તિથી પૂર્ણ હોય જ, એવો અપૂર્વ મહિમા દેખીને, હું નિસંદેહ પૂર્ણ પવિત્ર સ્વાધીન, અસંગ જ્ઞાયક સ્વરૂપ છું એવો સ્વાનુભવ થતાં તેની જાહેરાત નીચેની ગાથામાં શિષ્ય કહે છે. ૧૨૦.

તા. ૨૪—૧૧—૩૯.

અહીં શિષ્ય પોતાના સ્વાનુભવની જાહેરાત કહે છે:—

કર્ત્તા ભોક્તા કર્મનો, વિભાવ વર્ત્તે જ્યાંય,
વૃત્તિ વહી નિજભાવમાં, થયો અકર્ત્તા ત્યાંય. ૧૨૧

વિભાવ, મિથ્યાત્વ વર્તે છે ત્યાં મુખ્યપણે અશુદ્ધ નિશ્ચય વિકારીભાવનું કર્તાપણું, ભોક્તાપણું જીવને છે. ત્યાં

દેહ પુત્ર પાપ નાદિ પરમાં અહંત્વ, મમત્વ, કર્તૃત્વ, ભોક્તૃત્વ મનનાપણે વર્તે છે પણ એ ઊંધી માન્યતાને નિર્મૂળ અભૂતસ્વભાવના ભાનવડે ટાળી, એટલે કે શુદ્ધ આત્મસ્વરૂપમાં વૃત્તિ વહી તેથી જીવ અકર્તા થયો. અહંકારથી આ હું તો મને ગુણ થશે, પુણ્યથી શુભ નાધી કે ક્રિયથી મને હિત થશે, એ આદિ અનેક પ્રકારે જે પરવસ્તુમાં સુખબુદ્ધિ હતી તે ભૂલ ટાળી યથાર્થ સ્વરૂપનું ભાન થતાં, સ્વરૂપ સન્મુખ વૃત્તિ થઈ, એટલે તે પરના અકર્તા થયા. શિષ્યને આ મજ્ઞાન=(બોધબીજ) પ્રગટ થતાં પોતાનો અનુભવ કથનવડે કહે છે “ભાસ્યું નિજ સ્વરૂપ તે શુદ્ધ ચેતનારૂપ અજર અમર અવિનાશી ને દેહાતીત સ્વરૂપ” મિથ્યાદર્શનશલ્ય, પુણ્યપાપ રાગાદિ, દેહાદિ પ્રત્યે અહંત્વ મમત્વ અને કર્તાભોક્તાપણું છે તેને વિભાવ કહે છે પણ વૃત્તિ વહી નિજભાવમાં થયો અકર્તા ત્યાંય એ રીતે વિભાવ ટળે છે. અજ્ઞાનને લઈને ઉપયોગ પરભાવમાં વર્તતો હતો તે ઉપયોગ બદલાવીને, પોતાના સહજ શુદ્ધસ્વરૂપમાં પરિણમાવ્યો, તે ઉપયોગ પરનો અભાવ અકર્તા છે ૧૨૧

હવે શિષ્ય પોતાનું નિર્વિકલ્પ સ્વરૂપ જણાવે છે —

અથવા નિજ પરિણામ જે, શુદ્ધ ચેતનારૂપ,
કર્તા ભોક્તા તેહનો, નિર્વિકલ્પ સ્વરૂપ. ૧૨૨.

અજ્ઞાનભાવે પરભાવનો, દેહાદિ શુભાશુભ ઉપાધિ ભાવનો કર્તા ભોક્તા ભ્રમપણે થતો હતો, મનાતો હતો તે સ્વાધીનપણે, અભૂત સ્વભાવે અસંગભાવે પરનો અકર્તા થયો. અવસ્થામાં પરભાવના કર્તા ભોક્તારૂપ અજ્ઞાનવડે ભૂલરૂપ માન્યતા કરી હતી તે અભૂલપણે સ્વભાવના જ્ઞાતાપણે ટાળી, એ રીતે પોતાના સહજ સ્વરૂપનો નિર્વિકલ્પપણે કર્તા ભોક્તા જીવ થયો. આત્મામાં જ અભેદનયે અનાદિ અનંત કર્તા ભોક્તાપણું છે, પણ પોતે પોતાના સત્ સ્વરૂપને ભૂલીને, પરનો કર્તા ભોક્તા માન્યો હતો તેથી ઊંધી શ્રદ્ધા, ઊંધું જ્ઞાન, અને ઊંધું ચારિત્ર હતું. એ રીતે જીવ રાગદ્વેષનો કર્તા અને સુખદુઃખરૂપ કલ્પનાનો ભોક્તા થતો હતો. પણ જ્યારે “ભાસ્યું નિજસ્વરૂપ તે

શુદ્ધ ચેતનારૂપ" એટલેકે આત્માની યથાર્થ પ્રતીતિ (સમ્યગ્દર્શન), અને સમ્યગ્જ્ઞાન થતાં પૂર્ણ કૃતકૃત્ય, નિરૂપાધિક પોતાનું સ્વરૂપ જેવું હતું તેવુંજ જાણ્યું. તે અભેદ સ્વરૂપમાં પરનું કંઇ કરવાનું અને ભોગવવાનું નથી; જે કંઈ કરવા ભોગવવાનું છે તે સ્વજાતિનું જ છે. તે નિરાલંબન સહજ સ્વભાવનું કાર્ય છે. જ્ઞાનની (જ્ઞાતા શક્તિની) નિર્મળતામાં થવું કરવું, રમવું, ટકવું, ઠરવું, તે જ્ઞાનક્રિયાનું કરવું છે. તે અવસ્થા (પર્યાય) પૂર્ણ થતાં અવ્યાબાધ અનંતસુખને ભોગવવાપણું છે. પ્રથમ જે રાગદ્વેષનો કર્તા અને કલુષિત ઉપાધિભાવનો, હર્ષશોકનો સુખદુઃખપણે ભોક્તા પોતાને માન્યો હતો, તે ભૂલ ટાળીને નિજસ્વભાવમાં ઠર્યો. એટલે "વૃત્તિ વહી નિજભાવમાં થયો અકર્તા ત્યાંય" એ રીતે સમ્યગ્દર્શન થયું, એટલે આત્મા જ્ઞાનસ્વરૂપ છે, શુદ્ધ ચેતના છે, જ્ઞાનની ચેતનામાં ચેતવું એટલે જ્ઞાનમાં એકાગ્ર થવું એવો ભાવ પ્રગટે છે. આ સમ્યગ્દર્શન થતાં પોતાના સ્વભાવમાં સ્થિતિ થઈ, તેને નિજ પરિણામમાં ટકવું, ઠરવું, છે તેવો થવું કહેવાય છે. શુભાશુભ રાગાદિ પરિણામ તે અશુદ્ધ ચેતના છે. સત્ય બોલવાના કે અહિંસાના પરિણામ તે પુણ્ય પરિણામ છે. અને અસત્ય બોલવાના કે હિંસાના પરિણામ તે પાપના પરિણામ છે; એય જાતના ભાવ તે શુભ અશુભ રાગની અશુદ્ધ પરિણતિ છે, મોહકર્મના ઉદયજન્યભાવ છે, તે જીવનું લક્ષણ નથી. હું પરજીવને દુઃખ ન દઉં, મેં તેને ન માર્યો, મેં તેની દયા પાળી, એવા શુભ પરિણામ પણ ચેતન-ગુણથી વિપરીત કષાયભાવ છે. તે અજ્ઞાનીની દૃષ્ટિમાં હોય છે, કારણકે તે કર્મભાવને મારો માનવો તે સ્વરૂપની હિંસા છે. મનની શુભ વૃત્તિ દયા કરવાના પરિણામ પણ શુભ રાગ છે. તે મોહકર્મનો ભાવ છે, તેને ગુણકર સુખકર માનવો તે મહા અજ્ઞાન છે. માટે શુભ હો કે અશુભ હો તે બધાં પુણ્યપાપબંધક અશુદ્ધ પરિણામ છે. તેને ઠીક માને, મનાવે, કે રૂડું જાણે તે અજ્ઞાની છે. વિભાવ પરિણામથી રહિત આત્મા છે, તેથી "નિજ પરિણામ જે શુદ્ધ ચેતનારૂપ" છે તે તેજ ઉપાદેય છે. મન, વાણી, દેહની ક્રિયા, પુણ્ય, પાપ, કે શુભરાગનું કર્તવ્ય જીવનું માનવું તે મિથ્યા છે ભ્રમણા છે. એક પરમાણુ માત્રના સંબંધ રહિત જે શુદ્ધ ચેતનાનું સ્વરૂપ પરમાર્થ છે, તે જેમ છે તેમ

અહીં કહ્યું છે. શ્રીમદ્ ઘરનું કંઈ કહ્યું નથી, પણ અનંત જ્ઞાનીઓએ માનેલું કહ્યું છે. છતાં ઘણા જીવો આક્ષેપ કરે છે કે આમાં તો ક્રિયા ઉડાડે છે પણ જે કોઈ વીતરાગ જ્ઞાની પુરૂષના આશયને સમજ્યા નથી તે મિથ્યા આક્ષેપ કરે છે. અનંત જ્ઞાનીનો આત્મા અને એ આત્મા કાંઈ જુદી જાતનો નથી. જ્ઞાન, દર્શન સ્વરૂપ આત્મા જ્ઞાનપિંડ છે તે જાણે, પણ પરનું શું કરે? જીવનું લક્ષણ ચેતના છે. તે પોતાની સ્વશક્તિ છોડીને, અન્યથા પરિણમે એમ માનવું તે મિથ્યા છે. ચેતવું એટલે જાણવું તેમાં દુઃખ નથી, ઉપાધિ નથી, તેમજ પુણ્ય પાપ રાગદ્વેષ કરવાનો સ્વભાવ નથી. દેહમાં કાંઈ પ્રહાર થાય, પીડા થાય, તેની વેદના જીવને થાય એમ જીવ માને છે; પણ ખરીરીતે એ રાગ અને મમતાનું દુઃખ છે. આત્મામાં કાંઈ થતું નથી. જો દેહના કટકા થાય તેનું દુઃખ થતું હોય તો મુનિ ધર્માત્માને દુઃખ થવું જોઈએ. આત્મા અરૂપી છે કોઈ શસ્ત્રથી પકડાતો નથી, પણ અનાદિથી દેહાત્મબુદ્ધિમાં પકડાણો છે, તેથી હું પકડાયો, હું હણાયો એમ માને છે. શરીરના રજકણોનો સ્વભાવ છે તેથી સયોગ વિયોગપણે ગળવું મળવું થાય છે, છેદન, ભેદન સ્વયં પલટવું તેના કારણે થાય છે, પુદ્‌ગલના અનંત રજકણો પીલાઈ જાય તેને આત્મા જાણે. ઘાણીમાં મુનિના દેહના રજકણ પીલાણા તેમાં મુનિને કાંઇ દુઃખ નથી. દુઃખ તો મોહ ભાવમાં છે. શ્રેણીક મહારાજા નરકમાં છે, ત્યાં તે દુઃખ ભોગવતા નથી, પણ પોતાના આત્માની શાંતિ અનુભવે છે.

શ્રીમદ્ કહ્યું છે કેઃ–" પ્રથમ દેહ દ્રષ્ટિ હતી તેથી ભાસ્યો દેહ (દેહમાં શુભાશુભ રાગ, તથા પરદ્રવ્યો સમજી લેવા) હવે દ્રષ્ટિ થઈ આત્મમાં ગયો દેહથી નેહ (પ્રેમ)" પ્રથમ દેહની દશામાં ફેરફાર થયે, એટલેકે રોગ થયે, પોતે સ્વયં દેહના ભાવપણે કર્તા ભોક્તા થતો હતો; તે અશુદ્ધ ચેતનાનું એકાગ્રપણું છૂટ્યું, અને શુભ અશુભ રાગાદિ અશુદ્ધ પરિણામથી છૂટીને શુદ્ધ ચેતનાનો કર્તા ભોક્તા થયો. આ સમ્યગ્દર્શનનું લક્ષણ છે, સમકિતિનું સ્વરૂપ છે, આમાં બીજું કંઈ કરવાનું ન આવ્યું. તેમ આ કાંઇ ઉંચામાં ઉંચી વાત નથી, પણ જૈન દર્શન–મોક્ષમાર્ગનો એકડામાં એકડો છે. આ સિવાય બીજું હોય

તે મિથ્યા માનવું. ૧૨૨.

શિષ્ય સર્વજ્ઞ વીતરાગ ભગવાનનો કહેલો મોક્ષમાર્ગ સમજ્યો તેનો પ્રમોદ કરે છે. અને કહે છે કેઃ—

**મોક્ષ કહ્યો નિજશુદ્ધતા, તે પામે તે પંથ;**
**સમજાવ્યો સંક્ષેપમાં, સકળ માર્ગ નિર્ગ્રંથ. ૧૨૩.**

સદ્‌ગુરુ પ્રત્યે શિષ્ય કહે છે કેઃ—આત્માની પૂર્ણ શુદ્ધતા એટલે તેની છેલ્લામાં છેલ્લી પૂર્ણ પવિત્રદશા સહિત, યથાર્થ સ્વરૂપ આપે ટૂંકામાં સારરૂપે સમજાવ્યું તે સ્વરૂપની સમજણ, પ્રતીતિ અને તેનું સાધન ત્રણે અભેદરૂપ આત્માજ છે. આત્મા આનંદઘન શુદ્ધ જ્ઞાતા દ્રષ્ટા છે. તેમાં પુણ્ય, પાપ, રાગ, મળ, મેલ આદિની ક્રિયા નથી. મિથ્યા અભિપ્રાય રહિત આત્માની પૂર્ણ કૃતકૃત્ય મોક્ષસ્વભાવની પ્રતીત, (શ્રદ્ધા) તેનું નામ સમ્યગ્‌દર્શન છે. સમસ્ત પરદ્રવ્યથી ભિન્ન સ્વાધીન પવિત્ર જ્ઞાયક આખો આત્મા, તેનું જ્ઞાન અને તે જ્ઞાનમાં ટકી રહેવું, ઠરવું, એકાગ્ર થવું તે ચારિત્ર; એનું નામ વ્રત પચ્ચખાણ છે. આત્મધર્મ છે, સંવર છે, પ્રતિક્રમણ છે. એ વિના ધર્મ નથી. એ સિવાય બધાં ચારિત્ર આદિ બાહ્ય છે, પર છે, કર્મભાવ છે, બંધભાવ છે; હું કોણ છું તેની ઓળખાણ નથી તે શેમાં વર્તે? સ્વભાવમાં વર્તે તે 'વ્રત' કહેવાય. સ્વસ્વરૂપનું અવિરૂદ્ધ ભાન નથી તે વર્તે ક્યાં? ભાન વિના જડ ભાવમાં, બંધ પ્રસંગમાં વર્તે. શુદ્ધતાની શ્રદ્ધા શુ-
દ્ધતાનું જ્ઞાન અને વર્તન એજ મોક્ષમાર્ગ છે. આવો નિર્ગ્રંથ સર્વજ્ઞ
ભગવાન તીર્થંકર પરમાત્માનો પ્રરૂપેલો માર્ગ, હે ગુરુદેવ! આપે સં-
ક્ષેપમાં સમજાવ્યો, આ સિવાય તીર્થંકર વીતરાગનો બીજો માર્ગ
નથી. વીતરાગની આજ્ઞાના નામે જે કોઈ જ્ઞાન સિવાય બીજું કહે
તે કર્મભાવ, બંધભાવ, અજ્ઞાનભાવ માનવો. ત્રણેકાળે અનંત જ્ઞા-
નીનો એકજ મત છે. જેમાં રાગદ્વેષ અજ્ઞાન નથી; એવા નિર્ગ્રંથ
વીતરાગ સર્વજ્ઞનો માર્ગ ત્રણેકાળે એકજ હોય. અનંતજ્ઞાની ભગ-
વંતોને શું કહેવું છે તે આશય સમજ્યા વિના, જે કોઈ એક તત્ત્વમાં
બીજું કર્તવ્ય નાખે છે, અને નિમિત્તના ઉપચાર વચનને આશ્રય

મનાવે છે તે મિથ્યાત્વી છે. સર્વજ્ઞ વીતરાગને સમજ્યા વિના બહારથી બીજું મનાયું છે. જૈનદર્શન તે સનાતન નિર્ગ્રંથ ધર્મ છે. ત્રણેકાળ એ એકજ ધર્મ જયવંત છે. ૨૪માં તીર્થંકર શ્રી મહાવીર ભગવંત પછી બાર વર્ષ દુષ્કાળ પડવાથી બે ફાંટા પડી ગયા તે પંચમકાળ હુંડા-અવસર્પિણી કાળનો મહિમા છે. તેમાં વીતરાગના નામે અન્યથા માનનારા ઘણા છે. પુણ્ય પાપ, રાગદ્વેષ મારા, પરંતુ કર્તવ્ય મારૂં એમ માનનારા અજ્ઞાની છે. તે વિભાવ માન્યતારૂપ ભૂલદશાને ટાળીને શુભ અશુભ રહિત, શુદ્ધભાવમાં ટકી રહેવું એજ મોક્ષમાર્ગ છે. આત્માની સાચી પ્રતીતિ થઈ છતાં, શુદ્ધતામાં સ્થિરપણે એકાગ્રપણે ટકી ન રહેવાય એ જુદી વાત છે, તે નિર્બળતા છે, પણ ત્યાં દર્શન સંબંધી દોષ નથી. અભિપ્રાયમાં તો નિઃશંકતા વર્તે છે. શુભ અને અશુભ ભાવ બેઉ અશુદ્ધ અધ્યવસાય છે, તે કર્મભાવ છે, તે મારા નથી: કારણકે પોતાનું શુદ્ધસ્વરૂપ પરથી ભિન્ન, પોતાને વિષે નિશ્ચય અવભાસ્યું છે. જે દયા કરવાના શુભ અશુભ પરિણામને, તથા દેહાદિના કામને પોતાના માને છે, તેને પોતાના સત્સ્વરૂપનો અનાદર છે. તેથી અનંતજ્ઞાનીની અશાતના છે; કારણકે તેણે આત્માને રાગવાળો માન્યો, તેમાં ઠીક માન્યું, તે કર્તવ્ય માન્યું. 'કર્તાનું ઈષ્ટ તે કર્મ'. કર્તા પોતાનું વ્હાલું જે કર્મ (કાર્ય) તેને કેમ છોડે? ન છોડે. માટે જેને દેહાદિમાં કર્તાપણાની રૂચિ છે તેને પવિત્ર વીતરાગી આત્માની રૂચિ ન જ હોય, એટલેકે અરૂચિ, દ્રોહ હોય જ. જેણે સત્સમાગમ વડે સદ્‌ગુરુના ઉપદેશથી, પોતાના પૂર્ણ શુદ્ધ આત્માને અસંગ અબંધ, એકરૂપ જ્ઞાતાપણે સ્વીકાર્યો તેણે સત્સ્વરૂપ દેવ, ગુરુ, ધર્મનો સ્વીકાર કર્યો છે, તેમાં આત્મા સ્વાધીન શુદ્ધ છે, તેનો પણ સ્વીકાર થયો. અનંત નિર્ગ્રંથ ભગવંતોનો સ્વભાવ પોતાથી પોતાવડે જાણ્યો, તેથી પોતામાં જાગીને કહ્યું કે "મોક્ષ કહ્યો નિજ શુદ્ધતા તે પામે તે પંથ; સમજાવ્યો સંક્ષેપમાં સકળ માર્ગ નિર્ગ્રંથ." નિર્દોષ વીતરાગ પુરૂષોએ અનંત જ્ઞાનીએ કહેલો, માનેલો, આત્માનો ત્રિકાળી ધર્મ સ્વીકાર્યો, એટલે પોતાનો પણ તેમાં સ્વીકાર થયો. જેમ બીજનો ચંદ્રમાં ઉગ્યો તે ત્રણ પ્રકાર એક સાથે દેખાડે છે, બીજ દેખાય, આખો ચંદ્ર દેખાય, કેટલો ઉઘડવો બાકી રહ્યો તે પણ જણાય છે. તેમ સમ્યગ્દર્શન થતાં પૂર્ણની

નિ'નરણ અપાય કરૂણા છે. માગમાં અનંતગુણી પામન્તા દેખાય છે, પણ તે પામરતામાંથી અનંતગુણનું ભાન છે, અને બેહદ વીર્યનો ઉપાડ છે, પુરૂષાર્થ છે

કરૂણાના બે પ્રકાર છે એક પ્રશસ્ત વિકલ્પ તેમાં પણ અસ્થિર તાથી છુટીને નિર્વિકલ્પ સ્થિરતાનો ભણકાર છે, અને બીજો પૂર્ણ વીત રાગ સ્વરૂપ અરિહંત પરમાત્મા, તીર્થંકર આદિ મર્નશકેન જેમને અકપાયકરૂણા છે પોતાનો પુરૂષાર્થ ઉપાડવા માટે ઉપકારીને ઓળખી તેમાં ઉપકારીપણુ આરોપી ગાય છે, તેમાં સત્નું બહુમાન છે શ્રીમદ્નો સમ્યગ્દર્શન માટે પત્ર છે કે—હે ગવૌકૃષ્ટ સુખના હેતુભૂત સમ્યક્દર્શન તને અત્યંત ભક્તિથી નમસ્કાર હો "હે! શ્રી કુંદકુંદાદિ આચાર્યો! તમારા વચનો પણ સ્વરૂપાનુ સંધાનને વિષે આ પામરને પરમ ઉપકારભૂત થયા છે તે માટે હું તમને અતિશય ભક્તિથી નમ સ્કાર કરૂ છુ" તેમા અનંતગુણને તથા પરમ ઉપકારીને ઓળખીને સત્નુ બહુમાન લાવી પોતાની પામરતા [ નિર્માનતા ] વર્ણવી છે સદ્ગુરુને અહો! અહો! બે વાર કહ્યુ છે અને ઉપકારમાં બે વખત 'અહો' શબ્દ છે તે વડે અપૂર્વ આશ્ચર્ય કહ્યુ જેમ નિર્ધનને કોઈ લાખ રૂપીઆ આપી દે તો તેને કવો હર્ષ થાય? તે તો વિકારીભાવ છે, તેમ અહીં તો અતીન્દ્રિય નિરાકુળ આનંદ છે ઉપ સમજનાર ઉપકારીનુ બહુમાન કરે છે, તેમા પોતાના ગુણનો આ ર છે ગુણ પ્રગટ્યો એટલે નિર્માનતા પ્રગટી સ્વચ્છંદ ટાળીને સ્વાધીનતા પ્રગટી એટલે ગુરુભક્તિનુ મહામાન ઉછળ્યા વનાર ન રહે અને શ્રી ગુરુનો ઉપકાર પણ ગાય જ. ગુણ તો પોતામાંથી પ્રગટ કરવાનો છે, પણ છદ્મસ્થ અલ્પજ્ઞ હોય ત્યાંસુધી અલ્પ પ્રશસ્ત રાગ રહે છે અને પાછળ વિકલ્પના અભાવરૂપ પુરૂષાર્થ હોય છે શ્રી ગુરુને અપાય કરૂણા છે, એમ સમજીને સદ્ગુરુને સાક્ષાત્ ભગવાન કહેવામા વિરોધ નથી ૧૨૪

તા ૨૫—૧૧—૩૯

હવે શિષ્ય આનંદમાં આવતા 'શુ કહુ, શુ ધરૂ' એમ કહે છે—

શું પ્રભુચરણ કને ધરૂં, આત્માથી સૌ હીન;
તે તો પ્રભુએ આપિયો, વર્તું ચરણાધીન. ૧૨૫.

હે! શ્રી સદ્‌ગુરુ ભગવંત, આપતો અનંત ઉપકારી છો. હું આપના ચરણ આગળ શું ધરૂં? સદ્‌ગુરુ પરમ નિષ્કામ છે. જેણે આત્મા આપ્યો તેના ચરણ સમીપે બીજું શું ધરૂં? એ પ્રભુના ચરણાધીન વર્તુ. એમાંજ સાચો વિનય છે. શિષ્ય એમ ન કહે કે મારા ઉપાદાનની તૈયારી હતી, તેથી મને વાણીનો એવો યોગ થયો; મારાં પુણ્ય હતાં તેથી તે નિમિત્ત થયા, એવી ભાષા—વિકલ્પ પણ ન હોય, પણ નમ્રતાથી તે નમતો ઢળતો રહે છે.

સદ્‌ગુરુ ઉપદેશના દાતા છે તે ઉપચાર કથન છે. વીતરાગને કોઈ રાગ ઇચ્છા ન હોય, આ જીવ ધર્મ પામે તો સારૂં એવો વિકલ્પ પણ ન હોય. જો એટલો પણ રાગ હોય તો તે વીતરાગ નથી. શુભરાગની અલ્પવૃત્તિ પણ કષાય પરિણામરૂપ અશુદ્ધ ભાવ છે; પણ નિષ્કારણ-કરૂણા શ્રી સર્વજ્ઞ તીર્થંકર ભગવાનને છે, એમ ભક્તો આરોપ કરે છે. તેમને કોઈ ઉપર દયાનો વિકલ્પ તથા ઉપદેશ દઉં એવો શુભ રાગભાવ નથી; પણ પૂર્વના પુણ્યના ઉદયનો વાણીયોગ–ભાષાવર્ગણા નિકળી જાય છે. વીતરાગ ભગવાન બોલે નહિ; વાણી સહજે છૂટે છે. સાંભળનારના પુણ્યનો યોગ છે; નિશ્ચયથી એમ છે છતાં, શિષ્ય સમજીને પોતાને અનંત ઉપકારનું ઇષ્ટ નિમિત્ત ગણીને, તેનું મહામાન વિનય કરે છે. ગણધરદેવ પણ કહે છે, કે "અપૂયવયણા." હે સર્વજ્ઞ ભગવાન આપે અનંત ઉપકાર કર્યો છે. ભગવાનને ઉપકારનો વિકલ્પ પણ નથી, છતાં ભક્તો પોતાનો એ નિમિત્તે પુરૂષાર્થ ઉપાડે છે, અને વિનય કરે છે, સત્‌નું બહુમાન કરવા અંતરથી ઉછળી પડે છે. પોતાનો પુરૂષાર્થ ઉપાડતો, કષાયને ટાળતો સ્વરૂપ ભક્તિનો પુરૂષાર્થ ઉછાળી બેહદ સ્વભાવનો પ્રમોદભાવ કરે છે. કે હે નાથ! આપે મને આત્મા આપ્યો. આપ અકષાય કરૂણાના દાતાર છો. આપ તારનાર તીર્થસ્વરૂપ છો; એમ ઉપકારીનો ઉપકાર હૃદયમાં સમજતો, વીતરાગના સ્વરૂપને ઓળખીને સત્‌નું બહુમાન કરે છે. અનંતકાળની અશાંતિ ભૂલ ટળી, અને પરમ શાંતિનું અંતર્ વેદન પ્રગટ થયું. તેથી જ્યાં જુએ ત્યાં જ્ઞાનીનો ઉપકાર દેખે છે, બીજું દેખતો નથી. વિકલ્પમાં બેઠો હોય, પદ્ આવશ્યક ક્રિયાનું જ્ઞાન કરતો હોય, છતાં તે સત્‌નો વિનય [illegible]

છે, આદર કરે છે. શાસ્ત્રમાં વ્યવહારથી—નિમિત્તથી વાણી બોલાય છે, જેમ ઘીનો ઘડો કહેવાય છે, તેમ વીતરાગ ઉપર પોતાના ભાવનો આરોપ કરીને વાણીમાં જે ઘટે તે બધુંય કહેવાય. પુરુષાર્થ ઉપાડતો નિમિત્તમાં ઉપચાર કરીને પોતાનો વિનય ભક્તિભાવ ઉપાડે છે. ધર્માત્મા અંતરમાં વિવેક સમજીને તીર્થંકર, સદ્‌ગુરુદેવ આદિ વીતરાગી સત્પુરૂષોનું બહુમાન કરે છે. દેવ, ગુરુ, ધર્મ સતસ્વરૂપ છે, નિર્દોષ વીતરાગ છે, સતનો આદર તે પોતાના ઈષ્ટ ગુણનો આદર છે. એ ત્રણે વીતરાગ સ્વરૂપ છે. વીતરાગની ભક્તિ તે પ્રશસ્ત રાગ છે, છતાં તે રાગનો રાગ નથી. કોઈ પણ રાગ સર્વથા હેય (ત્યાગવા યોગ્ય) માને છે, છતાં જ્યાંલગી અધુરી સાધકદશા છે, ત્યાંલગી પ્રશસ્ત રાગના વિકલ્પ આવ્યા વિના રહે નહિ. પાછળ અકષાય સ્થિરતાનું લક્ષ અને પુરૂષાર્થ છે. સમ્યગજ્ઞાનનો એવો મહિમા છે કે ત્રણેલોક તેને અનુકુળ છે. સતસ્વરૂપના સાધકને કોઈ વસ્તુ બાધક નથી.

શિષ્યને સાચા સ્વરૂપની બોધબીજની પ્રાપ્તિ થઈ તેથી સદ્‌ગુરુનું મહામાન કરે છે. નિર્માનતા દ્વારા પુરૂષાર્થનું વીર્ય ઉલ્લસે છે, અને સ્વરૂપ ભક્તિમાં સદ્‌ગુરુને જ કલ્યાણકારી કહે છે. નમોથ્થુણં સ્તુતિમાં આવે છે કે, હે પ્રભુ આપ 'જીવદયાણં' આપોજ મને જીવ આપ્યો, એમ ઈષ્ટ નિમિત્તમાં પોતાના ગુણનો આરોપ કરીને, સદ્‌ગુરુને અનંત ઉપકારના કરવાવાળા કહે છે. સ્થિરતાનું નિર્માનપણું એ પૂર્ણ સ્વરૂપની સ્થિરતાનો પ્રેમ છે. મને અનંતકાળમાં આત્માપણાનું ભાન ન હતું તે આપે જ યથાતથ્ય બતાવ્યું. હું જડ જ હતો તે જડતા પલટાવીને આપે જ મને જીવત્વ "આત્મા" આપ્યો હું મને ભૂલીને પુણ્ય, પાપ, રાગાદિમાં મારાપણાની કલ્પના કરીને પરવસ્તુમાં ચેતનધર્મ માનતો હતો, તે ભૂલ ટાળીને આત્માને એવો જાણ્યો કે હું તો શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન છું, સ્વાધીન છું, એમ સમ્યગ્જ્ઞાન થયું, તે આપની કરૂણાના પ્રતાપે છે. 'હું' આત્મા બન્યો માટે આપજ "જીવદયાણં" છો. સ્થિરતા-રમણતા સહિત, પૂર્ણ સ્વરૂપની મીટ માંડી સદ્‌ગુરુના શરણમાં ઉભો રહી, વિકલ્પ તોડીને આખી પૂર્ણ સ્થિરતાને ભાવનો, રૂચવતો સ્પર્શતો શિષ્ય કેવળજ્ઞાનના

ભણકાર દેખે છે. અને કહે છે કે આપના ચરણાધીન વર્તુ; એટલે કે જેવું સ્વરૂપ છે તેવી શ્રદ્ધા જ્ઞાન અને જ્ઞાનની એકાગ્રતારૂપ સ્વ ચા-રિત્રમાં રમણતા કરૂં, તમારા ચરણકમળમાં વર્તું એ ઉપચાર છે, પણ ઉપકારીનો અનહદ ઉપકાર આવ્યા વિના રહે નહિ. તેથી શિષ્ય, અનંતગુણના નિધિ સદ્ગુરૂ પાસે પોતાનું દીનત્વ કહે છે, સાથે અનંત શક્તિનું ભાન છે. પણ જેને ચૈતન્ય ભગવાન આત્મા કેવો છે, કેવડો છે તેની ઓળખ નથી; અને કહે અમે આત્મા છીએ, એમ અમને ખબર નહિ હોય? એવો ખોટો દાવો કરે છે. તે આત્માને નામે મન, વચન, કાય એટલે યોગની ક્રિયામાં, શુભ પરિણામમાં ધર્મ માનીને સંતોષાઈ ગયા હોય છે. તેને સાચું સમજવાનો અવકાશ રહેતો નથી. તે ભક્તિ કરે છે તોપણ રાગની, કષાયની ભક્તિ કરે છે. ભાન વિના ભક્તિ કોની? અહીં શિષ્ય સમજીને અંદરથી વિવેક, જાગૃતિ સહિત સદ્ગુરુનો (સતનો) વિનય કરે છે કે હે નાથ? આપેજ આત્મા આપ્યો. પોતે જાણ્યું કે એક પરમાણું માત્ર મારૂં નથી. એટલે મન, વચન, કાયા આદિ દેહભાવથી રહિત થઇને આપની આજ્ઞામાં વર્તું. પરમાત્માનો સેવક પરમાત્મા જેવોજ હોય. આપ જે ભાવોથી પૂર્ણદશાને પામ્યા છો, તે ભાવે હું પણ આપની આરાધના વડે એકલો ચાલ્યો આવું છું. ૧૨૫.

અહીં શિષ્ય પ્રભુ આધીન વર્તવાની ભાવના કરે છે:—

આ દેહાદિ આજથી, વર્તો પ્રભુ આધીન;<br>
દાસ, દાસ હું દાસ છું, તેહ પ્રભુનો દીન. ૧૨૬.

હવે આ દેહાદિ શબ્દાદિ વગેરે જે કંઈ મારૂં માન્યું હતું તેના મમત્વથી છૂટીને, તેનો હું સાક્ષી છું, એટલે કે આજથી સદ્ગુરુની આજ્ઞાએ (પ્રભુને) આધીન વર્તું. હું તે પ્રભુનો દાસ છું, દીન દાસ છું. પૂર્વે અનંતકાળથી સાચી સમજણ વિના, સ્વરૂપની સાચી પ્રતીતિ વિના, અનંત સંસારમાં રખડવું થયું. તે એક પોતાના અજ્ઞાનથી થયું, અને તેથી 'પામ્યો દુઃખ અનંત' આત્માના નામે જે કંઈ પુણ્ય, દયા, સત્ય, દત્ત, બ્રહ્મચર્ય, વ્રત્ત આદિ પૂર્વે અ-નંતવાર કર્યું; જે કર્યું તે બધુંય બીજું કર્યું, માત્ર એક આત્માને

જાણ્યો નહિ માટે અનંતભવમાં અનંતદુઃખ પામ્યો તે પરમપદ શુદ્ધ આત્મસ્વરૂપ આપે સમજાવ્યું, એટલે ભવિષ્યકાળમાં હું અનંતદુઃખને પામત તેનું મૂળ છેદ્યું, એવા શ્રી સદ્ગુરુ ભગવાનનો હું દાસ છું દાસ છું, દીન દાસ છું. સદ્ગુરુ આજ્ઞા અનુસાર આ પરમ સત્નો નિશ્ચય અને આશ્રય જ એક કર્તવ્ય છે, એવી સમજણ અને સમજણને વિવેક, આત્મામાં વર્તતા પરમ ઉપકારીનો ઉપકાર સ્વીકારે છે. ૧૨૬

૭ સ્થાનક વડે આત્મા ભિન્ન બતાવ્યો તેનો શિષ્ય ઉપકાર જાહેર કરે છેઃ—

ષટ્ સ્થાનક સમજાવીને, ભિન્ન બતાવ્યો આપ;
મ્યાનથકી તરવારવત્, એ ઉપકાર અમાપ. ૧૨૭.

છએ સ્થાનક સમજાવીને હે સદ્ગુરુદેવ, આપે દેહાદિથી આત્માને, જેમ મ્યાનથી તલવાર જુદી કાઢીને બતાવે તેમ, સ્પષ્ટ જુદો એક પરમાણુ માત્રના સંબંધ રહિત, (પરથી જુદો) બતાવી આપે અમાપ ઉપકાર કર્યો છે. મોક્ષ અને મોક્ષનો ઉપાય, આત્મા ચિદ્ઘન છે તેમાંજ બતાવ્યો. બાહ્યથી કંઈપણ સાધનનો આશ્રય જ્ઞાન, દર્શન, ચારિત્રમાં નથી એમજ હોવાથી જેને અનંતગુણનું ભાન થયું છે, એવો શિષ્ય પોતાની પામરતા વર્ણવીને પુરૂષાર્થ ઉપાડે છે. એજ લોકોત્તર વિનયનો મહિમા છે, તેમાં જ પોતાનો મહિમા છે; "ચેતન રૂપ અનુપ અમુરત, સિદ્ધ સમાન સદા પદ મેરો" મારૂં આત્મપદ પૂર્ણ શુદ્ધ પરમાત્મા સમાન છે પણ ઊંધી દૃષ્ટિવાળાએ પરના નિમિત્તથી બંધવાળો ઉપાધિવાળો માન્યો છે સિદ્ધભગવાન જેવો ન માન્યો તેથી તે મિથ્યાદૃષ્ટિ છે સ્વાધીનપણું ભૂલીને પોતાને બંધવાળો, વિકારી માને તો વિકાર સ્વભાવ કરે, પણ ચેતન્ય સ્વભાવ બંધરૂપ નથી; એક સમયમાત્રની ભૂલ વર્તમાન અવસ્થાની યોગ્યતાના કારણે હતી, તે ભૂલ ક્ષણમાં પલટીને પૂર્ણ સિદ્ધદશા પ્રગટ થઈ શકે છે. પૂર્ણતાને લક્ષે સાધક સ્વભાવ જેને ઉઘડ્યો તે હવે અંતર ચારિત્રની ભાવના કરે છે, કે હું મારા જ્ઞાન દર્શન સ્વરૂપ ચારિત્રમા લીન સ્થિત થાઉં. તેમાં એમ પણ આવ્યું કે મારામાં પરનું એકપણ કર્તવ્ય નથી, છતાં કોઈ

માને તો તે મિથ્યા છે. હું સામા જીવને સુખી કરી શકું, મેં અહિંસા અને દયા પાળી, પળાવી, મેં દેહાદિ ક્રિયારૂપ ચારિત્ર પાળ્યું એ માન્યતા મિથ્યા છે, તેમાં ધર્મ નથી, ચારિત્ર નથી. અત્રે ચારિત્રની ભાવનાવડે સ્થિરતા વધારે છે. જેવા સર્વજ્ઞ વીતરાગ ભગવાન છે અને તેમનું જેવું નિર્મળ ચારિત્ર છે, તેવુંજ મારૂં યથાખ્યાત ચારિત્ર શીઘ્ર પ્રગટ થાવ, એમ પુરૂષાર્થ ઉપાડીને સતનો વિનય કરે છે. તેમાં સદ્ગુરુ ઉપર નિક્ષેપ કરે છે કે હે નાથ! આપેજ આત્મા આપ્યો. હે પ્રભુ! આપનો ઉપકાર અમાપ છે. તે સમજે છે કે કોઈ કોઈની પર્યાયને લેતું દેતું નથી, કારણકે આત્મા સ્વયં સ્વાધીન તત્ત્વ છે, તે નિરપેક્ષ અને કષાય રહિત છે, નિર્વિકલ્પ છે. મનના વિકલ્પ અને વાણીદ્વારા સદ્ગુરુનો વિનય શી રીતે કરૂં? બસ! ઠરી જાઉં, એ એક લક્ષ છે, એ પૂર્ણ ચારિત્રની ભાવના છે. ૧૨૭.

## ઉપસંહાર.

હવે ઉપસંહાર કહે છે:—

દર્શન ષટે શમાય છે, આ ષટ્ સ્થાનકમાંહિ;
વિચારતાં વિસ્તારથી, સંશય રહે ન કાંઈ. ૧૨૮.

છ બોલની પીઠિકા ઉપાડી ત્યારે કહ્યું હતું કે "ષટ્ સ્થાનક સંક્ષેપમાં, ષટ્દર્શન પણ તેહ, સમજાવવા પરમાર્થને કહ્યા જ્ઞાનીએ એહ" તેમ છ બોલનું સ્વરૂપ પુરૂં થતાં આ ગાથા કહેવામાં આવી છે. એ છ પદથી ષટ્દર્શનનું સ્વરૂપ પૂર્ણ શું, અખંડ કેવું હોવું જોઈએ, એકાંત અને વિરોધ કેમ છે, એ પણ સમજાવ્યું છે. તેને વિચારવાથી કંઈ શંકા રહે નહિ. જીવ નિઃસંદેહ થયો એટલે નિઃસંદેહ તત્ત્વની પ્રતીત, સ્થિરતા સાથે લઈને ઉપડ્યો છે. આત્માને પરથી જુદો સ્વાધીનપણે જેમ છે તેમ જાણ્યો તેણે સર્વજ્ઞ વીતરાગ પરમાત્માને જાણ્યા. જેવા પરમાત્મા પૂર્ણ શુદ્ધ છે તેવોજ હું છું, એમ બધા પડખાથી નિર્ણય કર્યા પછી શંકા ન પડે. જે બાજુનો પવન ફરે, તે બાજુ ધજા ફર્યા કરે તેમ લોકો સાચા ખોટાનો નિર્ણય કર્યા વગર "જી મહારાજ" કરીને જ્યાં ત્યાં અર્પણતા કર્યા કરે છે. સમ-

ન્વય કરીને વિનય મિથ્યાત્વને પોષણ આપે છે. તેને સાચો નિર્ણય ક્યાંથી થાય? ખરી પરીક્ષા વિના બહારથીજ ધર્મ મનાયો છે, અને તેથી "સૌ સાધન બંધન થયા" અનંતકાળમાં જે જે કંઈ ઘણું કર્યું તે બધુંય મફતમાં ગયું; પણ આ જાતની વીધિ સહિત, અંતર તત્ત્વની પરીક્ષા કરીને આ કહ્યો તે માર્ગ વિષે, અવિરોધપણે વિચાર કરે તો, તેમાં કંઈ પણ સંશય રહે નહિ. આચારાંગ સૂત્રમાં એક સૂત્ર છે કે "આત્મા સદા સ ઉપયોગી છે" સ્વજ્ઞાનના વ્યાપારવાળો છે. તેમ લોકો ગોખી જાય, વાંચી જાય પણ આત્મા અરૂપી જ્ઞાન સ્વરૂપ છે તેનો અંતરંગ ઉપયોગ શું, તેની કાંઈ ખબર પડે નહિ, અને બહારથી ઉપયોગ માને એટલેકે કંઈ લેવું, મૂકવું, જોઈને ચાલવું, પરની દયા કરવી, એ વગેરે જડની ક્રિયા અને કર્મભાવને આત્માનો ઉપયોગ માને છે. અને કહે છે કે અમે વીતરાગની આજ્ઞાને માનીએ છીએ; આ પોતાની ખોટી દૃષ્ટિએ ઉપયોગની ખતવણી કરી છે; વીતરાગને ઓળખ્યા વિના, વીતરાગના નામે કર્મભાવમાં ધર્મ માન્યો છે. ઘણાં પુણ્ય કર્યાં છતાં પાપાનુબંધી પુણ્ય હોવાથી સંસાર વધ્યો, ભવ ન ઘટ્યો. માટે જે પોતાના સ્વચ્છંદે અથવા સત્ અસત્‌ની પરીક્ષા વિના આત્મા માને છે, ધર્મ માને છે તે ખોટું છે. હું ભવી છું કે અભવી છું, અલ્પભવી છું, કે બહુ ભવવાળો છું, એ આદિ સંદેહ રહ્યા કરે ત્યાંસુધી આત્માની ખરી પરીક્ષા થઈ નથી એમ જાણવું. કોણ જાણે, આપણને ખબર ન પડે, કેવળી ભગવાન જાણે એમ લોકો કહે છે. પણ ભાઈરે! તું કહેતો હતોને, કે અમે દેવ, ગુરુ, ધર્મને માન્યા છે, આત્માની શ્રદ્ધા છે. પણ સંદેહ છે ત્યાં સાચી શ્રદ્ધાજ નથી. પોતાની ભૂમિકા દૃઢ થયા વિના, પ્રતીત સાચી નથી, અને સ્થિરતાનો પુરૂષાર્થ પણ નથી. સમ્યગ્‌દૃષ્ટિ નિઃસંદેહ છે. આત્મા જ્ઞાનદશા પામ્યો છે તે જ્ઞાની જાણે છે. એક નિર્ણય યથાર્થ ભાનદ્વારા આવ્યો કે આત્મસ્વરૂપ ત્રિકાળ આમજ છે, એ નિઃસંદેહ નિર્ણય આવ્યો તેમાં પોતાનો, અનંતજ્ઞાની સર્વજ્ઞના જ્ઞાનમાં સ્વીકાર થઈ ગયો છે, એવી સાક્ષી પોતાને જાતથી આવે છે. જે સ્વરૂપના ભાન સહિત (મનની ધારણા વિના) સહજ પ્રયત્નથી સ્વયં જાગ્યો તેને શંકા ન આવે. અહીં કેટલાક ઊંધા નિઃશંક પડયા છે તેની વાત નથી. શ્રીમદ્ નાની ઉંમરમાં

કહે છે કે 'જ્યાં શંકા ત્યાં ગણ સંતાપ, જ્ઞાન તહાં શંકા નહિ સ્થાપ.' જ્યાં સમ્યગ્જ્ઞાન બોધિબીજ પ્રગટ્યું, ત્યાં અંતરથી સહજ સ્વરૂપ આત્મખ્યાતિ ચૈતન્યની જાહેરાત થાય છે. અને બેહદ સુખ સ્વભાવની શાન્તિ, તૃપ્તિ, સંવેદન વધતાં જાય છે પુરૂષાર્થ સહિત નિર્ણય દેખાય છે. કોઈ ભગવાનને પૂછયા વિના પોતાની જાતને નિઃસંદેહ ખબર પડે કે મારે હવે એકાદ કે અમુક ભવ બાકી છે, વધુ ભવ નથી. તે નિઃસંદેહ થયો, નિશલ્ય થયો તેનું વીર્ય પૂર્ણતાને લક્ષે સ્થિરતા સાધતું આગળ વધે છે. સ્વભાવે પરનો અકર્તા હતો તેથી વર્તમાનમાં અકર્તા થયો. ઉત્તરાધ્યયનમાં કહ્યું છે. अप्पा कत्ता विकत्ता य, दुहाण य सुहाण य આત્મા શુભ અશુભ કર્મનો કર્તા છે, એમ શાસ્ત્રમાં ટુંકી ભાષા નિમિત્તની (ઉપચાર ભાષા) કહી. પણ ઘીના ઘડાની જેમ તે વ્યવહાર વચન માત્રને પકડીને શબ્દાર્થનો આગ્રહ કરે તો મિથ્યા ઠરે છે, માટે પરમાર્થ—સાચા અર્થનેજ સમજવો. જડનો કર્તા ભોક્તા અજ્ઞાની પણ નથી, માત્ર અજ્ઞાની તેમ માને છે. જો આત્મા જડ કર્મનો કર્તા હોય તો આત્મા જડ થઈ જાય. યોગ્યતાના કારણે કથંચિત રાગદ્વેષનો કર્તા જીવને કહેવાય છે; તે અજ્ઞાનભાવ ટાળીને સમ્યગ્જ્ઞાન પ્રગટ કરી શકાય છે. જેમ સૂર્યના કીરણો હોય તેમ સમ્યગ્દર્શન જ્ઞાનમય સૂર્યના આઠ કિરણો (સદ્‌ગુણરૂપે) હોય છે. તેમાં (૧) મુખ્ય કિરણ આ ગાથામાં કહેલ નિઃશંકિત ગુણ છે. આત્મા અને સિદ્ધ પરમાત્મામાં શક્તિપણે કિંચિત ભેદ નથી, બેહદ જ્ઞાનશક્તિનો પિંડ, અજર, અમર પૂર્ણ કૃતકૃત્ય છે. સમસ્ત વિરોધ દોષ રહિત અસંગ પૂર્ણ પવિત્ર હું છું એવી નિઃસંદેહ પ્રતીતિ પૂર્ણતાને પહોંચી વળવાના પુરૂષાર્થ સહિત વર્તે છે, તેજ જ્ઞાનની ક્રિયા છે. પોતાના નિઃસંદેહ અભિપ્રાયમાં ભૂલ, ભય, શંકા ન પડે તે નિઃશંકિત ગુણ છે. (૨) નિઃકાંક્ષિત ગુણનું કિરણ એવું છે કે મોટા પુણ્યપદ-ઇંદ્ર, ચક્રવર્તી તીર્થંકરના પુણ્ય પણ સમ્યગ્દૃષ્ટિ ઇચ્છે નહિ. એક પૂર્ણ શુદ્ધ મારૂં આત્મપદ છે તે પ્રગટ થાવ તે જ તેની ભાવના છે (૩) નિર્વિચિકિત્સ ગુણનું કિરણ એવું છે કે; પોતાના પવિત્ર ગુણની ઘાત ન થવા દે, અને રાગદ્વેષ અજ્ઞાનથી બચાવે તે વૈદપણું (જ્ઞાન ચિકિત્સા) છે. (૪) અમૂઢદૃષ્ટિ ગુણનું કિરણ એવું છે કે શુભ અશુભ પરિણામની વૃત્તિ ઉઠે તેની

વહેંચણીમાં–ભેદજ્ઞાનમાં ન મુંઝાય, કે આ તે મારો ગુણ છે કે પરભાવ છે, કપાય છે કે અકપાય છે, એમ સ્વભાવ પરભાવને બરાબર જાણે. જાણવામાં મુંઝાય નહિ. ભૂલે નહિ. ( ૫ ) ઉપગુહન ગુણનું કિરણ એવું છે કે, આત્મામાં સમ્યક્ત્વ મોહનીયના નિમિત્તથી થતા સુક્ષ્મ અતિસુક્ષ્મ દોષને ટાળે, અને ગુણમાં બાધા ન થવા દે. (૬) સ્વરૂપની સ્થિરતારૂપ સ્થિતિકરણ ગુણનું કિરણ એવું છે કે, રાગદ્વેષરૂપ અસ્થિરતાને ટાળે, અને પોતાને અખંડ શાન્તિ સ્વરૂપમાં જ સ્થિર રાખે. (૭) વાત્સલ્યગુણનું કિરણ એવું છે કે, પૂર્ણ સ્વભાવની રૂચિ હોવાથી પૂર્ણ વીતરાગતા–શુદ્ધ પરમાત્મપદનો પ્રેમ છે, તેમાં સંસારનો પ્રેમ મુદ્દલ નથી. ગૌવત્સ સમાન સ્વસ્વરૂપની સાચી પ્રીતિ છે. (૮) પ્રભાવના ગુણનું કિરણ એવું છે કે, સમસ્ત પ્રકારે ( બધાં પડખાંથી ) પોતાના શુદ્ધ સ્વરૂપમાં સાવધાની રાખવાની ભાવના, ચારિત્ર ગુણની ખીલવટ કરીને સ્વગુણનો ઉદ્યોત કરે છે. સાધક સ્વભાવ જયવંત વર્તો, વિજયવંત હો એવો પુરૂષાર્થ ઉપાડીને આત્મધર્મની પ્રભાવના એવી કરવી કે, કેવળજ્ઞાનના સંદેશા આવે, જાતની જાગૃતિના અપૂર્વ ભણકાર આવે કે હવે ભવ નથી. ૧૨૮.

આત્મભ્રાંતિ સમ રોગ નહિ, સદ્ગુરુ વૈદ્ય સુજાણ;
ગુરુ આજ્ઞા સમ પથ્ય નહિ, ઔષધ વિચાર ધ્યાન. ૧૨૯.

આગલી ગાથામાં નિઃસંદેહપણું કહ્યું તે સમજવા માટે આઠ ગુણ સહિત નિઃસંદેહપણું આત્મામાં કેવીરીતે છે તે કહ્યું, અત્રે તેનાથી વિપરીત એટલે આત્મભ્રાંતિ ( સંશય=ભ્રમણા ) રહેવી, તેના જેવો કોઈ મોટો ગંભીર રોગ નથી, એમ જણાવ્યું. વસ્તુનો જે સહજ સ્વભાવ છે તેની પ્રતીતિ નહિ, અને બહારથી કંઈ કરો તો સંવર નિર્જરા થશે એમ બાહ્ય ક્રિયાથી આત્મધર્મ માની, ચૈતન્ય ઉપર ગુમડાંની વૃદ્ધિ કરીને જીવ રાજી થાય છે પણ એવી ઊંધી માન્યતાને જ્ઞાની ભગવંતો મિથ્યાદર્શન શલ્ય કહે છે. તે બધાં પાપો કરતાં પણ અતિ ઘણું મહાપાપ છે; સ્વયં અપરાધ છે, સ્વહિંસા છે. સત્તર પાપ તે ચારિત્રના દોષ છે. અને આ મિથ્યાદર્શન શલ્ય તે મૂળ પાપની

જડ છે, તે દર્શનમોહ છે. શ્રીમદ્દે કહ્યું છે કેઃ–“જેમ જેમ મતિ અલ્પતા, અને મોહ ઉદ્યોત, તેમ તેમ ભવ શંકના અપાત્ર અંતર જ્યોત” એ યથાર્થ છે. કોણ જાણે શું થાશે, એ આદિ આત્મસ્વરૂપમાં ભ્રાંતિ, હું બહારથી ગ્રહણ ત્યાગવાળો છું, હું બંધવાળો છું, જડની ક્રિયા-વાળો દયાવાળો છું, પુણ્યવાળો છું એ આદિ પ્રકારે પરવસ્તુમાં મારા-પણું કરે છે તે જ અનંતુ ઝેરીબીજ છે. સ્વસ્વરૂપની ઊંધી માન્યતા એ એકજ ભૂલ સંસારનું મૂળ છે. શ્રેણીકરાજાને ક્ષાયીક સમકિત ચોથું ગુણઠાણું હતું, એક મિથ્યાત્વ સિવાય સત્તર પાપ મંદ રસપણે હતાં, છતાં પવિત્ર ધર્માત્મા હતા. તેઓ એકભવે મોક્ષ જશે; માટે પ્રથમ હું કોણ, કેવો છું, કેવડો છું, એ યથાર્થ રીતે સમજો. જે આત્માનો ધર્મ છે, તેનાથી બીજું કર્યે બીજું થશે. આત્મામાં ભ્રાંતિ અને બહારથી પુણ્યાદિ શુભ પરિણામની ક્રિયા કરે, કાયકલેશ કરે તે બાલ ચાલ છે. પાડાનો વાંક અને પખાલીને ડામ દે એવી એ ઊંધાઈ છે. અંતરંગ સ્વરૂપનું ભાન નહિ, અને મન, વચન, કાયાના પ્રયોગમાં મંડયા રહે, દેહના હાડકાને સ્થિર હું રાખું છું, એ આદિ અભિમાન સહિતની ક્રિયાને સામાયિક માનવી તે મહા મિથ્યાત્વનું પોષણ છે. દર્શનમોહ એટલે સ્વરૂપની ભ્રમણા, તેની સ્થિતિ ઉત્કૃષ્ટ સીતેર ક્રોડાક્રોડી સાગરોપમની છે. તેની ઝેરી લાળને વશ જે જીવ છે તે સ્વયં અપરાધી થાય છે. તે ઊંધો પડયો સ્વાધીન છે. પોતે જ સવળો પડે અને સદ્‌ગુરુનો આશ્રય કરે તો જ હીત છે; બાકી તેને કોઈ પરાણે સમજાવી શકે નહિ. પોતામાં અનંત શક્તિ ભરી છે, તેનો દુરૂપયોગ તથા સદુપયોગ સ્વયં કરે છે. બહારનું કાંઇ કરી શકતો નથી. માત્ર જ્ઞાનમાં ઊંધાઇ કરે અને પોતાને અન્યથા માને. ઠાણાંગમાં બીજે ઠાણે ગાંડા–મૂર્ખ બે પ્રકારે કહ્યા છે. તેમાં એકતો ભૂતાવિષ્ટ–ગાંડો છે. તેને તો કોઈ મંત્રાદિ પ્રયોગથી ડાહ્યો બનાવી શકે છે. બીજો ગાંડો તે મોહી જીવ છે તે સ્વયં પોતાને વિપરીતપણે માને છે, પરમાર્થને સમ-જતો નથી, અને કર્મભાવને પોતાનો ગુણ માને છે. પરપરિણામ તથા સ્વભાવ પરિણામનો તેને વિવેક નથી; એ રીતે સ્વચ્છંદમાં ટકયો છે; અર્થાત્ એવા ઊંધા નિઃશંક થઈ સંસારમાં પડયા છે. તેની ઘેલછા કોઈ ટાળનાર નથી.

આત્મભ્રાંતિ જેવુ બીજુ કોઈ મહાપાપ નથી એની દવા કર નાર કોઈ નથી પોતે પાત્રતા તૈયાર કરીને સરળ જિજ્ઞાસુ થઈને સત્ સમાગમ મેળવે તોજ છૂટકો થાય પોતાના માનેલા સ્વચ્છંદરૂપ કદાગ્રહથી સ્હેલાઈ નથી, માટે તે રોગને, ભૂલને ટાળવા માટે સદ્ગુરુને શરણે જવુ કારણકે તે મહા સમર્થ સુજાણ સ્વભાવના વૈદ્ય છે શ્રીમદ્ કહે છે કે આત્મસ્વરૂપમા ભ્રમણા જેવો કોઈ રોગ નથી બહારથી પ્રતિકૂળ દવા કરે તો ઉલટો રોગ વધે માટે સદ્ગુરુ ભવરોગ મટાડનાર સુજાણ વૈદ્ય છે, તેના જેવા કોઈ પરમ ઉપકારી નથી સદ્ગુરુ આજ્ઞાએ ચાલવા સમાન (સત્‌ને આશ્રયે વર્તવા સમાન) બીજુ કોઈ પથ્ય નથી

ગુરુઆજ્ઞા—એટલે અખંડ દેશનાવડે, અખંડ સત્‌માંથી જ્ઞાનીનુ એક વાક્ય યથાર્થ શ્રુતગત કરી, અંતરમા સત્‌નો આશ્રય કરવો તેમા સતશ્રુત અંતરંગ કરી, બેહદ જ્ઞાનબળ ઉછાળી, જ્ઞાનની એકાગ્રતામા ટકવુ, રમવુ ઘોલન કરવુ તે ધ્યાન. જ્ઞાનીના વચનોથી અંતરગત વિચાર, સ્વાધ્યાય, યથાર્થતત્ત્વ મનન તે વિચાર ધ્યાનરૂપી ઔષધ છે ભેદવિજ્ઞાનરૂપ વિવેક તે પથ્ય છે, મારણકે સમજણ વડે સત્‌નો સ્વીકાર પોતે કર્યો, ત્યારે ગુરુઆજ્ઞા સમજ્યો એમ કહેવાય સમજણ અનુસાર રૂચિ—સત્‌ની રૂચિ કરનારને જ્ઞાનનો વિવેક હોય છે તેને હિતમા પ્રવૃત્તિ અને અહિતમા નિવૃત્તિ થાય જ હુ પરથી જુદો, પૂર્ણ કૃતકૃત્ય પરથી અક્રિય, ત્રિકાળ પૂર્ણ શુદ્ધ, સ્થિર, અખંડ જ્ઞાયક સ્વભાવમા ટકેલો છુ પરમાર્થરૂપ હુ શુદ્ધ એકલો ઉપાદેય છુ પુણ્યપાપ રાગાદિ વિકલ્પ, દેહાદિની ક્રિયા બધા પરદ્રવ્ય હેય છે, મારા સ્વાધીન તત્ત્વમા કોઈનુ ગ્રહણ ત્યાગ નથી, એવો હુ નિરપેક્ષ શુદ્ધ જ્ઞાયક છુ એમ અબંધ દૃષ્ટિનો વિવેક તે સાચુ જ્ઞાન—પથ્ય છે તે જ્ઞાનના આચરણવડે સ્વરૂપ સ્થિરતારૂપ ધ્યાન, મનન એ ઔષધ છે, તેજ શિવસુખનો ઉપાય છે સત્ અને સત્‌નો આશ્રય એજ મુખ્ય ઉપાય કહીને, લોકોને ખોટી માન્યતારૂપ સ્વચ્છંદ ટાળવાનો ઉપાય બતાવ્યો છે

સંવત ૧૯૯૬ કારતક સુદી ૧૫, સમાધિમંદિર (રાજકોટ)

આજે શ્રીમદ્ રાજચંદ્રનો જન્મદિવસ છે આજનો દિવસ રવીવાર

પરમ મંગળિક છે, અને પૂર્ણિમા છે. શ્રીમદ્‌ની જયંતિ છે. બીજું, હજારો વર્ષથી જુનો જે ઊંચામાં ઊંચો ગ્રંથાધિરાજ "ધવળ" જેના દર્શન કરવા હજારો લોકો જતા હતા. અને જેમાં સનાતન જૈનધર્મનું રહસ્ય છે, તે "ધવળ" શાસ્ત્રના આજે આનંદ નિકેતનમાં દર્શન થયાં તેમાં પ્રથમ "સિદ્ધ" લખ્યું છે. સમયસારમાં પણ રવીવાર આવ્યો હતો. સમયસારના દર્શન પણ રવીવારે થયા હતા: વળી સમયસારજીની સ્થાપના પણ રવીવારે થઈ છે.

શ્રીમદ્‌ના દેહના સમાગમમાં ઘણા આવ્યા હશે, પણ તેમના સત્સમાગમમાં કોઈક વીરલા જ હશે. અહીં પ્રથમ મંગળિક કહીએ.

"અહો! શ્રી સત્‌પુરૂષકે વચનામૃતં, જગહિતકરમ્
મુદ્રા અરૂ સતસમાગમ સુતિ ચેતના જાગૃતકરમ્"

સંપ્રદાયનો આગ્રહ છોડી મધ્યસ્થપણે સાંભળવું તે હિતની વાત છે. શ્રીમદ્‌ના સમાગમમાં ઘણા આવેલા પૈકી એક ભાઈ સંપ્રદાયના વલણવાળા અને મૂર્તિપૂજાના વિરોધી હતા પણ કાંઈક સરળ હતા. તેમના ગુરુ તથા બીજાઓ શ્રીમદ્‌ની નિંદા કરતા હતા. તે સાંભળતાં જ તેમને અંદરથી (નાભીમાંથી) નાદ આવ્યો કે અરે! તમે એ પુરૂષની નિંદા કરશો નહિ, મેં તેમને એકવાર લીંબડીમાં જોયા હતા, મહા વૈરાગ્યવંત હતા, ખરેખર ધર્મની મૂર્તિ હતા. એ સત્‌પુરૂષ છે. એની નિંદા ન કરશો. જાણે ઊંડાણમાં પારાવાર દર્દ થતું હોય એવો અવાજ સહજ આવ્યો, વળી કહ્યું કે એ મહાદેવને મિંયા સાથે સરખાવશો નહિ. એની મુદ્રામાં મેં જે વૈરાગ્ય જોયો છે, તેવો વૈરાગ્ય મેં કોઈ સાધુનો જોયો નથી. જુઓ આ તેમના શબ્દો. તેમને કાંઈ શ્રીમદ્‌ની પરીક્ષા ન હતી, છતાં અંદરથી સતનો હકાર આવ્યો, અને ખોટાનો નિષેધ આવ્યો. માણસને મધ્યસ્થ દૃષ્ટિ હોય તો જ સાચી પરીક્ષા કરી શકે. અંતરમાં ઊંડાણથી એ વૃદ્ધ માનવીને, સહજ ધારણા વિના, નાભીથી અવાજ આવ્યો કે હું એની નિંદા સાંભળી શકતો નથી. દુંટિમાંથી અવાજ-ગોખ્યા વિના, ધારણા વિના સહેજે ભણકાર આવેલો હતો. સત્‌પુરૂષ પ્રત્યેનો આદર એટલે સતનો આદર

શું સુચવે છે? તે બતાવે છે કે, તે પુરૂષમાં કોઈ મહાન પવિત્ર યોગ બળ રહેલું છે, કે જેના સ્મરણો સાંભળતાં મુમુક્ષુને અતિ અતિ પ્રમોદ–આનંદ ઉપજે છે. છતાં પંચમકાળ છે, તેથી નિંદકો કોઈ કહે છે કે, પોતાને પૂજવા ખાતર લખ્યું છે. અરેરે! આવા મતાર્થી લોકો મતાગ્રહને વશ થઈને, મિથ્યાગ્રહને પકડે છે. મહામોહને વશ સાચાનો નિષેધ કરી, પોતાને વિષે બોધીદુર્લભપણું વધારે છે. અહીં જે જન્મ જયંતિનું મંગળિક, જે લોકોત્તર મંગળિક કહેવું છે, તે ઉપરથી શ્રીમદ્ રાજચંદ્રના હૃદયમાં શું હતું તે મુમુક્ષુ સમજી લેશે.

"અહો શ્રી સત્પુરૂષકે વચનામૃતમ્ જગહિતકરમ્" એક વખત પણ પ્રત્યક્ષ સદ્‌ગુરૂના ભાવ વચનને શ્રવણ કરીને અંતરમાં ઓગાળીને, અંતરમાં ઉંડાણની સહજ હા આવી, ને બોધબીજનો અંતરમાં (સ્વરૂપમાં) રચ થયો, તેને સંસાર ન હોય. જ્ઞાની મળ્યા તેને ભવ ન હોય, ભવનો ભાવ ન હોય. એની સાક્ષી કોણ આપે? અંદરથી ખાત્રી આવે, કોઈને પૂછવા જવું ન પડે. "ભ્રંગી ઈલીકાને ચટકાવે તે ભ્રંગી જગ જોવેરે." ચેળને ભમરી ચટકો મારે તેના ડંખના સ્મરણમાં આ શું છે, શું છે એ ઝંખના રહેતાં ભમરી બની જાય છે, કલેવર પલટાવી દે છે. એમ ચેતન ભગવાન આત્મા પોતાને ભૂલીને, પરભાવમાં પોતાની હયાતી ભૂલપણે માની બેઠો છે, તે જો સત્પુરૂષના લક્ષે, એક વચન પણ યથાર્થ ગુંજારવ કરીને, અંતર શોધમાં વર્તે તો, તેને ભગવાન ત્રિલોકનાથપણું (સિદ્ધપદ) પ્રાપ્ત થયા વિના રહે નહિ. જ્ઞાનીના એક વચનને યથાર્થપણે છવ સમજ્યો તો, યથાર્થપણે આત્માથી આત્મામાં સત્‌નો હકાર આવેજ. સાથે પરદ્રવ્ય–પરભાવના નકારવડે શુભાશુભ બંધનો પણ નકાર થઈ જાય છે. જે સત્પુરૂષ દેહ છતાં દેહાતીત દશામાં વર્તે છે, તેના દર્શન માત્રથી પણ દર્શન કરનારની દૃષ્ટિમાંથી આખો સંસાર ટળી જાય છે. શ્રી પદ્મનંદી આચાર્ય મહારાજ કહે છે કેઃ—

तत्प्रति प्रीतिचित्तेन येन वार्तापि हि श्रुता ।
निश्चितं सः भवेद्भव्यो भाविनिर्वाणभाजनम् ॥

અખંડ સતરૂપ જ્ઞાનીના મુખેથી જે છવે સત્‌બોધકથા પ્રસન્-

ચિત્તથી સાંભળી કે બધા આત્મા અબંધ, અસંગ, સ્વાધીન, ચિદાનંદ સ્વરૂપ છે અને તેમાં રહેલ વાચ્યનો ભાવ જે જીવે ગ્રહણ કર્યો તે જીવ ભાવિ નિર્વાણનું ભાજન છે.

"અહો ! શ્રી સત્પુરૂષના વચનામૃતં જગહિતકરં." સત્પુરૂષ, સદ્‌ગુરુનું જેને લક્ષ થયું, તેને સદ્‌ગુરુ અને તેમની ઉપકારી વાણીનું બહુમાન વર્તે છે; તેથી તે કહે છે કે જગતનું હિત એ અપૂર્વ વાણીથી જ છે; બીજો કોઈ સત્માર્ગનો ઉપાય નથી. જે જીવે અંતરમાં ભાવ વચનનો વ્યંજનાવગ્રહ વડે ટચ કર્યો, તેનેજ સત્પુરૂષ મળ્યા પ્રમાણ છે. દેહના દર્શન તો અનંતવાર થયા, પણ જે દર્શનથી સત્પુરૂષની પ્રતીતિ થાય તેજ દર્શન ખરૂં છે, તેનેજ સત્પુરૂષ તથા તેમના વચનામૃતનું સફળપણું છે. વળી સત્પુરૂષની મુદ્રા પરમ ઉપશમ રસભરી વૈરાગ્યમૂર્તિ છે. અંદરથી સ્વભાવ પ્રગટયો એટલે દેહની મુદ્રા પણ તેવીજ પ્રગટે. જે મુદ્રાના અંતરભાવે દર્શન થતાં, આત્માનું દર્શન પ્રગટે એ જાતનો ભાવ કેવો અપૂર્વ હશે, કઈ જાતનો હશે તે સમજવું. તીર્થંકર ભગવાનનો દેહ પરમ ઔદારીક શ્વેત સ્ફટિક રત્ન જેવો થઈ જાય છે, અને તેના નજીકથી દર્શન કરનારને જાતિ સ્મરણજ્ઞાન થાય છે; અને સાત ભવ દેખાય છે, તે પ્રભુના જન્મ દિવસને મહા કલ્યાણક કહેવાય છે. જેને ત્રણલોકના નાથનું બિરૂદ છે, તેમનો મોટો જન્મ ઉત્સવ ઇંદ્રો કરે છે, અને ત્રણલોકમાં અજવાળાં થાય છે. એ ઘડી નારકીના દુઃખી જીવોને પણ સાતા ઉપજે છે. તેમ જેણે આ પંચમકાળમાં સત્ ધર્મની જાહેરાત કરી, અને પોતે અનંત ભવનો છેડો કાઢી, એકજ ભવ બાકી રહે તેવી, પવિત્રદશા આત્માને વિષે પ્રગટ કરી; તેવા પવિત્ર પુરૂષનું અતિ અતિ બહુમાન થવું જોઈએ. તેમના જન્મ દિવસની આજે જયંતિ છે. ધન્ય છે તેમને. હું ચોક્કસ કહું છું કે ગુજરાત કાઠીઆવાડમાં, વર્તમાન કાળમાં મુમુક્ષુ જીવોના પરમ ઉપકારી હોય તો તે શ્રીમદ્ રાજચંદ્ર છે. ગુજરાતી ભાષામાં આત્મસિદ્ધિ લખીને જૈનશાસનની શોભા વધારી છે. આ કાળમાં તેમના જેવા મહત્ પુરૂષ મેં જોયા નથી. તેમના એકેક વચનમાં ઊંડું રહસ્ય છે. તે સત્સમાગમ વિના સમજાય તેમ નથી. તેમણે એકજ

મુખ્ય વાત કરી છે કે આત્માની ઓળખાણ વિના ગમે તેમ કરો પણ ભવ નહિ ઘટે. આત્માને સમજ્યા વિના કોઈ કાળે છૂટકો નથી. આજે, કાલે, લાખ, ક્રોડવર્ષે કે તેથી વહેલા મોડા પણ આ તત્ત્વ સમજ્યે અહેજ છૂટકો છે. શ્રીમદ્‌નું જીવન સમજવા માટે મતાગ્રહથી, દુરાગ્રહથી દૂર રહી, એ પવિત્ર જીવનને મધ્યસ્થપણે જોવું જોઈએ. જ્ઞાનીની વિશાળ દૃષ્ટિના ન્યાયથી વિચારવું જોઈએ. તેમની ભાષામાં અપૂર્વભાવ ભર્યાં છે. તેમાં વૈરાગ્ય, ઉપશમ, વિવેક, સત્સમાગમ બધું છે. બાળકથી માંડીને અધ્યાત્મિક સત્સ્વરૂપની પરાકાષ્ઠાને પહોંચેલા, ઉંડા ઉંડા ન્યાય ગંભીર અર્થ તેમના લખાણમાં છે. વ્યવહાર નીતિથી લઈને પૂર્ણ શુદ્ધતા—કેવળજ્ઞાનસુધીના ભણકાર તેમાં છે, કોઈ જ્ઞાનબળના અપૂર્વયોગે એ લખાયા છે. તેમના અંતરમાં વીતરાગ શાસનની પ્રભાવના થાય, સનાતન જૈનધર્મ જયવંત વર્તે, એમ નિમિત્ત થવાની ઉંડાણમાં ભાવના હતી; પણ તે કાળે મતાગ્રહીના ટોળાં ઘણા હતા; અને ગૃહસ્થવેષ હોવાથી, તેમની પાસે જવામાં અને પરમાર્થ પામવામાં, બાહ્યદૃષ્ટિ જીવોને પોતાના પક્ષનો આગ્રહ વિઘ્નરૂપ થયો છે. શ્રીમદ્‌ને તે વખતના દ્રવ્ય, ક્ષેત્ર, કાળની ખબર હતી તેથી બહુ જાહેરમાં આવ્યા નહિ. તેમણે કહ્યું છે કે મારૂં લખાણ, મારૂં શાસ્ત્ર મધ્યસ્થ પુરૂષોજ સમજી શકશે, વિચારી શકશે; મહાવીરના કોઈપણ એક વાક્યને યથાર્થપણે સમજો; શુદ્ધ અંતઃકરણ વિના મારા વચનોને કોણ દાદ આપશે? આ બધા અંતરના ઉદ્‌ગાર હતા. વળી હાલમાં શ્રી સમયસારજી પરમ આગમ શાસ્ત્ર વંચાય છે, તેની પ્રભાવના કરનાર પણ શ્રીમદ્‌ રાજચંદ્ર હતા. પોતાની હયાતીમાંજ તેમણે પરમશ્રુત પ્રભાવકમંડળની સ્થાપના કરી. તેમનો ઉદ્દેશ મહાન આચાર્યોના આગમ શાસ્ત્રો સંશોધિત કરીને છપાવવાનો હતો. તે મંડળે ઓગણીશ વર્ષ પહેલાં, એકહજાર સમયસારજી શાસ્ત્ર, આચાર્યવર કુંદકુંદભગવાન રચિત મહાસૂત્ર છપાવ્યું; એ શાસ્ત્ર (હાથે લખેલું) તેમના હાથમાં જ્યારે પહેલ વહેલું આવ્યું. ત્યારે બે પાના ફેરવતાંજ રૂપીઆની થાળી મંગાવી. જેમ હાથમાં હીરો આવ્યો તેની ઝવેરી પરીક્ષા કરે તેમ આખા જિનશાસનનું રહસ્ય, શ્રી સમયસાર હાથમાં આવતાંજ, પૂર્વના સંસ્કારનો અપૂર્વભાવ ઉલ્લસ્યો, અને તે અપૂર્વ પરમાગમ

ાસ્ત્ર લાવનાર ભાઇને શ્રીમદે ખોબો ભરીને રૂપીઆ આપ્યા. એ પુસ્તક છપાય એવી તેમની ખાસ ઇચ્છા હતી. એ રીતે ઓગણીશ વર્ષ પહેલા શ્રી સમયસારની પ્રભાવના તેમના મારફત થઇ. તે પરમાગમ શાસ્ત્રનો હાલ કાઠીઆવાડમાં સારા પ્રમાણમાં લાભ લેવાય છે. એ સમયસારજીના કર્તા શ્રી કુંદકુંદાચાર્ય દીગમ્બર (નગ્ન) મહાસમર્થ મુનિ હતા. તે આ કાળે જાતે મહાવિદેહ ક્ષેત્રમાં, સાક્ષાત્ ત્રિલોકનાથ સર્વજ્ઞ ભગવાન સીમંધર પ્રભુ પાસે ગયા હતા; ત્યાં તેમણે આઠ દીવસ સમવસરણ (ધર્મસભા)માં ભગવાનની વાણી સાંભળી, ત્યાંથી આવી સમયસાર ગ્રંથની શ્લોકબંધ રચના કરી. તે સમયસાર શાસ્ત્રની આ કાળે, પ્રથમ જાહેરાત કરાવનાર શ્રીમદ્ રાજચંદ્ર છે, માટે તેમનો અનંત ઉપકાર છે. તેનો લાભ અત્યારે ઘણા ભાઇઓ બહેનો લે છે, તે શ્રીમદ્-નોજ ઉપકાર છે. હાલમાં તેની બે હજાર પ્રત ગુજરાતીમાં છપાય છે. તેનો લાભ લેનારને પણ શ્રીમદ્ ઉપકારી ગણાય. આ મંગળાચરણમાં જ સમ્યગ્દર્શનના ભણકાર છે; તેમાં સત્પુરૂષની પ્રતીતિ અને તેમના સદુપદેશ વચનામૃતનું બહુમાન છે. તીર્થંકર ભગવાનની દિવ્યવાણી અનંત ઉપકારી છે, સર્વને હિતકારી છે; તેમજ મુનિની મુદ્રા શાંત, ઠરી ગયેલી અને વીતરાગી હોય છે. હવે સતસમાગમનો અર્થ કહેવાય છે. સત્ જેનું શ્રવણ છે, સત્ જેનો વિચાર છે, સત્ સંગનો જેને પ્રેમ છે તેને "સુતિ ચેતના જાગૃતકરમ્" હોય છે. અનાદિ કાળના અજ્ઞાન અંધકારમાં, મોહનિદ્રામાં સુતેલા ચેતન આત્માને સ્વસ્વરૂપમાં જાગ્રત કરનાર છે. જેમ મોરલીના નાદે સર્પ ડોલે છે, તેમ આત્માની વાત સાંભળતાંજ મુમુક્ષુના હૃદય ડોલી ઉઠે છે. સુતિ ચેતના જાગૃત કોને થાય? પાત્ર હોય તેને; સત્સમાગમ હોય અને આત્મજ્ઞાન ન થાય તેમ ન બને. પારસમણિ કાટવાળી ડાબલીમાં હોય, તો કાટ લોઢાનો સ્પર્શ થવા દે નહિં, તેમ જો જીવમાં પોતામાં પાત્રતા ન હોય તો સત્સમાગમ, સદ્ગુરુ શું કરે?

"સદ્ગુરુ મળ્યા પણ જ્ઞાન થયું નહિ, વિમળ બની નહિ વાણી" એ ન્યાયે જ્યાંલગી પોતાની તૈયારી ન થાય ત્યાંલગી, સાક્ષાત્ સર્વજ્ઞ ભગવાનના દર્શન કે વાણીથી પણ શો ઉપકાર થાય?

બેઉનો મરખો જોગ થાય એટલે કે—સત્પુરુષ અને લાયક જીવનો જોગ થાય તોજ લાભ થાય પણ પોતાને ગુણ ન થાય તેમા જ્ઞાની પુરુષનો કે અન્ય કોઈનો દોષ નથી જ્યાલગી સત્પુરુષની ઓળખ જીવને થઈ નથી ત્યાલગી તેણે દેહના દર્શન કર્યા છે, જડ પુદ્ગલના દર્શન કર્યા છે, તેનુ કારણ પોતાની જ ભૂલ છે, ગ્ર ૭૬ છે સત્સમાગમનુ બળ વાન ઉપકારીપણુ ખુલ્લમખુલ્લા કહ્યુ છે તેમના પત્રોમા જોશો તો ખાસ શબ્દો આગળ સત્ પ્રત્યય લગાડેલો દેખાશે, જેમકે સત્કથા સત્ધર્મ, સત્શાસ્ત્ર, સદ્ગ્રંથ, સદ્વર્તન સત્શ્રુત સદ્વિચાર, સત્પુણ્ય, સત્માર્ગ સત્પુરુષ, સત્દેવ, સદ્ગુરુ સત્સમાગમ અને સદ્ગુરુના આશ્રયનુ યથાર્થપણુ જણાવ્યુ છે સ્વચ્છદ ત્યાગ અને ગુરુ આજ્ઞા વગર વાચીને કોઈ માને કે આમા પરાધીનતા જેવુ દેખાય છે, તો તેમ નથી સત્નો ભાવાર્થ સમજે તો તેમા પરાધીનતા કે બીજો કોઈ વિરોધ નહિ આવે

સત્સમાગમ શુ કામ કરે છે તે સબધે કહેવામા આવે છે કે—"ગિરતિ વૃત્તિ સ્થિર રખે દર્શન માત્રસે નિર્દોષ હૈ"—શુભાશુભ વડે રાગાદિ પરિણતિમા અજ્ઞાનપણે અટકવુ થતુ તેને ટાળે એવો સત્સમાગમનો મહિમા છે તેથી જીવ સ્વભાવની જાગૃતિમા નિશ્ચલ રહી પોતાનુ સમ્યગ્ દર્શન નિર્દોષપણે નિઃશકપણે ટકાવી રાખે છે દેહાદિ સર્વ પરદ્રવ્યની ક્રિયાથી પોતે જુદો રહીને જીવ પોતાના તદ્દન શુદ્ધ સ્વભાવને જાણે છે પરદ્રવ્યથી પોતે અસગ છે, એમ પુરુષાર્થવડે ભાન થતા નિર્દોષ આત્મધર્મ પ્રગટે છે પડતી વૃત્તિને સ્વભાવમા ટકાવી રાખે તે "ધર્મ" છે અધોગતિમા જતાને પરભાવમા (વિભાવમા, પ્રમાદમા) જવા ન દે અને સ્વભાવમા સ્થિર રાખે તે ધર્મ

"અપૂર્વ સ્વભાવકે પ્રેરક, સકલ સદ્ગુણ કોષ હૈ" સત્સ્વરૂપ (સત્સમાગમ)મા ટકાવીને સાવધ સ્વભાવને પૂર્ણ કરે એવા પુરુષાર્થમા સદ્ગુરુ પ્રેરક છે અને તેથી તે સકળ સદ્ગુણનો અનુપમ ભડાર છે સ્વસ્વરૂપની પ્રતીતિ દ્રઢ, દ્રઢતર થતા અધિક પુરુષાર્થ ઉપાડીને સર્વોત્કૃષ્ટ સાધકપણુ જીવ પ્રગટ કરે છે અને સાતમુ ગુણસ્થાન પ્રાપ્ત કરે છે કે જે પૂર્ણપણે વીતરાગ નિર્વિકલ્પપણાનુ કારણ છે અને તે અયોગી સ્વભાવને (ચારિત્રની પૂર્ણતાને) પ્રગટ કરનાર છે પૂર્ણ યથાખ્યાત

ચારિત્ર પ્રગટ થઈ "અનંત અવ્યાબાધ સ્વરૂપમેં સ્થિતિ કરાવનહાર હૈ." એમ ગુણશ્રેણીનો ક્રમ જણાવી, અપ્રમત્તદશા (મુનિપણું) પ્રાપ્ત થયા પછી, સ્વસ્વરૂપમાં સ્થિર રહી, નિર્વિકલ્પ વીતરાગદશા સાધે. પછી બારમું ક્ષીણમોહ અને છેલ્લે અયોગીદશા પ્રાપ્ત કરી, છેલ્લામાં છેલ્લી પૂર્ણ પવિત્રદશા મોક્ષ અવસ્થા છે. તે રીતે "અનંત અવ્યાબાધ સ્વરૂપમાં સ્થિતિ કરાવનહાર હૈ" એમ સત્પુરૂષના સત્સમાગમનું યથાર્થપણું જણાવ્યું. નિર્વિકલ્પ આનંદઘન પૂર્ણ બેહદ સુખસ્વભાવ પ્રગટ કરવાનું સત્સમાગમ કારણ છે. ધ્યેયરૂપ જે પૂર્ણ પવિત્ર સિદ્ધ સ્વરૂપ છે તેનું કારણ અયોગી સ્વભાવ છે, અને તેનું કારણ સત્સમાગમ છે. અત્રે ગુણશ્રેણી ક્રમબદ્ધ લીધી છે. પ્રથમ 'દર્શન માત્રથી પણ નિર્દોષ' તે સમ્યગ્દર્શન પ્રાપ્તિ છે; પછી સાધક સ્વભાવની ઉત્કૃષ્ટતા થતાં, અપ્રમત્ત સંયમ અને પછી પૂર્ણપણે વીતરાગ તે તેરમું ગુણસ્થાનક વીતરાગ ભગવાન, અને પછી મન, વચન, કાયાના સર્વયોગ રહિતનું અક્રિય, અયોગી ચઉદમું ગુણસ્થાનક, એ પ્રમાણે સર્વે શુદ્ધ સ્વભાવનું કારણ સત્સમાગમ જ છે. પણ જેનાથી ગુણ ન પ્રગટે તે સત્સંગ ન કહેવાય. શ્રીમદે પત્રે પત્રે અંતરનાદથી પુરૂષાર્થ સહિત એકજ ભણકાર ગજાવ્યો છે, કે સત્સમાગમજ એક કલ્યાણકારી છે. લોકો પોતાના સ્વચ્છંદે શાસ્ત્ર વાંચી ઊંધું કાઢે છે અને તે ભવસાગરમાં બુડે છે, કારણકે શાસ્ત્રો જાણવાથી મોક્ષ થતો હોય તો પાનાનો મોક્ષ થવો જોઇએ. ઘણાએ આત્મસિદ્ધિ મોઢે કરી છે, મગજમાં ભરી છે, કંઠસ્થ કરી છે કે રોજ બોલી જાય છે, પણ અંદરથી ભાવ અર્થ સમજ્યા વિના પોતાની કલ્પનાથી અર્થ ધારે છે, પણ એમ મેળ બેસે નહિ. માટે સત્સમાગમ વડે આત્મસિદ્ધિનો અંતરભાવ આશય સમજવાની જરૂર છે. પોતાની મેળે વાંચી જવાથી સમજાય નહિ; અને સમજ્યા વિના ગુણ પ્રગટે નહિ. જ્ઞાનીનો આશય સમજ્યા વિના કલ્પના કરવાથી શું થાય? સમયસારમાં તો સાધારણ માણસને અઘરૂં પડે તેમ છે; પણ આમાં ઘણી સહેલી ભાષા મુકી છે. માટે આત્મસિદ્ધિ બધાએ (બાળગોપાળ બધા ભાઇઓ બ્હેનોએ) અંતર પટમાં કોતરાઈ જાય તેવીરીતે, મુખપાઠ કરીને ધારી રાખવા યોગ્ય છે. એનુંજ રાત દીવસ મનન કરવાથી પોતાની જાતનો નિર્ણય આવશે. જેને મોક્ષની

ઈચ્છા થઈ છે તેણે સત્સંગનેજ ઉપાસવો. સત્સમાગમની ઉપાસના કરવી હોય તેણે બાહ્યના સૌ સાધન અપ્રધાન કરીને આત્માને ગવેપવો. એટલેકે દેહાદિ સંસારની તથા સંસારના સુખની વૃત્તિ છોડી દેવી. અને સત્શાસ્ત્ર સત્સંગનું બળવાનપણું સમજીને, તેનો ખુબ પરિચય કરવો. એમ અનંતજ્ઞાની ભગવંતોએ કહ્યું છે. સત્સમાગમનું મહાત્મ્ય સમજાય તો, જેવું કારણ સેવે તે જાતનું કાર્ય અવશ્ય પ્રગટે છે. તેથી કહ્યું કે અનંત અવ્યાબાધ સ્વરૂપ સિદ્ધ સ્વરૂપને પમાડે એવું કારણ સત્સમાગમ અને સત્પુરૂપ છે. હવે નામ આપે છે. "સહજાતમ, સહજાનંદ આનંદઘન નામ અપાર હૈ. સત્દેવ ધર્મ સ્વરૂપદર્શક સુગુરૂ પારાવાર હૈ." જે કોઈ ગુરુમાં ભૂલ્યા તે દેવ, ધર્મશાસ્ત્રમાં ભૂલ્યા છે. જેણે સાચા ગુરુને ઓળખ્યા તેણે સાચા દેવ, ધર્મ અને શાસ્ત્રને સ્વીકાર્યાં, અને આત્માને પણ માન્યો છે. પણ જો ભ્રાંતિ છે તો તેનું બધુંય માનેલું મિથ્યા છે. તેથી કહે છે કેઃ—"આત્મભ્રાંતિ સમ રોગ નહિ, સદ્ગુરુ વૈદ્ય સુજાણ, ગુરુ આજ્ઞા સમ પથ્ય નહિ; ઔષધ વિચાર ધ્યાન." દરદીને પોતાના રોગની ખબર નહિ અને દવાખાનામાં પેસી જઈ, અને ઓળખ્યા વિના ગમે તે દવા પીવા માંડે તો નુકશાન જ થાય. તેથી શ્રીમદ્ કહે છે કેઃ—આત્મસ્વરૂપમાં ભૂલ સિવાય કોઈ મોટો રોગ નથી. માટે ગમે તેમ કરીને સતપુરૂપ કોઈએક શોધો, અને તેમના ગમે તે એક વચનને માન્ય રાખો, તેમની આજ્ઞાએ વર્તો, લાખ રોગમાં ઘણી જાતની દવા જોઈએ, પણ આ આત્મસ્વરૂપમાં જ ભૂલ, ભ્રાંતિ ટાળવામાં ઘણી દવાની જરૂર નથી. બહારથી કાંઈ કરવાની જરૂર નથી, માત્ર જે ઊંધું માન્યું છે તે ભૂલને ટાળવી. એમ સદ્ગુરુ આજ્ઞાવડે સ્વચ્છંદ ટાળી શકાય છે; માટે જ્ઞાનીના વચનામૃત અને સત્સમાગમ ઉપકારી છે. સત્સમાગમ વડે જિનવચનનો ઉપદેશ, તત્ત્વનું શ્રવણ, મનન, ચિંતવન ગ્રહણ કરે તો જીવનો વિભાવ ટળી જાય છે, રાગદ્વેપાદિ ઉપાધિ કે પુણ્ય પાપની ગંધ રહેતી નથી, સર્વ વિભાવનો રેચ થઇ જાય છે. માટે એક આત્માને અવિરોધપણે જાણવો એ અનંતજ્ઞાનીની વાણીનો સાર છે. શબ્દ પાછળનો વાચ્ય પરમાર્થ શું છે તે ગુરુ આજ્ઞા વિના સમજાય તેમ નથી, માટે "ગુરુ આજ્ઞા સમ પથ્ય નહિ." એમ કહ્યું છે સદ્ગુરુને કહેવાના

મહાન આશય શું છે તે સમજવાની તીવ્ર સાચી જિજ્ઞાસા જોઇએ. રૂચિ વિના (પોસાણ વિના) કામ થાય નહિ. જેમ દરદી હોય તેને વૈદ્ય કહે કે તું બાસઠ દીવસ લંઘન કરે તોજ તારો રોગ મટે. દરદી જીવવાની આશાએ વૈદ્યના વચન ઉપર વિશ્વાસ રાખી બાસઠ દીવસની લાંઘણ કરે છે; પણ પોસાણ વિના (રૂચિ વિના) જો એક ટંક ખાવા ન મળે, ચા પાણીની સગવડ ન થાય તો આર્તધ્યાન, કલેશ કરે છે. જીવવાની રૂચિવાળો જીવ, પુરેપુરી હિંમત રાખીને લંઘન આદરે તો પણ કદાપિ રોગ ન ટળે, પણ આ ગુરુ આજ્ઞા એવું પથ્ય છે કે તેના સેવનથી નિરોગતા ચોક્કસ થાય છે જ. પ્રત્યક્ષ પોતાને તેનો અનુભવ થાય છે. જેને સદ્‌ગુરુ પ્રત્યે પ્રેમ થયો તેને ગુણની પ્રતીત અને બહુ-માન થાય જ. સદ્‌ગુરુની વાણી જન્મ જરા મરણનો નાશ કરી ભવનો ભૂકો ઉડાડી દે છે. ભવનો અંત કરે છે, શાશ્વતપદને પ્રગટ કરે છે. એવો સુજાણ વૈદ્ય તે શ્રી સદ્‌ગુરુ છે. સદ્ વિચાર અને ધ્યાન એ ઔષધ છે. હવે સહજાત્મ=સ્વાભાવિક નિર્મળ પૂર્ણ પવિત્ર સ્વરૂપ આત્મા. અને સહજાનંદ=નિરાકુળ નિરૂપાધિક અચળ શાંતિ સ્વરૂપ, સહજ આનંદમય એવુંજ આત્મપદ છે. લૌકિક આનંદરૂપ જડની શાતા નહિ, પણ બેહદ સુખ સ્વાધીન શાશ્વત અનાકુળ આનંદ છે. આ-નંદનોકંદ આનંદઘન આદિ અપાર નામ ગુણે કરી સહિત, એવા સતદેવ સર્વજ્ઞ વીતરાગ પરમાત્મા છે, ને સદ્‌ધર્મ સ્વરૂપદર્શક સદ્-ગુરુનો ઉપકાર પારાવાર છે. ચાર પ્રકારના દાન છે. (૧) આહાર (૨) ઔષધ (૩) અભયદાન (૪) જ્ઞાનદાન. તેમાં જ્ઞાનદાન સદ્-ગુરુજ આપી શકે. યથાર્થપણે જન્મ મરણની વ્યાધિ રહિતનું મોક્ષપદ, પરમકલ્યાણ સ્વરૂપ-સદ્‌ધર્મ છે, તેને દેખાડનાર સદ્‌ગુરુ છે. કરોડો રૂપીઆ હોય પણ તે જડવસ્તુ જ્ઞાન આપે નહિ, આ નિશ્ચયધર્મમાં સત્પુરૂષનો આત્માજ બીજા આત્માને ઉપકારી નિમિત્ત થાય. સદ્‌ગુરુ સતને ઓ-ળખાવનાર છે, માટે ઉપકારીને પ્રથમ ઓળખવા જોઇએ. એજ જીવ-દાતા છે અભયદાનમાં તો કદી એક જીવને તમે બહારથી રક્ષણ આપ્યું પણ તે મરીને તો સંસારમાં રખડવાનો છે. તેનું કંઈ કલ્યાણ ન થયું. પણ "પ્રવચન અંજન જો સદ્‌ગુરુ કરે દેખે પરમ નિધાન" આત્માની પૂર્ણ સ્વાધીન અનંતશક્તિને પ્રગટ દેખાડી દે એવા એ સદ્‌ગુરુ પોતે

ગદ્દેવ સદ્ધર્મ એટલે આત્મધર્મનું સ્વરૂપ દેખાડે છે. તે ગુરુનો મહિમા અપાર છે. "આરૂગ્ગ બોહિલાભં"=ભવ રોગ રહિતની ભાવ સમાધિ મને આપો, એમ કોણ કહે? જે સમજ્યો હોય કે મારામાં મળમેલ રોગ નથી, હું શુદ્ધ સિદ્ધ સમાન છું એમ સમજીને ઉપકારી સદ્ગુરુની ભક્તિવડે પુરૂષાર્થને ઉપાડે છે. નિયમસારમાં પદ્મપ્રભમળધારીદેવ આચાર્ય સદ્ગુરુનો મહિમા કરતાં ભક્તિ રસની હોંશ ઉછાળે છે. પોતે મહા પવિત્ર નિર્ગ્રંથમુનિ હતા છતાં કહે છે કે હે સદ્ગુરુ! હે નાથ, આપે અનંત ઉપકાર કર્યો છે. ગુરુના ચરણકમળ વિના શુદ્ધ આત્મધર્મ કેમ પ્રગટે? કેવળજ્ઞાન કેમ પ્રગટે?

આ પંચમકાળમાં સાક્ષાત્ સર્વજ્ઞ પરમાત્માના વિરહ પડયા. ભગવાન કુંદકુંદાચાર્ય જેવા ધર્માચાર્યના સત્સંગ બહુ દુર્લભ થયા. આવા દુષમકાળમાં જ્ઞાનીને નહિ ઓળખનાર લોકો નિંદા કરે છે કે શ્રીમદે જગતમાં પૂજાવા માટે બધું લખ્યું છે. અરેરે! કેટલી અધોમુખદશા? જ્ઞાનીને તેની દયા આવે છે કે અરે? તે બીચારા મહામોહને વશ સ્વયં અપરાધી થાય છે. જેમ ઉંધો ઘડો હોય તેની ઉપર બધા ઘડા ઉંધા જ આવે. તેમ જેને અસત્નો આદર છે, ઉંધી શ્રદ્ધા છે તે શાસ્ત્ર વાંચે તોપણ તેમાંથી અવળું કાઢે. જગત ત્રણેકાળ રહેવાનું છે જ્ઞાની બધું સમજે છે છતાં સર્વ જીવો ધર્મ પામી જાય એવી ધર્માત્માને અંતરકરૂણા થઇ જાય છે, એટલેકે મારો આત્મા જલ્દી પૂર્ણ પવિત્રપદને પામી જાઓ. સંસારના જીવો પ્રત્યે સમાન કરૂણા છે. સત્ની નિંદા કરનાર—ભૂલ કરનાર તો તેની પ્રકૃતિ છે, પણ પરમાર્થે પોતે પણ સિદ્ધ જેવો છે, એમ નિષ્કારણ કરૂણા આવે છે. જ્ઞાની તેને વર્તમાનમાં જ દુઃખી દેખે છે. અને કહે છે કે—ભાઈ, તારી ઉંધાઈનું ફળ તું વર્તમાનમાં દેખી શકતો નથી. પણ ભવિષ્યમાં તારૂં દુઃખ તું કોઇને બતાવી પણ નહિ શકે, તેથી દયા આવે છે. ગુરુભક્તિનો મહિમા—"ગુરુભક્તિસે લહો તીર્થપતિપદ શાસ્ત્રમેં વિસ્તાર હૈ. ત્રિકાળ જયવંત વર્તો શ્રી ગુરુરાજને નમસ્કાર હૈ." સત્પુરૂષની ભક્તિ તે સ્વરૂપ ભક્તિ છે તે કેવી હશે? શાસ્ત્રમાં છે કે સત્પુરૂષ તીર્થંકરની ભક્તિ તથા સદ્ગુરુની ભક્તિવડે તીર્થંકર નામગોત્ર બંધાય.

તે સર્વોત્કૃષ્ટ પુણ્યનો પ્રભાવ ત્રણે લોકમાં કલ્યાણકારી ગણાય છે. સો ઇંદ્રો જેનાં ચરણો સેવે એવો ગુરુભક્તિનો મહિમા છે. તો પછી સ્વભાવની સ્વરૂપ ભક્તિની શી વાત? તીર્થંકર ભગવાન સર્વજ્ઞદેવ એટલે દેવાધિદેવ છે, અઢારદોષ રહિત છે, ત્રણલોકના નાથ, પૂર્ણ વીતરાગ જિનેશ્વર ભગવાન સર્વજ્ઞ પરમાત્મા છે. તેમને ઉત્કૃષ્ટ પુણ્યનો સંયોગ હોય છે. તેમનું શરીર પરમ ઔદારીક સ્ફટિક જેવું હોય છે, ઇંદ્રો આવીને સમવસરણ ( ધર્મસભા )ની અલૌકિક રચના કરે છે. આ બધું વારંવાર યુક્તિ પ્રમાણથી સિદ્ધ કરવા ન બેસાય. આગળ ઘણીવાર કહેવાયું છે માટે શંકા ન કરવી. વર્તમાનમાં પણ પંચમહાવિદેહ ક્ષેત્રમાં, સાક્ષાત્ સર્વજ્ઞ ભગવાન પરમાત્મા શ્રી સીમંધર પ્રભુ બીરાજી રહ્યા છે. આ, જે જે સ્થિતિ કહીએ છીએ તે સ્થિતિ એમજ છે, તેમાં શંકાને સ્થાન નથી તેના ઘણા પ્રમાણો છે. અને આત્માની સર્વોત્કૃષ્ટ પવિત્રદશામાં એમ હોવા યોગ્ય છે. તે વિષે શાસ્ત્રમાં વિસ્તાર છે. અને સ્વભાવે સિદ્ધ સ્વયં આત્મામાં વિસ્તાર છે. અત્રે જે પ્રકારે શ્રી સદ્‌ગુરુનું મહાત્મ્ય કહેવામાં આવે છે તેમાં જરાય અતિશયોક્તિ નથી. આત્માનું યથાર્થ સ્વરૂપ સમજાયે, જે જે વસ્તુ સ્થિતિ છે તે સમજાય તેમાં વિરોધ ન આવે. ધર્માત્મા (સાધક) ગુરુભક્તિ વિશેષપણે કરે છે; હજી પ્રશસ્ત રાગ છે. તે રાગનીદિશા બદલાવી છે. સત્‌ની પ્રીતિ આગળ અસત્‌ને ભુંસી નાખ્યું છે, સંસારનો દૃષ્ટિમાં અભાવ વર્તે છે, માત્ર મોક્ષમાર્ગમાં પ્રયાણ છે, સંસારનો (ભવનો) અવકાશ નથી. એવો સાધક સ્વભાવ પૂર્ણતાના લક્ષે ઉછળીને કહે છે કે, "ત્રિકાળ જયવંત વર્તો શ્રી સદ્‌ગુરુરાજને નમસ્કાર હો." પોતાનો વીતરાગ ભાવ જયવંત વર્તાવીને ગયા છે. શાસનને નભવું છે માટે એવા પુરૂષો પાકેજ, અને તેને ઓળખનારા પણ જાગેજ. પાંચમાં આરાના છેડા સુધી જ્ઞાનીનો સદ્‌ભાવ છે, માટેજ ત્રિકાળ જયવંત વર્તે છે. સંસારમાં લખાય છે કે "ચિરંજીવી હો," તેનું ચિરંજીવીપણું તો દેહના નિમિત્તે છે. પણ આ અવિનાશી ચૈતન્ય નિત્યમાંથી જાગ્યો એવો નિજસ્વરૂપ આત્માનો સતધર્મ તે વિશ્વમાં જયવંત વર્તે છે. "ત્રિકાળ જયવંત વર્તો શ્રી ગુરુરાજને નમસ્કાર હો. પ્રણમું પદ તે વર તે જય તે." એમ "પ્રણમી શ્રી ગુરુરાજકે પદ આપ પરહિત કારણં જયવંત

શ્રી જિનરાજવાણી કરું તાસ ઉચ્ચારણું"

"ભવભીત ભવિક જે ભણે,
ભાવે સુણે સમજે શ્રદ્ધે."

સત્શ્રુતનો અભ્યાસ કરે, ગાય, ભાવના કરે સાંભળે, સમજે, અને માને, તેનું ફળ સમ્યગ્દર્શન છે. જેવું શુદ્ધ આત્મસ્વરૂપ પરમાર્થે છે ... એ સમ્યગ્દર્શન છે. સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન અને ... અભેદતા (એકતા) લહી, પોતાના શુદ્ધ સ્વભાવમાં ... સાધીને જીવ નિજપદને પામે છે. શ્રીમદ્‌ના પુસ્તકમાં ...ત્સુક ગંભીરતા ભરી છે; તેમાં 'પ્રાયે,' 'મુખ્યપણે' ... સાધારણ જીવને ન સમજાય તેવું પણ કોઈ ઠેકાણે આવે ... સત્સમાગમથી વાંચવું, વિચારવું; મોક્ષમાળા બધાએ વાંચવા ...ં. વળી અ... ...' ટુંકી ભાષામાં, અદ્‌ભૂતભાવ ... પોતાની ... લખ્યું છે. દ્રવ્યસંગ્રહની ગાથાનો ... પણ ... ...ન આચાર્યોના અનુભવ પોતે પોતાની ...માં ... અને વાંચનારને સુગમ પડે એવી રચના ... વાણીમાં એટલું બધું ગૂઢપણું છે કે, તેમાં ...ત'–(=સાપેક્ષપણે) સમજવાનું ઘણું હોય છે. ...મધ્યસ્થતા અને વિશાળબુદ્ધિ જોઈએ. જો આગળ ... અપેક્ષા મેળવ્યા વિના કોઈ વાંચે તો ભાવમાં સંધિ ... સરખો મેળ બેસે નહિ. માટે સત્સમાગમે વાંચવા ... છે. શ્રીમદ્ તો મનુષ્ય જીવનમાં પોતાનું સુકૃત્ય ... આત્માની અખંડ સમાધિ લઈને ગયા છે. તેમ જે કોઈ ... પોતાના આત્માનું સ્વરૂપ સમજવાના લક્ષે જ=(માત્ર મોક્ષ ... સંસારની અંશ માત્ર ઈચ્છા નહિ.) આત્માની વાસ્તવિક ...ધારે તો, આ કાળમાં પણ આત્મધર્મ આરાધી શકાય ... સૌએ આત્મસિદ્ધિ મોઢે કરવા જેવી છે. તથા મોક્ષ... ૧૦૮ મણકારૂપ પાઠ છે, તે નાના બાળકોએ અને વૃદ્ધોએ ... મોક્ષમાળા અવશ્ય વાંચવી. તેમને (શ્રીમદ્‌ને) નવ વર્ષે તો ...ણ જ્ઞાનના સંસ્કાર પ્રગટ્યા હતા. મોક્ષમાળામાં જીવ તત્ત્વની

વ્યાખ્યા કરતાં બે નય ગોઠવી છે.

(૧) દ્રવ્યાર્થિક નય (૨) ભાવાર્થિક નય.

તત્ત્વબોધ પાઠમાં કહેલ છે, તે ઘણી નાની ઉમરમાં જુઓ તો ખરા? દ્રવ્યાર્થિક નય અને ભાવાર્થિક નય એમ અંદરથી વાત કાઢી છે, અને કહ્યું છે કે ભગવાને બે પ્રકારે દ્રવ્યને ઓળખાવ્યા છે. દ્રવ્યાર્થિક અને ભાવાર્થિક એમાં કેટલી સરસબુદ્ધિ અને સંસ્કારનો મેળ દેખાડયો છે. ભાવ અને પર્યાય એક છે. લોકોને એંશી વર્ષે પણ ખબર ન પડે કે, દ્રવ્યાર્થિક નય શું અને પર્યાર્થિક નય શું હશે? ભાવાર્થિક નય એટલે આત્માની સમય સમયવર્તી અવસ્થા બતાવનારૂં જ્ઞાનનું પડખું. વિશ્વમાં છ સ્વતંત્ર દ્રવ્યો છે. તેને ઓળખાવનાર દ્રવ્યદ્રષ્ટિ છે, સામાન્ય અને વિશેષદ્રષ્ટિને નય કહે છે. સોળ વર્ષ અને પાંચ મહીને મોક્ષમાળા રચી. પછી ઉત્તરોત્તર તેમનું જીવન જોશો તો તેમાં લોકોત્તર સુગંધ જોઈ શકશો. એ બધા સંસ્કાર પૂર્વ ભવના હતા. એવા જ્ઞાની પુરૂષ હયાત હતા ત્યારે તેનો લાભ લેનાર ખાસ કોઈ નહોતું. કોઈ લાવો તો ખરા કે એ સંદેશો કેમ હશે? એક વખત તેઓ પૂર્વ જન્મના સંસ્કારના સ્મરણની ભાવના ભાવે છે કે ધન્ય તે સત્સમાગમ, અરે જે પૂર્વે સત્સમાગમ કર્યા તે ક્ષેત્ર તે કાળ અને ભાવ સાંભરે છે. ધન્ય એ સત્સમાગમનો આનંદ. પ્રવૃત્તિમાં બેઠા છતાં તે નિવૃત્તિ સંયોગ અને સત્સમાગમ યાદ આવે છે. આ તે એકાન્ત વનક્ષેત્રમાં બેઠા છે કે ઝવેરાતના ધંધામાં છે? ધર્માત્માને ઓળખવા માટે અંતરંગદ્રષ્ટિ ખીલવવી જોઇએ. ધર્માત્માની અંતરની ઉજ્જળાઈ ધર્માત્માજ જાણે. સાધારણ જીવોના ટુંકા ગજવડે જ્ઞાનીના મહાન હૃદયના આંક ન કળાય; દ્રષ્ટાંતઃ—જેમ નિશાળે ભણનારો નવ વરસનો બાળક, રવીવારનો દિવસ હોવાથી ઘેર હતો. તેનો બાપ બજારેથી આલપાકનો તાકો લાવ્યા. તેને તે નવ વરસનો છોકરો કહે, બાપા આ તાકો કેટલા હાથ છે, ત્યારે બાપે કહ્યું, આ આલપાકનો તાકો પચાસ હાથ છે. છોકરો ભરવા મંડયો તો પંચોતર હાથ થયો, ત્યારે છોકરો કહે બાપા તમારી વાત ખોટી છે. આ તાકો પંચોતર હાથ છે. ત્યારે બાપે કહ્યું કે અમારા લેવડદેવડના કામમાં તારો હાથ ન ચાલે. ત્યારે

છોકરો કહે હું માણસ નથી? મારો હાથ શું નથી? જેમ વહેવારના માપમાં બાળકનો હાથ કામ ન આવે, તેમ ધર્માત્માનાં કાળજાં બાળ-જીવો (અજ્ઞાની)થી મપાય નહિ. પણ બાળક મટીને યોગ્ય થાય, તો પછી મેળ બેસી જાય. પૂછવા શેનો આવે? માટે જ્ઞાનીને ઓળખવા પ્રથમ તે માર્ગનો પરિચય કરવો પડશે. રૂચિ વધારો, વિશાળબુદ્ધિ મધ્યસ્થતા, સરલતાવડે જિતેન્દ્રિયપણું એ ગુણો જોઈએ. હિત અહિતની પરીક્ષા કરવા શીખવું પડે. સંતની પરીક્ષા થયે સત્‌નો આદર થાય, અને તેજ ધર્માત્માનો ઉપકાર સમજી શકાય. અને ત્યારે પોતાના ગુણનું બહુમાન આવે. વર્તમાનમાંજ અપૂર્વ શાન્તિ પ્રગટે કોઇને પુછવા જવું ન પડે ॥ ઇતિ

તા. ૨૭—૧૧—૩૯. (આનંદનિકેતન)

૧૨૯ મી ગાથા ચાલે છે. તેનો ભાવ એ છે કેઃ-સદ્‌ગુરૂની આજ્ઞા અને તેનો વિચાર, યથાર્થ સ્વરૂપનું ધ્યાન એ જેમ છે તેમ સેવન કરે તો અંતરમાં મોક્ષ સ્વભાવ શક્તિરૂપે છે તે પ્રગટ થાય. ૧૨૯.

હવે સત્ય પુરૂષાર્થ કરવાનું કહે છેઃ—

**જો ઇચ્છો પરમાર્થ તો, કરો સત્ય પુરુષાર્થ;**
**ભવસ્થિતિ આદિ નામ લઈ, છેદો નહિ આત્માર્થ. ૧૩૦.**

આત્માનો પરમ અર્થ એટલે સાચો પરમાર્થ ઇચ્છતા હો તો સાચો પુરૂષાર્થ કરો. સાચો પુરૂષાર્થ આત્મા જાતે કરે તો થાય તેમ છે; કોઈના આશીર્વાદથી કલ્યાણ નથી. પર નિમિત્ત મને રાગદ્વેષ કરાવે કે ગુણ કરાવે તેમ પણ નથી. જો ખરેખર પરમાર્થને ઇચ્છતા હો તો ચેતનની જાતનો યથાર્થ પુરૂષાર્થ લાવો. એ પુરૂષાર્થજ સ્વજાતિનો વ્યવહાર છે; તેમાં પુણ્યપાપના શુભ અશુભ પરિણામની ગંધ નથી. માત્ર જ્ઞાનનો જ પુરૂષાર્થ જ્ઞાનીઓએ પરમાર્થભૂત વ્યવહાર કહ્યો છે. તે પુરૂષાર્થ વડેજ આત્માની પવિત્ર આનંદદશા ખીલે છે, માટે એવો અદ્‌ભૂત પુરૂષાર્થ કરો. તે કાંઈ મન, વાણી, દેહની ક્રિયામાં નથી. સત્ય પુરૂષાર્થ આત્માને આધીન છે. કેમકે જ્ઞાનમાં જ્ઞાનનું કામ કરવું છે. બાહ્યનું કાંઈ કરવું એ ચેતનનું કાર્ય નથી. આત્મા સદાય ચિદ્‌ઘન જ્ઞાનમાત્ર છે.

અરૂપી જ્ઞાનજ જીવનું નિશ્ચય શરીર છે, તેનો પ્રયત્ન જ્ઞાનમાં જ વધે છે, તેનું સાધન જ્ઞાનમાં જ છે. સદ્‌વાણી, સત્‌શાસ્ત્ર, સદ્‌ભક્તિવડે એટલેકે સદ્‌વાણી વીગેરેના મનન, ચિંતવનવડે સર્વ વિરોધ રહિત સાચી શ્રદ્ધા થઈ શકે છે; તે જ્ઞાનમાં જ સ્થિરતારૂપ ચારિત્ર છે. લોકો શુભ પરિણામને ધર્મ માને છે પણ તે જુઠી વાત છે. પૂર્વે ભૂલભાવે જેવો ઊંધો ભાવ કર્યો હતો તેવોજ સવળો થઇ, સત્સમાગમના ટચમાં આવે તો, સવળો પુરૂષાર્થ જે આત્મામાં છે, તે પ્રગટ કરી શકાય છે. શ્રીમદ્ કહે છે કે આત્માનું સાચું સુખ સ્વરાજ્ય જોઇતું હોય તો તારા આત્માની અંદરનો પુરૂષાર્થ કર. કેવળ નિરૂપાધિક શુદ્ધ આત્મતત્ત્વ છે. તેમાં જ્ઞાન, આનંદ સિવાય કંઈ નથી. તે સ્વાધીનતાનો સ્વીકાર તે સાચી શ્રદ્ધા છે. તેનું પરથી જુદાપણાનું જ્ઞાન અને રાગદ્વેષ રહિત શ્રદ્ધા જ્ઞાનપૂર્વકનું વર્તન (ચારિત્ર) તે સાચા જ્ઞાનથી થાય છે.

"ભવસ્થિતિ આદિ નામ લઈ છેદો નહિ આત્માર્થ" નિમિત્ત આધીન વૃત્તિવાળા ઘણા ચોફાળ ઓઢીને પોક મૂકે છે કે આ કાળમાં જ્ઞાની ન ઓળખાય. શું કરીએ? પંચમકાળ છે. અંતરાયકર્મનું ઘણું જોર છે. ઢાંકયા કર્મની કોને ખબર? મોહનીકર્મ મારગ આપે ત્યારે પુરૂષાર્થ જાગે, માટે આપણે તો કંઇ કરીએ તો પામીએ. એ રીતે દેહાદિ, પુણ્ય આદિની ક્રિયા અને જડનાં કાર્ય કરવામાં ઉત્સાહ લાવનારાઓ ધર્મના નામે મૂઢતાનું પોષણ કરે છે. કદી પાપાનુબંધી પુણ્ય બાંધે તેનું ફળ શું? સંસારમાં જે મોટા કહેવાય છે તે પુણ્યથી છે. પણ સંસારનો મોટો એટલે વિષ્ટાનો મોટો. ધર્મમાં મોટા તો ધર્માત્મા. જ્ઞાની પોતાના સ્વજાતિના પુરૂષાર્થથી થવાય છે. સંસારમાં દુર્ગુણો પુણ્યના યોગે કદાચ બહાર ન દેખાય, પણ આ પરમાર્થમાંતો અલ્પ ભૂલ પણ નભી શકે નહિ. માટે આ નિર્દોષ પરમાર્થમાં ગુણે મોટા તે મોટા છે, પુણ્યે મોટા તે મોટા નહિ. આત્મધર્મ તે લોકોત્તર માર્ગ છે, આત્મધર્મમાં કોઇને પુણ્યથી મોટો કહેવો તે અન્યાય છે. સંસારના પુણ્ય તે અજીવનું ફળ છે, પુણ્ય સાથે ગુણને સંબંધ નથી. બહારથી યશ:કીર્તિ હોય તે નામકર્મ શુભ પ્રકૃતિનો ઉદય છે તે ધર્મનું લક્ષણ નથી. આડી અવળી ખતવણી કરશે તેનું ઊંધું પડશે. ધર્માત્માની

પણ કોઈ નિંદા કરે તેથી કઈ જ્ઞાનીને બાધ નથી કોઈ ધર્માત્મા પાસે પુણ્યનો યોગ હોય, તોપણ તે પુણ્યથી જ્ઞાનીની કિંમત નથી પુણ્યમાં અને ગુણમાં પૂર્ણ તો સાક્ષાત્ તીર્થંકર ભગવાન છે ધર્માત્માને પાંચમા ગુણસ્થાને અપયશકીર્તિ અને અનાદેય કર્મનો ઉદયથી ક્લેશ પણ દેખાય પણ અંતરમાં વેદન નથી સમ્યક્ અશુભ નામકર્મની દુર્ભગ, અનાદેય અપયશકીર્તિનો ઉદય નથી આ વિષય ઝીણો છે તે પ્રકૃતિની અસર અંતરમાં તો આવે જ નહિ એવો જ્ઞાનીને અંતરંગ સ્થિરતાનો શાંત સમાધિરૂપ પુરુષાર્થ વર્તે છે પાંચમા ગુણસ્થાનવાળો શ્રાવક કદી બે આનાની મજુરી કરતો દેખાય છતાં અંતરસ્વભાવના મહાસુખમાં તૃપ્ત છે સર્વાર્થસિદ્ધના દેવ કરતા પણ તેની શાંતિ અધિક છે અંદરની શાંતિ આનંદની સ્થિરતા છે તથા સમાધિ સ્વરૂપની બળવાન ભાવના અધિક છે તેથી તે સર્વાર્થસિદ્ધના દેવોથી અધિક સુખી છે તેનું કારણ આત્મજ્ઞાનની પાંચમી ભૂમિકાની શાંતિ વર્તે છે સંસારમાં પુણ્યની પ્રધાનતા છે, અને ધર્મમાં ગુણની પ્રધાનતા છે તેથી જ્ઞાની પુણ્યથી દૂર રહીને તેમાં સ્વામીપણું ન માનતા નિસ્પૃહપણે જાણે છે, અને અજ્ઞાની તેમાં રક્ત થાય છે પુણ્ય એક તત્ત્વ છે, પુણ્યથી જ્ઞાની ન થવાય, એટલે કે તેનાથી આત્માનું હિત ન થાય જે જીવ પુણ્ય, વેભવ, યશકીર્તિ વગેરે જુએ છે તે જીવ અંતરના લક્ષણની જુદાઈ નહિ સમજનારો હોવાથી અજ્ઞાની છે સમ્યગ્દર્શન કોને કહીએ કે જેમાં હિત અહિતનો યથાર્થ વિવેક હોય જે કંઈ પ્રકૃતિના (પુણ્ય પાપના) સંયોગ છે તેને જાણી લે છે ગમે તેવા સંયોગ હોય પણ જ્ઞાની નિર્દોષરીતે જાણ્યા જ કરે, જાણવામાં અટકવું હોય નહિ, પણ જે જીવો નિમિત્ત આશ્રીતે અટક્યા છે તે જીવો માત્ર વાતો કરે છે પુરુષાર્થ કરવાની બુદ્ધિ કરતા નથી "ભગવાને દીઠું હશે તેમ થશે તેમના જ્ઞાનમાં જેટલા ભવ દીઠા હશે તેટલા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભવ ભાવ ભ્રમણ થયા વિના મોક્ષ નહિ થાય, જે વખતે કાળલબ્ધિ પાકશે તે વખતે સમ્યગ્દર્શન થશે," એમ કથનમાં નિમિત્તાધીનતા રાખી પુરુષાર્થ ઉડાડે છે પુરુષાર્થ રહિત થઈ દ્રવ્યાનુયોગની વાતો કરે તો તે નિશ્ચયાભાસી છે જેને કેવળજ્ઞાનીનો વિશ્વાસ થયો તેને ચારે પડખે સમાન પ્રતીતિ જોઈએ, અને તેણેજ કેવળજ્ઞાનીએ દીઠું એનો સ્વીકાર

કર્યો છે. જેણે કેવળજ્ઞાનીને માન્યા છે તેને રાગદ્વેષ, અજ્ઞાન હોય નહિ
તેને એવી ઊંધી શ્રદ્ધા ન હોય કે કેવળી ભગવાને મારા ભવ દી
છે માટે હવે હું પુરૂષાર્થ ન કરૂં, પુરૂષાર્થ તેની મેળે જાગશે; એ
માને તો તે મિથ્યાદૃષ્ટિ છે. શ્રીમદે કહ્યું કે:—"ભવસ્થિતિ આદિ ના
લઈ છેદો નહિ આત્માર્થ" વળી કહ્યું છે કે:—

"જે નવ વાડ વિશુદ્ધથી, ધરે શિયળ સુખદાઈ;
ભવ તેનો લવ પછી રહે, તત્ત્વ-વચનએ ભાઈ."

વળી કોઈ કહે છે કે અનંતવાર નવવાડે બ્રહ્મચર્ય પા
પણ કાંઇ થયું નહિ પણ તે મિથ્યા માન્યતા છે અહીં તો પુરૂ
સહિત સમયગ્જ્ઞાન અને બ્રહ્મચર્યની વાત છે. સમ્યગ્દર્શન સ
જ્ઞાનબળનો પુરૂષાર્થ જ્યાં વર્તે છે ત્યાં બ્રહ્મચર્યનો ગુણ પ્રગ
એમ જ્ઞાની પોતાના ઉપાદાનના પૂર્ણ સામર્થ્યનું બળ પોત
શક્તિમાં જુએ છે, ત્યારે અજ્ઞાની ઉપાદાનને ભૂલીને અનંતકાળના
કેમ તુટે, એ આદિ પરાશ્રીતબુદ્ધિવડે નિમિત્ત આધીન રહી, પુરૂ
રહિત થઈ આત્માર્થને છેદે છે. પણ કાળમીંઢ જેવા પથરા તુટી
છે, તો એ જડ પ્રકૃતિના મડદાનો શું ભાર છે કે ચેતનને તે અટક
શકે? ગમે તેવો ઉદય આવે તે જ્ઞાનમાં દેખાય, જેમ અરીસામાં લ
દેખાય તેમ જ્ઞાનમાં પુદ્ગલના વર્ણાદિ રાગાદિનો વેશ દેખાય,
રાગદ્વેષ શામાટે થાય? લોકોને ઊંધી માન્યતાના પોષણ બહુ મ
છે તેથી જ્યાં ત્યાં નિમિત્તની પરાધીનતાને જ દેખે છે, અનંતશક્તિ
પૂર્ણ ચૈતન ભગવાનનો મહિમા દેખતા નથી. અત્યારે પણ ધર્મ
છે. કાળ તો જડ પદાર્થ છે, પણ એક દેહ કરીને મોક્ષે જઈ શ
એવો ધર્મકાળ (સ્વકાળ-સ્વભાવ પરિણામ) આ કાળે પણ છે. લો
ઊંધી ગણતરીથી કામ કરવું છે, પણ તેનો મેળ ત્રણકાળમાં બેસે
નથી. પુરૂષાર્થ કરવો નહિ ને વાતો કરવી કે જ્ઞાની જાણે, આપણ
કાંઈ નિર્ણય ન થાય; કેવળજ્ઞાન થાય ત્યારે જણાય. આમ શં
રહી ઊંધો નિર્ણય કરવાથી આત્મજ્ઞાન (ગુણનો ઉઘાડ) ન થાય;
જ્ઞાની ધર્માત્મા પુરૂષાર્થવડે તેવો યથાર્થ નિર્ણય પૂર્વાપર વિરોધ શ
જ્ઞાની સમ્યગ્દૃષ્ટિ કરી શકે છે, અને એક બે ભવમાં મોક્ષદશા પો

વિષે પ્રગટ થવાની છે એમ નિઃસંદેહ તત્ત્વમાંથી નિઃસંદેહ સાક્ષી લાવે છે. આત્મા સામું જોનારને પ્રકૃતિ સામું જોવાનું રહેતું નથી. કર્મના ગમે તેવા ઉદય આવે પણ પોતામાં સ્થિર રહી તે જાણે છે કે એની હદ કેટલી? બધા ટળવા આવે છે. માટે જ્ઞાની સ્વાનુભવથી કહે છે કે તારા પુરૂષાર્થને આધીન ભવસ્થિતિ છે. પરમાં અહંપણું રાગ વર્તે છે તે ભૂલ છે. તારો સ્વાધીન સ્વભાવ કઈ જાતનો છે, તે નિર્ણય લાવ તો જેમ છે તેમ બધું સમજાઈ જાય. કેવળજ્ઞાનીને પૂછવા જવું નહિ પડે. પુરૂષાર્થથીજ બીજાં ચાર સમવાય કારણો પાકે છે, તેમાં કાળલબ્ધિ આવી ગઈ. કાળ તો જડ છે તે ચેતનની અવસ્થાને પરાણે કેમ પરિણમાવે? નારક આદિ ભવભ્રમણમાં જવું હોય તોપણ કાળદ્રવ્ય ઉદાસીન સહાય આપે, મોક્ષસ્વભાવમાં પરિણમવું (જવું) હોય તોપણ સહાય આપે. માટે ચેતન જાતે જાગે તોજ ગુણ પ્રગટે "જો ઈચ્છો પરમાર્થ તો કરો સત્ય પુરૂષાર્થ" જેને સાચું હિત કરવું છે તેણે પરમાર્થભૂત તત્ત્વ અને તે જાતનો પુરૂષાર્થ પ્રથમ સમજવો પડશે; તે સમજ્યા વિના દુઃખનું મૂળ જે વિપરીત માન્યતા તે ટળશે નહિ. જેને નિમિત્ત ઉપરજ વજન છે, એટલે પરના આધાર વિના મારા ગુણ પ્રગટે નહિ, તે પણ નિમિત્તના ઘરની ઢીલી ઢીલી વાતો લાવીને પુરૂષાર્થ ઉડાડે છે, જાણે કે આત્મામાં કાંઈ સામર્થ્ય જ ન હોય? ઘણા લોકો તો એવી વાતો સાંભળીને ગળિયા બળદ જેવા થઈ સંસારમાં જ બેસી જાય છે. પુરૂષાર્થરૂપી ટાંગાને ભાંગી નાખે છે. એવી વાત સાંભળે કોણ? કેવળજ્ઞાનીએ કહ્યું છે તેમ થાય છે, તેમ કહેવાનો અધિકાર તો સાચો પુરૂષાર્થ કરે તેનેજ છે; કેમકે તે અનુભવથી અંદરમાં પરિણમન બદલાવીને કહે છે. જ્ઞાની સમ્યગ્દૃષ્ટિની વાણી પુરૂષાર્થહીન ન હોય. જેને ત્રિલોકીનાથ સર્વજ્ઞ ભગવાન પરમાત્માની શ્રદ્ધા હોય તેને યથાર્થ દશાનો અનુભવ તો હોવો જ જોઈએ. શાસ્ત્રમાં કોઈ સ્થળે નિશ્ચયથી ભાષા હોય પણ તે અંતરમાં સમજવા માટે છે, પુરૂષાર્થહીન થઈને વાતો કરવા માટે નથી. જેણે કેવળજ્ઞાનીને સ્વીકાર્યા તે તો કેવળીની જાતનો થઈ ચૂકયો, કેવળીને માને તેને ભવ ન હોય. કેવળજ્ઞાની ભગવાને જાણ્યું તેમજ થવાનું છે, એ ન્યાય જો હૃદયમાં બેઠો તો તેની સાથે જ તે જાતનો પુરૂષાર્થ

અને વીતરાગદૃષ્ટિ હોવી જોઇએ. પણ માત્ર વાતો જ કરે કે આપણને કંઈ ખબર પડે નહિ, શું કરીએ, અનંતકાળનાં ઘણાં કર્મ પડયાં છે તે કેવાં ઉદયિાં કાઢશે? પણ કર્મ આંધળાં જડ તેની પ્રતીતિ, અને ચૈતન ભગવાન દેહ દેવળમાં જાગતીજ્યોત બિરાજે છે તેની પ્રતીતિ નહિ, તે કેટલી અજ્ઞાનતા! પણ એવો ભાવ આવવો જોએ કે, કર્મનો ઉદય આવશે તો હું એવો પુરૂપાર્થ કરીશ કે, કર્મનો નાશ કરી બે ઘડીમાં કેવળજ્ઞાન લઇશ. નિમિત્ત આધીન તારૂં ઉપાદાન હોય તો કોઈ કાળે મોક્ષ થાય નહિ. જેને બે તત્ત્વોનું યથાર્થજ્ઞાન નથી તે અન્યથા માને છે. શાસ્ત્રથી ન્યાયથી વિચારે તો ખબર પડે કે પરમાણુંમાં બંધ સ્વભાવ છે, અને આત્મામાં મોક્ષ સ્વભાવ છે. ગમે તેવો પ્રકૃતિનો ઉદય આવે પણ પુરૂષાર્થ કાઢીને સર્વ કર્મનો ક્ષય કરૂં એવી અપૂર્વ હોંશની વાત લાવને? તે માટે શ્રીમદ્ કહે છે કે જો તમે સાચો પરમાર્થ ઈચ્છતા હો તો સાચો પુરૂષાર્થ લાવો, વાતો નહિ, મનની કલ્પના નહિ. લોકો કર્મની વાતો કરે છે કે કર્મ સત્તામાં પડયાં છે, શું થશે તે જ્ઞાની જાણે, અમને કાંઈ ખબર ન પડે એમ કર્મનો પોકાર કરનારા પોતાને જ ભૂલીને વાત કરે છે. કર્મનો પોકાર મોટો અને આત્મામાં કાંઈ માલ નહિ એમ તેઓ માને છે. પણ સત્ય પુરૂપાર્થ ઉપર આવીને ગુલાંટ મારે કે હું મોટો અને મારામાં અનંત કેવળજ્ઞાન શક્તિ છે, બેહદ શક્તિથી દરેક સમયે ભર્યો પડયો છું. સ્વાધીન છું, કર્મ જડ તે જ્ઞાનને કેમ રોકે? હમણા હું સ્વભાવ પ્રગટ કરીશ એની જેને પતીતિ નથી, તેને પુરૂષાર્થ હોય નહિ. જ્ઞાની બધું દીપતું જયવંત દેખે છે. લાખ મણ ખડ (ઘાસ) હોય તેમાં અગ્નિ શબ્દ લાખ વાર બોલો કે અનંત મણ અગ્નિ નાખું છું એમ કાગળમાં લખો, વાંચો તો ઘાસ બળે નહિ પણ સાચી અગ્નિનો કણીઓ નાંખો તો બળે. તેમ આત્મા જેવો સર્વજ્ઞ ભગવાને પૂર્ણ શુદ્ધ કહ્યો છે તેની પ્રતીત પોતાની જાતની ખાત્રીથી આવે તો પુરૂષાર્થ કામ કેમ ન કરે? પુરૂષાર્થ તો જ્ઞાનમાં છે, મન, ઇંદ્રિય, કાયા, વિકલ્પ શબ્દાદિમાં પુરૂષાર્થ નથી. આ જ શરૂઆતનો એકડો છે. આત્મા શુદ્ધ છે, સ્વાધીન છે, અસંગ છે, અબંધ છે, આ વાતની હા પાડવી લોકોને કઠણ પડે છે. બંધવાળો ઉણો હીણો વિકારી માનવો છે અને જે જાતની વિધિનો પુરૂષાર્થ જોઇએ તે કરવો નથી.

જ્ઞાનાવરણાદિકર્મ એની મેળે ટળે તો શક્તિ પ્રગટ થાય, એવું નિમિત્તાધીનપણું માનીને અંતરજ્ઞાનના પુરૂષાર્થહીન થનારા અને આત્માને બંધવાળો વિકારી માનનારા મિથ્યાદૃષ્ટિ છે. શુદ્ધ આત્માની શ્રદ્ધા અને પુરૂષાર્થ સાથેજ હોય, તેની વાણી પણ પુરૂષાર્થહીન ન હોય. જેને પરમાર્થ સ્વરૂપની પ્રાપ્તિની શ્રદ્ધા છે તેનામાં કેવો વિવેક જોઈએ? પોતે નિર્ભય, નિઃશંક હોય છે. સર્વજ્ઞ ભગવાનનો ભક્ત હોય તેને ભવની શંકા ન હોય. દેવ, ગુરૂ, ધર્મ તો વીતરાગ છે, નિર્દોષ છે, તેમની શ્રદ્ધા કરી સર્વજ્ઞને ઓળખ્યા તેને ભવની શંકા હોય નહિ. યથાર્થ શ્રદ્ધા પછી પૂર્ણ ચારિત્ર થતાં કદી વાર લાગે, જલદી રાગદ્વેષરૂપ અસ્થિરતા ન ટાળી શકે, પણ તેને પુરૂષાર્થનો નિષેધ હોય નહિ, અને ભવની શંકા હોય નહિ. ત્રિલોકનાથ સર્વજ્ઞ ભગવાન દાંડી પીટીને કહે છે કે સર્વ આત્મા સિદ્ધસમ શુદ્ધ છે, તેની જેને શ્રદ્ધા થઈ તેને પોતાથી નિઃસંદેહ ખાત્રી થાય છે, કેવળજ્ઞાનીને પૂછવા જવું ન પડે. પોતાની પર્યાય ઉઘાડવા સાધક સ્વભાવનો પુરૂષાર્થ, પૂર્ણને લક્ષમાં લઈને ઉપડે છે, તેમાં શંકા ન રહે. તેને ભગવાનની નિશ્ચય ભક્તિ હોય છે, એટલે જેણે ભગવાનની ભક્તિ કરી તેને ભવ હોય નહિ; જેને હજી ભવની શંકા છે તે મિથ્યાદૃષ્ટિ છે. સાક્ષીનો સાક્ષી નહિ. ભવ નહિ ભવની શંકા નહિ. પણ આ કાંઈ ધારણા કરવાની વાતો નથી, ગોખ્યે પાર પડે તેમ નથી, એ જાતની પાત્રતાથી ગુણ પ્રગટે છે. તે ધર્માત્મા જગતને જ્યાં જ્યાં જુએ છે ત્યાં સવળું જુએ છે, અને તેથી જ્ઞાનીનો મહિમા અને પુરૂષાર્થ દેખે છે. પરાધીનતાનો અંશ દેખાતો નથી, તેથી કહે છે કે મેળાપ કરો નહિ અને આત્માર્થને છેદો નહિ. લોગસ્સના પાઠમાં 'સિદ્ધા સિદ્ધિં મમદિસંતુ' આવે છે ત્યાં પૂર્ણ સિદ્ધપદની માગણી કરે છે. જીવો પુરં માગવાનું બોલે પણ ભાવમાં ભાસન મિથ્યા હોય તે શું માગે છે તેની તેને ખબર નથી. રૂચિમાં ગોઠતું માગે છે, એટલે જોઈએ છીએ મુક્તિપદ અને સેવે છે બંધન. તેને જ્ઞાની કહે છે તારામાં પૂર્ણ સિદ્ધપદ ભર્યું છે, તે તારે સ્વાધીન છે. અનંત બેહદ તારી શક્તિ છે, તેની પ્રતીત કર, એટલે તે તારાથી પ્રગટ થશે. તારામાં એક પરમાણુ માત્રનો સંબંધ પરમાર્થે નથી. વર્તમાન કર્મસંયોગ દેખાય છે તેનો ઉદય

આવે ત્યારે તેને તોડી નાખવાનો પુરૂષાર્થ તારામાં છે. અનંતા કર્મ-બંધન ટળી જાય એવું સામર્થ્ય ચેતનની એક સમયની અવસ્થામાં છે. તે જ્ઞાનબળ કોઇથી દીધું દેવાતું નથી, છતાં ધર્માત્મા સમજીને ઉપચાર કરે છે કે હે સર્વજ્ઞદેવ, પરમાત્મા, "સિદ્ધા સિદ્ધિં મમદિસંતુ" તેમાં હું છું તેવો પ્રગટ થાઉં એ ભાવના છે. સમ્યગ્જ્ઞાનમાં સિદ્ધપદ કેવું હોય, તેનું જેને ભાન હોય તે ગુરુઆજ્ઞાએ, ભક્તિપૂર્વક વર્તતા પુરૂષાર્થથી ક્ષણેક્ષણે કર્મને ટાળે છે. રાગદ્વેષ વિષય વાસનામાં જોડાતો નથી કારણકે તેની દ્રષ્ટિમાં બંધભાવરૂપ સંસાર નથી. ઊંધો પુરૂષાર્થ ઊંધી પ્રતીતિ તે જ સંસારનું કારણ ભૂલ છે તે ભૂલ (બંધરૂપ ભાવ) ટાળીને પોતાના સવળા પુરૂષાર્થવડે અખંડ જ્ઞાયકપણું ટકાવી રાખે છે. તેથી જ્ઞાયક ભાવમાં બંધપણું ટકતું નથી; એવો સમ્યગ્જ્ઞાનનો મહિમા છે તે જ્ઞાનક્રિયા જ્ઞાનમાંજ છે. જ્ઞાન જ સાધન છે, બાહ્યની ક્રિયા તો અઘાતી નામકર્મની જડ પ્રકૃતિનો યોગ છે તેને ચેતન ચલાવી શકે નહિ, સ્થિર કરી શકે નહિ. એના ઉપર ચેતનનો પુરૂષાર્થ કામ આવે નહિ. સર્વજ્ઞ કેવળીનું વીર્ય (બળ) જડમાં કામ કરી શકે નહિ; જ્ઞાની હોય કે અજ્ઞાની હોય પણ તે જડ પુદ્‌ગલની ક્રિયા કરી શકતો નથી, ભોગવી શકતો નથી; પણ સ્વસ્વભાવમાં ટકી રહેવાનો પુરૂષાર્થ વધતાં રાગાદિ કષાય ટાળી શકે છે, અને રાગ ટળતાં રાગનું નિમિત્ત બાહ્ય સંયોગ પણ છૂટી જાય છે. એવો ત્રિ-કાળ નિયમ છે. ૧૩૦,

હવે નિશ્ચય લક્ષમાં રાખીને સાધન કરવાનું કહે છે:—

**નિશ્ચયવાણી સાંભળી, સાધન તજવાં નોય;**
**નિશ્ચય રાખી લક્ષમાં, સાધન કરવાં સોય. ૧૩૧.**

હવે નિશ્ચય—પરમાર્થને કથન માત્ર ધારી રાખે (પુરૂષાર્થહીન થઇને), નિશ્ચય કથન કરે કે આત્મા અબંધ છે, અસંગ છે, સિદ્ધ છે, તેમ માત્ર મનમાં ધારી રાખે અને પરમાર્થભૂત વ્યવહાર સાધન, સત્સમાગમ વગેરે છોડી સ્વચ્છંદમાં વર્તે, તેમ ન થવું જોઇએ. આત્મા અબંધ, અસંગ શુદ્ધ છે તે વાત પરમાર્થે સાચી છે પણ કોને? કે જે

યથાર્થ દૃષ્ટિના ભાન સહિત પુરૂષાર્થ લાવે અને રાગદ્વેષને તોડે તેને પણ જે શબ્દો માત્ર ગોખી રાખે, પુરૂષાર્થ ન કરે સ્વચ્છંદ અને અનાચારને પોષે છે, તે પાપબંધ કરે છે

આત્મામાં પરમાર્થે બંધ કે રાગદ્વેષ ઉપાધિ નથી પણ તે ક્યારે? પૂર્ણ શુદ્ધતાની દૃષ્ટિએ અમુક રાગદ્વેષ કષાયનો ઘટાડો કરીને સાચી શ્રદ્ધા લાવે ત્યારે પણ જેને પુરૂષાર્થ કરવો નથી અને નિશ્ચયના કથન માત્રને ધારી રાખવું તેને કલ્યાણ થતું નથી માટે પ્રથમ જ હું શુદ્ધ છું એ લક્ષે વૈરાગ્ય સહિત વિષય કષાયનો ઘટાડો કરવો દેહની આસક્તિ ઘટાડીને સત્શાસ્ત્રનું વાચન શ્રવણ મનન, અને સત્સમાગમ કરવો પણ ક્રોધાદિ કષાય તથા દેહાદિની મમતાનો કાંઇ ઘટાડો ન કરે, તો આખો આત્મા પરથી જુદો તૃષ્ણા રાગ રહિત છે એની શ્રદ્ધા, રૂચિ કેમ થશે? એ ભાઇએ શ્રીમદ્ ઉપર લખેલું કે—હું પરમાત્મા છું તેનો જવાબ આપ્યો કે—સર્વ જીવનું પરમાત્માપણું છે એમાં સંશય નથી, તો પછી તમે પોતાને પરમાત્માસ્વરૂપ માનો તો તે વાત અસત્ય નથી, પણ જ્યાંસુધી તે સ્વરૂપ યથાતથ્ય પ્રગટે નહિ ત્યાંસુધી મુમુક્ષુ જિજ્ઞાસુ રહેવું તે વધારે સારૂં છે અને તે રસ્તે યથાર્થ પરમાત્માપણું પ્રગટે છે

લોકોને બહારથી જરા શાતાનો યોગ હોય પણ અંતરમાં કષાય હોય તેને ઓળખે નહિ અને પ્રમાદમાં સંતોષ માને પોતાને જ્ઞાની માને તે સ્વય અપરાધી છે અનંતકાળ નહિ પ્રગટેલું એવું અપૂર્વ આત્મભાન થયે, પૂર્ણ સ્વરૂપની શ્રદ્ધા, વિવેક અને પુરૂષાર્થ સાથે રહે છે, એટલે અંતરંગમાં અકષાય સુખસ્વભાવ અનુભવનામાં રાગ દ્વેષ કષાયનો અંશ પણ નહિ પાલવે ધર્માત્માને પૂર્ણતાને પહોંચી વળવાનો પુરૂષાર્થ પ્રગટ થયો છે, તેથી કષાયની વૃત્તિને બરાબર ઓળખી લે છે અને તેને ટાળે છે આત્માનું જ્ઞાન થયું તેમાં જ્ઞાનનો વિવેક હોય જ અંદરમાં ચૈતન્યની શાંત અવિકારીદશા પ્રગટી તેને રાગદ્વેષ વિષય કષાયમાં રૂચિ કેમ હોય? માટે સ્વચ્છંદીને કહે છે કે જો તને સાચી શ્રદ્ધા હોય તો પુરૂષાર્થ થયા વિના રહે નહિ સતની શ્રદ્ધા થતાં હિત, અહિતનો વિવેક સાથેજ હોય તેથી સંસારનો રાગ

ટાળીને પવિત્ર દેવ, ગુરુ, ધર્મ, સત્દેવ તથા સત્ સમાગમનું બહુમાન વિનય, ભક્તિ, આદર પણ થવો જ જોઇએ. સત્સાધનનો આદર તેમાં પોતાનું બહુમાન છે; જેને સત્નો પ્રેમ છે તેને સંસારનો પ્રેમ નથી, તેને ઇષ્ટ નિમિત્ત ઉપર સહેજે પ્રેમ રહેજ. અહો ! સત્સમાગમનો મહિમા, એમ ભક્તિ ઉભરાવીને દેવ, ગુરુ, ધર્મ, સત્શાસ્ત્રો વગેરે ઇષ્ટ નિમિત્તોનું બહુમાન કરે છે, અને વિવેકથી જેમ છે તેમ જાણે છે. પણ જે સિદ્ધ સમાન આત્મા છે એમ કથનમાત્ર માને છે પણ એ જાતનો પુરૂષાર્થ કરતો નથી તેને વીતરાગની ભક્તિમાં પ્રેમ આવતો નથી. અને તેમાં કર્તાપણું આવી જશે, એ બધા પર છે, દાન ભક્તિ પ્રભાવના આદિમાં આરંભનો દોષ લાગે એ આદિ વિકલ્પો કહે છે; તે સાધક સ્વભાવ ઓળખી શકતો નથી, તેને દેહાધ્યાસ વર્તે છે તેથી તેને આત્માની પ્રતીત નથી. સત્ સ્વરૂપની જેને ઓળખ છે તેને સત્ સાધનનો નિષેધ હોય નહિ, મહામાન હોય. ગૃહસ્થ ધર્માત્મા હોય તે દેવ, ગુરુવંદન, પૂજા ભક્તિ વગેરે સાચા અભિપ્રાય સહિત મહિમા લાવી કરે છે; પણ જે જીવો નિશ્ચયાભાસી છે તેને સત્ સાધનની રૂચિ નહિ થાય. દેવ ગુરુ કાંઇ આપી દે તેમ નથી તે તો પર છે, એ બધાં સાધનો બાળજીવો માટે છે, આપણે તેનું પ્રયોજન નથી, એમ સત્સમાગમ ગુરુભક્તિ આદિ સાચા સાધનની ઉપેક્ષા કરવાથી પુરૂષાર્થહીન અને પ્રમાદી થઇ ઘણા જીવો સ્વચ્છંદે પાપમાં પ્રવર્તે છે, માટે તેમ ન થવું જોઇએ. શાસ્ત્રમાં જે નિશ્ચય વાત કહી છે તે બરાબર છે; આત્મા અબંધ છે પરમાર્થે અબદ્ધ, અસ્પૃષ્ટ છે, નિર્મળ જ્ઞાનમાત્ર છે. એ વાત પરમાર્થે તદ્દન સાચી છે, જીવ કંઇ બંધાયેલો નથી, તેમાં કાંઇ કર્મ પેશી ગયાં નથી; સંસાર અવસ્થામાં તેની જોડે કર્મના રજકણોની અવસ્થા દેખાય છે, તેમાં ભૂલીને જીવ જડની વિકારી અવસ્થાને પોતામાં કલ્પે છે, અને રાગી દ્વેષી બને છે; પણ તેવો થઇ જતો નથી, ભૂલથી માને છે; જેમ દુધ અને પાણી ભેગાં થઇ ગયાં હોય તો અગ્નિ વિનાં જુદા થઇ શકે નહિ. પણ અગ્નિનો પ્રયોગ થતાં પાણી બળી જાય છે અને દુધની મીઠાશ વધે છે, અને ઘટ [ માવો ] પિંડ બને છે; એમ આત્મામાં પ્રકૃતિના નિમિત્તની ઉપાધિ પેશી ગઇ નથી, ભૂલથી માન્યું હતું તે ભૂલ, જ્ઞાન ભાવે અભૂલ

સ્વભાવના ભાનવડે ટાળી કે હું પરથી જુદો આનંદઘન શુદ્ધ છું મારામાં પરદ્રવ્યનો પરભાવનો પ્રવેશ નથી; એવી શ્રદ્ધાવડે જ્ઞાનમ સ્થિર થાય તો, કર્મની બધી વિકારી અવસ્થા આત્મસમાધિના ધ્યા નરૂપી અગ્નિના પુરૂષાર્થથી બળી જાય છે. અને શુદ્ધ ચેતન્યપિં આનંદઘન માવો સહજ સમાધિમાં ઠીમ (ઘન) થઈ જાય છે. અશુદ્ધ અવસ્થા મારો સ્વભાવ નથી એમ માને તો જ અશુદ્ધદશા ટાળી શકાય છે. "નિશ્ચય રાખી લક્ષમાં સાધન કરવાં સોય" પૂર્ણજ્ઞાય સ્વભાવ મોક્ષ એજ મારૂં સાધ્ય છે તેમાં પવિત્ર જ્ઞાનમાત્રપણે ટકી રહેવું તે મારૂં જ્ઞાનબળ સાધન છે; પૂર્ણ શુદ્ધતાનું અભેદ લક્ષ રાખ્ય વિના પુરૂષાર્થ ઉપડે નહિ. જ્યાં ત્રિકાળ શુદ્ધ સ્વરૂપની, (સ્વાભાવિક તત્ત્વ એટલે શુદ્ધ આત્માની) શ્રદ્ધા છે, અને તેના લક્ષમાં એકત્વપણે વર્તવાનો જેનો નિર્ધાર છે, તેને શુભ અશુભ વિકારી બંધભાવમ વર્તવાનો આદર ન હોય. [જ્ઞાનભાવમાં વિકારી કર્મભાવનો સહેજે નકાર હોય છે.] વિકારી કારણ અને અવિકારી કાર્ય એમ કદી બને નહિ. જે ભાવે બંધ થાય તે ભાવે અબંધપણું પ્રગટે નહિ; પંચ મહાવ્રત તથા દયા આદિના પરિણામ તે શુભભાવ છે અને તે શુભ ભાવથી બંધ થાય છે માટે એ બધાં કર્મભાવ છે, તેનાથી અબંધ પણાનો ગુણ થાય એમ માનવું તે સ્વહિંસા છે, સત્નો અનાદર છે જે કોઈ આત્માની યથાર્થ પ્રતીતિ ન કરે અને બાહ્ય સાધનમાં (પુણ્યાદિમાં) રોકાય તેને સત્નો અનાદર હોયજ હોય. શુદ્ધ ચૈતન પણાની શ્રદ્ધા નથી ત્યાંસગી જીવ પોતે પરભાવમાં રોકાણો છે અને તેથી જીવને પુણ્ય પરિણામમાં મીઠાશ રહે છે. તે કદી પુણ્ય બાંધે, પણ તે પુણ્ય પાપાનુબંધી હોવાથી તે સંસારનું કારણ થાય છે, તેથી બાહ્ય ચારિત્રને પરમાર્થમાં ગણ્યું નથી. પણ 'પ્રેરે જે પરમાર્થને તે વ્યવહાર સમંત' એમ કહ્યું છે. આત્માનું સાધન આત્માથી ભિન્ન ન હોય, આત્મામાં જ હોય એ નિયમ છે. એ જાતનું સાધન પોતામાંથી પુરૂષાર્થવડે પ્રગટે છે. બાહ્ય સાધનથી આત્માનું સમ્યગ્દર્શન સમ્યગ્-જ્ઞાન અને સમ્યગ્ચારિત્ર નથી. આત્માનું ચારિત્ર આત્માના આધારે છે, માટે નિશ્ચયની જાતનો વ્યવહાર [સાધકભાવ] તે સત્ સાધન છે. નિશ્ચય લક્ષમાં રાખીને એટલે હું આત્મા પરથી નિરાળો, અબંધ

શુદ્ધ છું, રાગદ્વેષ, પુણ્ય પાપ, આદિ સર્વ ઉપાધિ-રહિત છું એ નિશ્ચય: તથા તેની યથાર્થ પ્રતીતિ સહિત સ્વરૂપ જ્ઞાનમાં રાગ રહિત ટકવું તે વ્યવહાર છે. રાગને (શુભ પરિણામને) પોતાના માને, તે પોતાને બંધવાળો માને છે, તેથી તેને પરથી જુદાપણાની શ્રદ્ધા નથી. બંધ સારો માને તો છુટાપણાનો પુરૂષાર્થ લાવશે કયાંથી? માટે પ્રથમ સાચા અભિપ્રાયની જરૂર છે. આત્મા મોક્ષસ્વભાવ સહિત નિત્ય સ્વાધીન છે, અબદ્ધ, અસ્પૃષ્ટ, અસંયુક્ત છે, તેમાં પર નિમિત્તનો બંધ, સ્પર્શ મળમેલ નથી, એવી યથાર્થ પ્રતીતિ એજ જિનેશ્વર ભગવાનના મહાસૂત્રનો એકડો છે. એ સ્વરૂપ સમજ્યા વિના ધર્મ નથી, સત્પુરૂષની ઓળખ નથી, તેથી સત્સમાગમનો લાભ પણ નથી. ૧૩૧.

નિશ્ચય અને વ્યવહાર બન્ને સાથે હોય છે એમ હવે કહે છે:—

**નય નિશ્ચય એકાંતથી, આમાં નથી કહેલ;**
**એકાંતે વ્યવહાર નહિ, બન્ને સાથ રહેલ. ૧૩૨.**

અત્રે એકાંત નિશ્ચય કથન કહ્યું નથી. આત્મા અબંધ તત્ત્વ છે, પુણ્ય, પાપ આદિ શુભ પરિણામ પણ આત્મામાં નથી. આત્મા તદ્દન શુદ્ધ અસંગ નિરપેક્ષ છે; એ પરમાર્થ કથન યથાર્થ છે. પણ તે એકાંત ક્યારે કહેવાય છે કે તેની યથાર્થ શ્રદ્ધા અને પુરૂષાર્થ ન હોય ત્યારે. આ વાત શુષ્કજ્ઞાનીનાં લક્ષણમાં કહી છે. આ શાસ્ત્રમાં એકાંત વ્યવહાર પક્ષ કહ્યો નથી. આત્માના લક્ષ વિના કષાય ઘટાડવો એવું કહ્યું નથી; તેમજ આત્માનું લક્ષ કરવું અને કષાય ન ઘટાડવો એમ પણ કહ્યું નથી. પણ નિશ્ચયને અવલંબિત સજાતી (ચેતનનો) વ્યવહાર કહ્યો છે, તે પરમાર્થહેતુ વ્યવહાર છે. હું પૂર્ણ શુદ્ધ એ નિશ્ચય, અને તે અકષાય શુદ્ધતામાં રાગ ટાળીને સ્થિર થવાનો પુરૂષાર્થ તે વ્યવહાર છે. તે નિશ્ચય અને વ્યવહાર બન્ને આત્મામાં ઘટે છે પણ બાહ્ય નહિ. હું રાગ રહિત વીતરાગ છું, રાગનો અંશ મારા સ્વભાવમાં નથી, હું શક્તિપણે સિદ્ધ ભગવાન છું, એ દૃષ્ટિ સહિત જ્ઞાનમાં પુરૂષાર્થ હોય તેને દેવ, ગુરુ, ધર્મની ભક્તિ, સદ્ગુરુનો વિનય, બહુમાન

કરવાનો શુભ વિકલ્પ છદ્મસ્થપણામા આવેજ, તે સમજીને પુરૂષા
સહિત સાચી ભક્તિ કરે છે પણ જેને શુદ્ધ સ્વરૂપની યથાર્થ શ્ર
નથી, તે બાહ્ય ભક્તિ કરે તોપણ પાછળ તેને વિવેક હોયજ નહિ
ભક્તિથી (રાગથી) તે ગુણ માનતો હોય છે, તે શુભ રાગને પુરૂષા
માને છે સાચા વિવેકના ભાન વિના વીતરાગની ભક્તિ નથી, પ
રાગની ભક્તિ છે પુણ્ય બાંધે નિર્જરા ન થાય, અને ભવ પણ ન ઘ
પ્રશ્ન–પ્રથમ શુ કરવુ ? ઉત્તર–સાચી સમજણ, સત્શાસ્ત્રનુ મનન
વાચન, વિચાર અને શુદ્ધતાના લક્ષે વિષય વાસના, ક્રોધ, માન, મા
લોભ ઘટાડવા તે વ્યવહાર, હુ સિદ્ધ સમાન છુ તે નિશ્ચય એવી સાચ
શ્રદ્ધા થઈ તે તીવ્ર કષાય ટાળીને મદ કષાય કરવાનો પુરૂષાર્થ ક્ય
વિના ન રહે અશુભના પાપ પરિણામ ટાળીને શુભ પરિણામ તે
થાય જ, સત્ની રૂચિ છે તે અસત્ સાધનનો આદર કેમ કરે ?
કરે માટે દેવ ગુરુ, ધર્મની ભક્તિ સત્સમાગમ, વીતરાગ ધર્મન
શોભા પ્રભાવના કરે, અને અન્યાય અનીતિ કષાયને ઘટાડે ચોવીસ
કલાક તત્ત્વના વિચાર ઘોળાયા કરે એવી દશા જો એ વાચના, પૂછના
પર્યટના વગેરે બધા સાધન સ્વાધ્યાયમા નિમિત્ત છે પણ ધર્માત્મા
તે બધાનો વિવેક સાથે હોયજ કોઈ નિમિત્તને આધારે જ્ઞાન, દર્શન
ચારિત્ર નથી બાહ્ય નિમિત્ત તો જ્ઞેય જગત છે અકષાય તત્ત્વના લક્ષ
જે પુરૂષાર્થ થાય તેજ નિશ્ચયપૂર્વક વ્યવહાર છે માટે પ્રથમ અનત
કાળમા નહિ મળેલુ તત્ત્વ શુ છે તે સાચુ સમજવા માટે, અતરથી
વૈરાગ્ય ઉપશમવૃત્તિ કરવી તેને માટે રાત દિવસ ઝરણા ઝખના કર્યા
વિના સત્માર્ગનુ અશે પણ ભાન થવાનુ નથી જેનામા પાત્રતા
તૈયાર થઈ તેને સત્ સાધન સદ્ગુરુ વગેરે મળ્યા વિના રહેજ નહિ
બહારથી ન મળે તો અદરથી સમાધાન પ્રગટે, પણ પાત્રતાની તૈયારી
પોતાની પ્રથમ જો એ સર્વજ્ઞ વીતરાગે જે લોકોત્તરમાર્ગ કહ્યો છે
તેને ગમે તેમ કરીને મારે પ્રાપ્ત કરવો છે એવી જિજ્ઞાસા વધતા તેને
સદ્ગુરુ મળેજ ! આત્મજ્ઞાન થયા પછી રાગદ્વેષ સર્વથા ટળી જતા
નથી પણ જીવ પુરૂષાર્થ વધારે છે, રાગ ટાળવાની તેને ભાવના રહે
છે સાચી દૃષ્ટિ રહે ત્યા સર્વથા રાગદ્વેષ ટાળવાનો અભિપ્રાય અને
રાગદ્વેષ રહિત જ્ઞાનમા ઠરવાનો પુરૂષાર્થ હોયજ એ રીતે નિશ્ચય

દૃષ્ટિપૂર્વક વ્યવહાર હોય છે તે એકાન્તે વ્યવહાર નથી. એકલાં પુણ્ય કરવા તે આત્મધર્મનો વ્યવહાર છે એમ પણ કહ્યું નથી. જે કોઈ શુભભાવ એટલે પુણ્ય પરિણામને ચારિત્ર માને, ગુણ માને તે મિથ્યાદૃષ્ટિ છે, કારણકે તે કર્મભાવ છે, બંધભાવ છે, તેનાથી સંવર, નિર્જરા ધર્મ નથી. પણ ધર્માત્માને અકષાય દૃષ્ટિનું લક્ષ અને તે જાતનો પુરૂષાર્થ છે, તેની સાથે પુણ્ય પરિણામ થયા વિના રહે નહિ. તેનો સ્વામી નથી પણ તીવ્રકષાય ટાળતો મંદકષાય કરવાનો તે પુરૂષાર્થ કરે છે, અને દૃષ્ટિ પૂર્ણ અકષાય પર છે. રાગ ટાળ્યો તેટલો ગુણ માને છે રહ્યો તેનો નકાર વર્તે છે; માટે પુણ્ય પરિણામની ક્રિયા તે વ્યવહાર નથી, પણ સાધક સ્વભાવનો પુરૂષાર્થ તે પરમાર્થહેતુ વ્યવહાર છે. બાહ્ય નિમિત્તને ઉપચારથી વ્યવહાર કહ્યો છે. હું સિદ્ધ સમાન પૂર્ણ શુદ્ધ છું એ શ્રદ્ધા તે નિશ્ચય અને પૂર્ણતાને લક્ષે શરૂઆત સાધક સ્વભાવ તે વ્યવહાર. નિશ્ચયપૂર્વક વ્યવહાર હોય તોજ સર્વજ્ઞ ભગવાનનો મોક્ષમાર્ગ છે, બાહ્ય સાધન તે પરમાર્થમાં ઘટે નહિ, પૂર્ણ શુદ્ધ સ્વભાવની યથાર્થ શ્રદ્ધા, પરથી જુદાપણાનું પોતાનું જ્ઞાન અને એ શ્રદ્ધા જ્ઞાનમાં ઠરવાનું બળ-ચારિત્ર એ ત્રણ ગુણ જેને અંશે પ્રગટ્યા છે, તેને સત્સમાગમનું બહુમાન રહેજ. દેવ, ગુરુ, ધર્મ, શાસ્ત્રની ભક્તિનો વિનય અને તૃષ્ણા રાગ ટાળવાનો પુરૂષાર્થ તેને આવ્યા વિના ન રહે. પણ જો નિશ્ચય અભિપ્રાય એટલે સાચી શ્રદ્ધા (શુદ્ધ સ્વરૂપ)ની ઓળખ ન હોય અને એકાંત વ્યવહારનો પક્ષ કરે તો માત્ર પુણ્ય બાંધે; તે અજ્ઞાનપૂર્વક પુણ્ય હોવાથી પાપાનુબંધી પુણ્ય છે, તેથી એક પણ ભવ ન ઘટે, તે એકાંત બંધપણું સાધે છે. માટે જેમ છે તેમ યથાર્થ તત્ત્વનો નિર્ણય જ્યાંસુધી નથી થયો ત્યાંસુધી ક્ષણેક્ષણે અજ્ઞાનનું મહાપાપ સાથેજ છે. માટે સાચી દૃષ્ટિ અને તેનો વ્યવહાર સમજો. 'પ્રેરે તે પરમાર્થને તે વ્યવહાર સમંત'; હું શુદ્ધ છું એ નિશ્ચય અને રાગ ટાળીને સ્થિર થવારૂપ પુરૂપાર્થની રમણતા કરવી તે વ્યવહાર છે. તે બન્ને સાથે છે, કોઈ એકાન્ત તાણીને પક્ષ કરે તો કાર્ય ન થાય. આત્મા સ્વભાવે પૂર્ણ શુદ્ધ છે અને સાધવાનું બાકી છે, એ બેય અપેક્ષા દૃષ્ટિને જેમ છે તેમ સમજવી. જેમ દહીંને વલોવીને માખણ કાઢવા વખતે દોરીના બે છેડા છે, તેમાં એકને ખેંચે ત્યારે બીજીબાજુ ઢીલું મુકે તો દહીંમાંથી માખણ

નીકળે. બન્ને ઉંદા તાળી નાખે અથવા છાતી દે તોપણ માખણ ન નીકળે. તેમ હું ચિદાનંદ શુદ્ધ છું, એવી શ્રદ્ધા તે નિશ્ચય નય; અને તેને પહોંચી વળવા માટે જ્ઞાનબળનો પુરૂષાર્થ તે વ્યવહાર નય. એમ નિશ્ચયનું કથન આવે ત્યારે વ્યવહાર ગૌણ કરે, અને વ્યવહારનું કથન આવે ત્યારે નિશ્ચય લક્ષમાં રાખે. એમ બન્ને નય પ્રયોજનભૂત છે, જ્યાં સાધક સ્વભાવ છે ત્યાં દેવ, ગુરુ, ધર્મની ભક્તિ વગેરે તેમાં વચ્ચે આવે છે. તે રાગ છે એમ સમજે છે, પણ જે સંસાર તરફ રાગ હતો તે રાગની દિશા સમ્યગ્દૃષ્ટિ બદલાવે છે. ૧૩૨.

હવે અહીં નિશ્ચય અને વ્યવહાર જેના ખોટા છે તે હવે સમજાવે છેઃ—

ગચ્છમતની જે કલ્પના, તે નહિ સદ્વ્યવહાર;
ભાન નહીં નિજરૂપનું, તે નિશ્ચય નહીં સાર. ૧૩૩.

ગચ્છમતની કલ્પના તે કાંઈ સદ્વ્યવહાર નથી; પણ આત્માર્થીના લક્ષણ કહ્યા છે તે દશા અને મોક્ષ ઉપાયમાં, જિજ્ઞાસુના લક્ષણ કહ્યા છે તે સદ્વ્યવહાર છે. ગાથા ૩૮ તથા ૧૦૮ માં કહ્યાં તેવાં મુમુક્ષુના લક્ષણ અને જિજ્ઞાસુના લક્ષણ છે. એક મોક્ષ સિવાય તેને કાંઈ જોઈતું નથી; ભવે ખેદ=ભવ નથી જોતો. અંતર દયા=નિર્વૈરબુદ્ધિરૂપ નિજ-અનુકમ્પા, તે કહીએ જિજ્ઞાસ, અને ત્યાં આત્માર્થ નિવાસ છે. ત્યાં ક્રોધ, માન, માયા, લોભનું ખરૂં પાતળાપણું છે. એક આત્માર્થ તેને જોઈએ છે.

અનંતકાળમાં અપૂર્વતા ન પ્રગટી તે અપૂર્વભાવ કેવો હશે, તેની પ્રાપ્તિ કેમ થાય એનીજ સાચી જિજ્ઞાસા જોઈએ 'આરૂગ્ગ બોહિલાભં'' શુદ્ધ ચૈતન્યમાં સદાય આરોગ્યતા છે, એ ભાન થયું પછી એક પરમાણું પણ નવો બંધાય તે રોગ છે. કંઈ ઈચ્છા નથી માત્ર પોતાની પૂર્ણતાનું લક્ષ છે તેથી જે કંઈ પુણ્ય બંધાય કે પાપ બંધાય તે ગુમડાં છે. સમકીતિ એમ માને છે કે તે બંધનભાવ છે. તેને પુરૂપાર્થ અને દૃષ્ટિ બન્ને હોય છે 'આરૂગ્ગ બોહિલાભં'' એટલે મારૂં સ્વરૂપ પરથી સમસ્ત પ્રકારે ભિન્ન છે, નિર્મળ પૂર્ણ પવિત્ર છે, એવી યથાર્થ શ્રદ્ધા તે સમ્યગ્દર્શન છે. પૂર્ણ કેવળજ્ઞાન તે જ હું છું,

એમ પરથી જુદાપણાનું જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન અને તેમાં રાગ રહિત સ્થિરતા તે સમ્યગ્ચારિત્ર છે. તેમાં કોઈ સંપ્રદાયની ક્રિયા, વેશ કે પક્ષનો આગ્રહ ન આવ્યો. બધુંય આત્મામાં જ છે તે આવ્યું. લોકો અંતરંગ કષાય કોને કહેવાય તે સમજે નહિ અને પુણ્ય પરિણામને ધર્મ માને, એ રોગ વળગે છે ને માને છે કે હું નિરોગ થાઉં છું. આ ખબર વિના બહારથી હાલો કંઈ કરીએ, સંવર નિર્જરા થાશે, ધર્મ કરીએ. એમ બોલે છે, પણ ધીરજથી મધ્યસ્થપણે વિચાર કરવા ઉભા રહે નહિ કે, ચેતનની શી જાત છે અને વીતરાગી ધર્મનો વ્યવહાર કેવો હોઈ શકે, તે જરા ધીરજ રાખી મધ્યસ્થપણે વિચારે, તત્ત્વનો અભ્યાસ કરે તો સમજાય. આત્માનો ધર્મ ત્રણેકાળે એકજ હોય. તેનો વ્યવહાર પણ નિર્ગ્રંથ વીતરાગદશા જણાવનાર હોય. અહીં તો પંચમકાળ વર્તે છે, તેથી ગચ્છમત વધી પડયા છે. પણ વર્તમાન મહાવિદેહ ક્ષેત્રમાં સાક્ષાત્ શ્રી સીમંધર ભગવાન સમવસરણમાં [ધર્મસભામાં] ધર્મદેશના આપી રહ્યા છે. એ દિવ્યધ્વનિથી સનાતન જૈનધર્મ એકજ પ્રકારે પ્રવર્તે છે; ત્યાં મત ભેદના પક્ષપાત નથી. ગૃહસ્થના પણ સરખા આચાર અને મુનિધર્મ નગ્ન દીગંબર તદ્દન નિષ્પરિગ્રહી છે, વસ્ત્રનો તાણો હોય નહિ. શાંત વીતરાગ મુદ્રા સહિત નગ્ન આત્મધ્યાનમાં મગ્ન સંત મુનિવરોનાં ટોળાં છે. ત્યાં એકજ ધર્મ છે. આ વાત માનો કે ન માનો, પણ સાક્ષાત્ પ્રમાણથી આવેલી વાત છે. સર્વજ્ઞના ઘરની વાત છે, તેમાં કોઇની સાક્ષીની જરૂર નથી. મહાન ઐશ્વર્યવંત હજારો કેવળજ્ઞાની ભગવાનો પણ ત્યાં છે. હજારો સંતોના ટોળાં છે, ધર્મકાળ ત્યાં વર્તે છે. ત્યાં ત્રણેકાળે ધર્મકાળ હોય છે. અહીંની જેમ ગચ્છમતના વિરોધ ત્યાં નથી. સદાય સત્પરૂપણા તીર્થંકર ભગવાનની વાણીના અમૃતબોધ ત્યાં વહે છે. ત્યાં અત્રે કહીએ છીએ તેજ સત્બોધ પરૂપણા વર્તે છે. અનંત જ્ઞાનીએ આત્માને જે પ્રકારે ઓળખાવ્યો છે તેમ સાધ્ય સાધનપણે, વિરોધ ટાળીને શુદ્ધ આત્માની શ્રદ્ધા, જ્ઞાન અને તેમાં ટકી રહેવાનો પુરૂષાર્થ તેજ મોક્ષમાર્ગ છે. જેવું આત્માનું શુદ્ધ સ્વરૂપ યથાર્થ છે તેમાં જ સાવધાન રહેવું, પુણ્ય પાપ રાગદ્વેષ રહિત શુદ્ધ સ્વરૂપની સંભાળ રાખવી તે ધર્મ છે. તેમાં અનંતો પુરૂષાર્થ કરવાનો આવ્યો. તે કરવાનું લોકોને

નથી ફેરવતુ અને મહારગથી જે પોતાને આધીન નથી તેનુ બીજુ કરવા માગે છે, તે બંધન ઇચ્છે છે માટે જેને મોક્ષ અભિલાષા હોય તેણે આ માનવુ પડશે અનંત જ્ઞાનીઓ જે કહી ગયા છે તેજ અહીં કહેવાય છે તેને બધા ન્યાયના પડખાથી સમજીને, વિરોધ ટાળીને તેની પ્રતીતિ કરો દુનિયા બીજુ ગમે તે કહે પણ આ ફરે તેમ નથી સાચી શ્રદ્ધા વિના રાગમા ધર્મ મનાયો છે, પુણ્યમા ધર્મ મનાયો છે ગોરને ગમે તે કલ્પનાવડે પરમા પોતાની હયાતી રાખીને જીવ પરભાવમા ટક્યો છે માટે સ્વભાવમા ટકવુ હોય, સ્વાધીન થવુ હોય, સાચુ હિત કરવુ હોય તો પ્રથમ સાચુ તત્ત્વ શુ છે તે સમજો ગચ્છ મતની કલ્પના તે વ્યવહાર નથી પણ આત્મામા અંદર ગુણો અંશે અંશે પ્રગટે તે આત્માનો વ્યવહાર છે તે પુરૂષાર્થરૂપ વ્યવહાર તે મોક્ષમાર્ગ છે અને 'ભાન નહિ નિજરૂપનુ તે નિશ્ચય નહિ સાર' એટલે શુભ અશુભ મનના સુક્ષ્મ પરિણામ તે આત્માનો ગુણ નથી મન, વાણી, દેહની ક્રિયા, વિકલ્પ, રાગદ્વેષ, કર્મ, નોકર્મ, એમા આત્માને સબંધ નથી પુણ્યથી ગુણ નથી પણ બંધ છે અધ્યવસાય દેહાદિ જડની ક્રિયાનો કર્તા આત્મા નથી એમ છતા જે કોઈ બીજુ માને તે ઊંધી શ્રદ્ધા છે, મિથ્યાદર્શન શલ્ય છે આત્માને બંધનવાળો માનવો તે પરમાર્થ નથી, પણ મિથ્યાત્વ છે આત્મા અને સિદ્ધ પરમાત્મામા જાતિપણે સ્વભાવે સમાનતા છે જેટલા ગુણ પરમાત્મામા છે તેટલાજ દરેક આત્મામા છે જો બંધ સ્વભાવમા હોય રાગદ્વેષ ચેતનના ઘરના હોય તો તે ટળે નહિ, પણ પુરૂષાર્થવડે તે ટાળી શકાય છે, માટે આત્મા અબંધ સ્વભાવે છે સમસ્ત પરદ્રવ્યોના સંગથી જુદો પરના કારણ કાર્યથી જુદો છે પૂર્ણ શુદ્ધ અસંગ છે જડ સ્વભાવનો અંશપણ કોઈકાળે ચેતનમા નથી આવી બેને બે ચાર જેવી વાત તેની કોણ ના પાડી શકે? આત્મા પરનો કર્તા ભોક્તા નથી પણ જ્ઞાનનો કર્તા ભોક્તા છે, માટે એ જડનો ધણી ચેતન થઈ શકતો નથી આ વાત ઘણા ન્યાયથી ઘણીવાર સ્પષ્ટ થઈ છે અહીં કોઇ પૂછે કે વર્તમાનમા તો બંધાયેલો અશુદ્ધ છે ને? તો તેનો ઉત્તર છે કે ના સ્વભાવ બંધવાળો વિકારી હોઈ શકે નહિ જે કોઈ આત્માને બંધનવાળો ઉપાધિવાળો માને છે તેને સાચી શ્રદ્ધા નથી બંધ તો વર્તમાન

માત્ર એક સમયની અવસ્થારૂપ યોગ્યતા છે, તે કાંઈ સ્વભાવ નથી. સ્વભાવમાં કાંઈ પેસી ગયું નથી. વિચારે તો સમજાય. જેવો દેહ સ્પષ્ટ દેખાય છે તેવો આત્મા જેને સ્પષ્ટ દેખાતો નથી, અનુભવમાં જુદો અસંગ ભાસતો નથી, હું પરથી જુદો, અસંગ, શુદ્ધ આત્મા રજકણ માત્રથી જુદો છું તેનું જેને લક્ષ પણ નથી અને દેહાધ્યાસ વર્તે છે તેને સ્વપ્નામાં પણ ધર્મની ગંધ નથી. હું રજકણ દેહાદિ રાગદ્વેષ વગેરે પરદ્રવ્યથી છૂટો અબંધ છું, એવું તેને સમજાયું નથી તો પછી સાચું સુખ ક્યાંથી થાય? જેને પરમહિત કરવું હોય તેને ખુબ સત્-સમાગમ અને વૈરાગ્ય વધારવો. પણ જ્ઞાન વૈરાગ્યના જેને કાંઈ ઠેકાણા નથી, વિષય કષાયમાં દેહાદિ વિષયોમાં આસક્તિ છે, દેહાધ્યાસ વર્તે છે, અને સત્સમાગમ આદિ સાધન પામ્યા વિના કથનમાત્ર નિશ્ચય પોકાર્યા કરે કે "આત્મા શુદ્ધ છે" તે નિશ્ચયાભાસી છે. જરીક અગવડતાનો પ્રસંગ આવે ત્યાં અશાંતિ ક્લેશ દેખાય, શરીરની સગવડતાની ઘણી મમતા હોય, એવા દેહાધ્યાસમાં વર્તતા જીવોને સંસાર દેહાદિમાં સુખબુદ્ધિ હોવાથી સિદ્ધાંતબોધ અને અધ્યાત્મશાસ્ત્ર સારભૂત થતાં નથી. તેવા જીવે શાસ્ત્રમાંથી વાંચ્યું હોય કે નવતત્ત્વમાં આત્મા સર્વથી જુદો છે, જડ મન ઇંદ્રિયથી જુદો છે, એમ વાતો કરે, પણ જ્યાં શરીરને કંઈ અગવડતા જણાય ત્યાં આલસવિલસ થાય છે, મુંઝાઈ જાય છે. પણ ભાઈરે! તું કહેતો હતો ને કે હું પરથી દેહથી જુદો છું. શાસ્ત્રજ્ઞાનની ઓથ લઈને જેણે દેહાદિની મમતા ઘટાડી નથી, આત્મામાં અંતરંગ દેહભાવ, મમતા વર્તે છે અને કહે કે અમને સમ્યગ્દર્શન છે, તે માત્ર જ્ઞાનીનો દ્રોહ કરે છે, પોતાના આત્માની ઘાત કરે છે, તેને નિશ્ચયનું ભાન નથી. માટે પ્રથમ તો રાગદ્વેષ અને દેહાદિ વિષયોમાં આસક્તિનો ઘટાડો કરવો. બહારના સંયોગમાં ઘટાડાની વાત નથી; રાગદ્વેષનો ઘટાડો એટલે મમતાનો ત્યાગ અને અંતર વૈરાગ્ય જોઈએ; સાચી જિજ્ઞાસા (મુમુક્ષુતા) ઉત્પન્ન થવી જોઈએ. કોઈ શાસ્ત્રના શબ્દો ગોખી રાખે કે આત્મા આવો છે વગેરે મનમાં ધારી રાખે અને માને કે હું જ્ઞાની છું પણ તેથી કાંઈ પરમાર્થે જ્ઞાનીપણું આવતું નથી. ગ્રામોફોનની રેકર્ડ પણ આત્માની વાતો બોલી જાય તેથી ચેતનને ગુણ શું? ચેતન પદાર્થ આત્મા પરથી ત્રણેકાળ નિરાળો છે, જડના

રજકણો સદાય જડમાં છે, જડથી અને જગતથી સદાય નિરાળો છે, એ અભિપ્રાય સાચા પુરુષાર્થ સહિત લાવ. એવી ઓળખાણ નહિ અને નિશ્ચય માત્ર પોકારે તે નિશ્ચય સારભૂત નથી. જેણે અનંતકાળના ભવનો ભય જાણ્યો છે તેને તો એકલો ચેતન ઘોળાયા કરે, માટે વાતો નહિ પણ પુરુષાર્થ લાવ. અંદરથી ચૈતન્યપિંડ માલ કાઢ, અને હું અમંદ છું શુદ્ધ છું એવી યથાર્થ સાક્ષી લાવ. આ ચાર ગાથામાં ઘણું મનન કરવા જેવું છે. પરમાર્થ તત્ત્વ પોતાથી સમજાય તેમ છે. નિશ્ચય અને વ્યવહાર બેઉ જેમ છે તેમ યથાસ્થાને સમજે તોજ દૃષ્ટિ સાચી છે. આમાં કંઈ કોઈના ગચ્છમત પક્ષના વિરોધની વાત આવી નથી પણ સત્માર્ગના હકારની વાત આવી છે. બાહ્યની ક્રિયા ઉદય પ્રમાણે થયા વિના રહે નહિ. તેને આત્મા કરે નહિ; સંપ્રદાયમાં તથા સમાજનો મોટો વર્ગ માને છે તેનાથી આ બીજું કહીએ છીએ. જેને સમજવું હોય તે સાચું સમજે. આ નગ્ન સત્ય કોણ સાંભળે! કોને કહેવું! પરમાર્થની ત્રણેકાળે દુર્લભતા છે. જેને પરમાર્થ પામવાની ઝંખના છે તે જ અપૂર્વ ન્યાયના ભણકાર સાંભળે. હજી વર્તમાનમાં પણ ધર્મકાળ છે, જિનશાસન ત્રિકાળ જયવંત છે, વીતરાગ શાસન જે છે તે અલૌકિક છે. વેશવાડાની કલ્પના એ પરમાર્થને સાધક નથી. અંદરથી (આત્મામાંથી) ન્યાયનો સહજ ભણકાર આવે કે જે આત્મ તત્ત્વ અનંતજ્ઞાનીઓએ કહ્યું છે તે આમજ છે. હું આત્મા પૂર્ણ જ્ઞાન આનંદનો ઘન છું, એવો નિઃસંદેહ નિર્ણય સ્વયં આવે તેજ શ્રદ્ધાની દૃઢતા છે. તેમાં કોઈને પૂછવા જવું નહિ પડે. આત્માનો માર્ગ સાધક (સાધન) સાધ્ય બધુંય આત્મામાં છે. શુભરાગ, પુણ્ય પાપ તથા દેહાદિની ક્રિયામાં તથા કોઈ વેશવાડામાં જ્ઞાનગુણનો અંશ નથી. આ ત્રણેકાળે સિદ્ધ થયેલી વાત છે. વર્તમાનમાં સ્વચ્છંદ પ્રતિબંધનું જોર ઘણું હોવાથી તેને આ નગ્ન સત્ય કેમ બેસે? જે અનંતકાળની અજાણી વાત છે તેની યથાર્થતા ત્યારે સમજાય, કે જ્યારે સતનું બહુમાન આવે, સત્‌નો વિનય આવે, બધું પોતામાંથી જાગૃત થઈ આવે તો પોતાની યથાર્થતા સમજાય. વાણીમાં બધું કહી શકાય નહિ, પણ જે કહીએ છીએ તે પ્રમાણ છે, એમ સમજો. હજી કાળ સારો છે. તેથી અલૌકિક સ્વભાવ અને પ્રકૃતિનો યોગ એવા ભજી ગયા છે કે

ણા ઘણા ન્યાય આવે છે. બાહ્યદૃષ્ટિથી જોનારને સમજવું કઠણ પડે તેમ છે. સાચા જિજ્ઞાસુના હૃદયોમાં સત્‌નું બહુમાન છે. કાળ એવો સારો આવ્યો કે સમયસાર અને સાથે રહેલું યોગબળ, પૂર્વના બળવાન સંસ્કારો, અને સાક્ષાત સર્વજ્ઞ ભગવાનની આજ્ઞા સહિત, સત્પદની પરૂપણા, જેમ છે તેમ કહેવાય છે તે નિઃશંકપણે સમજો. અહીંથી હવે બીજું ફરે તેમ નથી. ત્રણેકાળના જ્ઞાનીને જે કહેવું છે તેજ પરમાર્થની પરૂપણા છે. સામાન્યબુદ્ધિથી ન સમજાય તો મધ્યસ્થપણે વિચાર કરજો, ના ન પાડશો. સાક્ષી જોઇએ તો તે આત્મામાં છે. અનંતશક્તિ દરેક સમયે સંપૂર્ણ ભરી પડી છે. શ્રી અમૃતચંદ્રાચાર્ય કહે છે કે, ચૈતન્ય ભગવાન આત્મા જ તારી રક્ષા કરશે, માટે તેને દેખ, એ વિના બીજું કોઈ સહાયક નથી. પોતાની તૈયારી જેવી હોય તેવું નિમિત્ત હોય. પણ આ બધી વાતો સંપ્રદાયના આગ્રહવાળાને નહિ બેસે. જેને નિમિત્તથી (નિમિત્તાધીન દૃષ્ટિથી) વાત બેઠી હોય તેને એમ લાગે કે આ તે શું વાત કરે છે? આવું માનશું તો લોકો ગાંડા કહેશે પણ હા, વાત સાચી, સંસારના ગાંડા ખરા. કારણકે અત્રે સંસારના ભવભ્રમણના નાશની વાત છે. મોક્ષમાર્ગમાં તો ઉપાધિનો અભાવ થાય, વીતરાગદશા પ્રગટ થાય; વીતરાગ સર્વજ્ઞ ભગવાન તીર્થંકર પ્રભુના પંથમાં ત્રિકાળ એકજ ન્યાય હોય. વર્તમાનમાં પંચમહાવિદેહ ક્ષેત્રમાં મુનિધર્મ નિર્ગ્રંથ નગ્નદશામાંજ પ્રવર્તે છે. લાખો સંત મુનિયોનાં ટોળાં મહાવૈરાગ્યવંત વીતરાગદશા સાધે છે. ધન્ય તે ઉત્કૃષ્ટ ધર્મકાળ, એ મહાવિદેહ ક્ષેત્ર, સાક્ષાત્ શ્રી તીર્થંકર ભગવાન, એ મહિમાની શી વાત? ત્યાં સદાય નિર્ગ્રંથમાર્ગ છે. ત્રણેકાળ એકજ પ્રકારનો નગ્નવેશ અને પરૂપણા છે, નિર્ગ્રંથધર્મ જયવંત વર્તે છે. એ વાત અનેકવાર કહી છે. જ્યાં સાચો પંથ હોય ત્યાં એકજ મત હોય. એટલે શ્રીમદે કહ્યું છે કે ગચ્છમતની કલ્પના છોડીને આત્મામાં આવો, એટલે તદ્દન નિષ્પરિગ્રહ વીતરાગનો ધર્મ અને વેશ શું હોઈ શકે તે પોતાની મેળે સમજાશે. તે વેશ લિંગાદિ વ્યવહાર છે. તેનાથી મોક્ષ નથી, પણ આત્મામાં મોક્ષ અવસ્થા છે તેજ પ્રગટે છે, અને તેથી પ્રાપ્તની પ્રાપ્તિ થાય છે.

આ ગાથામાં નિશ્ચય વ્યવહારની સંધિ છે ગચ્છમતની કલ્પના તે કંઈ સદ્વ્યવહાર નથી. દેહાધ્યાસ વર્તે, વિષય કષાયનો ઘટાડો નહિ, અંતર વૈરાગ્ય નહિ અને નિશ્ચય કથન સાંભળીને સ્વચ્છંદમાં પ્રવર્તે તે નિશ્ચય નથી, સાર્ભૂત નથી. પણ અનંતજ્ઞાની સર્વજ્ઞ વીતરાગ ભગવંતોએ કહેલો આત્મધર્મ તેજ ત્રિકાળ જયવંત છે. ૧૩૩.

અનંતજ્ઞાનીઓએ પરૂપેલો ધર્મ જયવંત છે એમ અહીં કહે છે:-

આગળ જ્ઞાની થઈ ગયા, વર્ત્તમાનમાં હોય;
થાશે કાળ ભવિષ્યમાં, માર્ગભેદ નહીં કોય. ૧૩૪.

પરથી ભિન્ન શુદ્ધ આત્માની યથાર્થ શ્રદ્ધા, જ્ઞાન, અને જ્ઞાનમય ચારિત્રની સ્થિરતા તેજ રત્નત્રયમય મોક્ષમાર્ગ છે. ત્રણેકાળમાં બધા જ્ઞાનીઓ એકજ પ્રકારે મોક્ષમાર્ગ કહે છે, અંતરંગ પરમાર્થ સ્વરૂપ અને તેના સાધનમાં કોઈ બીજો પ્રકાર હોય નહિ. શિષ્યની યોગ્યતા જે પ્રકારની હોય તે એકને જ્ઞાની વાત કરે. વૈરાગ્યની જરૂર દેખાય ત્યાં ત્યાગ વૈરાગ્યનો ઉપદેશ મુખ્ય કહે, નિમિત્ત ઉપર વજન આપીને કેવળ વ્યવહારમાં અટકતો હોય તેને નિશ્ચય પરમાર્થ સમજાવે. એ બધું કહેવાનો આશય પરમાર્થ એકજ હોય; પણ માર્ગભેદ ન હોય. કોઈ જીવને અમુક પક્ષનો આગ્રહ હોય તો પ્રથમ તેને તે પરમાર્થ તત્ત્વ સમજવાનું કહે. પણ એકદમ તેનો નિષેધ ન કરે. વળી કોઈ એકાન્ત નિશ્ચયાભાસમાં સ્વચ્છંદમાં પડયો હોય તેને પુરૂષાર્થ કરવાનો વ્યવહાર બતાવે, કોઈ એકાન્ત વહેવારકાંડ પુણ્ય કરણી કરીને ધર્મ માનતો હોય તેને કહે કે, "દૃષ્ટિ સહિત જ્ઞાનનો જ પુરૂષાર્થ કાર્યકારી છે, બાહ્ય જોગ ક્રિયાકાંડનો" મમત્વભાવ છોડાવીને સ્વરૂપને સમજવાનો ઉપદેશ આપે. આત્મ સાધનમાં, પરમાર્થહેતુમાં, સાધન સાધ્યમાં ફેર હોય નહિ. પરમાર્થભૂત વ્યવહારમાં કયાંય મતભેદ ન હોય. પરમાર્થે સૌનો માર્ગ=(આત્મધર્મ) એકજ છે. એટલે જે પરમાર્થમાર્ગ પામે તેને એકજ જાતનો વ્યવહાર હોય. તેની ભૂમિકાની યોગ્યતા પ્રમાણે વ્યવહાર હોય એવો કુદરતી ક્રમ

છે. કોઈવાર સદ્‌ગુરુનો વિનય ભક્તિ ઉપર બહુ વજન હોય, અને કહે કે સંત ચરણ આશ્રય વિના આત્માને ગુણ ન થાય, માટે ગુરુની સેવા કરવી. વળી એમ પણ કહેવાય કે કોઈના આશીર્વાદથી કલ્યાણ ન થાય, દેવ, ગુરુ તો પર છે, શાસ્ત્ર પાનાં જડ છે માટે પરાશ્રય-પણું છોડ. આત્માનું સાધન-પુરૂષાર્થ આત્મામાંજ છે, આત્માથી ભિન્ન નથી, પરંતુ ગ્રહણત્યાગ આત્મામાં નથી તે નિશ્ચય. વસ્તુસ્વ-રૂપના સ્વભાવનું વર્ણન જેમ છે તેમજ કહેવાય; પણ એ જાતનો સ્વાનુભવ ન લાવે અને પુરૂષાર્થ ન કરે, તેને શ્રી ગુરુ હિતબુદ્ધિથી વ્યવહારનો ઉપદેશ કહે, અને સમજાવે કે, અકષાયદૃષ્ટિએ તીવ્રકષાય ટાળીને પુરૂષાર્થ કર. રાગ ટળતાં અશુભ નિમિત્તનો ત્યાગ થયા વિના રહે નહિ, માટે વૈરાગ્ય, ઉપશમ, વિવેક સત્સમાગમની જરૂરીઆત છે, તેમ જણાવે. માટે 'સદ્‌ગુરુઆજ્ઞા જિનદશા નિમિત્ત કારણમાંય.' એમ કહ્યું છે. સદ્‌ગુરુ સમાગમ બહુ ઉપકારી છે, એમ નિમિત્ત ઉપર પણ વજન હોય. માટે જે જેમ છે તેમ વિવેકથી સમજવું જોઇએ.

જિનદશા=શુભ અશુભ રાગ ઇચ્છા રહિત વીતરાગ સ્વભાવનું આચરણ, તેજ અંતરંગ પરમાર્થમાં મૂળ કારણ છે; અને તે અંતર અનુષ્ઠાનવડેજ પૂર્ણ પવિત્ર મોક્ષદશા પ્રગટ થાય છે. ૧૩૪.

હવે મુમુક્ષુનું ઉપાદાન અને તેને નિમિત્ત કેવાં હોય તે કહે છે:-

**સર્વ જીવ છે સિદ્ધસમ, જે સમજે તે થાય;**
**સદ્‌ગુરુઆજ્ઞા જિનદશા, નિમિત્ત કારણમાંય. ૧૩૫.**

"જે સમજે" તેમાં દર્શનમોહનો નાશ આવે છે. "તે થાય" તેમાં ચારિત્રમોહનો ક્ષય તથા સર્વ કર્મનો નાશ કહ્યો છે. જેમ સોનું એકજ જાતનું છે, પણ લાલ, પીળાં લીલાં આદિ રંગવાળાં કપડાં ઉપર મનુષ્ય, પશુ, પક્ષી, દેવ વગેરેના ચિત્રો તેના ઉપર લપેટી લીધાં હોય, તેને આ મનુષ્યના આકારવાળું સોનું, દેવના આકારવાળું સોનું, પશુ પક્ષીનાં આકારવાળું સોનું એમ ઉપચારથી કહેવાય. પણ અંદર સોનું સળંગ જુઓ તો એકજ જાતનું છે, તેમાં ફેર નથી. તેમ આ સંસારમાં મનુષ્ય, દેવ, નારકી, તીર્યંચ આદિ ચારગતિ કર્મના સંયોગે

શરીરના આકાર ઉપરથી ઉપચારે કહેવાય કે આ મનુષ્યનો જીવ, આ દેવનો જીવ, આ નારકીનો જીવ, આ તીર્યંચનો જીવ, પણ ખરીરીતે (નિશ્ચયે) જીવ જાતિ અપેક્ષાએ તમામ સમાન છે. દેહ દીઠ દરેક આત્મા સ્વતંત્ર છે, આત્માનો દેહ અરૂપી જ્ઞાનઘન છે શક્તિરૂપે બધા જીવો સિદ્ધ પરમાત્મા સમાન છે જો આ દેહમાં રહેલો આત્મા પૂર્ણ શુદ્ધ ન હોય તો તે મુક્ત (સિદ્ધ) થાય નહિ. જે ન હોય તે નવું ન થાય તેઃસિદ્ધાંત છે માટે શક્તિપણે પૂર્ણ પરમાત્મા જેવું દરેક જીવનુ સામર્થ્ય છે

'જે સમજે તે થાય' શુદ્ધતા જાણે, માને, અનુભવે અને તે જાતનો પુરૂષાર્થ કરે તો સ્વય શુદ્ધતા પ્રગટ થાય. અભવી જીવો પણ શક્તિપણે સિદ્ધ સમાન છે, છતાં તેમાં સદાય હીનતા એ પ્રકારની છે કે, તેને આત્મધર્મ ન પ્રગટે, મોક્ષ ન થાય: છતાં દરેક આત્માનો વાસ્તવિક સ્વભાવ પૂર્ણ શુદ્ધ અસંખ્યાત પ્રદેશી કેવળજ્ઞાનસ્વરૂપ આનંદઘન છે, ચૈતનઘન છે, અવિનાશી આનંદમૂર્તિ છે. છે તે સદાય છે તે સ્વાધીન પુરૂષાર્થથી પ્રગટ થાય છે "આતમ પરમાતમ નિપે, શક્તિ વ્યક્તિ ગુણભેદ, નહિતર ઉભય સમાન છે, કર નિશ્ચય તજ ખેદ." સ્વભાવમાં કંઇ ફેર દેખાતો હોય તો રાગ, દ્વેષ, મોહ અને પુણ્ય પાપની પ્રકૃતિના કારણે છે. આત્મા દ્રવ્ય સ્વભાવે, શક્તિએ, લક્ષણે સમાન છે. સંખ્યાએ જુદા સ્વતંત્ર છે અભવી જીવનું દૃષ્ટાંતઃ- સુવર્ણપાષાણમાં બે જાત આવે છે. કનકપાષાણ અને અંધપાષાણ, તેમાં અંધપાષાણમાં સુવર્ણરજ એવી દૃઢ લેપાયેલી છે કે, તેમાં ગમે તેવો અગ્નિ આદિનો પ્રયોગ કરવામા આવે છતાં શુદ્ધ સુવર્ણ જુદું ન પડે; તેની રાખ થઈ જાય અંધપાષાણમાંથી સોનું જુદું પાડવા માગે તોપણ જુદું પડે નહિ, છતાં તેમાં સુવર્ણપણું છે, તેમ અભવી આત્મામાં મોક્ષસ્વભાવ સિદ્ધત્વ છે પણ એ અંધપાષાણવત્ અપ્રગટ છે; તેનો આત્મધર્મ કદી પ્રગટે નહિ આત્મામાં અને પરમાત્મામા જાતિ સ્વભાવે ફેર નથી; એકની અવસ્થા સિદ્ધ સમાન ખીલે છે, ત્યારે એકની શુદ્ધ અવસ્થા ન ખીલે માટે એક જાત ભવ્ય અને એક જાત અભવ્ય, એ વાત ઘણા ન્યાયથી યુક્તિ આગમ પ્રમાણથી

ત્રિકાળ સિદ્ધ થયેલી છે. અભવી જીવને રાગદ્વેષ અને શુભાશુભ પરિણામમાં એકત્વબુદ્ધિની ગાંઠ છોડવાનું વીર્ય ઉપડતું નથી. જેમ કોરડુ મગ, ચડે નહિ વંધ્યાને પુત્ર ન થાય. એ જાતના જડના પરમાણુંનું પરિણમન છે. દૃષ્ટાંત એક દેશી હોય, તેનાથી સિદ્ધાંત સમજી લેવો. વળી કુદરતી ક્રમ એવો જ છે કે બે વસ્તુ પ્રતિપક્ષી ત્રિકાળ છે. સંસાર અને મોક્ષ, જ્ઞાન અને જ્ઞેય, ભવ્ય અને અભવ્ય, જડ અને ચેતન, સુખ અને દુઃખ વગેરે પ્રત્યક્ષ જણાય છે. વળી લાયક પ્રાણીને પુરૂષાર્થ ઉપાડવા માટે, બોધ લેવા માટે આ અભવી જીવોની જાત એક નિમિત્ત છે. તેની વાત સાંભળતાં તેને પોતાનામાં હીનતા ન દેખાય. બેહદ સ્વભાવ સન્મુખ થઈ પુરૂપાર્થ ઉપાડે કે હું પૂર્ણ શુદ્ધ જ્ઞાયક છું, એ ભાનદ્વારા રાગદ્વેપ, પુણ્ય પાપમાં અટકે નહિ, મુંઝાય નહિ. જગતમાં અતિ અલ્પ સંખ્યામાં અભવ્ય જીવો છે. જે લાયક (ભવ્ય) છે તે આવું સાંભળે છતાં પોતાને તેની શંકા ન આવે, પણ પોતામાંથી પુરૂપાર્થ ઉપાડીને હું સિદ્ધ, મુક્ત થઈ જાઉં એવો ઉત્સાહ આવે. પોતાનું બેહદ સામર્થ્ય સમજે એટલે સળંગ જ્ઞાનમાં ક્યાંય અટકે નહિ, અને પૂર્ણતાના લક્ષે પુરૂપાર્થ ઉપાડે; એમ નિઃસંદેહ તત્ત્વ ચૈતન્યના જ્ઞાનની બલીહારી છે. સાચું સમજનારને માટે કેટલો અવકાશ છે તેનો આ ન્યાય છે. સિદ્ધના જ્ઞાનમાં અભવ્ય જાતના જીવો અલ્પ છે, તે સાચી વાત છે, તેમ જાણીને પોતે રાગદ્વેષમાં ન અટકતો શીઘ્રજ યથાર્થ સ્વરૂપની શ્રદ્ધા જ્ઞાનમાં ટકતો પુરૂષાર્થ કરે છે. સર્વજ્ઞ પ્રભુ એમ કહે કે આ ભવ્ય જીવ છે, સામો લાયક જીવ "લાહી ભવ્યતા મોટું માન" દ્રવ્ય નિક્ષેપે (સત્ સન્મુખ થઈ) સ્વીકાર કરે અને કહે કે હા ? હું પરમાત્મા જેવડાજ છું. એમ ધારણા વિના સહજ અંદરમાંથી હકાર લાવે કે હું સિદ્ધ છું. વચ્ચેનો કાળ કાઢી નાખો તો કર્મોપાધિ છેજ નહિ. આત્માના અચિંત્ય પુરૂપાર્થની આ મહિમા છે. આત્મા અકારણીય તત્ત્વ છે, સ્વયં સ્વાધીન છે, છતાં તે નિમિત્તનો ઉપકાર સમજે છે. જે પોતાની પાત્રતા સમજે, મેળવે તે જ સિદ્ધ પરમાત્મા થાય. તેથી કહ્યું કે 'સર્વ જીવ છે સિદ્ધ સમ જે સમજે તે થાય," "સિદ્ધ સમ" શક્તિ, વ્યક્તિના ન્યાય અનેક પ્રકાર છે. એક તો પોતામાં પાત્રતા (તૈયારી) વડે સત્પુરૂષનો યોગ

મેળવે અને સર્વજ્ઞ પરમાત્માની શ્રદ્ધા કરી અપૂર્વ—વિર્યોલ્લાસવડે પ્રત્યક્ષ આત્મલાભ પામે. બીજી વાત:-વળી કોઈ સર્વજ્ઞના મુખમાંથી તું ભવ્ય છો એમ સાંભળી પોતે ભાવથી ઉછળીને અંદરથી હકાર લાવે કે હા આમ જ છે. "છે" ની હા આવી તે પુરૂષાર્થ ઉપાડતો સ્વભાવ સન્મુખ ચાલ્યો આવે છે. તે ધર્માત્મા છદ્મસ્થ જીવ હોવા છતાં ભાવી નયે સિદ્ધ છે, કારણકે સર્વજ્ઞના જ્ઞાનમાંથી વચલોકાળ નીકળી ગયો છે.

ત્રીજી વાત:—કેવળજ્ઞાનીએ કહ્યું કે આ જીવ બે ભવે મોક્ષ જનારો છે, તે પણ ભાવી નયથી સિદ્ધજ છે. તે સાંભળનાર ભાવથી ઉછળીને વર્તમાનમાં જ હું પૂર્ણ છું એ લક્ષે પોતામાં સ્થિર થઈ શુદ્ધ પર્યાય ઉઘાડીને યથાર્થ નિર્ણય લાવે કે હું ત્રિકાળ આવો જ છું. એમ ઘણા ન્યાય છે તેથી કહ્યું કે 'જે સમજે તે થાય' આ સર્વવ્યાપક સૂત્ર છે. જે લાયક હોય તે સમજે. સમજે એટલે શુદ્ધ પર્યાયને ઉઘાડે (પૂર્ણતાને લક્ષે સાધક સ્વભાવ પ્રગટ કરે) દ્રવ્ય સ્વભાવ નિત્ય શુદ્ધ છે, તેમાં શુદ્ધ સિદ્ધ અવસ્થા શક્તિરૂપે અનાદિની છે, નવી નથી. સિદ્ધ સમાન તે સહજ શક્તિ છે, એ રીતે પ્રગટ જાણે અને ઉપાય સમજે તેને પ્રગટ થાય છે. "તે થાય" તેમાં ઉપાદાનનું સામર્થ્ય કહ્યું, તેમાં નિમિત્ત કારણ સદ્‌ગુરુની આજ્ઞા છે. સદ્‌ગુરુએ કહેલ વીતરાગદશાનો વિચાર કરવો તે ચારિત્ર, તે જ્ઞાનબળનો પુરૂપાર્થ છે. એમ બે કારણો કહ્યાં. એક મૂળ કારણ અને બીજું સહકારી બહિરંગ કારણ. તે અખંડ સત્ સાધન એટલે સદ્‌ગુરુ, સતદેવ, સતશાસ્ત્ર તે નિમિત્ત સાધન છે પણ તે ક્યારે કે સાચી દૃષ્ટિ સહિત પુરૂષાર્થ હોય ત્યારે. જેમ દૂધ મૂળ કારણ એટલે તેની સહજ ઉપાદાન શક્તિ છે, તેના પોતાના આધારે માવો બનવાની તેમાં સ્વભાવિક શક્તિ છે. તે યોગ્યતા થયે સ્વયં માવારૂપે પરિણમે છે. પાણીનો ભાગ બળી જાય છે. એમ સિદ્ધ થવાનું મૂળ કારણ તો જીવ દ્રવ્ય સ્વયં છે. તેનું કારણ સ્વતંત્ર શક્તિરૂપે છે, સિદ્ધપદરૂપ પર્યાય છે. છે તેનું વ્યક્ત કરવું તે કાર્ય પોતાના આધારે છે. તેની યોગ્યતાનો પુરૂષાર્થ જીવે કર્યો એટલે તે જાતનો વ્યવહાર અને સત્સમાગમ આદિ નિમિત્ત હાજર હોયજ હોય. આ ગાથામાં

ઘણા ન્યાય છે. તેમાં એમ પણ આવ્યું કે:--અનંત જીવો છે, એક નથી. બધા જીવોમાં સ્વાધીનપણે બેહદ સામર્થ્ય છે, વળી બધામાં સરખી શક્તિ છે. સમજનાર ભવ્ય કહ્યા, નહિ સમજનાર અભવ્ય પણ કહ્યા, સદ્ગુરુ કહ્યા, મોક્ષમાર્ગ કહ્યો. જિનઆજ્ઞા વીતરાગદશાનો વિચાર ચારિત્ર કહ્યું. એમ ઘણા ન્યાય સમાય છે; છતાં ઘણું કહેવાનું રહી જાય છે. જે વખતે વાણીનો યોગ તથા બધા જીવોના પુણ્ય, જે પ્રકારે હોય તેવો વાણીનો યોગ હોય. હવે વિહાર કરવાનું નજીકમાં હોવાથી ટુંકામાં કહેવું પડે છે. આ બધા ન્યાયો ઉપર ઘણો ઘણો વિચાર કરજો મોક્ષનોમાર્ગ જે અત્રે ઘણા દિવસથી કહેવાય છે તે જ સનાતન નિર્ગ્રંથમાર્ગ છે. એ ત્રણેકાળે એકજ માર્ગ છે. નિશ્ચય વ્યવહારની સંધિવાળો તે માર્ગ છે. બધી બાજુના સરખા ન્યાયના પડખા જે મેળવી લે તેને સાચું સમજાય છે, અને તે સમજવાની શક્તિ બાળગોપાળ બધા જીવોમાં છે. સંસાર પણ અનંતકાળ રહેશે. માટે સાચું તત્ત્વ નહિ સમજનારા જીવો પણ છે. દરેક આત્મામાં બેહદ અનંત શક્તિ સ્વાધીન છે. પણ જ્યારે તે જેટલી પ્રગટ કરવા માગે ત્યારે તેટલી પ્રગટ થાય છે. પુરૂપાર્થ અને પાત્રતા તૈયાર થયે નિમિત્ત પણ હાજર હોય છે તેનો વિવેક અને વિચાર કરનારા પણ હોય છે. અનંત જીવ સંસારથી મુક્ત સિદ્ધ પરમાત્માપણે સ્વતંત્ર છે અને અનંત જીવ સિદ્ધ થશે. સમ્યક્શ્રદ્ધા, જ્ઞાન, સત્સમાગમ, સંયમાદિ મોક્ષ-માર્ગ વર્તમાનમાં પણ છે, એમ ઘણા ન્યાય આ ગાથામાં મનન કરવા જેવા છે. પોતાથી બધું સમજવું પડશે, જાતે પ્રયત્ન કરે તોજ ગુણ થાય. માટે નિમિત્તાધીન દૃષ્ટિ રહિત દેહાદિ પરભાવોનો પક્ષ અને લક્ષ તજી પુરૂષાર્થ સહિત સાધક જીવ આત્મધર્મમાં વર્તે છે. અને તેવોજ નિશ્ચય અને આશ્રય સાચો માર્ગ છે, છે તે ત્રિકાળ છે. આ ગાથા બહુ ગંભીર છે આ ગાથામાં પણ આખી આત્મસિદ્ધિનો સાર-છએ પદ સમાઈ જાય છે. ૧૩૫.

ઉપાદાનનું નામ લઈ, એ જે તજે નિમિત્ત;
પામે નહિ સિદ્ધત્વને, રહે ભ્રાંતિમાં સ્થિત. ૧૩૬.

જુવો! યથાસ્થાને જેમ જોઈએ તેમ ક્રમબદ્ધ ગાથાની રચના

કરી છે. સદ્‌ગુરુ આજ્ઞા આદિ આત્મ સાધનનાં નિમિત્ત કારણ છે. સત્‌દેવ, ગુરુ, ધર્મની ભક્તિ, સત્‌ધર્મશાસ્ત્રની ભક્તિ આદિ દઈ નિમિત્તમાં બહુમાન થવું, તે પોતાનું બહુમાન છે. ધર્માત્માને એ પ્રસંગ સહેજે થયા વિના રહે નહિ. પૂર્ણ વીતરાગ ન થાય ત્યાં-લગી બહુમાન થયા વિના રહે નહિ. એ શુભ વિકલ્પ પાછળ અખંડ સત્‌ સ્વરૂપની આરાધનાનો પુરૂષાર્થ વર્તે છે. મુનિ ગણધરો જે ચાર જ્ઞાનના ધણી છે તે પણ ગુરુ ભક્તિ કરે છે, એવી સાધકની મહિમા છે. વર્તમાનમાં મહાવિદેહક્ષેત્રમાં શ્રી સીમંધર સ્વામી પરમાત્મા તીર્થંકર ભગવાન બિરાજે છે, ત્યાં ગણધરદેવ, સંતોના નાયક તીર્થં-કરદેવના વજીર છે. તે પણ ભક્તિ વિનય સહિત સર્વજ્ઞ પ્રભુનો આદર બહુમાન કરે છે; કારણકે તેમાં પોતાનો (સતનો) પરમાર્થરૂપ મહિમા છે. પોતાને ઉઘરેલું જ્ઞાન અનંતમે ભાગે છે. વીર્ય પણ અનંતમે ભાગે છે. કેવળજ્ઞાની ભગવાન કરતાં પોતામાં જ્ઞાન, દર્શન, સુખ સ્થિરતાનો ઉઘાડ અનંતમે ભાગે છે. તે ગણધરદેવ મહાન યોગબળના સ્વામી છે, મહાપુન્યવંત છે, એવા ગણધર દ્વાદશાંગશ્રુતધર; ચરમ શરીરી હોવા છતાં સદ્‌ગુરુનું મહામાન કરે છે. તે તીર્થંકર ભગવાનના વજીર છે. અને સર્વજ્ઞ ભગવાન તીર્થંકર પ્રભુ ત્રણલોકના નાથ કહેવાય છે. "ધમ્મવર ચાઉરંત"=ધર્મમાં ઉત્તમ અને ચારગતિનો અંત કરનાર ધર્મનાયક, ધર્મચક્રવર્તી તીર્થંકર ભગવાન છે. તેમનાથી નીચલી પદ-વીના ધારક સંતોના નાયક ગણધરદેવ, સર્વજ્ઞ ભગવાનનું અને તેમની વાણીનું બહુમાન કરે છે, કે અહો? ધન્ય પ્રભુ? "અપુ વયણા" આપની વાણી અપૂર્વ છે. પોતાને ચાર જ્ઞાન પ્રગટ્યાં છે છતાં હજી પરોક્ષતા છે, તેથી પોતાનો પુરૂષાર્થ ઉપાડીને જ્ઞાતા જ્ઞેય, જ્ઞાન એકાકાર સ્થિર થઈ નિર્વિકલ્પ આનંદ અનુભવે છે સ્થિરતા છુટી જતાં ભક્તિ કરે છે, શ્રવણ કરે છે, તો પછી જે જીવોને અંશમાત્ર ગુણ પ્રગટ નથી તે ઉપાદાનનું નામ લઈને (ભાવ નહિ), કોઈ કથન માત્ર ધારી રાખે અને સત્‌ સાધન સાચા નિમિત્તનું બહુમાન આદર ન કરે તો ભવમાં બુડે. પણ જો અંતરની યથાર્થ શ્રદ્ધા જ્ઞાનનો ભાવ લે તો સદ્‌ગુરુ ભક્તિ વીતરાગ દેવ, અને સત્‌ શાસ્ત્રાદિ નિમિત્તનો ઉપકાર માને જ. સત્‌ સાધનનું બહુમાન વિનયપૂર્વક કરે છે; જેટલે અંશે શુદ્ધભાવ

ઉઘાડ્યો તેટલે અંશે નિમિત્તનું અવલંબન છૂટી જાય છે. અને ત્યાં નીચેનો સિદ્ધાંત લાગુ પડે છે:—"ઉપાદાનનો ભાવ લઈ એજે તજે નિમિત્ત, પામે તે સિદ્ધત્વને ન રહે સંસારમાં સ્થિત" પણ જ્યાંલગી સ્વભાવમાં સ્થિર થયો નથી ત્યાંલગી નિર્માનપણે નિમિત્તનો ઉપકાર સ્વીકારે છે, ભક્તિ સ્વાધ્યાય વગેરે કરે છે. પણ કોઈ પુરૂષાર્થ કર્યા વિના હું સિદ્ધ પરમાત્મા છું, એવું નામ લઈને સાચા નિમિત્તનો અનાદર કરે, સ્વચ્છંદે માને, કે એ બધાં પર છે તેનાથી મને પ્રયોજન નથી, તે સત્ સાધનને દૂર કરે છે, તેથી તે પોતાના સ્વરૂપની અશાતના કરે છે. નિમિત્ત હોય છે પણ નિમિત્તને આશ્રિત ઉપાદાન નથી, એમ હોવા છતાં, જાણવા છતાં સમકીતિ ધર્માત્મા તેનો વિવેક સમજે છે; અને સમજીને તેનું બહુમાન કરે છે, કારણકે તે ઉપકારી છે. ઉપાદાન પોતે સ્વાધીન છે; છતાં ગુણી ગુણવંત નિમિત્તનો સ્વીકાર કરે છે. ઉપાદાનનો અર્થ:-ઉપ=સમીપ, આદાન=ગ્રહણું. જે સમીપ કારણથી કાર્યને ગ્રહાય તે ઉપાદાન છે. ગુણ પ્રગટ્યો તેમાં નિમિત્તનું બહુમાન આવ્યા વિના ન રહે. નિમિત્ત કાંઈ બીજા દ્રવ્યનો ગુણ પ્રગટાવી દે નહિ. જો એમ હોય તો જ્ઞાની પાસે બધા જીવો ધર્મ પામી જાય, પણ તેમ થતું નથી. જ્યારે સતની સમજણ અને સમજણનું કાર્ય આવે ત્યારે સદ્દગુરુ નિમિત્ત કારણ કહેવાય છે. મુમુક્ષુ પોતાના ઉપાદાનને જાગૃત કરીને ઉપકાર સ્વીકારે ત્યારે નિમિત્ત કહેવાય છે. જેમ માટીમાં ઘડા થવાની મૂળશક્તિ અને યોગ્યતા છે, પણ કુંભાર તે ઘડાનું નિમિત્ત કારણ ક્યારે કહેવાય કે જ્યારે માટીપણું પલટીને ઘડાપણે જે યોગ્યતા હતી તે પ્રગટી, ત્યારે; તેમ આત્મા નિમિત્તથી જાગે નહિ પણ પોતે તૈયારી કરે તો નિમિત્ત હાજર હોય જ. ઉપાદાન શક્તિ સ્વસત્તામાં સ્વાધીન છે. પોતે જ્યારે પ્રગટ થવા માગે ત્યારે નિમિત્ત મળ્યા વિના રહે નહિ, તે ઉપાદાનની મહત્તા છે. આત્મા જે પ્રકારે જેવો થવા માગે–શુદ્ધ અથવા અશુદ્ધ, ત્યારે મૂળ ઉપાદાન શક્તિને નિમિત્ત કારણ મળ્યા વિના રહે નહિ. તેથીજ ચૈતન્યની અનંત શક્તિનું સ્વાધીનપણું જ્ઞાનીએ કહ્યું છે. જેનામાં પાત્રતા આવી છે, તેને સત્સાધન મળ્યા વિના ન રહે, એવો નિમિત્તનૈમિત્તિક યોગ છે. શુદ્ધ શ્રદ્ધા થતાં રાગનો અંશ પણ ઉપાદેય નથી એમ તે સમજે

છે, તેને પુણ્યના શુભ વિકલ્પની ઇચ્છા પણ નથી. છતાં હજી અશુદ્ધ અવસ્થા છે તેથી અકષાય દૃષ્ટિએ કષાય ટાળવાનો પુરૂષાર્થ કરે છે. હજી પ્રશસ્ત રાગ છે તેથી સત્ અને સત્સમાગમનું બહુમાન રહે છે. સંસારનો રાગ ટાળીને સદ્દેવ, ગુરુ, ધર્મ શાસ્ત્રાદિની ભક્તિનો શુભભાવ ત્યાં રહે છે. હજી વીતરાગ નથી ત્યાંસુધી પૂર્ણતાના લક્ષે વિનય વિવેક આવ્યા વિના રહે નહિ. તે રીતે સદ્ગુરુ આજ્ઞા સત્ સમાગમ તથા વીતરાગ ભક્તિ સ્વાધ્યાય આદિ આત્મસાધનનાં નિમિત્ત કારણ છે. આત્માના ગુણ–જ્ઞાન દર્શનાદિ ઉપાદાન કારણ છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે. તેથી નામ માત્ર ઉપાદાન લઇને, જે કોઈ તે નિમિત્તને સદ્ગુરુઆજ્ઞા ( જિનદશા ) તજશે તે પરમાર્થને:—સિદ્ધપણાને નહિ પામે. અને ભ્રાંતિમાં ( સંદેહમાં ) વર્તશે. સ્વરૂપમાં પ્રમાદ ( અનુત્સાહ ) રાખવાથી સાચા નિમિત્ત મળ્યા છતાં કલ્યાણ નહિ થાય, માટે સાચા નિમિત્તને જાણીને વિવેક સહિત પુરૂષાર્થમાં વર્તવાથી જ કલ્યાણ છે, એમ જાણવું. તલ અને તેલ–જુઓ તલમાં તેલ છે પણ શક્તિરૂપે છે, તેનો પ્રયોગ થયે પ્રગટે છે. તેમ દરેક આત્મામાં શક્તિપણે પૂર્ણ સિદ્ધત્વ છે, પણ તે યથાર્થ શ્રદ્ધા જ્ઞાન અને જ્ઞાનના પુરૂષાર્થની સ્થિરતા કરવાથી પ્રગટ થાય છે. જેમ તલને એમને એમ અગ્નિ ઉપર તાવડામાં નાખો તો બળી જાય, પુરી તળવામાં કામ ન આવે. તેમ પુરૂષાર્થ વિના ગુણ પ્રગટયા વિના હું સિદ્ધ છું એમ કલ્પના કરવાથી હિત નહિ થાય, પણ અહિત થશે. માટે જેને હિત કરવું હોય તેણે ગુણનો આદર કરવો. દેવ, ગુરુ, ધર્મના વિનય અને સદ્ગુરુનો સમાગમ કરે તો પોતાની પાત્રતાવડે અવશ્ય તે બધા નિમિત્તો ઉપકારી કહેવાય. અને સત્‌ની સમજણવડે ગુણ પ્રગટે. જેને ગુણ પ્રગટયો તેને સત્ દેવગુરુ ધર્મ, સદ્ગુરુ સત્શાસ્ત્ર વગેરેનું બહુમાન આવ્યા વિના રહે નહિ. માટે જે કોઇ સત્સાધન અને તેના નિમિત્તોનો નકાર કરે છે, કે એ તો પર છે તો તે સત્સાધનને નહિ પામે. અને અસત્ કલ્પનામાં, ભ્રાંતિમાં સંતોષ માની બંધમાં અટકશે. સત્ શ્રદ્ધા તથા સત્સાધનના પ્રેમ વિના તેને શંકા સંદેહ ટળશે નહિ. શુદ્ધતા સદ્ગુરુ પ્રગટાવી દેશે કે મારાથી થશે, મારામાં ગુણ હશે કે 'નહિ હોય, એમ સંદેહ રહેતાં સાચો નિર્ણય થઈ શકશે

નહિ. અને સાચા નિર્ણય વિના નિઃસંદેહ પુરૂષાર્થ ક્યાંથી કરશે? પોતાનો પુરૂષાર્થ ઉઘડયા વિના તેને સાચો ઉત્સાહ આવે નહિ. તેથી "મોક્ષમાર્ગ પામે નહિ, મટે ન અંતર રોગ." શાસ્ત્ર વાંચન શ્રવણ પણ ઉત્સાહથી કરશે નહિ. એકવાર સાંભળ્યું કે અમારે બસ છે એમ તે માનશે. જ્યાં થોડાથી બસ માન્યું ત્યાં પોતાના જ્ઞાનને મર્યાદાવાળું માન્યું; વગેરે ઘણા પ્રકારની ભૂલો તેને પરમાર્થમાં આડે આવશે. શાસ્ત્ર વાંચન, ઉપદેશ ભક્તિ શ્રવણમાં કંટાળો, અને અનંતકાળથી સંસારના કામ કર્યાં તેમાં કંટાળો નથી, ભવનો ભય નથી, રોટલા ખાતાં ખાતાં કંટાળો આવતો નથી, તેને સાચા નિમિત્ત પ્રત્યે ઉત્સાહ નથી કારણકે સંસારનો પ્રેમ છે. જ્ઞાની ધર્માત્મા અધુરી દશામાં છે ત્યાંસુગી તેને ષટ્ આવશ્યક્ ક્રિયા અકષાયપણાના લક્ષે રહે છે. સત્ સાધન ઈષ્ટ નિમિત્તોનું બહુમાન આવે છે. જ્યાં સતનો તથા તેને દેખાડનાર સાધનો (ઈષ્ટ નિમિત્તો)નો આદર છે, ત્યાં તેની સમજણ અને વિનય—વિવેક હોય જ હોય. આ નિમિત્તાધીનપણું નથી, પણ એ તો નિમિત્તનું જ્ઞાન કર્યું છે, સાધક સ્વભાવની શક્તિનો વિકાસ કર્યો છે. એજ લોકોત્તર વિનયની મહત્તા છે. પુરૂષાર્થ સાથે જે સદ્‌ગુરુ આજ્ઞા આદિ શુભ વિકલ્પનું આલંબન છે તે આગળ જતાં સહજ છૂટી જાય છે, હઠથી નહિ. શ્રીમદે કહ્યું છે કે:—"સંયમના હેતુથી યોગ પ્રવર્તના સ્વરૂપ લક્ષે જિનઆજ્ઞા આધીન જો, તે પણ ક્ષણક્ષણ ઘટતી જાતી સ્થિતિમાં અંતે થાયે નિજસ્વરૂપમાં લીન જો. અપૂર્વ અવસર એવો ક્યારે આવશે." જેમ જેમ નિરાલંબન સ્વભાવની અંદર સ્થિરતા વીતરાગદશા વધતી જાય, તેમ તેમ નિમિત્તનું અવલંબન, જિનઆજ્ઞાના વિકલ્પ પણ છૂટી જાય છે. પ્રથમ જે આદરભાવ શુભ વિકલ્પ પુરૂષાર્થ સાથે હતો તે જ્યાં વિકલ્પ તૂટયો ત્યાં નિમિત્તનું જ્ઞાન રહી ગયું. અને અપ્રમત સંયમ ભાવમાં ધ્યાતા, ધ્યાન, ધ્યેય એકાકારરૂપ શુદ્ધતામાં લીન થઈ જાય છે. એવી દશા જ્યાંસુગી નથી ત્યાંસુગી સદ્‌ગુરુનો વિનય, જિનઆજ્ઞાનો વિચાર વગેરે શુભ વિકલ્પ રહે છે. પણ જ્યાં એ નિમિત્તનો આદર નથી ત્યાં નિજગુણની અશાતના વર્તે છે. માટે જેને સાચું હિત કરવું છે તેવા મુમુક્ષુ આત્માઓએ પ્રથમ સંસારનો રાગ ટાળી રાગની દિશા બદલાવવી જોઈએ. અકષાય

સ્વરૂપ છે તેમા જવાની દૃષ્ટિ સહિત તે ઇષ્ટ નિમિત્તનો વિનય હોય જ્યાલગી સસારનો રાગ હતો ત્યાલગી અઘાતી કર્મનો યોગ પણ એવો હતો કે વિષય કષાયના સયોગો જ હતા પણ જ્યારે દૃષ્ટિ બદલી, આત્મા શુદ્ધ છે, અસગ છે, તૃષ્ણા, મમતા રહિત છે એવુ લક્ષ થયુ ત્યારે રાગની દિશા સત્ અને સત્સાધનો ભણી, (ઇષ્ટ નિમિત્ત તરફ) વળે છે, અને બહારના સંયોગો પણ પરમાર્થ દેખાડે તેવાજ મળે છે પોતે જેવુ વલણ કરે તેવોજ પ્રસંગ દેખાય અઘાતી કર્મ પરમાણુની ક્રિયામા આત્માનો પુરૂષાર્થ નિમિત્ત ન થાય, પણ ઘાતીકર્મ રાગદ્વેષરૂપ મોહકર્મના ઉદયને પુરૂષાર્થથી ટાળી શકાય છે, અને ઘણુ કરીને બાહ્યની ક્રિયાનો શુભ જોગ તેને અનુકૂળ બને છે દ્રવ્યને સ્વાધીન ઉભુ રાખીને આ વાત છે બાહ્યનો યોગ અનુકૂળ ન હોય તો અંતરમા ભાવથી અનુકૂળતા સમાધાન કરી લે પરની ક્રિયા જીવને આધારે નથી, છતા જેમ પૂર્વે અજ્ઞાનને લીધે રાગદ્વેષ એવા સેવ્યા કે તેને ઊંધા પુરૂષાર્થમા અનુકૂળ બહારના સયોગ નિમિત્ત થયા એમ દેખાય છે તેમ સત્ના લક્ષે સવળા પુરૂષાર્થમા (સમજણમાં) ગુણની શક્તિ વધારના નિમિત્ત અનુકૂળ દેખાય છે નિમિત્તનો સ્વીકાર તો પોતાને કરવાનો છે, નિમિત્ત બળજબરીથી ક્યા કહે છે કે તમે રાગ કરો, અથવા વીતરાગ થાવ પણ જીવ પોતેજ પોતાને ભૂલીને નિમિત્તનો આશ્રય લઇને રાગી દ્વેષી થાય છે; સવળા પુરૂષાર્થમા (જ્ઞાનમા) વર્તે તો ગમે તે નિમિત્ત તેમા ઉપકારી થાય એટલેકે રાગ ટાળીને નિર્જરા થાય. ધર્માત્માના હાથમા શાસ્ત્રના પાના આવે તેમાથી પોતે કાઈ મેળવતો નથી, પણ પોતાના જ્ઞાનમાં નિમિત્ત સંબંધીનુ પોતાનુ જ્ઞાન કરે છે જ્ઞાનીને બધા નિમિત્તો ગુણમા ઉપકારી થાય રાગની દિશા બદલતા રજકણની દિશા બદલી એમ જોગાનુજોગ બાહ્યના સયોગો ઉપકારી જ થાય. એવો સહજ સ્વભાવે નિમિત્ત નૈમિત્તિક સબંધ છે પણ હું આમ કરૂ છુ માટે આમ થાય છે, હાથ પગ ચલાવુ છુ માટે ચાલે છે એમ નથી નિમિત્તનૈમિત્તિક સ્વતંત્ર સબંધ છે રાગની દિશા બદલતા દેવ, ગુરૂ, ધર્મની ભક્તિ શાસ્ત્ર વાચન, શ્રવણ સ્વાધ્યાય વગેરેના સહજ નિમિત્ત બની રહે છે; તે અપેક્ષાએ ધર્માત્માને પરમાણુ અને પ્રારબ્ધ બદલાઈ જાય છે બાહ્યના

સંયોગો પણ અનુકૂળ હોય. સ્વાધીન રમત બધી ચૈતન્યમાં જ છે. ભગવાન આત્મા રાગવડે કે જ્ઞાનવડે કાંઈ જડની ક્રિયા કરે એમ કદિ સંભવતું નથી. જ્યાં પુરૂષાર્થ પ્રગટ્યો ત્યાં ઘાતીકર્મ તો પલટી જાય છે. નોકર્મની ક્રિયા પણ ઘણા ભાગે જોગાનુજોગ શુભ જોગમાં હોય છે. છતાં કદાપિ બહારની સરખાઈ ન દેખાય તો અંદરમાં (ભાવમાં) સરખાઈ હોય જ; અને સત્સમાગમ, સત્સાધન, પરમાર્થને પામવાનાં જે સાચાં નિમિત્ત, ગુરુ આજ્ઞા પાલન, સત્ શાસ્ત્રનો વિનય, બહુમાન તથા ગુણભક્તિ હોય જ. જે જીવ પુરૂષાર્થહીન હોય છે સત્સાધનને નિષેધે છે. તે સત્થી વિમુખ રહી સ્વચ્છંદમાં રખડે છે તેથી કહ્યું છે કેઃ–“ પામે નહિ સિદ્ધત્વને, રહે ભ્રાંતિમાં સ્થિત. ” પોતાના નિજ ગુણને નહિ પામતો થકો તે ભ્રાંતિમાં વર્તે છે. દેવ, ગુરુ, ધર્મના સાધનનો આદર છોડી દઈને તે સ્વચ્છંદમાં પ્રવર્તે છે; તે ભ્રમણાને ઘુંટશે; અને જે કંઇ વિચારશે તે અજ્ઞાનમાં જ ખતવશે. શાસ્ત્રમાં આત્મા અકારક સ્વાધીન કહ્યો છે, તે દ્રવ્ય સ્વભાવને ઓળખાવવા માટે છે. એક દ્રવ્ય બીજા દ્રવ્યને આધીન નથી, તે વાત સાચી જ છે; પણ તેથી જે ઉપકારી નિમિત્તો છે તેનો નિષેધ કરવો એવું કયા શાસ્ત્રમાં કહ્યું છે? શાસ્ત્રમાં તેનો નિષેધ નથી. માટે સાચા દેવ ગુરુ ધર્મને અવલંબી, આત્માના નિજગુણવડે પોતાના સાચા ઉપાદાનને સન્મુખ કરવું, અને પુરૂષાર્થ રહિત ન થવું, એવો શાસ્ત્રકારનો કહેલો પરમાર્થ છે. પરમાર્થ અને વ્યવહાર જ્યાં જેમ છે ત્યાં તેમ સમજ્યા વિના મોક્ષમાર્ગજ નથી. નિશ્ચય વ્યવહાર, સાધન સાધ્ય, પુરૂષાર્થ અને પરમાર્થ, ઉપાદાન નિમિત્ત તથા ભેદ અભેદ, કારણ કાર્ય જેમ છે તેમ કહી ત્રણકાળના જ્ઞાનની ( મોક્ષમાર્ગની ) સંધિ ગાથા ૧૩૪ માં મૂકી. ગાથા ૧૩૫ માં શક્તિ અને વ્યક્તિ એટલે દ્રવ્ય અને પર્યાયની સંધિ કહી; આ ગાથામાં ઉપાદાન અને નિમિત્તની સંધિ મૂકી છે. અહીં ૧૩૬ મી ગાથામાં સાચા નિમિત્તનો વિવેક અને વિનય સમજાવ્યો કે સમ્યગ્દૃષ્ટિ ધર્માત્મા હોય તે સાચા દેવ ગુરુનો વિનય ગુરુ આજ્ઞાનું અવલંબન લે છે. શાસ્ત્રમાં કોઈવાર એમ પણ આવે કે પૂર્વે અનંતવાર જ્ઞાની મળ્યા છતાં કલ્યાણ થયું નહિ. એવું સાંભળીને કોઇ એમ એકાંત માને કે અંદરથી ગુરૂગમ આવશે માટે

સદ્દગુરુ તથા સત્ શાસ્ત્ર આદિની જરૂર નથી તો તે બનાવટ નથી. મહા સમર્થ આચાર્યવર નેમિચંદ્ર સિદ્ધાંત ચક્રવર્તી ગોમટસાર ગ્રંથ મહાગ્રંથને પૂર્ણ કરતા કહે છે કે "ધન્યગુરુ ! હે ગુરુ ! તમારા રૂપ મંત્રથી ભવનો પાર આવી ગયા તમારા ચરણકમળની સેવાથી આ ભવનો અંત દેખાયો છે, તે બધી આપની ચરણ સેવાનું ફળ છે." પોતે આચાર્ય હતા, જ્ઞાનમળથી ભરેલા નગ્ન નિર્ગ્રંથ મુનિ હતા છતાં સદ્દગુરુનું બહુમાન કરી કહે છે કે—જેમ સાગ ફળ પામ્યા તે ઝાડનું નરજ છે, તેમ શાસ્ત્ર રચનામાં જે કંઈ મહત્તા ગીરાશ આવી હોય તો તે શ્રી ગુરુનો પ્રતાપ છે પંચમકાળમાં પણ તે એમનતારી થઈ ગયા અને વર્તમાનકાળમાં પણ એજ સનાતન જૈન શાસન વર્તે છે માટે જેને આત્મધર્મની રુચિ છે, તેણે નિવૃત્તિ લઈ ને સત્સમાગમ તથા દેવ, ગુરુ, ધર્મ અને શાસનની ભક્તિ કરવી જ સંસારની હોશ કરનારા લાખી વર્ષે લગ્નના મંડપ નાખે છે, મંડપને શણગારીને લાગી લાગી હોશ પૂરી કરવા મથે છે તો પછી આતો લોકોત્તર વિનય એટલે મોક્ષની હોશ કરનારા ધર્માત્મા, અંતરની રુચિથી દેવ ગુરુ ધર્મની ભક્તિ લાવો કાળ રહે તે જ કહેછે કે કોઈ કહે તમે નિમિત્તના આશ્રય ઉપર બહુ જોર આપો છો, તો તેમ અર્થ થતો નથી દેવ, ગુરુ, ધર્મ એ ત્રણે વીતરાગ સ્વરૂપ નિર્દોષ છે તેનો સ્વીકાર કરનાર તથા તે દષ્ટ નિમિત્તની અસર લેનાર તો ધર્માત્માજ હોઈ શકે જિનપદ તેજ નિજપદ છે, એના જેવું રૂડું બીજું શું હોઈ શકે ? સત્દેવ, સદ્દગુરુ, સદ્ધર્મ નિમિત્તપણે છે, અને નિશ્ચયથી ઉપાદાન પોતે પણ છે તેનો વિવેક જ્ઞાની સમજે છે પ્રથમ જે વિકલ્પ રૂપે, રાગરૂપે, વિનય હતો તે વિકલ્પ તુટીને નિર્વિકલ્પનું, નિરુપ રહિત સરાગ જ્ઞાન રહી ગયું લોકોત્તર વિનય (પરમાર્થ) છે વીતરાગને સ્વીકારે તે વીતરાગ થાય પ્રભુનો ભક્ત સ્વયં પરમાત્મા થઈ જાય

"ઉપાદાનનો ભાન લઈ એ જે તજે નિમિત્ત,
પામે તે સિદ્ધત્વને, ન રહે સંસારમાં સ્થિત"

નિમિત્તનો વિકલ્પ તુટી જાય અને સ્વભાવમાં નિર્વિકલ્પદશામાં સ્થિર થઈ જાય ત્યાં શુભ વિકલ્પનો પણ અવકાશ નથી ૧૩૬

તા. ૨૬—૧૧—૩૯

જે જ્ઞાનની માત્ર વાતો કરે છે તે જ્ઞાનીના ( પોતાના ) દ્રોહી છે એમ કહે છે:—

મુખથી જ્ઞાન કથે અને, અંતર છૂટ્યો ન મોહ;
તે પામર પ્રાણી કરે, માત્ર જ્ઞાનીનો દ્રોહ. ૧૩૭.

ઉપાદાનનું માત્ર નામ લઈ જે દેવગુરુ ધર્મના નિમિત્ત છોડી પુરુષાર્થ રહિત થઈ સ્વચ્છંદમાં વર્તે છે, તે બંધપણું પામીને ભ્રાંતિમાં વર્ત્યા કરે છે. તે શાંતિ નહિ પામે. તેમ સત્સાધન પણ નહિ પામે.

ખરી રીતે ગાથા ૧૩૮ તથા ૧૦૮ માં વહેવારથી સમકીતિના લક્ષણ કહ્યાં છે. તે લક્ષણો શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્થા એમ બીજાં શાસ્ત્રોમાં કહેલ છે સત્પુરૂષની આજ્ઞા તે આસ્થા એમ આણી લીધું છે. અને "સમજ્યે જિન સ્વરૂપ." એમ કહ્યું છે તે બદલે "શમ" કષાયની મંદતા, સમભાવ એમ કહ્યું છે "સંવેગ" ને બદલે શુદ્ધાત્મા સિવાય બીજું કાંઈ જોઈતું નથી. અને "નિર્વેદ" ને બદલે ભવનો ખેદ એમ કહ્યું છે. સંસારના ભવનો જે વેગ છે તેનો પ્રતિપક્ષી નિર્વેદ વૈરાગ્ય ભાવ છે.

"અનુકંપા"=નિર્વૈરબુદ્ધિ.

"આસ્થા"=સાચા દેવ, ગુરુ, ધર્મની શ્રદ્ધા.

ઉપર કહેલા ગુણો જેનામાં ન હોય, અને સાચા નિમિત્તનો વિરોધ કરે તે સત્માર્ગથી દૂર છે.

મુખથી નિશ્ચયના વાક્યો કહે કે આત્મા અવસ્થાએ પણ અસંગ મુક્ત શુદ્ધ જ છે, અને અંતરથી પોતાનેજ મોહ છૂટયો નથી, પર પદાર્થમાં સુખબુદ્ધિ રહે છે, શુભાશુભ ભાવ, વિષય કષાય, રાગાદિને પોતાના માને છે તેને અંતરમાં ભ્રમણા ટળી નથી. તે પામર પ્રાણી માત્ર જ્ઞાનીનો દ્રોહ કરે છે. પુરૂષાર્થહીન થઇને સાચા માર્ગથી પ્રતિકૂળ રહીને, પોતાને જ્ઞાની કહેવરાવવાની કામનાએ સાચા જ્ઞાની પુરૂષોનો દ્રોહ કરે છે; એટલે કે નિશ્ચયથી પોતાનોજ મહા અપરાધ કરે છે.

આત્મજ્ઞાન પ્રગટે નહિ. પુરૂષાર્થ ઉપાડયા વિના કલ્પનાથી પોતાના-વિષે જ્ઞાનીપણું માની લેવું તે સ્વચ્છંદ છે. સર્વજ્ઞ વીતરાગના ધર્મને સમજ્યા વિના જ્ઞાની સામે પેઢી માંડીને તે સાચી પેઢી તોડવા માગે છે. પોતે જ મોહદશામાં વર્તે છે અને જ્ઞાનીપણું માને છે તે ભવવૃદ્ધિ કરે છે; કારણકે જ્ઞાનીને જે રૂપે આત્માનું સ્વરૂપ કહેવું છે તેનાથી પોતે પ્રતિકુળતા સાધે છે, અને કહે છે કે હું જાણું છું, શાસ્ત્રમાં જે લખ્યું છે તેની મને ખબર છે. આમ મનની ધારણાથી મફતમાં જ્ઞાની થવા માગે છે. તે જીવો અનંતજ્ઞાનીનો દ્રોહ કરે છે, એટલેકે પોતાને ઠગે છે. આમ ઘણા પ્રકારે લોકોના દોષ જોઇને નિષ્કારણ કરૂણાથી આ આત્મસિદ્ધિ મુમુક્ષુ આત્માઓ માટે શ્રીમદ્દ લખી છે. તે વખતે તો ઘણા જીવો સાવ સાધારણ હતા. અનુકમ્પાનું લક્ષણ એવું છે કે:–કોઈ મહા પાપી હોય અથવા કોઈ ગમે તેવો મૂર્ખ હોય છતાં મુમુક્ષુએ તે પ્રત્યે નિર્વૈરબુદ્ધિ રાખવી જોઇએ. પોતે વિચારે કે હું પણ પૂર્વે તીવ્ર મોહદશામાં હતો, ત્યારે મોટો અપરાધી અને મૂર્ખ હતો એમ વિચારીને બધા પ્રાણી પ્રત્યે સમભાવ રાખે. રાગદ્વેષ ન કરે. હું જ્ઞાન છું એવું માન્યું ત્યાં જ્ઞાનની ધીરજ ટકાવવાનું બળ સાથેજ હોય. ૧૩૭.

દયા, શાંતિ, સમતા, ક્ષમા, સત્ય, ત્યાગ, વૈરાગ્ય;
હોય મુમુક્ષુ ઘટવિષે, એહ સદાય સુજાગ્ય. ૧૩૮.

જેને મોક્ષની અભિલાષા છે તે મુમુક્ષુ આત્મા સદાય સુજાગ્ય રહે છે. ભાન થયે જ્ઞાતા દ્રષ્ટામાં સદાય જાગૃત પુરૂષાર્થ કરે છે; અને જે જિજ્ઞાસુ છે તે સત્‌ની પ્રાપ્તિ માટે સત્સમાગમ, મનન, ચિંતવન કરવામાં સદાય જાગૃત રહે છે. જ્ઞાની ધર્માત્મા કે જિજ્ઞાસુ ગમે તે હો બધા મુમુક્ષુ કહી શકાય. તે બધામાં આ બધા ગુણો હોવા જોઇએ. જેનામાં આ ગુણો નથી તેમાં મુમુક્ષુતા નથી. દયા, શાંતિ, અંદરની સમતા,–અકષાય કરૂણા અને ક્ષમા સત્ય ત્યાગ વૈરાગ્ય, પ્રથમ 'ચિત્તમાં' તે ગુણો કહ્યા હતા અહીં "ઘટમાં" કહ્યું છે. બાહ્યથી ત્યાગ વૈરાગ્ય દેખાય એ તો અઘાતી કર્મની પ્રકૃતિનો ઉદય છે. અંદરમાં (જ્ઞાનમાં) પુરૂષાર્થ સહિત ત્યાગ વૈરાગ્ય હોય તે ખરો

ત્યાગ વૈરાગ્ય છે. મુમુક્ષુ આત્માને પાપી પ્રત્યે દયા વર્તે છે. કારણ કે તે જીવો ભાવીમાં દુર્ગતિમાં નરક નિગોદમાં જશે. તેથી તેનો વચલો કાળ કાઢી નાખો તો, વર્તમાનમાં જ તેને ભયંકર નારકીનાં દુઃખ ભોગવતા જોઇને જ્ઞાનીને તેની અનુકમ્પા આવે છે. અરે! તારા આત્માનું શું થશે? તારા દુઃખ દેખનારને દયા આવશે. મુમુક્ષુને અંતરમાં દયા હોય, પાપીઓ દેખાય તે પ્રત્યે દ્વેષ ન હોય. અંતરમાં અધીરજ થવી ન જોઇએ. 'શમતા' એટલે અંતરમાં ક્ષોભ ન થવો જોઇએ. અનુકુળતાનો રાગ અને પ્રતિકુળતાનો દ્વેષ જ્ઞાનીને અંતરમાં નથી. લક્ષ શાંતિ સ્વભાવનું છે તેની સંભાળ રાખે છે. ક્ષમા એટલે કોઇ અગવડતા દેવા આવે, પોતે નિર્દોષ હોય છતાં કોઇ અપયશ આદિ અશુભ નામ કર્મના ઉદયથી આ દેહનું અપમાન કરે, તેને દુઃખ ન ગણે, તે સર્વ પ્રત્યે ક્ષમા છે જ્ઞાનીને દોષ દૃષ્ટિ જ નથી. પોતાના દોષ ટાળવા નહિ અને પારકા દોષ જોવા એ મહા દોષ છે. સત્ય એટલે આત્મા તેને પામવા માટે જેને વ્યવહાર સત્ય પણ ન હોય, તથા સતનું વલણ પણ ન હોય તે તદ્દન નિર્દોષ પરમ સત્યની પ્રતીત લક્ષ અને અનુભવ કેમ કરી શકશે? ધર્મના નામે એક જુઠાણું નભાવવા માટે લાખ જુઠાણા ઘણા જીવો ઉભાં કરે છે, અને તે રીતે અનંત અધર્મની પરંપરા વધારે છે. પણ જેને અંતરમાં સતનો આદર છે તેને વ્યવહાર સત્ય, પ્રમાણિકતાનો આદર હોય જ. ત્યાગ એટલે આસક્તિની ઓછાશ, રાગ દ્વેષ અને કુસંગનો ત્યાગ થતાં પુરૂષાર્થ સહિત વૈરાગ્યદશા (સંસારથી ઉદાસીનતા) હોય જ; આ બધા લક્ષણો કારણ છે અને સમ્યગ્દર્શન કાર્ય છે. કોઈ કહે કે અમે ઘણું કર્યું, આખો દિવસ અમારે શું કરવું? પણ તે સાચું નથી. મુમુક્ષુના હૃદયમાં સદાય નિરંતર આવા ગુણો જાગૃત હોય હું અશરીરી જ્ઞાનમાત્ર છું તેના સંભાળનો પુરૂષાર્થ કર્યાજ કરે. વળી ઘણા લોકો દિનરાત અસત્ સમાગમનો રાગ અને તેનાં નિમિત્ત વેપારધંધા આદિમાં રાચી રહે છે અને એકાદ કલાક નિવૃત્તિ લઇ શાસ્ત્ર વાંચે અને સંભારે કે હું આત્મા છું પણ તેથી શું? આત્મધર્મની રૂચિવાળાને સળંગ જ્ઞાન અને પોતાની શાન્તિની સંભાળ સતત રહેવી જોઇએ. ઘરધંધાના અસત્ રાગની દિશા બદલી સત્-

સમાગમનું ખાસ વલણ અને તેમાંજ સતત્ ઉત્સાહ રહેવો જોઇએ એ મુમુક્ષુનું લક્ષણ છે. ૧૩૮.

જ્ઞાનીની દશા કેવી હોય તે હવે કહે છે:—

મોહભાવ ક્ષય હોય જ્યાં, અથવા હોય પ્રશાંત;
તે કહીએ જ્ઞાનીદશા, બાકી કહીએ ભ્રાંત. ૧૩૯.

આ પદમાં પ્રથમ દર્શન મોહનાક્ષયની વાત બતાવી, એથી એમાં શ્રીમદ્દનું એકાવતારીપણું, અપ્રતિહત જેવો બળવાન પુરૂષાર્થ અને સ્વરૂપની જાગૃતિની ઝલક દેખાય છે. મોહભાવનો જ્યાં ક્ષય હોય અથવા મોહદશા બહુ ક્ષીણ થઇ હોય ત્યાં જ્ઞાનીદશા કહેવાય. બાકી તો જેણે પોતામાં જ્ઞાન માની લીધું છે તેને ભ્રાંતિ કહીએ. પ્રથમ મુમુક્ષુદશાનું વર્ણન કર્યું અને અહીં જ્ઞાનીદશાનું વર્ણન કર્યું. ૧૩૯.

જ્ઞાનીદશાનું વિશેષ વર્ણન કરે છે:—

સકળ જગત્ તે એઠવત્, અથવા સ્વપ્નસમાન;
તે કહીએ જ્ઞાનીદશા, બાકી વાચાજ્ઞાન. ૧૪૦.

ગુજરાતી ભાષામાં આત્મસિદ્ધિની અપૂર્વ ઘટના કરી છે. બધાના ઘરમાં આનો પ્રચાર થવો જોઇએ. જે કહેવાયું છે તે ઘણા જીવોને ઉપકારનું નિમિત્ત થાય એવું સરલ છે. ભાદરવા સુદી ૭ થી આનું વ્યાખ્યાન શરૂ કર્યું છે; તેને આજે ૭૨ દિવસ થયા છે. આમાં નિષ્પક્ષપાતપણે બધું કહેવાયું છે. લોકો મધ્યસ્થ થઇને વિચારપૂર્વક વારંવાર આનું ઘોલન કરે તો તેને આત્મખ્યાતિ (આત્મસિદ્ધિ) થયા વિના ન રહે. ઉત્તમ ભોજનથી ભરેલા મિષ્ટાન્ન પકવાનના થાળ મળે અને ભૂખ્યો રહે તે જીવ દુર્ભાગ્ય છે. ઘણા પ્રકારે કહેવાયું છે કુળધર્મનો આગ્રહ વગેરે ઘણા વિરોધ ટાળીને અવિરોધ તત્ત્વને સમજવાની આ અપૂર્વ રચના બની છે. આમાં સહેલી ભાષામાં વિસ્તારથી ઘણું કહેવાયું છે, કોઇ ધર્મી પુણ્યવંત આત્માર્થી જીવોના ભાગ્યમાટે આ અપૂર્વ યોગ છે. પણ જો જાતે પુરૂષાર્થ ન કરે અને પ્રમાદ કરે, સંસારનો પ્રેમ ન ટાળે, અને તત્ત્વનો વિચાર, અભ્યાસ, મનન ન કરે તો તે જીવ દુર્ભાગ્ય છે; એટલેકે સાચા સુખનો અર્થી નથી. આ

આત્મસિદ્ધિની રચના મધ્યસ્થપણે રહી મોક્ષમાર્ગને ઉદ્દેશીને તથા શુષ્કજ્ઞાની અને ક્રિયાકાંડી બેઉને સમજાવવા માટે કહી છે.

હવે કહે છે કે આત્માર્થી ધર્માત્માને કેવો વૈરાગ્ય હોય? તે સકળ જગતને એઠવત્ અથવા સ્વપ્નસમાન જાણી નિર્મમ રહે છે. અસંગપણે જાણે કે આત્મા અનાદિ અનંત છે, તેમાં આઠ કર્મની પ્રકૃતિ તેના અનંતા રજકણ (પરમાણુંઓ) અનંતવાર દેહપણે, કાર્મણ શરીરરૂપે એક આકાશ ક્ષેત્રમાં આ આત્મા પાસે આવી ગયા. હવે દેહ અને સુંદર દેખાતાં રજકણો જે દેવના ભવ વગેરેને રાગવડે દેખ્યા છે, ભોગવ્યા છે. અને તેમાં સુખ દુ:ખની મિથ્યા કલ્પના કરીને તેને પોતાનાં માન્યાં છે. તેમાં ચૈતન્ય ગુણ નથી પણ તે અશુચિમય છે. ચૈતન્યની શાંતિના યોગ આગળ એ બધા પુણ્ય પાપના સંયોગો, દેહાદિ પરદ્રવ્ય, સર્વ સંયોગાદિ પુદ્ગલ તે એઠવત્ છે, અશુચિમય છે, તેના સંગથી પરાધીનતા છે, ઉપાધિ છે, દુ:ખ છે. પુણ્ય હો કે પાપ હો બેઉ બંધન છે. જ્ઞાની ધર્માત્મા આત્મજ્ઞાનવડે સંસારથી એટલેકે પુણ્યપાપના સંયોગથી વૈરાગ્ય પામીને સંતોષ ચંદ્રોદયનું પાન કરે છે; અને સમસ્ત શુભ અશુભ પ્રકૃતિનો મેલ ટાળીને તેનાથી મુક્ત થાય છે, અને નિરાકુળ શાંતિ અનહદ આનંદને (પોતાનો પરમ આનંદ સ્વાધીન શાશ્વત સુખને) ભોગવે છે; અને પુણ્યાદિને વિષ્ટા જાણી તેનો અંતરથી ત્યાગ કરે છે; જેમ મનુષ્ય અનાજ ખાય તે જઠરમાં પાકીને વિષ્ટા થાય, જેને મનુષ્ય ત્યાગ કરે છે તેને ભુંડ ગ્રહણ કરે છે. તેમ જ્ઞાની પુણ્યને હેય સમજે છે, ત્યારે અજ્ઞાની તેને આદરણીય માને છે. માટે તે અશુચિમય વસ્તુ, પુદ્ગલના વિકાર જાણીને સંસારની મોહદશાને ભવ્ય જીવો છોડો. અનંત જ્ઞાનીઓ પણ એજ કહે છે. તેનો ઉપાય આત્માની સાચી સમજણ છે, કોઈ બીજો ઉપાય નથી. "અપૂર્વ અવસરમાં" કહ્યું છે કે "રજકણ કે રિદ્ધિ વૈમાનિક દેવની સર્વે માન્યા પુદ્ગલ એક સ્વભાવ જો." એમ મુમુક્ષુ આત્માર્થી પુણ્યને પણ ન ઇચ્છે. સડેલો કાળો શ્વાન હોય, તેના શરીરમાં અનંતી ચેળ અને મળમેલ ભર્યાં હોય તેના ઉપર દ્વેષ કે ગ્લાની ન કરે. અને ઇંદ્રાણી જેવાં સુંદરરૂપ પુણ્યની પુતળી

જેવી સ્ત્રીઓ દેખાય છતાં તેમાં રાગ ન કરે. તે બન્નેમાં રાગદ્વેષ કે અંતર ક્ષોભ ન થાય. એ બેઉ સરખાં છે, એકજ જાતના જડ પરમાણુની રચના છે. ક્ષણમાં તે સડેલા કુતરાના રજકણો ગુલાબના ફુલની સુગંધરૂપે થઇ જાય છે અને સુંદર સુગંધી રૂપવાળા રજકણો મળમેલરૂપે થઇ જાય છે. માટે હે ચેતન ? તારી પરમ સુંદરતાનો મહિમા ભૂલીને (અનાદર કરીને) અશુચિમય પુદ્ગલ પરમાણમાં મોહ કેમ થાય છે? આત્મા પૂર્ણ જ્ઞાનઘન પવિત્ર છે તેને પુણ્યના સાધનવાળો માનવો, તેનાથી સુખી માનવો તે ભૂલ છે. ભગવાનનો ભક્ત પ્રીતિથી પુણ્યરૂપ વિષ્ટા કેમ ચુંથે? જ્ઞાની ધર્માત્મા પરભાવની ઉપાધિને ઇચ્છે નહિ; છતાં પૂર્વ પ્રારબ્ધના યોગે બહારથી ક્રિયા દેખાય પણ તેમાં તેને રૂચિ નથી. ચક્રવર્તી જેવા ધર્માત્માને હજારો સ્ત્રી, રાજ્ય વગેરેનો યોગ બહારથી દેખાય છતાં તે મહા વૈરાગ્યવંત છે. સંસારથી છુટવાનો ઉપાય કરે છે. જેમ કચરાના ઉકરડા ઉપર વિષ્ટા અને ગુલાબના પુષ્પના ઢગલા સરખા છે; તેમ જ્ઞાની અંતરમાં તે સકળ જગતને એઠવત્ માને છે, અને મોક્ષમાર્ગમાં વર્તે છે. માટે સમસ્ત જગત જેણે એઠવત્ જાણ્યું છે, તે વમેલું કેમ ખાય? એ રજકણોનો સંયોગ શુભાશુભ વિકારી અવસ્થાપણે અનંતવાર આત્મપ્રદેશે આવી ગયા છતાં તે તારા થયા નથી. તે માત્ર ઉપાધિ દુઃખફળ દેવાવાળા છે. જગતમાં સંસાર એકાંત દુઃખે કરીને બળી જળી રહ્યો છે. આ ભયંકર સંસારનો ત્રાસ (ભવનો ભય) જેના કાળજામાં લાગ્યો છે તેને સંસારનું પરમાણું માત્ર કેમ ગોઠે? અનિત્ય એવો સંસાર કેવળ દુઃખમય છે. દુઃખ પરના કારણે નથી, પણ પોતામાં ભૂલવાળી માન્યતારૂપ પોતાનું અજ્ઞાન એજ દુઃખ (સંસાર) છે. સંસાર સ્વપ્ના સમાન છે; તે અસાર સ્વપ્નવત્ ક્ષણિક જગત, જ્ઞાનીના જ્ઞાનમાં ઉદાસીન ભાવે દેખાય, તે જ્ઞાનીનીદશા છે. બાકી તો કથનમાત્ર જ્ઞાન ધારણા છે. ૧૪૦.

હવે મોક્ષ કોણ પામે તે કહે છે:—

> સ્થાનક પાંચ વિચારીને, છઠ્ઠે વર્તે જેહ,
> પામે સ્થાનક પાંચમું, એમાં નહિ સંદેહ. ૧૪૧.

આત્મા છે, નિત્ય છે, અજ્ઞાનભાવે રાગદ્વેષનો કર્તા અને હર્ષ શોકનો ભોક્તા છે, અને સ્વભાવના ભાનમાં નિર્દોષ જ્ઞાનનો કર્તા અને શાંતિ, સુખ, સહજ આનંદનો ભોક્તા છે. મોક્ષ છે, એમ યથાર્થ

ન્યાયથી એ પાંચે સ્થાનક વિચારીને જે છઠ્ઠે વર્તે તે પાંચમું સ્થાનક (મોક્ષ) પામે. અંતર વિચાર એજ જ્ઞાનની ક્રિયા છે, એ અંતરનું સાધન છે. ઘણા ઠેકાણે ગૂઢ રીતિથી "વિચાર" શબ્દ શ્રીમદે જણાવ્યો છે. "કર [૧]વિચાર તો પામ," "ઔષધ [૨]વિચાર ધ્યાન," "અંતર [૩]વિચાર," "[૪]વિચારવા આત્માર્થીને," "એમ [૫]વિચારી અંતરે," "તે બોધે [૬]સુવિચારણા," "જ્યાં પ્રગટે [૭]સુવિચારણા," "ઉપજે તે [૮]સુવિચારણા," "જુઓ [૯]વિચારી મર્મ," "પૂછયાં કરી [૧૦]વિચાર," "[૧૧]વિચારતાં વિસ્તારથી સંશય રહે ન કાંઇ," એ આદિ પ્રકારે વિચારદશા કહી છે. વિચાર એ અંતરની ક્રિયા છે, તે મન, વાણી, દેહની ક્રિયાથી પર છે. જે વિચારમાં રાગનો ભાગ જ્ઞાનવડે જુદો કરીને તત્ત્વ મનન થાય, તે જ્ઞાનની ક્રિયા છે. અહીં સુવિચાર દશાની વાત કહી છે; માટે જ્ઞાનીના એકેક વાકય ઉપર ખૂબ વિચાર કરવો. વિચાર વિના માર્ગ હાથ આવે તેમ નથી. વિશાળ બુદ્ધિ, અને મધ્યસ્થતાવડે પરીક્ષા કરવી. અનંતજ્ઞાનીઓએ કહ્યું અને કહે તે તો તેનું રહ્યું, પણ તારૂં સત્ત્વ તારી પાસે છે માટે જાતે વિચાર કરવાનો છે, કોઇના આશીર્વાદથી કલ્યાણ થતું નથી. અનંતજ્ઞાની થઇ ગયા તેમને ઘણા જીવોનો ઉદ્ધાર કરવાની વૃત્તિ હતી; છતાં કોઇ પરદ્રવ્યને પરિણમાવવાનું (પલટાવવાનું) સમજાવવાનું જ્ઞાનીમાં પણ સામર્થ્ય નથી. સામો જીવ તૈયાર થઇને પાત્રતા લાવે તો જ્ઞાની નિમિત્ત થાય. દરેક આત્મા સ્વતંત્ર છે, પરથી નિરાળો છે. માટે 'સ્વ અને પર વસ્તુને યથાર્થપણે જાણવી પડશે, તેની અનેક ન્યાયથી સિદ્ધિ (નિર્ણય પ્રમાણ), કરવી પડશે. વસ્તુ સ્વભાવ જેમ છે તેમ સમજ્યા વિના સાચા નિમિત્ત મળ્યે પણ શો ઉપકાર થાય? માટે પ્રથમ શાસ્ત્ર વાંચન, મનન અને સત્સમાગમવડે આ-માનો વિચાર કરવો. તેનો વિચાર નહિ કરે તે આત્મા નહિ પામે. જ્ઞાની પુરૂષો કહી ગયા છે તે જ શ્રીમદ્ આત્મસિદ્ધિમાં કહ્યું છે કે કર વિચાર તો પામ.' શાસ્ત્રમાં જે આજ્ઞા સમકિત કહ્યું છે તે વ્યવહાર વચન છે. આજ્ઞાપ્રધાન કરતાં પરીક્ષાપ્રધાન–નિર્ણયપ્રધાન ખાસ ામનો છે. માટે નિત્ય સત્સમાગમ અને તત્ત્વની ભાવના વધાવી અને વસ્તુ તત્ત્વનો યથાર્થ નિર્ણય કરવો. શ્રી સર્વજ્ઞ ભગવાન હે છે કે આજ્ઞા એ ધર્મ છે, આજ્ઞા એજ તપ છે. આજ્ઞા એ

જ અમારો ધર્મ એ ઉત્તમ વાત જગતના જીવો માટે કહી છે. પણ એ આજ્ઞા કેવી છે તે જાણ્યા વિના સાધકને તે આજ્ઞા લાગુ પડતી નથી. સર્વજ્ઞ વીતરાગ પરમાત્માને ઓળખ્યા વિના તેની જાતના અનુભવની મેળવણી કોની સાથે થાય? જ્ઞાનીના શબ્દો અને ભાવ જ્ઞાની પાસે રહ્યા. માટે વાચકની પાછળ વાચ્ય શું છે તે સમજવાની મહેનત જાતે કરવી જોઇએ. એકલી વાણીને ન વિચારો, પણ વીતરાગ પ્રભુને શું કહેવું છે તે ભાવ વિચારો. સર્વજ્ઞ વીતરાગની વાણી, ભાવવચન, વાચ્ય શું છે તેનો ઊંડાણથી નિર્ણય કરો તો સાચી શ્રદ્ધા, સમ્યગ્દર્શન પ્રગટ થવાનું જ. માટે અહીં કહ્યું છે કે "સ્થાનક પાંચ વિચારીને, છઠ્ઠે વર્તે જેહ, પામે સ્થાનક પાંચમું, એમાં નહિ સંદેહ." બધું પોતાની ઉપર નાખ્યું છે, અને કહ્યું છે કે જે નિશ્ચય રત્નત્રયમાં વર્તે તેજ અનંત સુખસ્વરૂપ મોક્ષપદને પામે. જાતે વિચારી જો; તુંજ નિર્ણય કરીને અંતરમાંથી સાક્ષી લાવ, નિઃસંદેહ જાતનો નિર્ણય લાવ. નિર્ણય સ્વરૂપ સમ્યગ્દર્શન થતાં "છઠ્ઠે વર્તે જેહ" એટલેકે જે કોઇ પાંચ સ્થાનકને વિચારીને મોક્ષ ઉપાયમાં (સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રમાં) વર્તે તે સાધક સ્વભાવ છે. "જે વર્તે તે પામે" સાચા દેવગુરુની પ્રતીત, શ્રી અરિહંતે બતાવ્યો જે માર્ગ તે માર્ગ શું છે, તે માની (સ્વીકારી) સમજીને તેમાં વર્તવાનું આત્માર્થી સાધકને પોતાને છે, માર્ગ કાપવો પોતાને છે. રાગ રહિત શુદ્ધ સ્વચતુષ્ટયમાં (સ્વદ્રવ્ય, સ્વક્ષેત્ર, સ્વકાળ, સ્વભાવમાં) સ્થિત, આત્મા જેવો છે તેવો અવિરોધ વિધિથી બતાવ્યો, પણ જે યથાર્થ વિચારપૂર્વક સમ્યક્દર્શનજ્ઞાન ચારિત્ર સ્વરૂપ મોક્ષમાર્ગમાં અવિરોધપણે વર્તશે તે શુદ્ધ આત્માને પામશે. "એક હોય ત્રણ કાળમાં પરમારથનો પંથ પ્રેરે તે પરમાર્થને તે વ્યવહાર સમંત." જે જાતનો નિશ્ચય પરમાર્થ છે તેજ જાતનો પુરૂષાર્થરૂપ વ્યવહાર તેજ મોક્ષમાર્ગ છે. ત્રણ કાળના જ્ઞાનીઓએ જે નિઃસંદેહમાર્ગ બતાવ્યો છે તે નિઃસંદેહતાથી મોક્ષમાર્ગમાં વર્તે તે પરમાર્થને પામે છે. ૧૪૧.

હવે અંતિમ મંગળ કહે છે:—

દેહ છતાં જેની દશા, વર્ત્તે દેહાતીત;
તે જ્ઞાનીનાં ચરણમાં, હો! વંદન અગણિત. ૧૪૨.

'અગણિત' શબ્દ કહીને મહા મંગળિક કર્યું છે. છઠ્ઠો અને ઉત્કૃષ્ટ દેહ છતાં સર્વજ્ઞ વીતરાગદેવની અંતરદશા પૂર્ણ શુદ્ધ છે, તેથી તે દેહાતીત છે. નીચલી ભૂમિકામાં સમ્યગ્દર્શન હોય ત્યાં અંતરંગ અભિપ્રાયથી જ્ઞાનદશા વર્તે છે સમ્યગ્દર્શન થતાં એક ન્યાયે (ભાવી નયથી) દૃષ્ટિએ મોક્ષ થયો એમ પણ કહી શકાય. પૂર્ણ શુદ્ધ અસંગ આત્મતત્ત્વ કેવું, કેવડું, કેમ પ્રાપ્ત થાય, કેટલું બાકી તે બધું ખ્યાલમાં આવી ગયું. પૂર્વ પ્રારબ્ધ યોગથી જેને દેહ વર્તે છે, પણ તે દેહથી અતીત એટલે ભાવકર્મ; દ્રવ્યકર્મ-તથા નોકર્મની કલ્પનાથી રહિત કેવળ શુદ્ધ આત્મામય જેની દશા વર્તે છે તે જ્ઞાની પુરૂષના ચરણમાં અગણિત વંદન હો. જેમ પાણીચા શ્રીફળમાં કાચલી સાથે ગોળો ચોટેલો દેખાતો હતો, તેનો રસ ચીકાશ સુકાતાં તે ગડગડીયું શ્રીફળ થતાં ગોળો તદ્દન છૂટો દેખાય છે, તેમ દેહાત્મ બુદ્ધિથી દેહાદિ રાગદ્વેષમાં પૂર્વે એકતા માની હતી, તે ટાળી જુદાપણું જાણ્યું તે આત્મા દેહાતીત છે. પોતાનું સહજ આત્મસ્વરૂપ શુદ્ધ છે, સ્વાધીન છે, એમ યથાર્થપણે માન્યું તેને રાગદ્વેષની ચીકાશ કેમ હોય. દેહ મારો છે, પુણ્ય પાપ મારાં છે, રાગદ્વેષ મારાં છે એવી કલ્પના પણ જેને નથી; એવી દશાવાળા દેહ હોવા છતાં દેહાતીત પણ કહેવાય. પવિત્ર વીતરાગ સર્વજ્ઞ દેવને 'હો વંદન અગણિત' એ બેહદ અપરિમિત, અમાપ, અનંત અનંત વંદન, દ્રવ્ય અને ભાવ નમસ્કારરૂપ છે. વંદનમાં અનંતનો વિકલ્પ તુટીને, બેહદ અપરિમિત શુદ્ધ સ્વભાવમાં ઠરી જાઉં એ અહીં આશય છે. જેને પૂર્ણ શુદ્ધ સાધ્યદશા પ્રગટ થઇ છે તેવા જ્ઞાનીને વંદન હો 'અગણિત અગણિત' એ રીતે સર્વોત્કૃષ્ટ અપ્રતિહત ભાવનો આદર કરીને મહામંગળિક કર્યું છે. અતિ આદર અનંતગુણનો છે, પૂર્ણ સ્વભાવનો આદર છે, તેમાં અલ્પ પણ અશુભ ભાવનો આદર નથી. જેની હદ નથી એવા પૂર્ણ પવિત્ર અપરિમિત કેવળજ્ઞાનમય અનંતજ્ઞાન, અનંતદર્શન; અનંતસુખ; અનંતવીર્ય છે; તેને પ્રગટ કરવા માટે તે જ્ઞાનીને વંદન ફરી ક્ષાયક કેવળજ્ઞાનને પહોંચવા માટે આ આત્મસિદ્ધિ જયવંતપણાને પ્રાપ્ત થાય છે. ઇતિ

સ મા સ.